: અનુક્રમણિકા :

જેના સંસ્કાર પાથેયે, બની સંતતિ ઉજળી.
બાલુડાં તેમના સૌએ, સમર્પે વેદ-સાર-શ્રી.



पितरौ वन्दे
અનન્તને આંગણે પરવરેલાં
માતા પિતાને
—સપ્રેમ—

રમણિક શાહ
ઈન્દુમતી શાહ

# પુરોવચન

ઉપનિષદો આપણી અધ્યાત્મ વિદ્યા, ધર્મ અને સંસ્કારની અલકનંદારૂપ છે, આપણી જીવન પ્રેરણાનો પ્રારંભિક સ્રોત છે. એમાં રહેલાં સત્યો આજે પણ આપણને, સમસ્ત જગતનાં જીવનને ઉન્નત કરવા દોરી રહ્યાં છે.

ભાઈ નલિન ભટ્ટ ઉપનિષદ્‌ના અભ્યાસી છે. ઉપનિષદ્ ને ગીતાનો સતત પ્રચાર કરે છે અને તેનાં રહસ્યો અર્વાચીન માનસને સરળ થઈ પડે એવી રીતે ઉકેલી શકે છે. એમનું આ પુસ્તક સુવાચ્ય અને સરળ છે. ગુજરાતી વાંચકોને આ પુસ્તક જરૂર ઉપયોગી થશે એવી હું આશા રાખું છું.

ભા. વિ. ભવન,
મુંબઈ-૭.
૧૧-૧૧-૫૭.

કનૈયાલાલ મુનશી



સ્વર્ગસ્થ :
પિતાશ્રી પુરૂષોત્તમદાસ હરકીસનદાસ શાહ.





સ્વર્ગસ્થ :
માતુશ્રી લલિતાબહેન પુરૂષોત્તમદાસ શાહ.

ॐ

## अस्मदीयम्

પ્રસ્થાનત્રયી, ભારતવર્ષના પ્રાણમય વિચારવૈભવની વિજય-કલગી છે. ભારતવર્ષની જુગ જુગ જૂની, કેન્દ્રીય આરાધના અને સાધનાનો પ્રધાનસૂર, સંસારભરમાં સાંસ્કૃતિક વિજય મેળવવો એ છે. ભૌગોલિક સામ્રાજ્યની સ્થાપના અને સંચાલનમાં, માનવમાં રહેલા સૈતાનનો ક્ષણજીવી વિજય જરૂર હશે. પણ એમાં માનવકુલની પ્રગતિ નથી, રૂંધન છે. એમાં માનવમતિનું ગૌરવ નથી, લાઘવ છે. માનવમતિની એ પ્રતિષ્ઠા નથી, કલંક છે. સાંસ્કારિક વિજય જ ચિરંતન અને સાચો વિજય છે.

અને એ દિશામાં ઉપનિષદો, બ્રહ્મસૂત્ર અને ગીતાજી એટલે કે પ્રસ્થાનત્રયીનો ફાળો નાનોસૂનો નથી. પ્રસ્થાનત્રયી તો માનો ભારતની પ્રસુપ્ત કુંડલિની છે. એ જાગૃત થાય તો એના દ્વારા પ્રેરિત થતું સામુદાયિક મહિમામય વર્તન, પ્રચંડ અને અદમ્ય સાંસ્કારિક વિજયબળ પેદા કરે અને પરિણામે આપણો સાંસ્કૃતિક દિગ્વિજય થાય. પશુબળે કે મેલી બુદ્ધિના બળે મેળવેલો દિગ્વિજય એ દિગ્વિજય નથી. હોય તો એ મૃત્યુવિજય છે, જીવનવિજય નથી.

આજે રાજકીય-મંચ, પ્રજાકીય જીવનનો નિયામક અને સંચાલક બન્યો છે. ગઈ કાલે ધર્મ એટલે કે સંસ્કૃતિ દ્વારા રાજકરણનું નિર્માણ, નિયમન અને સંચાલન થતું હતું. આજે રાજકરણ દ્વારા સંસ્કૃતિ, સમાજ અને પ્રજાનું પુનરુત્થાન, નિર્માણ, નિયમન અને સંચાલન થઈ રહ્યું છે. આ યુગપલટો વિસારી ન શકાય. છતાં રાજરંગ પ્રતિપળ તરંગી હોય. એના વેશપલટા થયા જ કરે. એમાં એકરાગિતાની આશા પણ ન રખાય. આથી રાજપ્રકરણના નિત્ય નવા, તરંગચંચલ, પલટાઓ આપણને આપણી યુગયુગની કલ્યાણી સાધના પ્રત્યે બેદરકાર કે અજાગૃત ન રાખે એ જોવું રહ્યું. રાજકરણમાં પણ જે સંત હશે તે જ પ્રજાજીવનમાં ચિરકાળ ટકી રહેશે. "Bread ને બદલે Stone" આપવામાં જે કારમી ક્રૂરતા છે તો "Man shall not live by bread alone" માં રહેલાં સત્યને વિસારવામાં પણ તેવી જ ક્રૂરતા છે. સંસ્કૃતિ જ જો મરે તો જીવનની શી કિંમત?

ભારતીય સંસ્કૃતિ ઘડવામાં ગુજરાતનો ફાળો ઓછો કે નજીવો નથી. છતાં ગુજરાત વેપારલોલુપ જ છે, વિદ્યાવ્યાસંગી નથી આ કાંઈક સત્યગર્ભ મહેણું ટાળવું જોઈએ. ગુજરાતે શ્રી અને સરસ્વતી બન્નેની સાધનામાં અગ્રેસર હોવું ઘટે.

આ સાથે "સંક્ષિપ્ત વેદાન્ત સિદ્ધાન્ત નિરૂપણ" તથા "વ્યાપક વેદાન્ત" ઉપરના દસ લેખો પણ છાપવામાં આવ્યા છે. એ બન્ને મૂળ હિંદીમાં લખાયા છે. મારા એ હિન્દી ગ્રંથોનો અનુવાદ શ્રી માલતી શ્રોફે કર્યો છે. એ લેખોના સમાવેશે પુસ્તક વધારે ઉપયોગી થશે એવી શ્રદ્ધા છે.

સંસ્કૃતિના ક્ષેત્રમાં ગુજરાતનો વિનમ્ર ફાળો આપવાનો આ નમ્રતમ પ્રયત્ન છે. પ્રભુ એનાથી પ્રસન્ન હો એટલી વિનમ્ર પ્રાર્થના!

ભવન્સ કૉલેજ,
મુંબઈ ૭.

નલિન મ. ભટ્ટ

# સંપાદકીય

ઉપનિષત્ સાહિત્ય એ ઋષિઓના આધ્યાત્મિક અનુભવોની સંહિતાઓ છે. ભગવાને સ્વયં અધ્યાત્મવિદ્યાને પોતાની વિભૂતિ તરીકે વર્ણવીને તેનું ગૌરવ ગાયું છે. તો તેથી વિશેષ એવું શું ગૌરવ ગાવું? અગોચરના યાત્રી માટે ઉપનિષત્ સાહિત્ય પથપ્રદર્શક છે. જીવનના ગૂઢ રહસ્યોને ઉકેલનારી એ વિદ્યા છે. એના જેવી પવિત્ર, સ્ફૂર્તિપ્રદ અને પ્રશાન્તિ દેનારી બીજી કોઈ વિદ્યા નથી. જ્ઞાનની પ્રાપ્તિ માટે અદમ્ય ઇચ્છા, સત્યની શોધ માટે ઉત્સાહભર્યો, અથાક પ્રયત્ન અને તેના પરિણામે પરમાનન્દની પ્રાપ્તિનો ઉલ્લાસભર્યો નિઃસંશય ઉલ્લેખ એમાં પાને પાને જોવા મળે છે, ગીતારૂપી દૂધ દેનારી તે કામધેનુ છે. એનાં દૂધ પીનારને જનનીનાં દૂધ દુર્લભ થાય છે એવો ઋષિઓનો કોલ છે.

વિજ્ઞાનના આ યુગમાં વેદાન્તને રખે કોઈ જૂનવાણી વાતો માને. આજે પણ તે નૂતન અને એટલું જ સમાધાન દેનારું છે. સાચું જોતાં વેદાન્ત અને વિજ્ઞાન વચ્ચે કશો વિરોધ જ નથી. બન્ને સત્યની શોધમાં દત્તચિત્ત છે. સત્યને સમર્પી કૃતાર્થ થનારાં એ બન્ને જીવનને ધન્ય કરે છે. ફેર ફક્ત એટલો કે છેવટે વિજ્ઞાન વેદાન્તના ચરણમાં નમે છે. એકલું વિજ્ઞાન ભસ્માસુરની માફક ખતરનાક છે. વેદાન્તની લગામ વિના વિજ્ઞાન વિફરે છે. વેદાન્તની લગામે કાબૂમાં લેવાયેલું તે, જગતને નંદનવન બનાવે છે.

વેદાન્તવેદ્ય પરમાત્માના દર્શન વિના જીવનમાં અંધાપો જ હશે. જીવનનાં મહામંદિરમાં જો જીવતી-જાગતી પરમાત્માની મૂર્તિની પ્રતિષ્ઠા નહીં હશે તો મહતી વિનષ્ટઃ નો શાપ લાગ્યા વિના નહીં રહે. અને અધ્યાત્મવિદ્યાના મજબૂત પાયા વિના જીવનમાં નૈતિકતાની ઉન્નત ઇમારત ચણવી પણ અશક્ય છે. બ્રહ્માનુભૂતિની વિશાળ દૃષ્ટિ વિના કલેશ પીછો નહીં છોડે. શોક અને મોહ નહીં ટળે. ત્રિવિધતાપના નિવારણના એકાન્ત અને આત્યંતિક ઉપાય તરીકે વ્યક્ત, અવ્યક્ત અને જ્ઞાનાજ્ઞાનનું વિધાન ચિંતકોએ કર્યું છે. ઉપનિષદ્‌ના ઋષિ કહે છે "आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः मन्तव्यः निदिध्यासितव्यः !" તો એ આત્માના દર્શન માટે ઉપયોગી શ્રવણ, મનન અને નિદિધ્યાસન આ ગ્રંથ પૂરાં પાડશે એવી શ્રદ્ધા છે. સૌ એ જીવનગ્રંથનો વારંવાર યોગમય હૃદયે અભ્યાસ કરો અને આજ જીવનમાં પરમાત્માના રસસમુદ્રમાં સુસ્નાત થાઓ એવી મંગલ કામના.

દ્વારા રજૂ કરવામાં આવી. વચ્ચે 'પદ્મપરિમલ' નામનો ખંડ કાવ્યોના સંગ્રહનો ગ્રંથ, યોગ પ્રવેશિકા તથા વૈષ્ણવજનની નાની પુસ્તિકાઓ જનતાની સેવામાં રજૂ કરાઈ. જનતાનો આ ગ્રંથાવલિ માટેનો આદર અને ગીતાવર્ગનો સહકાર કાર્યકરોને મન અતિ કિંમતી છે.

પોતાના અતિ વ્યવસાયી જીવનમાંથી સમય કાઢી ગ્રંથનું પુરોવચન લખી આપવા માટે ભારતીય વિદ્યાભવનના કુલપતિ અને ઉત્તર પ્રદેશના નિવૃત્ત રાજ્યપાલ અને સમર્થ સાહિત્યદૃષ્ટા ડૉ.-શ્રી કનૈયાલાલ મુનશીનો અમે અહીં ઋણ સ્વીકાર કરીએ છીએ.

વળી દાતાઓની ઉદાર સહાયતા વિના આ સેવાકાર્ય અશક્ય બન્યું હોત. સંસ્કૃતિનાં રક્ષણ, પોષણ અને સંવર્ધન માટે લક્ષ્મીનો ઉપયોગ એ એનો સદુપયોગ છે. સાચા જ્ઞાનનો પ્રચાર એ પ્રકાશનો પ્રચાર છે. એ પ્રકાશને જનતાસુલભ કરવા માટે દાતાઓને ધન્યવાદ ઘટે છે. ઉદારદીલ દાતાઓના સહકારની આવા મંગલકાર્યોને સદા અપેક્ષા રહેવાની જ. તેમાંય આ યોજનાના આટલા ઝડપી અમલનું શ્રેય અમારા સ્નેહી દંપતી શ્રી રમણિકલાલ પુ. શાહ તથા શ્રી ઇન્દુબેન રમણિકલાલ શાહને ફાળે જાય છે. એમના ઉલ્લાસસભર્યા સહકાર અને મોટાભાગના દાન વિના આ કાર્ય આટલું જલ્દી પાર ન પડત. એ માટે એમનું ભદ્ર ઇચ્છવું અમારી વિશેષ ફરજ થઈ પડે છે. દાતાઓની શુભ નામાવલિ અન્યત્ર છાપવામાં આવી છે. તે અન્યને જ્ઞાનયજ્ઞમાં યજમાન થવા પ્રેરશે, એવી આશા છે.

અનેક મૂંઝવણો છતાં ખંતથી, ભાવનાપૂર્વક આ ગ્રંથનું સુંદર મુદ્રણ કરવા માટે નટવર પ્રિન્ટીંગ પ્રેસના માલિક શ્રી લલ્લુભાઈ ભ. બલસારાનો પણ આભાર માનવો ઘટે.

સંપાતીદૃષ્ટિએ બધાંય પ્રૂફો જોવા છતાં મુદ્રારાક્ષસને સંપૂર્ણપણે ટાળી શકાયો નથી એની સખેદ નોંધ લઈએ છીએ. વાંચકો એની ઉદાર દીલે ક્ષમા આપશે જ. આ ભગવદીય કાર્યમાં નિમિત્ત કરવા બદલ પરમાત્માનો આભાર માની વિરમીશું.

ઈશ્વર નિવાસ
બીજે માળે,
સેન્ડહર્સ્ટ રોડ,
ખેતવાડી ૫ મી ગલી,
મુંબઈ-૪.

માલતી શ્રોફ
શાન્તા દેસાઈ

શિષ્ટ માન્ય અગિયાર ઉપનિષદો ઉપર સંસ્કૃત ભાષામાં તો અનેક ભાષ્યો લખાયાં છે. પરંતુ હમણાં જ્યારે એ ભાષાનો અભ્યાસ વિરલ થતો જાય છે ત્યારે ભારતના ગૌરવરૂપ એ મહાવિચારોના વારસાને જાળવી રાખવા માટે આ સિવાય બીજો ઉપાય નથી. કેમકે એ જીવનગ્રંથોના અભ્યાસથી વંચિત રહેવું તત્ત્વજિજ્ઞાસુને પાલવે એમ નથી. ભગવદ્ ગીતાના નામથી તો કોઈ હિંદુ અજાણ્યો નહીં હોય, પણ ગીતાના પણ મૂળ રૂપ ઉપનિષત્ વિદ્યાનો પ્રચાર ઓછો જોવામાં આવે છે. અને તેમાંય ગૂજરાતી ભાષામાં તો ઉપનિષત્ ઉપર સ્વતંત્રપણે આવાં પ્રામાણિક ભાષ્યો રચાયેલાં જોવામાં આવ્યાં નથી. ગુરુમુખી વિદ્યા વિના એ શક્ય પણ નથી. આ પરિસ્થિતિમાં ગુરુસેવી પ્રા. શ્રી નલિનભાઈની આ સેવા અજોડ ગણાય. આખોય ગ્રંથ સુંદર, મનનીય અને સુવાચ્ય છે. વિચારોનો પ્રવાહ અકુંઠિત ગતિથી વહે છે. મૂળ મંત્ર, મંત્રના પ્રત્યેક શબ્દોનો સરળ શાસ્ત્રીય અર્થ, વાક્યાર્થ અને ભાષ્ય, એ ક્રમે ઉપનિષદો રજૂ કરવામાં આવ્યાં હોઈને, સંસ્કૃત ભાષાથી અપરિચિતને પણ એનો અભ્યાસ કરવો સરળ થઈ પડે એમ છે. શબ્દે શબ્દનો બુદ્ધિગમ્ય, શાસ્ત્રીય, સરળ અર્થ આપવામાં ભાષ્યકારનો તલસ્પર્શી અભ્યાસ, ગહરું ચિંતન, વિશદ અને ઋતંભર પ્રતિભા અને સમન્વય કરવાની શક્તિ પ્રતીત થાય છે. ઉપનિષદોના તલસ્પર્શી અભ્યાસ માટે શબ્દાર્થનું પૂરું જ્ઞાન અનિવાર્ય છે. આજના યુગને ભાવે એ રીતે, મનોરમ છતાં પ્રૌઢ શૈલીમાં ઉપનિષદ્‌નાં રહસ્યને ભાષ્યમાં ગૂંથવામાં આવ્યું છે. ભાષ્યમાં બુદ્ધિના વિલાસ ઉપરાંત હૃદયનો સ્પર્શ જોવા મળે છે. કોરું પાંડિત્ય રહસ્યના ઉકેલ માટે પૂરતું નથી. ઉપનિષદ્‌ના રહસ્યને, પૂણીમાંથી સુતરની માફક, સરળપણે વહેવા દેવામાં આવ્યું છે. આ, ગીતા સાધનભાષ્ય અને એવા અનેક મૌલિક સાહિત્યના સર્જન દ્વારા પ્રા. શ્રી નલિનભાઈમાં રહેલો મહર્ષિ પ્રકટ થાય છે. ભાષ્યના સહૃદય યોગમય મનનને અંતે આત્મજ્ઞાન વિશદ બનશે. ઉપનિષદોનો આદરયુક્ત રોજિંદો સ્વાધ્યાય હૃદયને પવિત્રતા દે છે એવો અનેકનો અનુભવ છે.

એ અગિયાર ઉપનિષદોનાં સાધનભાષ્યોને એ ગ્રંથમાં પ્રકટ કરવાનો ગીતાબંધુ ગ્રંથાવલિનો સંકલ્પ આજે અડધો સિદ્ધ થાય છે. બીજો ભાગ પણ જનતાની સેવામાં બનતી ત્વરાએ રજૂ કરવાની કાર્યકરોની ઉમેદ છે. પણ તેનો આધાર જનતાની સહાય ઉપર જ રહે છે.

ગીતા સાધનભાષ્યની યોજના જનતા સમક્ષ વહેતી મૂકાઈ અને તેને ઠીક ઠીક સહકાર સાંપડયો તે પૂર્ણ થતાંવેંત ઉપનિષદ્‌ની યોજના ગીતાવર્ગ



## ઉપનિષત્ સાધન ભાષ્યોનું વિશેષ વક્તવ્ય

**॥ हरिः ॐ ॥ स तपः अतप्यत। स तपः तप्त्वा आनन्दः ब्रह्मेति व्यजानात्। आनन्दादेव हि खल्वु इमानि भूतानि जायन्ते, आनन्देन जातानि जीवन्ति, आनन्दं प्रयन्ति अभिसंविशन्ति इति ॥ (तै० उ० भृ० व० ६ अनुवाक)**

તૈત્તિરીય ઉપનિષદ્‌ની "ભાર્ગવી વારુણી" વિદ્યામાંથી ઉપલું અવતરણ લીધું છે. એમાં જીજ્ઞાસુ પુત્ર, વિજ્ઞ પિતા પાસે જીવનનું સર્વોચ્ચ, હૃદયનું સમાધાન થાય એવું દર્શન પામે છે. અને ઉપલી શ્રુતિમાં, પિતાએ, વિવેક દૃષ્ટિએ માનવહૃદયનું સર્વશ્રેષ્ઠ જીવનદર્શન, કરાવ્યું છે. શ્રુતિનો શબ્દાર્થ આ પ્રમાણે થાય છે. "તેણે=ભૃગુએ તપ કર્યું. તપ કરી તેણે સ્વાનુભવે જાણ્યું કે આનન્દ બ્રહ્મ છે. કેમકે આનન્દમાંથી નિશ્ચય આ તમામ ભૂતો જન્મે છે, જન્મેલાં એ તમામ ભૂતો જીવનકાળે આનંદથી જ જીવે છે તથા પ્રયાણ કરતાં હોઇને અંતકાળે આનન્દમાં જ એમેરથી પ્રવેશે છે." અર્થાત્ જીવનમાત્રની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું એક કારણ છે આનન્દ. આનન્દ એ સૃષ્ટિ, સ્થિતિ અને લયનું રહસ્ય છે. આ આનન્દ અને બ્રહ્મ= પરમાત્મા એ બે જૂદી વસ્તુ નથી. બ્રહ્મનું જ બીજું નામ આનંદ છે. તો આ આનન્દ એટલે શું? આનન્દ એટલે નિરૂપાધિક નિત્ય, નિરતિશય સુખ. પ્રીતિ અનુકૂલ-વેદના-વગેરે શબ્દો આકારે જૂદા છે, અર્થે જૂદા નથી. અર્થાત્ જે સુખ કોઈ આંતરબાહ્ય ઉપાધિમાંથી જન્મ્યું નથી પણ સ્વયમેવ સિદ્ધ છે–સ્વયંભૂ છે–એવાં નિરૂપાધિ, નિત્ય, નિરતિશય સુખનું નામ આનન્દ છે. આવાં નિરૂપાધિ, નિત્ય, નિરતિશય ઘનસુખનો જાતઅનુભવ કરી, વરુણનો કૃતકૃત્ય પુત્ર ભૃગુ, પોતાનું દર્શન ભાવિયુગોને વારસામાં સોંપતો ગયો છે. આ અમૂલ્ય અનુભવને ભગવતી શ્રુતિએ સંગ્રહ્યો છે. અને એ શ્રુતિસંગ્રહ હોવાથી જ એની પ્રામાણિકતામાં સંશય નથી!

પણ ભૃગુનું આ જીવન-દર્શન અને આપણો રોજિંદો અનુભવ-એ બે વચ્ચે કશો મેળ જ નથી ખાતો! જાણે બન્નેની વચ્ચે ઉત્તર દક્ષિણ ધ્રુવ જેટલું અંતર દેખાય છે! જે સૃષ્ટિને ભૃગુએ કેવલ આનન્દઘન અનુભવી તે જ સૃષ્ટિ આપણને કેવળ દુઃખઘન ભાસે છે. આપણો પ્રત્યેક અનુભવ આપણને જોરથી જાણે તમાચો મારીને શીખવે છે કે. આ દુનિયામાં પ્રાયઃ દુઃખ જ છે! જે કાંઇ ક્વચિત્ સુખ જેવું લાગે છે તે પણ પરિણામે દુઃખરૂપ જ છે!

વળી આપણો અનુભવ એ 'આપણો' હોવાથી જ આપણને વધુ સાચો લાગે છે. અને ભૃગુનો અનુભવ એ ભૃગુનો હોવાથી એટલે કે પરાયો હોવાથી, પ્રાત્યયક=વિશ્વાસ ન ઉપજાવે એવો લાગવાનો પૂરો સંભવ છે. સંભવ જ નથી. આપણું હૃદય સમસ્ત બળે પોકારી ઉઠે છે કે ભલા! જ્યાં અમોને દુઃખ, દુઃખ અને દુઃખ જ જણાય છે ત્યાં આપ બળાત્કારે કેમ ખાત્રી કરાવી શકો કે અહીં સુખ સુખ અને સુખ જ છે? આથી ભૃગુના અનુભવ સામે આપણું-સામાન્ય માનવનું હૃદય બળવો પોકારી ઉઠે એમાં નવાઇ નથી!

તો પછી આ બેમાં સાચું શું! ભૃગુઋષિનું અનુભવવચન સાચું કે આપણો અનુભવબોલ સાચો? આ છે એક જટિલ સમસ્યા. આ સમસ્યાના પ્રામાણિક ઉકેલમાં ઉપનિષદનું દર્શન છે. આ બે પરસ્પર વિરોધી ભાસતાં દર્શનોનો યથાર્થ અવિરોધી નિશ્ચય કરવા પ્રયાસ કરવો રહ્યો.

આપણો અનુભવ ગમે તેટલો જૂઠો હોય છતાં તે આપણો માર્ગદર્શક બનતો હોઇને તેના ઉપર આપણી અતૂટ મમતા રહે છે. આથી આપણો અનુભવ ખોટો ન જ હોઈ શકે એવો વહેમ અને આગ્રહ પણ રહી જાય છે. અને આ બાજુ ઋષિહૃદયનો પણ અનુભવ છે. એને પૂરો વિચાર્યા સિવાય, એ અસાચો છે એમ સ્થાપિત કરવાની વૃત્તિ રાખવી એ પણ મહા સાહસ છે. આથી અહીં તટસ્થ ભાવે નિર્મલ વિચાર જ આપણો ગુરુ છે. તટસ્થપણે વિચારતાં ખાત્રી થશે કે ભૂમિકાભેદે આપણી અને ભૃગુની દૃષ્ટિમાં વિરોધ નથી. વિરોધનો અભાવ છે એટલું જ નહિ પણ બન્ને દર્શન પરસ્પર ઉપકારક છે. અને મિત્રભાવે વર્તીને રહેલાં છે. એટલું જ નહિ પણ બન્નેને અન્યોન્યની અનિવાર્ય જરૂર છે. આ બન્ને દર્શનોની વચ્ચેનો અવિરોધ, પરસ્પર ઉપકારિતા, મૈત્રી અને અન્યોન્ય સહાયકતા જોવી, જાણવી અને તે મુજબ જીવનને વળાંક આપી, સદેહે જીવનનું સાફલ્ય અનુભવવું એ છે વિચારનો વિષય. એ છે અહીં ધ્યેય.

ભૃગુઋષિના અનુભવનો ઉપસંહાર કરતાં એજ પ્રકરણમાં ભગવતી શ્રુતિ કહે છે કેઃ—"सा एषा मार्गवी वारुणी विद्या, परमे व्योमन् प्रतिष्ठिता"–અર્થાત્ "તે આ ભાર્ગવી વારુણી વિદ્યા" પરમવ્યોમમાં પ્રતિષ્ઠિત" છે. અહીં વપરાયેલો "परमे व्योमन् प्रतिष्ठिता"–આટલો શબ્દગુચ્છ, ઉપલી વિચારસરણીનો નિર્ણાયક છે. એટલે કે ભૃગુનું દર્શન 'પરમવ્યોમમાં' રહેલું છે. અર્થાત્ ભૃગુની માફક માણસ જ્યારે પરમવ્યોમમાં પ્રતિષ્ઠિત થાય છે ત્યારે તેને ભૃગુનું દર્શન સાંપડે છે. સૃષ્ટિ એ આનન્દઘન છે–આ દર્શન માટે "પરમવ્યોમમાં પ્રતિષ્ઠા–સર્વોચ્ચ હૃદયાકાશમાં નિષ્ઠા," એ નિયામક બળ છે. આથી પરમવ્યોમમાં પ્રતિષ્ઠા સિવાયની જે દૃષ્ટિ છે તેને જો સર્વત્ર દુઃખાનુભવ થાય તો તેનો આપણે વાંક કેમ કાઢીએ? આથી એ પરમદૃષ્ટિને પ્રાપ્ત કરવા માટે, હિમાલયના સર્વોચ્ચ શિખર ઉપર આરૂઢ થવાને માટે, તળેટીથી માંડીને બીજાં તમામ શિખરો પગથિયાંરૂપ છે. આ શિખરોનો અનાદર કરીને કોઈ સર્વોચ્ચ શિખર ઉપર ન જઈ શકે! આથી આ પરમદર્શનની પ્રાપ્તિ માટે અવર દર્શનોની ન્યાયી વિચારણા કરવી જ રહી. તો જ પરમદર્શનમાં છેવટની નિષ્ઠા જન્મે.

"પરમવ્યોમમાં પ્રતિષ્ઠા" સિવાયની બીજી અવસ્થા તટસ્થ અને નિર્મલપણે વિચારણીય છે. કેમકે નીતરો વિચાર માણસને હેય અને ઉપાદેયનો વિવેક શીખવે છે. માણસને માટે અહિત હેય=ત્યાજ્ય છે, અને હિત ઉપાદેય=સ્વીકાર્ય છે. આ હિત અને અહિતની અનુક્રમે પ્રાપ્તિ અને પરિહારમાં પુરુષાર્થની સમાપ્તિ છે.

પ્રાણીમાત્રના દૈનંદિન અનુભવને પૂરેપૂરો છણીને, પૂર્વવિચારકોએ સંક્ષેપમાં તેની પૂરી અને સુન્દર વિચારણા કરી છે. પ્રામાણિક વિચારકમાત્રના પ્રતિનિધિરૂપ, સાંખ્યકારિકાના પ્રણેતા, મહામુનિશ્રી ઇશ્વરકૃષ્ણ, પોતાના સાંખ્ય શાસ્ત્રની શરૂઆતમાં, મૂંગી માનવજાતના અનુભવને, મિતાક્ષર અને છતાં અમિતાશય ભાષામાં વર્ણવતાં કહે છે કેઃ—

दुःखत्रयाभिघातात् जिज्ञासा तदभिघातके हेतौ ॥
दृष्टे सा अपार्था चेत् न; एकान्तात्यन्ततोऽभावात् ॥ १ ॥

दृष्टवद् आनुश्रविकः; स हि अविशुद्धि क्षयातिशययुक्तः॥
तद्विपरीतः श्रेयान् व्यक्ताव्यक्तज्ञविज्ञानात् ॥ २ ॥

ઉપાય માટે જિજ્ઞાસા ન થાય. અર્થાત્ શાસ્ત્રીય ઉપાય માટે જિજ્ઞાસા વ્યર્થ થાય, જો ઉપર મુજબની આ દુનિયામાં વ્યવસ્થા હોય. પણ ઉપલા પાંચે વિકલ્પ વિચાર આગળ ટકી શકતા નથી. અને આથી દુઃખત્રયના નાશ માટે તો શાસ્ત્રીય ઉપાય જ ગ્રાહ્ય છે. દુઃખ નામની કોઇ ચીજ દુનિયામાં ન હોય તો શાસ્ત્રીય ઉપાયની જિજ્ઞાસા વ્યર્થ થાય. પણ દુઃખ નથી એમ કોણ કહી શકે? જાતઅનુભવને સંતાડી શકાતો નથી. પ્રાણીમાત્રને ત્રિવિધ દુઃખનો અનુભવ થાય છે. આ દુઃખ ત્રણ વિભાગમાં વહેંચાયેલું છે. આધ્યાત્મિક, આધિભૌતિક, અને આધિદૈવિક. તેમાંયે આધ્યાત્મિક દુઃખ બે પ્રકારનું છે. શરીરજન્ય અને મનોજન્ય. તેમાંયે કફ, વાત અને પિત્ત નામની શરીરઘટક ત્રણ ધાતુઓની વિષમતામાંથી ઉપજતું તાવ, અતિસાર અને બીજા વ્યાધિઓરૂપી દુઃખ, ભૂખ તરસ વગેરે દુઃખ એ શારીર દુઃખ છે. કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, ઈર્ષ્યા વિષાદ, સંશય વગેરેથી જન્મતું દુઃખ માનસ દુઃખ છે. આ બન્ને પ્રકારનું –શારીર અને માનસ દુઃખ પ્રાણીના શરીર અને મનની અંદર ઉપજતું હોવાથી આધ્યાત્મિક દુઃખ કહેવાય છે. આ ઉપરાંત મનુષ્ય, પશુ, સાપ, સ્થાવર વગેરેથી જન્મતું દુઃખ આધિભૌતિક દુઃખ છે. અર્થાત્ જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જરૂપ ચરાચર ભૂતમાત્રથી ઉત્પન્ન થનારું દુઃખ તે આધિભૌતિક દુઃખ છે; દૈવી ઘટનાઓ–રેલ–દુકાળ–મરકી વગેરે દૈવી આપત્તિઓથી જન્મતું દુઃખ તે આધિદૈવિક દુઃખ છે. આ ત્રણે પ્રકારનું દુઃખ નથી એમ કહેવાનું સાહસ, તો સમજની દશાએ બાળક જ કરી શકે. માટે દુઃખત્રય નથી એમ નથી, તે છે જ.

વળી આ ત્રણે પ્રકારનું દુઃખ, દુઃખ હોવાથી જ આપણને ભાવતું નથી! દુઃખ કોને ગમે! એ દુઃખત્રયને લીધે તો આ સંસારનું નન્દનવન નરકાગાર બની રહ્યું છે. આથી પ્રાણીમાત્રને એ ન ગમતું હોઇને, એનો ત્યાગ કોઇને પણ નથી ગમતો એમ કહી શકાય એમ નથી.

આમ દુઃખ છે અને તેનો ત્યાગ પણ ઇષ્ટ છે. આ દુઃખનો નાશ પણ અશક્ય નથી. યોગ્ય દિશામાં યોગ્ય પ્રયત્ન કરવાથી આ દુઃખત્રયનો નાશ શક્ય છે. જો એ શક્ય ન હોત તો પ્રાણીની પ્રવૃત્તિ સમજાવવી અશક્ય છે. જો દુઃખ નિત્ય હોત તો તો તેનો નાશ થોડા કાળ માટે પણ ન થાત. પ્રકાશ જેમ સવિતાનો નિત્ય સ્વભાવ છે અને આથી જ તેના ઉપર ક્વચિત્ ઘનપટલ આવી જાય પણ તે વાદળ તેના પેલા પ્રકાશ સ્વભાવને નષ્ટ કરી શકતું નથી. તેમ આત્માનો સુખ એ સ્વભાવ છે. ક્વચિત્ તેના ઉપર

દુઃખનાં વાદળો આવી જાય છે. પણ તેથી તેના સુખસ્વભાવનો તે નાશ કરી શકતાં નથી! આથી દુઃખ એ નિત્ય નથી, પણ અનિત્ય છે. અને આથી જ તેનો નાશ શક્ય છે.

આમ વિચારતાં દુઃખનો તિરોભાવ સંભવે છે. અર્થાત્ દુઃખત્રય છે. તે ત્યજવું પણ ઇષ્ટ છે. તેનો નાશ પણ શક્ય છે. પણ તેના નાશ માટે શાસ્ત્રીય ઉપાય જ લેવો જોઇએ એવો કાંઇ નિયમ નથી! કેમકે શાસ્ત્રીય ઉપાયો કરતાં દુઃખત્રયના નાશક બીજા સહેલા ઉપાયો છે! તો પછી હાથમાનું છોડીને તો ઝાડીમાંનું કોણ લેવા જાય!

શારીરિક દુઃખનો નાશ કરવા માટે તો આ દુનિયામાં આયુર્વેદ અને દવાખાનાંઓની પ્રવૃત્તિ છે! કામ ક્રોધાદિના ઉપશમ માટે મનોજ્ઞ સ્ત્રી આદિનું સેવન સુકર છે! અને એ જ મુજબ આધિભૌતિક તથા આધ્યાત્મિક દુઃખના નાશ માટે પણ સેંકડો ઉપાયો અને વળી સહેલા ઉપાયો છે! તો પછી શાસ્ત્રાભ્યાસ જ કરવો જોઇએ અને દુઃખત્રયના નાશ માટે શાસ્ત્રીય ઉપાય જ સેવવો જોઇએ એવો આગ્રહ એ તો બાલાત્કાર લાગે! આ દલીલો તરત હૃદયને ગમી જાય એવી છે! પણ એ બધી વિચાર–રમણીય નથી! અને વિચારવૃદ્ધને તો અવિચારી દલીલો આપાતરમણીય હોય તોયે આદરણીય હોતી નથી! વિચારવૃદ્ધ પુરુષ તો એમ વિચારે છે કે દુઃખત્રયના નાશ માટે ઉપર બતાવ્યા તે ઉપાયો છે અને સહેલા છે અને બધાની પહોંચમાં આવે એવા છે એ પણ ખરું. પણ તેથી એટલે કે તે તે ઉપાયોને અજમાવવાથી ત્રણે પ્રકારના દુઃખોનો અવશ્ય નાશ થાય છે ખરો? છેવટનો નાશ થાય છે ખરો? મેલેરીયા થયો. 'ક્વિનીન' લીધું. પણ ક્વિનીન લેવાથી મેલેરીયા જશે જ એવી કોઇ ખાત્રી આપી શકે ખરો? અને ધારો કે તેનાથી મેલેરીયા ગયો પણ ખરો. પણ તે ગયેલો પાછો ન જ આવે એવી કોઇ ખાત્રી આપી શકે? અર્થાત્ યથાવિધિ રસાયન, કામિની, નીતિશાસ્ત્રનો અભ્યાસ, મણિ, મન્ત્ર વગેરેનો ઉપયોગ કરવામાં આવે તોપણ દુઃખત્રયની અવશ્ય અને છેવટની નિવૃત્તિની ખાત્રી નથી! તો પછી જે ઉપાય અજમાવવાથી દુઃખત્રયની અવશ્યમેવ નિવૃત્તિ ન થાય અને છેવટની નિવૃત્તિ ન થાય તે ઉપાયથી વિવેકીને શો ફાયદો? "पुनः दरिद्री पुनरेव पापी" થવાથી ફાયદો શો? વિચારવૃદ્ધ પુરૂષ તો એવો ઉપાય શોધે કે જે ઉપાય કરવાથી દુઃખત્રયની એકાન્ત=અવશ્ય અને અત્યંત=છેવટની નિવૃત્તિ થાય. પ્રત્યક્ષ ઉપાયોમાં દુઃખત્રયને આ રીતે દૂર કરવાની શક્તિ નથી. અને આથી જ પ્રત્યક્ષ ઉપાય સહેલો છે છતાં વિચારવૃદ્ધને માટે ઉપાદેય નથી! આથી શાસ્ત્રીય ઉપાય જ ગ્રાહ્ય છે!

આમ પ્રત્યક્ષ ઉપાયો એ ઉપાયો હોવા છતાં એ ઉપાયો નથી ! તો પછી દુઃખત્રયને દૂર કરવા માટે વૈદિક ઉપાય છે ! વેદની વાણી છે કે "स्वर्गकामः यजेत"–"સ્વર્ગની ઇચ્છાવાળો યજ્ઞ કરે." આ સ્વર્ગ એ એક પ્રકારનું સુખ વિશેષ છે. એ સ્વર્ગસુખ દુઃખરહિત છે. કાલગ્રસ્ત નથી. નિરન્તર રહેનારું છે. સંકલ્પમાત્રથી સિદ્ધિ દેનારું છે. આવું સ્વર્ગ ત્રિવિધ દુઃખને દૂર કરી શકે. આથી દુઃખત્રયનો નાશ ઇચ્છનાર પુરુષ સ્વર્ગની પ્રાપ્તિના સાધનરૂપે યજ્ઞ કરે. આ યજ્ઞરૂપી ઉપાય સહેલો છે, કેમકે મોટામાં મોટો યજ્ઞ એકાદ વર્ષમાં પૂરો થઇ શકે. અને એક વર્ષની મહેનતમાં અનન્તકાળનું સ્વર્ગીય સુખ કોને ન ગમે ? શાસ્ત્રીય ઉપાય એટલો સહેલો નથી. એ ઉપાયનું અનુષ્ઠાન તો જન્મ જન્માન્તર સુધી પહોંચે છે ! તો એક જ જન્મના એક જ વર્ષમાં મહેનત કરવાથી જો અનન્તકાળ સુધી સ્વર્ગીય સુખ મળતું હોય તો પછી કયો અલ્પબુદ્ધિ અનન્ત જન્મનો આયાસ ખેડે ? અને આથી યજ્ઞરૂપી ઉપાય સુકર છે. માટે શાસ્ત્રીય વિવેકજ્ઞાનરૂપી ઉપાયને શરણે જવું વ્યર્થ છે ! આ દલીલ પણ લોભીને ગળે તરત ઉતરી જાય એવી છે. પણ પ્રૌઢમતિની આગળ ઝંખવાણી પડે છે ! પ્રૌઢમતિ પુરુષ તો વિચારે છે કે યજ્ઞીય ઉપાય સ્વર્ગ દેનારો છે એમાં શક નથી ! પણ એમાં અને પ્રત્યક્ષ ઉપાયમાં તફાવત જ નથી. અર્થાત્ પ્રત્યક્ષ ઉપાય જેમ દુઃખત્રયનો અવશ્ય અને એકાન્ત ધ્વંસ કરી શકતો નથી, તેમ આ વૈદિક યજ્ઞીય ઉપાય પણ દુઃખત્રયની અવશ્ય અને એકાન્ત નિવૃત્તિ કરી શકે એમ નથી ! અહીં "વૈદિક ઉપાય" એટલે કે વેદે બતાવેલાં કામનાવિદ્ધ યજ્ઞાદિકર્મોરૂપી ઉપાય એમ સમજવું. કેમકે વિવેકજ્ઞાનરૂપી શાસ્ત્રીય ઉપાય પણ વેદે જ બતાવેલો છે ! પ્રૌઢદૃષ્ટિ યજ્ઞોપાયમાં અવિશુદ્ધિ જોઈ શકે છે. કેમકે યજ્ઞના અનુષ્ઠાનમાં હિંસા છૂપાયેલી છે. સોમયાગાદિ યજ્ઞોમાં પશુ હિંસા વગેરેનો સમાવેશ થાય છે. અને હિંસા એ તો કુકર્મ છે. યજ્ઞ યદ્યપિ સુકર્મ છે. પણ યજ્ઞમાંથી થતી હિંસા એ સુકર્મની શોભનતાને હણી દે છે. અર્થાત્ યજ્ઞનું સમગ્ર કર્મ જેમ પુણ્યદાયી છે. તેમ યજ્ઞમાં થતી થોડી ઘણી હિંસા પાપદાયી પણ થાય છે જ અને પુણ્યનું ફળ જેમ સુખ છે તેમ અપુણ્યનું ફળ દુઃખ પણ ભોગવવું જ પડે છે. એમાં પણ જો નવ્વાણું ટકા સુખ છે તો એક ટકો તો દુઃખનો રહે જ ! વળી એક પણ જીવને દુઃખી કરીને મેળવેલું સુખ એ સુખ નથી, પણ દુઃખગર્ભ સુખાભાસ છે ! વિવેકી વિચાર તો એક પણ જીવને ત્રાસ આપીને થતું સુખ આવકારદાયી ગણતો નથી ! એક પણ પ્રાણીને દુઃખ દઇને મળતાં સુખમાં નિર્મળ દૃષ્ટિ હિંસા જુવે છે, સ્વાર્થ જુવે છે, વિષમતા જુવે છે, નિર્દયતા

જુએ છે, દુરાસદ રાગની છટા જુવે છે, તૃષ્ણાની બલિહારી જુવે છે! મોહની રેખા ભાળે છે! વિવેકની અંધતા નિહાળે છે! આથી મોહખીડાયેલી નજરને તુચ્છ દેખાતા એક પણ જીવને ત્રાસ આપીને મળેલા સુખમાં વિવેકીને વિષાદ ઉપજે છે. આથી યજ્ઞીય ઉપાય યદ્યપિ સ્વર્ગમયી છે-પ્રત્યક્ષ કરતાં સારો છે, પણ તે વિવેકીને "અવિશુદ્ધ"-વિવેકદષ્ટિએ હિંસાદિ મેલથી ખરડાયેલો હોવાથી, ત્યાજ્ય છે. વળી સ્વર્ગ લાખ વર્ષે પણ જવાનું જ! પુણ્યનું પાથેય પૂરું થતાં સ્વર્ગમાંથી જીવને રજા મળે છે એવું પણ શાસ્ત્રનું જ કથન છે! તો પ્રલયકાળે પણ જે જાય જ એવા સાપેક્ષ દીર્ઘકાલીન મોહમય સુખાભાસને માટે તો નચિકેતાની ભાષામાં કહીએ તો "को रमेत" કોણ-કયો વિવેકી રમે? વળી આ આપાતરમણીય દેખાતા ઉપાયની એક બીજી પણ કદૂપતા છે! એ ઉપાયના આચરણથી જે ફળ મળે છે તેમાં તારતમ્ય હોય છે! સોમયજ્ઞ જે સ્વર્ગનું સાધન છે તો વાજપેય વગેરે યજ્ઞો સ્વરાજ્યનું સાધન છે! સ્વર્ગ કરતાં સ્વરાજ્ય ચઢીઆતું: તો જે સુખમાં તારતમ્ય હોય=વૃદ્ધિહ્રાસ હોય તે તો પરસ્પર ઇર્ષ્યા ઉપજાવે. ઇન્દ્રને બ્રહ્મદેવની ઇર્ષ્યા લાગે! અને ઇર્ષ્યા કંઇ સુખનું સાધન નથી! તો ઇન્દ્રાદિક દેવ બનીને પણ જો માયા ન જ છૂટતી હોય તો પછી તો મનુષ્ય રહી, મરદ બની, ઇન્દ્રાદિ પદવીને લટાવી જઈ, એવી ધ્રુવસ્થિતિ પ્રાપ્ત કરવી રહી કે જ્યાં ઇન્દ્રાદિ દેવોને પણ ઇર્ષ્યા થાય! એવો ઉપાય શોધવો રહ્યો કે જેના વિનિયોગથી દુઃખસ્પર્શ સદાને માટે છૂટી જાય. અર્થાત્ ઉપાય દૃષ્ટિએ જે ઉપાય નિર્મલ હોય-અહિંસક હોય અને ફળ દષ્ટિએ જે નિત્ય હોય અને વિષમતાના ખ્યાલથી પર હોય. આવો ઉપાય એક જ છે. અને તે શાસ્ત્રીય વિવેકજ્ઞાનરૂપી ઉપાય જ છે. તે જ એક એવો છે કે જે દુઃખત્રયથી અત્યન્ત અને એકાન્ત નિવૃત્તિ કરી શકે. આથી જ ઉપનિષદ્ ઋષિ કહે છે કે "आत्मा वा अरे द्रष्टव्यः" "હે મનુષ્યો! નિશ્ચય આ આત્મા જોવા યોગ્ય છે!" ભગવતિ શ્રુતિ કહે છે કે "न कर्मणा प्रजया धनेन त्यागेन एके अमृतत्वं आनशुः। परेण नाकं निहितं गुहायां विभ्राजते यद्. यतयः विशन्ति॥" कर्मणा मृत्युं ऋषयः निषेदुः प्रजावन्तो द्रविणं ईहमानाः। तथा अपरे ऋषयः मनीषिणः परं कर्मभ्यः अमृतत्वं आनशुः "=" પૂર્વના મહાત્માઓ શ્રૌત કે સ્માર્ત કર્મ, પુત્રાદિ પ્રજા, કે જડ ચેતન ધન દ્વારા અમૃતત્વને ન પામ્યા! કેટલાક ઋષિઓએ ત્યાગસાધ્ય વિવેકજ્ઞાનથી જ અમૃતત્વ મેળવ્યું કે જે અમૃતત્વ સ્વર્ગથી પર છે અને હૃદયગુફામાં વિશેષરૂપે ચમકી રહ્યું છે, જેમાં યત્નશીલ પુરુષો પ્રવેશ કરે છે. પ્રજાવાળા અને જડચેતન દ્રવ્યની

કામનાવાળા ઋષિઓએ કર્મ દ્વારા તો મૃત્યુને જ=જન્મમરણ સંસારને જ પ્રાપ્ત કર્યો. જ્યારે શ્રેષ્ઠ વિવેકી ઋષિઓએ વિવેક દ્વારા કર્મફલથી પર-અસ્પૃષ્ટ એવું અમૃતત્ત્વ-આત્મતત્ત્વ પ્રાપ્ત કર્યું." અર્થાત્ અમૃતત્ત્વ-આત્મતત્ત્વની પ્રાપ્તિ માટે તો વિવેક એ એક જ ઉપાય છે અને આત્મતત્ત્વની સાક્ષાત્ પ્રાપ્તિ એ જ તો ભૃગુના જીવનદર્શનનો નિચોડ છે. આથી ત્રિવિધ દુઃખના દૃષ્ટ કે અદૃષ્ટ એટલે કે પ્રત્યક્ષ કે વૈદિક ઉપાયો છે પણ તે તમામ ઉપાયો ભગવાને જેને નીતરી વિવેકબુદ્ધિ આપી છે તેને માટે ગ્રાહ્ય નથી! આ સમગ્ર વિચારસરણીને પૂરી છણીને જ કહેવામાં આવ્યું છે કે "तद्विपरीतः श्रेयान् અર્થાત્ અવિશુદ્ધ, અનિત્ય અને તારતમ્યવાળા ઉપાયથી ઉલટો વિવેકરૂપી જે ઉપાય છે તે વધારે પસંદ કરવા યોગ્ય છે।

તો એ વિવેકરૂપી ઉપાય કેવી રીતે સિદ્ધ થાય? પૂર્વમીમાંસકોએ ઉત્તર આપ્યો કે "व्यक्ताव्यक्तज्ञविज्ञानात्"-વ્યક્ત, અવ્યક્ત અને જ્ઞના વિશેષ જ્ઞાનથી એ વિવેકજ્ઞાનરૂપી ઉપાય માનવજીવનમાં સિદ્ધ થાય છે! વ્યક્ત અવ્યક્ત અને જ્ઞ માં અનુક્રમે નામરૂપાત્મક જગત, જગજ્જનની પ્રકૃતિ એને જીવાત્મા તથા પરમાત્માના વિશેષજ્ઞાનનો સમાવેશ થાય છે. અર્થાત્ જ્યાંસુધી મનુષ્ય, જગત્, જગતજનની પ્રકૃતિ તથા નિજરૂપ તથા પરમાત્માનું જ્ઞાન ન પ્રાપ્ત કરે-સાક્ષાત્ અવિચલ સમજ ન મેળવે ત્યાંસુધી ભૃગુ અને આપણાં જીવનદર્શન વચ્ચેનો ભેદ કાયમ જ રહે! આ વિવેકજ્ઞાન શાસ્ત્રજન્ય છે. અને આથી જ વિવેક શીખવનારાં શાસ્ત્રોનું શબ્દતઃ અને અર્થતઃ નિઃશંક જ્ઞાન માનવજીવનનું ઉજ્જવાલક છે. આથી જ વેદના મહર્ષિઓનું વચન છે કે-वेदाहमेतं पुरुषं महान्तं आदित्यवर्णं तमसः परस्तात्। तमेव विदित्वा अतिमृत्युं एति नान्यः पन्थाः विद्यते अयनाय=આ પ્રકૃતિથી પર, સૂર્ય જેવા સ્વપરપ્રકાશ, મહાન, સર્વવ્યાપી આત્માને હું સાક્ષાત્ જાણું છું. તેને-તે આત્માને જ જાણીને મૃત્યુને=જન્મમરણ લાવનારી હૃદયની અશુદ્ધિને, મનુષ્ય ઓળંગી જાય છે. આ મૃત્યુને ઓળંગવાને માટે બીજો રસ્તો=ઉપાય નથી. વળી શ્રુતિ કહે છે કે- "यदा चर्मवद् आकाशं वेष्टयिष्यन्ति मानवाः॥ तदा देवं अविज्ञाय दुःखस्यान्तो भविष्यति"=" જ્યારે મનુષ્યો ચામડાંની માફક આકાશને વીંટાળશે ત્યારે દેવદેવ પરમાત્માને જાણ્યા સિવાય દુઃખનો અંત થશે." અર્થાત્ ચામડાંની માફક આકાશનો વીંટો યે ન વળે અને ભગવાનને જાણ્યા સિવાય દુઃખનો અંત પણ ન આવે. આથી વિકસિત દૃષ્ટિને માટે તો વિવેકરૂપી ઉપાય જ એક શરણ છે.

આમ મોતને ઓળંગી જવાને માટે એટલે કે જન્મ મરણ અને તેના વચગાળામાં આવતાં દુઃખમાત્રને તરી જવાને માટે જ્ઞાન એ એક જ ઉપાય છે. એ જ્ઞાન કેવી રીતે મળે? એ મળવાથી આપણને ફાયદો શો થાય? આ જ્ઞાન જેને લાધ્યું તેના જીવનમાં કેવાં પરિવર્તનો થાય છે—એ બધાંનો વિચાર કરવો ઘટે.

ઉપર શ્રુતિએ કહ્યું છે કે "तमेव विदित्वा"=તે પરમાત્માને જ જાણીને, "मृत्युं अत्येति"–મોતને ઓળંગી જાય છે. અર્થાત્ વ્યક્ત, અવ્યક્ત અને ज्ञ માં પણ "ज्ञ" તે=પરમપુરુષને જાણીને જ મૃત્યુતરણ સંભવે છે. અર્થાત્ વ્યક્ત અને અવ્યક્તને જાણવાથી જ મૃત્યુતરણ શક્ય છે. અર્થાત્ પ્રકૃતિ અને તેનાં તત્ત્વોનું સમ્યક્જ્ઞાન યદ્યપિ ઉપયોગી છે છતાં એ છેવટનું ઉપકારક નથી। અને જે જ્ઞાન આપણું જીવનભર પાથેય ન બની શકે તે ઘણું સરસ હોય તો પણ છેવટે તો ત્યજવા યોગ્ય છે। આથી પ્રકૃતિ અને તેનાં કાર્યોનાં જ્ઞાન માટે ઉપનિષદ્ શાસ્ત્ર મન્દપ્રયોજન છે. પરમાત્માને લગતું નિઃસંશય જ્ઞાન આપવામાં ઉપનિષદ્ ક્ષીણબળ થઇ જાય છે. આથી અહીં પ્રકૃતિ અને તેનાં કાર્યોને લગતું જ્ઞાન અને તેનું ફળ પાઠક જાણે છે જ એટલું માની લઇને જ આગળ વિચાર કરીએ.

સૌથી પહેલાં તો માણસને એમ પ્રશ્ન ઉઠે છે કે "ઇશ્વરને જાણવો જ શા સારુ?" આ "શા માટે" નો જ્યાં સુધી સમાધાનકારક ઉત્તર ન મળે ત્યાં સુધી મનુષ્યની ઇશ્વરજ્ઞાન પ્રાપ્તિ માટે પ્રવૃત્તિ થતી નથી। તો ઈશ્વિરજ્ઞાનનું પ્રયોજન શું? આ પ્રશ્નનો જવાબ મનુષ્ય જીવનનાં ધ્યેયનું પહેલાં નિરાકરણ માંગે છે. માણસ આ દુનિયામાં શા માટે આવ્યો છે? આપણી પ્રવૃત્તિમાત્રનું જો પૃથક્કરણ કરીશું તો સમજાશે કે જીવનમાં બે ધ્યેય છે. ભોગપ્રાપ્તિ અને મોક્ષપ્રાપ્તિ. ઉપનિષદ્ આ બેને અનુક્રમે પ્રેય અને શ્રેય કહે છે. માણસ માને છે કે સ્વપ્રયત્ને ભોગ અને મોક્ષ બન્ને મળી શકે છે. શાસ્ત્ર કહે છે કે એ બન્નેની પ્રાપ્તિ ઈશ્વરના જ્ઞાનથી મળે છે. તો મનુષ્ય સાચો કે શાસ્ત્ર સાચું? માણસનો અનુભવ છેવટે કહેશે કે શાસ્ત્રવચન સાચું છે. કેમકે ભોગ અને મોક્ષ યદ્યપિ પુરુષાર્થની અપેક્ષા રાખે છે; છતાં જીવ જીવદશામાં પરતન્ત્ર છે! અને આથી ભોગ અને મોક્ષના પ્રયત્ને પણ તે તેમને મેળવવા અશક્ત નીવડે છે. શ્રુતિ કહે છે કે:–एष हि एव साधु कर्म कारयति तं यं एभ्यः लोकेभ्यः उन्निनिषते । एष हि एव असाधु कर्म कारयति तं यं एभ्यः लोकेभ्यः अधो निनीषते=" અર્થાત્ આ પરમાત્મા જ

તેની પાસે સારાં કર્મો કરાવે છે જેને તે આ લોકોથી ઉપર લઈ જવા ચાહે છે. એ પરમાત્મા જ નિશ્ચય તેની પાસે નઠારાં કર્મો કરાવે છે જેને તે આ લોકોમાંથી નીચે લઈ જવા ચાહે છે." અર્થાત્ આ શ્રુતિવાક્યનો ભાર એ છે કે યદ્યપિ નવીન કર્મ કરતી વેળા જીવ તે કર્મ કરવામાં સ્વતન્ત્ર છે પણ તે કર્મના ફળ ભોગવવામાં તે પરતન્ત્ર છે। કેમકે જીવ જો સર્વથા પરતન્ત્ર હોય તો તો શાસ્ત્ર વગેરેની પ્રવૃત્તિ ન સમજાવી શકાય. આથી પ્રવૃત્તિ નિવૃત્તિમાં જીવ અધિકારી હોઇને તે નવીન કાર્યારંભે સ્વતન્ત્ર છે. પણ ફળ ભોગવવે પરતન્ત્ર છે. પરમાત્મા કોઇ પાસે સારાં અને કોઇ પાસે નઠારાં કર્મ કરાવે છે એ પણ જીવના કર્માનુરૂપજ વ્યવસ્થા હોય છે. આથી પરમાત્મા વિષમ કે નિર્દય છે એ સિદ્ધ થતું નથી. પણ તે અતિશય સમદૃષ્ટિ અને દયાવાન છે એમ સિદ્ધ થાય છે. આ સિદ્ધાંતમાં રહેલું ન્યાય્ય વિચારગાંભીર્ય યોગ્ય સ્થળે બતાવવામાં આવશે. આમ શ્રુતિ=શાસ્ત્રવચન જીવનનું આંશિક પારતન્ત્ર્ય દર્શાવે છે. અને આથી જ પોતાના પ્રયત્નને કેવળ ભોગ કે મોક્ષની પ્રાપ્તિ નથી એમ સૂચવે છે. શ્રુતિના વચનને જ નહિ, આપણો અનુભવ પણ આપણને આ સત્ય સમજાવે છે. જીવ જો સ્વતન્ત્ર હોય તો પોતાનું અહિત ન આચરત. કોઈપણ સ્વતન્ત્ર મનુષ્ય પોતાનું જ અહિત કરે ખરો? જાણવા છતાં આપણે ન કરવા જેવાં કર્મો ઘણી વખત કરી જ દઇએ છીએ। જૂઠું બોલવું અનિષ્ટ છે છતાં માણસ જૂઠું બોલ્યે જ જાય છે। એ એની પરતન્ત્રતા જ નિર્વેદિત કરે છે! મહાભારતકારે દુર્યોધનના મુખે સુન્દર શબ્દોમાં જીવજાતની આ અવશતા બતાવી છે કેઃ-जानामि धर्मं न च मे प्रवृत्तिः जानम्यधर्मं न च मे निवृत्तिः। केनापि देवेन हृदि स्थितेन यथा नियुक्तोऽस्मि तथा करोमि॥ "હું ધર્મને જાણું છું પણ તેમાં મારી પ્રવૃત્તિ થતી નથી. હું અધર્મને જાણું છું પણ તેમાંથી હું હઠી શકતો નથી. કોઇક હૃદયસ્થિત દેવ જેમ મને પ્રેરે છે તેમ હું કરું છું"–જાતને ન છુપાવવાની ટેવવાળો દરેક સજ્જન, દુર્યોધન સાથે પોતાની સહાનુભૂતિ બતાવશે જ. આ ઉપરાંત પણ આપણી પરતન્ત્રતાનું એક સૂચક ચિન્હ છે અને તે "વિઘ્નપરંપરા." જીવ કાંઈ શ્રેયઃકર્મ કરવા શરુ કરે કે અનેક વિઘ્નો આવીને ઉપસ્થિત થઇ જાય! મહર્ષિઓ તપ કરવા જાય–સેંકડો વર્ષો તપ તપે. કોઈ અપ્સરા આવે ને સાંઠ હજાર વર્ષનું સંચિત પુણ્ય પળવારમાં નષ્ટ કરી દે! જો જીવ સ્વતન્ત્ર હોત તો વિઘ્નની પરંપરા ન આવત, પણ આવે છે! એ વિઘ્નોને સ્વશક્તિથી હઠાવવા એ શક્તિમાન થાત, પણ થતો નથી। પશ્ચાત્તાપ ન કરત, પણ કરે છે! મોતથી ન ડરત, પણ ડરે છે! અનિચ્છાએ પણ તે પ્રકૃતિ ધર્મને તાબે

થાય છે જ! આમ જીવની અહિતનિષ્ઠા અને હિતકર્મમાં વિઘ્નપરંપરા એની પરતન્ત્રતા સૂચવે છે. આ અહિતાચરણમાંથી નિવૃત્તિ અને હિતાચરણમાં નિર્વિઘ્ને પ્રવૃત્તિ ઇશ્વરપ્રસાદથી થાય છે. અને ઇશ્વરપ્રસાદ ઇશ્વરજ્ઞાનથી થાય છે. અર્થાત્ ભોગ અને મોક્ષ બન્નેની પ્રાપ્તિ પરમાત્માના જ્ઞાનથી થતી હોવાથી પરમાત્મા જ જાણવા યોગ્ય છે. અર્થાત્ ત્રિવિધ દુઃખની નિવૃત્તિપૂર્વક સાંસારિક બ્રહ્મલોક પર્યન્તના ભોગો અને અપવર્ગરૂપી કૈવલ્ય=મોક્ષનું એક કારણ ઇશ્વરજ્ઞાન છે. અને આથી ઇશ્વર જાણવો જોઇએ એ ઉત્તમ છે.

આમ ઇશ્વર જાણવા યોગ્ય છે એમ તો સમજાય પણ જે વસ્તુ હોય એટલે કે અસ્તિ ધરાવતી હોય તેનું જ્ઞાન સંભવે. પણ જેની અસ્તિ જ ન હોય તેવી કાલ્પનિક ચીજનું જ્ઞાન શક્ય નથી. વંધ્યાપુત્રનું જ્ઞાન ન થાય! તેમ ઇશ્વર હોય તો ઇશ્વરનું જ્ઞાન સંભવે. પણ ઇશ્વર હોય એમ લાગતું નથી! કેમકે હોય તે તો જણાય. ઇશ્વર જણાતો નથી! આથી ઇશ્વર ન હોય એમ જ માનવું રહ્યું. ઇશ્વરના ન હોવાપણાને લગતો આ એક સનાતન સંશય છે. આથી ઇશ્વર છે એમ પહેલાં તો હૃદયમાં ઠરવું જોઇએ. તો ઇશ્વર છે એમ કેવી રીતે સમજાય! ઇશ્વરની અસ્તિ પ્રમાણોથી સિદ્ધ થાય છે. એમાં કલ્પનાને આવકાશ જ નથી! હા. એક વાત છે કે દુનિયાની બધી વસ્તુ બધાને જ પ્રત્યક્ષ પ્રમાણથી જણાય જ એવો આગ્રહ રાખવો એ બુદ્ધિમત્તાનું દેવાળું છે. કેમકે એક પ્રત્યક્ષ પ્રમાણ જ પ્રમાણ નથી. તે ઉપરાંત પણ બીજાં પ્રમાણો છે અને કેટલીક વસ્તુઓ આરંભે પ્રત્યક્ષ સિવાયનાં પ્રમાણથી જ સમજાય છે અને છેવટે પ્રત્યક્ષ પ્રમાણનો પણ તે વિષય થાય છે! ઇશ્વરનું અસ્તિત્વ, પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ નામના ત્રણેય શિષ્ટસંમત પ્રમાણથી સિદ્ધ થઇ શકે છે. પ્રત્યક્ષ પ્રમાણના બે ભેદ છે. એક અપર પ્રત્યક્ષ અને બીજું પર પ્રત્યક્ષ. ઇન્દ્રિયોના આશ્રયે-આધારે-અવલંબનથી થતું જ્ઞાન અપર પ્રત્યક્ષ છે. સમાધિમય દશામાં થતું નિઃસંશય, અનારોપિત અને અબાધિત જ્ઞાન એ પરપ્રત્યક્ષ છે. આ પરપ્રત્યક્ષ પ્રમાણ સૌથી વડું છે. એનાથી ઉતરતી કોટિનું અને એમાંથી જ જન્મતું તે શબ્દપ્રમાણ એટલે કે શાસ્ત્રપ્રમાણ છે. શાસ્ત્રપ્રમાણથી ઉતરતી કોટિનું પ્રમાણ તે અનુમાનપ્રમાણ છે. અને અનુમાનથી પણ ઉતરતી કોટિનું પ્રમાણ તે અપર પ્રત્યક્ષ છે! એટલે અપર પ્રત્યક્ષથી તો ઇશ્વરની અસ્તિ પકડાતી નથી. પણ સૂક્ષ્મતમ વિષયમાં અપર પ્રત્યક્ષની ઓછામાં ઓછી લાયકાત હોવાથી, તેનાથી ઇશ્વર જો ન પકડાતો હોય તો તે શોકનો વિષય જ નથી! આથી સૌથી પહેલું વ્યવહારભૂમિમાં શાસ્ત્રપ્રમાણ આવે

છે. અને વેદાદિ શાસ્ત્રો તો ખૂંટ બહેરો પણ સાંભળે એવી મૃગેન્દ્ર ગર્જનાથી ઇશ્વરનું અસ્તિત્વ પોકારે છેઃ—"ईशावास्यमिदं सर्वं," तमीश्वराणां परमं महेश्वरं तं देवतानां परमं च दैवतं। पतिं पतीनां परमं परस्तात् विदाम देवं भुवनेशं ईड्यम्," ઇત્યાદિ વેદ વચનો, "ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति," क्लेशकर्मविपाकाशयैः अपरामृष्टः पुरुषविशेषः ईश्वरः" ઇત્યાદી સ્મૃતિવચનો ઇશ્વર છે એમ નિઃશંકપણે કહે છે. આમ શબ્દપ્રમાણ તો ઇશ્વરાસ્તિત્વપ્રતિપાદક છે જ.

આ ઉપરાંત અનુમાનપ્રમાણથી પણ ઇશ્વર છે એમ સાબિત થાય છે. જગતના જન્મ સ્થિતિ અને લય વગેરેનું કંઇપણ કારણ હોવું જ જોઇએ. કેમકે જગતમાં કાર્યપણાના ધર્મો છે. જે કાર્ય હોય તેનું કંઇ ને કંઇ કારણ હોવું જ જોઇએ. કેમકે અકસ્માત્ જેવી મતિમાનને માટે કોઇ ચીજ નથી. જે જે કાર્ય ઉપજે છે તે તે કંઈ કારણમાંથી જ ઉપજતું કે ઉપજાવાતું આપણે જોઇએ છીએ. આથી જગતરૂપી, કાર્યકારણશૂન્ય હોય એમ માનવું એ ભીંત ભૂલવા બરોબર છે! સ્વભાવ, શક્તિ, કર્મ વગેરે યદ્યપિ સહકારી કારણો છે પણ તે બધાંય કોઇ ચેતન કારણ સિવાય જગદ્રચનાનો આરંભ કરી શકે નહિ. પ્રકૃતિ પણ જગતનું સ્વતંત્ર કારણ નથી. કેમકે તે અચેતન છે. આથી સ્વભાવથી માંડીને પ્રકૃતિ પર્યન્તના સંભવિત કારણમાત્ર મુખ્ય કારણરૂપ ઇશ્વર સિવાય–ચેતન ઇશ્વર સિવાય સ્વતંત્રપણે જગદ્રચના–સ્થિતિ કે લય માટે સમર્થ નથી! આથી આ જગતરૂપી મહારચના જેણે ઉપજાવી છે, ઉપજેલી એવી એનું જે સ્થિતિકારણ છે, અને વણસી જતી એવી એ રચનાનું જે લય કારણ છે તે જ ઇશ્વર છે. અર્થાત્ ઇશ્વર જ આ જગતનું અભિન્નનિમિત્તોપાદાન કારણ છે, એમ કાર્ય ઉપરથી નિરાંતે અનુમાન કરી શકાય.

આમ શબ્દ અને અનુમાનથી જેનો નિશ્ચય થાય છે તે ઇશ્વરને લગતી છેવટની ખાત્રી પેલાં પરપ્રત્યક્ષથી થાય છે જ. સમાધિ નામની એટલે કે વિશુદ્ધતમ ચિત્તની એકાગ્રતા નામની પણ કોઈ ચીજ છે! એ સમાધિ અવસ્થામાં દરેકને પરમાત્માનું પ્રત્યક્ષ દર્શન થઇ શકે છે. સૌને નથી થતું માટે એ પ્રમાણ વિશ્વસ્ય નથી એમ કહેવું એ મતિમન્દતા છે. કેમકે એ અવસ્થા પ્રયત્નસાધ્ય છે. અને પ્રયત્ન ન કરવો હોય અને તકીએ બેસીને કે ખુરસીમાં બેસીને વાદવિવાદમાં રણ જીતવું હોય તો તે તો જીતાય એમ નથી! પ્રમાણના દોષે પ્રમેયનો અભાવ થઇ જતો નથી. ઘુવડ સૂર્યની અસ્તિ નાસ્તિમાં પ્રમાણરૂપ નથી! આંધળો બહેરો જેમ રૂપ કે સંગીતની અસ્તિમાં પ્રમાણરૂપ નથી

તેમ પ્રયત્નમંદની કાંગારોળ પ્રયત્નવીરને માટે પ્રમાણરૂપ નથી. આમ ત્રણેય પ્રમાણોથી ઇશ્વર છે એમ સાબિત થાય છે. અને જે છે તેનું યોગ્ય પરિસ્થિતિમાં જ્ઞાન થાય છે જ. યોગ્ય પરિસ્થિતિ ઉપજાવો એટલે 'ઓક્ષીજન' અને 'હાઇડ્રોજન' મળીને પાણી થાય જ. યોગ્ય પરિસ્થિતિના અભાવમાં ઓક્ષીજન અને હાઇડ્રોજનમાં પાણી ઉપજાવવાની તાકાત હોવા છતાં તે તે પરિણામ ઉપજાવવા અશક્ત જ નીવડે છે. વિસ્તારભયે આ વિષયનો વિસ્તાર ઇષ્ટ છતાં કર્યો નથી !

આમ 'છે' એમ સમજાયા બાદ "ઇશ્વર 'કેવો' છે ?" આ પ્રશ્ન ઉપજે છે. અર્થાત્ 'છે' એટલું જાણવું એ તો સામાન્ય જ્ઞાન થયું. સામાન્ય જ્ઞાન પછી વિશેષ જ્ઞાન માટે ઉત્સુકતા પેદા થાય છે. અને તે ઉપરાંત વિશેષ જ્ઞાનજ જીવનમાં ઉપયોગી છે। તો ઇશ્વર કેવા છે એ વિચારવું રહ્યું.

આ પરમાત્મા ચિન્મય છે. એટલે કે જ્ઞાનસ્વરૂપ છે. કેમકે પરમાત્મા પ્રકૃતિના પ્રેરક છે. જેમ આપણે આપણાં શરીર વગેરેના પ્રેરક છીએ તેમ પ્રકૃતિ વગેરે સમસ્ત જડશક્તિના પ્રેરક પરમાત્મા ચેતનરૂપ છે. વેદ કહે છે– "सत्यं ज्ञानं अनन्तं ब्रह्म", "चेतनश्चेतनानां", "साक्षी चेता केवलो निर्गुणश्च", સ્મૃતિ કહે છે:–"मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरं", ईक्षतेःन अशब्दम्" વગેરે. આથી સૂર્યાદિ ભૌતિક જ્યોતિઓને પણ આત્મજ્યોતિથી સળગાવનાર, પરમાત્મા ચેતનસ્વરૂપ છે.

વળી એ ઇશ્વર આનન્દમય છે. કેમકે એવો એટલે કે ઇશ્વર આનન્દમય છે એવો અનુભવ થાય છે. ત્રણે કાળે આપણને આ અનુભવ થાય છે. શબ્દાદિ વિષયોના સંયોગ કાળે, સુષુપ્તિ કાળે અને સમાધિ કાળે. પરમાત્માના આનન્દનો જ અંશ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધના અનુકૂલ વેદન સમયે આપણે અનુભવીએ છીએ. આ આનન્દ બાહ્ય વિષયોનો નથી. કેમકે ઉંઘમાં તો બાહ્ય વિષયોનો અભાવ હોય છે. અને છતાં આનન્દનો અનુભવ થાય છે. આથી એમ નક્કી થાય છે કે જાગ્રત અવસ્થામાં પણ જે છે તે વિષયજન્ય આનન્દ નથી, પણ મૂળભૂત જે આનન્દ છે તે આનન્દને પ્રકટ થવામાં, વિષયનો સંયોગ ચિત્તની એકાગ્રતા કરી દેતો હોઇને, દ્વારરૂપ થાય છે. અર્થાત્ વિષયાનન્દથી માંડીને ભૂમાનન્દ પર્યન્તના જેટલા આનન્દો છે તે તમામ તે મૂળ પરમપિતા પરમાનન્દસ્વરૂપ પરમાત્માના આનન્દનાંજ પ્રતિબિંબો છે. અને મુખ્ય તો બિંબ હેય છે, પ્રતિબિંબ નહિ. આથી પરમાત્મા આનન્દસ્વરૂપ છે. શ્રુતિ તો કહે છે જ કે "रसो वै सः," "रसं ह्वि एव अयं लब्ध्वा

ज्ञानन्दी भवति," "एतस्य एव आनन्दस्य अन्यानि भूतानि मात्रां उपजीवन्ति," "विज्ञानं आनन्दं ब्रह्म," "खं ब्रह्म," "आनन्दं ब्रह्मणो विद्वान्" વગેરે. આ ચિદ્‌ઘન પરમાત્મા આનન્દરૂપ હોવાથી જ-અક્ષય્ય સુખરાશિ હોવાથી જ પ્રાપ્તવ્ય છે!

આમ પરમાત્મા છે. ચિત્સ્વરૂપ છે. આનન્દ સ્વરૂપ છે. આ પરમાત્માનું 'હોવાપણું'–'અસ્તિ' ત્રિકાલાબાધિત છે. એટલે કે પરમાત્મા નિત્ય છે–સદા હોનારા છે. એનો કદી આવિર્ભાવ તિરોભાવ થતો નથી પણ હમેશને માટે જેવા છે તેવા જ છે એમ પણ સમજાય છે. કેમકે પરમાત્મા અપરિણામી છે. આ "અપરિણામીપણું" અખંડ પ્રકાશકતા ઉપરથી સિદ્ધ થાય છે! "ઘટ જ્ઞાન થયું" અને પટ જ્ઞાન ગયું." ઘટવૃત્તિનો ઉદય અને પટવૃત્તિનો અસ્ત થતો લાગે છે એટલે કે વૃત્તિનું પરિણામ માલૂમ પડે છે. પણ એ પરિણામ અંતઃકરણનું છે એમ સમજવું. જ્ઞાનનું નથી ! કેમકે એક વૃત્તિનો ઉદય અને બીજીનો લય એ બન્નેને જ્ઞાન તો અખંડિતપણે પ્રકાશિત કરે છે. અર્થાત્ ઘટજ્ઞાનની ઉત્પત્તિ અને પટજ્ઞાનનું તિરોધાન એ બન્નેને આપણે જાણીએ છીએ. જેને આપણે જાણીએ તે આપણાથી ભિન્ન હોય છે તો જ્ઞેયનો ભેદ થતાં જ્ઞાનનો ભેદ થતો નથી. પણ જ્ઞાન તો ઉભયવૃત્તિનું અખંડપણે પ્રકાશન કરે છે. આથી જ્ઞાન-મૂળજ્ઞાન સ્વરૂપે અપરિણામી છે. અર્થાત્ પરમાત્મા સદા હોનારા, સદા જ્ઞાનસ્વરૂપ અને સદા સુખસ્વરૂપ છે. પરમાત્માનું જે સ્વરૂપ છે તે જ જીવનું પણ છે. કેમકે પરમાત્માનો જ જીવ અંશ છે. ફેર એટલો છે કે જીવની તમામ શક્તિઓ ઉપાધિને લઇને મર્યાદિત અને તિરોહિત થઈ ગઇ છે. આ માયાકૃત મર્યાદાઓને તોડી નાંખી સ્વરૂપમાં હંમેશને માટે રહેવું એ પેલું ભૃગુનું દર્શન છે!

આમ પરમાત્મા મૂળ સ્વરૂપે સચ્ચિદાનન્દરૂપ છે. આ ઉપરાંત પરમાત્મામાં કેટલાક ધર્મો પ્રકૃતિના સંયોગને લઇને આપણને પ્રતીત થાય છે. એ પરમાત્મા સર્વાન્તર્યામિ છે. એટલે કે વસ્તુમાત્રની અંદર મૂળ સ્વરૂપે રહેલા હોઇને અંદરથી સૌનું તે નિયમન કરે છે. શ્રુતિ કહે છે કે "यः सर्वेषु भूतेषु तिष्ठन्...सर्वाणिभूतानि अंतरः यमयति एष ते आत्मा अन्तर्यामि अमृतः" ગીતા કહે છે કે ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । भ्रामयन् सर्वभूतानि यंत्रारुढानि मायया" આમ પરમાત્મા સૌની અંદર રહી સૌનું નિયમન કરતા હોઇને, સંપ્રેરક હોવાથી, સર્વસ્વામી છે એમ પણ સમજાય છે.

સચ્ચિદાનન્દ પરમાત્મા અંતર્યામિ છે તે ઉપરાંત તે સર્વજ્ઞ છે. સર્વજ્ઞ સિવાય કોઈપણ જીવમાત્રના શુભાશુભ કર્મનાં ફળ આપવા શક્તિમાન નથી. અને સૌને પોતપોતાના કર્માનુરૂપ ફળ તો મળે છે જ. આથી જીવમાત્રના અસંખ્ય, પરસ્પર વિલક્ષણ, કર્મોને ઈશ્વર સિવાય કોઇ જાણી શકતું નથી અને તે જાણ્યા સિવાય કર્મફળનું દાન થઇ શકતું ન હોવાથી પરમાત્મા સર્વજ્ઞ છે એમ સિદ્ધ થાય છે. શ્રુતિ અને સ્મૃતિની પણ અહીં સંમતિ છે. વેદ કહે છે કે, "यः सर्वज्ञः सर्वविद् यस्य ज्ञानमयं तपः", "ज्ञः कालकालो गुणी सर्वविद् यः" ગીતાજી કહે છે—"वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन। भविष्याणि च भूतानि" મહામુનિ પતંજલિનું સૂત્ર છે કે "तत्र निरतिशयं सर्वज्ञबीजम्." આથી પરમાત્મા સર્વજ્ઞ છે. પરમાત્માની આ સર્વજ્ઞતા સ્વાભાવિક છે અને સામ્ય કે અતિશયથી મુક્ત છે. અર્થાત્ યોગીની માફક પરમાત્માની સર્વજ્ઞતા ધ્યાનજન્ય નથી પણ સ્વાભાવિક છે. એની સર્વજ્ઞતાની તોલે આવે કે ચઢી જાય એવી કોઈની પણ સર્વજ્ઞતા હોઈ શકતી નથી।

વળી પરમાત્મા સમસ્ત જગતને સંકલ્પમાત્રથી ઉપન્નવતા હોઇને તે સર્વશક્તિ પણ છે. સૃષ્ટિનું ઉત્પાદન વગેરે 'સર્વશક્તિમત્ત્વ' જ સૂચવે છે। સર્વશક્તિ સિવાય કોણ બ્રહ્માંડને પેદા કરી શકે? શ્રુતિ કહે છે—"पराऽस्य शक्तिः विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च"

વળી પરમાત્માનો કોઈ પરમાત્મા હોઇ શકતો નથી. કેમકે જો ઇશ્વરનો પણ કોઈ ઇશ્વર માનીએ તો પછી તેનો પણ કોઈ બીજો ઇશ્વર માનવો જ રહ્યો. આમ ઇશ્વરની પરંપરા પ્રાપ્ત થાય અને એ તો અનવસ્થા દોષ ગણાય. આથી ઇશ્વરનો કોઈ ઇશ્વર નથી। ઇશ્વર જાતે નિરીશ્વર છે। અને ઇશ્વર સૌથી પરમ હોઇને અને તેનાથી અદકો કે તેના સરખો કોઇ ન હોઇને તે સ્વતંત્ર છે। અર્થાત્ સૃષ્ટિની ઉત્પત્તિ વગેરેમાં પરમાત્માનું નિરંકુશ સ્વાતંત્ર્ય છે। શ્રુતિ કહે છે. "सोऽक्षरः परमः स्वराट्"

આવા નિત્ય, સચ્ચિદાનન્દ સ્વરૂપ, અંતર્યામિ, સર્વજ્ઞ, સર્વશક્તિ, પરમ સ્વતંત્ર, પરમ ઇશ્વર સર્વનું કારણ હોઇને સર્વવ્યાપી છે. અર્થાત્ જગત પરમાત્માનું કાર્ય છે. અને આથી જ કાર્યકારણના નિયમે કાર્ય વ્યાપ્ય હોય છે અને કારણ વ્યાપક હોય છે. ઘડો જો મૃત્તિકાનું કાર્ય છે તો ઘડાના અણુઅણુમાં મૃત્તિકા વ્યાપેલી રહે છે જ. આથી જગત્ જેટલું વિસ્તરેલું છે તેટલો અને તેનાથી પણ અનન્તગણો વ્યાપક પરમાત્મા છે. અર્થાત્

વસ્તુમાત્રમાં, વસ્તુમાત્રનું અભિન્નનિમિત્તોપાદાનરૂપ પરમાત્મા વ્યાપેલા છે. અર્થાત્ પરમાત્મા સિવાયની કોઇ ઠાલી વસ્તુ નથી! અર્થાત્ પરમાત્મા આગળ, પાછળ, પડખે, ઉપર, નીચે, અંદર, બહાર નિરન્તર પરિપૂર્ણ છે! ભગવાન વેદનું વચન છે કે " एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा."

વિચાર કરતાં પરમાત્મા કેવા હોઇ શકે એ આપણે જોયું. હવે આગળ બાકી રહ્યા બે પ્રશ્નો. પહેલો એ કે આવા પરમાત્મા છે એમ જાણવાથી આપણને ફાયદો શો? પરમાત્માના જ્ઞાનથી આપણા જીવનમાં શું એવો લાભ થઈ જાય છે કે જેથી આટલો બધો પરિશ્રમ પ્રાપ્ત કરવો પડે? આ પ્રશ્નના નિઃશંક સમાધાનમય ઉત્તરમાં જીવનની કૃતકૃત્યતા છે. અર્થાત્ બ્રહ્માત્મજ્ઞાનનું ફળ શું? એનો ટૂંકમાં ટૂંક ઉત્તર એ છે કે જીવ જો પોતાના સ્વરૂપભૂત પરમાત્માને જાણે તો તે પણ મુક્ત થાય છે! અર્થાત્ જન્મમરણમાંથી મુક્તિ એ બ્રહ્માત્મજ્ઞાનનું ફળ છે! આ મુક્તિ એટલે જીવનમુક્તિ અને વિદેહમુક્તિ. એટલે કે જીવતાં જીવત જીવ પોતાનો મહામહિમા અનુભવે છે અને મર્યા બાદ પણ તે સ્વમહિમામાં પોતાની સ્થિતિને સાક્ષાત્ જાણી શકે છે. આ બે મુક્તિમાં જીવનમુક્તિ એ મુખ્ય છે. વિદેહમુક્તિમાં જીવનમુક્તિ જ વિશ્વાસ ઉપજાવી શકે છે. અર્થાત્ બ્રહ્માત્મજ્ઞાનની પ્રાપ્તિમાં સાંસારિક ત્રિવિધ દુઃખનો કોલાહલ શમી જાય છે. જન્મ, મરણ અને જન્મમરણના અંતરાલમાં ભાસતાં અનેક અનર્થના ટોળાં, અવિદ્યા અને તેની અપાર સંતતિએ ઉપજાવેલું ભવ્ય, ભ્રામક, સાંસારિક, સ્વાપ–ચિત્ર, સદાને માટે, સૂર્ય સમક્ષ અંધકારની છટાની પેરે ઉડી જાય છે! ભગવાનની દૈવી ભાષામાં કહીએ તો यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः। यस्मिन् स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते– જે મળતાં તેનાથી અદકું કાંઈ પણ મળી શકે એમ નથી એવો જાતઅનુભવ થાય અને જે લાભમાં નિરન્તર રહેલો, સુખસ્વરૂપ થઈ ગયેલો હોઇને મનુષ્ય શરીરવિયોગના ગુરુદુઃખે પણ ચળતો નથી–એવો આ બ્રહ્માત્મજ્ઞાન લાભ એ પરમ લાભ છે! અર્થાત્ " दुःखत्रयाभिघातात् " ની નામરદ રોક્કળ ઉડી જાય અને " आनन्दादेव हि खल्विमानि भूतानि जायन्ते–आनन्दो ब्रह्म–એવું ભૃગુ ઋષિનું મરદાનગીભર્યું દર્શન થઈ જાય એ જ જીવનની એક કમાણી છે. આ દર્શનથી વ્યક્તિગત અને સમષ્ટિગત જીવનમાં કેવું પરિવર્તન થઇ જાય છે તે આગળ કહેવામાં આવશે.

બીજો પ્રશ્ન એ છે કે આવો બ્રહ્માત્મજ્ઞાનનો લાભ મળે કેવી રીતે? અર્થાત્ જીવનની કૃતકૃત્યતા મેળવવા માટે સાધનો કયાં છે? અને આ છે એક

અતિ અગત્યનો સવાલ. અહીંથી જ પુરુષાર્થીને માટે પુરુષાર્થનો પ્રદેશ શરૂ થાય છે. વેદાન્તને જાતમાં ઉતારવાને માટેની સાધનસંપત્તિની પ્રાપ્તિમાં માણસે ખર્ચાઈ જવું ઘટે. કેમકે જ્યાં સુધી વેદાન્તનો સિદ્ધાન્ત જાતઅનુભવે સ્થિર ન થાય ત્યાં સુધી ઉપલું બધુંય જ્ઞાન ભારરૂપ લાગે છે. વેદાન્તવિજ્ઞાને દેશમાં અકર્મણ્યતા–પ્રમાદ–ભીરુતા–અનુદ્યોગ–મહામોહ વગેરે આણ્યાં છે એમ જે કેટલાકને યોગ્યપણે ભાસે છે તેનું કારણ વેદાન્તવિજ્ઞાન નથી પણ એને પચાવવાને માટે–જીવનમાં વણી દેવા માટે– સ્વાભાવિક બનાવી દેવા માટે જે સાધનસંપત્તિનો પ્રકર્ષ જોઈએ છે તેની ઊણપ છે. બાકી અમૃતપાન કદી મોત ન ઉપજાવે! અને અનધિકારીને માટે તો આ અમૃત પણ વિષરૂપ નિવડે છે. આથી આ ખૂબ જ અગત્યના વિષયને પૂરો જાણી લેવો રહ્યો. વેદાન્તના આ છેવટના દર્શનને આત્મસમવાયી કરવા માટે સાધન છે યોગ. યોગના વિરહમાં વેદાન્ત પાંગળું છે, આંધળું છે, નિર્વીર્ય છે, વાંઝિયું છે.

આ યોગને ત્રણ પ્રકારે સમજી શકાય. કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ. આ ત્રણેય પ્રસિદ્ધ શબ્દો છે. આ ત્રણ શબ્દો શબ્દદશાએ જૂદા છે, પણ આચરણ દશાએ એક છે. આથી સંસ્કારદશાએ કોઈ જીવને કર્મયોગ ભાવે, કોઈને ભક્તિયોગ ગમે કે કોઈને જ્ઞાનયોગ અનુકૂળ આવે તો એ દર્શનભેદ કંકાસનું કે વાદવિવાદનું કે સંપ્રદાયભેદની તીવ્રતાનું કારણ ન હોવું ઘટે. આ બાબતમાં જે જનતામાં બુદ્ધિભેદ કરાવે છે તે ઇશ્વરનો અપરાધી બને છે. કેમકે પરમાત્માને તો સૌ જીવ પોતાના છે! કર્મ, જ્ઞાન અને ભક્તિની ત્રિવેણીનો જે ધન્ય જીવમાં સંગમ થાય છે તે મહામના જીવ પ્રયાગરાજ તીર્થ જેવો પવિત્ર, સદા પ્રણમ્ય અને પૂજ્ય છે. કેમકે ત્રિવેણીની ત્રણ નદીઓમાં જેમ પાણી તો એકરસ છે–અને એ પાણીનું જ ખરું મહત્ત્વ છે–તેમ કર્મ, ભક્તિ અને જ્ઞાનમાં યોગમયતારૂપી પાણી તો એકરસ છે અને તેનું જ ખરૂં મહત્ત્વ છે. તો આ યોગમયતા કેવી રીતે પ્રાપ્ત થાય–એ પ્રાપ્ત કરવામાં આડે આવતી અડચણો કેવી રીતે દૂર કરાય એ બધું સાચો જીજ્ઞાસુ જાણે. કેમકે તેના સિવાય છૂટકો નથી!

આમ. અત્યાર સુધીનાં વિવેચનમાંથી જણાયું હશે કે કૈવલ્ય એ ધ્યેય છે. એ કૈવલ્યનું સાધન વિવેકજ્ઞાન છે. વિવેકજ્ઞાન સમાહિત=યોગમય ચિત્તને મળે છે. આથી યોગ અને તેની પ્રાપ્તિનાં સાધનો એ વિચારણીય છે. એનો યથાર્થ વિચાર કરી તન્મય=સાધનમય બની જવામાં જીવનસિદ્ધિ છે.

તો યોગ એટલે શું? યોગ એ ચિત્તની–મનની-હૃદયની એક ખાસ અવસ્થા છે. હૃદયમાં ઉભરાતી રાજસ અને તામસ વૃત્તિઓના નિરોધપૂર્વક સત્ત્વવૃત્તિનો એકતાન ઉદય, અગર તો તે કેવલ ધ્યેયાકાર સાત્વિક વૃત્તિનો પણ નિરોધ એટલે યોગ. વૃત્તિ એટલે દશ્યવસ્તુના આકારે ચિત્તનું પરિણામ. બાહ્ય કે આભ્યન્તર દશ્ય વસ્તુમાત્રનાં આકારે, ઇન્દ્રિયો દ્વારા કે સંસ્કાર દ્વારા પરિણામ પામવાના ચિત્તના સ્વભાવને, વૈરાગ્ય અને અભ્યાસ દ્વારા, નિર્વીર્ય કરી નાંખવો એટલે યોગ છે. અર્થાત્ હૃદયમાં, ઇન્દ્રિયો વગેરેની પ્રણાલિકાથી, ફેલાયેલા, અને ઠરેલા સંસારને, વૈરાગ્ય અને અભ્યાસદ્વારા બહાર કાઢી નાંખી, હૃદયને સંસારશૂન્ય કરવાનો પ્રયોગ તે યોગ છે! અને હૃદયમાં તો બે જ વસ્તુ ઠરીઠામ વસે છે. એક સંસાર અને બીજો પરમાત્મા. જ્યાં સુધી વૃત્તિના વિસ્તારે ખળભળતો સંસાર સ્ફુરે છે ત્યાં સુધી પેલા પરમાત્મા ચમકતા નથી! પણ એક વખત વૃત્તિનો વિસ્તાર ટળ્યો કે બાકી રહેલાં પરમાત્મા સ્વયમેવ નિજ-મહિમામાં વિરાજતા સાક્ષાત્ જણાય છે! પરમાત્મા તો સંસારકાળે પણ હતા જ, પણ વૃત્તિની ભીડમાં અદશ્ય હતા. એ વૃત્તિની ભીડ વિરલ બને કે તરત પરમાત્મા સુદશ્ય થાય છે. એ અનન્તકાળથી વૃત્તિના વમળમાં દબાઇ રહેલા પરમાત્મા એક વખત જણાયા કે પછી હંમેશને માટે–વૃત્તિના ઉદાર કાળે પણ પેલો ભૃગુઋષિનો અનુભવ જોરથી હૃદયમાં ઉછાળા માર્યા કરે છે કે "आनन्दो ब्रह्म" આથી જ સંત શિરોમણિ ભગવાન શંકરાચાર્ય કાવ્યમય ભાષામાં કહે છે કેઃ–"अहंकारो धियं ब्रूते तं सुप्तं मा प्रबोधय। उत्थिते परमानन्दे न त्वं नाहं न वै जगत्" ॥=અહંકાર બુદ્ધિને કહે છે કે 'તે સુતેલા પરમાત્માને તું રખે જગાડતી! કેમકે એક વખત તે પરમાનન્દસ્વરૂપ જાગૃત થયું તો પછી હે બુદ્ધિ! તું પણ ન હશે, હું પણ ન હોઇશ કે આ જગત્ પણ ન રહેશે!' આથી પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિરૂપ પાંચ ક્લિષ્ટ કે અક્લિષ્ટ=દુઃખદાયી કે અદુઃખદાયી– સુખકારી વૃત્તિના સંચારરૂપ સંસારને નપુંસક બનાવી દેવો, અને તે પછી બાકી રહેલી સ્થિતિમાં ડૂબકી મારવી એટલે જ યોગ છે. અને યોગ એટલે જ પ્રાપ્તિ છે! એટલે કે ઇશ્વરમયતા છે! અનુભવ છે.

આ યોગમયતા કેવી રીતે સિદ્ધ થાય? ઉત્તમ અધિકારી માટે શાસ્ત્રે બે ઉપાયો સૂચવ્યા છે. વિરાગ અને અભ્યાસ. તેમાં વિરાગના બે ભેદ છે. અપર અને પર વૈરાગ્ય. આ અપર વૈરાગ્યની ચાર અવસ્થા છે. યતમાન, વ્યતિરેક, એકેન્દ્રિય અને વશીકાર. રાગદ્વેષ વગેરે કલેશો અને ઇર્ષ્યા વગેરે

વગેરે ઉપક્લેશરૂપી દોષો ઇન્દ્રિયોને વિષયોમાં અજ્ઞાત્ પ્રવર્તાવે છે. એ ક્લેશ અને ઉપક્લેશરૂપી દોષોની નિવૃત્તિ માટે મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા નામની ચાર ભાવનાઓને જીવનમાં સિદ્ધ કરવાને માટે યત્નશીલ રહેવું એટલે યતમાન નામનો વિરાગ છે. અર્થાત્ સુખીને જોઇને સદા મૈત્રીનું ભાવન કરવું, દુઃખીને જોઇને કરુણાનું ભાવન કરવું, પુણ્યશાલી જીવને જોઇને હર્ષનું ભાવન કરવું અને પાપમાં ઉપેક્ષા રાખવી એટલે યતમાન નામનો વૈરાગ્ય છે. અર્થાત્ સાધકના જીવનમાં પ્રાણીમાત્ર તરફ મિત્રભાવ, કરુણાભાવ, હર્ષભાવ સિદ્ધ અને સ્વાભાવિક થઈ જવો ઘટે. મૈત્રી વગેરે ચાર ભાવના સહજ થતાં ઈર્ષ્યા, પરોપકાર કરવાની ઇચ્છા, અસૂયા અને અમર્ષ નામના ચાર મહા ખંધા દોષોની હંમેશને માટે નિવૃત્તિ થઇ જાય છે.

આમ યતમાન નામના વિરાગને સિદ્ધ કરવામાં અવિરત પ્રયત્ન કરનાર પુરુષને જાતઅનુભવે સમજાશે કે અમુક દોષો તો ટળ્યા, પણ અમુક હજી જીવે છે. બસ. ટળેલાને ટાળવાને માટે તો અધિક પ્રયત્ન જરૂરી નથી. મૈત્રી સિદ્ધ થઈ જાય તો મૈત્રીને માટે વધુ પ્રયત્ન જરુરી નથી, પણ મૈત્રી સિદ્ધ થતાં, કરૂણા જો સિદ્ધ થઇ ન હોય તો, કરુણાની સિદ્ધિ માટે જ પ્રયત્નની તીવ્રતા કરવી ઘટે. અર્થાત્ નિવૃત્ત થયેલા દોષને નિવૃત્ત થનાર દોષથી જૂદો તારવી ભાવિમાં જે નિવૃત્ત થનાર છે તેના ઉપર પ્રયત્નને કેન્દ્રિત કરવો રહ્યો. આનું નામ વ્યતિરેક વૈરાગ્ય છે.

આમ યતમાન અને વ્યતિરેક વૈરાગ સિદ્ધ થતાં સ્થૂલરૂપે તો ઈર્ષ્યાદિ દોષો નિવૃત્ત થઇ જાય છે, પણ મનમાં તેની હજી સૂક્ષ્મરૂપે જડ રહી જાય છે. આ મનમાં જડ ઘાલીને બેઠેલા દોષોની નિવૃત્તિ માટે રાત્રિદિવા પ્રયત્ન કરવો એટલે એકેન્દ્રિય નામનો વિરાગ કહેવાય છે.

આમ મનમાં પિપર કરીને રહેલા દોષોને શોધી શોધીને સાફ કરતાં ચિત્ત પ્રસન્ન થાય છે. સ્થૂલ–સૂક્ષ્મ સર્વ રીતે રાગાદિ દોષોની નિવૃત્તિ થતાં ચિત્તની જે અવસ્થા રહે છે તે વશીકાર સંજ્ઞા નામનો વિરાગ કહેવાય છે. આ વશીકાર સંજ્ઞા વૈરાગ્ય પહેલા ત્રણ વિરાગ સિદ્ધ થાય તો જ સિદ્ધ થાય છે. બસ, આ ચારે પ્રકારનો વૈરાગ્ય સહજ થતાં કેવલ એક ધ્યેયાકાર સાત્વિક પ્રમાણવૃત્તિજ વિદ્યમાન રહે છે. એ કેવલ એક ધ્યેયાકાર સાત્વિક પ્રમાણવૃત્તિજ વિષયભેદે સંપ્રજ્ઞાત યોગ કહેવાય છે. આ સંપ્રજ્ઞાત યોગ પ્રકૃતિ અને જીવાત્માના સાક્ષાત્કાર માટે એટલે કે સ્વરૂપદર્શન અને તજ્જન્ય

હેયોપાદેય વિવેક માટે એક સાધન છે. અર્થાત્ અપરવૈરાગ્ય ચિત્તની તે અવસ્થા આણે છે કે જે અવસ્થા પ્રકૃતિપર્યન્તના વિષયમાત્રમાં સાધકને સ્વાભાવિક ઉપેક્ષાબુદ્ધિ આણે છે.

આમ અપરવૈરાગ્યની સિદ્ધિ પછી સાધકને માટે પરવૈરાગ્યમાં પ્રવૃત્તિ થાય છે. અપરવૈરાગ્યથી પ્રકૃતિ અને પુરુષનો વિવેક-સુદૃઢ વિવેક થાય છે. અને ત્યારબાદ પુરુષ-જીવાત્માનો સાક્ષાત્કાર થાય છે. જીવાત્માના સાક્ષાત્કારથી ગુણમાત્રના ઉપર માણસને અલંબુદ્ધિ ઉપજે છે. એટલે કે પ્રકૃતિના સત્વગુણ ઉપર પણ માણસને ઉપેક્ષાબુદ્ધિ ઉપજે છે. આથી પ્રકૃતિનો પરિપૂર્ણપણે ત્યાગ અને પુરુષમાં-એટલે કે સ્વરૂપમાં નિરન્તર સ્થિતિ હોવી એ જ પરમવૈરાગ્ય છે. આ પરમવૈરાગ્યની જ પરમદદ પુરુષના પણ અંતરાત્મારૂપ જે પરમાત્મા તેના દર્શનમાં પરિણમે છે. બસ. આ પરમવૈરાગ્ય જ પરમાત્માની પ્રાપ્તિમાં એક સાધન છે. આ પરમવૈરાગ્ય એ કલેશની દગ્ધાવસ્થા છે. એ અવસ્થામાં જ પેલા ભૃગુનો અનુભવ સાધકને માટે સ્ફુરે છે કે "आनन्दो ब्रह्म" આ પરમવૈરાગ્યની અવસ્થાને જ શાસ્ત્રકારો અસંપ્રજ્ઞાત યોગ કહે છે.

આ અપર અને પરમવૈરાગ્યનાં મૈત્ર્યાદિ સાધનોનો વારંવાર અભ્યાસ એટલે અભ્યાસ છે. આ અભ્યાસ, દીર્ઘકાલીન, નિરન્તર અને સત્કારથી સેવવો જોઇએ. એટલે કે મૈત્ર્યાદિ ભાવનાનો અભ્યાસ મરણપર્યન્ત, રાત્રિદિનવ્યાપી અને શ્રદ્ધા, વીર્ય, તપ અને સમજપૂર્વક હોવો જોઇએ. અર્થાત્ સાધક અભ્યાસકાલે વિચ્છિન્ન અભ્યાસ ન કરે, ધ્યેયની વિસ્મૃતિપૂર્વકનો તે ન હોવો ઘટે, અને જે કરે તે સાચું જ છે તેવી શ્રદ્ધાથી, મનોવીર્યથી, તપ અને જ્ઞાનપૂર્વકનો હોવો ઘટે. રહસ્ય એ છે કે સિદ્ધિ અભ્યાસને અધીન છે. અને અભ્યાસમાં જે મોળો પડે-નિરુત્સાહ થાય-તત્કાળ સિદ્ધિને માટે ફાંફાં મારે તે નિષ્ફળ થાય છે. આથી અહીં તો "देहं पातयामि वा अर्थं साधयामि" ની મનોદશા હોવી ઘટે. બુદ્ધ થવું હોય તો કાયાને-મનને-સર્વસ્વને હોમી દેવાની તૈયારી હોવી ઘટે. ક્રાઇસ્ટ બનવું હોય તો શૂળી ઉપર ચડવા તૈયાર હોવું રહ્યું. વિસ્તારભયથી આ વિષયોની વિસ્તૃત ચર્ચા ઇચ્છા છતાં રોકવી પડે છે.

મધ્યમ અને કનિષ્ટ અધિકારી માટે યમ નિયમ વગેરેનું સેવન એ સાધન છે. તેની ચર્ચા માટે અમારા ગીતાભાષ્યનું "વિશેષ-વક્તવ્ય" જોવું

પ્રચાર- આજના ઉન્મત્ત થયેલાં–સંન્નિપાતમાં પીડાતાં જગતને માટે આ તત્ત્વજ્ઞાન એ એક જ રામબાણ ઉપાય છે, કોઇપણ પ્રજાએ જો સનાતન અને સુખદાયી સર્વોદયકારિણી સંસ્કૃતિનું મંડાણ કરવું હોય તો તેનો પાયો આ વેદાન્ત વિદ્યા જ હશે. કેમકે વેદાન્તના સુનિશ્ચિત તત્ત્વજ્ઞાનના પાયા પર મંડાયેલી સંસ્કૃતિ એ સંત સંસ્કૃતિ છે. બીજી તમામ અસત્ સંસ્કૃતિ છે. વેદાન્તનિષ્ઠ સંસ્કૃતિ એ રામમયી સંસ્કૃતિ છે. બીજી રાવણમયી સંસ્કૃતિ છે.

ભારતના સંતોનો જો જગતને કોઇપણ વારસો હોય તો તે આ જ છે. આત્મજ્ઞાન અને તેમાંથી ફળતી વ્યક્તિ અને સમષ્ટિની જીવનસરણી એ ભારતની શોધ છે. અને આ શોધને અનુસરીને જ ભારતીય જીવનની ગૂંથણી કરવામાં આવી છે. વેદાન્તનું જીવનવ્યાપી તત્ત્વજ્ઞાન એ ભારતીય વ્યક્તિગત અને સામાજિક જીવનનું કરોડરજ્જુ છે. આપણું સમાજશાસ્ત્ર, વ્યક્તિગત ઐહિક અને પારલૌકિક જીવનયાત્રાના તમામ નીતિનિયમો આચાર, વિચારો, આપણી દિનચર્યા—આ તમામમાં, દૂધમાં ઘી ની માફક, અરણિમાં અગ્નિની માફક કે કાર્યમાત્રમાં આકાશની માફક આત્મજ્ઞાન અદશ્ય રીતે ઓતપ્રોત છે. આપણા સમસ્ત જીવનનો ઝોક ત્યાગ તરફ છે. ભારતીય જીવનનો સ્વાભાવિક વળાંક બતાવતાં મનુ મહારાજે, સમગ્ર ભારતના પ્રતિનિધિ રૂપ બની ઉચ્ચાર્યું છે કેઃ—

यश्चैतान् प्राप्नुयात् सर्वान् यश्चैतान् केवलाँस्त्यजेत् ।
प्रापणात् सर्वकामानां परित्यागो विशिष्यते ॥

અર્થાત્ જે કોઇ દુનિયાના તમામ પદાર્થોને પ્રાપ્ત કરે અને જે કોઇ દુનિયાના તમામ પદાર્થોને કેવળ છોડે–તો એવા બેમાં સર્વ પદાર્થોની પ્રાપ્તિ કરનાર કરતાં તેમનો ત્યાગ કરનાર ચઢીઆતો છે. આ ત્યાગનિષ્ઠા આત્માના અસંગ સ્વભાવને જીવતાં જીવત સમજીને પચાવવાથી જ ઉપજે.-આ ત્યાગનિષ્ઠા આરંભે મહા કઠોર છતાં પરિણામે અતિમધુર, સત્યની આરાધનામાંથી જ જન્મે છે. ભારતીય તમામ ઐહિક કે પારલૌકિક પ્રવૃત્તિઓનું જો કોઈ એક લક્ષ્યબિન્દુ હોય તો તે આ આત્મજ્ઞાનજન્ય ત્યાગમયતા છે. સનાતન કાળથી જીવનના નજીવામાં નજીવા કર્મથી માંડી મહાનમાં મહાન કર્મપર્યન્ત સર્વત્ર ભારતે એક જ સંકલ્પ સેવ્યો છે અને તે "ન મમ" નો. આ શિવસંકલ્પને પરિણામે કાળની કરાલક્રાન્તિઓ અને વિજાતીય સંસ્કૃતિઓના સર્વભક્ષી સંઘર્ષમાં પણ ભારતીય જીવન હજી ટકી રહ્યું છે. જો આ શિવસંકલ્પને અનુસરી જીવવાનો પ્રયત્ન ચાલુ રખાશે તો એક દિવસ એવો આવશે જ્યારે વળી ગૌરવથી ભારતનો, દુનિયાની તમામ સંન્નિપાત–પીડિત પ્રજાને સંદેશો હશે કેઃ—

"एतत् देशप्रसूतस्य सकाशात् "आत्मज्ञानिनः" ।
स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः ॥"

અર્થાત્ આ દેશમાં જન્મેલા "આત્મજ્ઞાની" માનવ પાસેથી ભૂમંડલમાં સર્વ માનવો પોતપોતાનું ચરિત્ર શીખશે-એટલે કે જીવતાં શીખશે. આકાશમાંથી પડેલું પાણી જેમ સાગરગામી થાય છે, તેમ ભારતીય જીવનની આદિથી અંત સુધીની પ્રવૃત્તિમાત્ર આત્મપર્યવસાયી થાય છે. વેદાન્તવિદ્યા એ ભારતની વૈયક્તિક અને સામુદાયિક સાધના છે. આ સાધનાની સિદ્ધિ વ્યક્તિગત જીવનમાં અમાપ હોય છે. સામુદાયિક જીવનમાં દઢ સંસ્કારરૂપે એ વર્તતી હોઇને, લાંબે ગાળે આખીયે પ્રજાનું જીવન પરિવર્તિત કરી નાંખે છે. આ સાધના "પરમવ્યોમમાં" સૌને સ્થાપિત કરે છે. પરમવ્યોમમાં પ્રતિષ્ઠિતને તો જાત અનુભવે સમજાઇ જાય છે કે પર્વતની તળેટીમાંથી જોયેલું જગત વિષમ અને બીહામણું ભાસે છે. પહેલાં શિખર ઉપરથી જોયેલું તે જ વળી ઓછું વિષમ અને ઓછું બિહામણું ભાસે છે. છેક ઉપરનાં શિખરે પહોંચતાં અને નિહાળતાં તે જ જગત સમાન-સુન્દર અને શિવસ્વરૂપ લાગે છે. અને કેવલ આકાશમાં પ્રતિષ્ઠિત થતાં તો પછી પૃથ્વી પણ તલ જેવડી દેખાય છે! આકાશના ઊંડાણમાં બ્રહ્માંડ અણુ જેવડું પણ રહેતું નથી! અને કેવલ એક શુભ્ર-ધવલ-નીતરું-સર્વવ્યાપી-એકરસ-સ્થિર-નિર્વિકાર આકાશ જ જણાય છે! બહારનાં જગતમાં જેમ આ દર્શનક્રમ છે તેમ આંતર જગતમાં તેથી પણ ભવ્ય દર્શનક્રમ છે. જીવનની અન્નમય, પ્રાણમય, મનોમય અને બુદ્ધિમય ભૂમિકાઓને, સાધનબળે વટાવી એટલે કે ચાર્વાકથી માંડી પ્રકૃતિવાદ પર્યંતના વાદોને ઓળંગી, મનુષ્ય આનન્દમય જીવનની ઝાંખી કરે છે, તેમાં મહાલે છે, પ્રતિષ્ઠા પામે છે. ત્યાંથી પાછો અન્નમયાદિમાં આવતો નથી. એવા 'ભૃગુઓ'ને ઉદ્દેશીને જ કવિએ ગાયું છે કેઃ—

कुलं पवित्रं; जननी कृतार्था; वसुंधरा पुण्यवती च तेन ॥
अपार संवित् सुखसागरेऽस्मिन् लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥१॥

અર્થાત્ "અપાર સુખજ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મામાં જેનું હૃદય લીન થયું છે તેનું કુલ પવિત્ર છે. તેની જનેતા કૃતાર્થ છે. એટલું જ નહિ-તેનાથી આ ભગવતી વસુંધરા પણ સૌભાગ્યશાલિની થાય છે." તેવા કૃતાર્થ આત્માનું તો જીવનભર આ પ્રાર્થનામય દર્શન હોય છે કેઃ—

आत्मा त्वं; गिरिजा मतिः; सहचराः प्राणाः; शरीरं गृहम् ।
पूजा ते विषयोपभोगरचना; निद्रा समाधिस्थितिः ॥
संचारः पदयोः प्रदक्षिणविधिः; स्तोत्राणि सर्वाः गिरः ।
यद्यत् कर्म करोमि तत् तदखिलं शम्भो ! तवाराधनम् ॥१॥

અર્થાત્ હે શંભો ! આત્મા તું છે; ઉમા બુદ્ધિ છે; પ્રાણો સહચર છે; શરીર ઘર છે. વિષયોપભોગની રચના એ પૂજા છે; સમાધિમાં સદા સ્થિતિ નિદ્રા છે; પાદસંચાર એ પ્રદક્ષિણા છે; સમસ્ત વાઙ્મય સ્તુતિ પાઠ છે; જે જે કરું કે થાય તે બધું હે શંભો ! તારું આરાધન છે!

આવા ધન્યમંગળમય ભક્તહૃદયી જ્ઞાની કર્મયોગીનું સમ્યક્ દર્શન વર્ણવતાં ભગવાન શંકરાચાર્ય ઉચ્ચરે છે કેઃ—

संपूर्णं जगदेव नन्दनवनं सर्वेऽपि कल्पद्रुमाः
गांगं वारि समस्तवारिनिवहः पुण्याः समस्ताः क्रियाः ॥
वाचः प्राकृतसंस्कृताः श्रुतिशिरः वाराणसी मेदनी
सर्वावस्थितिरस्य वस्तुविषया दृष्टे परे ब्रह्मणि ॥

અર્થાત્ "પરબ્રહ્મનું દર્શન થતાં, દ્રષ્ટાને માટે તો આખું જગત જ નન્દનવન છે. વૃક્ષમાત્ર કલ્પવૃક્ષ છે. વાણીમાત્ર ગંગાપ્રવાહ છે. ક્રિયામાત્ર પવિત્ર છે. પ્રાકૃત કે સંસ્કૃત વાણીમાત્ર વેદાન્તનાં મહાવાક્યો છે. પૃથ્વીમાત્ર વારાણસી છે. વર્તનમાત્ર તાત્વિક છે!"

આ બ્રાહ્મીસ્થિતિને જ ભૃગુ શબ્દભેદે કહે છે કે "आनन्दो ब्रह्मेति व्यजानात्" પરમાત્મા આ 'તપોલભ્ય' સ્થિતિ પ્રાણીમાત્રને જીવતાંજીવત આપો એટલું ઇચ્છીએ.

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥

આટલું આત્મદેવને પ્રાર્થી વિરમીએ છીએ.

॥ हरिः ॐ तत्सत् ॥

તા. ૨૯-૪-૫૭ નલિન મ. ભટ્ટ

ॐ

# સંક્ષિપ્ત વેદાંત સિદ્ધાંત નિરૂપણ

(૧)

**મોક્ષ:**

ચાર પુરુષાર્થોમાં મોક્ષ જ પરમ પુરુષાર્થ છે, કારણ કે તે નિત્ય છે. શ્રુતિનો પણ બોલ છે કે: "न स पुनरावर्तते, न स पुनरावर्तते इति." બાકીના ત્રણ-ધર્મ, અર્થ અને કામ-અનિત્ય હોઇને ઉપાદેય નથી. વિવેકી બુદ્ધિનો આ જ નિર્ણય હોઇ શકે.

**મોક્ષનો ઉપાય:**

બ્રહ્મજ્ઞાનથી જ મોક્ષ સિદ્ધ થાય છે. "तमेव विदित्वा अति मृत्युमेति नान्यः पन्थाः विद्यते अयनाय"–વગેરે શાસ્ત્રવચન આ જ અર્થના દ્યોતક છે. આથી પરમાત્માનું જ્ઞાન જ મોક્ષનો એકમાત્ર ઉપાય છે.

**બ્રહ્મજ્ઞાનનો ઉપાય:**

"अध्यारोपापवादाभ्यां ज्ञातव्यः तत्त्वनिर्णयः" અધ્યારોપ અને અપવાદ દ્વારા તત્ત્વનો નિર્ણય કરવો યોગ્ય છે. અધ્યારોપ અને અપવાદથી બ્રહ્મજ્ઞાન થાય છે. આથી મુમુક્ષુ માટે આ બેનું જ્ઞાન મેળવવું અનિવાર્ય છે.

**અધ્યારોપનું સ્વરૂપ:**

નિષ્પ્રપંચ આત્મતત્ત્વમાં પ્રપંચનું આરોપણ કરવું તે અધ્યારોપ તત્ત્વના અજ્ઞાનને લીધે જ આધ્યારોપ થાય છે. શુક્તિમાં રજતનું, રજ્જુમાં સર્પનું અને સ્થાણુમાં પુરૂષનું જેમ અધ્યારોપણ અને ભ્રાંતિ થાય છે, તે જ પ્રમાણે પ્રપંચશૂન્ય આત્મામાં પ્રપંચનું આરોપણ અને ભ્રાંતિ થાય છે. બસ, આ ભ્રાન્તિજ્ઞાન તે જ અધ્યારોપ છે, તેને જ અજ્ઞાન, અવિદ્યા, તમ, મૂળપ્રકૃતિ, પ્રધાન, ગુણસામ્ય, માયા, વગેરે નામે આપણે ઓળખીએ છીએ. આ અજ્ઞાન જ માયા, અવિદ્યા, વગેરે ભેદ દ્વારા ઈશ્વર, જીવ, વગેરેને નિર્મિત કરે છે. અને કારણ, સૂક્ષ્મ, સ્થૂલ પ્રપંચની સૃષ્ટિનો આત્મામાં અવભાસ કરાવે છે.

## વિક્ષેપશક્તિ :

માયાની ઉપાધિથી ઉપહિત ચૈતન્ય તે ઈશ્વર, અને અવિદ્યાની ઉપાધિથી ઉપાધિયુક્ત ચૈતન્ય તે જીવ છે. ઈશ્વરના ઈક્ષણથી તમોગુણરૂપ પ્રકૃતિ બે રૂપમાં પરિણામ પામે છે. વિક્ષેપશક્તિના રૂપમાં અને આવરણશક્તિના રૂપમાં. વિક્ષેપશક્તિમાંથી સ્થૂલ પ્રપંચની ઉત્પત્તિ થાય છે. એનું જ નામ અધ્યારોપ.

## આવરણશક્તિ :

આવરણશક્તિના બે પ્રકાર છે: અસત્ત્વાવરણ અને અભાનાવરણ. આ બંને આવરણ ઈશ્વર અને આત્મજ્ઞાનીને આવૃત કરી શકતાં નથી. બીજા તમામ જીવોનાં આત્મજ્ઞાનને તે આવૃત કરે છે. "તત્ત્વ નથી"–એવી બુદ્ધિ એવો વ્યવહાર–તે અસત્ત્વાવરણ. નાસ્તિકતા તેનું પ્રસિદ્ધ રૂપ છે. "વસ્તુ સમજાતી નથી," એવી બુદ્ધિ–એવો વ્યવહાર–તે અભાનાવરણ. બસ આવરણશક્તિનું કાર્ય તે જ સંસારરૂપી વૃક્ષ.

## આવરણનાશનો ઉપાય :

તત્ત્વનું જ્ઞાન આવરણનો નાશ કરનારું છે. તત્ત્વજ્ઞાનના પણ બે પ્રકાર છે: પરોક્ષ જ્ઞાન અને અપરોક્ષ જ્ઞાન.

## પરોક્ષ જ્ઞાન :

પરોક્ષ જ્ઞાનમાં શ્રવણ, મનન અને નિદિધ્યાસનો સમાવેશ થાય છે. શ્રવણથી સંશય, મનનથી અસંભાવના અને નિદિધ્યાસથી વિપરીત ભાવના નષ્ટ થાય છે. અર્થાત્ શ્રવણ, મનન અને નિદિધ્યાસથી અસત્ત્વાવરણ નાશ પામે છે.

## અપરોક્ષ જ્ઞાન :

વસ્તુના સાક્ષાત્કાર સ્વરૂપ સમાધિથી થતું જ્ઞાન તે અપરોક્ષ જ્ઞાન. તત્ત્વના સાક્ષાત્–પ્રત્યક્ષ–જ્ઞાનથી અભાનાવરણ નાશ પામે છે. આવરણોના નાશથી જ અનર્થની નિવૃત્તિ અને આત્માનંદની પ્રાપ્તિ થાય છે.

## અપવાદ :

કારણથી ભિન્ન કાર્ય ન હોઇ શકે. બ્રહ્મ કારણ છે. જગત કાર્ય છે. બ્રહ્મથી વ્યતિરિક્ત જગતરૂપી કાર્ય છે જ નહીં. બ્રહ્મ જ બ્રહ્મ છે. આમ

કારણમાં કાર્યનો નિષેધ બ્રહ્મમાં પ્રપંચનો–સાર્વકાલિક નિષેધ તે અપવાદ. યા મા સા માયા–જે છે જ નહીં તેનું નામ છે માયા. શક્તિમાં રજત હતું જ નહિ, રજ્જુમાં સર્પ હતો જ નહીં; કેવળ કલ્પનાનો જ એ ખેલ ! આ પ્રમાણે બ્રહ્મ સિવાય, બ્રહ્મથી ભિન્ન બીજી કોઇ વસ્તુ જ નથી એવું જે બ્રહ્માનુભૂતિથી જાણે છે તે જીવનમુક્ત છે. એ વેદાંતનો સિદ્ધાંત છે.

(૨)

**અનુબંધ:**

વિષય, પ્રયોજન, સંબંધ અને અધિકારી, એ ચારના નિર્ણયને અનુબંધ કહે છે.

૧. વિષયઃ—બ્રહ્મ જ વેદાન્તશાસ્ત્રનો વિષય છે.

૨. પ્રયોજનઃ—મોક્ષ તેનું પ્રયોજન છે.

૩. સંબંધઃ—પ્રતિપાદ્ય અને પ્રતિપાદક ભાવ જ સંબંધ છે.

૪. અધિકારીઃ—ચાર પ્રકારની સાધનસંપત્તિથી સંપન્ન જીવ અધિકારી છે.

(૩)

**સાધનચતુષ્ટય:**

૧. નિત્યાનિત્ય વસ્તુવિવેક

૨. વૈરાગ્ય.

૩. શમદમાદિ ષટ્ સંપત્તિ

૪. મુમુક્ષુત્વ.

**૧. વિવેક:**

બ્રહ્મ સત્ય છે, જગત્ અનિત્ય છે. શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ, વગેરે દ્વારા એ જાણવું તે વિવેક.

**૨. વિરાગ**

આ લોક અને પરલોકના બધા પદાર્થો અનિત્ય અને પરિણામી છે. આથી તેમનામાં નીરસતાનો નિશ્ચય કરવો તે વિરાગ. વિરાગ એટલે જ્ઞાનપૂર્વકની વિતૃષ્ણતા.

૩. શમદમાદિ ષટ્ સંપત્તિ:

અંતઃકરણના રાગદ્વેષાદિ દોષોની નિવૃત્તિ એટલે **શમ.** બાહ્ય ઇન્દ્રિયોનો સંયમ એટલે **દમ.** સંન્યસ્ત અથવા નિષ્કામ કર્મનું અનુષ્ઠાન, અથવા વ્યવહારમાંથી નિવૃત્તિ એટલે **ઉપરતિ.** બધું સહન કરવાની અતૂટ શક્તિ એટલે **તિતિક્ષા.** ગુરુ અથવા વેદાંતવાક્યમાં અટલ વિશ્વાસ એટલે **શ્રદ્ધા.** ધ્યેયનિષ્ઠ સાત્ત્વિક એકાગ્રતા એટલે **સમાધાન.**

૪. મુમુક્ષા:

એષણાશૂન્ય જીવની, તાપનિવૃત્તિ માટે તીવ્ર મુક્તિ-ઇચ્છા તે મુમુક્ષા.

ગુરુપસત્તિ:

આવી સાધનસંપત્તિથી સંપન્ન જીવે, શિષ્યભાવે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુના શરણમાં જવું જોઇએ. જગત, જીવ અને જગદીશ્વર-વિષે તત્ત્વજિજ્ઞાસા વ્યક્ત કરવી. સાક્ષાત્કાર માટે અખંડ ઉત્સાહ રાખવો જોઇએ. આત્માને શરણે ગયેલો આવો અધિકારી શિષ્ય ગુરુ દ્વારા, સાક્ષાત્કાર પામીને કૃતકૃત્ય થાય છે. ગુરુને ઇશ્વર માનવો ઘટે. કારણ જ્ઞાનદાન સર્વશ્રેષ્ઠ છે.

(૪)

પ્રપંચ સ્વરૂપ:

આત્મા અને અનાત્મા-એ બે પ્રપંચનાં રૂપ છે. આત્મા વિના પ્રપંચનો જ અભાવ થતો હોવાથી, આત્માનો પણ પ્રપંચમાં જ સમાવેશ કરવામાં આવે છે.

આત્મા ચેતન છે. અનાત્મા જડ છે. બંને પોતાનાં સ્વ-રૂપે એક જ છે, છતાં કાર્યરૂપે અનાત્મા અનેક છે. અને અનાત્માની ઉપાધિને લીધે એક જ આત્મા જાણે બહુરૂપી લાગે છે.

અવચ્છિન્ન પક્ષ:

આત્મા મૂળમાં એક જ છે. ભિન્ન ભિન્ન શરીરોની ઉપાધિને લીધે દેવ, દાનવ, માનવ, પશુ, પક્ષી, કીટ, પતંગ વગેરે રૂપે ચમકી રહ્યો છે. આ થયું અવચ્છિન્ન પક્ષનું દૃષ્ટાંત.

**પ્રતિબિંબ પક્ષ:**

પાણી સ્વ-રૂપે એક જ છે, છતાં સમુદ્ર, નદી, તળાવ, કૂવો, ઘટ વગેરેમાં તે, તે તે રૂપે વિભક્ત થયેલું દેખાય છે. તે જ પ્રમાણે અનાત્મા સ્વ-રૂપે એક જ છે, પણ ઘણા પ્રકારે વિભક્ત થયેલો જણાય છે.

સમુદ્ર વગેરેમાં એક જ સૂર્ય પ્રતિબિંબિત થાય છે છતાં અનેક જેવો દેખાય છે. તે જ પ્રમાણે અંતઃકરણ સહિત તમામ શરીરોમાં પ્રતિબિંબિત થતો એક જ આત્મા અનેક જેવો લાગે છે. શૈત્ય, વગેરે પાણીના ધર્મ જેમ બિમ્બરૂપ સૂર્યને સ્પર્શી શકતા નથી, તેમ અંતઃકરણના કર્તૃત્વ, ભોક્તૃત્વ, વગેરે વિકારો પણ અંતઃકરણનિષ્ઠ ચિદાભાસમાં જ પ્રતીત થાય છે-બિમ્બભૂત આત્માને કદી સ્પર્શી શકતા નથી. તેથી જીવાત્મા અને પરમાત્માની અભિન્નતા સિદ્ધ થાય છે.

**જીવાત્મા:**

જીવાત્મભાવ કપોલકલ્પિત છે, તેથી અસત્ય છે. જીવાત્માની ત્રિવિધ સત્તા માનવામાં આવે છે. પારમાર્થિક વ્યાવહારિક, અને પ્રાતિભાસિક. ત્રણે અનુક્રમે સુષુપ્તિ, જાગ્રત અને સ્વપ્નની અભિમાની છે. જેમ જળમાં તરંગ અને તરંગમાં ફીણ કલ્પિત છે તે જ પ્રમાણે પારમાર્થિકમાં વ્યાવહારિક અને વ્યાવહારિકમાં પ્રાતિભાસિક સત્તા કલ્પિત છે. મધુરતા, દ્રવત્વ, શીતળતા, વગેરે ધર્મ પારમાર્થિક જળમાં હોવાથી તરંગમાં પ્રતીત થાય છે અને તરંગ દ્વારા ફીણમાં દેખાય છે, તે જ પ્રમાણે, કૂટસ્થ સચ્ચિદાનંદ, કૂટસ્થ પારમાર્થિકમાં હોઇને વ્યાવહારિકમાં અને તે દ્વારા પ્રાતિભાસિકમાં દેખાય છે. જેમ તરંગ વિના ફીણ અને જલ વિના તરંગ શક્ય નથી, જલ જ પરમાર્થ છે; તે જ પ્રમાણે વ્યાવહારિક વિના પ્રાતિભાસિક અને પારમાર્થિક વિના વ્યાવહરિક કદી હોઇ ન શકે-કૂટસ્થ જ પારમાર્થિક છે. તેથી કૂટસ્થ પારમાર્થિક જ પરમાત્મા છે-આ અચલ સિદ્ધાન્ત છે.

આથી "નેતિ નેતિ" વાક્ય દ્વારા દેહાદિ પંચકોશમાંથી પારમાર્થિક કૂટસ્થને અલગ કરીને, તેની સાથે પોતાના વાસ્તવિક અભેદનો સાક્ષાત્કાર કરવો એ વેદાંતનું તાત્પર્ય છે; સમસ્ત વેદાંત આ જ તાત્પર્યની ઘોષણા કરે છે.

( ૫ )

**જીવના દુઃખ વગેરેનો વિચાર:**

દુઃખ સ્વાભાવિક નથી. આગન્તુક છે. દુઃખને સ્વાભાવિક માનવાથી અનેક દોષોની આપત્તિ આવી પડે. દુઃખ જો જીવનો સ્વભાવ હોય તો તેનો

કદી નાશ ન થાય; કોઈને કદી સહેજે સુખનો અનુભવ ન થાય. દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિનો પ્રયત્ન મૂર્ખતા જ ગણાય. યોગ, ધ્યાન, ધારણા, સત્કર્મ, વગેરેનું કોઇ પ્રયોજન ન રહે. સમસ્ત શાસ્ત્રચર્ચા પણ વિડંબના જ બની રહે; કારણ કે સ્વાભાવિકનો કદી નાશ થતો નથી. જો નાશ થાય તો વસ્તુ જ નષ્ટ થાય. કારણ કે સ્વભાવના વિરહમાં ભાવ કદી હોઇ ન શકે. અને જીવાત્મા તો "अविनाशी वा अरे अयमात्मा વગેરે શ્રુતિબળે અવિનાશી ઠરે છે. એનો નાશ માનવાથી શ્રુતિવાક્ય પીડિત થાય. અને વળી મોક્ષનો અનુભવનાર કોણ?–આથી જીવાત્માનું દુઃખ સ્વાભાવિક નથી, પરંતુ આગન્તુક જ છે.

### દુઃખનું મૂળ:

શરીરનો સ્વીકાર જ દુઃખનું કારણ છે. જ્યાં જ્યાં શરીરનો પરિગ્રહ ત્યાં ત્યાં દુઃખ હોય જ છે. વિવેકીઓ અને દેવોને પણ શરીર ગ્રહણ કરવાથી જ દુઃખ પ્રાપ્ત થાય છે. આથી આનંદધામ આત્માને શરીરના ગ્રહણથી દુઃખનો અનુભવ થાય છે.

### શરીરનું મૂળ:

શરીરનું કારણ છે કર્મ. પૂર્વકૃત કર્મસહિત, પંચીકૃત પંચમહાભૂતોમાંથી શરીરની ઉત્પત્તિ થાય છે. શરીરોત્પત્તિમાં મુખ્ય કારણ જીવનાં કર્મ જ છે. કર્મના અભાવમાં તો શરીરનો જ અભાવ થાયઃ જેમ કે નિદ્રા અવસ્થામાં. તેથી આત્મજ્ઞાનથી કર્મનો નાશ થતાં જ્ઞાનીને ભાવિમાં શરીર ગ્રહણ કરવું પડતું નથી.

### કર્મ વિચાર:

કર્મના ત્રણ પ્રકાર છે. પાપ, પુણ્ય અને મિશ્ર. આ ત્રણેનો બરાબર વિચાર કરવો જરુરી છે. એ વિચારનાં બે ફળ છે. એક મુખ્ય, બીજું ગૌણ. આ ત્રણ પ્રકારનાં કર્મો, ત્રણ પ્રકારનાં કરણોથી જ કરવામાં આવે છે. આત્મા કોઈપણ કર્મનો કર્તા નથી. તેથી ભોક્તા પણ નથી. તે તો આકાશની માફક અસંગ, નિરંશ, પરિપૂર્ણ ચૈતન્ય સ્વરૂપ જ છે. આથી ચિદાકાશ સ્વરૂપ આત્માને=મને, કોઈ પણ કર્મનો સ્પર્શ થતો નથી–એવું નિઃસંશયપણે

જાણીને જીવનમાં દૃઢતાથી રહેવું એ વિચારનું મુખ્ય ફળ છે. અને આત્મજ્ઞાની હોવા છતાં હમેશાં સદાચારમાં જ રતિશીલ રહેવું ઉચિત છે-એ અવાંતર ફળ છે. બ્રહ્મજ્ઞાની કદી સ્વચ્છંદી ન બને.

## ત્રિવિધ કરણના પ્રેરક:

ત્રિવિધ કર્મોને કરનારાં ત્રિવિધ કરણ છે. અને કરણના પ્રેરક છે રાગદ્વેષ વગેરે દોષો. કારણ કે રાગદ્વેષાદિના સદ્‌ભાવમાં જ કરણોની પ્રવૃત્તિ થાય છે અને એના અભાવમાં કરણોની નિવૃત્તિ થાય છે. આથી રાગદ્વેષ જ કરણ દ્વારા કરાતાં કર્મોના પ્રેરક છે. આત્મા નથી તો પ્રેરક, નથી તો કારક. રાગદ્વેષાદિનું કારકત્વ અને પ્રેરકત્વ આત્મામાં આરોપિત થવાથી આત્મા કારક અને પ્રેરક હોય એવી ભ્રાંતિ થાય છે. આત્માના યથાર્થ સ્વરૂપજ્ઞાનથી આ આરોપિત કર્તૃત્વનું અને પ્રેરકત્વનુ નિવર્તન તે જ જીવનમુક્તિનું લક્ષણ છે. અર્થાત્ કર્મોમાં કારણ છે રાગદ્વેષાદિ દૂષિત વૃત્તિ.

## રાગદ્વેષનું કારણ:

રાગદ્વેષનું કારણ અભિમાન છે. અભિમાનના ભાવાભાવમાં જ રાગદ્વેષનો ભાવાભાવ થાય છે. "હું સ્ત્રી છું" એવું જ્યાં સુધી અભિમાન હોય ત્યાં સુધી સ્વામી-કુટુંબ, વગેરેની સેવામાં સ્ત્રીની પ્રવૃત્તિ રહે. ગાઢ નિદ્રામાં અભિમાન ન હોવાથી રાગદ્વેષનો પણ અભાવ છે અને પ્રવૃત્તિનો પણ અભાવ થાય છે. આમ અભિમાન જ રાગદ્વેષનું મૂળ છે.

## અભિમાનનું મૂળ:

અને અભિમાનનો ઉદ્દગમ ક્યાંથી થાય છે? અવિવેકમાંથી. સિવાય કે અવિવેક, અભિમાન કદી થઇ શકતું નથી. શરીર, વગેરે અભિમાનનો આધાર નથી. આથી અવિવેક સિવાય અભિમાનનું કોઇ મૂળ નથી.

## અવિવેકનું મૂળ:

અને અવિવેકનો ઉદ્દભવ અજ્ઞાનમાંથી થાય. અનાદિ આવરક અજ્ઞાન જ અવિવેકનું જનક છે. આત્માને જાણતા છતાં કોઇ જાણતું નથી. આત્માનું નિજરૂપ તો સ્વસંવેદ્ય જ છે. આત્માને બધા કર્તા, ભોક્તા, પરિચ્છિન્ન, ચલ, સુખદુઃખ યુકત, જાણે છે. પરંતુ તે સ્વરૂપે જેવો છે તેવો

તેને કોણ જાણે છે ? આત્મા સ્વરૂપે અકર્તા, અભોક્તા, દેશકાળ વસ્તુથી અપરિચ્છિન્ન, અચલ, સચ્ચિદાનંદ રૂપ છે. એને એવો જાણવો એ વેદાંતનું એક માત્ર લક્ષ્ય છે.

અજ્ઞાનનું સ્વરૂપ અને નાશનો ઉપાય :

આ અજ્ઞાન અનાદિ છે પણ સાન્ત છે. અને સ્વરૂપે અનિર્વચનીય છે. જ્ઞાનથી તે નષ્ટ થાય છે. અર્થાત્ દુઃખનું મૂળ અજ્ઞાન છે અને સુખનું મૂળ આત્મજ્ઞાન છે. આથી સુખાર્થીએ વેદાંતવિદ્યા હૃદ્ગત કરવી જોઇએ.

(૬)

આત્માનું એકત્વ :

આત્મા અને અનાત્મા ભિન્ન છે. અનાત્માના ત્યાગ અને આત્માના સ્વીકારમાં કૈવલ્ય છે. વિવેકમાં આત્મજ્ઞાન છૂપાયું છે. તો એ આત્મા કઈ ચીજ છે–તે જાણવું જોઇએ.

આત્મા ત્રણ શરીરોથી વિલક્ષણ છે. ત્રણ અવસ્થાઓનો સાક્ષી છે. પંચકોશથી ભિન્ન છે. અને સ્વરૂપ દૃષ્ટિએ સત્ ચિત્ અને આનંદ છે.

કારણ શરીર, સૂક્ષ્મ શરીર, અને સ્થૂલ શરીરથી આત્મા વિલક્ષણ છે. શરીર અનૃત અને જડ છે. આત્મા સત્ અને આનંદ સ્વરૂપ છે.

ત્રણે શરીરના બબ્બે ભેદ છે. વ્યષ્ટિ અને સમષ્ટિ–સમષ્ટિની ઉપાધિથી પરમાત્માનું ઇશ્વરત્વ છે, વ્યષ્ટિ શરીરની ઉપાધિથી પરમાત્માનું જીવત્વ છે. બંને વાસ્તવિક નથી કારણ કે આત્મા એક જ છે.

સમષ્ટિ કારણ ઉપાધિથી ઇશ્વરને, ઇશ્વર–અંતર્યામી અવ્યાકૃત, વગેરે નામો મળે છે. સમષ્ટિ સૂક્ષ્મ ઉપાધિને લીધે હિરણ્યગર્ભ, સૂત્રાત્મા, મહાપ્રાણ વગેરે સંજ્ઞા મળે છે, સમષ્ટિ સ્થૂળ ઉપાધિને–લીધે વિરાટ્–વૈશ્વાનર–વૈરાજ, વગેરે સંજ્ઞા પ્રાપ્ત થાય છે.

એ જ પ્રમાણે વ્યષ્ટિ કારણ, સૂક્ષ્મ અને સ્થૂળ ઉપાધિને લીધે જીવાત્માને અનુક્રમે પ્રાજ્ઞ, તૈજસ અને વિશ્વ સંજ્ઞા પ્રાપ્ત થાય છે.

પરમાત્મા 'तत्' છે. જીવાત્મા 'त्वं' છે. લક્ષ્યાર્થ દૃષ્ટિથી બંનેના સ્વરૂપમાં અભેદ જ છે. ઉપાધિકૃત ભેદ ઉપાધિના નાશથી રહેતા નથી. અને ઉપાધિ સ્વરૂપ નથી. આથી જીવાત્મા અને પરમાત્મામાં સ્વરૂપદૃષ્ટિએ સહેજે ભેદ નથી. બસ. આત્માનો બ્રહ્મસ્વરૂપે અનુભવ જ વેદાંતનું એક માત્ર તાત્પર્ય છે.

**આત્માનું સચ્ચિદાનંદત્વ:**

કારણ વગેરે ત્રણ શરીરો, જાગૃત વગેરે ત્રણ અવસ્થાઓ અને અન્નમય વગેરે પાંચ કોશોથી આત્મા વિલક્ષણ અને ભિન્ન છે. આ આત્માનું સ્વરૂપ નિજરૂપ છે સચ્ચિદાનંદ આપણે કેવી રીતે જાણવું કે આત્મા સદ્રૂપ છે? ચિદ્રૂપ છે? આનંદરૂપ છે? શાસ્ત્ર, અનુભવ અને યુક્તિને આધારે એ નક્કી થાય છે.

**સતનું લક્ષણ:**

તો સતનું લક્ષણ શું? ત્રણે કાળમાં જેનો બાધ ન થાય અને જે સદા એકરૂપ હોય તે સત્ છે. આત્મામાં સતનું આ લક્ષણ છે. "सद् एव सौम्य! इदं अग्र आसीद्" વગેરે શ્રુતિવાક્ય આત્માના સદ્રૂપત્વના પ્રતિપાદક છે. લોકાનુભવની પણ આત્માની સત્તાની બાબતમાં સંમતિ છે. "પૂર્વજન્મમાં મેં સત્પાત્રને કાંઇ આપ્યું હશે તેથી આ જન્મમાં મને ઐશ્વર્ય મળ્યું છે. અને આ જન્મમાં કાંઇ સત્કર્મ કરીશ તો ભાવિ જન્મમાં તેનું ફળ મળશે,'–એવી લોકાનુભવની પ્રતીતિ છે. તેથી ખાતરી થાય છે કે આત્માનો નહીં–ફક્ત દેહ વગેરેનો જ નાશ થાય છે. યુક્તિથી પણ આત્માની સદ્રૂપતા સિદ્ધ થાય છે. વિચાર કરતાં આત્માની અમરતા સ્પષ્ટ થાય છે. કેવી રીતે? તો વિચારો–આપણે હમણાં છીએ કે નહીં? છીએ-એમ જ કહેવું પડશે–કારણ કે અનુભવનો અપલાપ થઇ ન શકે.

તો છીએ એવા આપણે, અત્યારે શરીરવાળા છીએ કે શરીર વિનાના? શરીરવાળા જ છીએ, કારણ કે શરીર પ્રત્યક્ષ છે.

તો છે એવું શરીર ક્યાંથી આવ્યું? ગમે તેટલો વિચાર કરો–છેવટે કર્મ જ શરીરનું કારણ સિદ્ધ થાય છે. અર્થાત્ શરીર કર્મથી જ મળે છે.

શરીર જો કર્મોત્પન્ન છે તો તે કર્મ આપણાં છે કે કોઈ બીજાનાં? આપણાં જ હોવા જોઇએ-એ જ યુક્તિયુક્ત છે. કારણકે એકના કરેલા યજ્ઞથી બીજાને સ્વર્ગ મળતું નથી. તેથી આપણા જ કર્મનું ફળ આ શરીર છે.

તો જો કર્મનાં ફળરૂપ આ શરીર છે તો તે આ જન્મ પછી કરાયાં હશે કે જન્મ પહેલાં? જન્મ બાદ થનારાં કર્મોથી વર્તમાન શરીર નહીં થાય. એ અસંભવિત છે. આથી તે પૂર્વજન્મમાં જ કરાયાં છે એમ સિદ્ધ થાય છે.

તો પૂર્વજન્મમાં જ્યારે કર્મ કર્યાં ત્યારે આપણે હતા કે નહીં? હોવા જ જોઈએ. કારણ કે કર્તા વિના કર્મ કેવી રીતે હોઈ શકે? અર્થાત્ તે વખતે આપણે હતા એમ સિદ્ધ થાય છે.

તો તે વખતે આપણે સશરીર હતા કે અશરીર? સશરીર જ હોવા જોઈએ, કારણ કે શરીર તો કર્મનું સાધન છે, તેના અભાવમાં કર્મ શક્ય નથી. આમ વિચાર કરતાં આપણા પૂર્વજન્મની પરંપરાનો સ્વીકાર અનિચ્છાએ પણ કરવો જ પડશે. અર્થાત્ આપણે જેમ વર્તમાનમાં છીએ, તેમ ભૂતમાં હતા, અને ભાવિમાં હોઈશું જ. આપણી અસ્તિ–આત્માનું અસ્તિત્વ-મટી શકે એમ નથી. શરીરાદિ ક્ષણપરિણામી હોવાથી તેનો જન્મ અને નાશ થયા કરે છે, આત્માનો નહીં. તેથી આત્મા અજન્મા, અજર અને અમૃત જ છે. અર્થાત્ આત્મા સદ્રૂપ છે.

**ચિત્‌નું લક્ષણ:**

સૂર્ય વગેરે સાધનોની અપેક્ષા વિના જે સ્વયંપ્રકાશમાન છે અને જે પોતાનામાં આરોપિત સમસ્ત સ્થાવર જંગમ, સ્થૂલ સૂક્ષ્મ, આંતર બાહ્ય પદાર્થને પ્રકાશિત કરે છે તે ચિત્ છે. ચિત્‌નું આ લક્ષણ આત્મામાં છે. 'तमेव भान्तमनुभाति' વગેરે શાસ્ત્રવચન તેનું સમર્થક છે. "ईक्षतेः नाशब्दम्" વગેરે સ્મૃતિવાક્ય તેનું પ્રમાણ છે અને જડ ભોગ્ય હોઈને જડથી ભિન્ન કોઈ ચેતન પદાર્થ છે એ યુક્તિ છે. અને ગાઢ અંધકારમાં પણ બીજાં સાધનાન્તર વિના પણ આત્મા સ્વયંપ્રકાશ છે એમ અનુભવાય છે અને પોતાનામાં આરોપિત શરીર, બાલ્ય, જાગ્રત, વગેરે અવસ્થાઓના તમામ વ્યાપારોને બીજા પ્રકાશની અપેક્ષા વિના જ પ્રકાશિત કરે છે. અર્થાત્ આત્મા સ્વયંપ્રકાશ, અન્યપ્રકાશક અને અનન્ય પ્રકાશ્ય હોઈને ચિત્‌રૂપ જ છે.

**આનન્દનું લક્ષણ:**

આત્મા આનંદરૂપ છે. તો આનંદનું લક્ષણ શું? આનંદ એટલે સુખ. વિષયજન્ય સુખથી આત્માનું સુખ જૂદું છે. આત્માનું સુખ નિત્ય, નિરતિશય, નિરુપાધિક છે. બીજાં સુખો અનિત્ય, સાતિશય અને સોપાધિક છે. આથી જે સુખ નિત્ય, નિરતિશય અને નિરૂપાધિક છે તે જ આનંદ છે. અને આનંદનું આ લક્ષણ આત્મામાં છે.

નિદ્રાવસ્થામાં કોઇ પણ ઉપાધિ ન હોવા છતાં આત્માના સુખનો અનુભવ થાય છે. તેથી ખાત્રી થાય છે કે આત્માનું સુખ સ્વરૂપે જ નિરૂપાધિક છે. શ્રુતિમાં બ્રહ્માનંદની નિરતિશયતા બતાવી છે. નિરતિશય બ્રહ્માનન્દની જ સુષુપ્તિમાં આપણને અનુભૂતિ થાય છે. નિદ્રાના સુખમાં કોઈ તારતમ્ય નથી. એ આનંદમાં વૃદ્ધિ કે હ્રાસ નથી. તેથી આત્માનો આનંદ નિરતિશય છે. એકરૂપ છે. અખંડ છે. અને આત્મા સ્વરૂપે જ નિત્ય હોવાથી, તેનો સ્વરૂપભૂત આનન્દ પણ નિત્ય જ છે. અર્થાત્ આત્મા સચ્ચિદાનંદ જ છે.

### સચ્ચિદાનંદ પદનું અખંડાર્થત્વ :

સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મામાં સત્–ચિત્–અને આનંદરૂપ જુદા જુદા ખંડ નથી. જે સત્ છે તે જ ચિત્ છે અને તે જ આનંદ છે. અર્થાત્–સત્–ચિત્–આનંદ આત્માનાં વિશેષણ નથી. સ્વરૂપ છે એ ત્રણે પદનો એક અને અખંડ અર્થ જ થાય છે. અર્થાત્ આત્મા અપરિચ્છિન્ન છે. દેશ–કાલ–વસ્તુથી એ પરિચ્છિન્ન નથી. આત્મા એક અને અખંડ જ છે.

### ઉપસંહાર :

અર્થાત્ હે અમૃતના સંતાન ! તું આત્મસ્વરૂપ છે. સચ્ચિદાનંદ જ તારો એકમાત્ર સાચો પરિચય છે. તું સદ્રૂપ છે–અનૃત રૂપ નથી. તું ચિદ્રૂપ છે–જડ રૂપ નથી. તું સુખ સ્વરૂપ છે–દુઃખ સ્વરૂપ નથી. આવું અભ્રાન્ત આત્મજ્ઞાન પેદા કરવા માટે શ્રુતિમાતા આત્માનું સચ્ચિદાનંદ સ્વરૂપ બતાવે છે. આત્માના સ્વરૂપભેદનું પ્રતિપાદન વેદાન્તનું તાત્પર્ય નથી. અર્થાત્ આત્મા અખંડ એક–રસ જ–સચ્ચિદાનંદ જ સિદ્ધ થાય છે.

બસ. તો "अहं ब्रह्मास्मि" એ આકારનો સાક્ષાત્કાર કરાવી, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સચ્ચિદાનંદ રૂપ નિજરૂપમાં આપણી સ્થિતિ કરાવી વેદાન્તશાસ્ત્ર કૃતકૃત્ય થાય છે.

બસ. આથી આગળ બીજું કશું શ્રોતવ્ય નથી, કર્તવ્ય નથી, જ્ઞાતવ્ય નથી. જ્ઞાનાનુભવની આ પ્રાન્તભૂમિ છે.

"तरति शोकं आत्मवित्" ઇત્યાદિ શ્રુતિવાક્ય અહીં કૃતકૃત્ય થાય છે.

જીવતાંજીવન આપણને આ અવસ્થા પ્રાપ્ત થાઓ–એવી પરબ્રહ્મ પરમાત્માનાં ચરણકમળોમાં વિનમ્ર અને સહૃદય પ્રાર્થના.

હરિઃ ૐ તત્ સત્



॥ हरिः ॐ तत्सत्परमात्मने नमः ॥

# ॥ ईशोपनिषत् ॥

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ॥
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥
॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

अदः=તે (બ્રહ્મ) पूर्णं=પૂર્ણ (ઊનતાથી રહિત) છે. इदं=આ (જગત) पूर्णं=પૂર્ણ (ઊનતાથી રહિત) છે કેમકે તે पूर्णात्=પૂર્ણમાંથી આ पूर्णं=પૂર્ણ उदच्यते=ઉત્પન્ન થાય છે. તે पूर्णं=પૂર્ણ (બ્રહ્મ) पूर्णस्य=આ પૂર્ણને (જગતને) आदाय=લઇને (પોતાનામાં લીન કરીને) અંતે पूर्णं=પૂર્ણ एव=જ अवशिष्यते=અવશેષ, બાકી રહે છે. ॥ ૧ ॥

ॐ=હે આદિ મધ્ય અને અન્તમાં પૂર્ણ! शान्तिः=આધ્યાત્મિક દુઃખોની નિવૃત્તિ હો शान्तिः=આધિદૈવિક દુઃખોની નિવૃત્તિ હો. शान्तिः=આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો.

તે પૂર્ણ છે. આ પૂર્ણ છે. કેમકે તે પૂર્ણમાંથી આ પૂર્ણ ઉપજે છે, તે પૂર્ણ આ પૂર્ણને લઈને પૂર્ણ જ બાકી રહે છે. ॥ ૧ ॥

હે પરમાત્મન્! આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો.

કામ, ક્રોધ, લોભ, મોહ, ઈર્ષ્યા અસૂયા, રાગદ્વેષ વગેરેથી જે માનસદુઃખ તથા તાવની પીડા, અતિસાર વગેરેથી જે શારીરિક દુઃખ થાય છે તેનું નામ આધ્યાત્મિક દુઃખ. અતિવૃષ્ટિ,અનાવૃષ્ટિ, ભૂકમ્પ,અગ્નિદાહ,જલપ્લાવન,વિદ્યુત્પાત

વગેરેથી જે દુઃખ થાય છે તેનું નામ આધિદૈવિક દુઃખ, તથા સાપ વીંછુ, સિંહ, વાઘ, ચોર, લૂંટારા, રાજા, તથા રાજ્યાધિકારી વગેરેથી જે દુઃખ થાય છે તેનું નામ આધિભૌતિક દુઃખ છે.

ઉપનિષદ્‌ના અધ્યયનના આરંભે અને અંતે શાંતિપાઠ ભણવાની આપણી પ્રણાલિકા છે. શાંતિનો અર્થ થાય છે નિવૃત્તિ. રાગદ્વેષની નિવૃત્તિ એટલે શાન્તિ. રાગદ્વેષ જ્યાં સુધી વર્તમાન હોય છે ત્યાં સુધી સુખદુઃખ ભૂંસાતાં નથી. સુખદુઃખમાં તટસ્થતા સિવાય જીવનનું ઉપનિષદ્=રહસ્ય સમજાતું નથી. આથી પાઠકે હંમેશાં શાંતિપાઠ શરૂમાં અને અંતમા ભણવો રહ્યો. એમાં ભાવના એ મુખ્ય છે, અને ભાવના જ પાકી થતાં સિદ્ધગુણરૂપે આવીને ખડી થાય છે.

તે પરમાત્મા પૂર્ણ છે. પૂર્ણ શબ્દનો અર્થ 'ઊનતારહિત' એવો થાય છે. ઊનતા એટલે ત્રુટિ=ખોડખાંપણ; પરમાત્મા ઊનતારહિત છે એટલે કે તેનામાં કોઈપણ જાતની ત્રુટિ નથી. સ્વરૂપદૃષ્ટિએ કે ધર્મદૃષ્ટિએ પરમાત્મા ખોડખાંપણ વગરના છે. પરિપૂર્ણ છે. નિર્દોષ છે. એ પરમાત્મા સદ્‌રૂપે પરિપૂર્ણ છે. ચિત્‌રૂપે પરિપૂર્ણ છે. આનંદરૂપે પરિપૂર્ણ છે.

આ જગત પણ પૂર્ણ છે. એટલે કે ઊનતા વિનાનું છે. આ જગતમાં ક્યાયે ત્રુટિ નથી. ખોડખાંપણ નથી. પરમાત્મા અને જગતમાં આપણને જે ઊનતા જેવી લાગે છે તે વિકૃત દૃષ્ટિનું પરિણામ છે. શુદ્ધ દૃષ્ટિએ સમજવામાં આવે તો પરમાત્મા અને જગત બન્નેમાં ક્યાયે કશીયે ખામી નથી! આ જગતમાં કેમ કશી ઊનતા નથી! કેમકે જગત પરમાત્મામાંથી ઉપસી નીકળ્યું છે! પરમાત્મા આ જગતનું દરેક રીતે કારણ છે. અને કારણ જ્યાં ઊનતારહિત છે ત્યાં કાર્ય પણ ઊનતા વગરનું જ હોય.

સૃષ્ટિકાલે જેમ આ જગત પરમાત્મામાંથી ફુટી નીકળે છે તેમ સંહારકાલે પણ એ જ પરમાત્મામાં આ પૂર્ણ જગત પાછું લીન થાય છે. અર્થાત્ આ પૂર્ણ જગતને પૂર્ણ પરમાત્મા પોતાનામાં સમાવી લે છે. અને અંતે પોતે પૂર્ણ રીતે રહે છે–એટલે કે પોતાના મહિમામાં વિરાજમાન રહે છે. તિરોભાવ પામતું કાર્ય, કારણમાં જ લીન થાય.

આમ પરમાત્મા અને જગતની વાસ્તવિકતા બતાવી ઋષિ પ્રાર્થના કરે છે કે હે આદિ, મધ્ય અને અંતમાં પૂર્ણ પરમાત્મા! ત્રિવિધ પ્રકારના દુઃખોની નિવૃત્તિ હો. ત્રિવિધ દુઃખોની સમજણ ઉપર આપી છે.

આ મંત્રમાં આટલી વાતો સમજવાની છે. પરમાત્મા પૂર્ણ છે. તાત્ત્વિક દૃષ્ટિએ કારણ અને કાર્યમાં ભેદ ન હોવાને લઇને આ જગત પણ પૂર્ણ છે. અર્થાત્ પરમાત્મા અને જગતમાં માણસે પૂર્ણતા જોવાની છે. જે માણસની સમજણ ચોકખી હશે તેને આ પૂર્ણતા અનુભવમાં આવશે. જે કાંઇ બગડેલું છે તે પરમાત્મા અને જગતમાં નહિ પણ આપણામાં જ. આથી આપણામાં જેટલી ઊનતા હોય તેને કાઢી નાંખવાથી આપણને ઈશ્વર અને જગતની પૂર્ણતા સમજાશે. બીજું આ જગત, ઈશ્વરમાંથી નીપજે છે. કેમ નીપજે છે એવો પ્રશ્ન અજ્ઞાનજન્ય છે! માણસની જેમ ઈચ્છા હોય છે તેમ પરમાત્માની પણ ઇચ્છા હોય છે! અલ્પજ્ઞ અને અલ્પશક્તિ માણસની ઇચ્છાનું તલ નથી મપાતું તો સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પરમાત્માની ઈચ્છાનું માપ કાઢવું અશક્ય છે! સૃષ્ટિનું તટસ્થ દૃષ્ટિએ રહસ્ય જોતાં એટલું લાગે છે કે માણસની ઇચ્છામાં સ્વાર્થ છે. ઇશ્વરની ઇચ્છામાં કેવળ પરમાર્થ છે.

જેમ ઇશ્વરની અનવગાહ્ય=ડૂબકી ન મારી શકાય એવી, ઈચ્છાથી જગત જન્મે છે તેમ તેની ઇચ્છાથી એ વિલીન થાય છે! જે ઇશ્વરનું, તે ઇશ્વરમય થાય તેમાં આપણે કચવાઇએ એ અણુત્વપણાની નિશાની છે! ઇશ્વરમાંથી જગત જન્મે છે, ઇશ્વરમાં જગત રહે છે અને ઇશ્વરમાં જગત લીન થાય છે–એ આપણી સમજમાં ઠરતું નથી એટલી જ આપણી ઊનતા છે અને તે ઊનતા મનોમેલને લીધે છે. આથી જ્યાં સુધી મનોમેલ મરે નહિ ત્યાં સુધી આપણી સ્વાભાવિક-ઇશ્વરદત્ત પૂર્ણતા આપણને સમજાય નહિ. ઉપલું દર્શન પૂર્ણ છે. આનાથી વધીને માનવહૃદય વધારે ઉદાર કે સત્ય ચિન્તન કરી શકે એમ નથી. "પરમાત્મા વિશ્વકર્તા, વિશ્વભર્તા અને વિશ્વહર્તા છે" આ પરમાત્માને લગતી પૂર્ણ પ્રાર્થના છે! ઇશ્વરને લગતી વધુ સત્ય વિચારસરણી આના કરતાં બીજી નથી.

॥ इति शान्तिपाठभाष्यम् ॥

ईशावास्यं इदं सर्वं यत् किञ्च जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथाः मा गृधः कस्य स्विद् धनम् ॥ १ ॥

इदं=આ સર્વં=બધું (જગત) ईशा=ઇશ્વર વડે (પૂર્ણ પરમાત્મા વડે) आवास्यं=ઢાંકવાને યોગ્ય છે. (આ બધાને ઈશ્વરથી ઢાંક. અર્થાત્ આ બધામાં બહાર અંદર ઈશ્વરને જો) किंच=અને વળી यत्=જે जगत्यां=પૃથ્વી ઉપર

વગેરેથી જે દુઃખ થાય છે તેનું નામ આધિદૈવિક દુઃખ, તથા સાપ વીંછુ, સિંહ, વાઘ, ચોર, લૂંટારા, રાજા, તથા રાજ્યાધિકારી વગેરેથી જે દુઃખ થાય છે તેનું નામ આધિભૌતિક દુઃખ છે.

ઉપનિષદ્‌ના અધ્યયનના આરંભે અને અંતે શાંતિપાઠ ભણવાની આપણી પ્રણાલિકા છે. શાંતિનો અર્થ થાય છે નિવૃત્તિ. રાગદ્વેષની નિવૃત્તિ એટલે શાન્તિ. રાગદ્વેષ જ્યાં સુધી વર્તમાન હોય છે ત્યાં સુધી સુખદુઃખ ભૂંસાતાં નથી. સુખદુઃખમાં તટસ્થતા સિવાય જીવનનું ઉપનિષદ્=રહસ્ય સમજાતું નથી. આથી પાઠકે હંમેશાં શાંતિપાઠ શરુમાં અને અંતમાં ભણવો રહ્યો. એમાં ભાવના એ મુખ્ય છે, અને ભાવના જ પાકી થતાં સિદ્ધગુણરૂપે આવીને ખડી થાય છે.

તે પરમાત્મા પૂર્ણ છે. પૂર્ણ શબ્દનો અર્થ 'ઊનતારહિત' એવો થાય છે. ઊનતા એટલે ત્રુટિ=ખોડખાંપણ; પરમાત્મા ઊનતારહિત છે એટલે કે તેનામાં કોઇપણ જાતની ત્રુટિ નથી. સ્વરૂપદષ્ટિએ કે ધર્મદૃષ્ટિએ પરમાત્મા ખોડખાંપણ વગરના છે. પરિપૂર્ણ છે. નિર્દોષ છે. એ પરમાત્મા સદ્રૂપે પરિપૂર્ણ છે. ચિત્‌રૂપે પરિપૂર્ણ છે. આનંદરૂપે પરિપૂર્ણ છે.

આ જગત પણ પૂર્ણ છે. એટલે કે ઊનતા વિનાનું છે. આ જગતમાં ક્યાંયે ત્રુટિ નથી. ખોડખાંપણ નથી. પરમાત્મા અને જગતમાં આપણને જે ઊનતા જેવી લાગે છે તે વિકૃત દૃષ્ટિનું પરિણામ છે. શુદ્ધ દૃષ્ટિએ સમજવામાં આવે તો પરમાત્મા અને જગત બન્નેમાં ક્યાંયે કશીયે ખામી નથી! આ જગતમાં કેમ કશી ઊનતા નથી! કેમકે જગત પરમાત્મામાંથી ઉપસી નીકળ્યું છે! પરમાત્મા આ જગતનું દરેક રીતે કારણ છે. અને કારણ જ્યાં ઊનતારહિત છે ત્યાં કાર્ય પણ ઊનતા વગરનું જ હોય.

સૃષ્ટિકાલે જેમ આ જગત પરમાત્મામાંથી ફુટી નીકળે છે તેમ સંહારકાલે પણ એ જ પરમાત્મામાં આ પૂર્ણ જગત પાછું લીન થાય છે. અર્થાત્ આ પૂર્ણ જગતને પૂર્ણ પરમાત્મા પોતાનામાં સમાવી લે છે. અને અંતે પોતે પૂર્ણ રીતે રહે છે–એટલે કે પોતાના મહિમામાં વિરાજમાન રહે છે. તિરોભાવ પામતું કાર્ય, કારણમાં જ લીન થાય.

આમ પરમાત્મા અને જગતની વાસ્તવિક્તા બતાવી ઋષિ પ્રાર્થના કરે છે કે હે આદિ, મધ્ય અને અંતમાં પૂર્ણ પરમાત્મા! ત્રિવિધ પ્રકારના દુઃખોની નિવૃત્તિ હો. ત્રિવિધ દુઃખોની સમજણ ઉપર આપી છે.

આ મંત્રમાં આટલી વાતો સમજવાની છે. પરમાત્મા પૂર્ણ છે. તાત્ત્વિક દૃષ્ટિએ કારણ અને કાર્યમાં ભેદ ન હોવાને લઇને આ જગત પણ પૂર્ણ છે. અર્થાત્ પરમાત્મા અને જગતમાં માણસે પૂર્ણતા જોવાની છે. જે માણસની સમજણ ચોકખી હશે તેને આ પૂર્ણતા અનુભવમાં આવશે. જે કાંઇ બગડેલું છે તે પરમાત્મા અને જગતમાં નહિ પણ આપણામાં જ. આથી આપણામાં જેટલી ઊનતા હોય તેને કાઢી નાંખવાથી આપણને ઇશ્વર અને જગતની પૂર્ણતા સમજાશે. બીજું આ જગત, ઇશ્વરમાંથી નીપજે છે. કેમ નીપજે છે એવો પ્રશ્ન અજ્ઞાનજન્ય છે! માણસની જેમ ઇચ્છા હોય છે તેમ પરમાત્માની પણ ઇચ્છા હોય છે! અલ્પજ્ઞ અને અલ્પશક્તિ માણસની ઇચ્છાનું તલ નથી મપાતું તો સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પરમાત્માની ઇચ્છાનું માપ કાઢવું અશક્ય છે! સૃષ્ટિનું તટસ્થ દૃષ્ટિએ રહસ્ય જોતાં એટલું લાગે છે કે માણસની ઇચ્છામાં સ્વાર્થ છે. ઇશ્વરની ઇચ્છામાં કેવળ પરમાર્થ છે.

જેમ ઇશ્વરની અનવગાહ્ય=ડૂબકી ન મારી શકાય એવી, ઇચ્છાથી જગત જન્મે છે તેમ તેની ઇચ્છાથી એ વિલીન થાય છે! જે ઇશ્વરનું, તે ઇશ્વરમય થાય તેમાં આપણે ફચવાઇએ એ અણુધપણાની નિશાની છે! ઇશ્વરમાંથી જગત જન્મે છે, ઇશ્વરમાં જગત રહે છે અને ઇશ્વરમાં જગત લીન થાય છે—એ આપણી સમજમાં ઠરતું નથી એટલી જ આપણી ઊનતા છે અને તે ઊનતા મનોમેલને લીધે છે. આથી જ્યાં સુધી મનોમેલ મરે નહિ ત્યાં સુધી આપણી સ્વાભાવિક-ઇશ્વરદત્ત પૂર્ણતા આપણને સમજાય નહિ. ઉપર્યુ દર્શન પૂર્ણ છે. આનાથી વધીને માનવહૃદય વધારે ઉદાર કે સત્ય ચિન્તન કરી શકે એમ નથી. "પરમાત્મા વિશ્વકર્તા, વિશ્વભર્તા અને વિશ્વહર્તા છે" આ પરમાત્માને લગતી પૂર્ણ પ્રાર્થના છે! ઇશ્વરને લગતી વધુ સત્ય વિચારસરણી આના કરતાં બીજી નથી.

॥ इति शान्तिपाठभाष्यम् ॥

ईशावास्यं इदं सर्वं यत् किञ्च जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथाः मा गृधः कस्य स्विद् धनम् ॥ १ ॥

इदं=આ सर्वं=બધું (જગત) ईशा=ઇશ્વર વડે (પૂર્ણ પરમાત્મા વડે) आवास्यं=ઢાંકવાને યોગ્ય છે. (આ બધાને ઇશ્વરથી ઢાંક. અર્થાત્ આ બધામાં બહાર અંદર ઇશ્વરને જો) किंच=અને વળી यत्=જે जगत्यां=પૃથ્વી ઉપર

જગત્=સ્થાવર જંગમ ધન છે. तेन=તે त्यक्तेन=ત્યજાયેલાં વડે (આસક્તિ છૂટેલા વડે) પોતાનું भुञ्जीथाः=પાલન કર. (રક્ષણ કર) मा=ન गृधः=લલચા (તૃષ્ણા તન્તુને ન વધાર) धनं=ધન कस्य=કોનું स्विद्=છે?

આ બધું ઈશ્વર વડે આચ્છાદવાને યોગ્ય છે અને વળી જગતમાં જે સ્થાવરજંગમ ધન છે તે ત્યજાયેલાં વડે (અનાસક્ત રહીને) જાતનું રક્ષણ કર. ન લલચા. ધન કોનું છે? ॥ ૧ ॥

આ મંત્રમાં ઋષિ ચાર ઉપદેશો આપણી સમક્ષ ધરે છે. (૧) આ બધું ઇશ્વરથી ઢાંકવાને યોગ્ય છે. (૨) આ જગતમાં જે કાંઇ સ્થાવરજંગમ ધન છે, તે તમામના ત્યાગપૂર્વક તારું પાલન કર. (૩) લલચા નહિ. (૪) ધન કોનું છે? ચારમાં પણ પહેલો ઉપદેશ મુખ્ય છે. બીજા ત્રણ એ પહેલામાંથી જ ફળે છે.

આ બધું ઇશ્વરથી ઢાંકવાને યોગ્ય છે એટલે કે હે મનુષ્ય! આ જે કાંઇ સ્થાવરજંગમ જગત છે તે તમામ જગતમાં તું ઇશ્વરને જોવાનો પ્રયત્ન કર. જ્યાં જ્યાં તારી બાહ્ય કે આંતર નજર જાય ત્યાં ત્યાં ઇશ્વર છે જ. પણ તેં અત્યાર સુધી આ જગતને તારી રાગદ્વેષથી વેધાયેલી નજરે જોયું છે. અને આથી જ્યાં ઇશ્વર હતો ત્યાં તેં એક ઇશ્વરને છોડીને બીજું બધું જ જોયું. માણસ જગતને પોતાના રાગદ્વેષથી ઢાંકીને જોઇ રહ્યો છે. એ રાગદ્વેષનાં ઢાંકણને તું તોડી નાંખ. અને તને જણાશે કે સર્વત્ર પરિપૂર્ણ ઇશ્વર જ છે.

અર્થાત્ જ્યારે ઋષિ આપણને જગતમાં સર્વત્ર ઇશ્વરને જોવા આદેશ કરે છે ત્યારે આપણી દૃષ્ટિને યથાર્થ કરવા કહે છે. જેની દૃષ્ટિ–સમજ યથાર્થ તેને જગતમાં બધે ઇશ્વર લાગવાનો જ. કેમકે યથાર્થ દૃષ્ટિ ઇશ્વરને ઓળખી શકે છે. ઇશ્વર–પરમાત્મા સચ્ચિદાનંદ છે. તો જગતના તમામ પદાર્થોની જે અસ્તિ છે, તે અસ્તિ તે તે સ્વરૂપે છતા થયેલા પરમાત્માની જ અસ્તિ છે. પરમાત્માની સત્તાનો વ્યભિચાર નથી. આથી સદંશે પરમાત્મા જ તે તે નામરૂપે વર્તી રહ્યા છે. આમ જો અસ્તિની બાબતમાં આપણને નીતરી સમજ આવી ગઈ તો આપણે એક તૃતીયાંશ ઇશ્વરને સમજી શક્યા એમ કહેવાય.

વળી પરમાત્મા ચિદ્ઘન છે. એટલે કે જ્ઞાનસ્વરૂપ છે. પરમાત્માનો આ ચિદંશ જીવસ્વરૂપે તો વર્તમાન છે જ. પણ જડમાં પણ એ છે જ. પણ એ આવિર્ભૂત સ્વરૂપે નથી. જે આવિર્ભાવ ન પામ્યું હોય તે નથી એમ નહિ

કહી શકાય. આમ જડચેતન એવા જે બે પ્રકારે જગત આપણી નજરમાં આવી રહ્યું છે તેમાં પણ તાત્ત્વિક દૃષ્ટિએ તો એક જ અંશ છે. અને તે ચિદંશ. જે પરમાત્માનો ચિદંશ સર્વત્ર વ્યાપક અને પરિપૂર્ણ છે એમ સમજે તેને બે તૃતીયાંશ ઇશ્વર સમજાયો એમ જાણવું.

વળી પરમાત્મા આનંદ સ્વરૂપ છે. આત્મા, આત્મા હોઇને કોઇ દિવસ દુખઃરૂપ હોઇ શકતો નથી! એનું સ્વરૂપ જ એવું છે. પ્રકાશ જેમ સૂરજનો સ્વભાવ છે અને એ સ્વભાવનો સૂરજથી કોઇપણ વખત વિયોગ થતો નથી તેમ આનંદ એ પરમાત્માનો સ્વભાવ છે. કદી તેનો વિયોગ તેનાથી થતો નથી. આ આનંદસ્વરૂપને લઇને જ પરમાત્મા પ્રાપ્તવ્ય છે-મેળવવા જેવો છે.

અર્થાત્ ઋષિ જ્યારે આપણને ઇશ્વર વડે બધું આચ્છાદવા કહે છે ત્યારે એમ કહેવા માગે છે કે હે મનુષ્ય! આ જગતની જડચેતન તમામ વસ્તુમાં સચ્ચિદાનંદ છે. અસત્-જડ અને દુઃખ એ તારી પોતાની ઉપજ છે. મૂળમાં નથી. માટે તમામ વસ્તુઓમાં રહેલ એ સચ્ચિદાનંદ તત્ત્વને ઓળખ. અસત્-જડ અને દુઃખની ભ્રમણાને છોડ અને સચ્ચિદાનંદનો અનુભવ કર. અર્થાત્ ઇશ્વરનો અનુભવ કર. અનુભવમાં અનુ + ભવ એવા બે શબ્દો છે. અનુ એટલે પાછળ. ભવ એટલે થા. અર્થાત્ હે મનુષ્ય! તું ઇશ્વરનો અનુભવ કર એટલે ઇશ્વરની પાછળ થા. ઈશ્વર જેવો છે તેવો બન. ઈશ્વર સચ્ચિદાનંદ છે. તું પણ તેવો થા. તો જ તને ઇશ્વરનો અનુભવ થયેલો ગણાય. ઈશ્વર બધામાં છે. તું બધામાં થા. એટલે કે તે તે રૂપે તું જ તે તે નામરૂપમાં વર્તી રહ્યો છે એમ દૃઢતાથી સમજ. એક જ અપરિમિત સત્તા સર્વવ્યાપક છે અને તે તું છે, એમ અનુભવ. અર્થાત્ તારી સત્તા કેવળ તારા દેહમાત્રમાં જ મર્યાદિત છે એમ ન માન. તું ભૂલથી દેહમાત્રમાં જ તારી જાતને મર્યાદિત્ત માની બેઠો છે. એ માન્યતાને જ્ઞાનપૂર્વક દૂર કર. અને સર્વમાં છવાઈ રહેલી ઝીણી-અનિટ-આત્મસત્તાને. જો. તે જ પ્રમાણે તું જ્ઞાન સ્વરૂપ છે, એમ જો. એટલે કે જ્ઞાન તારો સ્વભાવ છે. તું કદી ચૈતન્ય સિવાયનો બીજો નથી એમ જાણ ચૈતન્ય કદી તારાથી ભિન્ન એવું-કદી લોપાય એવું નથી. તું ચેતન સ્વરૂપ છે. અને તું ચેતન હોઇને કદી દુઃખરૂપ નથી. તું આનંદનો મહાસાગર છે. પરિપૂર્ણ આનંદ સ્વરૂપ છે. આમ જો તું તારી જાત વિષે નિઃશંકપણે સમજી શકે કે હું સચ્ચિદાનંદ છું તો પછી બાકીના જગતમાં પણ તને સચ્ચિદાનંદનો જ પ્રભાવ જણાશે. જ્યોતિ જણાશે. આનંદ જણાશે.

શાસ્ત્ર-અનુમાન અને 'પ્રત્યક્ષ એમ ત્રણે પ્રમાણોથી પરમાત્મા પરિપૂર્ણ સચ્ચિદાનંદ સ્વભાવ છે એમ સિદ્ધ થાય છે. સર્વજ્ઞ સર્વશક્તિ છે એમ સિદ્ધ થાય છે. સર્વસિદ્ધિયુક્ત, પ્રેમ અને કરૂણાના સમુદ્ર છે એમ સાબિત થાય છે. આમ પહેલો ઉપદેશ માણસને પોતાના પરમાત્મભાવનું ઉદ્બોધન કરાવનારો છે.

બીજો ઉપદેશ પહેલાંથી જ ફળે છે. જેણે ઇશ્વરને બધે જોયો-બધામાં જોયો તેને માટે ત્યાગ એ જીવનનો નિયામક મંત્ર રહેશે. જગતમાં તેવાએ ઇશ્વરદત્ત આયુષ્ય ગાળવાનું તો રહ્યું જ એટલે પોતાના જીવન દરમ્યાન તેના સંબંધમાં દુનિયાના તમામ પદાર્થો પણ આવવાના જ. તો તે તમામ પદાર્થોનો તેણે ઉપભોગ કેવી રીતે કરવો એ એક મહાન પ્રશ્ન છે. ઋષિ બીજા ઉપદેશમાં એનું નિરાકરણ કરે છે. કહે છે કે હે મનુષ્ય ! જગતમાં જે કાંઈ સ્થાવરજંગમ ધન છે તેનો તું ત્યાગપૂર્વકનો ઉપભોગ કરશે તો તારું રક્ષણ થશે. એટલે કે સ્થાવર જંગમ ધનનો તું ઉપભોગ કર, પણ તે ઉપભોગમાં મમતા રાખીને નહિ-મમતા તોડીને. અનાસક્તિપૂર્વક તું બધાં ધનનો ઉપયોગ કર. જે માણસ ઇશ્વરમય જીવન ગાળે તેનામાં આસક્તિ સંભવે જ નહિ-કેમકે આસક્તિ એ ઇશ્વરની ગેરસમજણમાંથી જન્મે છે. આને તો ઇશ્વરને લગતી સાચી સમજ છે. ઇશ્વરની સાચી સમજવાળો પુરુષ જાણે છે કે દરેક વસ્તુના મૂળમાં પરમાત્મા છે. વસ્તુનું બાહ્ય સ્વરૂપ મને કદી મોહમાં ન બાંધી શકે. આથી મારી સમક્ષ આવેલા તમામ પદાર્થોમાં આસક્તિ અયોગ્ય છે. તે તમામનો તટસ્થ દૃષ્ટિએ ઉપયોગ ઉચિત છે. આમ આવી દૃષ્ટિએ જો માણસ તમામ પદાર્થોનો ઉપયોગ અને ઉપભોગ કરે તો તે પદાર્થો તેના ભક્ષક ન નીવડતાં તેના રક્ષક થશે. કેમકે પદાર્થો ભક્ષક ત્યારે બને છે જ્યારે તેઓ આસક્તિથી રંગાયેલા હોય. ઇશ્વરદર્શનથી આસક્તિ ટળી જાય છે. એટલે માણસનામાં કુદરતી રીતે જ સ્વચ્છ અનાસક્તિ આવે છે. આમ સાચું જ્ઞાન માણસનામાં સ્વાભાવિક ત્યાગમયતા આણે છે.

પહેલા બે ઉપદેશના ફળરૂપે ત્રીજો ઉપદેશ છે. હે મનુષ્ય ! તું ન લલચા. અર્થાત્ હે મનુષ્ય ! તું જેમ જેમ ઇશ્વરના રાજ્ય તરફ જવાની મુરાદ સેવશે તેમ તેમ માયા તેના મહા રમણીય સ્વરૂપો-પ્રલોભનો તારી સમક્ષ ધરશે. માયાના તે અતિ રમણીય સ્વરૂપોથી તું લલચાઇશ નહિ. અર્થાત્ હે માણસ ! તારૂં ઇશ્વરદર્શન અને તેમાંથી જન્મતી ત્યાગમયતા જો કાચી હશે-તો માયા તને પાછો ઉથલાવી પાડશે. કેમકે માયાને પોતાના હાથમાંથી

કોઈપણ જીવ છટકી જાય એ પસંદ નથી! પોતાના કબજામાં આવેલા દરેક પરમાત્મપરાયણ થવા ઇચ્છનાર જીવને મોંઘામાં મોંઘાં, કિંમતીમાં કિંમતી પ્રલોભનો બતાવતાં પણ માયા ચૂકતી નથી! માયા તેવા જીવને પોતાને અધીન રાખવા પોતાનાથી બનતા તમામ દૃઢ પ્રયત્નો કરે છે. અને તે વખતે જીવના તત્વજ્ઞાનની અને ત્યાગની અગ્નિપરીક્ષા થાય છે. માટે ઋષિ અહીં ચેતવણી આપે છે કે હે મનુષ્ય! માયા તને ખેંચશે. લોભાવશે. તૃષ્ણાનો અતિ રસીલો સ્વાંગ ધરી, તારી સમક્ષ આવશે. પણ રખે ત્યારે લલચાતો! રખે કર્ણની માફક ખરી પળે વિદ્યા ભૂલતો! ત્યાગની દૃઢ ભૂમિકા મળતાં તૃષ્ણાની જટિલ ગ્રંથિ તૂટે છે.

ઇશ્વરજ્ઞાનને દૃઢ બનાવવાના ઉપાય તરીકે ઋષિએ ત્યાગ બતાવ્યો. ત્યાગને મક્કમ બનાવવા તૃષ્ણાનો ઉચ્છેદ બતાવ્યો. હવે જો તૃષ્ણા તને પજવે તો વિચાર કરજે કે कस्य स्विद् धनम्?—આ બધું ધન કોનું છે? આ જગતના તમામ પદાર્થો કોના છે? તારા તો નથી! કેમકે તારા હોય તો તારી સત્તા માને ને? તારી સત્તામાં તો ઘાસનું તણખલું પણ નથી! તો ફોકટનો 'મારૂં મારૂં' કરી શાને અથડાય છે? એ તારૂં નથી. આથી તૃષ્ણાથી ખેંચાવાનો તારો ધર્મ નથી! તૃષ્ણાને લાત માર. તારી દૃઢ સમજથી તૃષ્ણા બીચારી શિથિલબળ થશે. અર્થાત્ છેલ્લા ઉપદેશમાં ઋષિ વિવેકી વિચાર કરવાનું મનુષ્યને કહે છે. વિવેકથી તૃષ્ણા ઘસાશે. તૃષ્ણા ઘસાતાં ત્યાગ દૃઢ થશે. ત્યાગની દૃઢતાથી ઇશ્વરદર્શન વધુ સ્પષ્ટ થશે. અને ઈશ્વરદર્શનમાં આનંદ છે-અમિત આનંદ છે. અને આનંદ માટે તો જીવમાત્રનાં ફાંફા છે. એ આનંદ સ્વાભાવિક થતાં દુનિયામાં દુઃખ નથી એ સ્પષ્ટ થશે. અને એ જ તો જીવનદર્શન છે. એમાં જ દરેક ઋષિનું ઋષિપણું છે. ॥ ૧ ॥

**कुर्वन् एव इह कर्माणि जिजीविषेत् शतं समाः ।**
**एवं त्वयि न अन्यथा इतः अस्ति न कर्म लिप्यते नरे ॥ २ ॥**

इह=અહીં· कर्माणि=કર્મોને કર્તવ્યબુદ્ધિથી कुर्वन्=કરતાં एव=જ शतं=સો समाः=વરસો जिजीविषेत्=જીવવા ઇચ્છે एवं=આ રીતે (કર્તવ્યબુદ્ધિથી કર્મ કરનાર) त्वयि=તું नरे=મનુષ્ય શ્રેષ્ઠમાં कर्म=કર્મ (કરાયેલું કર્મ) न=નહિ लिप्यते=લપેટાય. (જન્મ મરણરૂપી સંસારચક્રમાં ન નાંખે) इतः=આથી ભિન્ન अन्यथा=બીજો પ્રકાર (કર્મમાં ન લપેટાવવાનો કોઈ બીજો ઉપાય) न अस्ति=નથી.

અહીં કર્મોને કરતા રહીને જ સો વરસ જીવવા ઈચ્છા કરે. આમ તું મનુષ્ય શ્રેષ્ઠમાં કર્મ નહિ લપેટાય. આથી ભિન્ન બીજો પ્રકાર નથી. ॥ ૨ ॥

આગલા મંત્રમાં ઈશ્વરદર્શન, ઇશ્વરદર્શનમાંથી ઉપજતો ત્યાગ, એ ત્યાગને દ્દઢાવવા માટે તૃષ્ણાનો ઉચ્છેદ, અને તૃષ્ણા તોડવા માટે વિવેકી વિચાર એટલી ચાર વસ્તુ કહી. ઉપલી ચારે વાત કેવળ વાત કરવાથી સિદ્ધ થતી નથી. જ્ઞાન અને કર્મ વચ્ચે ગાઢો સંબંધ છે. જે રીતે કર્મ કરવાં જોઇએ તે રીતે જો કર્મ કરવામાં આવે તો જ ઉપલાં દર્શન માણસના જીવનમાં ઠરે છે. આથી ઉપલાં દર્શનને જીવનમાં વણી નાંખવાનો હવેના મંત્રમાં ઋષિ ઉપાય બતાવે છે. આ મંત્રમાં પણ ચાર ઉપદેશો છે. માણસ સો વરસ જીવવાની ઇચ્છા કરે, પણ તે કર્મોને કરતા રહીને જ. આથી મનુષ્યશ્રેષ્ઠને કર્મલેપ નહિ લાગે. આ સિવાય આરો નથી.

મનુષ્યદેહ મળવો મુશ્કેલ છે. આથી મળેલા દેહની જે કુદરતી આયુ છે તે પૂરી ભોગવવાનો માણસનો દૃઢ નિશ્ચય હોવો જોઈએ. ઇશ્વરે માણસને સો વરસનું આયુષ્ય દીધું છે. તે સો એ સો વરસ એ જીવવાને ઇચ્છે. જેટલું માણસને ઇશ્વરે પ્રસન્નતાથી આપ્યું છે તેના સદુપયોગમાં જ માણસનો વિવેક છે. આપણને દેહ આપ્યો અને તે પણ માનવદેહ. માનવદેહ કલ્યાણનું પગથિયું છે. આથી એના પૂરા સદુપયોગ માટે દરેક સો વરસ જીવવા ઇચ્છે એમાં કશું ખોટું નથી. જે માણસ કંટાળીને વહેલું મોત માગે તે આત્મહત્યારો છે. તેને દેહનાં મૂલ્ય નથી સમજાયાં. જેને શરીરનું અસ્તિત્વ ભારરૂપ લાગે તે અજ્ઞાનથી ઘેરાયેલો જાણવો. કેમકે શરીર-માનવ શરીરની પ્રાપ્તિ તો ઇશ્વર-સેવામાં ઘસાઈ જવા માટે છે. આથી માનવકાયાના ઉત્તમોત્તમ સદુપયોગ માટે દરેક માણસે સો વરસનું પોતાનું પૂરું હક્કનું આયુષ્ય ગાળવા ઇચ્છવું રહ્યું. જો તે ઇચ્છશે તો દેહને ટકાવવા પ્રયત્ન કરશે. અને જે સો વરસ દેહને ટકાવવા પ્રયત્ન કરવા ઇચ્છે તેને કુદરતી જીવન આવ્યે જ છૂટકો. કૃત્રિમ જીવન આયુષ્ય ઘટાડે અને કુદરતી જીવન જીવવામાં દેહ ભારરૂપ કે ત્રાસરૂપ નહિ નિવડે. જેણે કુદરતની સાથે છૂટાછેડા કર્યા હોય તેને કાયા કડવી લાગે. આમ સો વરસનું પૂરું આયુ ગાળવા ઇચ્છવામાં કુદરતી જીવન જીવવાની ગર્ભિત સૂચના છે જ.

માણસે આમ સો વરસ જીવવાને ઇચ્છવું, પણ તે સો વરસ દરમ્યાન જીવવું કેવી રીતે? તો ઋષિ કહે છે "कुर्वन्नेव कर्माणि" માણસ કર્મ કરતાં જ જીવે. કદી એણે જીવનમાં આળસ કે પ્રમાદ સેવવાનો નથી! કર્મત્યાગ કરવાનો નથી. કેમકે કર્મત્યાગ, જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી, વાર્તામાત્ર છે.

પ્રકૃતિની રચના જ એવી છે કે એના વર્તુળમાં આવેલો કોઇપણ નિષ્ક્રિય રહી શકે જ નહિ નિષ્ક્રિયતા જ્યારે કલ્પનામાત્ર છે ત્યારે કર્મો કરવાં એ જ ડહાપણુ છે. અને કર્મ કરવા છતાં કર્મની બંધક-ચૂડ તોડી નાંખવામાં નીતરી બુદ્ધિનો વિજય છે. આથી ઋષિ અહીં કર્મ કેવી રીતે કરવાં જોઇએ તેની સૂચના મંત્રના 'એવ' શબ્દમાં આપે છે. માણસ કર્મ જ કરે, ફળની ઇચ્છા ન સેવે. કર્મ કરવાં એ સ્વાભાવિક છે પણ તે કર્મને ફળેચ્છા સાથે જોડીને કરવામાં વિકૃતિ છે. કર્મમાત્ર નિષ્કામભાવે જ કરવાં જોઇએ એ કુદરતી નિયમ નીતરી અને તટસ્થ વિચારશીલ બુદ્ધિને સુઝશે આપણે તમામ કર્મોને બે વિભાગમાં વહેંચી શકીએ. સ્વાભાવિક કર્મો અને વૈદિક કર્મો. એટલે કે શાસ્ત્રીય કર્મો. આપણાં-શરીર સાથે જકડાયેલાં ખાવું-પીવું-ઊંઘવું-ચાલવું વગેરે સ્વાભાવિક કર્મો છે. જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી એ ટાળ્યાં ટળતાં નથી! બાકી રહ્યાં શાસ્ત્રીય કર્મો. શાસ્ત્રીય કર્મો એટલે કે જે કર્મો માણસજાતના ઉદ્ધાર માટે પ્રાચીન કે અર્વાચીન દૃષ્ટાઓએ નક્કી કર્યાં હોય! આત્મા, જાતિ કે દેશનો ઉદ્ધાર કરે એવાં કર્મોનો સમુદાય એટલે ટૂંકમાં શાસ્ત્રીય કર્મો. અને આ કર્મો તો માણસે માણસ હોઇને કરવાં જ જોઇએ. એવાં કર્મો કરવામાં જ તેમણે પોતાનું આખું આયુષ્ય ખર્ચી નાંખવું રહ્યું. આથી આત્મા, જાતિ અને દેશની ઉન્નતિ થાય તેવાં, યુગે યુગે બદલાતાં અને ન બદલાતાં કર્મો તેણે કરવાં જ રહ્યાં. આથી ઋષિ કહે છે કે હે મનુષ્યો! સો વરસ તમો જીવો અને સત્કર્મમાં નિરંતર જોડાયેલા રહો.

ઉપલી રીતે જો માણસ જીવે તો તેને કર્મો કર્યા છતાં કર્મનો લેપ નહિ લાગે! કેમકે કર્મમાં ચીકાશ છે આસક્તિની. એ આસક્તિની ચીકાશ નિષ્કામભાવે કર્મ કરવાની મતિ હોવાથી ધોવાઇ જશે. નિષ્કામભાવે જો એ ઉપલાં કર્મોનું આચરણ નહિ કરે તો આ ચીકાશ દિનપ્રતિદિન વધતી જાય છે અને આસક્તિની ચીકાશને ટપી જાય એવી એકે ચીકાશ દુનિયામાં નથી! આથી ઋષિ કહે છે કે હે મનુષ્યો! તમો અનાસક્તપણે કર્મ કરશો તો તમને કર્મનો લેપ નહિ લાગે. તમે આ પ્રમાણે કર્મ કરશો તો મનુષ્યોમાં મરદ થશો. કેમકે નિષ્કામભાવે કર્મને યાવજ્જીવ કરવામાં જ મરદાનગી છે. સકામભાવે કરવામાં તો નપુંસકતા છે. ઋષિએ મંત્રમાં 'નર' શબ્દનો પ્રયોગ કર્યો છે તે ધ્યાન ખેંચે એવો છે.

આમ સો વરસ જીવવા ઇચ્છે. તે દરમ્યાન કર્મો કરે. અને અનાસક્તપણે કર્મો કરે. તે રીતે કરવાથી કર્મલેપ નહિ થાય. આ સિવાય બીજો ઉપાય

નથી એમ ચોથા ઉપદેશમાં કહે છે. અર્થાત્ કર્મના પ્રસવને ડાંબી દેવા માટે બીજો ઉપાય જ નથી. અનાસકતભાવે કર્મ કરવાથી જ કર્મની ફલપર્યન્ત વર્તુ ઝાડ થવાની શકિત, ડંભાય જાય છે. બીજી રીતે નહિ! માટે નિષ્કામભાવે કર્મ કરતાં સો વરસ જીવવાની ઇચ્છા કરી હે મનુષ્યો! માનવદેહને સફળ કરો એમ ઋષિનો આદેશ છે. ॥ ૨ ॥

**असुर्याः नाम ते लोकाः अन्धेन तमसा आवृताः ।**
**तान् ते प्रेत्य अभिगच्छन्ति, ये,के च आत्महनः जनाः ॥ ३ ॥**

असुर्याः=અસુરોના (પ્રાણોના પાલન પોષણ માત્રમાં મશગૂલ નીચ પ્રાણીઓના) ते=તે नाम=પ્રસિદ્ધ लोकाः=લોકો (શરીર) જે अन्धेन= આંધળા=ગાઢ तमसा=અન્ધકાર (ઘોર અજ્ઞાનથી) आवृताः=ઘેરાયેલા છે तान्= તે (લોકોને) ते=તેઓ प्रेत्य=મરીને अभिगच्छन्ति=પ્રાપ્ત થાય છે ये=જે के=કોઇ जनाः=મનુષ્યો च=નિશ્ચય आत्महनाः=આત્મહત્યારાં છે. (અર્થાત્ જાતે જાતને જન્મમરણરૂપી સંસારચક્રમાં નાંખનારા છે).

અસુરોના તે પ્રસિદ્ધ લોકો (શરીરો) (કે) (જે) આંધળા અંધારાથી ઘેરાયેલા છે તે લોકોને-શરીરોને તેઓ મરીને પ્રાપ્ત થાય છે, જે કોઈ મનુષ્યો નિશ્ચય આત્મહત્યારા છે. ॥ ૩ ॥

આગલા મંત્રમાં જીવનને સફળ કેવી રીતે કરવું તે ઋષિએ બતાવ્યું. હવેના મંત્રમાં જે મનુષ્ય જીવનને સફળ બનાવતો નથી તે આત્મહત્યારો છે એવું વિધાન કરતાં ઋષિ ઉચરે છે કે હે મનુષ્યો! જે કોઇ આત્મહત્યારા છે તેઓ મરીને, આંધળા અંધારામાંથી ભરપૂર એવી અસુરોની યોનિને પ્રાપ્ત થાય છે. આ મંત્રમાં વિચારયોગ્ય ત્રણ ચાર પદો છે 'आत्महन्' "अन्धंतमः" "असुर्यलोक" આ જગતમાં આત્મઘાતી કોણ? આત્મઘાતી એટલે આત્માને હણનાર. હવે આત્મા તો સ્વરૂપે હણાતો નથી. કેમકે તે સ્વભાવે જ અજ અને અવિનાશી છે. છતાં ઋષિ આત્મઘાતી એમ કહે છે! તો વિચારે જણાશે કે ઋષિનો કહેવાનો મર્મ જુદો છે. આ દુનિયામાં માણસ જીવન સાફલ્ય સાધવાને આવે છે. ઉન્નત થવાને આવે છે. આગલા બે મંત્રોમાં ઋષિએ ઉન્નતિની-સફલતાની ચાવી બતાવી. એ બે મંત્રો મુજબ જે ન જીવે પણ તેનાથી ઊંધું-અવળું ચાલે તે અવનતિને પામે-તે પુરુષ જીવનને નિષ્ફળ બનાવે. બસ-આ જીવનને વેડફી નાંખવુ-એનો જે મર્મ છે-રહસ્ય છે-એ રહસ્યને

ન પામવું એનું જ નામ આત્મહત્યા છે. આત્માની સફળતા સત્કર્મનિષ્ઠામાં છે. તેનું અધઃપતન અસત્કર્મ-નિષ્ઠામાં છે. તો જે મનુષ્ય, માણસે ન કરવા જેવાં કર્મો કરવામાં પોતાનું આયુષ્ય વીતાડે, તે માણસ આત્મહત્યારો છે. માણસે ન કરવાં જેવાં કર્મો એટલે કે શાસ્ત્ર અને લોકથી વિરૂદ્ધ આચરણો. આવાં આચરણમાં જીવનભર મચી રહેલો માણસ ઉપનિષદ્‌ની પરિભાષામાં 'આત્મહન્' છે. કેમકે દુષ્કર્મો અમર આત્માને સદાને માટે મારી નાંખે છે. એટલે કે આત્માને દાબી દે છે. અને જેનું આત્મદર્શન દબાયું-રૂંધાયું તેના જીવનમાં જીવન નથી. મોતની જ છાયા છે. એવા માણસોનો આ ભવ અને ભાવિ ભવ બન્ને બગડે છે. આથી ઋષિ કહે છે કે એવા-દુષ્કર્મોમાં પ્રીતિવાળા મનુષ્યો, મરણ બાદ "અસુર્યલોકો"માં જાય છે. 'અસુર્ય' એટલે અસુરોને મેળવવા યોગ્ય. અસુર એટલે પોતાના પ્રાણના પોષણમાં મશગૂલ નીચ પ્રાણીઓ. લોક એટલે દેહો. દુષ્કર્મી મનુષ્યો ભાવિજન્મમાં સ્વાર્થી નીચ યોનિને પ્રાપ્ત થાય છે અને માણસ હોવા છતાં આવી અધમ કોટિમાં જાણી જોઇને જન્મવું એમાં તો ભૂષણ કયાં છે? એ તો મહા નફફટનો ધંધો! વળી એ અસુરોના દેહો-જીવન કેવાં હોય છે? ઋષિ કહે છે કે આંધળાં અંધારાંથી ઘેરાયેલાં. આ અંધારૂં એ પ્રાકૃત અંધારૂં નથી. જીવનનું સ્પષ્ટ દર્શન ન હોવું, જીવન કેમ જીવવું એની શુદ્ધ સમજણ ન હોવી એનું નામ અંધારૂં છે. એટલે કે સત્યજ્ઞાનનો અભાવ. વળી એકલું અંધારૂં જ નહિ પણ આંધળું અંધારૂં. આંધળું અંધારૂં એટલે ગાઢ અંધારૂં. સૂરજ ચંદ્રનો પ્રકાશ પણ જે અંધારાને ઉલેચવા શક્તિમાન ન હોય તેવું અંધારૂં. પણ અહીં સૂરજ-ચંદ્રના પ્રકાશની તો વાત જ નથી! એટલે અહીં પ્રાકૃત આંધળું અંધારૂં એટલે અતિશય ગાઢ અજ્ઞાન. જે અજ્ઞાન ફેડયું ફીટે નહિ-માર્યું મરે નહિ-પ્રયત્ને પણ દૂર ન થાય એવું. અને સોએ નવ્વાણું ટકા માણસ આ આંધળાં અંધારાંથી જ પીડાય છે! તો આવાં આંધળાં અંધારાથી ભરપૂર-અસુર સ્વભાવના દેહોની પ્રાપ્તિ ભવિષ્યમાં તેવા જીવોને થાય છે જે જીવો આત્મહત્યારા છે. એટલે કે મેલાં કર્મોથી વિશુદ્ધ આત્માને મલિન કરનારા છે. આથી હે મનુષ્યો! તમો નિર્મળ કર્મોમાં સમાધિમય રહો-એવો ઋષિનો દયાથી નીતરતો ઉપદેશ છે. ॥૩॥

अनेजद् एकं मनसः जवीयः, न एनद् देवाः आप्नुवन् पूर्वम् अर्षत्।
तत् धावतः अन्यान् अत्येति तिष्ठत् तस्मिन् अपः मातरिश्वा दधाति ॥४॥

(તે પૂર્ણ બ્રહ્મ) एकं=એક છે अनेजत्=અકમ્પ (અડોલ) છે तः મનસઃ=મનથી जवीयः=વધીને વેગવાળું (મનની પહોંચથી પર) છે.

એની કને દેવાઃ=ઇન્દ્રિયો ન आप्नुवन्=નથી પહોંચતી-પ્રાપ્ત થતી पूर्वम्= પહેલાં (એ બધાથી પહેલાં) अर्षत्=પ્રાપ્ત (પહોંચેલું) છે तत्=તે तिष्ठत् =સ્થિતિ હોઈ (ન ચાલતું હોઇ) अन्यान्=બીજા धावतः=દોડનારાઓને (વેગથી ચાલનારાઓને) अत्येति=ઓળંગી જાય છે. तस्मिन्=તેમાં આશ્રય પામેલી मातरिश्वा=(કાર્યમાં કારણ પ્રયોગ છે) પ્રકૃતિ अपः=જગતરૂપી ગર્ભને दधाति=ધારણ કરે છે.

તે બ્રહ્મ એક, અકમ્પ્ય અને મનથી વેગીલું છે. એને ઈન્દ્રિયો પામી શકતી નથી. તે પહેલું પ્રાપ્ત થયેલું છે. તે સ્થિત હોઈ બીજા દોડનારાઓને ઓળંગી જાય છે. તેમાં પ્રકૃતિ જગદ્‌ગર્ભને ધારણ કરે છે. ॥ ૪ ॥

હવે જે આત્માને દુષ્કર્મો દ્વારા અબુધ માણસ મારી નાંખે છે અને જે આત્માને પ્રબુદ્ધ માણસ સત્કર્મ દ્વારા જીવિત રાખે છે તે આત્માનું સ્વરૂપ કેવું છે તે ઋષિ બતાવે છે. તે આત્મા એક છે. એટલે કે જરાયુજ, અંડજ, સ્વેદજ, અને ઉદ્‌ભિજ્જ-સ્થાવર જંગમમાં સ્વરૂપે એક છે. અર્થાત્ અનંત વિવિધ-શરીરોની અંદર વસેલો આત્મા જુદો નથી. દેહભેદે આત્માનો ભેદ નથી. શરીરે શરીરે આત્મા જુદો દેખાય છે છતાં તે મૂળમાં એક જ છે એ એક અપૂર્વ દર્શન છે. જેને આ દર્શન થાય તે જ ઋષિ છે. અનંત સ્વરૂપે આત્મા કેમ વર્તે છે તે તો આત્મા પોતે જ જાણે! જે મનુષ્ય, ઇશ્વર જીવતી જાગતી વસ્તુ છે એમ સમજે છે તેને, માણસને જેમ ઇચ્છા હોય છે તેમ પરમ ચેતન પરમાત્માને પણ ઇચ્છા હોઇ શકે છે એટલું સમજતાં કચવાટ નહિ લાગે!

વળી આ આત્મા અકમ્પ્ય છે. એટલે કે કાંપતો નથી. ધ્રૂજતો નથી. ધ્રૂજે ક્યારે? જો ભય હોય તો! આત્મા સર્વભૂતોમાં એક હોઇને એ સ્વરૂપે નિર્ભય છે. એને મરણ પણ હરી શકતું નથી. મરણ પણ એનાથી ડરે છે. મરણ એ આત્માથી મરી જાય છે. આથી આ આત્મસ્વરૂપ અકમ્પ્ય છે. જેને આત્મા સમજાય છે તે પણ આ અનંત ભયની સ્થલીમાં નિર્ભય-અકુતોભય સંચરે છે.

આ આત્મા મનથી પણ વેગીલો છે. એટલે કે મનની ગતિ કરતાં પણ એની ગતિ અનંતગણી વધારે છે. આત્મા સર્વવ્યાપી છે. તેથી મન જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તે પહેલેથી જ હયોહામ પથરાયેલો છે. ખરી વાત

તો એ છે કે મનને ગતિ આપનાર પણ આત્મા જ છે. આથી આત્માને મન પકડી શકતું નથી. મનને આત્મા પકડીને જકડી રહેલ છે. સિંહ અને બકરાંની ગતિમાં જેટલો તફાવત છે તેવો તફાવત આત્મા અને મનની ગતિમાં છે! મનની જે થોડી ઘણી જ્ઞાન અને ક્રિયાશક્તિ છે તે આત્માની દીધેલી છે. આથી મનની જ્ઞાન અને ક્રિયાશક્તિ કરતાં આત્માની જ્ઞાનક્રિયા શક્તિ અનંતગણી વધારે છે. અને એ જ વાત ઋષિ કહે છે. અને આથી જ મનનાં કરતાં આત્માનો વેગ વધારે=અનંતગણો વધારે છે.

જ્યાં મન મહાત થઇ જાય છે ત્યાં બીચારી બીજી ઇન્દ્રિયોની તો વાત જ શી? ઋષિ કહે છે કે એ આત્માને બીજી ઇન્દ્રિયો પામી શકતી નથી! અર્થાત્ આત્માની અનંત જ્ઞાનક્રિયા શક્તિનો પાર બીજી બધી ઇન્દ્રિયો પામી શકતી નથી! આત્માની દીધેલી શક્તિથી તો ઇન્દ્રિયોને જીવન મળે છે. ચન્દ્રનું દૈવત જેમ સૂરજને આધારે છે–સૂરજનું દીધેલું છે, તેમ ઇન્દ્રિયોનું દૈવત આત્માને આધારે છે–આત્મા પાસે ઉછીનું મળેલું છે. તો જેમ ચંદ્ર, સૂરજની અનંત શક્તિનું માપ ન કાઢી શકે તેમ ઇન્દ્રિયો પણ આત્માની અનંત જ્ઞાનક્રિયા શક્તિનું માપ નથી કાઢી શકતી! જેમ પટેલ તલાટીને તો રાજાનો હુકમ જ માનવાનો હોય છે, તેમને રાજાના મનની–ઇરાદાની થાહ મળતી નથી તેમ ઇન્દ્રિયોને તો આત્મરાજનો હુકમ જ બજાવવાનો હોય છે. તે બિચારી આત્મામાં અવગાહન કરવા શક્તિમાન નથી! વનરાજ સમક્ષ જેમ બકરાંઓ નરમઘેંસ થઇ જાય છે–તેને પડખે પણ પડતાં નથી તેમ આત્મરાજ સમક્ષ ઇન્દ્રિયો બીચારી નરમઘેંસ થઇ જાય છે. તેનો પડછાયો પણ લેવા તે સમર્થ નથી!

સર્વત્ર ઠર્યું'ઠામ–પડયું પાથર્યું રહેલું આત્મતત્ત્વ બીજાં તમામ વેગીલાં પદાર્થોના વેગને ઓળંગી જાય છે. અર્થાત્ આત્માની અનંત જ્ઞાનક્રિયા શક્તિની સમક્ષ જગતના તમામ પદાર્થો થંભી જાય છે! એને ટપી જવાની કોઇની તાકાત નથી! કેમકે તમામ તાકાત આત્મા તરફથી સૌને ઉછીની મળેલી છે!

આ બધું આમ કેમ છે? ઋષિ કહે છે કે એનું કારણ એ છે કે આ પરમાત્મા જગતનું એક કારણ છે. સમસ્ત પ્રકૃતિ, એ આત્માને લઇને જગદ્રૂપી ગર્ભને ધારણ કરે છે. પ્રકૃતિ જગતની માતા છે. પરમાત્મા પિતા છે. પરમપિતાના સંકલ્પવીર્યથી.પ્રકૃતિમાતા જગતરૂપી ગર્ભને ધારણ કરે છે. તો જેના એક કેવળ સંકલ્પથી મહામાયા પ્રકૃતિમાતાને આ અનંત બ્રહ્માંડરૂપી ગર્ભને ધારણ કરવો જ પડે છે, જેની સત્તા પ્રકૃતિથી પણ ઉથાપી શકાતી

નથી–જેની સમક્ષ મહામાયા પણ કિંકરીની માફક બદ્ધાંજલિ ઉભી રહે છે તે પરમ આત્મદેવનો પાર પામવા કોણ સમર્થ ? આબ્રહ્મસ્તમ્બ સુધીનાં પ્રાણી-માત્ર–ભૂતમાત્ર એ પરમપિતાની અમિટ, અતુલ્લંઘ્ય, સત્તા સમક્ષ નહિ જેવાં જ ઉભાં છે. આ છે ઋષિનું આ ચોથા મંત્રમાં દર્શન. ॥ ૪ ॥

**तद् एजति तत् न एजति, तत् दूरे, तद् उ अन्तिके ।**
**तद् अन्तः अस्य सर्वस्य, तद् उ सर्वस्य अस्य बाह्यतः ॥५॥**

तद्=તે (બધાને) एजति=કંપાવે છે. (ચલાવે છે) तत्=તે (જાતે) न एजति=કાંપતું નથી (ચળતું નથી) तत्=તે સ્થૂલદર્શીઓ માટે दूरे=દૂરમાં (દૂર) उ=તથા સૂક્ષ્મદર્શીઓ માટે तत्=તે अन्तिके=સમીપમાં (સમીપ) છે. तत्=તે अस्य=આ (જડ, ચેતન) सर्वस्य=બધાની अन्तः=અંદર उ=તથા तत्=તે अस्य=આ सर्वस्य=બધાની बाह्यतः=બહાર છે.

તે બ્રહ્મ બધાંને કંપાવે છે, તે જાતે કંપતું નથી. તે સ્થૂલદર્શીઓ માટે દૂરમાં દૂર તથા સૂક્ષ્મદર્શીઓ માટે સમીપમાં સમીપ છે. તે આ બધાંની અંદર તથા તે આ બધાંની બહાર છે. ॥ ૫ ॥

આત્મા એક છે. આથી જ સર્વથા નિર્ભય છે. મન અને ઇન્દ્રિયોની પકડથી પર છે. સર્વવ્યાપી હોઇને સૌને ગતિમાં ટપી જાય છે. આત્માને આધારે પ્રકૃતિ ચરાચર જગતરૂપી ગર્ભને ધારણ કરે છે. આટલું આગલા મંત્રમાં ઋષિએ બતાવ્યું. હવેના મંત્રમાં એ આત્મતત્ત્વ વળી કેવું છે તે વધારે સ્પષ્ટ કરતાં કહે છે. એ આત્મા સૌને કંપાવે છે અને જાતે કંપતો નથી. તે દૂર છે તથા તે પાસે છે. તે આત્મા આ સૌની અંદર છે. તે આ સઘળાંની બહાર પણ છે. તે આત્મા સૌને કંપાવે છે એટલે કે પ્રકૃતિનો અધ્યક્ષ=ઉપરી હોઇને તમામ પ્રકૃતિને પોતાની સત્તાથી પરિણામી કરે છે.

પાપીઓને કંપાવે છે=ડરાવે છે પણ પોતે કોઇથી ડરતા નથી. જન્મ-મૃત્યુ-જરા-વ્યાધિ વગેરે એમના દૂતો દુનિયામાં ફરતા રહી પાપીઓને સદા ડારે છે. પણ એ જન્મ-મૃત્યુ-જરા-વ્યાધિ વગેરે પરમાત્માને ડારી શકતા નથી.

વળી આ આત્મા ઘણે દૂર છે. કોને માટે એ દૂર છે ? તો જે સ્થૂલદર્શી છે=દેહ એ જ આત્મા છે એમ સમજી બેઠા છે-તેમને માટે એ આત્મા દૂર છે. એટલો દૂર છે કે ક્ષિતિજની માફક જેમ જેમ પાસે જવાનો પ્રયત્ન કરવામાં આવે તેમ તેમ દૂર ભાગે છે. દૂર છે એટલે કે તેમની સમજની પકડમાં આવતો નથી. ગમે તેટલા પ્રયત્નો કરો-પણ આત્મા તેવા=સ્થૂલદર્શી પુરુષોની સમજમાં આવતો જ નથી. જ્યાં સુધી હૃદયમાં મેલ પડયા પાથર્યા હોય ત્યાં સુધી નિકટમાં નિકટ-હૃદયથી પણ પાસે હોવા છતાં આત્મા આઘે ને આઘે રહે છે. અહીં સ્થૂલદર્શી એટલે મેલાં હૈયાંવાળા જીવો એવું સમજવું.

પરંતુ જેમ મેલાને માટે આત્મા ક્ષિતિજ જેટલો દૂર છે તેમ નિર્મલહૃદયી પુરુષો માટે તે પોતાના કરતાં પણ પાસે છે. કેમકે તે આત્મા તો સૌના હૃદયમંદિરમાં છે. જેનું મન નિર્મલ થયું તેને આત્માનું દર્શન થાય છે એટલે કે આત્મા કઇ ચીજ છે-આત્માનું વાસ્તવિકરૂપ કેવું છે તે તેના હૃદયમાં સમજાઈ જાય છે. આત્મા કંઇ નાસી ગયેલો નથી. આત્મા તો સદા નિકટતમ જ હતો. પણ હૈયાં ઉપરના મેલના થરમાં છૂપાઈ ગયો હતો. મેલ સાફ થતાં તે પ્રકટ થયેલા જેવો લાગે છે. આથી સમજુ માટે મનના મેલોને સાફ કરવામાં જ પુરુષાર્થની સીમા છે.

જેને આત્મા સમજાઇ જાય તેને તે આત્માને લગતી દૃષ્ટિ-દર્શન કેવું હોય છે તે મંત્રના ઉત્તરાર્ધમાં ઋષિ બતાવે છે કે તે આત્મા આ સમસ્ત જગતની અંદર છે અને તે આત્મા તેની બહાર છે. અર્થાત્ આત્મા=સ્વરૂપ ચરાચર જગતમાં ભરચક ભર્યું પડ્યું છે. અંદર, બહાર, નિરન્તર આત્મા=સ્વરૂપ જ વિલસી રહ્યું છે. સદ્‌રૂપે, ચિદ્‌રૂપે, આનંદરૂપે આ આત્મા=નિજરૂપ જ અણુ અણુમાં ભરેલું છે. એ સચ્ચિદાનંદ સ્વરૂપમાં આ અચિન્ત્ય ઉથલપાથલ થયા કરે છે. આવી તે દૃષ્ટા પુરૂષની સમજ થાય છે. ॥ ૫ ॥

**यस्तु सर्वाणि भूतानि, आत्मनि एव अनुपश्यति ।**
**सर्वभूतेषु च आत्मानं ततः न विजुगुप्सते ॥ ६ ॥**

तु=વળી यः=જે सर्वाणि=બધાં (જડચેતન બધાં) भूतानि=પદાર્થોને एव=નિશ્ચય आत्मानि=આત્મા (પૂર્ણ બ્રહ્મમાં)માં अनुपश्यति=જુવે છે. च=તથા सर्वभूतेषु=બધા પદાર્થોમાં आत्मानं=આત્માને, ततः=તેનાથી-તેની (આત્મદર્શીની) न विजुगुप्सते=કોઈ ઘૃણા (દ્વેષ) કરતું નથી. ॥ ૬ ॥

વળી જે બધા પદાર્થોને નિશ્ચય આત્મામાં જુવે છે તથા બધા પદાર્થોમાં આત્માને (જુવે છે) તેની કોઈ ઘૃણા કરતું નથી. ॥ ૬ ॥

આગલા મંત્રમાં ઋષિએ આત્માના વાસ્તવિક સ્વરૂપને બતાવ્યું. હવે એ આત્મદર્શનનું જાતઅનુભવે કેવું ફળ હોય છે તે બતાવે છે. એટલે કે ક્યારે જાણવું કે આત્મદર્શન સ્થિરભૂમિકાએ પહોંચ્યું છે? આત્માને જોવાથી તે જોનારને હૃદયમાં કેવો અનુભવ થાય છે? તે ફળદર્શન ઋષિ હવે દર્શાવે છે. જે માણસ=મહાભાગ્યશાળી માનવ, તમામ ભૂતોને આત્મમાં જ જુવે છે અને સર્વભૂતોમાં આત્માને જ જુવે છે તેવા આત્મદર્શીની કોઇ ઘૃણા કરતું નથી. એટલે કે તમામ ભૂતોને જે આત્મામાં જુવે અને તમામ ભૂતોમાં આત્માને જુવે તે માનવ સૌનો એકસરખો વ્હાલો બને છે. આત્મા એટલે સ્વરૂપ-પોતાનું વાસ્તવ સ્વરૂપ. જે માણસ તમામ ભૂતોને, સ્વરૂપમાં જુવે છે=અનુભવે છે=ગુરુએ બતાવેલી રીતે જે માણસ પ્રાણીમાત્રમાં નિજરૂપનો જ સાક્ષાત્ અનુભવ કરે છે તે માણસની કોઇ ઘૃણા કરતું નથી. 'आत्मनि' શબ્દ સાતમી વિભક્તિ=અધિકરણ=અધિષ્ઠાનના અર્થમાં છે. એટલે કે આધારના અર્થમાં છે. એટલે કે જે માણસ પોતાના સ્વરૂપને આધારે જગતને જીવતું જુવે છે એટલે કે પોતાનાથી ભિન્ન દેખાતું વિશ્વ વસ્તુગત્યા ભિન્ન નથી પણ પોતે જ તે તે સ્વરૂપે છતો થઇ વર્તી રહ્યો છે એવું સર્વભૂતાત્મ-ભૂતાત્મ દર્શન કરે છે, ટૂંકમાં જેને સૌમાં પોતાપણું જ લાગે છે અને સૌને જેનામાં પોતાપણું લાગે છે તેવા માણસની કોઇ ઘૃણા કરતું નથી. ઘૃણા એટલે તિરસ્કાર=દ્વેષ. પોતાના ઉપર તો કોઇને દ્વેષ હોઇ શકતો નથી. કેમકે પોતાને સૌ જીગરથી ચાહે છે. ચાહ્યા સિવાય રહી શકાતું નથી. કેમકે તે પોતે 'પોતે જ' છે. આમ સર્વભૂતમાં જાતને જોનાર સૌને ચાહે છે. સૌ તેને ચાહે છે. આ છે આત્મદર્શનનું ફળ. પ્રાણીમાત્ર સાથે નિર્વ્યાજ સ્વાભાવિક આત્મીય પ્રેમ અને દયા એ આત્માના દર્શનથી ફળે છે. અને આ જાતઅનુભવ પરથી પરખાય છે. આત્મપ્રેમના વર્તુળને જે વિશ્વવ્યાપી બનાવી શકે તે જગત જીત્યો. બીજા બધા હારેલા. આ કસોટી છે. એ કસોટી ઉપર હંમેશાં જાગૃત આત્માએ જાતને કસી જોવી રહી. સો ટચનું સોનું ઉતરે ત્યારે વિરામ પામવો. ॥ ૬ ॥

**यस्मिन् सर्वाणि भूतानि आत्मा एव अभूत् विजानतः ।**
**तत्र को मोहः कः शोकः एकत्वं अनुपश्यतः ॥ ७ ॥**

*यस्मिन्*=જે કાળમાં *विजानतः*=આત્મજ્ઞાનીને *सर्वाणि*=બધા *भूतानि*=પદાર્થો *आत्मा*=આત્મા *एव*=જ *अभूत्*-થઈ જાય છે. (આત્મારૂપ જ થઈ જાય છે) *तत्र*=તે કાળમાં તે આત્માની *एकत्वं*=એકતાને (એક આત્માને) *अनुपश्यतः*=જોવાવાળાને *कः*=કોણ *मोहः*=મોહ (પદાર્થોમાં મમતાભિમાન) તથા *कः*=કોણ *शोकः*=શોક (પદાર્થોના વિયોગથી દુઃખ) છે? અર્થાત્ ન તો તેને મોહ થાય છે ન તો શોક થાય છે. ॥ ૭ ॥

જે કાળમાં આત્મજ્ઞાનીને બધા પદાર્થો આત્મા જ થઈ જાય છે તે કાળે તે આત્માની એકતાને જોવાવાળાને કોણ મોહ ને કોણ શોક છે ?

આગલા મંત્રમાં આત્મદર્શન વિશ્વપ્રેમમાં પરિણામ પામે છે એમ ઋષિએ કહ્યું. હવેના મંત્રમાં આત્માનું જેને દર્શન થાય છે તે માણસનો મોહ અને શોક સુકાઇ જાય છે એમ બતાવે છે. એટલે કે મોહ અને શોક જે અજ્ઞાનમાંથી જન્મે છે તે બન્ને નાશ પામે છે અને અજ્ઞાન એ જ તો સંસાર છે. ઋષિજી કહે છે કે જે કાળે આત્મજ્ઞાનીની નજરમાં તમામ પદાર્થો આત્મારૂપ જ થઈ જાય છે તે કાળે સૌમાં આત્માની એકતાને જોનારને મોહ કેવો અને શોક કેવો ? અર્થાત્ નિજરૂપનું દર્શન જ્યારે સ્થિર થાય છે ત્યારે તેના પ્રભાવે મોહ મરી જાય છે. મોહ એટલે ઊંધી સમજ. અવળચંડી સમજણ. જલમાં સ્થલ અને સ્થલમાં જલ દેખાવું તે, આત્માના દર્શનમાં સાચું જ્ઞાન છે. એ સાચું જ્ઞાન લાધતાં ખોટું જ્ઞાન એની મેળે નાશ પામે. દીવો સળગતાં અંધારાને કહેવું નહિ પડે કે તું દૂર થા. જ્યાં મોહ મર્યો એટલે બાપના અભાવમાં જેમ બેટો ન નીપજે તેમ શોક પણ ન થાય. પ્રિયના વિયોગથી શોક જન્મે છે. અત્યાર સુધી સાધકની નજરમાં અનાત્મ પદાર્થો પ્રિય હતા. પણ હવે તો તેને પ્રિયતાનો ભંડાર=આત્મા મળ્યો. અને આત્માનો તો તે આત્મા હોવાથી–નિજરૂપ હોવાથી, કદી વિયોગ નથી. આ કારણથી આત્માને મેળવનારને સર્વત્ર આત્માની પ્રાપ્તિ હોવાથી અને આત્મા પ્રિયતાનું પિયર હોવાથી શોકનો અવકાશ જ નથી. આમ સર્વત્ર એક આત્માને અનુભવનારનો અજ્ઞાનજન્ય સંસાર અસ્ત પામે છે. અને જેનો સંસાર અસ્ત પામે તેના સાભાગ્યનો પાર ક્યાં ? ॥ ૭ ॥

सः पर्यगात् शुक्रम् अकायं अव्रणं
अस्नाविरं शुद्धं अपापविद्धं ।
कविः मनीषी परिभूः स्वयंभूः याथातथ्यतोऽर्थान्
व्यदधात् शाश्वतीभ्यः समाभ्यः ॥८॥

सः=તે (એક આત્મદર્શી) शुक्रम्=પ્રકાશવાળા (પ્રકાશ સ્વરૂપ) પૂર્ણ બ્રહ્મને पर्यगात्=પ્રાપ્ત થાય છે જે બ્રહ્મ अकायं=શરીરથી રહિત છે अव्रणं=ઘાથી રહિત છે अस्नाविरं=સ્નાયુઓથી (નાડીઓથી) રહિત છે. शुद्धं=શુદ્ધ છે (રાગદ્વેષ વગેરે મેલથી રહિત છે) તથા अपापविद्धम्=પુણ્ય અને પાપથી ન વિંધાયેલું છે. અને જે कविः=દ્રષ્ટા છે मनीषी=બુદ્ધિવાળું છે परिभूः=અધ્યક્ષ છે તથા स्वयंभूः=આપ ને આપ, જાતે ને જાતે જ બનેલું (સ્વયંસિદ્ધ) છે. અને જેણે याथातथ्यतः=જેવા હોવા જોઇએ તેવા જ अर्थान्=પદાર્થોને शाश्वतीभ्यः=અનાદિ समाभ्यः=વર્ષોથી व्यदधात्=બનાવ્યા છે. ॥ ૮ ॥

તે (એક આત્માને જોનાર) પ્રકાશ સ્વરૂપ બ્રહ્મને પામે છે જે બ્રહ્મ શરીરરહિત, ઘારહિત, સ્નાયુરહિત છે, શુદ્ધ છે, પુણ્ય અને પાપથી ન વિંધાયેલું છે, વળી જે દ્રષ્ટા, બુદ્ધિશાળી, અધ્યક્ષ તથા સ્વયંસિદ્ધિ છે. જેણે જેવા હોવા જોઈએ તેવા જ પદાર્થોને અનાદિ વર્ષોથી બનાવ્યા છે. ॥ ૮ ॥

આગલા મંત્રમાં આત્મદર્શનનું માહાત્મ્ય બતાવ્યું. એ આત્મદર્શીને આત્મા કેવો સમજાય છે એટલે કે તે આત્માને લગતી તેની કેવી સમજણ હોય છે તે ઋષિ વળી બતાવે છે. દરેકે આ મંત્રમાં આપેલા શબ્દાર્થને અનુસાર પોતાના આત્મદર્શનનો તાળો મેળવી જોવો. એમાં જેટલી ભૂલ થાય તેટલો તેણે પુરુષાર્થ પાંગળો સમજવો. ઋષિ કહે છે કે સાધકપુરુષ, પ્રકાશસ્વરૂપ પૂર્ણબ્રહ્મને પ્રાપ્ત કરે છે. અર્થાત્ આત્મા નિજરૂપ છે અને પ્રકાશસ્વરૂપ છે. પ્રકાશ એટલે જ્ઞાન. નિજરૂપ જ્ઞાનઘન છે. જે સત્યજ્ઞાનઘન છે તે કદી શોકવિદ્ધ હોય જ નહિ. અર્થાત્ 'શુક્ર' શબ્દથી નિજરૂપ સચ્ચિદાનંદ છે એમ ઋષિ કહેવા માગે છે.

વળી તે પૂર્ણ પ્રકાશસ્વરૂપ બ્રહ્મ-પરમ આત્મસ્વરૂપ કેવું છે? 'અકાય 'અવ્રણ' અને 'અસ્નાવિર' છે. કાયા એટલે દેહ. દેહમાં વ્રણ=ઘા પડે. 'સ્નાવિર' સ્નાયુઓ હોય. આ આત્મા દેહ વગરનો છે. આથી તેને શસ્ત્રાસ્ત્રના ઘા નથી લાગતા. તેને સ્નાયુઓ વગેરે નથી. અર્થાત્ દેહથી આત્મા જૂદો છે. આત્માથી

દેહ જુદો છે અર્થાત્ જેને આત્મા લાધે છે તેને સમજ પડી જાય છે કે આત્મા નામની વસ્તુ સ્થૂલ સૂક્ષ્મ દેહથી જુદી છે. દેહ અને આત્માના ધર્મોની કદી આપલે સંભવી શકતી નથી.

વળી એ પરમ આત્મતત્વ શુદ્ધ છે. શુદ્ધ એટલે નિર્મલ-રાગદ્વેષ વગેરે ચિત્તમેલો વગરનું છે. અર્થાત્ ચિત્ત=મનથી પણ આત્મા જુદો છે. મનની વિક્રિયાનો એ આત્મા મૂળ સ્વરૂપે શિકાર બનતો નથી.

વળી એ આત્મા પાપથી એટલે કે પુણ્ય તથા પાપ બંનેથી વેધાયેલો નથી. આત્માને પુણ્ય અગર તો પાપનો સ્પર્શ નથી. અર્થાત્ રાગદ્વેષ વગરનો હોઈને આ સ્વભાવે પ્રશાન્ત આત્મા=પ્રાણીમાત્રનો આત્મા નિષ્પાપ છે! પ્રાણીમાત્ર આત્મસ્વરૂપ હોઇને પવિત્રતમ છે. આથી જ આત્માની સત્તામાં માનનાર કોઇને પાપી ન માને.

વળી આ આત્મા કવિ છે. એટલે કે સર્વદ્રષ્ટા છે. એની નજરથી બહાર કશું નથી. સૌના ઉપર એની નજર છે જ. વળી તે મનીષિ=બુદ્ધિશાળી= ચકોર છે. જગતનાં પ્રાણીમાત્રની કુલ બુદ્ધિ એ આત્માની બુદ્ધિનો કરોડમો ભાગ પણ નથી. વળી પરમ આત્મા 'પરિભૂ' છે એટલે કે ચોમેર થયેલો=સૌ દિશામાં વર્તી રહેલો=સૌનો અધ્યક્ષ છે. બધાંનો ઉપરી છે. અને તે આત્મા 'સ્વયંભૂ'=પોતાની મેળે જ થનારો એટલે કે પોતાના સિવાય કોઇ બીજાં કારણમાંથી ન નીપજતો-એટલે કે સ્વયંસિદ્ધ છે. વસ્તુમાત્રની સિદ્ધિ આત્માને લીધે છે. આત્માની સિદ્ધિ વસ્તુઓને આભારી નથી. અર્થાત્ જગત્ છે માટે આત્મા છે એમ નહિ જગત ન હોય તોયે આત્મા તો રહેવાનો જ. આમ સ્વયંસિદ્ધ પરમાત્માની અસ્તિ કોઈને આધારે નથી.

હવે એ આત્માનું પૂર્ણપણું બતાવતાં ઋષિ કહે છે કે એ પરિપૂર્ણ બ્રહ્મ-પરમાત્માએ જેવા હોવા જોઈએ તેવા જ પદાર્થોને અનંતકાળથી બનાવ્યા છે. અર્થાત્ પરમાત્માની ઉપજાવેલી સૃષ્ટિમાં ક્યાંયે ભૂલ નથી. તેના સંચાલનમાં ક્યાંયે ભૂલ નથી. એની વ્યવસ્થામાં ક્યાંયે ખામી નથી. જેને ભૂલ લાગે-ખામી લાગે-ત્રુટિ જણાય તે તેનાં અપંગ દર્શનનું પરિણામ છે. પોતાની લૂલી દૃષ્ટિ મુજબ તે સૃષ્ટિને કલ્પી લે છે. બાકી ઇશ્વર જાતે ત્રુટિરહિત છે. અને તેણે બનાવેલું આ સમસ્ત જગત પણ ત્રુટિરહિત-પૂર્ણ-સત્ય, સુંદર-શિવસ્વરૂપ છે, અર્થાત્ આ આત્મા દેહથી ભિન્ન છે. મનના મેલોથી પર છે.

પાપ પુણ્યથી ન લેપાયેલો છે. મહાકવિ છે. ચકોર છે. ચોમેર વર્તી રહેલ છે, સ્વયંસિદ્ધ છે. આવું જેનું દર્શન છે તેની સમજમાં આવશે કે પરમપિતાએ જેવા જોઇએ તેવા તમામ પદાર્થોને પોતાની અકલગતિથી, અનંતકાળથી સરજી જ મૂકેલ છે. ઇશ્વરને આપણી સલાહની જરૂર નથી. માણસની સલાહે જો ઇશ્વર ચાલે તો જગતનો વ્યાપાર બંધ કરવો પડે. ॥ ૮ ॥

અન્ધં તમઃ પ્રવિશન્તિ યે અવિદ્યાં ઉપાસતે ।
તતો ભૂયઃ ઇવ તે તમો યે ઉ વિદ્યાયાં રતાઃ ॥ ૯ ॥

अन्धः = ગાઢ तमः = અંધારામાં તેઓ प्रविशन्ति = પ્રવેશે છે (જાય છે) ये = જેઓ अविद्यां = જ્ઞાનથી ભિન્ન કર્મ-કેવલ કર્મની उपासते = ઉપાસના કરે છે. (દિનરાત કર્મ કરવામાં જ લાગ્યા રહે છે) ततः = તેનાથી भूयः = વધારે इव = સમજો ते = તેઓ तमः = અંધારામાં પ્રવેશે છે ये = જેઓ विद्यायां = જ્ઞાનમાં उ = જ रताः-નિમગ્ન છે. ॥ ૯ ॥

ગાઢ અંધારામાં તેઓ પ્રવેશે છે જેઓ જ્ઞાનથી ભિન્ન કર્મની ઉપાસના કરે છે. તેનાથી વધારે, સમજો, તેઓ અંધારામાં પ્રવેશે છે જેઓ જ્ઞાનમાં જ નિમગ્ન છે ॥ ૯ ॥

આમ આગલા મંત્રમાં ઋષિએ સ્વાનુભાવે સમજાય એવું પરમ આત્માનું સ્વરૂપ બતાવ્યું અને સાથે એ પરમ આત્મા જેને સમજાયો તેનું દર્શન કેવું હોય છે તે દર્શાવ્યું. હવેના મંત્રમાં માણસના જીવનમાં જ્ઞાન અને કર્મનો પરસ્પર ઉપકારક ક્રમ-સમુચ્ચય હોવો જોઇએ એ દર્શન બતાવે છે માણસની રચના જ ભગવાને એવી બનાવી છે કે જેમાં જ્ઞાન અને કર્મ બંને કુદરતી રીતે જ આવી જાય. (માણસને પરમાત્માએ જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય બંને આપી છે. એટલે જ્ઞાન અને કર્મ બંને માણસના જીવનમાં ઓતપ્રોત, સમકક્ષામાં હોય તો જ તે પૂરો મનુષ્ય છે. આથી જેના જીવનમાં કેવળ જ્ઞાનનું પલ્લું નમતું હોય કે કર્મનું પલ્લું નમતું હોય તેનું જીવનદર્શન અધૂરું છે-ખોટું છે-પાંગળું છે એમ ઉપનિષદને વિશિષ્ટ એવી શૈલીમાં ઋષિ બતાવે છે. ઋષિની વાણી છે કે ગાઢા અંધારામાં તેઓ દાખલ થાય છે, જેઓ અવિદ્યાને ઉપાસે છે. અને તે ગાઢા અંધારામાંથી પણ જાણે વધુ ગાઢા અંધારામાં તેઓ દાખલ થાય છે, જેઓ વિદ્યામાં નિમગ્ન છે.

અહીં અવિદ્યા એટલે કર્મ એવો નિચોડ અર્થ નીકળે છે. કેવળ કર્મ એટલે કે જે કર્મ જ્ઞાનરહિત હોય તેવાં કર્મો અર્થાત્ વગર સમજ્યે કરવામાં આવતાં કર્મોમાં જ જેઓ રાતદિન રચ્યા પચ્યા રહે છે તેઓ જીવનમાં અંતે ગાઢ અંધારામાં પ્રવેશે છે. ગાઢ અંધારું એટલે કેડયું ફીટે નહિ એવું અજ્ઞાનનું અંધારું, અંધારામાં જેમ પરસ્પર ભિન્ન વસ્તુઓની ભિન્નતા નજરે પડતી નથી તેમ અજ્ઞાનરૂપી ગાઢ અંધારામાં જે સપડાયો તેને પણ વિવેકનું-દેહ આત્મા વગેરેનું જુદાપણું નજરે પડતું નથી. અર્થાત્ તમામ કર્મો સમજપૂર્વક કરવાં જોઈએ. છતાં જેઓનામાં કર્મને કેવી રીતે કરવાં જોઈએ એની નીતરી સમજ નથી તેઓ કર્મને ખોટી રીતે કરતા હોઈ તે કર્મોનાં ફળની મજબૂત-અજગરચૂડમાં પકડાય છે અને એ ચૂડ દિન-પ્રતિદિન એટલી તો મજબૂત થાય છે કે છેવટે માણસ લાચાર બનીને તે કર્મોના ફળના અતૂટ બંધનમાં જ સબડયા કરે છે, અર્થાત્ રાગદ્વેષના પંજામાં આવીને જેઓ કર્મ કરે તેઓ વગર સમજ્યે કર્મ કરનારા છે, તેઓ પ્રતિપળ રાગદ્વેષની નાગચૂડમાં ફસાતા જાય છે. અને જીવનને અંતે એ રાગદ્વેષના ઝેરીલા ડંખને લઈને જીવનને વિષમય અનુભવે છે. તેઓ જીવનમાં હારે છે-હારેલો જુગારી જેમ નિસ્તેજ બને છે તેમ આવા મનુષ્યો જીવનમાં નિરાનન્દ અને નિસ્તેજ બને છે. આથી જ્ઞાનશૂન્યકર્મ, અંધારામાં મનુષ્યને દાખલ કરે છે એમ ઋષિ કહે છે.

આથી ઉલટું જે માણસ કેવળ જ્ઞાનમાં જ સબડયા કરે છે, જ્ઞાન જ સર્વસ્વ છે એવું માની કર્મ છોડી દઈ જ્ઞાનપ્રધાન બની નિષ્ક્રિય થાય છે તે માણસની દશા તો પેલા કર્મઠ કરતાં પણ ભૂંડી છે. જ્ઞાનથી કર્મ કાંઈ સ્વેચ્છાએ છૂટતાં નથી. કર્મ છોડવાનો દંભ તો મિથ્યાચાર છે. આથી તેવો માણસ કાંઈ કરતો ન હોવાથી કાંઈપણ મેળવતો નથી. અને આ જગત તો કર્મમય છે. નિષ્ક્રિયતાનો અહીં નિષેધ છે. આથી એવો માણસ તો જગતને, સમાજને અને જાતને ભારરૂપ છે. કર્મ-દરિદ્ર માણસ જ ખરો દરિદ્રી છે. એને નથી મળતું જગતનું ઐશ્વર્ય કે નથી મળતું પરલોકનું ઐશ્વર્ય. કેમકે પરલોક પણ કર્મથી જ સુધરે છે. અને સાચું જ્ઞાન તો થયું નથી. કેમકે જેને સાચું આત્મજ્ઞાન થાય તે કર્મો કર્યા સિવાય રહે જ નહિ. આમ તેવાની દશા તો ધોબીના કૂતરા જેવી જ થાય. આથી ઋષિ તેવાને વધારે ગાઢા અંધકારમાં હડસેલાતો જુવે છે. આમ કેવળ કર્મ કે કેવળ જ્ઞાન તરડાયેલાં-અધૂરાં જીવનની નિશાની છે એમ ઋષિ ઠીક કહે છે. ॥ ૯ ॥

अन्यदेव आहुः विद्यया अन्यद् आहुः अविद्यया ।
इति शुश्रुम धीराणां ये नः तत् विचचक्षिरे ॥ १० ॥

अन्यद्=બીજું એક=જ ફળ વિદ્યયા=જ્ઞાનથી થતું આહુઃ=કહે છે. તથા અન્યત્=બીજું જ ફળ અવિદ્યયા=કર્મથી આહુઃ=થતું કહે છે. ઇતિ=આ અમોએ ધીરાણાં=બુદ્ધિમાનો પાસેથી શુશ્રુમ=સાંભળ્યું છે. યે=જેઓએ નઃ=અમોને તત્=તે(ફળભેદ) વિચચક્ષિરે=ખોલીને કહ્યો છે. ॥ ૧૦ ॥

બીજું જ ફળ જ્ઞાનથી થતું કહે છે. તેમજ બીજું જ ફળ કર્મથી થતું કહે છે આ અમોએ બુદ્ધિમાનો પાસેથી સાંભળ્યું છે જેઓએ અમોને તે ખોલીને કહ્યું છે. (સ્પષ્ટપણે કહ્યું છે). ॥ ૧૦ ॥

જ્ઞાનનું અને કર્મનું ફળ ભિન્ન ભિન્ન છે અને તે બન્ને ફળ માણસે મેળવવા જેવા છે તેથી ગમે તે એકની પ્રધાનતા–એકનો પક્ષપાત અનુચિત અને અવનતિકારક છે એવું વિધાન કરતાં ઋષિ કહે છે કે હે મનુષ્યો! જ્ઞાન અને કર્મનું ફળ પરસ્પર ભિન્ન છતાં પરસ્પર ઉપકારક છે. આથી તમો જ્ઞાન અને કર્મના છૂટાછેડા કદી ન કરશો. આ ફળભેદ પરંપરાથી ચાલ્યો આવે છે. ઋષિ કહે છે કે અમારું પોતાનું જ આ દર્શન નથી. પણ અમારા પૂર્વજોનું પણ આ જ દર્શન છે. અમારાં દર્શનને, જીવન જીવી ગયેલા પૂર્વજોની પણ સંમતિ છે. અને સત્પ્રમાણનો સંચય તો ઉપકારક છે–આથી ભાવિ સંતતિને માટે પણ અમો આ દર્શન વારસામાં આપી જઇએ છીએ. ॥૧૦॥

विद्यां चाविद्यां च यस्तद् वेद उभयं सह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥ ११ ॥

યઃ=જે તત્=તે વિદ્યાં=જ્ઞાનને ચ=અને ચ=નિશ્ચય અવિદ્યાં=કર્મને અર્થાત્ ઉભયં=બન્નેને સહ=સાથી વેદ=જાણે (સાથી સમજીને ઉપાસે) છે, તે અવિદ્યયા=કર્મથી મૃત્યું=મોતને (ચિત્તની મલિનતાને) તીર્ત્વા=ઓળંગીને વિદ્યયા=જ્ઞાનથી અમૃતં=અમૃત (બ્રહ્મ) ને અશ્નુતે=પ્રાપ્ત થાય છે.

જે (મનુષ્ય) તે જ્ઞાનને તથા નિશ્ચય કર્મને એટલે કે બન્નેને સહચર સમજે છે. તે કર્મથી મોતને ઉલ્લંઘી, જ્ઞાનથી અમૃતને પ્રાપ્ત થાય છે. ॥ ૧૧ ॥

હવેના મંત્રમાં જ્ઞાન અને કર્મનું પરસ્પર ભિન્ન છતાં ઉપકારક ફલ કયું છે તે બતાવે છે કે હે મનુષ્યો! જે મનુષ્ય વિદ્યા–જ્ઞાન અને અવિદ્યા=કર્મને સહચર જાણે છે તે અવિદ્યાથી મોતને તરી જાય છે અને વિદ્યાથી અમૃતને પ્રાપ્ત કરે છે. અર્થાત્ જેના જીવનમાં જ્ઞાન અને કર્મ સહચર છે–

સાથે સાથે મિત્રભાવે વસે છે તેનું જીવન સફળ થાય છે. મોતને મારવું અને અમૃતને મેળવવું એ તો જીવનની સિદ્ધિ છે. મોત એટલે જે કારણ દ્વારા માણસને મોત મળે છે તે કારણનો નાશ. મોત માણસને દેહને લઈને મળે છે. દેહ કર્મને લઇને. કર્મોની અંધકતા રાગદ્વેષને લઇને અને રાગદ્વેષ અજ્ઞાનને લઇને. આમ મોત એટલે અજ્ઞાન અર્થાત્ જ્ઞાનપૂર્વક કરેલાં કર્મથી અજ્ઞાન મરી જાય છે. અર્થાત્ સમજણપૂર્વક આચરવામાં આવતાં કર્મો ખૂબ જ ઉપકારક છે. અને જેનું મોત મરી જાય તેને માટે અમરપણું જ મળે. એ અમરપણું એ શરીરદૃષ્ટિનું નથી. આત્મદૃષ્ટિનું છે. અર્થાત્ સમજપૂર્વક આચરેલાં કર્મો અજ્ઞાનરૂપી અશુદ્ધિને ટાળે છે અને જ્ઞાનની સ્થાયી નિર્મલતા–શુદ્ધિને જન્માવે છે. આમ બન્ને જેના જીવનમાં ઉતરેલાં હોય તેને મનુષ્ય જીવનનું પૂરું સાફલ્ય લાધે છે. માટે બન્નેને જીવનમાં પૂરો અને યોગ્ય અવકાશ આપવો રહ્યો. ॥ ૧૧ ॥

अन्धं तमः प्रविशन्ति ये असम्भूतिं उपासते ।
ततः भूयः इव ते तमः ये उ सम्भूत्यां रताः ॥ १२ ॥

अन्धं = ગાઢા तमः = અંધારામાં તેઓ प्रविशन्ति = પ્રવેશ કરે છે (જાય છે) ये = જેઓ असम्भूतिं = આત્માથી ભિન્ન શરીર (કેવળ શરીર) ની उपासते = ઉપાસના કરે છે (દિનરાત શરીરના લાલન પાલનમાં જ લાગ્યા રહે છે) ततः = તેનાથી भूयः = વધારે इव = સમજો ते = તેઓ तमः = અંધારામાં પ્રવેશે છે ये = જેઓ सम्भूत्यां = આત્મામાં उ = જ रताः = નિમગ્ન છે. (દિનરાત આત્માના ચિન્તનમાં જ નિમગ્ન છે. ॥ ૧૨ ॥

ગાઢા અંધકારમાં તેઓ પ્રવેશે છે જેઓ આત્માથી ભિન્ન શરીરને ઉપાસે છે. તેનાથી વધારે, સમજો, તેઓ અંધારામાં પ્રવેશે છે જેઓ આત્મામાં જ નિમગ્ન છે ॥૧૨॥

કર્મ અને જ્ઞાનનું જીવનમાં સરખું સ્થાન છે. એક બીજાના સાહચર્યની જીવનમાં જરૂર છે એમ ઋષિએ પૂર્વ દ્રષ્ટાઓની સંમતિ સહિત સ્વાનુભવ આપ્યો. હવે જે માણસ શરીર અને આત્માની કિંમત સમજતો નથી તેને ઉદ્દેશીને ઋષિ કહે છે કે જે માણસ આત્માથી ભિન્ન શરીરની ઉપાસ–નામાં જ મોજ માણે છે તે માણસ ગાઢા અંધારામાં પ્રવેશે છે. તેનાથી પણ વધારે ગાઢા અંધારામાં તે માણસ પ્રવેશે છે જે કેવળ આત્મમાં જ નિમગ્ન છે. અર્થાત્ આ જગતમાં શરીર અને આત્મા બન્નેનાં યોગ્ય મૂલ્યાંકન કરવાં

રહ્યાં. આત્માને વિસરી જે કેવળ દેહના પાલન પોષણમાં જ લાગેલો રહે છે તેનો આત્મા કચડાઈ જાય અર્થાત્ આ જીવન કેવળ દેહને પાળવા પોષવા માટે નથી. જે મનુષ્ય અવિવેકનો માર્યો કેવળ દેહને જ પંપાળી રહે છે તે માણસ જીવનને અંતે ગાઢું અંધારૂં જ કમાય છે. કેમકે જેના જીવનમાં આત્માનું બળ નથી, જે કેવળ દેહની સરભરા કરે છે તે માણસનું જીવનદર્શન અધૂરું છે. કેવળ દેહનું લાલનપાલન અંતે વિષમય નીવડે છે. કેમકે મનુષ્ય એટલે દેહ વત્તા આત્મા. જ્યાં વત્તાની નિશાની હોવી જોઇએ, ત્યાં બાદબાકી કરીએ તો ખોટ જ આવે એ દેખીતું છે. વળી આ ઉપરાંત જે દેહને વીસરી કેવળ આત્મામાં જ નિમગ્ન રહે છે તે માણસ પણ જીવનમાં આગળ વધેલો ન ગણાય. દેહના મૂલ્ય ન અંકાયાં તોપણ મનુષ્ય અનેક દૃષ્ટિએ અપરાધી છે. આથી ઋષિ કેવળ દેહલાલન કે કેવળ આત્મરમણનું ફળ ગાઢતર અંધારામાં પ્રવેશ જ બતાવે છે. ॥ ૧૨ ॥

अन्यद् एव आहुः संभवात् अन्यद् आहुः असम्भवात् ।
इति शुश्रुम धीराणां ये नः तद् विचचक्षिरे ॥ १३ ॥

अन्यत्=બીજું एव=જ ફળ संभवात्=આત્માથી (આત્માની ઉપાસનાથી) થતું आहुः=કહે છે અને अन्यद्=બીજું જ असंभवात्=શરીરથી (શરીરની ઉપાસનાથી થતું) आहुः=કહે છે. इति=આ અમોએ धीराणां=બુદ્ધિમાનો પાસેથી शुश्रुम=સાંભળ્યું છે. ये=જેઓએ नः=અમોને तत्=તે (ફલભેદ) विचचक्षिरे=ખોલીને કહ્યો છે! ॥ ૧૩ ॥

બીજું જ ફળ આત્માથી થતું કહે છે. અને બીજું જ શરીરથી થતું કહે છે. આ અમોએ બુદ્ધિમાનો પાસેથી સાંભળ્યું છે જેઓએ અમોને તે ખોલીને કહ્યું છે! ॥ ૧૩ ॥

ગાઢ અંધારામાં કે ગાઢતર અંધારામાં દેહ અને આત્મામાં કેવળપણે રમનારાઓ કેમ પ્રવેશે છે. તો ઋષિ કહે છે કે દેહ અને આત્માની ઉપાસનાના ફળ જુદાં જુદાં છે. અને એ ફલભેદ પરંપરાથી એમણે સાંભળ્યો છે. એક તો પરંપરાપ્રાપ્ત છે અને બીજું એ અનુભવથી સમજાય એવી વસ્તુ છે. પરંપરા તો સંભવ છે કે અપ્રામાણિક નીવડે પણ સ્વાનુભવમાં સંશય રહેતો નથી આથી દેહ અને આત્મા બંનેની આ જગતમાં સાથે ઉપાસના થવી જોઇએ. એટલે કે બંનેની પરસ્પર ઉપકારકતા ન ભૂલાવવી જોઇએ. ॥ ૧૩ ॥

सम्भूतिं च विनाशं च यस्तद् वेदोभयं सह ।
विनाशेन मृत्युं तीर्त्वा सम्भूत्या अमृतं अश्नुते ॥ १४ ॥

यः=જે तत्=તે सम्भूतिं=આત્માને च=તથા च=નિશ્ચય विनाशं=વિનશ્વર શરીરને અર્થાત્ उभयं=બન્નેને सह=સાથી वेद=જાણે છે (સાથી સમજીને ઉપાસે છે=સ્વસ્થ રાખે છે) તે विनाशेन=શરીરથી मृत्युं=મોતને–રોગને तीर्त्वा=ઓળંગીને संभूत्या=આત્માથી अमृतं=અમર જીવનને अश्नुते=પ્રાપ્ત થાય છે.

જે (મનુષ્ય) તે આત્માને તથા નિશ્ચય વિનશ્વર શરીરને એટલે કે બન્નેને સહચર સમજે છે તે શરીરથી મોતને (મોતના પાશરૂપ રોગોને) ઓળંગી જઈ આત્માથી અમૃતને (અમર જીવનને) પ્રાપ્ત થાય છે. ॥ ૧૪ ॥

આમ ઋષિએ દેહોપાસના અને આત્મોપાસનાને જુદી જુદી સમજી ગમે તે એકમાં પડી રહેનારને દર્શનશૂન્ય કહ્યા. તો તે બંને ઉપાસનાનું જીવનમાં ફળ શું ? ઋષિજી હવે એ બાબતમાં કહે છે કે હે મનુષ્યો! જે માણસ દેહ અને આત્માને આ જગતમાં સહચર સમજે છે તે દેહ દ્વારા મોતને ઓળંગી જાય છે અને આત્મા દ્વારા અમર જીવન પામે છે. અર્થાત્ દેહ અને આત્મા પરસ્પર ઉપકારક છે. આત્મા વિનાનાં ખોળિયાંની અને ખોળિયાં વિનાના આત્માની કશી કિંમત નથી. જે દેહમાં આત્મા નથી તે નિર્જિવ છે. અને જે આત્માને ખોળિયું નથી તે આત્મા પુરુષાર્થમાં પાંગળો છે. દેહ એ ઇશપ્રાપ્તિનું સાધન છે. આત્મા એ પુરુષાર્થનો અધિકારી છે. દેહ એટલે કર્મ. જે કર્મ આત્મા સિવાયનું હોય તે નિર્જિવ–મરેલું, જ્યારે મોતને તો ઓળંગવાનું છે. આથી આત્માનો જેના ઉપર કાબૂ છે તેવા દેહ દ્વારા તો મોતને મારવાનું છે. મોત એટલે મતિની મલિનતા–પ્રજ્ઞાપરાધમાંથી નીપજતા રોગ, કલેશ વગેરે. એ બધા રોગો કે ભવરોગ જ્યાં સુધી ન મટે ત્યાં સુધી જીવનમાં શાન્તિ કે સમાધાન ક્યાંથી? આથી પુરુષાર્થી આત્મા દેહને કદી ન વેડફે. તે જ મુજબ દેહ વગરનો આત્મા ઓછામાં ઓછો ઉપયોગી છે. કેમકે દેહ તો સાધન છે. સાધન વિનાનો સુથાર કશું કરી ન શકે! શક્તિ ગમે તેટલી હોય સાધન વિના તે પાંગળો છે. આથી દેહી, આત્માને પણ યથાર્થપણે સમજે. અને એ બન્નેના પરસ્પર ઉપકારને સમજી જીવનમાં વર્તે તો જીવન સફળ થાય. આમ એ બન્નેની સાથે સાથે ઉપાસના થવી જોઈએ. ગમે તે એકના તરફ વધુ પડતા ઢળાણથી જીવનસિદ્ધિ વેગળી જાય છે, એવું ઋષિનું મંતવ્ય છે. ॥ ૧૪ ॥

हिरण्मयेन पात्रेण सत्यस्याऽपिहितं मुखम् ।
तत् त्वं पूषन् ! अपावृणु सत्यधर्माय दृष्टये ॥ १५ ॥

હે પૂર્ણ પરમાત્મા ! हिरण्मयेन=સોનાના पात्रेण=ઢાંકણાંથી (સોનાની માફક મનને લોભાવનાર વિષયરૂપી માયાવી પડદાથી) આપ सत्यस्य=સત્યનું मुखं=મુખ अपिहितं=ઢંકાયેલું છે. पूषन्=હે સર્વના પોષક! तत्=તેને-ઢાંકણાને-પડદાને હું सत्यधर्माय=સત્યધર્માના (સત્યપરાયણના) दृष्टये=દર્શન માટે अपावृणु=ઉઠાવી લ્યો. ॥ ૧૫ ॥

હે પૂર્ણ પરમાત્મા ! સોનાના ઢાંકણથી આપ સત્યનું મુખ ઢંકાયેલું છે. હે સર્વપોષક! તેને હું સત્યપરાયણના દર્શનને માટે ઉઠાવી લ્યો : ॥ ૧૫ ॥

આમ અત્યાર સુધી જ્ઞાન અને કર્મની ઋષિએ જીવનમાં જરૂરીઆત જણાવી. પણ એ જ્ઞાન અને કર્મ ભક્તિ સિવાય નથી તો નીપજતાં કે નથી તો સમૃદ્ધ થતાં. જ્ઞાન અને કર્મ જેમ મનુષ્યનાં ઘટક તત્ત્વો છે તેમ માણસનામાં હૃદય જેવી પણ ચીજ છે. અને શરીરની રચનામાં સૌથી અગત્યની ચીજ માથું કે હાથ પગ નથી, પણ હૈયું છે. (હૃદય એ ભાવનાનું-લાગણીનું-ભક્તિનું નિવાસસ્થાન છે. એ ભાવના-લાગણી-ભક્તિનું તત્ત્વ સૌથી અગત્યનું છે, કેમકે જેનું માથું ખસી જાય તે ગાંડો થઇને પણ જીવે. જેના હાથ પગ લૂલા થાય તે અપંગ થઇને પણ જીવે, પણ જેનું હૃદય અટકી જાય તે તો છતાં માથાંએ અને હાથપગે પણ મરી જાય.( આથી જ્ઞાન અને કર્મ બંનેની-જનની-બંનેની ધાત્રી અને બંનેની જીવનદાયિની ભક્તિનું જીવનમાં ઉચ્ચતમ સ્થાન છે.)એ ભક્તિ એટલે ઈશ્વરની આગળ પરમપ્રેમથી પ્રાર્થના કરવી તે) પ્રેમના રસ આગળ ભગવાન પણ પીગળી જાય છે>આથી ઋષિ પોતાના જીવનદર્શનને ખૂબ જ પ્રામાણિક બનાવવા, હવેના મંત્રોમાં જ્ઞાનમય સજીવ ભક્તિની મુદ્રા મારતાં કહે છે કે હે પૂર્ણ પરમાત્મા ! આપ સત્ય સ્વરૂપનું મુખ સોનાનાં ઢાંકણથી ઢંકાયેલું છે; હે સર્વપોષક ! સત્ય પરાયણ એવા મારા દર્શન માટે આપ એ સોનેરી ઢાંકણને કૃપયા દૂર કરો ! અર્થાત્ પરમાત્મા પરમસત્ય છે. એ પરમસત્ય, અસત્યનાં ચકચકતાં અને લોભાવનારાં ઢાંકણાંથી ઢંકાયેલું છે ! ઋષિ જીવનભર સત્યની આરાધના કરી ચૂકેલા છે. આથી તે હવે હક્કપૂર્વક પ્રાર્થે છે કે હે ભગવન્ ! આપ પરમસત્યનાં મને દર્શન થાઓ. અસત્ય ખરી પડો. હું સત્યદર્શનલાલસ છું. અર્થાત્ સૌના હૃદયમાં તે પરમસત્ય પરમપિતા, પરમ અસત્ય એવા

અજ્ઞાનથી ઢંકાઈ રહેલા છે. જેણે પરમ તમન્નાથી જીવનભર સત્યાચરણનો પ્રયત્ન કર્યો હશે તેનું હૃદય પોકારી ઉઠશે કે હે પૂર્ણ પરમાત્મન્! આપનાં મને દર્શન થાઓ! હે સત્યનારાયણ! મને આપનું દર્શન આપો. અને આ પ્રાર્થનામાં પોકળતા નહિ હશે. અને જે પ્રાર્થના ઘનભાવથી ભરેલી હોય તે તત્કાળ ફલવતી થાય છે. પ્રાર્થનાનું બળ દરેક સત્ય સાધકે જાણવું રહ્યું ॥ ૧૫ ॥

पूषन्! एकर्षे! यम! सूर्य्य! प्राजापत्य!
व्यूह रश्मीन् समूह तेज।
यत् ते रूपं कल्याणतमं तत् ते पश्यामि,
यःअसौअसौ पुरुषःसोऽहमस्मि ॥ १६ ॥

पूषन्=હે જગત્પોષક! एकर्षे!=હે અદ્વિતીય દ્રષ્ટા! यम=હે સર્વને નિયમમાં રાખનાર! सूर्य्य=હે વિદ્વાનોથી પ્રાપ્ત થવાને યોગ્ય! प्राजापत्य=હે પ્રજાપતિઓના પ્રજાપતિ! આપના મુખના रश्मीन्=કિરણોને व्यूह=વિખેરો તથા આપના तेजः=પ્રકાશને समूह=એકત્રિત કરો! ते=આપનું यत्=જે कल्याणतमं=સર્વથી વધારે મંગલમય સ્વરૂપ છે तत्=તે ते=આપનાં સ્વરૂપને હું पश्यामि=જોઉં (જોઇ શકું) यः=જે असौ=તે असौ=તે (ચિરકાળથી વિખૂટો પડેલો) આપનો पुरुषः=જન છે, स=તે अहं=હું अस्मि છું. ॥૧૬॥

હે જગત્પોષક! હે અદ્વિતીય દ્રષ્ટા! હે સર્વનિયામક! હે વિદ્વત્પ્રાપ્ય! હે પ્રજાપતિઓના પ્રજાપતિ! આપનાં કૃપાના કિરણોને મારા ઉપર વિખેરો તથા આપનાં અજ્ઞાનને નસાડનારા પ્રકાશને મારા હૃદય પર એકત્રિત કરો! આપનું જે સૌથી મંગલમય સ્વરૂપ છે, આપના તે સ્વરૂપને હું જોઉં. જે પેલો પેલો-આપનો જન છે તે હું છું. ॥ ૧૬ ॥

આમ ભક્તહૃદયી ઋષિએ પ્રાર્થના કરી. પણ ભક્તિનો રસ જ એવો છે કે ભક્તવ્યની સ્તુતિ તેમાં થયા જ કરે છે. આથી ઋષિ આગળ કહે છે કે હે જગત્પોષક! હે અદ્વિતીય દ્રષ્ટા! હે સર્વનિયામક! હે વિદ્વત્પ્રાપ્ય! હે પરમપિતા! આપના કૃપાનાં કિરણોને મારા ઉપર વિખેરો. આપનાં, અજ્ઞાનને નસાડનારા પ્રકાશને, મારા હૃદય ઉપર એકત્રિત કરો. પરમાત્મા જગતના પોષક છે. કોણ બીજું બ્રહ્માંડને પોષી શકે એમ છે? પરમાત્મા અજોડ દ્રષ્ટા છે. કેમકે તે સર્વસાક્ષી છે! કોણ તેના સિવાય એકી વખતે સર્વત્ર નિગ્રા રાખી શકે?

કોણ તેના સિવાય ચરાચરને નિયમનમાં રાખી શકે? એવા પરમપિતાના પ્રકાશને ઋષિ પોતાના હૃદયમાં એકત્રિત થયેલો જોવા ઇચ્છે છે. આવી સહૃદય પ્રાર્થનાથી અંતર અત્યંત નિર્મલ થાય છે. એ અત્યંત નિર્મલહૃદયમાં ભગવાનનો અવાજ સંભળાય છે. ઋષિને પણ અંદરથી અવાજ આવ્યો કે હે પુત્ર! તારે મારું કયું સ્વરૂપ જોવું છે! ઋષિ નમ્રતમ બનીને કહે છે કે હે પ્રભો! મને આપના સ્વરૂપની શી સમજ! હું ફક્ત એટલું જ કહું કે આપનું જે સ્વરૂપ સૌથી મંગલમય હોય તે સ્વરૂપ હું જોઉં! પરમપિતા આગળ અબુધ બાળક શું કહે? પોતાનાં સાચાં સ્વરૂપ વિષે તો ભગવાન જ જાણે! ભક્તને શું ખબર હોય? આથી ભક્તહૃદયી ઋષિ પરમાત્મા ઉપર જ છોડે છે. અને સૌએ પરમપિતાના મંગલમય સ્વરૂપને પોતાની દૃષ્ટિથી નથી ચીતરવાનું. ભગવાનના ઉપર જ એ છોડવાનું હોય ભગવાનની ઇચ્છા હોય તે સ્વરૂપે ભગવાન આપણા ઉપર સ્વરૂપ બતાવી અનુગ્રહ કરે. અને ભગવાન તો બધું જાણે છે. આટલું કહી ઋષિ પોતાની, પરમપિતા આગળ સ્નેહપરવશ થઇ ઓળખ આપે છે કે હે ભગવન્! હું આપનો જન છું, જે આપનાથી વિખૂટો પડ્યો હતો! અનન્તકાળથી આપનાથી વિખૂટો પડેલો હવે હું અત્યારે આપની કૃપાથી આપની સમક્ષ ઉભો છું. કૃપા કરી હવે મને ઉદ્ધરો. ॥ ૧૬ ॥

वायुः अनिलं अमृतं अथ इदं भस्मान्तं शरीरम् ।
ओम् क्रतो ! स्मर, कृतं स्मर क्रतो स्मर कृतं स्मर ॥ १७ ॥

હે મનુષ્ય! वायु=પ્રાણ अमृतं=જીવનરૂપ अनिलं=સમષ્ટિ વાયુમાં अथ=તથા इदं=આ शरीरं=શરીર भस्मान्तं=ભસ્મ થઇ પૃથ્વીમાં મળી જાય છે. क्रतो=હે સંકલ્પમય! તું ओम्=અનન્ત શક્તિપૂર્ણ પરમાત્માનું स्मर=સ્મરણ કર. कृतं=કર્તવ્ય કર્મનું स्मर=સ્મરણ કર. क्रतो=હે સંકલ્પમય! તું પરબ્રહ્મ પરમાત્માનું स्मर=સ્મરણ કર. कृतं=કર્તવ્ય કર્મનું स्मर=સ્મરણ કર. ॥ ૧૭ ॥

હે મનુષ્ય! પ્રાણ, જીવનરૂપી સમષ્ટિ વાયુમાં તથા આ શરીર ભસ્મ થઈ માટીમાં મળી જાય છે! હે સંકલ્પમય! તું અનંતશક્તિ પૂર્ણપરમાત્માનું સ્મરણ કર. કર્તવ્ય કર્મનું સ્મરણ કર! હે સંકલ્પમય! તું પરબ્રહ્મ પરમાત્માનું સ્મરણ કરઃ કર્તવ્ય કર્મનું સ્મરણ કર. ॥ ૧૭ ॥

આમ આગલા મંત્રમાં ઋષિએ ભાવભરી ભગવાનની પ્રાર્થના કરી અને પોતાનો પરિચય આપ્યો. અને તેના અંતરમાં ઇશ્વરકૃપાથી મનુષ્યને જે સ્થાયી

જ્ઞાન સ્ફુરતું જોઈએ તે પરમાત્માની કૃપાથી સ્ફુરતાં, આખાં જગતને ઋષિહૃદય સ્વયમેવ સંબોધી ઉઠે છે કે હે મનુષ્ય! અમૃત અનિલમાં વાયુ મળી જાય છે. અમૃત એટલે જે કદી મરે નહિ=ટળે નહિ–મટે નહિ એવું એટલે કે ત્રણે કાળમાં હોનારું. અનિલ એટલે પવન–જીવનશક્તિ એટલે અખિલ બ્રહ્માંડનો જીવનઝરો–પરમાત્મા અર્થાત્ અમૃત અનિલ એટલે અમર જીવન સ્વરૂપી સચ્ચિદાનંદ પરમાત્મા. એવા પરમાત્મામાં વાયુ-જીવન–વ્યક્તિગત જીવન–જીવ મળી જાય છે. અર્થાત્ દરેક જીવ અંતે પરમાત્મામાંથી ફુરેલો હોઇને પાછો પોતાનાં મૂળ સ્વરૂપ પરમાત્મામાં એકાકાર થાય છે. જીવ ખોવાઇ જતો નથી, પણ સંસારદશામાં, દેહમાં રૂંધાયેલ જીવ પરમાર્થ દશામાં અમર જીવનવાળો એટલે કદી ન ટળે એની અસ્તિવાળો અર્થાત્ પરમાત્મસ્વરૂપ છે. આથી કોઇએ પણ નિરાશ થવાનું નથી. આમ આત્માને લગતી શાન્તિ ઋષિએ બતાવી. બાકી રહ્યો દેહ. અને દેહ તો ભસ્માન્ત છે જ. એટલે કે એક દિવસ એ બળીને રાખ થવાનો જ. આત્મા અમર જ રહેવાનો અને દેહ ટકાવ્યો પણ ન જ ટકવાનો. અને આ છે જીવનનું સત્યદર્શન. જેને આ દર્શન પચી ગયું તે આત્માને માટે શોક ન કરે, દેહને માટે સંતાપ ન કરે. કેમકે સત્ય સદા સત્ય રહે છે. જ્યારે ઈશ્વરકૃપાથી આ જ્ઞાન થયું ત્યારે ઋષિહૃદય એ જ્ઞાન દ્વારા જીવનનું શું રહસ્ય છે તે બતાવે છે કે હે ક્રતો! હે સંકલ્પમય! તું ૐનું સ્મરણ કર. તું કર્તવ્ય કર્મનું સ્મરણ કર. અર્થાત્ જીવમાં પણ પ્રચંડ સદિચ્છાશક્તિ હોવાથી, અને જે જેવો પોતાને બનાવવા ઈચ્છે તેવો બની શકતો હોવાથી જીવને અહીં ક્રતુ શબ્દ દ્વારા ઓળખવામાં આવ્યો છે. અર્થાત્ સુહૃદ્ થઈ ઋષિ કહે છે કે હે સંકલ્પમય જીવ! તું ૐ=પૂર્ણ પરમાત્માનું સ્મરણ કર. અને અનુભવ સિવાય કોઈપણ વસ્તુનું સ્મરણ હોઈ શકતું નથી. અર્થાત્ હે જીવ! તું પૂર્ણ પરમાત્માનો તારામાં અનુભવ કર. અને તું પૂર્ણસ્વરૂપ છે એ સ્મરણ રાખ. તે ઉપરાંત યાવત્દેહ તું કર્તવ્ય કર્મ કર. પૂર્ણ સ્વરૂપની ઓળખમાંથી કુદરતી રીતે કર્તવ્યમાં એકધારી નિષ્ઠા ફળે જ છે. આમ પરમાત્માનું તીવ્રસ્મરણ અને કર્તવ્યનિષ્ઠા એ જીવનનું ઉપનિષદ્ છે. ઋષિને પોતાના આ દર્શનથી એટલો આંતરિક ઉલ્લાસ આવી જાય છે કે એ ઉપદેશને અહીં તે બે વખત ઉચ્ચારે છે. એ દ્વિરુક્તિ ઋષિના દર્શનનો ઉલ્લાસ અને જીવમાત્ર પ્રત્યેનો એનો સુહૃદ્ભાવ બતાવનારી છે. ॥ ૧૭ ॥

अग्ने! नय सुपथाराये अस्मान् विश्वानि देव! वयुनानि विद्वान् ।
युयोधि अस्मत् जुहुराणं एनः भूयिष्ठां ते नमः उक्तिं विधेम ॥ १८॥

अग्ने=હે સર્વના અગ્રણી! (જગદ્‌ગુરો!) તું अस्मान=અમોને राये= ધનને માટે (લોકસુખ તથા પરલોક સુખરૂપી ધનને માટે) सुपथा=સારે રસ્તે (ન્યાયી માર્ગે) नय=દોર. देव=હે સર્વના હૃદયમાં અંતર્યામિરૂપે પ્રકાશમાન! તું અમારાં विश्वानि=બધાં वयुनानि=જ્ઞાનોને (સમજોને) विद्वान्= જાણવાવાળો છે. अस्मत्=અમારાથી जुहुराणं=કુટિલ (સારા માર્ગે ચાલવામાં રોકનાર) एनः=પાપને युयोधि=અલગ કર. અમે भूयिष्ठां=બહુ મોટા नमःउक्तिं= નમસ્કાર વચન ते=આપને विधेम=ભેટ કરીએ છીએ (વારંવાર) પ્રણામ કરીએ છીએ. ॥ ૧૮ ॥

હે જગદ્‌ગુરો! અમોને સુખરૂપી ધનને માટે સારે રસ્તે ચલાવો! હે દેવ! આપ અમારાં બધાં જ્ઞાનોના જાણકાર છો. અમારાથી કુટિલ પાપને દૂર કરો! વારંવાર આપને નમોવચન ભેટ કરીએ છીએ ॥ ૧૮ ॥

પોતાને જે જીવનદર્શન લાધ્યું તેને માટે કરુણામય પરમપિતાની પ્રાર્થના કરતાં ઋષિ ઉપનિષદ્‌નો અંત ગાય છે કે હે જગદ્‌ગુરો! અમોને આપ અમૃત સુખને માટે સારે રસ્તે ચલાવો, આપ અમારાં જ્ઞાન અને કર્મોના જાણનારા છો. અમારાથી કુટિલ પાપોને દૂર કરો અમો વારંવાર આપને નમન કરીએ છીએ. અર્થાત્ હે પરમાત્મન્! હે જગદ્‌ગુરો! આ જગતની ભૂલભૂલામણીમાં અમોને સદા સન્માર્ગે ચલાવો. આપ સર્વજ્ઞ અને સર્વસાક્ષી છો! આપના દર્શનમાં આડે આવનારાં અમારાં પાપોને આપ જ દૂર કરો. અમારી એ શક્તિ નથી. અમો તો પ્રાર્થના તેટલી કરી શકીએ! હે નાથ! આપ સર્વસ્વામીને અમો અકિંચન-દરિદ્રિઓ શું આપીએ! અમારી કૃતજ્ઞતા કેવી રીતે વ્યક્ત કરી શકીએ. આપનું ઋણ કેવી રીતે અદા કરીએ. અમારી પાસે બીજું કશું નથી! ફક્ત બે હાથ અને ત્રીજું માથું છે. તે અમો આપના ચરણારવિન્દમાં મૂકીએ છીએ. અમો આપને વારંવાર દંડવત્ પ્રણામ કરીએ છીએ! હે નાથ! હમારી પાસે બીજું કશું નથી! ॥ ૧૮ ॥

॥ हरी ॐ तत्सत् परमात्मने नमः ॥



## ॥ अथ केनोपनिषत्

॥ ॐ आप्यायन्तु ममाङ्गानि वाक्प्राणः चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि। सर्वं ब्रह्मोपनिषदं माहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोत्। अनिराकरणमस्तु, अनिराकरणं मेऽस्तु। तद् आत्मनि निरते ये उपनिषत्सु धर्माः ते मयि सन्तु, ते मयि सन्तु॥ ॐ शान्तिः शान्तिः शान्तिः॥

ॐ=હે પરમાત્મન્! मम=મારાં अंगानि=અંગો आप्यायन्तु=વૃદ્ધિને પ્રાપ્ત હો. (પ્રતિદિન વધતી જતી શક્તિવાળાં હો) वाक्=વાણી (વાગિન્દ્રિય) प्राणः=નાક. चक्षुः=આંખ; श्रोत्रम्=કાન. अथो=તથા बलं=ત્વગ્ (ચામડી-સ્પર્શેન્દ્રિય) च=તથા सर्वाणि=બાકી બધી इन्द्रियाणि=ઇન્દ્રિયો વૃદ્ધિને પ્રાપ્ત થાઓ. આ જે सर्वं=બધું-સર્વરૂપ (સર્વનો આત્મા) उपनिषदं-ઉપનિષદોમાં કહેવામાં આવેલ ब्रह्म-બ્રહ્મ છે. मा-રખે अहं-હું તે ब्रह्म-બ્રહ્મને निराकुर्या-ભૂલું. मा-રખે मा-મને તે ब्रह्म-બ્રહ્મ निराकरोत्-ભૂલે. આ अनिराकरणं= ન ભૂલવું પરસ્પર अस्तु-હો. अनिराकरणं-ન ભૂલવું मे-મારે માટે अस्तु-હો. तत्-તે आत्मनि-સર્વના આત્મામાં (સર્વરૂપ બ્રહ્મમાં) निरते-નિમગ્નને માટે ये-જે धर्माः=ધર્મો उपनिषत्सु-ઉપનિષદોમાં કહ્યા છે ते-તે (બધા ધર્મો) मयि= મારામાં सन्तु-હો. ते-તે બધા ધર્મો मयि-મારામાં सन्तु-હો ॐ-હે સ્વરૂપ પરમાત્મા! शान्तिः-આધ્યાત્મિક દુઃખોની નિવૃત્તિ હો. शान्तिः-આધિદૈવિક દુઃખોની નિવૃત્તિ હો. शान्तिः-આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો. ॥

હે પરમાત્મા! મારાં અંગો વૃદ્ધિને પ્રાપ્ત થાઓ. વાણી નાક-આંખ-કાન તથા ચામડી તથા બીજી બધી ઇન્દ્રિયો વૃદ્ધિને પ્રાપ્ત થાઓ. આ જે સર્વરૂપ ઉપનિષદોમાં કહેવામાં આવેલું બ્રહ્મ છે, રખે હું એ બ્રહ્મને ભૂલું. રખે મને તે બ્રહ્મ ભૂલે. આ ન ભૂલવું પરસ્પર હો. ન ભૂલવું મારે માટે હો. તે સર્વના આત્મામાં નિમગ્નને માટે ઉપનિષદોમાં જે ધર્મો કહ્યા છે તે બધા મારામાં હો. હે સર્વરૂપ પરમાત્મા! આધ્યાત્મિ, આધિદૈવિક, આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો.

સ્વસ્થ શરીરમાં આત્મા સ્વસ્થતાથી રહી શકે છે. આત્મજ્ઞાન મેળવવા માટે શરીરની સ્વસ્થતા ખૂબ ઉપયોગી છે. કેમકે રોગિષ્ટ શરીર પુરુષાર્થ કરવા માટે નાલાયક છે. આથી કેનોપનિષદ્‌ની શરૂઆતમાં ઋષિ શરીર વગેરેની સ્વસ્થતા માટે પરમાત્માને પ્રાર્થના કરે છે કે હે પરમાત્મન્! મારાં અંગોપાંગ હૃષ્ટપુષ્ટ-નિરોગી અને સ્વસ્થ હો. હે પરમાત્મન્! મારી જ્ઞાનેન્દ્રિયો હૃષ્ટપુષ્ટ સ્વકર્મ કરવામાં સમર્થ હજો. હે પરમાત્મન્! મારી પ્રતીતિ છે કે આ બધું જે કાંઇ જણાઇ રહ્યું છે તે ઉપનિષદ્‌માં કહેવામાં આવેલું બ્રહ્મ છે એટલે કે સચરાચર જગત એ બૃહત્સત્તા-પરિપૂર્ણ-અસ્તિ-પરમાત્માનો જ સદંશ છે. અર્થાત્ મારામાં અસ્તિ-બુદ્ધિ કાયમ હજો. કેમકે અસ્તિ બુદ્ધિ-શ્રદ્ધા એજ આધ્યાત્મિક વિદ્યામાં પહેલું અને છેલ્લું સાધન છે. એ સત્સ્વરૂપ-સર્વરૂપ પરમાત્મા બ્રહ્મને હું ન ભૂલું. કદીપણ મને પરમાત્માની વિસ્મૃતિ ન હો. એટલું જ નહિ હે પરમાત્મન્! રખે આપ વિશ્વપિતા આપના આ બાળકને ભૂલતા! અહીં ઋષિની પ્રેમઘેલી પ્રાર્થના છે. કેમકે જે ભગવાન-પરમાત્માની વિસ્મૃતિમાં આવ્યો તે અટવાયો જાણવો. પરમાત્મા પોતાને ન ભૂલનારને કદી ભૂલતા નથી! આથી ઋષિ કહે છે કે આ ન ભૂલવા રૂપી ધર્મ પરસ્પરમાં હજો! પરમાત્મા પોતાને યાદ કરનારને કદી નથી ભૂલતા. આથી ઋષિ કહે છે કે પરમાત્મા તો મને યાદ રાખશે જ, પણ હું અલ્પજ્ઞ, અલ્પશક્તિ, ભૂલકણો છું. માટે પરમાત્માને હું ન ભૂલું એટલું હો! પરમાત્માની કાયમી યાદ સાધનસંપત્તિના વિકાસ ઉપર અવલંબતી હોવાથી ઋષિ કહે છે કે આત્મનિષ્ઠાવાળાના હૃદયમાં જે સાધનસંપત્તિ હોય છે તે સંપત્તિ હે કરૂણામય પરમાત્મા! આપની કૃપાથી મારામાં હજો! અર્થાત્ શમ દમ વગેરે ૭ સાધનોની મારામાં સ્થિરતા હો જેથી હું સર્વરૂપ પરમાત્માને સદા સ્મરી શકું. હે પરમપિતા પરમાત્મન્! આપની કરૂણાથી આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક દુઃખોની શાન્તિ-નિવૃત્તિ હો!

'ઇશ' શબ્દથી શરૂ થતું હોવાથી જેમ 'ઇશોપનિષદ્' નામ પડયું તેમ 'કેન' શબ્દથી શરૂ થતું હોવાને લઇને આ ઉપનિષદ્‌નું 'કેનોપનિષત્' એવું નામ પડયું છે. આ ઉપનિષદ્ અર્થદષ્ટિએ ખૂબ જ દુર્બોધ છે. અને દુર્બોધ વસ્તુનું જ્ઞાન સંવાદદ્વારા જલદી થાય. આથી ભગવતિ શ્રુતિએ મનુષ્યમાત્રને ગૂઢ આત્માનું જ્ઞાન સરળ રીતે થાય તે ધ્યાનમાં લઇ ગુરુ શિષ્યના સંવાદરૂપે આ ઉપનિષદ્ જગત્ સમક્ષ ધર્યું છે! ચાર ખંડમાં આ ઉપનિષદ્ વિપ્રેક્ત છે. પહેલા બે ખંડો ગુરુ શિષ્યના સંવાદના છે. છેલ્લા બે ખંડોમાં ઉપનિષદ્‌ના રહસ્ય જ્ઞાનનો સ્ફોટ કરનારી એક રહસ્યમય આખ્યાયિકા છે. પ્રાતઃસ્મરણીય

દાર્શનિકશિરોમણિ ભગવાન શંકરાચાર્ય જેવા પરમ આપ્તપુરુષને પણ આ ઉપનિષદ્ ઉપર "પદભાષ્ય" અને "વાક્યભાષ્ય" એમ બે ભાષ્ય રચવાં પડ્યાં છે એ આ ઉપનિષદ્‌ની ગહનતા બતાવે છે. આ ગૂઢ અને દુર્બોધ ઉપનિષદ્‌નું યથામતિ ગુર્જર ભાષ્ય રચવા તત્પર એવા અમોને ગુરુદેવ અને પરમ ગુરુદેવનો અનુગ્રહ હજો. ભગવાન ભાષ્યકારનો પ્રસાદ હજો.

॥ इति शान्तिपाठ भाष्यम् ॥

**ॐ केन इषितं पतति प्रेषितं मनः केन प्राणः प्रथमः प्रैति युक्तः।**
**केन इषितां वाचं इमां वदन्ति, चक्षुः श्रोत्रं क उ देवो युनक्ति ॥ १॥**

केन=કોના વડે इषितं=ઇચ્છાયેલું केन=કોના વડે प्रेषितं=મોકલાયેલું मनः=મન पतति=વિષયોમાં પડે છે (દોડતું દોડતું જાય છે) केन=કોના વડે युक्तः=હુકમાયેલો प्रथमः=મુખ્ય प्राणः=પ્રાણ (શ્વાસ પ્રશ્વાસ) प्रैति=ચાલે છે केन=કોના વડે इषितां=ઇચ્છાયેલી इमां=આ वाचं=વાણીને वदन्ति=બોલે છે उ=તથા चक्षुः=આંખ श्रोत्रं=કાનને कः=કયો देवः=દેવ જોવા સાંભળવાની युनक्ति=આજ્ઞા દે છે? ॥ ૧ ॥

હે ગુરો! કોના વડે ઈચ્છાયેલું, મોકલાયેલું મન વિષયોમાં પડે છે. કોના વડે હુકમ કરાયેલ મુખ્ય પ્રાણ ચાલે છે. કોના વડે ઈચ્છાયેલી આ વાણીને (મનુષ્યો) બોલે છે. તથા આંખ કાનને કયો દેવ જોવા સાંભળવાની આજ્ઞા દે છે? ॥ ૧ ॥

પહેલી ઋચામાં શિષ્યનો ગુરુને પ્રશ્ન છે. શિષ્ય પૂછે છે કે હે ગુરો! અંતરમાં જીજ્ઞાસા પેદા થઈ છે. આપ કરુણામય મારા અંતરમાં જાગેલી પૃચ્છાને તૃપ્ત કરો. માણસનું મન પ્રતિપળે વિષયોમાં ભમે છે. મનની આ વિષયોમાં દોડધામ-વિષયોમાં મનનું પતન કોની ઈચ્છાથી થાય છે? કોનું મોકલેલું મન વિષયોમાં રાત્રિદિવા ભમતું ફરે છે? આ છે પહેલો પ્રશ્ન.

વળી હે ગુરુદેવ! કોના હુકમથી આ મુખ્ય પ્રાણ રાત દિવસ ચાલી રહ્યો છે! એક પળ પણ થંભ્યા વિના આ મુખ્ય પ્રાણ કોની અનુલંઘ્ય આજ્ઞાથી ચાલી રહ્યો છે? આ છે બીજો પ્રશ્ન.

વળી હે કરુણામય ગુરો! મનુષ્યો આ વાણી બોલે છે તે કોની ઇચ્છાથી પ્રેરાયેલી હોઈને બોલે છે? અર્થાત્ વાણીની પ્રવૃત્તિ કોની ઇચ્છાને અધીન થઈને ચાલે છે? આ છે ત્રીજો પ્રશ્ન.

અને હે પરમદયાલો ! આંખ અને કાનને કયો દેવ જોવાની તથા સાંભળવાની આજ્ઞા આપે છે ? અર્થાત્ આંખ કાન કોની પ્રેરણાથી જોવાની તથા સાંભળવાની ક્રિયા કરે છે ?

અર્થાત્ હે ગુરુદેવ ! હું જેને " હું " કહું છું, તે " હું " ની ઇચ્છાથી હુકમાવેલું મન વિષયોમાં ભમતું હોય એમ લાગતું નથી. કેમકે મારી ઇચ્છા અને આજ્ઞાને અધીન જો મન હોય તો તે કદી અભદ્રનું-અહિતનું ચિન્તન કે આચરણ ન કરે. કોઇ કદી પોતાનું અહિત ન ઇચ્છે. અભદ્ર ન આચરે. છતાં મન તો પ્રતિપળ કષ્ટ અનિષ્ટનું ચિન્તન કરે છે, ભદ્ર અભદ્રનું આચરણ કરે છે, તો જેને હું " હું " કહું છું તે જીવાત્માને અધીન કે આજ્ઞામાં હોઇને મન પોતાના વ્યાપારમાં લાગેલું હોય એમ લાગતું નથી ! તો કૃપા કરીને કહો કે જેને હું " હું " નામે સંબોધું છું તેનાથી ભિન્ન કોઇ સત્તા હોવી જોઇએ જેની ઇચ્છા અભંગ છે, જેની આજ્ઞા અનુલ્લંઘ્ય છે. આમ અહીં શિષ્યના પ્રશ્નમાં મન વગેરેના પ્રેરકને લગતી જીજ્ઞાસા છે.

અર્થાત્ શિષ્ય સાધનસંપન્ન છે. તેને વિવેક સ્ફુરેલો છે. તેને દેહ, ઇન્દ્રિયો, મન, મતિ વગેરેથી ભિન્ન એવું જે આત્મતત્ત્વ, તે આત્મતત્ત્વને લગતી અહીં જીજ્ઞાસા છે. દેહ વગેરેના સંઘાતથી ભિન્ન એવી આત્મસત્તા કઇ ચીજ છે-તેનું વાસ્તવિક સ્વરૂપ શું છે એ તે જાણવા ઇચ્છે છે. આ નિર્ણય, શિષ્યના પ્રશ્નના સામર્થ્યથી જ ફલિત થાય છે. જેને આપણે " હું " કહીએ છીએ તે તો દેહાદિના રંગથી રંગાયેલો જીવાત્મા છે. એ જીવાત્મા જ્યાં સુધી જીવાત્મા છે ત્યાં સુધી દેહાદિના બંધને બંધાયેલો હોઇને સ્વતંત્ર નથી. તેની ઇચ્છા અભંગ નથી ! આથી દેહથી માંડીને પ્રકૃતિ પર્યન્તના તમામ પદાર્થોમાં વિવેકીને માટે શરણ નથી. આથી એ બધાંથી જુદો જે પરમ આત્મા તે આત્મા જ શરણું લેવા યોગ્ય છે. તે આત્મા કઇ ચીજ છે, તેનું વાસ્તવિક સ્વરૂપ શું છે એ અહીં શિષ્ય જાણવા ઇચ્છે છે ! કેમકે તેવા-દેહાદિથી ભિન્ન-એવા આત્માના દર્શનમાં અભયતા છે. મુક્તિ છે-ખરું રક્ષણ છે. આથી શિષ્ય અહીં ખૂબ જ ઝીણો પ્રશ્ન ગુરૂ સમક્ષ કરે છે કે હે પ્રભો ! મનને સ્વાધીનપણે વિષયોમાં પ્રેરનાર કોણ છે ? મુખ્ય પ્રાણને સ્પંદિત કરનાર કોણ છે ! વાણીનો પ્રેરક કોણ છે ! આંખ અને કાનને પોતપોતાના વિષયમાં ચલાવનાર કોણ છે ! અર્થાત્ સમસ્ત દેહાદિસંઘને પોતાની ઓળંગી ન શકાય એવી આજ્ઞા અને ઇચ્છાશક્તિમાત્રથી ચલાવનાર-કોણ છે ! ટૂંકમાં હે પ્રભો ! વિવિક્ત આત્મસ્વરૂપ કેવું છે તે કૃપા કરીને કહો ! ॥ ૧ ॥

**श्रोत्रस्य श्रोत्रं मनसो मनः यद् वाचो ह वाचं, स उ प्राणस्य प्राणः चक्षुषः चक्षुः अतिमुच्य धीराः प्रेत्य अस्मात् लोकात् अमृताः भवन्ति ॥ २ ॥**

यत्=જે श्रोत्रस्य=કાનનો श्रोत्रं=કાન मनसः=મનનું मनः=મન. ह=તથા वाचः=વાણીની वाचं=વાણી છે स=તે उ=જ प्राणस्य=પ્રાણનો प्राणः=પ્રાણ તથા चक्षुषः=આંખની चक्षुः=આંખ છે તેને જાણવાવાળા धीराः=બુદ્ધિમાનો, શ્રોત્ર (કાન) વગેરે ઇન્દ્રિયો તથા શબ્દ વગેરે વિષયોની પકડથી अतिमुच्य= અત્યંત–છૂટીને अस्मात्=આ लोकात्=શરીરથી प्रेत्य=મરીને अमृताः=અમર (જન્મમરણથી રહિત) भवन्ति=થાય છે. ॥ ૨ ॥

હે શિષ્ય ! જે કાનનો કાન, મનનું મન તથા વાણીની વાણી છે તે જ પ્રાણનો પ્રાણ તથા આંખની આંખ છે. તેને જાણનારા બુદ્ધિમાનો કાન વગેરે ઈન્દ્રિયો તથા તે ઈન્દ્રિયોના શબ્દ વગેરે વિષયોની પકડથી અત્યંત છૂટી, આ શરીરથી મરીને અમર થાય છે. ॥ ૨ ॥

આમ શિષ્યનો કૂટ પ્રશ્ન સાંભળીને શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ ગુરુ ખૂબ પ્રસન્ન થયા. પોતાને વર્ષો પછી એક અધિકારી જીજ્ઞાસુ મળ્યો એ જોઇને પ્રસન્ન અંતરે ગુરુજી પોતાનું હૃદયદર્શન ખોલતાં શિષ્યને પ્રેમથી ઉપદેશતાં કહે છે કે હે બેટા ! તારા ભાગ્યનો પાર નથી ! તને સાચી જીજ્ઞાસા–આત્મ–વિવિદિષા–આત્માને જાણવાની તીવ્ર સાચી ઇચ્છા જન્મી છે, તો તને હું એ આત્માનું વાસ્તવિક સ્વરૂપ કહું છું તે સાંભળ ! હે પ્રિયદર્શન "એ આત્મા કાનનો પણ કાન છે ! મનનું મન છે. વાણીની વાણી છે. તે જ પ્રાણનો પ્રાણ અને આંખની આંખ છે. તે આત્માને જાણવાવાળા બુદ્ધિમાન પુરૂષો શ્રોત વગેરે ઇન્દ્રિયો અને તેના શબ્દ વિગેરે વિષયોની અજગરચૂડથી છૂટીને, આ શરીરમાંથી જઇને અમર થાય છે." આ છે ગુરૂદેવનો જવાબ. અર્થાત્ ગુરૂ કહે છે કે હે બેટા ! તેં જે આત્મા વિષે પ્રશ્ન કર્યો છે તે આત્મા મૂળ સ્વરૂપે દેહ વગેરેની ઉપાધિથી રહિત હોઇને, દેહ વગેરે દ્વારા બતાવવો શક્ય નથી, આથી હું તને તે નિર્વિશેષ આત્માની આ રીતે ઓળખ આપું છું. તે આત્મા કાનનો પણ કાન છે, વગેરે. એટલે કે કાનની સાંભળવાની શકિત છે તે કાનની નથી પણ આત્માની છે. આત્માએ દીધેલી શકિતને લીધે કાનમાં સાંભળવાની, મનમાં મનન કરવાની, વાણીમાં વચન ઉચ્ચારવાની, પ્રાણમાં પ્રાણન કરવાની અને આંખમાં જોવાની શક્તિ છે. અર્થાત્ કાન વગેરે તમામ પદાર્થો આત્માનાં

જાણ્યામાં આવેલા પદાર્થોથી પણ અધિ=બીજો છે. ઇતિ=આમ પૂર્વેષાં પહેલાઓથી ( પૂર્વજો પાસેથી ) શુશ્રુમ=સાંભળ્યું છે, યે=જેમણે નઃ=અમોને તત્=તે વ્યાચચક્ષિરે-ખોલીને કહ્યું છે. ॥ ૩ ॥

તેમાં નથી આંખ જતી, નથી વાણી જતી તથા નથી મન જતું. નથી તો અમો તેને તેવો જાણતા, નથી કે સમજતા, નથી કે જેવા નેત્ર વગેરેના ગોચર પદાર્થોને. તો તે પદાર્થોની પેઠે કોણ એનો ઉપદેશ કરે ! તે બીજો જ છે જાણેલાથી તથા ન જાણેલા પદાર્થોથી પણ બીજો જ છે. આ અમોએ પૂર્વજો પાસેથી સાંભળ્યું છે જેમણે અમોને તે ખોલીને કહ્યું છે. ॥ ૩ ॥

આમ જ્યારે ગુરૂએ 'કાનનો કાન' વગેરે દ્વારા આત્માની ઓળખ આપી ત્યારે શિષ્ય વિનયનમ્ર થઇને કહેવા લાગ્યો કે હે ગુરુદેવ ! આપે જે જવાબ વાળ્યો તેનાથી મનનું સમાધાન નથી થયું ! કાનનો કાન, મનનું મન વગેરે જવાબથી તો આત્મા મારાથી ઓળખાયો નહિ ગુરુદેવ ! મને કાંઈ સીધો જવાબ આપો. આવો વિલક્ષણ જવાબ વાળીને તો આપે મને વળી વધુ મુંઝવણમાં નાંખ્યો ! તો કૃપા કરીને કાનનો પણ કાન વગેરે ઉપદેશથી આપ જે આત્મતત્ત્વનું દર્શન કરાવવા ઇચ્છો છો તે વાતને સમજાય એવી રીતે કહો. આવી શિષ્યના હૃદયની મુંઝવણ જોઇને હવે ગુરુજી આત્માની ચેતનતા સાબીત કરતાં ભવ્ય ઉપદેશ આપે છે કે હે સૌમ્ય ! તું ધીરજ ધર. હું તને જે આત્મા વિષે કહી રહ્યો છું તે આત્મા તું ધારે એટલો જલદીથી સમજાઈ જાય એવો નથી. અતિબારીક વસ્તુને જાણવા માટે તારે તારી મતિ અને હૃદયને પણ ખૂબ બારીક બનાવવ પડશે ! બેટા ! તે આત્મામાં આંખ જતી નથી. વાણી જતી નથી. આટલું તું પહેલાં સમજ અર્થાત્ હે શિષ્ય ! આંખ વાણી અને મનથી તે આત્મા જણાતો નથી. ગમ્ ધાતુનો એક અર્થ જાણવું પણ થાય છે. અને તે જ અર્થ અહીં ઇષ્ટ છે. અર્થાત્ હે બેટા ! આંખથી, વાણીથી કે મનથી એ આત્મા ઓળખી શકાતો નથી. આંખથી પ્રત્યક્ષ સ્થૂલ સૂક્ષ્મ રૂપવાળા પદાર્થો જણાય. આત્મા રૂપ વિનાનો છે. એવા સ્વરૂપે અરૂપ આત્માને, રૂપવાળા જ પદાર્થોને ગ્રહણ કરનારી આંખ કેવી રીતે જોઇ શકે ? આંખની એ યોગ્યતા નથી. વાણી દ્વારા પણ આ આત્માની ઓળખ થાય નહિ. વચન એ વાણીનો વિષય છે. શાસ્ત્ર કે લૌકિક વચનોથી પણ આત્મા જણાતો નથી ! જગતની તમામ ભાષાઓનો સમગ્ર શબ્દકોશ આત્માને વર્ણવે વર્ણવે ને તે વર્ણન અધૂરું જ રહે ! જાતિ, ગુણ, ક્રિયા અને સંજ્ઞા એમ વાણીના ચાર વિષય છે ! આત્મા જાતિરહિત છે.

સદ્વાહક છે! આત્મા તેમને આધારે નથી. આત્માને આધારે તેઓ છે! અર્થાત્ આત્મા નામની વસ્તુ દેહ, જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો–મન–અહંકાર–બુદ્ધિ–પ્રકૃતિ વગેરે તમામ અનાત્મ વસ્તુઓથી ભિન્ન છે. એટલું જ નહિ પણ એ ચેતન સ્વરૂપ આત્માની શક્તિથી એ બધાં શક્તિવાળાં છે. એ આત્માની પ્રેરણાથી એ બધાનું ચલન છે! એ આત્મા સ્વયં દેહ વગેરે ઉપાધિઓથી રહિત છે. એ સર્વાધાર–સર્વાન્તર્યામી–સર્વપ્રેરક–સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છે. હે પ્રિય પુત્ર! આવા નિરૂપાધિ આત્માના જ્ઞાનથી દેહાદિ ઉપાધિઓમાં જ્ઞાની પુરૂષને પરમ વિરાગ ઉપજે છે! કેમકે જેણે પોતાનું નિજરૂપ જાણ્યું તેને પરરૂપમાં મઝા ન જ આવે! અને જ્યાં જ્યાં સાચું જ્ઞાન છે ત્યાં ત્યા સાચો ત્યાગ એના અનિવાર્ય ફળ તરીકે આવીને ઉભો જ રહે છે. તો હે પુત્ર! એ નિર્વિકાર અને નિરુપાધિ આત્માને સાક્ષાત્ જાણનાર માણસ પોતાના મહિમામાં વિરાજમાન રહેતો હોઇને શબ્દ વગેરે વિષયો અને શ્રોત્ર વગેરે સાધનો અને સમસ્ત અનાત્મ પ્રપંચની પકડમાંથી છૂટી જાય છે. કેમકે આત્મજ્ઞાનમાં અનાત્મોનો ત્યાગ છે. આમ જેને એ આત્મા મળે છે–સમજાય છે તેને સાચો ત્યાગ પણ સમજાય છે. અર્થાત્ તેની અહંતા મમતા મરી જાય છે. આવો આત્મજ્ઞાની પુરૂષ પ્રારબ્ધ પૂરાં થતાં પ્રાપ્ત શરીરને તજી વળી શરીરને ધારણ કરવા અસમર્થ થાય છે તે અમર બને છે. એટલે કે ભવભ્રમણમાંથી મુક્ત થાય છે. અર્થાત્ આત્માનું જ્ઞાન અનાત્મામાં અનાસક્ત બનાવે છે. દેહાત્મભાવથી મુક્ત થયેલ અને પરમાત્મભાવમાં સ્થિર થયેલ પુરૂષ મુક્ત થાય છે. ॥ ૨ ॥

**न तत्र चक्षुः गच्छति, न वाक् गच्छति, नो मनो; न विद्मो न विजानीमो यथा एतद् अनुशिष्यात्। अन्यदेव तद् विदिताद् अथो अविदितात् अधि। इति शुश्रुम पूर्वेषां ये नः तद् व्याचचक्षिरे ॥ ३ ॥**

तत्र=તેમાં (આંખની આંખ, મનના મનમાં) न=નથી चक्षुः=આંખ गच्छति=જતી न=નથી वाग्=વાણી गच्छति=જતી. તથા नो=નથી मनः=મન જતું. न=નથી અમો તેને તેવો विद्मः=જાણતા न=નથી विजानीमः=સમજતા यथाः=જેવા નેત્ર વગેરેના ગોચર પદાર્થોને. તો તે પદાર્થોની પેરે કોણ एतत्=એનો अनुशिष्यात=ઉપદેશ કરે. ततः–તે अन्यद्–બીજો છે. एव–નિશ્ચય विदितात् જાણવામાં આવેલા પદાર્થોથી अथो=તથા अविदितात्=ન

જાણ્યામાં આવેલા પદાર્થોથી પણ અધિ=બીજો છે. ઇતિ=આમ પૂર્વેષાં પહેલાઓથી ( પૂર્વજો પાસેથી ) શુશ્રુમ=સાંભળ્યું છે, યે=જેમણે નઃ=અમોને તત્=તે વ્યાચચક્ષિરે-ખોલીને કહ્યું છે. ॥ ૩ ॥

તેમાં નથી આંખ જતી, નથી વાણી જતી તથા નથી મન જતું. નથી તો અમો તેને તેવો જાણતા, નથી કે સમજતા, નથી કે જેવા નેત્ર વગેરેના ગોચર પદાર્થોને. તો તે પદાર્થોની પેઠે કોણ એનો ઉપદેશ કરે ! તે બીજો જ છે જાણેલાથી તથા ન જાણેલા પદાર્થોથી પણ બીજો જ છે. આ અમોએ પૂર્વજો પાસેથી સાંભળ્યું છે જેમણે અમોને તે ખોલીને કહ્યું છે. ॥ ૩ ॥

આમ જ્યારે ગુરૂએ 'કાનનો કાન' વગેરે દ્વારા આત્માની ઓળખ આપી ત્યારે શિષ્ય વિનયનમ્ર થઇને કહેવા લાગ્યો કે હે ગુરુદેવ ! આપે જે જવાબ વાળ્યો તેનાથી મનનું સમાધાન નથી થયું ! કાનનો કાન, મનનું મન વગેરે જવાબથી તો આત્મા મારાથી ઓળખાયો નહિ. ગુરુદેવ ! મને કાંઈ સીધો જવાબ આપો. આવો વિલક્ષણ જવાબ વાળીને તો આપે મને વળી વધુ મુંઝવણમાં નાંખ્યો ! તો કૃપા કરીને કાનનો પણ કાન વગેરે ઉપદેશથી આપ જે આત્મતત્ત્વનું દર્શન કરાવવા ઇચ્છો છો તે વાતને સમજાય એવી રીતે કહો. આવી શિષ્યના હૃદયની મુંઝવણ જોઇને હવે ગુરુજી આત્માની ચેતનતા સાબીત કરતાં ભવ્ય ઉપદેશ આપે છે કે હે સૌમ્ય ! તું ધીરજ ધર. હું તને જે આત્મા વિષે કહી રહ્યો છું તે આત્મા તું ધારે એટલો જલદીથી સમજાઈ જાય એવો નથી. અતિબારીક વસ્તુને જાણવા માટે તારે તારી મતિ અને હૃદયને પણ ખૂબ બારીક બનાવવા પડશે ! બેટા ! તે આત્મામાં આંખ જતી નથી. વાણી જતી નથી. આટલું તું પહેલાં સમજ અર્થાત્ હે શિષ્ય ! આંખ વાણી અને મનથી તે આત્મા જણાતો નથી. ગમ્ ધાતુનો એક અર્થ જાણવું પણ થાય છે. અને તે જ અર્થ અહીં ઇષ્ટ છે. અર્થાત્ હે બેટા ! આંખથી, વાણીથી કે મનથી એ આત્મા ઓળખી શકાતો નથી. આંખથી પ્રત્યક્ષ સ્થૂલ સૂક્ષ્મ રૂપવાળા પદાર્થો જણાય. આત્મા રૂપ વિનાનો છે. એવા સ્વરૂપે અરૂપ આત્માને, રૂપવાળા જ પદાર્થોને ગ્રહણ કરનારી આંખ કેવી રીતે જોઇ શકે ? આંખની એ યોગ્યતા નથી. વાણી દ્વારા પણ આ આત્માની ઓળખ થાય નહિ. વચન એ વાણીનો વિષય છે. શાસ્ત્ર કે લૌકિક વચનોથી પણ આત્મા જણાતો નથી ! જગતની તમામ ભાષાઓનો સમગ્ર શબ્દકોશ આત્માને વર્ણવે વર્ણવે ને તે વર્ણન અધૂરું જ રહે ! જાતિ, ગુણ, ક્રિયા અને સંજ્ઞા એમ વાણીના ચાર વિષય છે ! આત્મા જાતિરહિત છે.

ગુણરહિત છે. ક્રિયારહિત છે, નામરહિત છે. આથી અજાતિ, નિર્ગુણ, નિષ્ક્રિય અને અનામી આત્માને સમજાવવા ભાષા શક્તિરંક છે! વળી મન દ્વારા પણ આત્માનો પત્તો લાગતો નથી. મનનો સંકલ્પ વિકલ્પ એ ધર્મ છે. આત્મા સંકલ્પવિકલ્પ દ્વારા જાણવો શકય નથી! તો હે પ્રિય! જેની જ્યાં યોગ્યતા નથી ત્યાં તેની પ્રવૃત્તિ શકય નથી. અહીં રહસ્ય આ છે. આંખ વગેરે જ્ઞાનેન્દ્રિયો વાણી વગેરે કર્મેન્દ્રિયો અને મન વગેરે અંતરિન્દ્રિયોનો જે વિષય થાય તે જડ હોય. જેમ સામે પડેલો ઘડો આંખે દેખાય. જે આંખે દેખાય તે આંખનો વિષય અને જે વિષય કોટિમાં આવે તે આત્માથી ભિન્ન હોઇને જડની કોટિમાં પડે છે. તો આત્મા આંખ વાણી કે મનથી પકડાતો હોય તો ઘડાની માફક તે પણ ગ્રાહ્ય બને. અને જે ગ્રાહ્ય બને તે વિષય હોય જ અને જે વિષય હોય તે કદી ચેતન ન હોય. આથી ગુરુદેવ અહીં કહે છે કે આંખ વગેરેના વિષય તરીકે આત્મા કદી જણાતો નથી. કેમકે આત્મા ચેતન છે. અને ચેતન તો ગ્રહીતા–વિષયોનો પકડનાર–અનુભવનાર છે. તો અનુભવ કરનારજ અનુભવનો, ઘડાની માફક વિષય બને તો એકતો અનુભવકર્તા કોઇ ન રહે. અને બીજું તે જડ બને. અનુભવ કરનાર આત્મા જ જો ન હોય અને તે વિષય તરીકે પકડાતો હોય તો શાસ્ત્રકારો જેને "જગદાન્ધ્યપ્રસંગ" "જગતના આંધળાંપણાંનો પ્રસંગ" કહે છે તે પ્રાપ્ત થાય. અને તે ઇષ્ટ નથી. આત્માને ખાતર તો આ બધો પ્રયત્ન છે! તે આત્મા જ જો ન હોય તો પછી જગતની પ્રવૃત્તિઓ જ સમજાવી ન શકાય. વળી તે આત્મા જો જડ હોય તો પછી જડમાં તો પ્રાપ્ત કરવા જેવું કશું નથી! આમ આંખ વગેરેના વિષય તરીકે જે આત્માને ઓળખવા મથે તે અસ્થાને પ્રવૃત્તિ કરે છે. તેને આત્મા નહિ મળવાનો એ નકકી છે. કેમકે આત્મા તો ચેતન હોઇને કદી વિષય બની જ ન શકે. એ તો વિષયનો અનુભવકર્તા છે. આથી ગુરુ કહે છે કે એ આત્મામાં આંખ, વાણી કે મન જઈ શકતાં નથી.

વળી ગુરુ કહે છે કે બેટા! અમો એ આત્માને "न विद्मः"–જાણતા નથી. એટલે કે એ આત્માને અમો આંખ વગેરેના વિષય તરીકે જાણતા નથી. અર્થાત્ ગુરુજી કહે છે કે હે બાળક! અમો આ આત્માને જાણીએ છીએ તો ખરા, પણ જગત્ એને જે રીતે જાણે છે તે રીતે અમો એને જાણતા સમજતા નથી. જગત્ આત્માને આંખના, વાણીના કે મનના પ્રત્યક્ષ વિષય તરીકે જાણવા યત્ન કરે છે. અમો એને એ રીતે એ ન જાણતા હોવાથી એવી રીતે સમજતા નથી. સ્થૂલ અને સૂક્ષ્મદર્શી વચ્ચેનો દર્શનભેદ અહીં

ગુરુ બતાવે છે. પામર મનુષ્યો આત્માને ઇન્દ્રિયોની પકડમાં આવે એવી રીતે સમજવા યત્ન કરે છે. ગુરુ તેને ઇન્દ્રિયોની પકડથી પર જાણે છે કેમકે ઇન્દ્રિયો આત્માની પકડ માટે અયોગ્ય હોઇને તેને પકડી શકતી નથી. આટલો છે ભેદ પ્રાકૃત અને સત્ય દર્શનમાં.

વળી ગુરુ કહે છે કે " विजानिमः " અમો એને–એ આત્માને વિશેષરૂપે જાણતા નથી. એટલે કે આત્માને કોઇપણ વિશેષણથી વિશિષ્ટ રીતે અમો ઓળખતા નથી. અર્થાત્ નેત્ર વગેરેના ગોચર પદાર્થો જેમ વિશેષણ-વિશિષ્ટ છે તેવો આ આત્મા ન હોઇને અમો તેને નેત્ર વગેરેના ગોચર પદાર્થોની માફક સમજતા નથી. પણ અમો તેને એનાથી ભિન્ન–એ બધાય પદાર્થોના આધારરૂપે-અંતર્યામિરૂપે ઓળખીએ છીએ.

અને આથી જ ગુરુ કહે છે કે હે શિષ્ય ! જ્યારે આત્મા આંખ વાણી મનનો વિષય જ નથી ત્યારે એને તે તે પદાર્થોની પેઠે કેવી રીતે ઉપદેશીએ ? અર્થાત્ આત્માને લગતી સાચી સમજ એમ ઠેરવે છે. કે આત્મા ઇન્દ્રિયોનો વિષય થઇ શકતો નથી ત્યારે વિષયની માફક, ઇન્દ્રિયોના અમો વિજ્ઞ પુરુષો એનો કેવી રીતે ઉપદેશ દઇએ ! જો એ આત્મા જેવો છે તેવો તેને ન ઉપદેશતાં તે નથી તેવો ઉપદેશીએ તો અમારું ગુરુપદ શાનું ? એ તો અનાર્યચરિત ગણાય, આર્યચરિત નહિ. કેમકે ઊંધો–અવળો ખોટો ઉપદેશ આપવાનું પાપ આર્યદૃષ્ટા નહિ કરે ! જનતાને ઊંધે માર્ગે દોરનાર તો મહાન દ્રોહી છે. બેટા ! એ ભૂતદ્રોહ અમો શાને કરીએ ! માટે જ મેં તને એ આત્માને લગતી આવી સમજ श्रोत्रस्य श्रोत्रं વગેરે ઉપરથી જણાતી વિલક્ષણ રીતે આપી છે. પણ તેજ સાચી છે માટે મારા ઉપદેશમાં ક્યાંએ ભ્રામકતા નથી.

વળી તને સંક્ષેપમાં કહી દઉં છે કે એ આત્મતત્ત્વ જણાયેલા અને ન જણાયેલા તમામ પદાર્થોથી બીજું છે-ભિન્ન છે. સ્થૂલ ભૂતોથી માંડી પ્રકૃતિ પર્યન્તના તમામ પદાર્થોનો સમાવેશ વિદિત અને અવિદિતમાં થઇ જાય છે. વિદિત એટલે જાણેલા-ઇન્દ્રિયોથી પકડાયેલા–અવિદિત એટલે ન જાણેલા એટલે કે ઇન્દ્રિયોથી આગળના મન બુદ્ધિ પ્રકૃતિ વગેરે પદાર્થો. તે પણ આત્માની દૃષ્ટિએ તો બાહ્ય વિષય જ છે. આથી સ્થૂલ અને સૂક્ષ્મ બાહ્ય કોટિમાં પડતા સ્થૂલ દેહાદિથી માંડીને સૂક્ષ્મતમ પ્રકૃતિ પર્યન્તના તમામ પદાર્થોથી આત્મા ચેતન હોઇને સૂક્ષ્મતમ અને ભિન્ન છે ! આ છે આત્માને

લગતી સાચી સમજ. હે બેટા ! આ અમોએ પૂર્વ ઋષિઓ પાસેથી સાંભળ્યું છે કે જેમણે કરુણા કરીને આ આત્મતત્ત્વને લગતી સૂક્ષ્મ સમજ અમોને ખોલી ખોલીને કહી હતી. અને તે અમોએ અનુભવની કસોટી ઉપર ઉતારી છે. તે જ ઉપદેશ હું તને આપી રહ્યો છું. ॥ ૩ ॥

यद् वाचा अनभ्युदितं येन वाग् अभि उद्यते ।
तदेव ब्रह्म त्वं विद्धि न इदं यद् इदं उपासते ॥ ४ ॥

यत्=જે वाचा=વાણીથી अनभ्युदितं=નથી કહી શકાતું येन=જેના વડે वाग्=વાણી अभ्युद्यते=કહી જાય છે (કહેનારી થાય છે.) तद्=તેને एव=જ त्वं=તું ब्रह्म=બ્રહ્મ विद्धि=જાણ. न=નહિ કે इदं=આને यत्=જેને લોક इदं=આ અર્થાત્ વાણીનો વિષય उपासते=જાણે છે ॥ ૪ ॥

જે વાણીથી નથી કહેવાતું, જેના વડે 'વાણી કહેવાય છે. ( કહેવાને સમર્થ થાય છે ) તેને જ તું બ્રહ્મ જાણ, નહિ કે આને જેને લોકો "આ"- અર્થાત્ વાણીનો વિષય તરીકે, જાણે છે. ॥ ૪ ॥

આગલી ઋચામાં આત્મા નામની ચીજ વિદિત અને અવિદિત પદાર્થ-માત્રથી ભિન્ન છે એમ ઋષિએ કહ્યું. એ જ વાતને વધારે સ્પષ્ટ કરતાં ઋષિ ઉચરે છે કે હે બેટા ! "જે વાણીથી નથી કહેવાતું જેના વડે વાણી કહેવાય છે તેને જ તું બ્રહ્મ જાણ" આત્મતત્ત્વ એટલું તો સૂક્ષ્મ અને અદ્‌ભુત છે કે બીચારી વાણી તેના વર્ણનમાં પરાસ્ત થઇ જાય છે. સમુદ્રરૂપી ખડીઆમાં મેરુપર્વત જેટલી શાહી લઈ કલ્પવૃક્ષની કલમ વતી પૃથ્વીરૂપી વિશાળ પાના ઉપર ભગવતી સરસ્વતી પણ જો રાત્રિદિવા આત્માના અપાર અનન્ત કલ્યાણ ગુણોનું વર્ણન કરવા બેસે તો તેનો પણ પત્તો ન લાગે ! આવું અદ્‌ભુત આ આત્મતત્ત્વ છે. અર્થાત્ વાણી એ ગ્રાહ્ય હોવાથી–વિષય હોવાથી જડ હોવાથી, ચેતન આત્મા કે જે ગ્રહીતા છે–વિષયી છે–તેને પકડી શકતી નથી. ઉલટું વાણીમાં જે વાણીપણું છે–તે આત્માને લીધે તેને મળેલું છે. અર્થાત્ વાણીરૂપી ઇન્દ્રિયની જે વચનશક્તિ છે તે આત્મદત્ત છે. આથી વાણીથી ન વર્ણવાતાં અને ઉપરાંત વાણીને વચનની જે શક્તિ દે છે તેને જ તું બ્રહ્મ જાણ. બ્રહ્મ શબ્દનો શબ્દાર્થ વિશાળ સત્તા થાય છે. અર્થાત્ આત્માની સત્તા દેહમાત્રમાં રુંધાયેલી નથી–એની સત્તા સચરાચરમાં વ્યાપ્ત છે. આથી દેહાદિમાં રહેલા–પ્રાદેશિક આત્માનું દર્શન એ બ્રહ્મદર્શન નથી. એ અલ્પદર્શન

છે. આત્માની–સ્વરૂપની સત્તા સર્વવ્યાપી છે. આમ આત્મા ગ્રહીતા છે ગ્રાહ્ય નથી એમ ઋષિએ સૂક્ષ્મદર્શન કરાવ્યું, એમાંથી ફલતું આત્માને લગતું જે દર્શન છે તે અંતિમ ચરણમાં બતાવે છે–કે "नेदं यदिदमुपासते" અર્થાત્ ઋષિ કહે છે કે હે બેટા! જેને લોકો "આ" એટલે કે વાણીના વિષય તરીકે જાણે છે તે બ્રહ્મ–આત્મા નથી. 'આ' સર્વનામ પ્રત્યક્ષ પદાર્થને બતાવનારું છે. આત્મા ઇન્દ્રિયગ્રાહ્ય ન હોવાથી પ્રત્યક્ષ છતાં અપ્રત્યક્ષ છે. પ્રત્યક્ષ પ્રમાણની આત્માને પકડવાની યોગ્યતા ન હોવાથી તે આત્માને પકડી શકતું નથી! આ પ્રત્યક્ષની અયોગ્યતાને લીધે આત્મામાં પ્રત્યક્ષ પ્રમાણ પ્રવર્તતું નથી અને તેથી જે માણસ આત્માને પ્રત્યક્ષ પ્રમાણના વિષય તરીકે જાણે છે તેનું આત્મદર્શન અધૂરું છે, એમ ઋષિ કહે છે.

ઉપલી જ વાતને ઋષિ હવેની ચાર ઋચામાં વળી સ્પષ્ટતાથી કહે છે. આત્મતત્ત્વ ખૂબ ઝીણું હોવાથી વારંવાર તેનો ઉપદેશ થાય તો તેને લગતાં જ્ઞાનની દૃઢતા આવે જેમ આત્મા વાણીનો વિષય નથી તેમ તે મનનો, આંખનો, કાનનો કે પ્રાણનક્રિયાનો પણ વિષય નથી. અર્થાત્ આત્મતત્ત્વ મન દ્વારા ચિંતવી શકાય એવું નથી. આંખ દ્વારા જોઈ શકાય એમ નથી. કાનદ્વારા એટલે કે શબ્દદ્વારા જાણી શકાય એમ નથી. એને પ્રાણ જીવનદાન દઈ શકતો નથી. ઉલટું મનની મનનશક્તિ–આંખની દર્શનશક્તિ–કાનની શ્રવણશક્તિ અને પ્રાણની જીવનશક્તિ એ આત્મા તરફથી તે બધાંને મળેલી છે! આથી જે મનુષ્ય આત્માને મનથી મનન કરી શકાય એવો, આંખથી જોઈ શકાય એવો, કાનથી સાંભળી શકાય એવો કે પ્રાણથી પ્રાણન કરતો જાણે છે તે આત્માના વિષયમાં ભૂલેલો છે. આથી વિષય તરીકે જે આત્માને જાણે છે તે તેને બરોબર જાણતો નથી. કેમકે વિષયમાત્ર જડ છે. અને આત્મા ચેતન છે. પરમાર્થ દૃષ્ટિએ તો જડ જેવી કોઈ ચીજ જ નથી! પણ જ્યાંસુધી તે પરમાર્થ દૃષ્ટિ ન મળી હોય ત્યાં સુધી જડ જડ રહે છે ચેતન બનતું નથી. અને ચેતન ચેતન રહે છે જડ બનતું નથી. આ વિવેક પ્રકરણ છે. એટલે વિવેક એજ એનો મુખ્ય વિષય છે. આથી ઋષિ અહીં આવું કહે છે.

અહીં કોઇ એમ ન સમજે કે આત્મા દર્શન, શ્રવણ, વચન, મનનનો વિષય નથી એટલે દર્શન, શ્રવણ, મનન, નિદિધ્યાસન વગેરેનો ઉપયોગ નથી. એ બધાંનો ઉપયોગ છે અને તે હૃદયની શુદ્ધિ પૂરતો. ચોખ્ખાં હૃદયમાં વાસ્તવિક આત્મસ્વરૂપનો સ્વયંપ્રકાશ થાય છે. ॥ ૪–૫–૬–૭–૮ ॥

यत् मनसा न मनुते येन आहुः मनो मतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि, न इदं यदिदं उपासते ॥ ५ ॥

यत्=જેને मनसा=મન વડે કોઈ न=નથી मनुते=સમજતું येन=જેના मनः=મન मतं=સમજાયેલું (સમજવાની શક્તિ મેળવેલું) आहुः=કહે છે तत्=તેને एव=જ त्वं=તું ब्रह्म=બ્રહ્મ विद्धि=જાણ न=નહિ કે इदं=આને यत्=જેને લોકો इदं=આ અર્થાત્ મનનો વિષય उपासते=જાણે છે. ॥ ५ ॥

જેને મન વડે કોઈ નથી સમજતું. જેના વડે મન સમજાયેલું (સમજવાની શક્તિથી સંપન્ન) કહે છે. તેનેજ તું બ્રહ્મ જાણ. નહિ કે આને જેને લોકો 'આ' અર્થાત્ મનનો વિષય જાણે છે ॥ ५ ॥

यत् चक्षुषा न पश्यति येन चक्षूंषि पश्यति
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदं उपासते ॥ ६ ॥

यत्=જેને चक्षुषा=આંખ વડે કોઇ न=નથી पश्यति=જોઇ શકતું=જોતું येन=જેના વડે चक्षूंषि=આંખો બધાને पश्यति=જુવે છે. तत्=તેને एव=જ त्वं=તું ब्रह्म=બ્રહ્મ विद्धि=જાણ. न=નહિ इदं=આને यद्=જેને લોકો इदं=આ અર્થાત્ આંખનો વિષય उपासते=જાણે છે. ॥ ६ ॥

જેને આંખ વડે કોઈ નથી જોતું જેના વડે આંખો બધાને જુવે છે. તેને જ બ્રહ્મ જાણ નહિ કે આને જેને લોકો "આ" એટલે કે આંખનો વિષય જાણે છે. ॥ ६ ॥

यत् श्रोत्रेण न शृणोति येन श्रोत्रं इदं श्रुतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदं उपासते ॥ ७ ॥

यत्=જેને श्रोत्रेण=કાન વડે કોઈ न=નથી शृणोति=સાંભળતું येन=જેના વડે इदं=આ श्रोत्रं=કાન श्रुतम्=સાંભળેલો (સાંભળવાની શક્તિ પામેલો, થાય છે, तत्=તેને एव=જ त्वं=તું ब्रह्म=બ્રહ્મ જાણ. न=નહિ કે इदं=આને यद्=જેને લોકો इदं=આ એટલે કે કાનનો વિષય उपासते=જાણે છે. ॥ ७ ॥

જેને કાન વડે કોઈ નથી સંભળતું, જેના વડે આ કાન સાંભળતો થાય છે, તેને જ તું બ્રહ્મ જાણ નહિ કે આને, જેને લોકો "આ" એટલે કે કાનનો વિષય જાણે છે. ॥ ७ ॥

यत् प्राणेन न प्राणिति येन प्राणः प्रणीयते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदं उपासते ॥ ८ ॥

यत् = જે प्राणेन = પ્રાણ વડે न = નથી प्राणिति = પ્રાણન ક્રિયા કરતો (શ્વાસ પ્રશ્વાસ લેતો). येन = જેના વડે प्राणः = પ્રાણ प्रणीयते = પ્રાણન ક્રિયાવાળો થાય છે. तद् = તેને एव = જ त्वं = તું ब्रह्म = બ્રહ્મ विद्धि = જાણ न = નહિ કે इदं = આને यद् = જેને લોકો इदं = આ એટલે કે પ્રાણથી પ્રાણ ક્રિયા કરતો उपासते = જાણે છે. ॥ ૮ ॥

જે પ્રાણથી નથી પ્રાણન ક્રિયા કરતો જેના વડે પ્રાણ પ્રાણન ક્રિયાવાળો થાય છે તેને જ તું બ્રહ્મ જાણ. નહિ કે આને જેને લોકો "આ" એટલે કે પ્રાણથી પ્રાણન ક્રિયા કરતો જાણે છે. ॥ ૮ ॥

॥ इति प्रथमः खण्डः ॥

**यदि मन्यसे सुवेद इति, दभ्रमेव अपि नूनं त्वं वेत्थ ब्रह्मणो रूपम् । यद् अस्य त्वं, यद् अस्य च देवेषु, अथ नु मीमांस्यमेव, ते मन्ये विदितम्॥९॥**

હે શિષ્ય! यदि = જો તું इति = એમ मन्यसे = માને છે (સમજતો હોય) કે હું બ્રહ્મને सुवेद = સારી પેઠે (ઠીક ઠીક) જાણું છું अपि = તો त्वं = તું दभ्रं = અલ્પ एव = જ नूनं = નિશ્ચય ब्रह्मणः = બ્રહ્મનું रुप = સ્વરૂપ वेत्थ = જાણે છે. अस्य = એનું (બ્રહ્મનું) यत् = જે રૂપ त्वं = તું છે, (તારામાં છે) च = તથા यत् = જે अस्य = એનું देवेषु = અગ્નિ વગેરે દેવતાઓમાં રૂપ છે, अथ = હવે एव = નિઃસન્દેહ તેજ मीमांस्यं = વિચારણીય नु = જ છે. ત્યારે હું બ્રહ્મનું સ્વરૂપ ते = તને विदितं = સમજાયેલું मन्ये = માનું–સમજું. ॥ ૯ ॥

હે શિષ્ય! જો તું એમ માનતો હોય કે હું બ્રહ્મને સારી પેઠે જાણું છું. તો નિશ્ચય તું અલ્પજ બ્રહ્મનું રૂપ જાણે છે. એનું જે રૂપ તું છે તથા એનું જે રૂપ દેવોમાં છે હવે નિઃસન્દેહ તેજ તારે વિચારવા યોગ્ય છે. ત્યારે હું બ્રહ્મનું સ્વરૂપ તને સમજાયેલું સમજું ॥ ૯ ॥

આમ પહેલા ખંડમાં ગુરૂએ શિષ્યને આત્માની દુર્બોધતા વિષે કહ્યું. આત્માને લગતી સાચી સમજ શી છે તે બતાવ્યું. ગુરુના ઉપદેશને લઇને શિષ્યે એકાંતમાં એકમને તેના ઉપર ધ્યાનમય ચિન્તન કર્યું અને ત્યારબાદ ગુરૂ પાસે તે પાછો આવ્યો. પરમ કૃપાળુ ગુરુ શિષ્યમાં ઊંડે ઊંડે જરાતરા પણ અજ્ઞાન રહી જાય તે સહન કરી ન શકે. કેમકે ગુરૂ શિષ્યનો પ્રેમ નિઃસ્વાર્થ અને પરમાર્થથી ભરપૂર હોય છે. ગુરુહૃદયના સુહૃદ્‌ભાવનો પાર કોણ પામે! આથી હવે પોતાનું આપેલું જ્ઞાન શિષ્યને પચ્યું છે કે નહિ

તેની પરીક્ષા માટે શિષ્ય સમક્ષ કસોટી મૂકતાં ગુરૂ દ્વિતીય ખંડનો પ્રારંભ કરતાં કહે છે-કે હે શિષ્ય! તું એમ જાણતો હોય કે હું બ્રહ્મને-આત્માને સારી પેઠે જાણું છું તો તો મારે તને સાફ સાફ કહી દેવું ઘટે કે પ્રિય! તું બ્રહ્મના અલ્પ રૂપને જ ખરે જાણે છે! તું પૂર્ણપણે વિલસી રહેલા બ્રહ્મસ્વરૂપને નથી જાણતો. તારામાં આ પરમાત્માનું જે સ્વરૂપ છે તથા દેવોમાં તેનું જે સ્વરૂપ છે તે તારે માટે વિચારણીય જ છે. જ્યારે તું તારામાં અને દેવોમાં રહેલાં એ સ્વરૂપને સમજશે ત્યારે હું સમજીશ કે તું ખરે! બ્રહ્મના સ્વરૂપનો સમજદાર છે. અથાત્ ગુરુ કહે છે કે હે બેટા! જો તું બ્રહ્મને સારી પેઠે જાણું છું, એમ જાણતો હોય તો તારી જાણ ખરે! અલ્પ જ છે. અર્થાત્ બ્રહ્મને જ્ઞાનના વિષય તરીકે જે જાણે તે સાચા અર્થમાં બ્રહ્મને જાણતો નથી,. કેમકે કોઇપણ જ્ઞાનના વિષય તરીકે બ્રહ્મ હોઇ શકતું નથી. ત્યારે જે જણાય છે તે શું? ઇન્દ્રિય, મન, બુદ્ધિ, વગેરે પ્રમાણોથી જે જણાય છે તે શું? તે તમામ બ્રહ્મનું જ અલ્પ રૂપ જ છે. પરમાત્મા સત્-ચિદ્-આનંદ છે આ બાહ્ય જગત્ પરમાત્માના કેવળ સદ્અંશની અલ્પમાત્રાને વહન કરે છે. અર્થાત્ એ અલ્પ છે. જગત પરમાત્માની બૃહત્સત્તાનું એક રજકણ જેવડું પ્રતીક છે! એ જગતને જે જાણે તે બ્રહ્મવેત્તા તો નથીજ-પણ બ્રહ્મના એક અંશના પણ અંશ અને તેના પણ અંશને જાણતો નથી! આથી હે શિષ્ય! રખે તું માની બેસતો કે મને તો હવે પૂર્ણ બ્રહ્મનું સ્વરૂપ સમજાઇ ગયું છે! જે તને પ્રમાણોદ્વારા સમજાય તે તમામ વિષય હોઇને જડ છે. પરમાત્મા ચેતન હોઇને અવિષય છે. આથી જણાય તેટલું બધું ઋષિની દૃષ્ટિએ અલ્પજ છે. એ અલ્પના જ્ઞાનથી તો કેમ સંતોષ રખાય? આથી ઋષિ કહે છે કે હે પ્રિય! તે બ્રહ્મનું બાહ્ય વિશ્વરૂપ સ્વરૂપ તો જોયું. હવે તારે તારામાં અને દેવોમાં રહેલા એ પરમાત્માનું-બ્રહ્મનું સ્વરૂપ સમજવું જોઇએ. અર્થાત્ તારે શારીર આત્માનું સ્વરૂપ સમજવું જોઇએ. એ શરીરમાં રહેલો આત્મા, શરીર વગેરેથી ભિન્ન છે. એ શારીર આત્મા પરમાત્માજ છે એવું તારે જ્ઞાન હજી મેળવવું બાકી છે. દેવોમાં રહેલું દેવપણું પણ પરમપિતા પાસેથી ઉછીનું મળેલું છે. માટે હે પુત્ર! હવે તું શારીર આત્માની અને દેવાત્માની મીમાંસા કરવા યોગ્ય છે. અર્થાત્ શારીર અને દૈવી આત્માને લગતું તું નિઃશંક જ્ઞાન પ્રાપ્ત કરશે, ત્યારે હું

नाहं मन्ये, सुवेद इति, न वेदेति, वेद च ।
यो नस्तद्वेद तद्वेद, नो न वेदेति, वेद च ॥ १० ॥

હે ગુરો ! अहं = હું इति = એમ न = નથી मन्ये = માનતો-સમજતો કે હું બ્રહ્મને सुवेद = સારી પેઠે જાણું છું. તથા नो = નહિ इति = એમ કે न = નથી वेद = જાણતો च = કિન્તુ वेद = જાણું છું यः = જે नः = અમારામાંથી तद = બ્રહ્મને वेद = જાણે છે તે इति = આમજ तत्-તેને वेद = જાણે છે હું તેને न=નથી वेद=જાણતો नो=નથી च = કિન્તુ वेद=જાણું છું ॥ ૧૦ ॥

'હે ગુરો ! હું એમ નથી માનતો કે હું બ્રહ્મને સારી પેઠે જાણું છું તથા નથી એમ કે નથી જાણતો કિન્તુ જાણું છું. જે અમારામાંથી તે બ્રહ્મને જાણે છે તે આમજ તેને જાણે છે કે હું તેને નથી જાણતો એમ નથી પરંતુ જાણું છું. ॥ ૧૦ ॥

ઋષિ આગલી ઋચામાં ક્રમિક જ્ઞાનનો ઉલ્લેખ કરે છે. વિષય તરીકે આત્મા હોઈ શકતો નથી. આથી આત્મા દેહાદિ પ્રકૃતિ પર્યન્તથી ભિન્ન છે એ નક્કી થયું. પણ આટલાં જ્ઞાનથી કશો અર્થ સરતો નથી! દેહ વગેરેથી ભિન્ન આત્મા સ્વરૂપે કેવો છે એનું જ્ઞાન મેળવવુંજ રહ્યું. આથી બાહ્ય જગતના વિચારે જેમ બાહ્ય જગતથી આત્મા જુદો કર્યો તેમ દૈવજગત્-ઇન્દ્રિયોના પ્રદેશથી પણ આત્મા જુદો ઠેરવવો રહ્યો. અને આમ કરતાં કરતાં છેક છેવટે આત્મા-કેવળ આત્મા બાકી રહે. એ કેવળ આત્માનું આત્મારૂપે જ્ઞાન-અનુભવ એટલે કે શરીરમાં રૂંધાઈ રહેલા આત્માના નિજજ્ઞાનમાં પુરુષાર્થની અવધિ છે. અને તેજ વાત ઋષિએ શિષ્યને કહી છે.

આમ આગલા મંત્રમાં ઋષિએ અલ્પના જ્ઞાનમાં રખે શિષ્ય સંતોષ માની પુરુષાર્થથી વિરમે, એમ સમજી તેને ચેતવ્યો. શિષ્યે પણ ગુરુના ઉપદેશનું એકાગ્ર ચિત્તે એકાન્તમાં મનન કર્યું અને ગુરુએ જે રીતે કહ્યું હતું તેજ રીતે આત્માની યથાર્થતા અનુભવી. એ યથાર્થતાનો હવે શિષ્ય ગુરુ પાસે આવી એકરાર કરતાં કહે છે કે હે ગુરુદેવ ! આ બ્રહ્મને હું સારી પેઠે જાણું છું એમ નથી માનતો, તેમ જ નથી જાણતો એમ પણ માનતો નથી પણ જાણું છું ! એમ માનું છું, અને અમો શિષ્યો પૈકી જે તે બ્રહ્મને જાણે છે તે એ રીતેજ જાણે છે અર્થાત્ ગુરુની ચેતવણીમાં જેમ ચમત્કૃતિ છે તેમ શિષ્યના ઉત્તરમાં પણ ચમત્કૃતિ છે. શિષ્યનું પહેલું વાક્ય છે-"હે ગુરો ! બ્રહ્મને હું સારી રીતે જાણું છું એમ હું માનતો નથી." અર્થાત્ આત્મસ્વરૂપ બ્રહ્મ એ

તેની પરીક્ષા માટે શિષ્ય સમક્ષ કસોટી મૂકતાં ગુરૂ દ્વિતીય ખંડનો પ્રારંભ કરતાં કહે છે-કે હે શિષ્ય! તું એમ જાણતો હોય કે હું બ્રહ્મને-આત્માને સારી પેઠે જાણું છું તો તો મારે તને સાફ સાફ કહી દેવું ઘટે કે પ્રિય! તું બ્રહ્મના અલ્પ રૂપને જ ખરે જાણે છે! તું પૂર્ણપણે વિલસી રહેલા બ્રહ્મસ્વરૂપને નથી જાણતો. તારામાં આ પરમાત્માનું જે સ્વરૂપ છે તથા દેવોમાં તેનું જે સ્વરૂપ છે તે તારે માટે વિચારણીય જ છે. જ્યારે તું તારામાં અને દેવોમાં રહેલાં એ સ્વરૂપને સમજશે ત્યારે હું સમજીશ કે તું ખરે! બ્રહ્મના સ્વરૂપનો સમજદાર છે. અથાત્ ગુરુ કહે છે કે હે બેટા! જો તું બ્રહ્મને સારી પેઠે જાણું છું, એમ જાણતો હોય તો તારી જાણ ખરે! અલ્પ જ છે. અર્થાત્ બ્રહ્મને જ્ઞાનના વિષય તરીકે જે જાણે તે સાચા અર્થમાં બ્રહ્મને જાણતો નથી,, કેમકે કોઇપણ જ્ઞાનના વિષય તરીકે બ્રહ્મ હોઇ શકતું નથી. ત્યારે જે જણાય છે તે શું ? ઇન્દ્રિય, મન, બુદ્ધિ, વગેરે પ્રમાણોથી જે જણાય છે તે શું ? તે તમામ બ્રહ્મનું જ અલ્પ રૂપ જ છે. પરમાત્મા સત્-ચિદ્-આનન્દ છે. આ બાહ્ય જગત્ પરમાત્માના કેવળ સદ્અંશની અલ્પમાત્રાને વહન કરે છે. અર્થાત્ એ અલ્પ છે. જગત પરમાત્માની બૃહત્સત્તાનું એક રજકણ જેવડું પ્રતીક છે! એ જગતને જે જાણે તે બ્રહ્મવેત્તા તો નથીજ-પણ બ્રહ્મના એક અંશના પણ અંશ અને તેના પણ અંશને જાણતો નથી! આથી હે શિષ્ય! રખે તું માની બેસતો કે મને તો હવે પૂર્ણ બ્રહ્મનું સ્વરૂપ સમજાઇ ગયું છે! જે તને પ્રમાણોદ્વારા સમજા તે તમામ વિષય હોઇને જડ છે. પરમાત્મા ચેતન હોઇને અવિષય છે. આ જણાય તેટલું બધું ઋષિની દ્રષ્ટિએ અલ્પજ છે. એ અલ્પના જ્ઞાનથી કેમ સંતોષ રખાય? આથી ઋષિ કહે છે કે હે પ્રિય! તે બ્રહ્મનું વિશ્વરૂપ સ્વરૂપ તો જોયું. હવે તારે તારામાં અને દેવોમાં રહેતા એ પરમા બ્રહ્મનું સ્વરૂપ સમજવું જોઇએ. અર્થાત્ તારે શારીર આત્માનું સ્વરૂપ જોઇએ. એ શરીરમાં રહેલો આત્મા, શરીર વગેરેથી ભિન્ન છે. આત્મા પરમાત્માજ છે એવું તારે જ્ઞાન હજી મેળવવું બાકી છે રહેલું દેવપણું પણ પરમપિતા પાસેથી ઉછીનું મળેલું છે. માટે હે તું શારીર આત્માની અને દેવાત્માની મીમાંસા કરવા ગ્યોગ્ય શારીર અને દૈવી આત્માને લગતું તું નિઃશંક જ્ઞાન પ્રાપ્ત કરશે માનીશ કે તું બ્રહ્મના સ્વરૂપનો જાણકાર થયો છે! તે પહે અલ્પતજ છે! ॥૯॥

તરીકે આત્મા નથી સમજાયો તેને જ તે સમજાયો છે. અને જેને ઇન્દ્રિયોના વિષય તરીકે તે સમજાયો છે તેને તે સમજાયો નથી. કેમકે જાણનારાઓને તે નથી જણાયેલો અને ન જાણનારને તે જણાયેલો છે. અર્થાત્ ઇન્દ્રિયોનો વિષય વેદ્ય-જ્ઞેય હોઇને જડ છે. જે આત્માને વેદ્ય-જ્ઞેય-ઇન્દ્રિયોના વિષય તરીકે નથી જાણતો પણ સૌથી ભિન્ન ચેતન સ્વરૂપ સમજે છે તે તે આત્માને યથાર્થપણે જાણે છે. આમ કયા રૂપે તે જ્ઞાત અને કયા રૂપે તે અજ્ઞાત-અજ્ઞેય રહે છે તે જેણે જાણ્યું-સાક્ષાત્ અનુભવ્યું તે બ્રહ્મજ્ઞાની છે। ॥ ૧૧ ॥

प्रतिबोधविदितं मतं अमृतत्वं हि विन्दते ।
आत्मना विन्दते वीर्यं विद्यया विन्दते अमृतम् ॥ १२ ॥

હે શિષ્ય ! प्रतिबोधविदितं=જ્યારે ગુરુના ઉપદેશથી જણાયેલું તથા मतं=સમજાયેલું બ્રહ્મ હોય છે ત્યારે हि=નિશ્ચય મનુષ્ય अमृतत्वं=અમૃતત્વને विन्दते=પ્રાપ્ત કરે છે, પહેલાં आत्मना=શરીર તથા મનથી वीर्यं=સાધનરૂપી બલને विन्दते=પ્રાપ્ત કરે છે. પછીથી विद्यया=જ્ઞાન-બ્રહ્મ-જ્ઞાનથી अमृतं= અમૃત બ્રહ્મ ( અમૃતત્વ ) ને विन्दते=પ્રાપ્ત કરે છે ॥ ૧૨ ॥

હે શિષ્ય જ્યારે ગુરુના ઉપદેશથી બ્રહ્મ જણાયેલું તથા સમજાયેલું થાય છે ત્યારે નિશ્ચય મનુષ્ય અમૃતત્વને પ્રાપ્ત કરે છે પહેલાં શરીર અને મનથી સાધનરૂપી બલને પ્રાપ્ત કરે છે પછીથી બ્રહ્મજ્ઞાનથી અમૃતત્વને પ્રાપ્ત કરે છે. ॥ ૧૨ ॥

હવે બ્રહ્મજ્ઞાનનું ફલ વર્ણવતાં ઋષિ શિષ્યને કહે છે કે જ્યારે ગુરુના ઉપદેશથી બ્રહ્મ જણાયેલું અને સમજાયેલું થાય છે ત્યારે નિશ્ચય મનુષ્ય અમૃતત્વને પ્રાપ્ત કરે છે. આ રીતે તે આત્માને સમજનાર પહેલાં શરીર અને મન દ્વારા સાધનસંપત્તિરૂપી બલને પ્રાપ્ત કરે છે. અને પછીથી બ્રહ્મજ્ઞાનથી અમૃતત્વને પ્રાપ્ત કરે છે. અર્થાત્ ઋષિ અહીં ત્રણ જાતનાં વિધાન કરે છે. બ્રહ્મજ્ઞાન ગુરુગમ્ય જ છે. બ્રહ્મજ્ઞાન સાધનસંપત્તિ ઉપર અવલંબે છે. બ્રહ્મજ્ઞાન થતાં સાચું અમરત્વ મળે છે. ગુરુ વિના આ વિદ્યામાં -અધ્યાત્મ વિદ્યામાં કોઇનો ગજ ખાતો નથી. બ્રહ્મજ્ઞાન શારીરિક બળ અને માનસિક બળ તથા સાધન સંપત્તિના વિકાસ ઉપર જ અવલંબે છે કેમકે નિર્બળ-સાધન સંપત્તિના બળ સિવાયના મનુષ્યને આત્મજ્ઞાન મળે તોપણ

નથી પણ જ્ઞાતા છે. આથી એ બ્રહ્મને હું જ્ઞેય તરીકે સમજતો નથી. અને જ્ઞેય નથી તેનું જ્ઞેયની રીતે જ્ઞાન એ જ્ઞાન=ઊંધું જ્ઞાન છે આથી વિષય તરીકે એ આત્માને હું જાણું છું એમ હે ગુરુદેવ ! હું માનતો નથી. અર્થાત્ ગુરુએ જે રીતે આત્માને સમજવાનું કહ્યું હતું તેજ રીતે શિષ્યે તેને જાણ્યો.

પણ આત્મા એ આત્મા હોવાથીજ સદા જ્ઞાત છે-હમેશાં જણાયેલોજ છે. કોઇને પોતે છે કે નહિ એ વિષે શંકા નથી. અર્થાત્ જ્ઞેય તરીકે તો આત્માને મેં માન્યો નથી. પણ આત્મા સ્વયં જ્ઞાનસ્વરૂપ હોવાથી તે અજ્ઞાત રહી શકતોજ નથી. આથી તે આત્મા મને આત્મારૂપે-ઉપલબ્ધ-સ્વરૂપે વિદિતજ છે. આથીજ એ રીતે-બોધ સ્વરૂપે હું આત્માને જાણું છું અર્થાત્ આત્મા એ જ્ઞેય નથી. પણ જ્ઞાતા છે. જ્ઞાતૃસ્વરૂપ આત્માને હું જ્ઞેય જાણતો નથી. પણ તેને ચેતન સ્વરૂપેજ મેં પરખ્યો છે. આમ જ્ઞેયસ્વરૂપે અજ્ઞેય અને જ્ઞાન સ્વરૂપે સદા જ્ઞાત આત્માને હું જાણતો નથી અને છતાં જાણું છું. અને આજ તત્ત્વજ્ઞાન છે. વળી હે ગુરુદેવ ! અમારા શિષ્ય સમુદાયમાં પણ જેને જેને આત્મજ્ઞાન થયું છે તેને તેને તેજ સ્વરૂપે થયું છે. આમ જાત અનુભવ અને અન્યાનુભવનું સમર્થન મને નિઃશંક કરી દે છે. ॥ ૧૦ ॥

यस्य अमतं तस्य मतं मतं यस्य न वेद सः ।
अविज्ञातं विजानतां विज्ञातं अविजानताम् ॥ ११ ॥

હે શિષ્ય ! यस्य=જેને ઇન્દ્રિયોના વિષયોની પેરે બ્રહ્મ अमतं=નથી સમજાયું तस्य=તેને જ मतं=સમજાયું છે. તથા यस्य=જેને ઇન્દ્રિયોના વિષયોની પેરે मतं=સમજાયું છે सः=તે બ્રહ્મને न=નથી वेद=જાણતો. કેમકે તે विजानतां=જાણવાવાળાઓને अविज्ञातं=ન જણાયેલું તથા अविजानतां=ન જાણવાવાળાઓને विज्ञातम्=જણાયેલું હોય છે. ॥ ૧૧ ॥

હે શિષ્ય ! જેને ઇન્દ્રિયોના વિષયોની પેરે બ્રહ્મ નથી સમજાયું તેને જ તે સમજાયું છે. તથા જેને ઇન્દ્રિયોના વિષયોની પેરે સમજાયું છે તે તેને જાણતો નથી. કેમકે જાણનારાઓને તે નથી જણાયેલું તથા ન જાણનારાઓને તે જણાયેલું હોય છે. ॥ ૧૧ ॥

આમ જ્યાં શિષ્યે પોતાનું આત્માને લગતું જ્ઞાન, ગુરુ સમક્ષ નિવેદિત કર્યું કે તરત જ પ્રસન્ન થયેલા ગુરુદેવ પોતાની તે જ્ઞાનમાં સમ્મતિ આપતાં આખાં પ્રકરણનો ઉપસંહાર કરતાં કહે છે કે હે શિષ્ય ! જેને ઇન્દ્રિયોનો વિષય

તરીકે આત્મા નથી સમજાયો તેને જ તે સમજાયો છે. અને જેને ઇન્દ્રિયોના વિષય તરીકે તે સમજાયો છે તેને તે સમજાયો નથી. કેમકે જાણનારાઓને તે નથી જણાયેલો અને ન જાણનારને તે જણાયેલો છે. અર્થાત્ ઇન્દ્રિયોનો વિષય વેદ્ય-જ્ઞેય હોઇને જડ છે. જે આત્માને વેદ્ય-જ્ઞેય-ઇન્દ્રિયોના વિષય તરીકે નથી જાણતો પણ સૌથી ભિન્ન ચેતન સ્વરૂપ સમજે છે તે તે આત્માને યથાર્થપણે જાણે છે. આમ કયા રૂપે તે જ્ઞાત અને કયા રૂપે તે અજ્ઞાત-અજ્ઞેય રહે છે તે જેણે જાણ્યું-સાક્ષાત્ અનુભવ્યું તે બ્રહ્મજ્ઞાની છે। ॥ ૧૧ ॥

प्रतिबोधविदितं मतं अमृतत्वं हि विन्दते ।
आत्मना विन्दते वीर्यं विद्यया विन्दते अमृतम् ॥ १२ ॥

હે શિષ્ય। પ્રતિબોધવિદિતં=જ્યારે ગુરુના ઉપદેશથી જણાયેલું તથા મતં=સમજાયેલું બ્રહ્મ હોય છે ત્યારે હિ=નિશ્ચય મનુષ્ય અમૃતત્વં=અમૃતત્વને વિન્દતે=પ્રાપ્ત કરે છે, પહેલાં આત્માના=શરીર તથા મનથી વીર્યં=સાધનરૂપી બલને વિન્દતે=પ્રાપ્ત કરે છે. પછીથી વિદ્યયા=જ્ઞાન-બ્રહ્મ-જ્ઞાનથી અમૃતં= અમૃત બ્રહ્મ ( અમૃતત્વ ) ને વિન્દતે=પ્રાપ્ત કરે છે ॥ ૧૨ ॥

હે શિષ્ય જ્યારે ગુરુના ઉપદેશથી બ્રહ્મ જણાયેલું તથા સમજાયેલું થાય છે ત્યારે નિશ્ચય મનુષ્ય અમૃતત્વને પ્રાપ્ત કરે છે પહેલાં શરીર અને મનથી સાધનરૂપી બલને પ્રાપ્ત કરે છે પછીથી બ્રહ્મજ્ઞાનથી અમૃતત્વને પ્રાપ્ત કરે છે. ॥ ૧૨ ॥

હવે બ્રહ્મજ્ઞાનનું ફલ વર્ણવતાં ઋષિ શિષ્યને કહે છે કે જ્યારે ગુરુના ઉપદેશથી બ્રહ્મ જણાયેલું અને સમજાયેલું થાય છે ત્યારે નિશ્ચય મનુષ્ય અમૃતત્વને પ્રાપ્ત કરે છે. આ રીતે તે આત્માને સમજનાર પહેલાં શરીર અને મન દ્વારા સાધનસંપત્તિરૂપી બલને પ્રાપ્ત કરે છે. અને પછીથી બ્રહ્મજ્ઞાનથી અમૃતત્વને પ્રાપ્ત કરે છે. અર્થાત્ ઋષિ અહીં ત્રણ જાતનાં વિધાન કરે છે. બ્રહ્મજ્ઞાન ગુરુગમ્ય જ છે. બ્રહ્મજ્ઞાન સાધનસંપત્તિ ઉપર અવલંબે છે. બ્રહ્મજ્ઞાન થતાં સાચું અમરત્વ મળે છે. ગુરુ વિના આ વિદ્યામાં -અધ્યાત્મ વિદ્યામાં કોઇનો ગજ ખાતો નથી. બ્રહ્મજ્ઞાન શારીરિક બળ અને માનસિક બળ તથા સાધન સંપત્તિના વિકાસ ઉપર જ અવલંબે છે કેમકે નિર્બળ-સાધન સંપત્તિના બળ સિવાયના મનુષ્યને આત્મજ્ઞાન મળે તોપણ પચતું નથી. અને ત્રીજું બ્રહ્મજ્ઞાનનું અનિવાર્ય ફલ છે-મુક્તિ. આ ત્રણે ચીજો માણસે મેળવવા જેવી છે. ગુરૂ માર્ગદર્શક છે. સાધન બળ તારક છે. બ્રહ્મજ્ઞાન મુક્તિદાતા છે. ગ્રંથના વિસ્તારના ભયે. વધુ વિવેચન કરતાં અટકીએ છીએ. ॥ ૧૨ ॥

इह चेद् अवेदीत् अथ सत्यं अस्ति, न चेद् इह अवेदीत् महती विनष्टिः ।
भूतेषु भूतेषु विचित्य धीराः प्रेत्यास्मात् लोकात् अमृताः भवन्ति ॥ १३ ॥

હે શિષ્ય ! चेत्=જો મનુષ્યે इह=અહીં-આ મનુષ્ય શરીરમાં બ્રહ્મને अवेदीत्=જાણ્યું अथ=તો તે सत्यं=સત્ય (જન્મ મરણથી રહિત) अस्ति=છે चेत्=જો इह=અહીં न=ન अवेदीत्=જાણ્યું તો તેને માટે महती=મહા विनष्टिः=વિનાશ (વારંવાર જન્મવું મરવું) છે. धीराः=બુદ્ધિમાનો भूतेषु-પ્રાણીઓમાં भूतेषु-પ્રાણીઓમાં અર્થાત્ બધાં પ્રાણીઓમાં विचित्य-બ્રહ્મને જાણીને अस्मात्-આ लोकात्-શરીરમાંથી प्रेत्य-મરીને अमृताः-જન્મમરણથી રહિત भवन्ति-થાય છે. ॥ ૧૩ ॥

હે શિષ્ય ! જો મનુષ્યે અહીં આ માનવ શરીરમાં બ્રહ્મને જાણ્યું તો તે સત્ય છે. જો અહીં ન જાણ્યું તો તેને માટે મહા વિનાશ છે. બુદ્ધિમાનો પ્રાણીઓમાં પ્રાણીઓમાં- અર્થાત્ બધાં પ્રાણીઓમાં બ્રહ્મને જાણીને આ શરીરમાંથી મરીને અમર થઈ જાય છે. ॥ ૧૩ ॥

હવે ગુરુ કેવળ કરૂણામય બની માનવજીવનનું મૂલ્યાંકન કરતાં કહે છે કે હે શિષ્ય ! જો મનુષ્યે અહીં-માનવ શરીરમાં બ્રહ્મને જાણ્યું તો તે સત્ય છે. જો અહીં તેને ન જાણ્યું તો તેને માટે મહા વિનાશ છે. સાચા અર્થમાં બુદ્ધિમાન પુરૂષો, સર્વભૂતમાં આત્માનો સાક્ષાત્કાર કરી શરીરમાંથી છૂટી અમૃતત્વ મેળવે છે. અર્થાત્ મનુષ્યદેહ આત્મજ્ઞાન મેળવવા માટે જ છે. જો મનુષ્યદેહ મેળવી માણસ આત્મજ્ઞાન પ્રાપ્ત કરે તો તે સાચું જીવ્યો છે. જો નથી મેળવ્યું તો માનવદેહ તેણે એળે ગુમાવ્યો છે. એટલું જ નહિ પણ તેને માટે ભાવિ ભયભર્યું છે. આત્મજ્ઞાન એક જ એવું શરણું છે જે મૃત્યુભયમાંથી ઉગારે છે. અને જેનો જન્મમરણનો ભય ટળ્યો નથી તે મહા વિનાશના પંથે જ છે-પછી તે રાજા હો કે રંક, સાધુ હો કે શયતાન, મહાત્મા હો કે અલ્પાત્મા-કશો ફરક નથી ! આમ ટૂંકમાં ઋષિ અજ્ઞાનના શાપનો મહિમા બતાવે છે. વળી એ આત્માને ઓળખવો એટલે શું ? પ્રાણીમાત્રમાં આત્મા છે. એ સર્વભૂતહૃદયસ્થ આત્મા મારોજ આત્મા છે, એવું અનુભવવું રહ્યું. આ અનુભવથી આત્મા સ્વરૂપે છતો થાય છે. અને સર્વભૂતમાં વસી રહેલાં પોતાના સ્વરુપને જેણે અનુભવ્યું તે પ્રારબ્ધ કર્મથી પ્રાપ્ત થયેલ દેહનું, એ પ્રારબ્ધ કર્મનું, ફલભોગદ્વારા અવસાન થતાં, સદા હોનારા-અમર પરમાત્મામાં વસે છે. પછી તેને જન્મમરણ નથી ! આત્મજ્ઞાન જન્મમરણ ટાળે છે એ કાંઇ જેવું તેવું ફળ નથી ! ॥ ૧૩ ॥

॥ अथ तृतीयः खण्डः ॥

**ब्रह्म ह देवेभ्यः विजिग्ये । तस्य ह ब्रह्मणः विजये देवाः अमहीयन्त । ते ऐक्षन्त अस्माकं एव अयं विजयः, अस्माकं एव अयं महिमा इति॥१४॥**

ब्रह्म=બ્રહ્મે ह=નિશ્ચય देवेभ्यः=દેવતાઓને માટે विजिग्ये=વિજય પ્રાપ્ત કર્યો ! ह=નિઃસન્દેહ तस्य=તે ब्रह्मणः=બ્રહ્મના विजये=વિજયમાં देवाः=દેવો अमहीयन्त=મહત્તાને પ્રાપ્ત થયા ते=તેઓએ (દેવોએ) इति=એમ ऐक्षन्त=વિચાર્યું=अस्माकं=અમારો एव=જ अयं=આ विजयः=વિજય છે अस्माकं=અમારી एव=જ अयं=આ महिमा=મહત્તા છે. ॥ ૧૪ ॥

પરમાત્માએ નિશ્ચય દેવોને માટે વિજય પ્રાપ્ત કર્યો. નિઃસન્દેહ, તે બ્રહ્મના વિજયમાં દેવો મહત્તાને પ્રાપ્ત થયા. તેઓએ એમ વિચાર્યું કે અમારો જ આ વિજય છે, અમારી જ આ મહત્તા છે. ॥ ૧૪ ॥

આગલા સંદર્ભમાં પરમાત્માના જ્ઞાનથી જીવ શિવ થાય છે–તેને મુક્તિ મળે છે એવું ઋષિએ દર્શન કરાવ્યું. પરમાત્માનું દર્શન–પરમાત્માની મહત્તા સર્વજ્ઞતા–સર્વશક્તિમત્તાનું દર્શન, અહંભાવ પીગળ્યા સિવાય કદી થતું નથી। અધ્યાત્મ જીવનમાં અહંભાવ એ એક મહાન અંતરાય છે. અહંભાવ જ્યાં સુધી ન ઓગળે ત્યાં સુધી પોતાની જાત કરતાં પણ વધુ નિકટ રહેલું પરમાત્મતત્ત્વ લાખ જન્મે પણ ન મળે. એ અહંભાવનો વંશવેલો ખૂબ વિસ્તરેલો હોય છે. આથી આ અહંભાવના દલન માટે ઋષિજી ત્રીજા અને ચોથા ખંડમાં એક અતિ રમણીય, ધ્વનિપૂર્ણ, આખ્યાયિકા કહે છે. આખ્યાયિકાના સત્ય મનનથી સાધક જીવ નમ્રતમ બનશે. તેને પોતાની અલ્પજ્ઞતા અને અલ્પશક્તિમત્તાનું ભાન થશે. અને જ્યાં સુધી જીવ દેહમાં છે ત્યાં સુધી હું ખરે ! જીવ જ છું–એવું એને સતત ભાન રહે તો એનો શિવભાવ પ્રસન્ન થઇ પ્રકાશી ઉઠશે, બ્રહ્મ જ મારો આત્મા છે એ જ્ઞાન તેને એટલું તો નમ્ર બનાવશે કે તે પોતાની જાતને તરણાથી પણ નીચી સહૃદયતાથી માનશે. એની સ્તબ્ધતા, પીગળી જશે. એ તો મનુષ્ય જીવનની પ્રત્યેક ક્ષણે જાતે અમાની હશે. બીજાને માનદ હશે અને આથી જ સૌને એ માન્ય હશે. કેમકે તેને એવું ભાન રહે છે કે "અખિલ બ્રહ્માંડનો નાયક" એટલો અમાની છે કે તેને ધૂળની રજકણમાં કે ભૂંડના દેહમાં પણ વસતાં કચવાટ નથી–તે પઓ પાયર્યો સર્વત્ર વસી રહેલો છે. તો હું અલ્પજ્ઞ અલ્પશક્તિને અભિમાન શાનું ? વળી જ્યારે પૂજ્યતમ પરમાત્મા દેહમાત્રમાં વસેલા છે ત્યારે તે દેહેદેહે વર્તી રહેલા પરમાત્માને

સત્કાર એ બ્રહ્મજ્ઞાનીનો સહજ સ્વભાવ બની જશે. અને જે દેહ માત્રમાં વિલસી રહેલાં પરમતત્ત્વને પૂજે છે તેને તે પરમ તત્ત્વ જ સૌનો માન્ય બનાવશે! આવાં જીવતાં રહસ્યથી આ આખ્યાયિકા ભરેલી છે.

ઋષિ કહે છે કે હે શિષ્ય! પરમાત્માએ એક વખત દેવોને માટે વિજય પ્રાપ્ત કર્યો, અને ખરે! તે પરમાત્માના વિજયમાં દેવો મહત્તાને પ્રાપ્ત થયા! તે દેવોએ વિચાર્યું કે અમારો જ આ વિજય છે. અમારી જ આ મહત્તા છે! દેવ શબ્દનો અર્થ અહીં તે તે ઇન્દ્રિઓનો અધિષ્ઠાતા દેવ કરવો. અર્થાત્ વિષયો અને ઇન્દ્રિયો વચ્ચે નિરંતર દિનરાત સંગ્રામ ચાલી રહેલો છે. વિષયો ઇન્દ્રિયોને મ્હાત કરવા યત્ન કરે છે. ઇન્દ્રિયો વિષયોથી ન હારવાને અને વિષયો ઉપર કાબૂ મેળવવાનો પ્રયત્ન કરે છે. આ મહાસંગ્રામમાં એક વેળા પરમાત્માએ કરુણા કરીને-દેવોને=ઇન્દ્રિયોને વિષયો ઉપર વિજય અપાવ્યો. અર્થાત્ ઇશ્વરની કરુણાને લઇને ઇન્દ્રિયોનો જય થાય છે. આમ ઇશ્વરની કરુણાથી ઇન્દ્રિયજય પ્રાપ્ત થાય છે એ અહીં ધ્વનિ છે. અને જ્યાં દેવોનો વિજય એટલે કે ઇન્દ્રિયોનો જય થાય છે ત્યાં મહત્તા એની મેળે આવે છે. કેમકે જીતેન્દ્રિયતા સર્વમહત્તાનું મૂળ છે. આમ ઇન્દ્રિયોનો વિજય થતાં તે દેવોએ વિચાર્યું કે અમારો વિજય અમારા પ્રયત્નનું ફળ છે. અમારી જ આમાં મહત્તા છે. અર્થાત્ ઇન્દ્રિયજીત પુરુષને અભિમાન થયું. અને અભિમાનના તાવને લઇને તે એવો લવારો કરે છે કે "મેં અમુક કર્યું", મારી એમાં મહત્તા છે." અભિમાન જ તો ઇશ્વરકૃપાના દર્શનને આવરે છે અર્થાત્ ઇશ્વરકૃપાની મહત્તાને અભિમાન ભૂલાવે છે. આ દેવોને પણ વિજયમદે ભૂલાવ્યા અને તેઓએ વિજયનો ઓઢો પોતાના કર્તૃત્વ ઉપર ઓઢી લીધો. ॥ ૧૪ ॥

तद् ह एषां विजज्ञौ। तेभ्यो ह प्रादुर्बभूव।
तत् न व्याजानन्त किमिदं यक्षमिति ॥ १५ ॥

तत्=તેણે (બ્રહ્મે) ह=નિઃસંદેહ एषां=એમના (એમના વિચારને) विजज्ञौ=જાણ્યો-જાણી લીધો તથા तेभ्यः=તેઓને માટે (તેમના મિથ્યા-વિચારની નિવૃત્તિને માટે) ह=નિશ્ચય प्रादुर्बभूव=પ્રકટ થયું तत्=તેને તેઓએ न=નહિ व्याजानन्त=જાણ્યું અને માંહોમાંહે इति=એમ કહેવા લાગ્યા इदं=આ यक्षं=યક્ષ (પૂજ્ય) किं=કોણ છે? ॥ ૧૫ ॥

તેણે નિઃસંદેહ એમને જાણ્યા. (એમના વિચારને જાણી લીધો) તથા તેઓને માટે નિશ્ચય પ્રકટ થયું. તેને તેઓએ ન જાણ્યું અને આપસમાં એમ કહેવા લાગ્યા કે 'આ યક્ષ કોણ છે?' ॥ ૧૫ ॥

પરંતુ સર્વસાક્ષી પરમાત્માએ દેવોનાં એ મિથ્યા અભિમાનને જાણી લીધું અને દિલગીર થયા! પરમપિતા પોતાની મહત્તા ભૂલતા નથી. જીવના અભિમાનથી તે અપ્રસન્ન તો થાય પણ છેવટે જીવના સાચા હિતચિન્તક પણ તે જ છે. આથી તે દેવોના આ મિથ્યા વિચારને ટાળવાનો પરમાત્માએ નિર્ધાર કર્યો! પિતા પુત્રને અવનત થતાં અટકાવે જ. દેવોને અને દેવ દેવ જીવાત્માને ભ્રષ્ટ થતો અટકાવવાને માટે તે પરમાત્મા તે દેવોની સમક્ષ પ્રકટ થયા. તે પરમપિતા પરમાત્મા દેવો સમક્ષ એવા તો કોઇ અલૌકિક સ્વરૂપે ઉભા રહ્યા કે તે દેવો બીચારા મૂંઝાયા! તેઓને ખબર પણ ન પડી! તેઓ પરમાત્માના અદ્‌ભુત સ્વરૂપને સમજવા અશક્ત નીવડયા. ત્યારે તેમણે માંહોમાંહે મંત્રણા કરી, એક બીજાને પૂછવા લાગ્યા કે "આ યક્ષ-પૂજ્ય પદાર્થ કોણ છે? અર્થાત્ પરમાત્માને જોતાં જ તેઓને પૂજ્યપણાનો ભાવ થયો! પરમાત્માને તે ઓળખી તો ન શકયા એટલે "આ પૂજ્ય પદાર્થ" કોણ હશે એટલી જ કુતૂહલવૃત્તિ તેમનામાં જાગી! ॥ ૧૫ ॥

**તે अग्निं अब्रुवन् जातवेदः! एतत् विजानीहि किं एतत् यक्षं इति तथेति ॥ १६ ॥**

તે=તેઓએ (દેવોએ) अग्निं=અગ્નિને इति=આમ अब्रुवन्=કહ્યું जातवेद= હે જાતવેદા! (બધાં ધનના માલિક!) एतत्=આને તું विजानीहि=જાણ किं=કોણ एतत्=આ यक्षं=યક્ષ છે! तथा=બહુ સારૂં, એમ અગ્નિએ કહ્યું ॥ ૧૬ ॥

તેઓએ અગ્નિને આમ કહ્યું, કે, હે જાતવેદા! આને તું જાણ 'કોણ આ યક્ષ છે'? 'બહુ સારૂં' એમ અગ્નિએ કહ્યું. ॥ ૧૬ ॥

દેવોમાં પણ મુખ્ય દેવો ત્રણ છે. અગ્નિ વાયુ અને ઇન્દ્ર. અધ્યાત્મ પ્રકરણમાં અગ્નિ એટલે વાણી. કેમકે अग्निः वाक् भूत्वा मुखं प्राविशत्=અગ્નિદેવ વાણી થઇને મુખમાં દાખલ થયો" એવું ઉપનિષદનું દર્શન છે. વાયુ એટલે મન, કેમકે વાયુ સદા ગતિશીલ-પ્રચંડવેગી છે. મન પણ સદા ગતિશીલ -પ્રચંડવેગી-ચંચલ છે. સમર્થ છે. ઇન્દ્ર શબ્દનો અર્થ જીવાત્મા થાય છે. એટલે કે અવિદ્યાના અભિમાનથી વિશિષ્ટ ચૈતન્ય છે. જીવનમાં મનુષ્ય પહેલા તો વાણીથી પરમાત્મતત્ત્વને ઓળખવા મથે છે. પછી મનથી તેને ઓળખવા પ્રયત્ન કરે છે. છેવટે બુદ્ધિથી તેને પામવા તૈયાર થાય છે. પણ વાણી-મન અને બુદ્ધિની પકડમાં તે દેવ આવતા નથી! એક પત્થરનું પણ

યથાર્થ, વાણી દ્વારા વર્ણન અશક્ય છે. મન દ્વારા મનન અધૂરું રહે છે. બુદ્ધિ દ્વારા નિશ્ચય પાંગળો રહે છે! સૃષ્ટિનો સાર-પરમાત્મા-જીવનસાર હૃદયગ્રાહ્ય છે-સંસ્કૃત હૃદયથી જ પમાય એવો છે. આટલી અનુભવગમ્ય વાતનો જો સ્વીકાર કરીએ તો આ આખ્યાયિકાની ચમત્કૃતિ તરત સમજાશે. એ જ વિચારસરણીને અનુસરી અહીં એનું વિવરણ કર્યું છે!

આમ માંહોમાંહિ દેવોએ 'આ પૂજ્ય વસ્તુ કઈ' છે, એમ પૂછતાં નિર્ણય ન મળ્યો. એટલે અગ્નિને આગળ કરી વાયુ અને ઇન્દ્રદેવે કહ્યું. હે જાતવેદ-હે અગ્નિ-હે વાણી! તું જા. અને આ યક્ષને જાણ, એ કોણ છે? અર્થાત્ વાણી દ્વારા પહેલાં આ યક્ષ-વસ્તુમાત્રમાં પૂજ્ય સ્વરૂપે છતાં આ પરમાત્મા કોણ છે તે જાણ. તે દેવોએ અગ્નિને-વાણીને આ જાણવાનું કામ સોંપ્યું કે તરત અગ્નિ ફુલાઈ ગયો! તેને લાગ્યું કે ઓહો! એમાં શું મોટું કામ છે! આમ પોતાની અજબ શક્તિમાં વધુ પડતા વિશ્વાસવાળા અગ્નિએ-વાણીએ સામો જવાબ વાળ્યો "વારૂ અર્થાત્ બહુ સારું. હું અત્યારે જ જાઉં છું, અને એની ઓળખ લઇ આવું છું. ॥ ૧૬ ॥

**तत् अभ्यद्रवत्! तं अभ्यवदत् 'कोऽसीति'! अग्निः वै अहमस्मीत्यब्रवीत्, जातवेदा वै अहं अस्मीति ॥ १७ ॥**

અગ્નિ तत् = તેની (તે યક્ષની) अभ्यद्रवत् = સામે દોડી ગયો. तं=તેને (અગ્નિને) યક્ષે इति=આમ अभ्यवदत्=આગળથી કહ્યું તું कः=કોણ असि= છે? अहं=હું वै=નિશ્ચય अग्निः=અગ્નિ अस्मि=છું इति = એમ અગ્નિએ अब्रवीत् = કહ્યું जातवेदाः=જાતવેદા वै=નિશ્ચય अहं = હું अस्मि = છું इति= એમ અગ્નિએ કહ્યું. ॥ ૧૭ ॥

તે તેની સામે દોડીને ગયો. તેને યક્ષે આમ સામેથી કહ્યું, તું કોણ છે? હું નિશ્ચય અગ્નિ છું એમ અગ્નિએ કહ્યું. હું નિશ્ચય જાતવેદા (બધાં ધનનો માલિક) છું એમ અગ્નિએ કહ્યું. ॥ ૧૭ ॥

આમ કહી અગ્નિ-વાણી તે યક્ષની સામે ધસી અર્થાત્ પરમાત્મા તરફ વળી તેને ઓળખવાનો પ્રયત્ન કરવા ગઇ. એટલે જ સામેથી-યક્ષ તરફથી પ્રશ્ન આવ્યો-"તું કોણ છે? વસ્તુમાત્રને સમજવા ઇચ્છનારને વસ્તુમાત્ર જ સામો આ પ્રશ્ન પૂછે છે-જો પૂછનારનામાં સાંભળવાની શક્તિ હોય તો. જ્યાં યક્ષે પ્રશ્ન પૂછયો કે તરત અગ્નિએ વળતો જવાબ આપ્યો કે "હું અગ્નિ છું." એટલાથી કદાચ મારી ઓળખ પૂરી નહિ થાય એમ

માની અગ્નિ અભિમાનથી પોતાનું ગૌરવ વધારવા પોતાની વધુ ઓળખ આપે છે કે હું 'જાતવેદા' છું. જાતવેદા શબ્દના અનેક અર્થ થાય છે. 'બધાં ધનનો માલિક' એ અર્થ અહીં લીધો છે. કેમકે ધનમાત્રનો વ્યવહાર વાણીને અધીન છે. ॥ ૧૭ ॥

तस्मिन् त्वयि किं वीर्यं इति
अपि इदं सर्वं दहेयं यद्इदं पृथिव्यामिति ॥ १८ ॥

तस्मिन्=તે त्वयि=તું અગ્નિમાં किं=શું वीर्यं=બળ છે (શક્તિ છે?) इति=એમ યક્ષે પૂછ્યું. इदं=આ सर्वं=બધાંને अपि=જ दहेयं=બાળી નાંખું यद्=જે इदं=આ पृथिव्यां=પૃથ્વી ઉપર છે. इति=એમ અગ્નિએ કહ્યું. ॥ ૧૮ ॥

તે તું અગ્નિમાં શું બળ છે?–એમ યક્ષે પૂછ્યું. આ બધાને જ બાળી નાંખું જે આ પૃથ્વી ઉપર છે એમ અગ્નિએ કહ્યું. ॥ ૧૮ ॥

અગ્નિનો આવો મદભર્યો જવાબ સાંભળી યક્ષ મનમાં હસ્યા. અને પૂછ્યું–"એમ? તો બોલ જોઉં તારામાં કેટલું બળ છે?" અગ્નિએ ડંફાસ મારતાં કહ્યું–"મારામાં શું બળ છે? અરે આ પૃથ્વી ઉપર જે કાંઈ સ્થાવરજંગમ છે તે સૌને બાળીને ભસ્મ કરી નાંખું એટલી તાકાત ધરાઉં છું." ॥ ૧૮ ॥

तस्मै तृणं निदधौ एतत् दह इति। तत् उपप्रेयाय
सर्वजवेन। तत् न शशाक दग्धुं। सः ततः एव निववृते।
न एतद् अशकं विज्ञातुं यद् एतद् यक्षमिति ॥ १९ ॥

तस्मै=તેની સામે યક્ષે એક तृणं=તણખલું निदधौ=મૂક્યું. અને एतत्=આને दह=બાળ इति=એમ કહ્યું. અગ્નિ પોતાના सर्वजवेन=પૂરા વેગથી तत्=તેની–તણખલાંની उपप्रेयाय=પાસે ગયો. પરન્તુ तत्=તેને दग्धुं=બાળવાને માટે न शशाक=શક્તિમાન થયો નહિ सः=તે ततः=ત્યાંથી एव=જ निववृते=પાછો ફર્યો. અને આવીને इति=એમ કહ્યું. કે હું एतत्=આને विज्ञातुं=જાણવાને न=નથી अशकं=સમર્થ થયો. यत्=જે एतत्=આ यक्षम्=યક્ષ છે. ॥ ૧૯ ॥

તેની સામે યક્ષે એક ઘાસનું તણખલું મૂક્યું અને 'આને બાળ' એમ કહ્યું. અગ્નિ પોતાના પૂરા વેગથી તેની પાસે ગયો. પરંતુ તેને બાળવા શક્તિમાન થયો નહિ. તે ત્યાંથી જ પાછો ફર્યો અને આવીને એમ કહ્યું કે આ જે યક્ષ છે તેને જાણવાને હું સમર્થ થયો નથી ॥ ૧૯ ॥

"ઓહો ! તારામાં તો અજબ તાકાત છે"–આમ યક્ષે માર્મિક હસતાં તેની સ્હામે ઘાસનું એક તણખલું ધર્યું અને કહ્યું–"આ ઘાસના તણખલાંને બાળ જોઉં."

અગ્નિ ખડખડાટ હસ્યો અને કહ્યું એમાં તે શી મોટી વાત ! આમ કહી અગ્નિએ પોતાની પ્રલયકાલીન તમામ શક્તિનું અનુસંધાન કરી પૂરા વેગથી તે ઘાસના તણખલાં પાસે પહોંચ્યો. પણ આશ્ચર્યનું આશ્ચર્ય ! પ્રલયકાળનો અગ્નિ પણ તે એક ક્ષુદ્ર ઘાસના તણખલાંને બાળવા શક્તિમાન ન થયો ! અને યક્ષે અટ્ટહાસ્ય કર્યું ! અગ્નિ શરમીંદો પડી ગયો! અને ત્યાંથી જ પાછો ફર્યો. દેવોની સમક્ષ આવીને શરમનો માર્યો મૂકાઈ ગયો ! અને નમ્રતમ થઈને કહ્યું–આ યક્ષ કોણ છે એ જાણવા હું શક્તિમાન નથી. બસ–અગ્નિનું અભિમાન ખંડિત થયું–ચૂરેચૂરા થઈ ગયું. સર્વભક્ષી અગ્નિ–સર્વદાહી અગ્નિ ઘાસના તણખલાંને પણ ન બાળી શક્યો. સર્વગ્રાહી–સર્વ પ્રકાશક વાણી ઘાસના તણખલાંને પણ ગ્રહણ કરવા, તેના વિષે પ્રકાશ–યથાર્થ પ્રકાશ નાંખવા અશક્ત નીવડે છે ! તૃણમાં બ્રહ્માંડના ભેદ છૂપાયા છે ! ॥ ૧૯ ॥

**अथ वायुं अब्रुवन् वायो ! एतद् विजानीहि ।**
**किं एतत् यक्षमिति । तथेति ॥ २० ॥**

अथ = ત્યારબાદ वायुं = વાયુને इति = આમ अब्रुवन् = કહ્યું–કે वायो = હે વાયુ ! एतत् = આને તું विजानीहि = જાણ किं = કોણ एतद् = આ, यक्षम् = યક્ષ છે ! तथा = ભલુ સારૂં इति = એમ વાયુએ કહ્યું. ॥ ૨૦ ॥

ત્યારબાદ વાયુને આમ કહ્યું કે હે વાયો ! આને તું જાણ કે આ યક્ષ કોણ છે ? ભલુ સારૂં એમ વાયુએ કહ્યું. ॥ ૨૦ ॥

આમ અગ્નિ પરાસ્ત થયો. કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો હારી એટલે વાયુના ઉપર તે કામ આવ્યું. સર્વ ઇન્દ્રિયોના નાયક મન ઉપર યક્ષને ઓળખવાનું કામ આવ્યું. વાયુને યક્ષને ઓળખવાનું કામ સુપ્રત કરતાં તેણે પણ પોતાની શક્તિ ઉપર વધુ વિશ્વાસ રાખી બીડું ઝડપ્યું. કહ્યું–એના શા ભાર છે ? અબ ઘડીએ યક્ષને ઓળખી કાઢું. ॥ ૨૦ ॥

**तद् अभ्यद्रवत् । तमभ्यवदत् कः असि इति । वायुः वै अहं अस्मि इति अब्रवीत्, मातरिश्वा वै अहं अस्मि इति ॥ २१ ॥**

વાયુ તત્=તેની (યક્ષની) અભ્યદ્રવત્=સામે દોડી ગયો. તે=તેને યક્ષે ઇતિ=એમ અભ્યવદત્=આગળથી કહ્યું તું કઃ=કોણ અસિ=છે ? અહં=હું વૈ=નિશ્ચય વાયુઃ=વાયુ અસ્મિ=છું. માતરિશ્વા=માતરિશ્વા વૈ=નિશ્ચય અહં=હું અસ્મિ=છું. ઇતિ=એમ વાયુએ કહ્યું. ॥ ૨૧ ॥

વાયુ તેની સામે દોડીને ગયો. તેને સામેથી યક્ષે એમ કહ્યું "તું કોણ છે?" વાયુ નિશ્ચય હું છું. માતરિશ્વા નિશ્ચય હું છું. ॥ ૨૧ ॥

અને પ્રભંજન વેગથી વાયુ તે યક્ષ સ્હામે ગયો. મન હવે વસ્તુમાત્રમાં રહેલાં પૂજ્યતત્ત્વને પકડવા નીકળ્યું ! સામેથી અવાજ આવ્યો-"તું કોણ છે ?" વાયુએ કડકાઇથી જવાબ વાળ્યો "હું વાયુ છું" પોતાની ઓળખ અધૂરી રહી જશે એમ માની-અભિમાનથી તેણે ઉમેર્યું-"હું માતરિશ્વા છું" માતરિશ્વા એટલે આકાશમાં ચરનારો-ફરનારો-પવન-મન પણ જગતનાં પોલાં આકાશમાં સદા ભ્રમણ કરે છે ! ॥ ૨૧ ॥

तस्मिन् त्वयि किं वीर्यं इति । अपि इदं सर्वं ।
आददीयं यद् इदं पृथिव्यां इति ॥ २२ ॥

तस्मिन्=તે त्वयि=તું વાયુમાં किं=શું वीर्यं=બળ છે इति=એમ યક્ષે કહ્યું इदं=આ सर्वं=બધું अपि=જ आददीयं=ઉડાવી લઈ જાઉં यद्=જે इदं=આ पृथिव्यां=પૃથિવી ઉપર છે इति=એમ વાયુએ કહ્યું. ॥ ૨૨ ॥

તે તું વાયુમાં શું બળ છે એમ યક્ષે પૂછ્યું. આ બધુંય ઉડાવી લઈ જાઉં જે આ પૃથ્વી ઉપર છે એમ વાયુએ કહ્યું. ॥ ૨૨ ॥

વાયુને પડકારતાં યક્ષે પૂછ્યું-"એમ ! તો તારામાં શું બલ છે?-તારી કેટલી શક્તિ છે ? "વાયુએ ફુલાતાં કહ્યું-"અરે મારી શક્તિનું માપ કોણ કાઢી શકે ? ટૂંકમાં કહું છું કે બ્રહ્માંડને ઉરાડીને-બગલમાં મારીને લઇ જાઉં એવી મારી પ્રચંડ તાકાત છે !" ॥ ૨૨ ॥

तस्मै तृणं निदधौ, एतत् आदत्स्व इति । तत् उपप्रेयाय सर्वजवेन । तत् न शशाक आदातुं । स ततः एव निववृते । न एतत् अशकं विज्ञातुं यदेतद्यक्षमिति ॥ २३ ॥

तस्मै=તેની સામે યક્ષે એક तृणं=તણખલું निदधौ=મૂક્યું તથા एतत्=આને आदत्स्व=ઉડાવી લઈ જા इति=એમ કહ્યું. વાયુ પોતાના सर्वजवेन=

પૂરા વેગથી तत्=તેની उपप्रेयाय=પાસે ગયો પરંતુ तत्=તેને आदातुं-ઉડાવી લઈ જવાને न=નહિ शशाक=શક્તિમાન થયો सः=તે (વાયુ) ततः=ત્યાંથી एव=જ निववृते=પાછો ફર્યો અને આવીને इति=આમ કહ્યું કે હું एतत्=આને विज्ञातुं=જાણવાને न अशकं=નથી સમર્થ થયો यत्=કે एतत्=આ यक्षम्=યક્ષ કોણ છે. ॥ ૨૩ ॥

તેની સામે યક્ષે એક તણખલું મુકયું તથા આને ઉડાવી લઈ જા એમ કહ્યું. વાયુ પોતાના પૂરા વેગે તેની પાસે આવ્યો. પરંતુ તેને ઉડાવી લઈ જવાને શક્તિમાન ન થયો. તે ત્યાંથી જ પાછો ફર્યો અને આવીને એમ કહ્યું કે હું આને જાણવાને સમર્થ થયો નથી કે આ યક્ષ કોણ છે. ॥ ૨૩ ॥

તેની સ્હામે પણ યક્ષે મનમાં હસતાં હસતાં ઘાસનું તણખલું ધરી કહ્યું–અહો ! તારી અતુલ શક્તિ ! પણ જરા આ તણખલાંને ઉડાડી લઇ જા જોઉં ! વાયુને અપમાન લાગતાં તેણે પણ રૌદ્ર સ્વરૂપ ધારણ કરી પોતાની પ્રભંજન શક્તિનું અનુસંધાન કરી ઘાસના તણખલાં સામે પૂરા વેગથી ધસારો કર્યો ! અને તે છતાં ઘાસનું તણખલું હાલ્યું યે નહિ ! વાયુના હોંસકોસ ઉડી ગયા ! બીચારો શરમનો માર્યો બોલી જ ન શક્યો ! હારેલો તે પાછો દેવોમાં જઇ ભરાયો. અને પોતાની અશક્તિનો એકરાર કર્યો. મન પણ ફાફાં છોને મારે ! યક્ષ મનને મચક આપે એમ નથી ! ઘાસનું તણખલું પણ યથાર્થ મનનની પકડની બહાર રહે છે ! ॥ ૨૩ ॥

**अथेन्द्रं अब्रुवन् मघवन् ! एतत् विजानीहि किमेतद्यक्षमिति ।**
**तथेति । तदभ्यद्रवत् तस्मात् तिरोदधे ॥ २४ ॥**

अथ=હવે દેવતાઓએ इन्द्रं=ઇન્દ્રને ( સૂર્યને ) इति=આમ अब्रुवन्=કહ્યું मघवन्=હે મઘવન્ ( સર્વ ધનોવાળા ! ) एतत्=આને तुं विजानीहि=જાણ કે किं=કોણ एतत्=આ यक्षं=યક્ષ છે. तथा-બહુ 'સારૂં' इति-એમ ઇન્દ્રે કહ્યું તથા तत्-તેની अभ्यद्रवत्-સામે દોડીને ગયો. तस्मात्-તેની આગળથી (ઇન્દ્રની આગળથી) તે યક્ષ तिरोदधे=છુપાઇ ગયો. ॥ ૨૪ ॥

ત્યારબાદ દેવતાઓએ ઈન્દ્રને એમ કહ્યું કે હે મઘવન્! આને તું જાણ કે કોણ આ યક્ષ છે. બહુ સારૂં એમ ઈન્દ્રે કહ્યું તથા તેની સામે દોડીને ગયો. તેની આગળથી તે યક્ષ છુપાઈ ગયો. ॥ ૨૪ ॥

આમ અગ્નિ અને વાયુ-વાણી અને મન પરમાત્માને જાણવાને અસમર્થ થયાં એટલે સૌ દેવોનો દેવ-બુદ્ધિનો અધિષ્ઠાતા-ઇન્દ્ર-અભિમાની જીવ, તેને ફાળે એટલે કે બુદ્ધિને ફાળે યક્ષની ઓળખનું કામ આવ્યું! બુદ્ધિ સર્વનેત્રી છે, એટલે એનાં અભિમાનનનો તો વળી પાર નહિ! એને પોતાની મર્યાદાનું ભાન નહિ એટલું જ! હવે બુદ્ધિએ કેડ કસી અને યક્ષને ઓળખવા ધસી. યક્ષની સ્હામે ધસી તો ખરી, પણ અગ્નિ અને વાયુને તો યક્ષે સામે સવાલ પણ પૂછ્યો-ઇન્દ્રને-અભિમાની જીવને તો તેટલું માન પણ યક્ષે ન આપ્યું! કેમકે જીવનો અધઃપાત ભગવાનને અસહ્ય છે! એટલે એના અભિમાનને તો છેક જ તોડવું રહ્યું! આથી યક્ષ, ઇન્દ્ર સામે આવતાં જ અદૃશ્ય થઈ ગયા! ઇન્દ્રે તેને શોધી કાઢવા ખૂબ ફાંફાં માર્યાં પણ કશો પત્તો ન લાગ્યો. બુદ્ધિ અભિમાની જીવ પણ તે પરમાત્માને ગોતી કાઢવા છોને કલ્પાંત પ્રયોગ કરે! તેને તે જણાતો નથી! ॥ ૨૪ ॥

**सः तस्मिन् एव आकाशे स्त्रियं आजगाम बहुशोभमानां**
**उमां हैमवतीं। तां होवाच किं एतत् यक्षं इति ॥ २५ ॥**

स=તે ઇન્દ્ર तस्मिन्=તે एव=જ आकाशे=જગ્યાએ बहुशोभमानां= અત્યંત સુશોભિત हैमवतीं=હિમાલયની પુત્રી उमां=ઉમા જેવી स्त्रियं=એક સ્ત્રીને (વિદ્યાદેવીને) आजगाम=મળ્યો. तां=તેને ह=નિશ્ચય इति=આ उवाच=ઇન્દ્રે પૂછ્યું કે किं=કોણ एतत्=આ यक्षं=યક્ષ હતો. ॥ ૨૫ ॥

તે ઇન્દ્ર તે જ જગ્યાએ અત્યંત સુશોભિત હિમાલયની પુત્રી ઉમા જેવી એક સ્ત્રીને મળ્યો તેને નિશ્ચય તેણે આ પૂછ્યું તે આ યક્ષ કોણ હતો. ॥ ૨૫ ॥

આમ શોધી શોધીને ઇન્દ્ર થાકી ગયો! નરમઘેંસ થઇ ગયો! તેનું અભિમાન ગળી ગયું! અને થોડી વાર પછી તે જ આકાશમાં તે ઇન્દ્રને એક અત્યંત શોભાયમાન-હિમાલયની પુત્રી ઉમા સમી એક સ્ત્રી દેખાઈ! નમ્રતમભાવે પ્રણામ કરી તે મહાદેવીને ઇન્દ્રે પૂછ્યું-માતા! એ યક્ષ કોણ હતો! કૃપા કરીને કહો!

અર્થાત્ જ્યારે બુદ્ધિમદથી ઘેરાયેલો જીવ પરમાત્માને શોધવા પ્રયત્ન કરતાં થાકી જાય છે ત્યારે છેવટે ભગવાન તેના ઉપર દયાને ખાતર, તેના માનનો ભંગ કરી, તેને પહેલાં તો નરમઘેંસ બનાવી દે છે. અને જગતમાં વિનય કરતાં કોમળ અને અભિમાન કરતાં કઠણ વસ્તુ કઇ છે! અભિમાનની કઠણતાને તો સર્વશક્તિ પરમાત્મા પણ ભેદતાં અચકાય! અને નમ્રતાની કુમાશભરી કોમળતામાં તો તે દેવાધિદેવ પણ તરતજ દાખલ થઇ શકે!

**तस्माद् वै इन्द्रः अतितरां इव अन्यान् देवान् । स हि एनत् नेदिष्ठं पस्पर्श । स हि एनत् प्रथमो विदांचकार ब्रह्म इति ॥ २८ ॥**

तस्माद्=તેથી वै=જ इन्द्रः=ઇન્દ્ર ( સૂર્ય ) इव=સમજો अन्यान्=બીજા બધા देवान्=દેવતાઓને अतितरां=અતિશય ઉલ્લંઘી ગએલો છે. हि=કેમકે स=તે एनत्=આને (બ્રહ્મને) नेदिष्ठं=નિકટથી-અતિ નિકટથી पस्पर्श=સ્પર્શ્યો છે. स=તેણે हि=જ एनत्= આને સૌથી प्रथमः—પહેલો विदांचकार—જાણ્યો છે કે इति=આ બ્રહ્મ-બ્રહ્મ-છે. ॥ ૨૮ ॥

તેથી જ ઇન્દ્ર સમજો બીજા બધા દેવોને અત્યંત ઓળંગી ગયેલ છે. કેમકે તે આને અતિ નિકટથી સ્પર્શ્યો છે. તેણેજ આને સૌથી પહેલાં જાણ્યું કે આ બ્રહ્મ છે. ॥ ૨૮ ॥

એ ત્રણમાં પણ ઇન્દ્ર વળી શ્રેષ્ઠ છે. કેમકે છેવટે તો શ્રવણ અને મનન પણ નિદિધ્યાસનમાં જ પરિણમે છે. નીતરી બુદ્ધિનો જીવનમાં વિજય છે. નીતરી બુદ્ધિના નિશ્ચયમાં બ્રહ્મજ્ઞાન છે. એટલે સૌથી પહેલાં બ્રહ્મ નીતરી બુદ્ધિને સ્પર્શે છે. તે જ પહેલાં બ્રહ્મને જાણે છે. અને બુદ્ધિની જાણકારી જ ઇતર દેવોમાં ફેલાય છે. કેમકે બુદ્ધિ સૌની નેત્રી છે. આ કારણસર નીતરી બુદ્ધિવાળો જીવ સૌથી શ્રેષ્ઠ છે. ॥ ૨૮ ॥

**तस्य एष आदेशः । यद् एतद् विद्युतः व्यद्युतद् आ ३ इति, न्यमीमिषदा ३ इति अधिदैवतम् ॥ २९ ॥**

तस्य=તેનો (બ્રહ્મનો) एषः=આ आदेशः=ઉપદેશ છે. यत्=જે एतत्=આ विद्युतः=ચમકવાવાળા (અગ્નિ વાયુ ઇન્દ્ર) ને સૃષ્ટિકાલમાં व्यद्युतदा३=ચમકાવે છે इति=તે બ્રહ્મ છે. જે પ્રલયકાલમાં न्यमीमिषदा३=સંકોચાવે છે (પોતાનામાં લીન કરે છે) તે બ્રહ્મ છે. इति=આ अधिदैवतम्=દેવતાઓના સંબંધમાં બ્રહ્મનો ઉપદેશ છે. ॥ ૨૯ ॥

તેનો આ ઉપદેશ છે. જે આ ચમકતાઓને સૃષ્ટિકાલમાં ચમકાવે છે તથા જે પ્રલયકાળમાં સંકોચાવે છે તે બ્રહ્મ છે. આ દેવતાઓના સંબંધમાં બ્રહ્મનો ઉપદેશ છે. ॥ ૨૯ ॥

આમ અધ્યાત્મ પ્રકરણમાં વાણી, મન, અને મતિ એ ત્રણે અત્યંત ઉપયોગી છે એમ બતાવ્યું. હવે પરમાત્માને લગતો ઉપદેશ આપતાં ઋષિ

કહે છે કે હે વત્સ! આ પરમપિતાને લગતું જ્ઞાન ત્રણ પ્રકારે વિભક્ત થયેલું તું જાણ. આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક એવા ત્રણ વિભાગમાં પરમાત્માને કેમ સમજવા તે તું મારી પાસે સમજ. તેમાં એ આધિભૌતિક અને આધિદૈવિકને લગતું પરમાત્મજ્ઞાન આ છે. હે શિષ્ય! જે શક્તિ, આ ચમકતા-સૂર્ય ચંદ્ર તારા વગેરે બ્રહ્માંડને સૃષ્ટિકાળે ચમકાવે છે-વ્યક્ત કરે છે તથા જે અચિન્ત્ય શક્તિ પ્રલયકાળે તે સઘળાંને સંકુચિત કરે છે-અવ્યક્ત કરી દે છે તે બ્રહ્મ, અર્થાત્ સૃષ્ટિની સૃષ્ટિ, સ્થિતિ અને સંહારનું એકતંત્ર જેની પાસે છે તે બ્રહ્મ છે. દેવતાઓ-ઈશ્વરીય સૃષ્ટિ નિર્માણ શક્તિઓના વિષયમાં આ બ્રહ્મનો ઉપદેશ છે ॥ ૨૯ ॥

**अथ अध्यात्मं यत् एतत् गच्छति इव च मनः**
**अनेन च एतत् उपस्मरति अभीक्ष्णं संकल्पः ॥ ३० ॥**

अथ=હવે अध्यात्मं=મન (આત્મા) ના સંબંધમાં બ્રહ્મનો ઉપદેશ કરવામાં આવે છે. यत्=જે एतत्=આ मनः=મન इव=સમજો વિષયોમાં गच्छति=જાય છે अनेन=આના (બ્રહ્મ) થી च=જ જાય છે च=અને જે एतत=આ પ્રતિપળ વિષયોનું उपस्मरति=ચિન્તન કરે છે તે આનાથી જ કરે છે. અને જે આનો अभीक्ष्णं=વારંવાર संकल्पः=સંકલ્પ (ઇરાદો) છે તે પણ એનાથી જ છે ॥ ૩૦ ॥

હવે મનના સંબંધમાં બ્રહ્મનો ઉપદેશ કરવામાં આવે છે. જે આ મન આનો વિષયોમાં જાય છે, અને જે આ પ્રતિક્ષણ વિષયોનું ચિન્તન કરે છે તે આનાથી જ કરે છે અને જે આનો વારંવાર સંકલ્પ છે તે પણ આનાથી જ છે. ॥ ૩૦ ॥

વળી હે સૌમ્ય! આધ્યાત્મિક જીવનમાં બ્રહ્મને લગતો ઉપદેશ આ છે. મનનું વિષયોમાં ગમન-આ બ્રહ્મને આધારે છે. એ પરમબ્રહ્મને લીધે જ મન પ્રતિક્ષણ વિષયોનું ચિન્તન કરે છે. તથા મનમાં જે સંકલ્પ કરવાની શક્તિ છે તે પણ એ બ્રહ્મને લીધે જ છે. અર્થાત્ બ્રહ્મના સદ્‌ભાવને લઈને મનમાં વિષય સેવન, વિષય ચિન્તન, વિષયોને લગતા સંકલ્પ કરવાની શક્તિ છે. બ્રહ્મ સિવાય મનમાં આ શક્તિઓ નથી ॥ ૩૦ ॥

**तद् ह तद्वनं नाम, तद्वनमिति उपासितव्यं। स यः एतत्**
**एवं वेद अभि ह एनं सर्वाणि भूतानि संवाञ्छन्ति ॥३१॥**

तत्=તે (બ્રહ્મ) ह=નિશ્ચય तद्वनं=તદ્વન (જે એણે ઉપજાવ્યું છે તે બધાનો પ્યારો) नाम=પ્રસિદ્ધ છે. તેથી તે तद्वनं=તદ્વન (સર્વનો પ્યારો)

इति=એ રૂપે उपासितव्यम्=ઉપાસવાને ચિન્તન કરવાને યોગ્ય છે. नः=તે यः=જે एतत्=આને एवं=આવા રૂપે वेद=ઉપાસે છે ह=નિશ્ચય एनं=એને सर्वाणि=બધાં भूतानि=પ્રાણીઓ अभि=ચોમેરથી वांछन्ति=ચાહે છે. (પ્યાર કરે છે.) ॥ ૩૧ ॥

તે બ્રહ્મ નિશ્ચય તદ્વન (રૂપે) પ્રસિદ્ધ છે. તેથી તે તદ્વન એ રૂપે ઉપાસના કરવાને યોગ્ય છે. તે જે આને આવાં રૂપે ઉપાસે છે, નિશ્ચય એને બધાં પ્રાણીઓ ચોમેરથી ચાહે છે. ॥ ૩૧ ॥

આમ પરમાત્માને આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક ક્ષેત્રોમાં કેવી રીતે ઓળખવા તે બતાવ્યું. હવે જ્ઞાનમાત્ર જ્ઞાનાનુસાર વર્તનમાં પરિણમે છે. પરમાત્માનું જ્ઞાન થયું, તો તેનું વર્તનમાં પરિણામ શું ? અર્થાત્ પરમાત્માને જેણે જાણ્યો તે જીવનમાં વર્તે કેવી રીતે ? ઋષિ એ વર્તનનું ધોરણ બતાવતાં ભવ્ય ઉપાસનું વિધાન કરે છે કે હે પ્રિય ! આ પરમાત્મા નિશ્ચય 'તદ્વન' છે. તદ્વન એટલે સર્વપ્રિય. પ્રાણીમાત્રને પરમાત્મા પ્રિય છે. કોઇ એવું સત્ત્વ નથી જેને પરમાત્મા ઉપર દ્વેષ હોય અર્થાત્ પરમાત્મા સૌને માટે પરમપ્રેમનો વિષય છે. જાણો અગર ન જાણો પરમેશ્વર સૌનો પ્રિયતમ છે. આથી તે પરમાત્માની 'તદ્વન' તરીકે ઉપાસના કરવી રહી. અર્થાત્ સૌનો જે પ્રિય અને કોઇનો અકારો નહિ તે ઉપાસકને માટે પણ પ્રિયતમ હો. અર્થાત્ પ્રાણીમાત્રને આત્મીય પ્રેમથી ચાહો એવું ઋષિનું વિધાન છે. પરમદર્શન છે. જે પુરુષસિંહ આ વિશ્વવ્યાપી પ્રેમનો પ્રયોગ આદરી તેને સિદ્ધ કરે છે તેવા પુરુષસિંહને પ્રાણીમાત્ર ચાહે છે. જેને પ્રાણીમાત્ર આત્મીયતાથી ચાહે અને જે પ્રાણીમાત્રને આત્મીયતાથી ચાહે તેના માબાપને ધન્ય છે, તે કુટુંબને ધન્ય છે, તે ભૂમિને ધન્ય છે. સ્વર્ગ કે મોક્ષમાં પણ એવું સુખ નથી. ॥૩૧॥

**उपनिषदं भोः ! ब्रूहि इति उक्ता ते उपनिषत् ।**
**ब्राह्मीं वाव ते उपनिषदं अब्रूम इति ॥ ३२ ॥**

भोः=હે ગુરો ! મને उपनिषदं=બ્રહ્મવિદ્યા ब्रूहि=કહો इति=એમ શિષ્યે કહ્યું. ते=તને उपनिषद्=બ્રહ્મવિદ્યા उक्ता=કહી દીધી છે. वाव=નિશ્ચય ते=તને મેં ब्राह्मीं=બ્રહ્મની પૂરી उपनिषदं=વિદ્યા अब्रूम=કહી દીધી છે. इति=એમ ગુરુએ કહ્યું. ॥ ૩૨ ॥

હે ગુરો ! મને બ્રહ્મવિદ્યા કહો, એમ શિષ્યે કહ્યું. તને બ્રહ્મવિદ્યા કહી દીધી છે, નિશ્ચય તને મેં બ્રહ્મની પૂરી વિદ્યા કહી દીધી છે, એમ ગુરુએ કહ્યું. ॥ ૩૨ ॥

આમ પરમાત્માના જ્ઞાનથી વર્તનમાં આવતા ચમત્કારને બતાવી, ગુરુદેવ કહે છે કે હે બેટા ! તેં મને 'ઉપનિષદ્' કહો એમ કહ્યું હતું તો મેં તને તે બ્રાહ્મી "ઉપનિષદ્" કહી દીધું છે, અર્થાત્ હે પ્રિય! તેં મને જીવનનું રહસ્ય પૂછ્યું છે તો મેં તને જીવનનું ઉપનિષદ્–રહસ્ય કહી દીધું છે. અને તે એ કે પરમાત્માની 'તદ્વન' તરીકે ઉપાસના કર. પરમાત્મા 'તદ્વન' છે– 'સર્વપ્રિય' છે બ્રહ્મવિદ્યા આથી આગળ વધીને કહે છે પણ શું ? વિશ્વ, પ્રેમનું વિશ્વવિદ્યાલય છે. પ્રેમનો પાઠ જે ભણ્યો તે સંસાર તરી ગયો! ॥૩૨॥

**तस्यै तपो दमः कर्म इति प्रतिष्ठा, वेदाः**
**सर्वांगानि । सत्यं आयतनम् ॥ ३३ ॥**

तस्यै=તેને ( બ્રહ્મવિદ્યાને ) માટે तपः=તપ ( દ્વંદ્વ સહન તથા હિતમિત ખોરાક ) दमः=દમ ( ઇન્દ્રિય નિગ્રહ ) તથા कर्म= ( નિત્ય નૈમિત્તિક કર્મ ) इति=એમ ત્રણ प्रतिष्ठा=પગો છે. वेदाः—વેદો ( મંત્ર, બ્રાહ્મણ, ઉપનિષદો ) બાકી सर्वांगानि=બધાં અંગો છે. તથા सत्यं=સત્ય ( સત્ય ભાષણ ) आयतनम्= રહેવાનું સ્થાન છે. ॥ ૩૩ ॥

તેને માટે તપ, ઇન્દ્રિયોનો નિગ્રહ તથા કર્મ એમ ત્રણ પગો છે. વેદો બાકીનાં બધાં અંગો છે. તથા સત્ય રહેવાનું સ્થાન છે. ॥ ૩૩ ॥

હવે આ જે 'જીવન–ઉપનિષદ્'=જીવન રહસ્ય કહ્યું તેને અનુભવવા માટે, તેનો યાવજ્જીવ નિરંતર અનુભવ કરવા માટે, તેમાં હંમેશાં વસવાટ કરવા માટે, પુરુષ પાસે કઇ સંપત્તિ જોઇએ તેનો નિર્દેશ કરતાં ગુરુદેવ કહે છે હે બેટા ! આ "બ્રાહ્મી ઉપનિષદ્" ને માટે તપ, દમ, અને કર્મ એ પ્રતિષ્ઠા છે, વેદો સર્વ અંગ છે, તથા સત્ય તેનું નિવાસસ્થાન છે. અર્થાત્ આ જીવનનું રહસ્ય તપસ્વી, દાન્ત અને કર્મપરને સમજાય છે. તપ એટલે દ્વંદ્વ સહન કરવાની શક્તિ અને હિત, મિત, પવિત્ર આહાર. દમ એટલે ઇન્દ્રિયોનો નિગ્રહ. કર્મ એટલે નિત્ય નૈમિત્તિક સત્કર્મ. આ ત્રણ જીવન રહસ્યની પ્રતિષ્ઠા છે. એટલે કે જીવનનું રહસ્ય આ ત્રણના ઉપર ઉભું રહી શકે છે. આ ત્રણ સિવાય તે ઉભી શકતું નથી, પાંગળું બની જાય છે. વળી મંત્ર, બ્રાહ્મણ ગ્રંથો અને ઉપનિષદ્ એનાં અંગો છે. એ સિવાય એટલે કે આધ્યાત્મિક વિદ્યાના સાર્થ અભ્યાસ સિવાય આ જીવન રહસ્ય અંગવિકલ છે. અપુષ્ટ રહે છે. કૃશ થઈ જાય છે. અને સત્યચિન્તન તથા સત્યોચ્ચારણ

આ જીવનરહસ્યનું નિવાસસ્થાન છે. જીવનનું ઉપનિષદ્ સત્ય-સદનમાં રહે છે, સત્ય સિવાય એ અટવાઈ જાય. માટે જેને આ "સર્વપ્રિય પરમાત્મા"નું જ્ઞાન અને ઉપાસના પ્રાપ્ત કરવાં હોય તેણે તપસ્વી, સંયમી કર્મપ્રિય, અભ્યાસી, સત્યમય જીવન ગાળવું રહ્યું. ॥ ૩૩ ॥

**यो वै एतां एवं वेद, अपहत्य पाप्मानं अनन्ते**
**स्वर्गे लोके ज्येये प्रतितिष्ठति, प्रतितिष्ठति ॥ ३४ ॥**

यः=જે वै=નિશ્ચય एतां=આને (બ્રહ્મ વિદ્યારૂપ ઉપનિષદ્‌ને) एवं= આવી રીતે (પગ વગેરે અંગો સહિત) वेद=જાણે છે. તે पाप्मानं=પાપને (જન્મ મરણના કારણરૂપ પુણ્ય પાપ) अपहत्य=મારીને अनन्ते=અન્ત રહિત તથા ज्येये=સર્વથી શ્રેષ્ઠ स्वर्गलोके=સ્વર્ગલોકમાં (બ્રહ્મમાં) प्रतितिष्ठति= પ્રતિષ્ઠિત (પુનરાવૃત્તિ વગરની સ્થિતિવાળો) થાય છે, પ્રતિષ્ઠિત થાય છે. ॥૩૪॥

જે નિશ્ચય આને આવી રીતે જાણે છે તે પાપને મારીને અન્ત રહિત તથા સર્વથી શ્રેષ્ઠ સ્વર્ગલોકમાં પ્રતિષ્ઠિત થાય છે. પ્રતિષ્ઠિત થાય છે. ॥ ૩૪ ॥

આમ ફળ અને સાધનસહિત ગુરુએ બ્રહ્મવિદ્યાનો બોધ દીધો. તેનો ઉપસંહાર કરતાં હવે કહે છે કે હે પ્રિયદર્શન! જે કોઈ પુરુષસિંહ આને- આ જીવનરહસ્યને અંગોપાંગ જાણે છે તે પાપને મારી અંતરહિત તથા સર્વશ્રેષ્ઠ જે સ્વર્ગલોક-પ્રકાશમય જગ્યા-પરમાત્મા, તેમાં પ્રતિષ્ઠિત થાય છે. દ્વિરુક્તિ ઉપનિષદ્‌ની સમાપ્તિની સૂચક છે. અર્થાત્ બ્રહ્મવિદ્યાનું ફલ પાપનો નાશ છે. પાપ-નાશે પવિત્રતા પ્રકટ થાય છે. પવિત્રતા પરમાત્માની નિકટ લઇ જનારી છે. જે અત્યંત પવિત્ર થયો તે પરમાત્માને જ પામે છે. અને પરમાત્માની પ્રાપ્તિ, એ સચ્ચિદાનન્દમાં સ્થિતિ એટલે મોક્ષ. પ્રાણિમાત્ર આ સ્થિતિ પ્રાપ્ત કરો એટલી શુભેચ્છા. ॥ ૩૪ ॥

ॐ आप्यायन्तु ममांगानि वाक् प्राणः चक्षुरित्यादि शान्तिपाठः ।

॥ इति केनोपनिषदि चतुर्थः खण्डः ॥

॥ हरिः ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ

## ॥ अथ कठोपनिषद् ॥

हरिः ॐ। सह नौ अवतु सह नौ भुनक्तु, सह वीर्यं करवावहै। तेजस्वि नौ अधीतं अस्तु। मा विद्विषावहै ॥
॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ=હે પરમાત્મા ! આપ नौ=અમો પતિપત્ની બન્નેની सह=એક સાથે अवतु=રક્ષા કરો नौ=અમો બન્નેને सह=એક સાથે भुनक्तु=ભોગવાવો (સાંસારિક સુખનો ભોગ કરાવો) અમો બન્ને सह=એક સાથે वीर्यं=બલને (સાંસારિક સુખના સાધનોને) करवावहै=સમ્પાદન કરીએ नौ=અમો બંનેનું अधीतं= ભણેલું तेजस्वि=તેજસ્વિ अस्तु=હો. અમો આપસમાં मा=ન विद्विषावहै= દ્વેષ કરીએ ॐ=હે પરમાત્મા ! शान्तिः=આધ્યાત્મિક દુઃખોની નિવૃત્તિ હો. शान्तिः=આધિદૈવિક દુઃખોની નિવૃત્તિ હો. शान्तिः=આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો.

હે પરમાત્મન્ ! આપ અમો બન્નેની-પતિ પત્નીની એક સાથે રક્ષા કરો. અમો બન્નેને એક સાથે ભોગ ભોગવાવો. અમો બન્ને એક સાથે બલને સંપાદિત કરીએ. અમો બન્નેનું ભણેલું તેજસ્વી હો. અમો આપસમાં ન દ્વેષ કરીએ (એવું હો.) હે પરમાત્મન્ ! આધ્યાત્મિક, આધિદૈવિક, આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો. ॥

શાન્તિપાઠનું પઠન આરંભમાં અને અંતમાં આવશ્યક છે. આ શાન્તિ પાઠમાં "नौ" સર્વનામ અમુક નિશ્ચિત અર્થનો નિર્દેશ ન કરતાં, ગમે તે બે જણાનો નિર્દેશ કરે છે. કેટલાક એ એમાં પતિપત્નીનો ઉલ્લેખ માને છે. આપણે અહીં "नौ" નો અર્થ ગુરૂ અને શિષ્ય એ બે એમ લઇશું. બ્રહ્મવિદ્યાનો અર્થી પ્રાર્થના કરે છે કે હે પરમાત્મન્ ! આપ ગુરૂદેવ તથા શિષ્ય ઉભયની રક્ષા કરજો. કેમકે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં અનેક, દૈવકૃપાથી જ ઓળંગાય, એવા અંતરાયો આવે છે. હે પ્રભો ! આપ અમો બંનેને એક સાથે ભોગ ભોગવાવો એટલે કે અમો ગુરૂ શિષ્ય વચ્ચે એવો પડદો ન હજો

વિશ્વજિત્ નામે એક યજ્ઞ હોય છે. એ યજ્ઞના કરનારે દક્ષિણા દેતી વખતે પોતાની તમામ મિલકત દાનમાં દઈ દેવાની હોય છે. આ યજ્ઞ જગતની દૃષ્ટિએ મહાન ત્યાગજન્ય કીર્તિ દેનારો અને પુણ્ય દૃષ્ટિએ સ્વર્ગને આપનારો છે. સર્વસ્વનું દાન એ કઠણ પ્રયોગ છે! એ કઠિન પ્રયોગ કરનારને કીર્તિ વરે જ. અને તેનો ભાવિ જન્મ સુધરે જ. વાજશ્રવાના પુત્ર ઉદ્દાલક મુનિએ એ યજ્ઞ કર્યો. સ્વર્ગલોકની ચાહના તેમને હતી. એ યજ્ઞની દક્ષિણા વેળાએ તેણે પોતાનું બધું ધન દઈ દીધું. તે ઉદ્દાલક ઋષિને નચિકેતા નામનો એક પુત્ર હતો. ॥ ૧ ॥

**तं ह कुमारं सन्तं दक्षिणासु**
**नीयमानासु श्रद्धा आविवेश । सोऽमन्यत ॥ २ ॥**

तं=તેને ह=નિશ્ચય कुमारं=કુમાર सन्तं=હોવા છતાં दक्षिणासु=દક્ષિણામાં આપવામાં આવનારી ગાયો नीयमानासु=લાવવામાં આવતાં श्रद्धा=આત્મામાં શ્રદ્ધા (શાસ્ત્રીય બુદ્ધિ) आविवेश=ઉત્પન્ન થઈ सः=તેણે अमन्यत=વિચાર્યું. ॥૨॥

કુમાર હોવા છતાં તેને (નચિકેતાને) દક્ષિણામાં આપવામાં આવનારી ગાયો લાવવામાં આવતાં હૃદયમાં શ્રદ્ધા (શાસ્ત્રીય બુદ્ધિ) ઉત્પન્ન થઈ. તેણે વિચાર્યું. ॥૨॥

યજ્ઞીય દક્ષિણા દેતી વખતે ત્યાં ગાયો પણ દાન માટે આણવામાં આવી હતી. પ્રાચીન ભારત પશુધનપ્રધાન હતું. આ દક્ષિણામાં આપવાની ગાયો જ્યારે યજ્ઞમંડપ પાસે આણવામાં આવી ત્યારે તે ગાયોનાં દિદાર જોઇને પેલા નચિકેતાના હૃદયમાં ઉદ્વેગ થયો. તે બાળક હતો છતાં તેના હૃદયમાં એ ગાયોને જોઇને જ શ્રદ્ધા=શાસ્ત્રીય બુદ્ધિ પ્રકટી. એટલે કે તેના નિષ્પાપ બાળહૃદયમાં દાન દેતી વખતે આપવાની વસ્તુ કેવી હોવી ઘટે, એ બાબતમાં શાસ્ત્રીય વિવેક ઉપજ્યો. વિવેકને વય સાથે સંબંધ નથી. સંસ્કાર સાથે સંબંધ છે. હૃદય સાથે સંબંધ છે. એટલે બાળક હોવા છતાં સંસ્કૃત હૃદયવાળા નચિકેતાના મનમાં શાસ્ત્રીય બુદ્ધિ ઉપજી, અને તે વિચાર કરવા લાગ્યો. ॥ ૨ ॥

**पीतोदका जग्धतृणाः दुग्धदोहाः निरिन्द्रियाः ।**
**अनन्दाः नाम ते लोकाः तान् सः गच्छति ताः ददत् ॥ ३ ॥**

पीतोदकाः=(આ) પીધેલા પાણીવાળી (જેણે છેવટનું પાણી પી લીધું છે એવી) जग्धतृणाः=ખાધેલાં ઘાસવાળી (છેવટનું ઘાસ ખાઈ ચુકી છે એવી)

दुग्धदोहाः = દહોવાયેલાં દૂધવાળી (છેવટનું દૂધ આપી ચૂકેલી) निरिन्द्रियाः = પ્રજનન ઇન્દ્રિય વગરની (બચ્ચાંને ઉત્પન્ન કરવામાં અસમર્થ થઇ ચુકી) છે. ते=તે नाम=પ્રસિદ્ધ अनन्दाः=સુખરહિત लोकाः=લોકો છે तान्=તેમાં सः = તે गच्छति=જાય છે ને ताः = તેમને (આવી ગાયોને) ददत् = આપનાર છે (દક્ષિણામાં દેનાર છે). ॥ ૩ ॥

આ ગાયો પાણી પી ચુકી છે. ઘાસ ખાઈ ચુકી છે. દૂધ દહોવડાવી ચુકી છે. પ્રજનન ઈન્દ્રિય ખોઈ ચુકી છે. તે જે પ્રસિદ્ધ સુખરહિત લોકો છે તેમાં તે મનુષ્ય જાય છે જે તેમને (ઉપર બતાવી તેવી ગાયોને) દક્ષિણામાં દેનાર છે. ॥ ૩ ॥

તેણે વિચાર્યું કે પિતાજી મોહના માર્યા દાન આપવાનો દંભ કરી રહ્યા છે. દાનમાં આપવાની વસ્તુ તો સર્વોત્તમ હોવી ઘટે. ઘરમાંનો કચરોકૂટો દાનમાં આપવા યોગ્ય ન હોય! આ પિતાજી તો ખોટો રૂપીઓ આપી દાનનું પુણ્ય રળવાના ભ્રમમાં છે. મારી સામે જ દાનમાં આપવા માટે જે ગાયો ઉભી છે તે બીચારી તો 'પીતોદક' "જગ્ધતૃણ," દુગ્ધદોહ અને "નિરિન્દ્રિય" છે. એટલે કે એ ગાયો હવે પાંજરાપોળમાં પણ રાખવા યોગ્ય નથી. આ બધી ગાયોએ જીવનમાં છેવટનું પાણી પી લીધેલું છે. હવે બીચારી વિષ્ણુચરણોદક પામે એટલી જ વાર છે! જગ્ધતૃણ છે. ખાવાનું ઘાસ એમણે ખાઈ લીધું છે. હવે બીચારી પિણ્ડનો ભાત જ ખાય એવી રહી છે. વળી આ ગાયો તો "દુગ્ધદોહ" છે એટલે કે છેવટનું દૂધ આપી ચૂકેલી છે, હવે તો એ બીચારી જ ક્ષીરોદકદાન માંગે એવી છે! વળી એ ગાયો 'નિરિન્દ્રિય' છે એટલે કે ભાવિમાં વિયાય એવી, વેતર આવે એવી નથી. ઉલટું એ જ કયાંક પુનર્જન્મને માટે ઉત્સુક છે! આવી મરવાના આળસે જીવતી ગાયોને દાનમાં આપી પિતાશ્રી શું પામશે? શાસ્ત્રકારોએ તો જણાવ્યું છે કે આવાં દાન દેનાર સુખશૂન્ય લોકમાં પરવરે છે! મારા પિતાજી અહિતનું આચરણ કરી રહેલા જણાય છે! મારે એમને આ બાબતમાં જાગૃત કરવા જ જોઈએ. કેમકે હું જાણી જોઇને પિતાને નરકમાં પડવા દઉં તો પુત્ર શાનો? પણ મારે આ વાત પિતાજીના ધ્યાનમાં લાવવી કેવી રીતે? આ બધાની વચ્ચે જો પિતાજીને કહું તો તેમાં વિવેક મર્યાદા અને સભ્યતાનો ભંગ છે.! તો મારે આ દાનના દંભને અટકાવવો કેવી રીતે? નચિકેતા આમ વિચારમાં પડયો. તેને એકાએક સૂઝ્યું. વિશ્વજિત્ યજ્ઞમાં તો સર્વ મિલકતનું દાન દેવું જોઇએ. હું પુત્ર પણ પિતાની ચેતન મિલકત છું, તો મને પિતાજી કોને દાનમાં દેવા ઇચ્છે છે એમ પૂછું. એટલે પિતાજી તરત સાનમાં સમજી જશે અને આ અકૃત્યમાંથી અટકશે. ॥૩॥

स ह उवाच पितरं-तत ! कस्मै मां दास्यसि इति ! द्वितीयं तृतीयम् । तं ह उवाच-मृत्यवे त्वा ददामि इति ॥ ४ ॥

सः=તેણે પોતાના ह=પ્રસિદ્ધ पितरं=પિતા ઉદ્દાલકને इति=આ उवाच=કહ્યું. तत=હે પ્રજાતન્તુને વધારનાર मां=મને कस्मै=કોને दास्यसि=આપશો ? द्वितीयं=બે વાર કહ્યું तृतीयं=ત્રણ વાર કહ્યું. तं=તેને ह=પ્રસિદ્ધ પિતા ઉદ્દાલકે इति=આ उवाच=કહ્યું त्वा=તને मृत्यवे=મૃત્યુને (યમને) ददामि= આપું છું ॥ ૪ ॥

તેણે પોતાના પ્રસિદ્ધ પિતા ઉદ્દાલકને આ કહ્યું કે હે પ્રજાતન્તુને વધારનાર ! મને કોને આપશો ? બે વાર કહ્યું. ત્રણ વાર કહ્યું, તેને પ્રસિદ્ધ પિતા ઉદ્દાલકે આ કહ્યું. કે તને યમદેવને હું આપું છું. ॥ ૪ ॥

આમ કુમાર તરુણશ્રદ્ધાયુક્ત હૃદયવાળા નચિકેતાએ મનમાં વિચારી અતિ વિનયપૂર્વક પોતાના પિતાને કહ્યું. પિતાજી ! આપ મને કોને દેશો ? હું પણ આપની ચેતન મિલકત છું. વિશ્વજીત્ યજ્ઞમાં તો તમામ મિલકતનો ત્યાગ વિહિત છે ! આટલું બોલી પુત્ર અટકી ગયો. અને પિતાના હૃદયમાં સળવળાટ તો જાગ્યો પણ સૂક્ષ્મ મોહની પ્રબલતા હતી. તેણે પુત્રની ચેતવણી સાંભળી ન સાંભળી કરી. પણ પુત્ર એમ મચક આપે એવો ન હતો. તે સત્યાગ્રહી હતો. તેણે બીજીવાર તે જ પૂછયું બીજીવારની વિનવણી પણ પિતાને જાગૃત ન કરી શકી. ઉલટું પિતાનામાં પુત્ર માટે બીજીવારની વિનંતિએ સૌમ્ય ક્રોધ ઉપજાવ્યો. પણ સત્યાગ્રહી પુત્ર પિતાના અસત્યજન્ય ક્રોધથી કાંપે એવો ન હતો. તેણે દૃઢ નિશ્ચયે હિમ્મતપૂર્વક ત્રીજી વેળા પણ તે જ પ્રશ્ન કર્યો, અને હવે પિતાનો પારો ઊંચે ચઢી ગયો ! તેને પુત્ર દોઢડાહ્યો અને જીદ્દી જણાયો ! તેને દાબી દેવો તેને યોગ્ય લાગ્યો. આથી ક્રોધના આવેશમાં પિતા મર્યાદા ચૂકયા અને બાળકને, જેમ સર્વકાળના પિતાઓ દબાવે-"મર. મોઢું કાળું કર" એમ કહે તેમ મોહ-ક્રોધ-પરવશ ઉદ્દાલક મુનિએ કહ્યું-હું તને મોતને સોંપું છું; અર્થાત્ મર અહીંથી ! મૂર્ખ ! ચાગાચીઓ કરે છે ! સમજતો નથી ને નાને મોઢે મોટી વાત કરે છે ! કાળું કર તારું મોઢું અને જા યમના દરબારમાં. તેને જ તું યોગ્ય છે ! આમ મોહકલ્પિત સ્વમાનને ઘવાયેલું સમજતા પિતાએ પુત્રને ક્રોધના આવેશમાં યમને ત્યાં જવા કહ્યું ! ક્રોધ માણસ પાસે શું અપકૃત્ય ન કરાવે ? ॥ ૪ ॥

बहूनां एमि प्रथमः बहूनां एमि मध्यमः ।
किं स्विद् यमस्य कर्त्तव्यं यन्मया अद्य करिष्यति ॥ ५ ॥

( નચિકેતા વિચારવા લાગ્યો ) बहूनां=ઘણાઓમાં હું प्रथमः=પહેલો ( પહેલી શ્રેણીનો ) યમની પાસે एमि=જાઉં છું. बहूनां=ઘણાઓમાં હું मध्यमः=વચલો ( વચલી શ્રેણીનો ) एमि=જાઉં છું. किं=કયું स्वित्=નિશ્ચય यमस्य=યમનું कर्त्तव्य=કરવા યોગ્ય કામ છે यत्=જે તે अद्य=આજે मया=મારા દ્વારા પૂરું करिष्यति=કરશે ? ॥ ૫ ॥

નચિકેતા વિચારવા લાગ્યો " ઘણાઓમાં હું પહેલો યમની પાસે જાઉં છું તથા ઘણાઓમાં હું વચલો યમની પાસે જાઉં છું. કયું નિશ્ચય યમનું કરવા યોગ્ય કામ છે જે તે આજે મારા દ્વારા પૂરું કરશે ? ॥ ૫ ॥

પણ સત્યાગ્રહી નચિકેતા ન ડર્યો. યમના વિચાર માત્રે કાળજું કંપે! પણ સત્યાગ્રહીથી યમ પણ ડરે. નચિકેતા જોઇ શકયો કે પિતાજી ક્રોધ પરવશ છે ! પણ પિતૃતારક નચિકેતાએ પિતૃવચન પાળવાનો દૃઢ નિશ્ચય કર્યો. તેણે એક પળમાં વિચાર કર્યો. ભાવિમાં હજી કરોડોની સંખ્યામાં મનુષ્યો યમદેવના દરબારમાં જનારાં છે. તે ભાવિ જીવોની દૃષ્ટિએ હું યમદેવના દરબારમાં જનાર પહેલો છું, પરાર્ધોની સંખ્યામાં પ્રાણીઓ ભૂતકાળમાં યમના અતિથિઓ થઇ ચૂકયા છે ! તો તેમની દૃષ્ટિએ હું આજે વચલો બની યમ પાસે જનાર છું. મને ખબર નથી કે પિતા મારા દ્વારા યમનું કયું કામ કરાવવા માંગે છે ! ખેર ! પણ મારે તેની શી ચિન્તા ? અર્થાત્ અનેક ગયા. અનેક જનારા છે ! યમનું કયું કામ મારે કરવાનું છે તે ખબર નથી. પણ તેથી શું ? પિતાએ મને તેને સોંપ્યો છે તો મારે નિઃશંકહૃદયે જવું રહ્યું. અને તેણે જવાનો ત્વરિત નિશ્ચય કરી જ દીધો ॥ ૫ ॥

अनुपश्य यथा पूर्वे प्रतिपश्य तथाऽपरे । सस्यं इव
मर्त्यः पच्यते, सस्यमिव आजायते पुनः ॥ ६ ॥

( વિચારીને જતા એવા નચિકેતાએ પોતાના શોકાતુર પિતાને કહ્યું ) હે પિતા ! अनुपश्य=શાસ્ત્રાનુસાર ( શાસ્ત્રીય દૃષ્ટિથી ) જુઓ. यथा=જેમ पूर्वे= પહેલા ( અમારા પૂર્વજ પિતામહ પ્રપિતામહ વગેરે ) યમની પાસે ગયા છે. तथा=તે જ રીતે હું જાઉં છું. ફરી प्रतिपश्य=ઉલટાવીને જુઓ. જેમ अपरे=

બીજા ( અમારા સખા મિત્ર બન્ધુ વગેરે બધા ) ગયા છે તેજ રીતે હું જાઉં છું मर्त्यः=મનુષ્ય सस्यं = ખેતીની इव=પેરે पच्यते=પાકે છે. ( પાકીને પડે છે ) તથા पुनः = ફરીથી सस्यं=ખેતીની इव = માફક आजायते=ઉપજે છે ( આથી શોક કરવો વ્યર્થ છે ) ॥ ६ ॥

ઉપર પ્રમાણે વિચારીને યમને ત્યાં જતા એવા નચિકેતાએ પિતાને કહ્યું કે હે પિતા! શાસ્ત્રાનુસાર જુઓ. જેમ પૂર્વજો યમની પાસે ગયા છે, તે જ રીતે હું જાઉં છું. ફરી ઉલટાવીને જુવો જેમ બીજા ગયા છે તેમ હું જાઉં છું. મનુષ્ય ખેતીની માફક પાકે છે અને ફરીથી ખેતીની માફક ઉપજે છે (આથી શોક કરવો વ્યર્થ છે) ॥ ૬ ॥

આમ નચિકેતાએ યમ દરબાર જવાનો પોતાનો નિશ્ચય કર્યો. અને તે નિશ્ચયને અમલમાં આણવા માટે તૈયાર થયો. ક્રોધના આવેશમાં માણસો બોલનાં કાળજાનું બોલી નાંખે છે. શાંત પળોમાં તેને માટે પસ્તાય છે. ઉદ્દાલક મુનિ પણ હવે પસ્તાવા લાગ્યા! ગૃહસ્થ માણસને પુત્રવિયોગથી અદકું, વિષમ અને અસહ્ય બીજું દુઃખ નથી. પુત્રવિયોગનો હૃદયવિદારક પ્રસંગ પ્રાપ્ત થયો અને ઉદ્દાલક મુનિ શોકમાં ડૂબી ગયા! આવી બારીક પળે નચિકેતાએ પોતાના પિતાને ઉદ્બોધન કર્યું કે હે પિતાજી! આપનું વચન મિથ્યા કરૂં તેના કરતાં તો હું આપનો પુત્ર ન હોઉં તે વધારે સારૂં. વળી હે પિતાજી! આપ તો શાસ્ત્રજ્ઞ છો. ખરી વેળાએ આપ શાસ્ત્રીય દૃષ્ટિને વિસરો એ અયોગ્ય છે! જેમ પૂર્વજો યમ પાસે ગયા છે—યમને શરણ થઈ ગયા છે તેમ હું પણ જાઉં છું. કોઈ વહેલું તો કોઇ મોડું, પણ યમને કોઇ ચૂકવી શકતું નથી. તો જે અનિવાર્ય છે તેનો શોક કરી બેવચની બની આત્માને હેઠો પાડે તે શાસ્ત્રના મર્મને નથી સમજ્યો! વળી આપ ઉલટાવીને જુઓ એટલે કે લૌકિક દૃષ્ટિએ પણ નિહાળો! દુનિયામાં હજારો ચાલ્યા જાય છે. હું કાંઇ નવાઈનો તો થોડો જ યમ પાસે જાઉં છું! દુનિયાનો એ નિયમ છે. આપણે બધા દુનિયામાં છીએ. આથી દુનિયાના અફર નિયમમાં આપણે અપવાદરૂપ નથી! તો તે નિયમને અધીન થઈ જવામાં પાંડિત્ય છે. વળી માણસ—પ્રાણીમાત્ર ખેતીની માફક પાકે છે અને ખેતીની માફક પાછો ઉપજે છે. એટલે કે ધાન્ય જેમ પાકતાં ખરી પડે છે અને એ ખરેલાં ધાન્યના બીજમાંથી જ જેમ પાછી ખેતી ઉપજે છે તેમ જેનાં આ દેહ પૂરતાં કર્મો પાકી જાય છે, ફળ આપી ચૂકે છે તે આ દેહને ત્યજી, અન્ય કર્મોનાં બીજમાંથી, તે તે કર્મોને પુનઃ ભોગવવા નૂતન દેહને ધારણ કરે છે. આ પણ

નિયમ છે. અને નિરપવાદ છે. તો આ દૃષ્ટિએ પણ શોક કરવો વ્યર્થ છે. આથી કૃપા કરીને અશોચ્યનો શોક ન કરો. મને પ્રસન્ન મને અનુમતિ દો. આપના આશીર્વાદે હું મૃત્યુવિજયી થઈશ. તો કૃપા કરીને મને યમ પાસે જ જવાની અનુમતિ દો. અને સત્યવચની તરીકે અમરકીર્તિ આપ પ્રાપ્ત કરો ॥૬॥

**वैश्वानरः प्रविशति अतिथिः ब्राह्मणो गृहान् ।**
**तस्य एतां शान्ति कुर्वन्ति, हर वैवस्वतोदकम् ॥ ७ ॥**

(નચિકેતા ગયો ત્યારે યમ ઘરમાં ન હતા. તે પાછા આવ્યા ત્યારે તેમની ધર્મપત્નીએ કહ્યું.) वैश्वानरः = વિશ્વના નેતા ब्राह्मणः=બ્રાહ્મણે अतिथिः= અતિથિ થઈ गृहान् = ઘરોમાં प्रविशति = પ્રવેશ કર્યો છે (આવ્યો છે) तस्य = તેની-ઘરમાં પધારેલા અતિથિની एतां = આ (શાસ્ત્રોક્ત) शान्तिं = શાન્તિ (અન્ન જળ ફળ પુષ્પથી પરિશ્રમની નિવૃત્તિ) સદ્‌ગૃહસ્થો कुर्वन्ति = કરે છે वैवस्वत = હે વૈવસ્વત ! (વિવસ્વાનના પુત્ર !) उदकं=પાણી અન્ન જળ ફળ પુષ્પ) हर = લઈ જા. ॥ ૭ ॥

(યમરાજની પત્નીએ યમદેવને કહ્યુ.) વિશ્વના નેતા બ્રાહ્મણે અતિથિ થઈને ઘરમાં પ્રવેશ કર્યો છે. તેની આ શાન્તિ કરે છે. હે વિવસ્વાનના પુત્ર ! પાણી લઈ જા. ॥ ૭ ॥

બાળહૃદયની અડગ શ્રદ્ધા અને સત્યનિષ્ઠાએ મોહવિદ્ધ પિતાના મોહને પીગળાવ્યો ! પિતાએ નચિકેતાને વિદાય દીધી અને નચિકેતાએ યમની રાજધાની શોધી કાઢી. યમના ઘરે આવ્યો પણ તે દિવસે યમરાજ ઘરે ન હતા. ત્રણ દિવસ યમદેવના દ્વારે નિરાહાર અને નિર્જળ નચિકેતા રહ્યો. ચોથે દિવસે યમદેવ ઘરે આવ્યા, ઘરે આવતાંની સાથે જ ધર્મપ્રિય યમપત્નીએ પતિદેવને કહ્યું–હે પ્રભો ! વિશ્વનો નેતા બ્રાહ્મણ અતિથિ થઈને આપણાં ઘરમાં આવ્યો છે. સાત્વિક બુદ્ધિપ્રધાન બ્રાહ્મણ વિશ્વનો નેતા જ છે ! તે અતિથિ તરીકે જ્યારે ઘરે આવે ત્યારે તેની પ્રસન્નતા સાધવી જોઈએ. ધર્મશાસ્ત્રનું એ વિધાન છે. અતિથિમાત્ર દેવતુલ્ય છે. તેમાં એ વિશ્વનેતા બ્રાહ્મણ અતિથિ હોય તો તો તે દેવાધિદેવ મનાવો જોઈએ, માટે હે વૈવસ્વત ! આપ એમને માટે જળ લઈ જાઓ અને તેને પ્રસન્ન કરો. ॥ ૭ ॥

**आशाप्रतीक्षे संगतं सूनृतां च इष्टापूर्ते पुत्रपशूंश्**
**च सर्वान् । एतत् वृंक्ते पुरुषस्याल्पमेधसः**
**यस्य अनश्नन् वसति ब्राह्मणो गृहे ॥ ८ ॥**

यस्य = જે अल्पमेधसः = ટુંકી બુદ્ધિવાળા पुरुषस्य=મનુષ્યના (ગૃહસ્થના) गृहे = ઘરમાં ब्राह्मणः = અતિથિ બ્રાહ્મણ अनश्नन् = ન ખાતો હોઇને वसति = વસે છે તેની आशा=આશા (ઇષ્ટ પદાર્થને મેળવવાની ઉમેદ) प्रतीक्षा=મળવાની ઇચ્છા संगतं = સંચિત પુણ્ય च = તથા सूनृतां=મીઠી અને સત્ય વાણી इष्टापूर्ते = યજ્ઞકર્મ અને લોકોપકારક બીજાં કર્મો च=તથા पुत्रपशून्=પુત્રો તથા પશુઓ एतत् = આ सर्वान्=બધાંને તે (બ્રાહ્મણ) वृंक्ते=નષ્ટ કરે છે. ॥ ૮ ॥

જે અલ્પબુદ્ધિ ગૃહસ્થના ઘરમાં ભૂખ્યો અતિથિ બ્રાહ્મણ વસે છે તેની (ગૃહસ્થની) આશા અને પ્રતીક્ષા સંચિત પુણ્ય તથા મીઠી સાચી વાણી, યજ્ઞ કર્મ તથા લોકોપકારી બીજાં કર્મ તથા પુત્ર પશુ એ બધાંને તે નષ્ટ કરે છે. ॥ ૮ ॥

જેના ઘરમાં અતિથિ બ્રાહ્મણ નિરાહાર રહે છે તે ગૃહસ્થની મતિ અલ્પ છે. તે અલ્પબુદ્ધિ મનુષ્યની આશા અને પ્રતીક્ષા, સંચિત પુણ્ય અને મધુર સત્ય વાણી, યજ્ઞીય કર્મો, તથા લોકોપયોગી કર્મ તેમજ પુત્ર પશુ વગેરે જડચેતન દ્રવ્ય નષ્ટ થાય છે! અતિથિના અસત્કારનો આ શાપ છે. હે પ્રભો! રખે આપણે પણ આ શાપનો ભોગ બનતા! આથી આપને કહું છું કે આપ જાતે પધારી તે બ્રાહ્મણનું કુશળ પૂછો. તેને પાણી પામસ આપો. તે તો આપની જ રાહ જોઇને બેઠા છે. તેની પૂજા કરો. જેથી આપણું સૌભાગ્ય કાયમ રહે! ॥૮॥

**तिस्रो रात्रीः यद् अवात्सीः गृहे मे अनश्नन् ब्रह्मन्! अतिथिः नमस्यः।**
**नमस्तेऽस्तु ब्रह्मन्! स्वस्तिमेऽस्तु तस्मात् प्रति त्रीन् वरान् वृणीष्व ॥९॥**

(યમરાજે અન્ન જળ તથા ફળ પુષ્પ દઇને નચિકેતાને કહ્યું) ब्रह्मन्= હે બ્રાહ્મણ! ते=તને नमः = નમસ્કાર अस्तु = હો मे = મારું स्वस्ति = કલ્યાણ अस्तु=હો. તથા ब्रह्मन्=હે બ્રાહ્મણ! यत्=જેથી તું नमस्यः=નમસ્કારને યોગ્ય (માનનીય) अतिथिः=અતિથિ હોઇને मे=મારાં गृहे=ઘરમાં अनश्नन्=ન ખાઇને (ભૂખ્યા રહીને) तिस्रः=ત્રણ रात्रीः=રાત્રીઓ अवात्सीः = રહ્યો છે. तस्मात्= તેથી તું प्रति=તેના બદલામાં त्रीन्=ત્રણ वरान्=વરદાનો वृणीष्व=માંગ. ॥ ૯ ॥

(યમરાજે અન્નજળ તથા ફળ પુષ્પ દઈને નચિકેતાને કહ્યું) હે બ્રાહ્મણ! તને નમસ્કાર હો! મારું કલ્યાણ હો! તથા હે બ્રાહ્મણ! જેથી તું નમસ્કારને યોગ્ય અતિથિ હોઈને મારા ઘરમાં કાંઈપણ ન ખાતાં ત્રણ રાત્રિઓ રહ્યો છે તેથી તેના બદલામાં તું ત્રણ વરદાનો માંગ. ॥ ૯ ॥

પત્નીની ધર્મસંમત વાણી સાંભળી યમદેવ પ્રસન્ન થયા. તરત જ અન્ન ફળ, જળ, પુષ્પાદિ લઇ જ્યાં નચિકેતા હતો ત્યાં ગયા અને નચિકેતાને નમન કર્યું ! કહ્યું કે હે બ્રાહ્મણ ! આપને મારા નમસ્કાર હો. નમસ્કાર કરનાર એવા મારું આપની કલ્યાણી વાણીના આશીર્વાદથી કલ્યાણ હો ! હે બ્રાહ્મણ ! આપ નમસ્કારને પાત્ર છો, વળી અતિથિ છો ! અતિથિ હોવા છતાં મારી પ્રતીક્ષા કરતાં આપ મારા ઘરમાં ત્રણ દીવસ નિરાહાર અને નિર્જલ રહ્યા તેની અવેજીમાં હું આપનું શું પ્રિય કરી શકું ? ગૃહસ્થના ઘરમાં અતિથિ ભૂખ્યો રહે તો તે તો અકલ્યાણનું સૂચક છે ! આપ પ્રસન્ન થાઓ. અને આ ત્રણ ઉપવાસની અવેજીમાં હું પ્રસન્નહૃદયે આપને ત્રણ વરદાન આપવા ચાહું છું. તો કૃપા કરીને આપ વરદાન માંગો. ॥ ૯ ॥

**शान्तसंकल्पः सुमनाः यथा स्याद् वीतमन्युः गौतमो माऽभि मृत्यो !।**
**त्वत्प्रसृष्टं माऽभि वदेत् प्रतीतः एतत् त्रयाणां प्रथमं वरं वृणे ॥१०॥**

નચિકેતાએ કહ્યું મૃત્યો=હે મૃત્યુ ! शान्तसंकल्पः=નિવૃત્ત થયેલી ચિન્તાવાળા सुमनाः=પ્રસન્ન મનવાળા, તથા वीतमन्युः=ક્રોધથી રહિત यथा=જેમ गौतमः=ગોતમગોત્રી મારા પિતા ઉદ્દાલક પહેલાં स्यात्=હતા તેમ અત્યારે मा=મારા अभि=તરફથી હો તથા त्वत्प्रसृष्टं=આપથી પાછા મોકલાયેલા मा=મને प्रतीतः=પ્રસન્ન થઈ "આવો બેટા" એમ अभि=સામેથી वदेत्=બોલે एतत्=આ त्रयाणां=ત્રણ વરદાનોમાંથી प्रथमं=પહેલું वरं=વરદાન હું वृणे= પસંદ કરું છું. માગું છું. ॥ ૧૦ ॥

નચિકેતાએ કહ્યું ! હે મૃત્યો ! નિવૃત્ત થયેલી ચિન્તાવાળા, પ્રસન્ન મનવાળા, તથા ક્રોધથી રહિત જેમ ગોતમગોત્રી મારા પિતા ઉદ્દાલક પહેલાં હતા તેમ અત્યારે મારા તરફથી હો. તથા આપથી પાછા મોકલાયેલા મને પ્રસન્ન થઈને "આવો બેટા" એમ સામેથી બોલે, આ ત્રણ વરદાનોમાંથી પહેલું વરદાન હું માગું છું. ॥ ૧૦ ॥

અને નચિકેતા તો યમના વિનયી વર્તનથી આભો જ બની ગયો ! તેણે મનમાં વિચાર કર્યો કે યમદેવ પાસેથી શું વરદાન માંગવું ? તેના બાળહૃદયે કલ્યાણી વિચાર કર્યો. માણસે આ લોક, પરલોક અને આત્મલોક-ત્રણેનું સુખ સાધવું રહ્યું. આ લોકનું સુખ કુટુંબને અધીન છે ! જે કુટુંબમાં કલેશ, કંકાસ, શોક, સંતાપ હોય તે કુટુંબનું ભદ્ર નથી. ત્યાં સુખ નથી, શાન્તિ નથી ! આથી ચતુર નચિકેતાએ બુદ્ધિપૂર્વક પહેલાં પોતાનો

સંસાર સુધારવાનો વિચાર કર્યો. તેણે ચતુરતાપૂર્વક પહેલું વરદાન માંગ્યું. નચિકેતા કહેવા લાગ્યો હે મૃત્યુદેવ! આપને મારા નમસ્કાર હો! આપ પ્રસન્ન થયા છો તો મારું આ પહેલું વરદાન છે. મારા પિતા મારા વિયોગથી સચિન્ત થયા છે. અપ્રસન્ન થયા છે. ક્રોધવશ થયા છે. તો આપની કૃપાથી મારા પિતા નિશ્ચિન્ત હો. પ્રસન્ન હો. ક્રોધરહિત હો. તથા આપની પાસેથી હું જ્યારે પાછો જાઉં ત્યારે પ્રસન્ન થઈ મને ઓળખી મારા પિતા મને પ્રેમથી આવકારે એવું હો: ચતુર નચિકેતાએ પિતા પાસે પાછા જવાનું પણ અહીં માગી લીધું! મૃત્યુ પાસેથી પાછો કોણ આવે! પણ બુદ્ધિમાન નચિકેતાએ મૃત્યુ પાસેથી મુક્તિ માગી લીધી. કુટુંબની શાંતિ માગી લીધી. અને ભવ સુધાર્યો! કેટલો સમજુ બાળક! ॥ ૧૦ ॥

**यथा पुरस्तात् भविता प्रतीतः औद्दालकिः आरुणिः मत्प्रसृष्टः सुखं रात्रीः शयिता वीतमन्युः त्वां ददृशिवान् मृत्युमुखात् प्रमुक्तम् ॥ ११ ॥**

યમે કહ્યું–હે નચિકેતા! मत्प्रसृष्टः = મારાથી પ્રેરાયેલ आरुणिः = અરૂણનો પુત્ર તારો પિતા औद्दालकिः = ઉદ્દાલક यथापुरस्तात् = પહેલાંની માફક प्रतीतः = પ્રસન્ન भविता = થશે. वीतमन्युः = ક્રોધથી રહિત થઈ બધી रात्रीः = રાત્રિઓ सुखं = સુખપૂર્વક शयिता = સૂશે. તથા હું मृत्युमुखात् = મૃત્યુના મુખમાંથી प्रमुक्तं = છૂટેલા (પાછા ઘરે આવેલા) त्वां = તને ददृशिवान् = જોતો હોઇ પહેલાંની માફક પ્રસન્નતાપૂર્વક આવો બેટા એમ સામેથી બોલશે. ॥ ૧૧ ॥

હે નચિકેતા! મારાથી પ્રેરાયેલ અરૂણનો પુત્ર, તારો પિતા ઉદ્દાલક, પહેલાંની માફક પ્રસન્ન થશે. ક્રોધરહિત થઈ રાત્રિએ સુખે સૂશે. તથા મૃત્યુના મુખમાંથી છૂટેલા તને જોઈને પહેલાંની પેરે પ્રસન્નતાપૂર્વક "આવો બેટા!" એમ સામેથી બોલશે. ॥૧૧॥

નચિકેતાની ચતુરતા ઉપર મુગ્ધ થતા યમદેવે પ્રસન્નતાથી કહ્યું "નચિકેતા! મારી કૃપાથી તારા પિતા પહેલાંની માફક પ્રસન્ન થશે, ક્રોધરહિત થશે. નિશ્ચિંતપણે ઘસઘસાટ ઊંઘશે. મૃત્યુના મુખમાંથી મુક્ત થયેલા તને પ્રસન્નતાપૂર્વક 'આવો બેટા' કહી આવકારશે. હવે તું તારું બીજું વર માંગ. ॥૧૧॥

**स्वर्गेलोके न भयं किंचन अस्ति, न तत्र त्वं न जरया बिभेति ॥**
**उभे तीर्त्वा अशनायापिपासे, शोकातिगो मोदते स्वर्गलोके ॥१२॥**
**स त्वं अग्निं स्वर्ग्यं अध्येषि मृत्यो! प्रब्रूहि तं श्रद्दधानाय मह्यम् ॥**
**स्वर्गलोकाः अमृतत्वं भजन्ते, एतत् द्वितीयेन वृणे वरेण ॥१३॥**

હે યમ ! મેં સાંભળ્યું છે કે-स्वर्गे=સ્વર્ગ लोके=લોકમાં किं=કોઈ चन=પણ भयं=ભય (ડર) नास्ति=નથી. न=ન તો तत्र=ત્યાં त्वं=તું છે (તું-યમનો ડર અર્થાત્ મરણનો ડર નથી) न=ન તો કોઇ जरया=ઘડપણથી बिभेति=ડરે છે. अशनायापिपासे=ભૂખ અને તરસ उभे=બન્નેને तीर्त्वा=તરી જઈને शोकातिगः=શોકથી રહિત થયેલ મનુષ્ય स्वर्गलोके=સ્વર્ગલોકમાં मोदते=પ્રસન્ન રહે છે. ખુશ રહે છે. ॥ ૧૨ ॥

मृत्यो=હે યમ ! હું સાંભળું છું કે स्वर्गलोकाः=સ્વર્ગલોકમાં રહેવાવાળાઓ अमृतत्वं=અમર જીવનને भजन्त=સેવે છે. (પ્રાપ્ત કરે છે). सः=તે વરદાન દેનાર त्वं=તું स्वर्ग्यं=સ્વર્ગના સાધન (તે સ્વર્ગની પ્રાપ્તિના સાધનરૂપ) अग्निं=અગ્નિવિદ્યાને अध्येषि=જાણે છે. तं=તે અગ્નિવિદ્યાને श्रद्दधानाय=શ્રદ્ધાળુ એવા मह्यं=મને प्रब्रूहि=કહે एतत्=આ द्वितीयेन=બીજા वरेण=વરદાનથી वृणे=હું માગું છું. ॥ ૧૩ ॥

હે યમ ! મેં સાંભળ્યું છે કે સ્વર્ગલોકમાં કોઈપણ ભય નથી. નથી ત્યાં તું, ન તો કોઈ ત્યાં ઘડપણથી ડરે છે. ભૂખ અને તરસ બન્નેને ઓળંગી જઈ શોકથી રહિત થયેલ મનુષ્ય સ્વર્ગલોકમાં ખુશ રહે છે. ॥ ૧૨ ॥

હે યમ ! હું સાંભળું છું કે સ્વર્ગલોકના રહેનારાઓ અમર જીવનને પ્રાપ્ત થાય છે. તો તે-વરદાતા તું સ્વર્ગના સાધનરૂપ અગ્નિવિદ્યાને જાણે છે. તો શ્રદ્ધાળુ એવા મને તું કહે. આ બીજા વરદાનથી હું માગું છું. ॥ ૧૩ ॥

બીજું વરદાન માગતાં પહેલાં નચિકેતાએ વિચાર્યું–ભવલોક સુધાર્યો! હવે સ્વર્ગલોક સુધારવો રહ્યો. આ લોક અને પરલોક ઉભય માણસને માટે પ્રાપ્ય છે! આથી મારે હવે સ્વર્ગ પ્રાપ્ત કરવાના સાધનરૂપ યજ્ઞીય વિદ્યા યમદેવ પાસે માંગવી રહી ! અને તેણે સ્વર્ગલોક માટે સેવેલી કલ્પના કહી સંભળાવી. તે લોકોની પ્રાપ્તિનાં સાધનરૂપ યજ્ઞીયવિદ્યાની પ્રાપ્તિ માટે પ્રાર્થના કરી તે કહેવા લાગ્યો. હે યમદેવ! સ્વર્ગલોક ભયરહિત છે. આપનો કે ઘડપણનો ત્યાં લેશ ડર નથી! ત્યાંના નિવાસી અશનાપિપાસાથી પર છે. શોકશૂન્ય છે. સ્વર્ગલોકનો નિવાસી આનન્દમાં રહે છે. તો આ ભયશૂન્ય, આપ અને જરાના પ્રભાવશૂન્ય, ભૂખ તરસની વેદનાશૂન્ય, શોકશૂન્ય, આનન્દભરિત સ્વર્ગલોકની પ્રાપ્તિ ઈષ્ટ છે! ભય, ભૂખ તરસ, શોક અને ઉદ્વેગ તો માણસને મ્હાત કરે છે! એ જ્યાં નથી ત્યાં વસવું કોને ન ગમે?. વળી હે યમદેવ! સ્વર્ગનિવાસી લોકો અમર જીવન ભોગવે છે! તેવા અલૌકિક

સ્વર્ગલોકને પ્રાપ્ત કરવાની ચાવીરૂપ જે અગ્નિવિદ્યા-યજ્ઞવિદ્યા તેને આપ જાણો છો. જો આપ ખરે જ મારા ઉપર પ્રસન્ન હો તો તે યજ્ઞવિદ્યા મને ભણાવો. હું શ્રદ્ધાળુ શિષ્ય છું. શ્રદ્ધાના બળે આપનું ભણાવેલું હું જીરવી શકીશ. આ છે મારું બીજું વરદાન. આથી કૃપા કરી સ્વર્ગના સાધનરૂપ યજ્ઞવિદ્યા આપ મને ભણાવો। ॥ ૧૨-૧૩ ॥

**प्र ते ब्रवीमि तद् उ मे निबोध स्वर्ग्यं अग्निं नचिकेतः! प्रजानन्।**
**अनन्तलोकाप्तिमथो प्रतिष्ठां विद्धि त्वं एतं निहितं गुहायाम् ॥१४॥**

नचिकेतः=હે નચિકેતા! स्वर्ग्यं=સ્વર્ગના સાધનરૂપ अग्निं=અગ્નિને (અગ્નિવિદ્યાને) ते=તને प्रब्रवीमि=હું કહું છું उ=હવે तत्=તેને प्रजानन्=સાવધાન થયેલ તું मे=મારી પાસેથી निबोध=સમજ. अनन्तलोकाप्तिं=સ્વર્ગલોકની પ્રાપ્તિનું સાધન अथो=તથા प्रतिष्ठां=લોકપ્રતિષ્ઠાના કારણરૂપ एतं=આ અગ્નિવિદ્યાને त्वं=તું गुहायां=હૃદયગુફામાં (બુદ્ધિમાં) निहितं=રાખેલી विद्धि=જાણ. ॥ ૧૪ ॥

હે નચિકેતા! સ્વર્ગના સાધનરૂપ અગ્નિવિદ્યા તને હું કહું છું તે હવે સાવધાન થયેલ તું મારી પાસેથી સમજ. સ્વર્ગલોકની પ્રાપ્તિનું સાધન તથા લોકપ્રતિષ્ઠાના કારણરૂપ આ અગ્નિવિદ્યાને તું હૃદયગુફામાં રાખેલી જાણ. ॥ ૧૪ ॥

યમદેવ નચિકેતાની બુદ્ધિ ઉપર મુગ્ધ થયા. તેમણે તરત જ વળતો ઉત્તર આપ્યો કે હે નચિકેતા! હું તને તે યજ્ઞવિદ્યા કહું છું, તેને તું સાવધાન થઈ મારી પાસે સમજ. આ યજ્ઞવિદ્યા સ્વર્ગની પ્રાપ્તિ કરાવનારી છે. અને આ લોકોમાં પ્રતિષ્ઠા અપાવનારી છે. એને તું હૃદયગુફામાં રાખેલી જાણ. અર્થાત્ યજ્ઞનું ફલ સ્વર્ગ અને જગતની પ્રતિષ્ઠા છે. બન્ને પ્રાપ્ત કરવા યોગ્ય છે. પણ આ વિદ્યા કેવળ બુદ્ધિથી સમજાય એવી નથી. શ્રદ્ધાપૂર્ણ બુદ્ધિ જ હૃદય છે! તે શ્રદ્ધાપૂત હૃદયની ગુફામાં એ રહે છે. માટે તું તારા હૃદયની ગુફાને ઉઘાડી રાખજે. જેથી મારી આપેલી વિદ્યા ત્યાં ટકે. ॥ ૧૪ ॥

**लोकादिं अग्निं तं उवाच तस्मै याः**
**इष्टकाः यावतीः वा यथा वा ।**
**स चापि तत् प्रत्यवदत् यथोक्तं, अथास्य**
**मृत्युः पुनः एव आह तुष्टः ॥ १५ ॥**

लोकादिं=સ્વર્ગલોકના મુખ્ય સાધનરૂપ तं=તે अग्निं=અગ્નિવિદ્યાને तस्मै=તેને યમે उवाच=કહી. તથા याः=જે इष्टकाः=ઈંટો वा=તથા

यावतीः = જેટલી ઇંટો वा = તથા यथा = જેવી ઇંટો કુંડને માટે આવશ્યક છે તે પણ તેને કહી. च = તથા सः = તેણે (નચિકેતાએ) अपि = પણ तत् = તેવું यथोक्तं = જેવું કહ્યું હતું તેવું प्रत्यवदत् = આગળથી કહી સંભળાવ્યું. अथ = હવે एव = નિઃસન્દેહ तुष्टः = પ્રસન્ન થયેલ मृत्युः = યમે पुनः = ફરીથી अस्य = એને आह = કહ્યું ॥ ૧૫ ॥

સ્વર્ગલોકના મુખ્ય સાધનરૂપ તે અગ્નિવિદ્યાને તેને યમે કહી તથા જે તથા જેટલી તથા જેવી ઇંટો કુંડને માટે આવશ્યક છે તે પણ તેને કહી તથા તેણે પણ તે બધું જેવું કહ્યું હતું તેવું સામેથી કહી સંભળાવ્યું. હવે નિઃસન્દેહ પ્રસન્ન થયેલ યમે ફરીથી એને કહ્યું. ॥ ૧૫ ॥

આમ કહી યમદેવે તે યજ્ઞવિદ્યા કે જે સ્વર્ગલોકની પ્રાપ્તિનું સાધન છે તે કહી જે પ્રકારની અને જેટલી ઇંટો વગેરે તે યજ્ઞના કુંડ વગેરેને બનાવવા માટે આવશ્યક તે પણ તેને શીખવ્યું. ગુરુ યમદેવે જે કાંઇ કહ્યું તેને મેધાવી શિષ્ય નચિકેતાએ પાછું ભણી બતાવ્યું. અર્થાત્ તેની મેધાવી-યાદદાસ્તમાં તે બધું કોરાઈ રહ્યું. આમ ગૂઢ યજ્ઞવિદ્યાને પણ મેધાના પ્રભાવે તરત જ હૃદયસ્થ કરી એટલે ગુરુ નચિકેતાની ધારણાશક્તિ ઉપર ખૂબ પ્રસન્ન થયા ! એકપાઠી શિષ્ય ઉપર કયો સહૃદય ગુરુ પ્રસન્ન ન થાય ! નચિકેતાની મેધા ઉપર યમદેવ એટલા તો પ્રસન્ન થયા કે તેની પ્રસન્નતા વળી એક વરદાનમાં પરિણામી ! યમદેવે તેને કહ્યું– ॥ ૧૫ ॥

**तमब्रवीत् प्रीयमाणो महात्मा वरं तवेहाद्य ददामि भूयः ।**
**तवैव नाम्ना भविताऽयमग्निः सृंकां चेमां अनेकरूपां गृहाण ॥ १६ ॥**

प्रीयमाणः = શિષ્યની અલૌકિક પ્રજ્ઞાને જોઈને પ્રસન્ન ચિત્ત થયેલ महात्मा = ઉદારમના ભગવાન યમદેવ तं = તેને–મેધાવી નચિકેતાને अब्रवीत् = કહેવા લાગ્યા કે इह = આ સ્થળે अद्य = અત્યારે भूयः = વળી પણ तव = તને वरं = વરદાન ददामि = આપું છું. अयं = આ अग्नि = અગ્નિ = વિદ્યા तव = તારા नाम्ना = નામે एव = જ भविता = પ્રસિદ્ધ થશે च = તે ઉપરાંત इमां = આ अनेकरूपां = વિધવિધ રૂપવાળી सृंकां = શબ્દમયી રત્નમાળા गृहाण = તને આપું છું તે સ્વીકાર. ॥૧૬॥

શિષ્યની અલૌકિક પ્રજ્ઞાને જોઈને પ્રસન્ન થયેલ તે મહાત્માએ તેને કહ્યું કે આ સ્થળે અત્યારે વળી પણ તને એક વરદાન આપું છું, આ અગ્નિવિદ્યા તારા નામે જ પ્રસિદ્ધ થશે. અને તે ઉપરાંત આ નાના પ્રકારના રૂપરંગવાળી શબ્દમયી રત્નમાલા તને આપું છે તે સ્વીકાર. ॥ ૧૬ ॥

અર્થાત્ મેધાવી શિષ્યની અદ્ભુત પ્રજ્ઞાએ પ્રસન્ન થયેલ ગુરુ આપમેળે તેને વરદાન દેતાં કહે છે કે આ અગ્નિવિદ્યા બેટા ! આજથી તારે નામે જગતમાં પ્રસિદ્ધ થાઓ. શિષ્યનું સ્મારક ગુરુએ કર્યું ! ઉપરાંત તેને રત્નમયી માળા દીધી ! અહો ! ગુરુની શિષ્યવત્સલતા ! ॥ ૧૫ ॥

વળી ધ્યાન અને ચયનયાગની સ્તુતિ કરતાં અગ્નિવિદ્યાનું ફળ ગાતાં કહે છે:-

**त्रिणाचिकेतः त्रिभिरेत्य सन्धिं त्रिकर्मकृत् तरति जन्म मृत्यू ।**
**ब्रह्मजज्ञं देवमीड्यं विदित्वा निचाय्येमां शान्तिं अत्यंत एति ॥१७॥**

त्रिणाचिकेतः=ત્રણ વખત ચયન દ્વારા જેણે નાચિકેત અગ્નિને સંપાદિત કર્યો હોય એવો એટલે કે તેના વિજ્ઞાનવાળો જીવ त्रिभिः=માતા પિતા આચાર્ય, અગર તો શ્રુતિ સ્મૃતિ શિષ્ટો અગર તો પ્રત્યક્ષ અનુમાન આગમ રૂપી ધર્મ પ્રમાણો સાથે सन्धि=શિષ્ય શિક્ષકભાવનો સંબંધ एत्य=પામીને-કેળવીને त्रिकर्मकृत्=યજ્ઞ, અધ્યયન અને દાન રૂપી ત્રણ કર્મો કરનાર जन्ममृत्यू= જન્મ મરણને तरति=તરી જાય છે. અને તે ઉપરાંત ब्रह्मजज्ञं=વિરાટ્ સ્વરૂપી ईड्यं=સ્તુત્ય देवं=દેવને विदित्वा=શાસ્ત્રો દ્વારા જાણીને અને निचाय्य=આત્મભાવે તેનું ધ્યાન ધરીને इमां=આ-યમદેવમાં પ્રત્યક્ષ દેખાતી शान्तिं=શાન્તિ-વિરાજ પદને अत्यन्तं=અવશ્ય एति=કહેલાં કર્મો અને ઉપાસના દ્વારા પ્રાપ્ત કરે છે.॥૧૭॥

જીવનમાં ત્રણ વખત નાચિકેત અગ્નિનું સંપાદન કરનાર માતા પિતા આચાર્યાદિ ત્રિપુટિ સાથે શિષ્યશિક્ષકભાવે સંબંધ કેળવનાર યજ્ઞ વગેરે ત્રણ કર્મોનો કરનાર જન્મમૃત્યુને તરી જાય છે. ઉપરાંત આ વિરાટ અગ્નિ સ્વરૂપ સ્તુત્ય દેવને શાસ્ત્ર દ્વારા જાણી, અંતરમાં આત્મભાવે ચિંતવી વૈરાજ પદરૂપી શાંતિને અવશ્ય પામે છે. ॥૧૭॥

અર્થાત્ શિષ્યભાવ, સત્કર્મનિષ્ઠા અને નાચિકેત વિદ્યાનું વિજ્ઞાન જન્મ-મૃત્યુમાંથી માનવને ઉગારે છે. જન્મમૃત્યુમાંથી ઉગરવું એટલે કે એ જેને લીધે પેદા થાય છે તે મલિનતામાંથી બચવું અર્થાત્ પરિશુદ્ધ થાય છે. એવો પરિશુદ્ધ જીવાત્મા અવશ્ય, કર્મ અને ઉપાસના દ્વારા વૈરાજપદને પ્રાપ્ત થાય છે. વૈરાજપદ એટલે અગ્નિપદ-અગ્નિ જેવું દેદીપ્યમાન પદ-પ્રકાશમય થાય છે. આ ફળશ્રુતિ છે. ॥ ૧૭ ॥

અગ્નિવિજ્ઞાન અને ચયનયાગના ફળનો ઉપસંહાર કરતાં ગુરુદેવ કહે છે:-

त्रिणाचिकेतः त्रयमेतत् विदित्वा यः एवं विद्वान् चिनुते नाचिकेतम् ।
स मृत्युपाशान् पुरतः प्रणोद्य शोकातिगो मोदते स्वर्गलोके ॥ १८ ॥

एतत्=આ त्रयं=ત્રણ=ઈંટનું સ્વરૂપ, સંખ્યા, ચયનનું લક્ષણ विदित्वा=જાણીને त्रिणाचिकेत=ત્રણ વાર અગ્નિનું સંપાદન કરનાર यः=જે કોઇ પુરુષ एवं=આમ विद्वान्=આત્મભાવે વિરાટ અગ્નિનો જાણકાર હોઇને नाचिकेतं=નાચિકેત નામના અગ્નિનું चिनुते=ધ્યાન ધરે છે सः=તે मृत्युपाशान्=અધર્મ અજ્ઞાન રાગદ્વેષ વગેરે મૃત્યુનાં ફાંસાઓને पुरतः=પહેલેથી જ શરીર પડી જાય તે પહેલાં જ प्रणोद्य=ત્યજીને शोकातिगः=માનવ એના પરહિત થઇને स्वर्गलोके=સ્વર્ગલોકમાં मोदते=મોજ કરે છે. ॥ ૧૮ ॥

આ ત્રણને જાણીને ત્રણ વાર નાચિકેત અગ્નિનું સંપાદન કરનાર જે કોઈ પુરુષ આમ આત્મભાવે વિરાટ અગ્નિનો જાણકાર હોઈને નાચિકેત નામનાં અગ્નિનું ધ્યાન ધરે છે તે શરીર પડે તે પહેલાં જ અજ્ઞાન વગેરે મૃત્યુના પાશોને તજી સ્વર્ગલોકમાં શોકરહિત થઈને મોજ કરે છે. ॥ ૧૮ ॥

મૃત્યુ મેલનું બીજું નામ છે. જે મેલો નથી તે મરતો નથી. જીવનમાં જે ચોખ્ખો છે તે મૃત્યુપાશમાં નં સપડાતાં જીવનમાં અને ત્યારબાદ પણ સ્વર્ગીય સુખનો ભોક્તા થાય છે! આ છે અગ્નિ વિદ્યા અને ચયનનું ફળ. ॥૧૮॥

एष ते अग्निः नचिकेतः ! स्वर्ग्यः
यं अवृणीथाः द्वितीयेन वरेण ।
एतं अग्निं तव एव प्रवक्ष्यन्ति
जनासः तृतीयं वरं नचिकेतः ! वृणीष्व ॥ १९ ॥

नचिकेतः !=હે નચિકેતા ! एषः=આ છે ते=તારી स्वर्ग्य=સ્વર્ગના સાધનરૂપ अग्निः=અગ્નિવિદ્યા यं=જેને द्वितीयेन=બીજા वरेण=વરદાનથી अवृणीथाः=તેં માંગી છે, जनासः=લોક एतं=આ अग्निं=અગ્નિને तव=તારા નામથી (નાચિકેત એ નામથી) एव=જ प्रवक्ष्यन्ति=ભણશે અને ભણાવશે. હવે તું नचिकेतः=હે નચિકેતા ! तृतीयं=ત્રીજું वरं=વરદાન वृणीष्व=માંગ. ॥ ૧૯ ॥

હે નચિકેતા ! આ છે તારી સ્વર્ગના સાધનરૂપ અગ્નિવિદ્યા, જે બીજા વરદાનથી તેં માંગી છે. લોકો તારા નામથી જ આ અગ્નિવિદ્યાને ભણશે તથા ભણાવશે. હવે હે નચિકેતા ! તું ત્રીજું વરદાન માંગ. ॥ ૧૯ ॥

હે નચિકેતા! હું તારા ઉપર અત્યંત પ્રસન્ન થયો છું. તેં બીજા વરદાનથી જે વિદ્યા માંગી તે મેં તને કહી. તારી મેધા ઉપર પ્રસન્ન થઈ હું તને આ મારા તરફથી એક વરદાન આપું છું કે આજથી જગતમાં આ વિદ્યા તારે નામે પ્રસિદ્ધિ થશે. અર્થાત્ આજ પછીથી આ વિદ્યા 'નાચિકેત વિદ્યા' તરીકે પ્રસિદ્ધિ પામશે. પ્રસન્ન ગુરુ શું ન આપે? હે બેટા! હવે તું ત્રીજું વરદાન માંગ. તારા ઉપર હું પ્રસન્ન છું. ॥ ૧૬ ॥

**येयं प्रेते विचिकित्सा मनुष्ये अस्तीत्येके नायमस्तीतिचैके ।**
**एतद्विद्यां मनुशिष्टः त्वयाहं वराणामेषः वरःतृतीयः ॥२०॥**

या=જે इयं=આ प्रेते=મરી ગયેલા मनुष्ये=મનુષ્યની બાબતમાં विचिकित्सा=વિરૂદ્ધ વિચાર (સંશય) છે-एके=એક પક્ષ इति=એમ કહે છે કે "આત્મા શરીરથી અલગ अस्ति=છે, અને મર્યા પછી રહે છે" च=તથા एके=એક પક્ષ इति=એમ કહે છે કે अयं=આ આત્મા શરીરથી અલગ नास्ति=નથી તથા નથી તો મર્યા પછી રહેતો. अहं=હું त्वया=તારા દ્વારા अनुशिष्टः=શીખવાયેલો-एतत्=આ આત્માનું હોવું ન હોવું विद्यां=જાણું. एषः=આ वराणां=વરદાનમાં મારું तृतीयः=ત્રીજું वरः=વરદાન છે. ॥ ૧૭ ॥

જે આ મરી ગયેલ મનુષ્યની બાબતમાં વિરૂદ્ધ વિચાર એટલે કે સંશય છે— "એક પક્ષ તો એમ કહે છે કે આ આત્મા શરીરથી અલગ છે અને મર્યા પછી રહે છે. તથા બીજો પક્ષ એમ કહે છે કે આ આત્મા શરીરથી અલગ નથી અને નથી તો મર્યા પછી રહેતો. હું તારો શીખવેલો આ આત્માના હોવા ન હોવાપણાને જાણું. એ વરદાનોમાં મારું ત્રીજું વરદાન છે. ॥ ૧૭ ॥

આમ નચિકેતાએ યમદેવ પાસેથી પહેલા બે વરદાનોમાં આ લોક અને પરલોકની સિદ્ધિ માંગી લીધી. પ્રસન્ન થયેલા યમદેવે પોતાના તરફથી નચિકેતાને એક વધારાનું વરદાન પણ આપ્યું. હવે ત્રીજું વરદાન માંગતાં નચિકેતાએ સૂક્ષ્મતમ પ્રશ્ન પૂછ્યો! આ પ્રશ્ન આગળથી જ વેદાન્તની શરૂઆત થાય છે. આ લોક અને પરલોકનું યથાર્થ જ્ઞાન સંપાદન કર્યા પછી આ લોક અને પરલોક જેને માટે છે, જેના સાચાં જ્ઞાનથી લોકમાં અટવાવાનું ટળી જાય છે, જેને જાણ્યાથી આબ્રહ્મસ્તમ્બાન્ત સૃષ્ટિ એ સ્વરૂપનો જ વિલાસ છે એવું સહૃદય ભાન થાય છે તે આત્માને લગતી વિવિદિષા નચિકેતા પ્રકટ કરે છે. અર્થાત્ ત્રીજા વરદાનમાં નચિકેતા આત્મજ્ઞાનની યાચના કરે છે. નચિકેતા કહે છે કે હે યમદેવ! પ્રાણીની મરણોત્તર સ્થિતિ વિષે પરસ્પર,

વિરૂદ્ધ બે મતો છે-એટલે કે સંશય છે. એ બેમાંથી એક પક્ષનું દર્શન આ છે કે મરનારનો આત્મા મરનારના શરીરથી જુદો છે, અને મર્યા પછી-દેહત્યાગ બાદ તે આત્મા રહે છે. બીજા પક્ષનું મન્તવ્ય છે કે શરીરથી જુદો એવો કોઈ આત્મા નથી, અને શરીરના ત્યાગ બાદ તે હોતો નથી. તો આ આત્મા મરણોત્તર હોય છે કે નહિ એ વિષયમાં હું આપનું શિક્ષણ ચાહું છું. આ મારૂં ત્રીજું વરદાન છે.

અર્થાત્ નચિકેતાનો પ્રશ્ન ખૂબ બારીક છે. નચિકેતાએ જે પ્રશ્ન પૂછ્યો છે તે પ્રશ્ન તમામ વિચારશીલ માનવોને મૂંઝવે છે. એટલે નચિકેતાના પ્રશ્નમાં એક સનાતન કોયડો છૂપાએલો છે. આત્મા નામની વસ્તુ શરીરથી ભિન્ન છે; અને શરીરના જન્મ કે મરણથી તેના જન્મ કે મરણ થતાં નથી. આવી જાતનું લોકમાં એક દર્શન છે. મરણ બાદ આત્મા રહેતો નથી. શરીર જ આત્મા છે. અને શરીરની ઉત્પત્તિ અને નાશ સાથે આત્માની ઉત્પત્તિ અને નાશ થાય છે આ બીજું દર્શન છે.

પહેલા દર્શન મુજબ આત્મા નામની કોઇ સ્થાયી ચીજ છે. તે આત્મા ત્રણે કાળમાં હોનારો ઠરે. શરીર વગેરેના સંબંધથી તે જન્મેલો ગણાય. મરણથી મરેલો ગણાય. પણ સ્વતઃ તે આત્માને જન્મ કે મરણ કે તે બેના વચગાળામાં આવતો સંસાર નથી ! આત્મા નામની કોઇ સ્થાયી વસ્તુ હોય તો જ આ જગતની વ્યવસ્થા સમજાવી શકાય એવી છે. આત્મા નામની સ્થાયી વસ્તુ છે એમ જો નક્કી થાય તો પછી તે આત્મા કેવો છે-કેવડો છે-ક્યાં છે-તે કેવી રીતે મેળવાય એ બધા પ્રશ્નો આવે. આથી પહેલાં તો આત્માની અસ્તિ વિષે નિશ્ચય કરવો હોવો ઘટે. અહીં છે વેદાન્તનો વાદ.

બીજા દર્શન મુજબ તો આત્મા અને દેહ એ એક જ ચીજ ઠરે છે. દેહાત્મવાદ તેના ઉપરથી ફળે છે. અને આ ચાર્વાકવાદના અનુયાયી સોએ પોણીસો ટકા જગતમાં છે. આ ચાર્વાકવાદ એટલો સરળ-સહજ-અને સ્વભાવરૂઢ છે કે સિવાય કે સૂક્ષ્મ વિચાર શક્તિ-જન્મ જન્માન્તરના પુણ્ય સંચય-માણસને પ્રશ્ન પણ ઉઠતો નથી કે શંકરવાદ જેવી પણ કોઇ ચીજ છે ! આથી નચિકેતાનો આ પ્રશ્ન ખૂબ જ મહત્વનો અને બારીક છે. એમાં વેદાન્તનાં મંડાણ છે. કલ્યાણનાં પગલાં છે. આત્માને લગતી જીજ્ઞાસા કલ્યાણનું ઉગમસ્થાન છે ! જીવનની સિદ્ધિ અસિદ્ધિ આ પ્રશ્નના ઉત્તરની સમજણ કે અસમજણમાં છે, કેમકે 'અસ્તિ-નાસ્તિ' માં જ જીવન મરણ છે.

નચિકેતાએ યમદેવને જ આ પ્રશ્ન કર્યો તેમાં પણ રહસ્ય છે. યમદેવ મૃત્યુદેવ છે. પ્રાણીમાત્રનું મરણ બાદ શું થાય છે એનું રહસ્ય એ જ જાણે. તો જે જે બાબતને નિઃશંકપણે જાણે તે જ તેના વિષે નિઃશંકપણે બીજાને જણાવી શકે. અને આત્મવિદ્યા કે બીજી કોઈપણ વિદ્યા હો–વિદ્યાદાતા, વિદ્યાવિષયમાં નિષ્ણાત અને નિઃશંક હોવો ઘટે. નહિંતર વિદ્યા પ્રસન્ન ન બને ! એટલે યમદેવની ગુરૂ તરીકે વરણી અત્યંત રહસ્યવાળી છે. ગુરૂની લાયકાત કેવી હોવી જોઈએ એનું અહીં સૂચન છે. અર્થાત્ ગુરૂ વિદ્યાવિષયમાં નિષ્ણાત, પારંગત, અનુભવી, નિઃશંક અને વિદ્યાદાનમાં સમર્થ હોવો જોઈએ અને આત્મજ્ઞાનના વિષયમાં તો ભગવાન યમદેવ કરતાં બીજો કોણ વધુ લાયક હોય? આથી નચિકેતા વિનયનમ્રભાવનાએ યમદેવને કહે છે કે આપનો શીખેલો હું આત્માના હોવા, ન હોવાપણાને–અસ્તિ–નાસ્તિને જાણું. આમ ત્રીજા વરદાનમાં ભાગ્યશાળી નચિકેતા આત્માની પૃથક્ અસ્તિ નાસ્તિ વિષે પ્રશ્ન પૂછી આત્મજ્ઞાન મેળવવા માટે પ્રાર્થના કરે છે. ॥ ૧૯ ॥

**देवैरत्रापि विचिकित्सितं पुरा नहि सुविज्ञेयमणुरेष धर्मः ।**
**अन्यं वरं नचिकेतो वृणीष्व मा मोपरोत्सीः अतीमासृजैनम् ॥ २० ॥**

યમે કહ્યું–नचिकेतः !=હે નચિકેતા ! पुरा=પહેલાં देवैः=દેવોએ अपि=પણ अत्र=આમાં (આત્માના હોવા ન હોવામાં) विचिकित्सितं=સન્દેહ (સંશય) કર્યો છે. हि=કેમકે एषः=આ धर्मः=દેહ ઇન્દ્રિયોના સંઘાતને ધારણ કરનાર (આત્મા) अणुः=અત્યંત બારીક છે सुविज्ञेय=સહેલાઈથી જાણી શકવાને યોગ્ય न=નથી. તું કોઈ अन्यं=બીજાં वरं=વર=વરદાનને वृणीष्व=માંગી લે मा=મને એને માટે मा=ન उपरोत्सीः=તંગ કર. (ચોમેરથી મને ન રોક) एनं=એને (એ વરદાનને) मा=મારે માટે अतिसृज=છોડી દે. ॥ ૨૦ ॥

યમે કહ્યું–હે નચિકેતા! પહેલાં દેવતાઓએ પણ આમાં સંશય કર્યો છે. કેમકે આ દેહેન્દ્રિય સંઘાતને ધારણ કરનાર આત્મા ખૂબ બારીક છે. સહેલાઈથી જાણી શકાય એવો નથી. તું કોઈ બીજનું વરદાન માંગી લે. એને માટે તું મને ન તંગ કર. એને (આ વરદાનને) તું મારે માટે છોડી દે. ॥ ૨૦ ॥

આમ ઓગણીસમા મન્ત્રમાં નચિકેતાએ મરણોત્તર આત્માની અસ્તિ નાસ્તિને લગતો ગૂઢ અને જટિલ અને દુર્બોધ પ્રશ્ન કર્યો. આત્મજ્ઞાન ફાવે તેને અપાતું નથી. આત્મજ્ઞાન અધિકારની અપેક્ષા રાખે છે. સિંહણનું દૂધ જેમ

કનકપાત્રમાં જ રહી શકે, બીજી ધાતુના પાત્રમાં એ ઠરતું નથી તેમ આત્મજ્ઞાન કનકસમા હૃદયપાત્રમાં જ વસે છે, બીજે એ ઠરતું નથી. આ અધિકાર એ જાતિ વગેરેનો નથી. મનુષ્યમાત્ર આત્માને જાણી શકે છે. ફક્ત તેનામાં સાધન સંપત્તિ હોવી ઘટે. આત્મજ્ઞાનને સાધનસંપત્તિના સ્થિર વિકાસ સાથે સંબંધ છે. જન્મ જાતિ વગેરે સાથે નથી. જન્મે બ્રાહ્મણ પણ કર્મે ચંડાળને આપવામાં આવે તો પણ આત્મજ્ઞાન અપાતું નથી. જન્મે ચંડાળ પણ ગુણ કર્મે બ્રાહ્મણને ન આપવામાં આવે તો પણ ઈશ્વરાનુગ્રહથી આત્મજ્ઞાન થાય છે. આથી સાધન સંપત્તિનો બેહદ વિકાસ જ્યાં હોય ત્યાં તેના અનિવાર્ય ફલ રૂપે આત્મજ્ઞાન પ્રકટ્યા સિવાય રહેતું નથી. ગુરુ પણ સમજુ હોવો જોઇએ. બ્રહ્મજ્ઞાન કોઇ માંગે કે તરત તેને પીરસનારો તે ન હોવો ઘટે. બ્રહ્મજ્ઞાનની પ્રાર્થના કરનારમાં તેને પચાવવાની ગુણસંપત્તિ છે કે કેમ તેની પરીક્ષા તેણે કરવી જ જોઇએ. નચિકેતાએ પ્રશ્ન તો પૂછ્યો, પણ એમ કાંઈ યમદેવ તેને તરત મચક ન આપે. યમદેવે નચિકેતાની પરીક્ષા લેવાનો વિચાર કર્યો. આત્મજ્ઞાન મેળવવા માટે વિવેક, વૈરાગ્ય, શ્રદ્ધા વગેરે જરૂરી સંપત્તિ નચિકેતાનામાં છે કે નહિ એનું પારખું કરવા માટે યમદેવે તેને વળતો જવાબ વાળ્યો–કે હે બેટા નચિકેતા! મોટા મોટા દેવોએ પણ આ વિષયમાં શંકા સેવી છે. આ ધર્મ ખૂબ બારીક છે. સહેલાઈથી સમજાય એવો નથી. તું કાંઈ બીજું માંગ. આ બાબતમાં મને તંગ ન કર. એટલી વાત તું છોડી દે. અર્થાત્ દેવો પણ આત્માની અસ્તિ નાસ્તિના બારીક વિષયમાં શંકાથી પર નથી. દેવ શબ્દના પ્રસિદ્ધ અર્થ ઉપરાંત પંડિત એવો પણ એનો અર્થ થાય છે. મોટા મોટા પંડિતો પણ આત્માના યથાર્થ જ્ઞાનમાં સંશયગ્રસ્ત છે. કેવળ પાંડિત્ય સાથે આત્મજ્ઞાનને ઓછામાં ઓછી લેવાદેવા છે. સાધન સંપત્તિની સ્થિરતા વત્તા પાંડિત્ય એમ બે મળીને આત્મજ્ઞાન નીપજાવે છે. આ ધર્મ સૂક્ષ્મ છે એટલે કે આત્માનો વિષય ખૂબ ઝીણો છે. આ શબ્દો અહીં સમજી લેવા જેવા છે. ધર્મ શબ્દ ધૃ ધાતુ જેનો અર્થ ધારણ કરવું થાય છે, તેના ઉપરથી નીપજે છે. શરીર ઇન્દ્રિયો વગેરેના સંઘાતનો ધારણ કરનારો હોવાથી, ધર્મ શબ્દનો અર્થ અહીં આત્મા થાય છે. એ આત્મા સૂક્ષ્મ છે. અહીં સૂક્ષ્મતા એટલે આંખથી ન જોવાય એવો અર્થ નથી. સૂક્ષ્મતાનો અર્થ પવિત્રતાથી ગ્રાહ્યતા એવો–અનુભવે પકડાય એવો થાયછે. આત્મા સૂક્ષ્મ છે. એટલે કે મેલાં હૃદયવાળાથી કોટિ વર્ષે પણ સમજાય એવો નથી પવિત્ર અંતરવાળાને માટે તો આત્મજ્ઞાન

સહજ છે. આથી જ ગુરુદેવ કહે છે, કે એ સુવિજ્ઞેય નથી. એટલે કે નિઃસંશયપણે શરીર વગેરેથી ભિન્ન રીતે જણાય એવો નથી. માટે હે નચિકેતા! તું કાંઈ બીજું માંગી લે. આ આત્માની ખટપટ ન કર. મને એ વિષયમાં તંગ ન કર. જવા દે એ ખટપટી ઝંઝટ. ॥ ૨૧ ॥

देवैरत्राऽपि विचिकित्सितं किल, त्वं च मृत्यो !
यं न सुविज्ञेयमात्थ । वक्ता च अस्य त्वादृग् अन्यो
न लभ्यो, न अन्यो वरः तुल्यः एतस्य कश्चित् ॥ २२ ॥

નચિકેતાએ કહ્યું–किल=જે देवैः=દેવોએ अपि=પણ अत्र=એમાં विचिकित्सितं=સન્દેહ કર્યો છે. च=તથા - मृत्यो=હે યમ ! त्वं=તું यं=જેને (આત્માને) न=નથી सुविज्ञेयः=સહેલાઇથી જાણી શકાય आत्थ=(એમ) કહે છે. च=વળી अस्य=એનો (આત્માનો) वक्ता=કહેનાર (ઉપદેષ્ટા)अन्य=બીજો त्वादृक्=તારા સરખો न लभ्यः=શોધ્યો છતાં મળે એમ નથી. તો મારી સમજમાં एतस्य=એની तुल्यः=બરોબર अन्यः=બીજું वर=વરદાન न कश्चित्=કોઇ નથી. ॥ ૨૨ ॥

નચિકેતાએ કહ્યું–જે દેવોએ પણ આમાં સન્દેહ કર્યો છે તથા હે યમ! જેને તું સહેલાઈથી જાણી શકાય એવો નથી એમ કહે છે, વળી એનો બીજો તારા સરખો શોધ્યો છતાં ઉપદેષ્ટા મળે એમ નથી. તો પછી મારી સમજમાં એની બરોબરનું બીજું કોઈ વરદાન નથી ; ॥ ૧૯ ॥

આમ ગુરુદેવે શિષ્યની કપરી પરીક્ષા લેવા માંડી. પણ શિષ્ય બ્રાહ્મણ હૃદયી હતો: તેણે તરત જવાબ વાળ્યો. ગુરુદેવ ! આપ કહો છો કે દેવો પણ આ વિષયમાં સંદેહ સેવે છે. વળી એ સહેલાઇથી જાણી શકાય એવો નથી એમ પણ આપ જ કહી રહ્યા છો. તો જેમાં દેવને સંશય હોય, જે સુવિજ્ઞેય ન હોય, તેમાં મને સંશય રહે એમાં શી નવાઈ? તે મારે માટે વધારે દુર્બોધ હોય એમાં શું આશ્ચર્ય ! અને જ્યાં સુધી સંશય અને અજ્ઞાન જીવતાં હોય ત્યાં સુધી સહજ સમાધાન ક્યાંથી આવે ? અંતરની શાંતિ કેવી રીતે પ્રકટે ? હૃદયને સંશયનો ફોડો થયો હોય, અજ્ઞાનનું ગુમડું થયું હોય ત્યાં સુધી તો વેદના રહે જ. દરક દરક દર્દ થાય ને હૈયું અશાન્ત રહે જ. એ સંશયનો ફોડો ફૂટે નહિ–અજ્ઞાનનું ગુમડું મટે નહિ ત્યાં સુધી ચેન ક્યાંથી હોય ? વળી હે ગુરુદેવ ! આપ જ કહો કે આ વિષયમાં આપ સમાન મને કહેનાર પણ કોણ

હોય ! ત્રણ લોકમાં શોધી વળું તો પણ આપ સિવાય બીજો કોઇ આ બાબતમાં નિ:સંશયતાથી વિધાન કરી શકે એવો નથી. કેમકે મરણોત્તર પરિસ્થિતિના એક માત્ર અધ્યક્ષ આપ છો. તો સંશય છે, અજ્ઞાન છે, તે બન્નેના વૈદ્ય આપ છો. મારા સદ્‌ભાગ્યે આપ મને મળ્યા છો. મારે સંશય અને અજ્ઞાનનો નાશ કરવો છે. તો આપ જ કહો કે હું આપની પાસેથી એ સિવાય બીજું શું યાચું ? માટે ગુરુદેવ ! મારી બાલબુદ્ધિ પ્રમાણે તો આ પ્રશ્નની બરોબર ઉતરે એવું એકે વરદાન જ નથી ! કૃપા કરીને આપ એ વરદાન જ દો. ॥ ૨૨ ॥

शतायुषः पुत्रपौत्रान्वृणीष्व, बहून् पशून् हस्तिहिरण्यं अश्वान् ।
भूमेःमहदायतनं वृणीष्व, स्वयं च जीव शरदो यावद् इच्छसि ॥२३॥

एतत् तुल्यं यदि मन्यसे वरं वृणीष्व वित्तंचिरजीविकां च ।
महाभूमौ नचिकेतः ! त्वमेधि, कामानां त्वा कामभाजं करोमि ॥२४॥

ये ये कामा दुर्लभा मर्त्यलोके, सर्वान् कामान् छन्दतः प्रार्थयस्व ।
इमाः रामाः सरथाः सतूर्याः नहि ईदृशाः लम्भनीया मनुष्यैः ।
आभिः मत्प्रत्ताभिः परिचारयस्व, नचिकेतो । मरणंमानुप्राक्षीः ॥२५॥

યમે કહ્યું–शतायुषः=સો સો વરસના આયુષ્યવાળા पुत्रपौत्रान्=પુત્ર તથા પૌત્રોને वृणीष्व=માંગ. बहून्=બહુ पशून्=પશુઓ हस्तिहिरण्यं=સોનેરી ઝુલવાળા હાથીઓ અને अश्वान्=ઘોડાઓને માંગી લે. भूमेः=પૃથ્વીના કોઇ महद्=મોટા आयतनं=પ્રદેશને वृणीष्व=માંગી લે. च=તથા स्वयं=જાતે તેટલાં વરસ जीव=જીવ यावत्=જેટલાં शरदः=વર્ષો इच्छसि=તું ચાહતો હોય. ॥ ૨૩ ॥

यदि=જો एतत्=આની (આ વરદાનની) तुल्यं=બરોબર કોઇ બીજું वरं=વરદાન તું मन्यसे=સમજતો હોય તો वृणीष्व=માંગી લે. वित्तं=સર્વ પ્રકારના ધન च=તથા चिरजीविकां=ચિરજીવન માંગી લે. नचिकेतः=હે નચિકેત ! महाभूमौ=સર્વથી પૂજ્ય ભારતભૂમિમાં त्वं=તું एधि=રાજા હો. હું त्वा=તને कामानां=વાંચ્છિત પદાર્થોનો कामभाजं=યથેચ્છ ભોગવવાવાળો करोमि=બનાવું છું. ॥ ૨૧ ॥

ये ये=જે જે कामाः=વાંછિત પદાર્થો मर्त्यलोके=મનુષ્યલોકમાં दुर्लभाः=દુર્લભ છે. તે सर्वान्=બધા कामान्=વાંછિત પદાર્થોને छन्दतः=ઇચ્છાનુસાર

प्रार्थयस्व = માંગી લે. इमाः = આ रामाः = સુન્દર સ્ત્રીઓ, सरथाः = રથ સહિત તથા सतूर्याः = વાજાં સહિત તને આપું છું ईदृशाः = આવી સ્ત્રીઓ मनुष्यैः = મનુષ્યોથી नहि = નથી लम्भनीयाः = પ્રાપ્ત થવાને યોગ્ય आभिः = આ मत्प्रत्ताभिः = મારી અપાવેલી સ્ત્રીઓ દ્વારા नचिकेतः = હે નચિકેતા ! परिचारयस्व = સેવા કરાવ. नु = અને मरणं = મરણને माप्राक्षीः = ન પૂછ. ॥ ૨૫ ॥

યમદેવે કહ્યું-સો સો વરસના આવરદાવાળા પુત્રો તથા પૌત્રો માંગ. ઘણાં પશુઓ, સોનેરી ઝુલવાળા હાથીઓ અને ઘોડાઓને માંગી લે. પૃથ્વીના કોઈ મોટા પ્રદેશને માંગ તથા જાતે તેટલાં વરસ જીવ, જેટલાં વર્ષો તું ચાહતો હોય. ॥ ૨૩ ॥

જો આની બરોબર કોઈ બીજું વરદાન તું સમજતો હોય તો માંગી લે. સર્વ પ્રકારના ધન તથા ચિરજીવનને માંગી લે. હે નચિકેતા ! સર્વથી પૂજ્ય ભારતભૂમિમાં તું રાજા હો. હું તને વાંચ્છિત પદાર્થોનો યથેષ્ટ ભોગવનારો બનાવું છું. ॥ ૨૪ ॥

જે જે વાંચ્છિત પદાર્થો મનુષ્યલોકમાં દુર્લભ છે તે બધા વાંચ્છિત પદાર્થોને ઈચ્છાનુસાર માંગી લે. આ સુન્દર સ્ત્રીઓ તને હું રથ સહિત તથા વાજિંત્રો સહિત આપું છું. આવી સ્ત્રીઓ મનુષ્યથી પ્રાપ્ત થવી યોગ્ય નથી. હે નચિકેતા ! મારી અપાવેલી આ સ્ત્રીઓ દ્વારા તું તારી સેવા કરાવ અને મરણને (મરણ પછી આત્માના રહેવા કે ન રહેવાને તું ) ન પૂછ ॥ ૨૫ ॥

ગુરુએ જોયું કે શિષ્યમાં-સાચી જીજ્ઞાસા છે, વાંઝણી નથી. છતાં એને પૂરો કસી જોવો જ રહ્યો. કેમકે અપાત્રે અપાયેલી આત્મવિદ્યામાં પાર્થિવ આકર્ષણો અંતરાયરૂપ છે. જ્યાં સુધી આ લોકના તમામ રમણીય પદાર્થોની આપણા ઉપર સત્તા ચાલતી હોય-તેમનું આકર્ષણ આપણને પરવશપણે ખેંચતું હોય, ત્યાં સુધી પ્રસન્ન આત્મવિદ્યા સ્ફુરતી નથી. આથી વિજ્ઞ ગુરુ શિષ્યને અનેક પ્રલોભનો આપતાં કસી જુવે છે કે હે બેટા નચિકેતા! તારા વરદાનની અવેજીમાં હું તને ભલી ભલી વસ્તુ આપું. તું પુત્રધન માંગ, પૌત્રધન યાચ. પશુધન પ્રાર્થ. હસ્તિ અને હય-ધન માંગ. પૃથ્વીદાન યાચ અને આયુષ્યધન યાચ. એટલું જ નહિ હે નચિકેતા! આ સિવાય પણ આની બરોબરી તું કશું માંગતો હોય તો તે આપવા હું રાજી છું. સર્વ પ્રકારનાં ધન માંગ. ચિરજીવન માંગ. હે નચિકેતા ! તું પૂજ્ય ભારતભૂમિનો રાજા બન. તને જે જે કાંઈ ઈષ્ટ હોય તે તમામ ઇષ્ટ પદાર્થો તને મારી કૃપાથી ભોગવવાને મળશે. હે નચિકેતા ! મનુષ્યલોકમાં દુર્લભ છતાં એ મનુષ્યને મનોવાંચ્છિત જે કોઇ પદાર્થ હોય તે તું ઈચ્છાનુસાર માંગી લે. આ સુન્દરીઓ, રથ અને વાજિંત્રો

સહિત તને આપું છું. સમજી લે કે આવી અનુપમ સુન્દરીઓ મનુષ્યને મળી શક્તિ નથી. એ લલિત લલનાઓ દ્વારા તું તારી સેવા કરાવ. પણ તું મરણ વિષે ન પૂછ. અર્થાત્ અહીં યમદેવ રમણીયમાં રમણીય પદાર્થો નચિકેતા સ્હામે ધરે છે. તેની ભોગેચ્છાને જાગૃત કરવા, તેની તૃષ્ણાને સતેજ કરવાને જેટલા ઉપાયો કલ્પી શકાય તેટલા તમામ તેની સમક્ષ ધરે છે. પુત્ર, પૌત્ર, પશુધન ભૂમિધન અને જીવનધનની તૃષ્ણા અતૃપ્ય રહે છે, સત્તા માટે માણુસ મરી ફીટે છે. સ્ત્રીધન માટે આકાશ પાતાળ એક કરે છે, અને એ જ તો માણુસને બાંધનારાં છે. અર્થાત્ વિત્તેષણા દારૈષણા અને લોકૈષણાના ત્રિવિધ પાસ પ્રાણીમાત્રને આકર્ષી રહ્યાં છે. દારૈષણા કેડમાં રહે છે. વિત્તેષણા પગમાં રહે છે. લોકૈષણા મસ્તકમાં રહે છે. દારૈષણા, વિત્તૈષણા અને લોકૈષણામાં કારણ કાર્યનો દૃઢ સંબંધ છે. દારૈષણા, વિત્તૈષણાને અને વિત્તૈષણા, લોકૈષણાને જન્માવે છે. સૌથી પ્રબળ લોકૈષણા છે. આ ત્રણે એષણાઓને ગુરુ શિષ્ય સમક્ષ ધરે છે. એનાથી એ કેટલો ખેંચાય છે તેની પરીક્ષા અહીં કહે છે. ॥ ૨૫ ॥

**श्वोभावा मर्त्यस्य यदन्तक! एतत् सर्वेन्द्रियाणां जरयन्ति तेजः।**
**अपि सर्वं जीवितं अल्पमेव तवैव वाहास्तव नृत्यगीते ॥२६॥**

નચિકેતાએ કહ્યું:—अन्तक=હે સર્વનો અન્ત કરનાર! एतत्=આ यत्=જે પદાર્થો આપે કહ્યા છે તે બધા श्वोभावाः=કાલના પદાર્થો છે (મુશ્કેલીથી આવતી કાલ સુધી રહેનારા છે) અને વળી અતિભોગથી मर्त्यस्य=મનુષ્યની सर्वेन्द्रियाणां=બધી ઇન્દ્રિયોના तेजः=તેજને जरयन्ति=નષ્ટ કરે છે अपि=વળી, જ્યારે અન્તે મરવાનું છે તો પછી ટૂંકું કે લાંબુ सर्वं= બધું जीवितं=જીવન अल्पं=થોડું જ एव=જ છે. આથી तव=તારું एव=જ હો (તારી પાસે જ રહો) પુત્ર પૌત્ર તથા સ્ત્રીયો સહિત वाहाः=રથ, હાથી ઘોડા તથા तव=તારા જ હો नृत्यगीते=નાચ અને ગાન. ॥ ૨૬ ॥

નચિકેતાએ કહ્યું:—હે સર્વનો અન્ત કરનાર! આ જે પદાર્થો આપે કહ્યા છે તે બધા આવતી કાલના છે. અને વળી અતિભોગથી મનુષ્યની બધી ઈન્દ્રિયોનાં તેજને નષ્ટ કરે છે. વળી જ્યારે અન્તે મરવાનું છે તો પછી ટૂંકું કે લાંબું જીવન થોડું જ છે. આથી તારા જ હો રથાદિ અને તારાજ હો નાચ અને ગાન. ॥ ૨૬ ॥

આમ જ્યારે ગુરૂએ કપરી પરીક્ષા મૂકી ત્યારે નિર્મળહૃદયી નચિકેતાનો વિવેક વધુ સતેજ થયો. જેનું ભાવિ કલ્યાણ થવાનું છે તેની આવી વેળા વિવેકબુદ્ધિ વધુ સતેજ, વધુ કઠોર બની જાય છે. બીજાની એવા પ્રસંગે

બુદ્ધી-નિસ્તેજ-ઢીલી બની જાય છે. તેનો અંતરાત્મા વિકસી ઉઠયો. તેનો સહજ સંસ્કારી વિવેક આગળ આવ્યો. તે કહેવા લાગ્યો, ગુરુદેવ! હે સર્વાન્તક! આપે જે જે પદાર્થો આત્મજ્ઞાનની અવેજીમાં મારી સમક્ષ ધર્યા છે તે તમામ 'શ્વોભાવ' એટલે કે આવતી કાલ સુધી ટકનારા છે,' એટલે કે ક્ષણભંગુર છે. સદા ટકનારા નથી. આપ જ તો તેના અંત કરનારા છો. વળી એ પદાર્થો અતિમાત્ર ભોગથી ઇન્દ્રિયોના તેજને નષ્ટ કરનારા છે. એટલે કે પદાર્થોનો ભોગ ઇન્દ્રિયોના સામર્થ્યને હણે છે. હતવીર્ય ઇન્દ્રિયો ભારરૂપ છે. વળી જો પ્રાણીમાત્ર મર્ત્ય જ છે તો પછી લાંબુ કે ટૂંકુ-જીવનમાત્ર અલ્પ જ છે. તો હું વિનયપૂર્વક આપે અપાવવા ચાહેલા તમામ પદાર્થો આપને જ પાછા સુપ્રત કરું છું. અર્થાત્ હે પ્રભો! ક્ષણભંગુર પદાર્થોને લઇને હું શું કરું! મને તેનાથી જીવનમાં સમાધાન નથી લાગતું. પદાર્થમાત્રમાં પહેલો દોષ તે અનિત્યતાનો છે. જે હમેશાં મારી સામે હોનારા નથી તેની મૈત્રીથી મને ફાયદો શો? વળી એ પદાર્થો વ્હાલા બની આવે છે અને વેરી બનીને જાય છે. ઇન્દ્રિયોને લલચાવી લલચાવીને નીચોવી નાંખે છે. ઇન્દ્રિયોમાં ભોગ ભોગવાની શક્તિ ન રહે ત્યારે કૃતઘ્નીની માફક, નફફટાઇથી, અટ્ટહાસ્ય કરતા ચાલ્યા જાય છે અને બળી બળીને માણસે રહેવું પડે છે. વિષયો જાય, પણ તેનો લ્હેલાટ ન જાય. રસ ન જાય. અને એ રસ જીવે છતાં ઇન્દ્રિયોમાં તાકાત ન હોય એટલે સંતાપ સિવાય બીજું કશું ન રહે! આ છે પદાર્થોમાં બીજો દોષ. એ તાપદુઃખમાં બળવાથી શો ફાયદો? વળી જીવનમાત્ર જ્યાં સાન્ત જ હયું ત્યાં અનન્ત જિજીવિષા સેવવાથી ફાયદો શો? કાલસ્વરૂપ આપ જ્યારે નિરપવાદપણે પ્રવર્તી જ રહ્યા છો તો આપના એ નિરપવાદ નિયમને જો અધીન જ થવાનું છે તો પછી આજે કે સો વરસે પણ જવાનું જ હયું! તો હે ભગવન્! એ જિજીવિષા પણ મને લોભાવતી નથી. દીન કરતી નથી! જિજીવિષા જીતાઇ એટલે નિર્ભયતા આવી જ સમજવી. તો હે ગુરુદેવ! આપના સાન્નિધ્યથી મને આટલો વિવેક આપની કૃપાથી થાય છે તો પછી આપના આપેલા પદાર્થોને હું લઇને શું કરું ॥૨૬॥

**न वित्तेन तर्पणीयो मनुष्यः, लप्स्यामहे वित्तं अद्राक्ष्म चेत् त्वा।**
**जीविष्यामो यावद् ईशिष्यसि त्वं वरस्तु मे वरणीयः स एव ॥२७॥**

હે યમ! मनुष्यः=મનુષ્ય वित्तेन=ધનથી ન तर्पणीयः=તૃપ્ત થવાને યોગ્ય નથી અને चेत्=જ્યારે त्वा=તને अद्राक्ष्म=જોઈ લીધો છે તો वित्तं= ધનને

लप्स्यामहे=અવશ્ય પ્રાપ્ત થઇશું (મેળવીશું) તથા અવશ્ય जीविष्यामः= જીવીશું यावत्=જ્યાં સુધી त्वं=તું ईशिष्यसि=ઇશ્વર હશે (યમપદ ઉપર વિરાજશે) આથી એ બધું માંગવા યોગ્ય નથી। वरणीयः=માગવાને યોગ્ય वरः=વર तु= તો मे=મારે एव=નિશ્ચય सः=તે જ છે. ॥ ૨૭ ॥

હે યમ! મનુષ્ય ધનથી ધરાવાને યોગ્ય નથી! અને જ્યારે તને જોયો છે તો ધન અવશ્ય પ્રાપ્ત થશે. તથા અવશ્ય જીવીશું, જ્યાં સુધી તું ઈશ્વર હશે-એટલે કે યમપદવી ઉપર વિરાજશે, આથી એ બધું માંગવાને યોગ્ય નથી! મારે માગવાને યોગ્ય વર તો નિશ્ચય તે જ છે ॥ ૨૭ ॥

વળી હે ગુરુદેવ! મનુષ્ય જો મનુષ્ય જ છે તો તે વિત્તથી તર્પણીય નથી! એટલે કે તમામ પ્રકારનાં ધનથી એને છેવટની શાંતિ નથી! મનુષ્ય જો કેવળ વિત્તથી ધરાય તો તેનો આત્મા મરી ગયેલો ગણાય! વિત્ત તો હાથનો મેલ છે. પુરુષાર્થનું ફળ છે. સંતોના મિલનનું કેવળ એટલું જ ફળ નથી! સંતો પાસેથી વિત્ત શું યાચવું? કલ્પદ્રુપ પાસે ટીકડી માગવા જેવી એ તો મૂર્ખતા ગણાય! એટલે આપ સંતોના સન્ત મને મળ્યા છો તો એ ક્ષુદ્ર દ્રવ્ય તો મને મળવાનું જ. આપની સાથે પરિચય થયો છે એટલે આપ જ્યાં સુધી યમપદવી ઉપર છો ત્યાં સુધી હું મરવાનો નહિ જ એ પણ સિદ્ધ જ છે. આથી વિત્ત આયુ વગેરે માંગવાથી લૌકિક રીતે પણ ફાયદો નથી. માટે ફરી આપને વિનંતિ કરું છું કે જો આપ મારા ઉપર પ્રસન્ન જ હો તો મને પેલું જ વરદાન દો! ॥ ૨૭ ॥

**अजीर्यतां अमृतानां उपेत्य जीर्यन् मर्त्यः क्वधःस्थः प्रजानन्।**
**अभिध्यायन् वर्णरतिप्रमोदान् अतिदीर्घे जीविते को रमेत! ॥२८॥**

अजीर्यतां=ન જીર્ણ થનારા अमृतानां=ન મરનારા દેવતાઓ (દ્યુલોકમાં રહેનારાઓ) ની उपेत्य=પાસે જઈને (પહોંચીને) जीर्यन्=જીર્ણ હોનાર मर्त्यः=મરનાર क्वधःस्थः=પૃથ્વીતલ ઉપર રહેનાર प्रजानन्=બધી વસ્તુને સારી પેઠે જાણનાર (સમજદાર) તથા वर्णरतिप्रमोदान्=રૂપ (સૌન્દર્ય) તથા વિષયભોગના પ્રમોદો (આનન્દોને) अभिध्यायन्=ચોમેરથી (સ્વરૂપે-પરિણામ દૃષ્ટિએ) ચિન્તન કરનાર (વિચારનાર) कः=કયો મનુષ્ય अतिदीर्घे=ખૂબ લાંબા जीविते=જીવનમાં रमेत=પ્રસન્ન-ખુશ રહેશે? ॥ ૨૮ ॥

ન જીર્ણ થનારા ન મરનારા દેવોની પાસે પહોંચી, જીર્ણ થનાર, મરનાર, પૃથ્વીતલ ઉપર રહેનાર, સમજદાર, સૌન્દર્ય અને વિષયભોગના આનન્દોને ચોમેરથી ચિન્તવનાર કયો મનુષ્ય અતિદીર્ઘ જીવનમાં પ્રસન્ન રહે? ॥ ૨૫ ॥

વળી ગુરુદેવ ! હું મારી મનોદશાનો આપને ટુંકમાંજ ખ્યાલ આપું. અજર અને અમરને મળવાનો જર અને મર્ત્ય, પૃથ્વીલોકના માનવને, સુયોગ મળે, વળી જે સમજદાર પુરુષ સૌન્દર્ય અને વિષયભોગના આનન્દોને ચોમેરથી ચિન્તવી પરિણામ જાણી શકે છે તેવો કયો માણુસ અતિદીર્ઘ જીવનમાં પ્રસન્ન રહે? અર્થાત્ વિવેકીને માટે વિષયભોગમાં રુચિ એ એકરાડ છે. દીર્ઘજીવન મેળવી વિષયોની ચૂંથણી કરવી એ વિવેકીનુ જીવનદર્શન નથી ! ॥ ૨૮ ॥

**यस्मिन् इदं विचिकित्सन्ति मृत्यो ! यत् साम्पराये**
**महति ब्रूहि नः तत् । योऽयंवरो गूढं अनुप्रविष्टो**
**नान्यं तस्मान्नचिकेतावृणीते ॥ २९ ॥**

मृत्यो = હે યમ ! यस्मिन् = જેમાં (આત્મમાં લોક) 'છે અગર નથી' इदं = એ विचिकित्सन्ति = સંશય કરે છે. તથા यत् = જેના साम्पराये = પરલોક સંબધ કે ન સંબંધ આ લોકના સંબંધથી महति = અતિ મોટો છે. (અતિ લાંબો સંબંધ) તેમાં સંશય કરે છે. तत् – તે नः = અમને ब्रूहि = કરો यः = જે अयं = આ वरः = વરદાન गूढं = ઢંકાયેલા સ્થાનમાં अनुप्रविष्टः = પેઠેલું છે– અતિગહન છે तस्मात् = તેનાથી अन्यं = ભિન્ન બીજાં કોઈ વરદાનને नचिकेताः = નચિકેતા न वृणीते = નથી માંગતો. ॥ ૨૯ ॥

હે યમ ! જે આત્મામાં લોક 'છે અગર નથી' એ સંશય કરે છે તથા જેના પરલોક સંબંધ કે જે સંબંધ આ લોકના સંબંધથી ઘણો મોટો છે તેમાં સંશય કરે છે, તે અમોને કહો. જે આ વરદાન ગૂઢ સ્થાનમાં પેઠેલું છે તેનાથી ભિન્ન બીજું કોઈ વરદાન નચિકેતા વરતો નથી ! ॥ ૨૯ ॥

આથી હે ગુરુદેવ ! હું આપને મારો દૃઢ નિશ્ચય જ કહી દઉં છું. જે આત્માની 'અસ્તિ નાસ્તિ' વિષે પ્રાણીમાત્રને જ સંશય છે; જે આત્માનો પરલોક સાથે સબંધ આ લોકના સંબંધ કરતાં વિચારદષ્ટિએ મોટો છે, એટલે કે આ દેહને છોડી બીજા દેહમાં જો આત્મા જાય છે તો પછી આ દેહની માણુસને પૂરી કિંમત સમજાય તો તેને માટે બીજો દેહ ખૂબ કિંમતી બની જાય, આથી ભાવિ જીવન સુધરે, તે આત્માના વિષયમાં જ મને કહો. આ વરદાન હું સમજું છું કે ગૂઢ છે એટલે કે સહેલાઇથી મળી શકે એવું નથી. આત્મા સહેલાઇથી સમજાય એમ નથી, આથી એ સિવાય બીજું કશું મને નહિ ખપે. આપો તો આત્મજ્ઞાન, બીજું મારે કંઈ ન ખપે ! ॥ ૨૯ ॥

**॥ इति प्रथमाध्याये प्रथमावल्ली ॥**

**॥ हरिः ॐ तत्सत् ॥**

## ॥ अथ द्वितीयावल्ली ॥

अन्यत् श्रेयः अन्यत् उत्त एव प्रेयः
ते उभे नानार्थे पुरुषं सिनीतः ।
तयोः श्रेयः आददानस्य साधु भवति
हीयते अर्थात् य उ प्रेयः वृणीते ॥ १ ॥

હે નચિકેતા! श्रेयः=શ્રેય (મોક્ષસુખનું સાધન-આત્મવિદ્યા) अन्यत्=જુદી વસ્તુ છે उत=તથા प्रेयः=પ્રેય (સાંસારિક સુખનું સાધન સ્ત્રી, પુત્ર, ગૃહ, ધન વગેરે) एव=નિશ્ચય अन्यत्=જુદી વસ્તુ છે. તથા ते=તે नानार्थे=ભિન્ન ભિન્ન ફળ-પ્રયોજનવાળા उभे=બન્ને पुरुषं=મનુષ્યને सिनीतः=બાંધેલાં છે. (મનુષ્યની સાથે લાગેલા છે) तयोः=તે બન્નેમાંથી જે श्रेयः=શ્રેયને आददानस्य=ગ્રહણ કરનાર (માંગનાર) છે તેનું साधु=ભલું (લોક પરલોકમાં કલ્યાણ) भवति=થાય છે. અને તે મનુષ્ય, મનુષ્યના અસલ अर्थात्=પ્રયોજનથી हीयते=ગબડી પડે છે. यः=જે प्रेयः=પ્રેયને उ=જ वृणीते=માંગે છે. ॥ ૧ ॥

હે નચિકેતા! શ્રેય બીજી વસ્તુ છે તથા પ્રેય નિશ્ચય બીજી વસ્તુ છે અને તે ભિન્ન ભિન્ન પ્રયોજનવાળા (બન્ને શ્રેય અને પ્રેય એ બન્ને) મનુષ્યને બંધાયેલાં છે. એ બેમાંથી જે શ્રેયનું ગ્રહણ કરે છે તેનું ભલું થાય છે અને તે, મનુષ્યનાં અસલ પ્રયોજનથી ગબડી પડે છે જે પ્રેયને પસંદ કરે છે! ॥ ૧ ॥

આમ આગલી વલ્લીમાં અંતે, શિષ્ય નચિકેતાએ પોતાની દૃઢતા બતાવી. નિઃસ્પૃહતા બતાવી. વિરાગની દૃઢ ભૂમિકા દાખવી. વિવેકની પૂર્ણતા દર્શાવી. અને એક આત્મા સિવાય બીજું ન ખપે એમ કહી આત્મવિવિદિષા=આત્માને જ જાણવાની તીવ્રતમ ઇચ્છા પ્રકટ કરી. અર્થાત્ ગુરુને ખાત્રી આપી કે શિષ્ય સાધનસંપત્તિવાળો છે. અને જ્યાં આવો શિષ્ય મળે ત્યાં ગુરુના હૃદયદ્વારો આપોઆપ ખૂલે છે. ત્યાં મંગળ દર્શનોની પરંપરા પ્રકટે છે. કેમકે આવો શિષ્ય મળવો જ મુશ્કેલ છે. ગુરુનાં પણ ભાગ્ય હોય તો આવો અધિકારી શિષ્ય સાંપડે. આમ જ્યારે યોગ્ય ગુરુ અને યોગ્ય શિષ્યની જોડી

સાંપડે ત્યારે અધ્યાત્મવિદ્યાનો નીતરો સ્રોત અભંગપણે પ્રકટે છે. આથી પ્રસન્ન થયેલા યમદેવ હવે પ્રિયતમ શિષ્યને આત્મજ્ઞાન દેવા તૈયાર થયા. આત્મજ્ઞાનના પ્રદેશમાં વિવેકકુશળ ભોમિયો છે. એ વિવેકનો નિર્દેશ કરતાં, ધ્યેયને અનુસરીને મનુષ્યો બે વર્ગમાં વહેંચાય છે એમ કહેતાં યમદેવ કહે છે–હે નચિકેતા! શ્રેય એક વસ્તુ છે. પ્રેય બીજી વસ્તુ છે. એ બન્નેનાં જીવનમાં પ્રયોજન પરસ્પર સંકળાયેલાં છતાં એ ભિન્ન છે. વળી એ બન્ને મનુષ્યની કોટે વળગેલાં છે. એ બંન્નેમાંથી જે જે મનુષ્ય શ્રેયને સ્વીકારે છે તેનું ભાવિમાં ભલું થાય છે. જે પ્રેયને પસંદ કરે છે તે મનુષ્ય જીવનના અસલી ધ્યેય ઉપરથી ભ્રષ્ટ થાય છે. અર્થાત્ હે નચિકેતા! દુનિયામાં બે પ્રકારનાં મનુષ્યો છે એક શ્રેયોર્થી અને બીજો પ્રેયોર્થી. શ્રેયોર્થી શબ્દનો છેવટનો અર્થ આત્માર્થી થાય છે. પ્રેયોર્થીનો છેવટનો અર્થ પ્રકૃતિઅર્થી થાય છે. જેવું જેવું જીવનદર્શન, તેવું તેને જીવન પ્રયોજન લાગે છે. એટલે આ વિવેક દૃષ્ટિએ તપાસતાં મનુષ્ય પ્રાણીનો એક વર્ગ શ્રેયોર્થી જણાય છે. એક વર્ગ પ્રેયોર્થી જણાય છે. ધ્યેયાનુસાર દર્શનભેદ થાય છે. શ્રેય અને પ્રેયના ફળ પણ ભિન્ન છે. એટલે કે ફળદૃષ્ટિએ જોતાં શ્રેય અને પ્રેયનાં ફળ ભિન્ન છે, અને એકી વખતે મનુષ્યને તે બન્ને વળગે છે. એટલે કે તેની સમક્ષ આવીને ઉભાં રહે છે. તે બેમાંથી માણસને પસંદગી કરવી પડે છે. અર્થાત્ પ્રત્યેક અનુભવ શ્રેયઃસાધક વા પ્રેયઃસાધક બની શકે છે. સગડી ઉપર ગરમ કરવા મૂકેલાં દૂધને ઉભરાઈ જતું જોઈને શ્રેયઃસાધક રામ રામ કરે, પ્રેયઃસાધક હાય હાય કરે! આમ પ્રત્યેક અનુભવને વિવેક અનુસાર માણસ ધારે તો ધ્યેયાનુસાર વળાંક આપી શકે. આથી યમદેવ કહે છે કે તે બન્ને માણસને બાંધે છે, એ બેમાંથી જે મનુષ્ય સાત્ત્વિક વિવેકવાળો હોય તે શ્રેયને વરે છે. અને જે કેવળ પ્રેયને પસંદ કરે છે તે માનવ જીવનના અસલ ધ્યેયથી ભ્રષ્ટ થાય છે. અર્થાત્ બન્નેના ફળભેદનું અહીં ગુરુ પૃથક્કરણ કરે છે. શ્રેયનું ફળ આત્મકલ્યાણ છે. પ્રેયનું ફળ આત્માનું અધઃપતન છે. ॥ ૧ ॥

**श्रेयश्च प्रेयश्च मनुष्यं एतः तौ संपरीत्य विविनक्ति धीरः।**
**श्रेयोहि धीरः अभिप्रेयसो वृणीते, प्रेयोमन्दो योगक्षेमाद् वृणीते ॥२॥**

श्रेयः=શ્રેય च=અને प्रेय=પ્રેય च=બન્ને मनुष्यं=મનુષ્યને एतः=પ્રાપ્ત છે. धीरः=બુદ્ધિમાન तौ=તે બન્નેને संपरीत्य=ઠીક ઠીક તપાસીને विविनक्ति=અલગ અલગ કરે છે हि=નિઃસન્દેહ धीरः=બુદ્ધિમાન મનુષ્ય अभिप्रेयसः=પ્રેયના

મુકાબલામાં શ્રેયઃ=શ્રેયને વૃણીતે=પસંદ કરે છે. તથા મન્દઃ=બુદ્ધિહીન (અલ્પબુદ્ધિ) યોગક્ષેમાત્=સાંસારિક સુખની પ્રાપ્તિ તથા રક્ષાને માટે પ્રેયઃ-પ્રેયને પસંદ કરે છે.

શ્રેય અને પ્રેય એ બન્ને મનુષ્યને પ્રાપ્ત થાય છે. બુદ્ધિમાન તે બન્નેની પરીક્ષા કરી જુદાં જુદાં કરે છે. નિઃસન્દેહ બુદ્ધિમાન મનુષ્ય પ્રેયના મુકાબલે શ્રેયને પસંદ કરે છે. તથા બુદ્ધિહીન સાંસારિક સુખની પ્રાપ્તિ તથા રક્ષા માટે પ્રેયને પ્રસંદ કરે છે. ॥ ૨ ॥

પ્રેયની પસંદગી કરનાર પડે છે, શ્રેયની વરણી કરનાર ચઢે છે, એમ આગલા મંત્રમાં કહ્યું. તેને જ વધારે સ્પષ્ટ કરતાં યમદેવ કહે છે કે હે પ્રિય નચિકેતા શ્રેય અને પ્રેય બન્ને મનુષ્યને પ્રાપ્ત થાય છે. એટલે કે મનુષ્યની સમક્ષ જીવન દરમ્યાન શ્રેય અને પ્રેય બન્ને આવીને ઉભાં રહે છે. દરેકે દરેક અનુભવમાં શ્રેય અને પ્રેય છુપાયાં છે. જેમ પ્રત્યેક અણુમાં જીવન અને મરણ બન્ને છુપાયાં છે તેમ પ્રત્યેક અનુભવનો જો યથાર્થ વિનિયોગ કરતાં આવડે તો તે માણસને શ્રેયોભિમુખ કરી શકે છે ન આવડે તો પ્રેય સંપાદન કરાવે છે. આમ જીવનના પ્રત્યેક પ્રસંગમાં શ્રેય અને પ્રેય બન્ને મનુષ્યની સામે આવીને ઉભાં રહે છે. અને ધીર પુરુષ તે બન્નેની પરીક્ષા કરી તેમનો વિવેક કરે છે. અર્થાત્ કોઈપણ પ્રસંગે-કોઈપણ અનુભવ થાય તેની બુદ્ધિમાન પુરૂષ પરીક્ષા કરે છે. તેને બરોબર જુવે છે-વિચારે છે અને એમ વિચારપૂર્વક તે અનુભવમાંથી શ્રેયનું તત્ત્વ તેટલું હંસની માફક નીતારી લઇ જુદું કરે છે. આમ પ્રત્યેક અનુભવમાંથી શ્રેય નીતારી લઇને પ્રેયના મુકાબલે તે શ્રેયની જ પસંદગી કરે છે. કેમકે પ્રેય તેને જીવનના અંત સુધી અને ત્યાર બાદ ખપ લાગતું નથી ! શ્રેય તો જીવન દરમ્યાન તેમજ જીવન પછી પણ કીમતી ચીજ છે. આથી જે શ્રેયનીજ વરણી કરે છે તે સાચા અર્થમાં ધીર છે. બુદ્ધિમાન છે. જેનું દર્શન અલ્પ છે, જે પ્રત્યક્ષમાં જ સર્વસ્વ માની બેઠો છે, જેની નજર વર્તમાન જીવન પૂરતી જ દેખતી હોય છે તેવો મનુષ્ય અલ્પમતિ હોઇને યોગક્ષેમની દૃષ્ટિએ પ્રેયને જ પસંદ કરે છે. એટલે કે જેનો આત્મા ખોવાઈ ગયેલો છે, જેની મતિ મન્દ છે, તેવો માણસ સાંસારિક સુખની પ્રાપ્તિ અને રક્ષણમાં જ રાત દિવસ ગૂંચવાયેલો રહે છે. તેને ઐહિક યોગક્ષેમ કરતાં કોઈક સારી ચીજ છે-તે જ મેળવવા જેવી અને રક્ષવા જેવી છે એ સુઝતું જ નથી. અને પરિણામે જન્મ મરણના ફેરામાંથી છૂટતો નથી. આથી શ્રેયની વરણી કરનાર તીવ્રબુદ્ધિ છે. પ્રેયને પસંદ કરનાર મન્દમતિ છે. ॥ ૨ ॥

स त्वंप्रियान् प्रियरूपान् च कामान्
अभिध्यायन् नचिकेतः ! अत्यस्राक्षीः ।
न एतां सृंकां वित्तमयीं अवाप्तः
यस्यां मज्जन्ति बहवो मनुष्याः ॥ ३ ॥

नचिकेतः=હે નચિકેતા ! सः=તે त्वं=તું છે જેણે अभिध्यायन्=ચોમેરથી વિચાર કરીને प्रियान्=પ્રિય (રાજ્ય, ગૃહ, ધન, ધાન્ય આદિ અનેક પ્રકારના ઐશ્વર્યને) च=તથા प्रियरूपान्=પ્રિયરૂપોવાળા (સ્ત્રી પુત્ર, હાથી, ઘોડા, બકરાં, ઘેટાં વગેરે) कामान्-વાંછિત પદાર્થોને अत्यस्राक्षीः=ત્યાગ્યા છે! તથા एतां=આ वित्तमयीं=ધનરૂપી (સાંસારિક ઐશ્વર્યરૂપી) सृङ्कां=માર્ગને न अवाप्तः=નથી પ્રાપ્ત થયો ! કે यस्यां=જેમાં ચાલતાં ચાલતાં बहवः=અનેક मनुष्याः=મનુષ્યો मज्जन्ति=ડૂબી જાય છે ! ॥ ૩ ॥

હે નચિકેતા ! તે તું છે જેણે ચોમેરથી વિચાર કરી, પ્રિયરૂપવાળા વાંછિત પદાર્થોને ત્યજ્યા છે તથા આ ધનરૂપી માર્ગને નથી પ્રાપ્ત થયો કે જે માર્ગમાં અનેક મનુષ્યો ડૂબી જાય છે! ॥ ૩ ॥

આમ ધીરપુરુષ અને મન્દપુરુષની યમદેવે કસોટી આપી. એ કસોટી ઉપર કસતાં નચિકેતા ધીર સિદ્ધ થયો. કેમકે તેણે દૃઢ મને પ્રેય અને શ્રેયમાંથી શ્રેયની જ પસંદગી કરી. આથી પ્રસન્ન થયેલા ગુરુ તેને અભિનન્દતાં કહે છે કે હે નચિકેતા! તું ધીર છે. બેટા! તેં પદાર્થોના વાસ્તવિક સ્વરૂપ ઉપર ચોમેરથી વિચાર કર્યો અને વિચારકસોટી ઉપર પદાર્થોને તેં કસી જોયા! સાચો કસ મૂકતાં તને સામાન્ય–મન્દ પુરુષને જે પદાર્થો સ્વરૂપે પ્રિય અને પ્રિયરૂપવાળા લાગે છે, તે અપ્રિય અને અનાકર્ષક લાગ્યા છે! અર્થાત્ દુન્યવી પદાર્થોની મોહક અને પરિણામે મારક મનોહરતા અને રમણીયતા તને નથી ખેંચી શકી! ધન્ય છે તને. તું આ ધનરૂપી માર્ગમાં નથી સપડાયો! જડચેતન વિત્ત તને નથી લોભાવી શક્યું. બાકી હે નચિકેતા! હું તો જાણું છું કે આ જડચેતન દ્રવ્યનો મોહ ભલભલાને ખેંચે છે. એટલું જ નહિ પણ એ કદમાં સૌએ નવ્વાણું ટકા માણસો ડૂબી જાય છે! જર જમીન અને જોરૂ–એ ત્રણ જકારમાં જગત મરી રહેલું છે! પણ હે પ્રિય નચિકેતા! તું ધીર નીવડ્યો. એ ત્રણ જકારો તને ન સ્પર્શી શક્યા! ધન્ય છે તારી માતાને–અને ધન્ય છે તારા પિતાને! ॥ ૩ ॥

**दूरं एते विपरीते विषूची अविद्या या च विद्येति ज्ञाता।**
**विद्याभीप्सिनं नचिकेतसं मन्ये न त्वां कामा बहवः अलोलुपन्त ॥४॥**

एते = આ બન્ને આપસમાં दूरं = અત્યન્ત विपरीते = ઉલટી તથા विषूची= વિરુદ્ધ ફલવાળી છે. या = જે अविद्या = અવિદ્યા, ( પ્રેય ) છે च = તથા જે विद्या-વિદ્યા (શ્રેય) इति-એ નામથી ज्ञाता-પ્રસિદ્ધ છે હું તને नचिकेतसं-નચિકેતાને विद्याभीप्सिनं-વિદ્યાનો અભિલાષી मन्ये-સમજુ છું. કેમકે આ બધા कामाः = પદાર્થો बहवः = ઘણા હોવા છતાં પણ त्वां=તને न अलोलुपन्त= નથી લલચાવી શક્યા ! ॥ ૪ ॥

આ બન્ને આપસમાં અત્યંત ઉલટી તથા વિરુદ્ધ ફલવાળી છે જે વિદ્યા અને અવિદ્યા એ નામે પ્રસિદ્ધ છે હું (યમ) તને નચિકેતાને વિદ્યાનો અભિલાષી માનું છું કેમકે આ બધા પદાર્થો બહુ હોવા છતાં તને લલચાવી શક્યા નથી ! ॥ ૪ ॥

આવા મહાત્યાગી શિષ્યને ધન્યવાદ દેતાં ગુરુને થાક જ નથી લાગતો. વળી કહે છે કે હે નાચકેતા ! અવિદ્યા અને વિદ્યાને નામે જગતમાં જે બે પ્રસિદ્ધ વસ્તુ છે તે બન્ને એક બીજાથી ઉલટી છે એ બેની વચ્ચે કદી મેળ ખાતો નથી. અંધારાં અને અજવાળાં વચ્ચે જો મેળ ખાતો હોય તો અવિદ્યા અને વિદ્યાની વચ્ચે મેળ જામે. વળી બન્નેનાં ફળ પણ એ બીજાથી વિરુદ્ધ છે. અંધારૂં જેમ દૃષ્ટિને બીડે છે અને અજવાળું જેમ દૃષ્ટિને ખીલવે છે તેમ અવિદ્યા દૃષ્ટિને બીડે છે, વિદ્યા તેને ખીલવે છે. દૃષ્ટિનો રોધ અને દૃષ્ટિનું ઉદ્‌ઘાટન-એ બેની વચ્ચે તો જીવન મરણ-મોક્ષની રમત છે. આમ વિદ્યા અને અવિદ્યા સંસ્કૃતના છત્રીસના (૩૬) આંકડા જેવી છે! પણ હે સૌમ્ય! હું તને વિદ્યાપ્રેમી માનું છું. તું આત્મવિદ્યાનો ભૂખ્યો છે. અને વિદ્યાનો ગરજુ છે. કેમકે મેં તારી સમક્ષ અસંખ્ય રમણીય પદાર્થોની આખી સૃષ્ટિ ધરી, પણ તે તને લલચાવી ન શકી ! ધન્ય છે નચિકેતા ! ધન્ય છે તે પુરૂષસિંહને કે જેની તૃષ્ણા ટળી ગઇ છે, બળેલાં દોરડાં જેવી થઇ ગઈ છે ! નચિકેતા ! તું જે માર્ગ ઉપર જવા ઇચ્છે છે ત્યાં તૃષ્ણાની બેડી જ બંધનરૂપ છે. તેં તેને તોડીને ફગાવી દીધી છે ! ॥ ૪ ॥

**अविद्यायां अन्तरे वर्त्तमानाः स्वयं धीराः पण्डितंमन्यमानाः ।**
**दन्द्रम्यमाणाःपरियन्ति मूढाः अन्धेनैव नीयमानाः यथा अन्धाः ॥५॥**

अविद्यायां = અવિદ્યા-અજ્ઞાનની अन्तरे = અંદર वर्त्तमानाः = હોનારા स्वयं = જાતે જાતે જ धीराः = બુદ્ધિમાન થયેલા पण्डितंमन्यमानाः = જાતે

જાતને પંડિત માનનારા मूढाः = અવિવેકી મનુષ્યો एव = નિઃસન્દેહ अन्धेन = આંધળાથી નીયમાનાઃ = દોરી જવાતા अन्धाः = આંધળાઓની यथा = માફક दन्द्रम्यमाणाः = આમતેમ ભટકતા परियन्ति = ફરે છે (ઠોકરો ખાતાં ચકરાવો લેયા કરે છે!) ॥ ૫ ॥

અવિદ્યાની અંદર રહેનારો, જાતે જાતે બુદ્ધિમાન થયેલા, જાતે જાતને પંડિત માનનારા, અવિવેકી મનુષ્યો, નિઃસન્દેહ આંધળાથી દોરી લઈ જવાતા આંધળાઓની માફક, આમતેમ ભટકતા હોઈ ચકરાવો લેયા કરે છે! ॥ ૫ ॥

હે નચિકેતા! અવિદ્યાનો તું પ્રભાવ તો જો! અબુદ્ધ મનુષ્યો અવિદ્યામાં જ રાત્રિંદિવ વર્તે છે–પોતાની ચેષ્ટા કરે છે. એટલે કે અવિદ્યા–અજ્ઞાનથી સુખમય ભાસતા સંસારમાં જ રાતદિન રચ્યા પચ્યા રહે છે. અર્થાત્ સોએ નવ્વાણું માણસો અવિદ્યામાં અર્થાત્ અવિદ્યાના કાર્યરૂપ અહંભાવ-રાગ-દ્વેષ-ભય વગેરેમાં જ રાત દિવસ વર્તે છે. આમ અવિદ્યામાં રમતાં છતાં જાતે જાતને ધીર માને છે આટલું જ નહિ, વળી તેઓ જાતે જાતને પંડિત માને છે. એટલે આત્મનિષ્ઠ બુદ્ધિવાળા માને છે. અવિદ્યામાં રમણ કરતા હોવા છતાં જાતે જાતને પંડિત માનવાની રમણીય મૂર્ખતા એવા દોઢડાહ્યાઓ કરે છે. પરંતુ આવી દાંભિક ચેષ્ટાથી સત્ય સંતાઈ જતું નથી. જે ધીર નથી, જે સાચા અર્થમાં પંડિત નથી, તે પોતાને ધીર વા પંડિત માને છતાં ધીર કે પંડિત થઈ જતો નથી. ધીરતા કે પાંડિત્ય, માનવામાં કે મનાવવામાં નથી, બનવામાં છે. અને ધીર તથા પંડિત બનવા માટે મોઘાં મૂલ્ય આપવાં પડે છે. અવિદ્યામાં રમવાની ટેવ તજવી પડે છે. પરિણામે આવા લોકો અવિવેકી જ રહે છે. અવિવેકી હોઈને તેઓ આમતેમ ભટકતા ફરે છે. એટલે કે સંસારની અનેકવિધ યોનિઓમાં ફરે છે. અર્થાત્ ઠોકરો ખાતાં ખાતાં પણ સંસારચક્રમાં જ ચકરાવો ખાયા કરે છે. આવાઓના અનન્ત ફેરામાં દૃષ્ટાન્ત છે આંધળાઓનું. આંધળાઓ આંધળાને દોરે તો ક્યાંયે જવાને બદલે ચકરાવો જ લેયા કરે! ખાડામાં જ ગબડે. કેમકે આગળ ઉપર જવાને તો દર્શન જોઈએ. જેની પાસે સાચું દર્શન નથી તે માણસ દાર્શનિક માર્ગે ચાલી શકે જ નહિ. આત્માનો માર્ગ દર્શનની અપેક્ષા રાખે છે. આથી હે બેટા નચિકેતા! અવિદ્યામાં વર્તન-દાંભિક માન્યતા છેવટે માણસને તારતી નથી,- પણ ડૂબાડે છે. ॥૫॥

**न साम्परायः प्रतिभाति बालं प्रमाद्यन्तं वित्तमोहेन मूढम्।**
**अयं लोको, नास्ति पर इति मानी, पुनर्पुनः वशं आपद्यते मे॥**

सांपरायः=પરલોકનો સંબંધ તે बालं=મૂર્ખને न प्रतिभाति=નથી ભાસતો જે प्रमाद्यन्तं=અસાવધાન છે તથા वित्तमोहेन=ધનના મોહથી मूढम्=વિવેકશૂન્ય છે ! अयं=આ જ लोकः=લોક છે नास्ति=નથી परः=બીજો લોક इति=એમ मानी=માનનાર હે નચિકેતા ! पुनःपुनः=વારંવાર मे=મારા वशं=વશમાં आपद्यते=પડે છે ! ॥ ६ ॥

અસાવધ અને ધનના મોહથી વિવેકશૂન્ય બનેલા તે મૂર્ખને પરલોકનો સંબંધ ભાસતો નથી ! આ જ લોક છે, બીજો લોક નથી એમ માનનાર વારવાર મારા વશમાં (યમની ચૂડમાં) આવે છે ॥ ६ ॥

આમ વાતમાં ને વાતમાં ગુરુદેવે નચિકેતાને જણાવી દીધું કે અવિદ્યાથી ઘેરાયેલા પુરુષો જન્મ-મરણના ચક્રમાંથી છૂટતા નથી. અર્થાત્ આત્મા નામની વસ્તુ મરણ પછી પણ રહે છે. એ રહેતી હોવાને લઇને જ આત્મા દેહાદિથી જુદો છે. આનું જ વધારે સ્પષ્ટીકરણ કરતાં ગુરુદેવ કહે છે કે હે નચિકેતા ! બાળકને પરલોક સંબંધ ભાસતો નથી. અર્થાત્ જે બાળક છે તેને પરલોક છે એવી સમજ આવતી નથી. અહીં બાળક એટલે કે ધાવણું બાળક એવો અર્થ નથી; પણ જેની આત્માને લગતી સમજ ખીલી નથી તે બાળક છે. આવા અણસમજુ બાળકને કાયા કે ઉંમર સાથે લેવા દેવા નથી અર્થાત્ બીજો દેહ છે અને તેમાં આત્મા મરણ બાદ જાય છે એવી પરલોકને લગતી નિશ્ચલ સમજ બાળકને લાગતી નથી. એ બાળક કેવો ? અસાવધ અને વિત્તના મોહથી મૂઢ. અસાવધાની એટલે પ્રમાદ એટલે કે મનુષ્યજીવનને માટે જે કર્તવ્યકર્મો નક્કી થયેલાં છે તે કર્મો કરવામાં આળસુ-એદી કર્તવ્યભ્રષ્ટ અને અકર્તવ્યમાં સંલગ્ન પુરુષ એટલે પ્રમાદી-અસાવધ. અને અસાવધના ઉઘાડા ઘરમાં ચોર પેસી જાય.. તેનું દ્રવ્ય લૂંટી જાય. તેને ભીખારી કરી જાય. અસાવધ પુરુષના ઉઘાડા શરીર-ઘરમાં કામક્રોધાદિ ચોરો ઘૂસી જાય, તેના આત્મદ્રવ્યને ચોરી જાય, તેને દીન બનાવી જાય. વળી આવો બાળક પ્રમાદી કેમ બને છે ? કેમકે તે દ્રવ્યમોહથી મૂઢ છે એટલે કે તેને પોતાની પાસે જે જડચેતન દ્રવ્ય છે-પુત્ર-પત્ની-ગાય-ભેંસ-ઘરબાર-આબરૂ-પ્રતિષ્ઠા વગેરે જે જે દ્રવ્ય છે, તેણે મૂઢ બનાવ્યો છે. તેનામાં તેને વળગણ હોવાને લઇને તે આંધળો બની ગયેલ હોય છે. આ કારણસર તેને કર્તવ્યમાં ઉદ્બોધ કે ઉત્થાન થતું નથી. અને તેનું જીવન એળે જાય છે. પશુ પુત્ર-પત્ની વગેરે વિત્તમાં ચોંટી બેઠેલાની નજર ઉઘડતી જ નથી. તેને

એમજ લાગે છે કે આ જ લોક છે, બીજો લોક નથી. આ, દૃષ્ટિ ઉપરતું આવરણ, દિનપ્રતિદિન ગાઢ થતું જાય છે. અને છેવટે એ હદ ઉપર પહોંચે છે કે તેને આટલું જ—આ પ્રત્યક્ષ દેખાય છે એટલું જ—જે કાંઈ છે તે છે, એમ સમજાતું જાય છે. તો હે નચિકેતા! જેની દૃષ્ટિ રૂંધાઈ ગયેલી છે-તે વારંવાર મારા વશમાં આવે છે. એટલે કે હું યમની ચૂડમાંથી તે છૂટતો નથી. અર્થાત્ ચોર્યાસીનો ફેરો તેને માટે ધ્રુવ છે. અર્થાત્ યમદેવ અહીં કહે છે કે આત્માનું પરલોકગમન છે. પણ મૂઢ-અસાવધ-સંસારસક્ત પુરુષને તે સમજાતું નથી. અને આ અસમજ-અજ્ઞાનનો શાપ તે જન્મમરણરૂપ સંસારચક્રમાં ભ્રમણ છે! ॥ ૬ ॥

> श्रवणाय अपि बहुभिःयो न लभ्यः
> श्रृण्वन्तोऽपि बहवो यं न विद्युः ।
> आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धा,
> आश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥ ७ ॥

यः = જે (આત્મા) बहुभिः = ઘણાઓ વડે श्रवणाय = સાંભળવા માટે अपि = પણ न = નથી लभ्यः = મેળવાતો! यं = જેને श्रृण्वन्तः=સાંભળતા अपि= છતાં પણ बहवः = ઘણાઓ न = નથી विद्युः = જાણતા! अस्य = એનો वक्ता= કહેનાર आश्चर्यः = કોઇ વિરલ છે એનો लब्धा = મેળવનાર कुशलः = અત્યંત નિપુણ તથા कुशलानुशिष्टः = અત્યંત નિપુણ ગુરુથી શિક્ષા મેળવનાર એનો ज्ञाता=જાણનાર आश्चर्यः = કોઈ ક્યાંક છે! ॥ ૭ ॥

જે ઘણાઓ વડે સાંભળવા માટે પણ નથી મળતો! જેને સાંભળવા છતાં પણ ઘણાઓ નથી જાણતા! એનો કહેનાર (ઉપદેશક) કોઈક ક્યાંક છે! એનો મેળવનાર અત્યંત નિપુણ! તથા અત્યંત કુશળ ગુરુથી શિક્ષા મેળવનાર એનો જાણનાર પણ કોઈક ક્યાંક છે! ॥ ૭ ॥

વળી હે નચિકેતા! મરણ પછી પણ રહેનાર આ અવિનાશી આત્માના વિષયમાં જગતની પરિસ્થિતિ તો આ છે. એ આત્મા ઘણાને સાંભળવા પણ મળતો નથી. એટલે કે આખું જીવન વીતી જાય તો પણ અનેક-મોટા ભાગના માનવોને આત્મા એ કઈ ચીજ છે એ વિષે યથાર્થ-યોગ્ય સાંભળવાના ભાગ્ય પણ નથી સાંપડતાં! આત્માને લગતું શ્રવણ પુણ્યવિપાકની અપેક્ષા રાખે છે. જેનાં જન્મજન્માન્તરનાં પુણ્ય સંચિત હોય અને તે પુણ્ય જો

કુલોન્મુખ થાય તો આ આત્માના વિષયમાં તેને જ સાંભળવાનું મળે છે. આત્માને લગતું શ્રવણ દુર્લભ નથી. એને માટે જોઇતાં સુકૃતના સંચયનો દુકાળ છે! આથી ગુરૂ કહે છે કે આત્માને લગતું શ્રવણ દુર્લભ છે.

એટલું જ નહિ, પુણ્યશાળી જીવોમાંના અનેકને આત્મા વિષે સાંભળવાનું ભાગ્ય મળે છે તો પણ તે આત્માના સમ્યક્જ્ઞાનને પ્રાપ્ત કરવાનું તેમને ભાગ્ય નથી મળતું. કેમકે તીવ્રતમ પુણ્ય અને ઇશ્વરકૃપાથી જ આત્માનું જ્ઞાન થાય છે. આત્માને તત્ત્વતઃ જાણનારા તો યત્નશીલોમાં પણ કોઇક જ હોય છે. આમ આત્માને વિષે અનેક સાંભળનારાઓમાં પણ કોઇક ઇશ્વરનો લાલ-મહામના ચરમદેહી ભગવાન યોગી હોય છે કે જે આ આત્માને જાણે છે!

વળી એ આત્માને વિષે કહેનાર પણ કોઇક વિરલ હોય છે. શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ પુરૂષ ઘરેઘરે મળતા નથી! શબ્દબ્રહ્મમાં નિષ્ણાત અને પરબ્રહ્મમાં નિષ્ણાત અને પરબ્રહ્મમાં છેવટની નિષ્ઠાવાળો મનુષ્ય એ તો દુનિયાનું આશ્ચર્ય છે! અને આશ્ચર્ય જો સુલભ હોય તો તે આશ્ચર્ય નથી! આપણે જોઇએ છીએ કે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ માનવો જવલ્લે જ મળે છે!

પરંતુ હે નચિકેતા! ઇશ્વરની સૃષ્ટિ એવા મહાભાગ માનવોથી વંચિત નથી. પણ અધિકારી જીવો પણ મળવા મુશ્કેલ છે કે જેમને એવા શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ મહાત્માઓ શિષ્ય બનાવે! કુશળ માનવ એ આત્માનો લબ્ધા-પ્રાપ્ત કરનાર છે. કુશળ એટલે મંગળ. જે માણસ મંગળ એટલે કે પ્રશસ્ત આચરણવાળો હોય તેને જ આત્મા મળે છે. અને આ મંગલતા-કુશળતા એટલે ભગવાને ગીતામાં ગાયેલી-" कर्मसु कौशलम् " ની સ્થિતિ છે. એટલે કે નિષ્કામભાવે કર્તવ્યબુદ્ધિથી લોક અને શાસ્ત્રથી વિહિત કર્મોમાં તત્પરતા છે.

આવો મંગળ પુરૂષ આત્માને કયારે પામે? જ્યારે કોઈ કુશળ ગુરૂથી તે આત્માનો ઉપદેશ પામે! અર્થાત્ મંગળ શિષ્ય અને મંગળ ગુરૂ હોય તો આત્માનું પહેલાં યથાર્થ જ્ઞાન થાય છે. અને જ્ઞાન થયા બાદ તેની નિરન્તર પ્રાપ્તિ થાય છે. આવો કુશળ ગુરૂથી શિક્ષિત થયેલ આત્માનો જ્ઞાતા પણ આશ્ચર્ય જ છે એટલે કે સુલભ નથી!

આમ અહીં યમદેવ આત્મજ્ઞાનની દુર્લભતા બતાવે છે. આખા મંત્રનું રહસ્ય આ છે. આત્મજ્ઞાન દોહલું નથી. આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો અધિકાર મેળવવો જ દોહલો છે. એ અધિકાર સંપત્તિ પ્રાપ્ત કરવામાં જ માણસ થાકી

જાય એ સંભવ છે! પણ થાકવાથી કયાં આરો! અહીં તો "देहं पातयामि वा अर्थं साधयामि" એ જાતનાં આત્યંતિક નિશ્ચયબળની જરૂર છે. આવા પરમ પુરુષાર્થી પવિત્રાત્મા પુરુષને ઈશ્વરાનુગ્રહથી આત્માનું દર્શન અને નિરન્તર પ્રાપ્તિ થાય છે! ॥ ૭ ॥

**न नरेणावरेण प्रोक्त एषः सुविज्ञेयः बहुधा चिन्त्यमानः ।**
**अनन्यप्रोक्ते गतिः अत्र नास्ति, अणीयान् हि अतर्क्यमनुप्रमाणात् ॥८॥**

જે આત્માને નથી જાણતો એવા अवरेण=અશ્રેષ્ઠ नरेण=મનુષ્ય વડે प्रोक्तः=પ્રવચન કરાએલો-કહેવાયેલો (ઉપદેશાયેલો) एषः=આ (આત્મા) बहुधा= અનેક પ્રકારે चिन्त्यमानः=ચિન્તવન કરાતો-વિચારાતો હોય તો પણ न सुविज्ञेयः=સહેલાઈથી જાણી શકાય એવો નથી. अनन्यप्रोक्ते=અસાધારણ મનુષ્ય વડે પ્રવચન કરાયેલા ઉપદેશ કરાયેલા अत्र=આ આત્મામાં, સાધારણ માણસની गतिः=પહોંચ नास्ति=નથી. हि=કેમકે તે अनुप्रमाणात् = પ્રમાણગોચર પદાર્થોથી अणीयान् = અતિ સૂક્ષ્મ છે. તથા अतर्क्यम् = તર્કનો (અનુમાનનો) વિષય નથી! ॥ ૮ ॥

જે આત્માને જાણતો નથી એવા અશ્રેષ્ઠ મનુષ્ય દ્વારા કહેવાયેલો આ અનેક પ્રકારે ચિન્તવાતો છતાં સહેલાઈથી જાણી શકાય એવો નથી. અસાધારણ મનુષ્ય વડે કહેવાયેલા આ આત્મામાં સાધારણ મનુષ્યની પહોંચ નથી, કેમકે તે આત્મા પ્રમાણગોચર પદાર્થોથી અતિ સૂક્ષ્મ છે તથા તર્કનો વિષય નથી! ॥ ૮ ॥

આમ આગલા મંત્રમાં ગુરૂ અને શિષ્ય બન્ને અસાધારણ વ્યક્તિ હોવી જોઈએ, નહિ તો આત્મજ્ઞાનનો ઘાટ ખાતો નથી એમ કહ્યું. એ જ વાતને વધુ સ્પષ્ટતાથી સમજાવતાં કહે છે-હે નચિકેતા! આત્માને જાતે જેણે જાણ્યો નથી તેવો માણસ જો તે આત્માને લગતો ઉપદેશ કરે તો તેનાથી આ આત્મા જણાતો નથી! પછી જોઈએ તો છોને માણસ આત્માને અનેક પ્રકારે ચિન્તવે! એટલે કે આત્મા છે કે નથી, છે તો તે કેવો છે, દેહથી જુદો છે કે દેહ એ જ આત્મા છે, જો દેહથી જુદો છે તો તે આત્મા સ્વરૂપે કેવો છે-વગેરે અનેક પ્રકારના ચિન્તનથી આ આત્મા બિનઅનુભવી ગુરુનો શીખવેલો જણાતો નથી! ટૂંકમાં આત્માના ઉપદેશક માટે સ્વાનુભવ જરૂરી છે. પરાનુભવે જે પુષ્ટિ માને તે ભૂલ્યો જ છે! આથી આત્મા એ જાતઅનુભવનો વિષય હોઈને એમાં પરાનુભવનું પાંડિત્ય ખપતું નથી. વર્ષો વીતી જાય, પણ આત્માની બાબત અનેક વિચારોની પરંપરા થયા કરે પણ છેવટનો મંગળ નિશ્ચય નહિ થાય! વળી ગુરુ અસાધારણ હોય ને શિષ્ય

સાધારણ હોય એટલે કે ગુરુ સાધનસંપન્ન હોય અને શિષ્ય તેવો ન હોય તો પણ પત્તો લાગતો નથી. આથી ગુરુ અને શિષ્ય બન્ને અસાધારણ હોવા ઘટે. કેમકે આ આત્મા પ્રમાણગોચર પદાર્થોથી સૂક્ષ્મ છે. એટલે કે ઇન્દ્રિયોથી પકડાતો નથી. સાધારણ માણસની શ્રદ્ધા ઇન્દ્રિયગોચર પદાર્થોમાં જ–એટલે કે પ્રત્યક્ષમાં જ હોય છે. બળજબરીએ અપ્રત્યક્ષમાં શ્રદ્ધા થતી નથી. અને શ્રદ્ધા તો આ વિષયમાં તારક છે. અને શ્રદ્ધા એ સૂક્ષ્મ વિચાર–અતિ સૂક્ષ્મ સત્ય વિચારને વળગવામાં છે. એ અતિસૂક્ષ્મ અપ્રત્યક્ષ સત્યને વળગવાની સાધારણ માનવમાં તાકાત નથી. પરિણામે તે અટવાય. વળી કેવળ તર્કનો એટલે કે અનુમાનનો એટલે કે તીવ્ર બુદ્ધિનો પણ આત્મા એ વિષય નથી. તીવ્ર શુદ્ધ બુદ્ધિ આત્મજ્ઞાનમાં સહાયક છે પણ તેની આત્મનિષ્ઠા કરાવવામાં–છેવટનું કલ્યાણ કરવામાં ગતિ નથી. આત્મા હૃદયનો વિષય છે. બુદ્ધિ જેટલી ચોકખી તેટલી હૃદયની નિકટ અને તે ચોકખી બુદ્ધિનાં અનુમાનોનો અહીં નિષેધ નથી. શુષ્કબુદ્ધિનાં અનુમાનોનો એ વિષય નથી. આમ આત્મા એ પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણનો વિષય ન હોવાથી, અને સાધારણ માનવ પ્રત્યક્ષમાની અને અનુમાનવિશ્વાસી હોવાથી આત્મા તેમને મળતો નથી. પ્રત્યક્ષ અને અનુમાનની ભૂમિકા વટાવી શબ્દપ્રમાણનો પૂરો વિશ્વાસુ થઇ તે મુજબ અધિકારસંપન્ન થઇ જે જાતે આત્માને નિરન્તર અનુભવે તે જ તરેલો. આથી જ માણસ શ્રોત્રિય એટલે કે શાસ્ત્રજ્ઞાનમાં નિષ્ણાત અને બ્રહ્મનિષ્ઠ હોવો જોઇએ એવો આગ્રહ છે. ॥ ૮ ॥

**नैषा तर्केण मतिः आपनेया प्रोक्ता अन्येनैव सुज्ञानाय प्रेष्ठ ।**
**यां त्वमापःसत्यधृतिर्बतासि त्वादृङ्नो भूयान्नचिकेतः प्रष्टा ॥९॥**

एषा=આ मतिः=બુદ્ધિ (આત્મજ્ઞાન) तर्केण=તર્કથી–અનુમાનથી न आपनेया=પ્રાપ્ત થવા યોગ્ય નથી! प्रेष्ठ=હે અતિ પ્યારા! એ अन्येन=બીજા વડે (આત્માને જાણનાર અસાધારણ મનુષ્ય વડે) प्रोक्ता=પ્રવચન કરાયેલી (શીખવાયેલી) एव=જ सुज्ञानाय=સહેલાઇથી જાણવાને માટે (સમજવાને માટે) થાય છે. यां=જેને त्वं=તેં आपः=પ્રાપ્ત કરી છે बत=ખરેખર! त्वं सत्यधृतिः=અચલ ધીરજવાળો असि=છે. नचिकेतः=હે નચિકેતા! त्वादृक्=તારા જેવો प्रष्टा=પૂછનારો બીજો ન भूयात्=ન થાય! ॥ ૯ ॥

આ બુદ્ધિ અનુમાનથી મેળવાય એવી નથી! હે પ્રિયતમ! બીજાએ કહેલી જ એ સહેલાઈથી સમજ માટે થાય છે, કે જેને તેં પ્રાપ્ત કરી છે! ખરે! તું અચલ ધીરજવાળો છે, હે નચિકેતા! તારા જેવો પૂછનાર બીજો ન થાય! ॥ ૯ ॥

આજ વિષયનો ઉપસંહાર કરતાં, ગુરુપદેશનું બ્રહ્મવિદ્યામાં માહાત્મ્ય બતાવતાં, અધિકારીની લાયકાતનું સૂચન કરતાં અને એવો અધિકારી પોતાને મળ્યો છે તે બાબત ઉપર પ્રસન્ન થતાં ભગવાન યમદેવ કહે છે–હે પ્રિયતમ નચિકેતા! આત્મનિષ્ઠા તર્કથી મળી શકે એવી નથી. એટલે કે કેવળ તર્કથી–અનુમાનથી આત્માની પ્રાપ્તિ નથી કેમકે બુદ્ધિ તો વ્યભિચારી હોઇ શકે છે. તુંડે તુંડે જુદી હોઇ શકે છે. જ્યારે આત્માનુભવનું પરિણામ સર્વત્ર એકરસ છે. કોઈપણ દેશકાળનો માનવ, આત્માનો અનુભવ પ્રાપ્ત કરે તો તે અનુભવનું તેના જીવનમાં એકધારું જ ફળ આવે. એ આત્માનું જ્ઞાન પોતાનાથી ભિન્ન એવા, શબ્દબ્રહ્મ અને પરબ્રહ્મમાં નિષ્ઠ, ગુરુ દ્વારા જ મળી શકે છે! ગુરુ જેટલો સુહૃદ બીજો કોણ હોય! મા-બાપ તો જન્મદાતા; આ તો જન્મમરણથી મુક્તિ અપાવનાર! એટલે એક દૃષ્ટિએ તો મા-બાપથી પણ ગુરુનું ઋણ અદકું છે. અહીં ગુરુની આવશ્યકતા બતાવી છે. અને ઉલ્લાસમાં આવીને ગુરુદેવ–યમદેવ નચિકેતાને કહે છે કે હે નચિકેતા! તેં તો આત્મબુદ્ધિ પ્રાપ્ત કરી છે. કેમકે તું સત્યધૃતિ છે. એટલે કે અચલ ધીરજવાળો છે. આત્મજ્ઞાન માટે જે ધૈર્ય જોઈએ–જે અખૂટ ધીરજ જોઇએ તે ધીરજવાળો તું છે. તમામ સાધન સંપત્તિનું ભેગું ફળ છે તે અધ્યાત્મવિદ્યામાં ધીરજ છે! દેહ, ગેહ, સ્ત્રી, પુત્ર, ધન, પશુ વગેરે તમામ આત્મીય લાગતા પદાર્થોને ત્યાગવામાં જે અપરિમિત ધૈર્ય જોઈએ છે તે આત્માના પૂર્ણકામરૂ વભાવને ઓળખ્યા સિવાય આવતું નથી! નચિકેતામાં એ ધૈર્ય છે! કયો ગુરુ આવા શિષ્યને જોઈ પ્રસન્ન ન થાય? એક શબ્દમાં શિષ્યની અનન્ય લાયકાત કહે છે–હે પ્રિયતમ! તારા જેવો પૂછનાર બીજો ન થાય. પૂછનારા તો સેંકડો છે, પણ તારા જેવાનો દુકાળ છે. નચિકેતા થવામાં પુરુષાર્થની અવધિ છે એમ યમદેવ અહીં સૂચિત કરે છે! ॥ ૯ ॥

**जानाम्यहं शेवधिरित्यनित्यं नहि अध्रुवैः प्राप्यते हि ध्रुवं तत् ।
ततो मया नचिकेतः चितोऽग्निः अनित्यैः द्रव्यैः
प्राप्तवानस्मि नित्यम् ॥ १० ॥**

अहं=હું इति=આ जानामि=જાણું છું કે शेवधिः=કર્મફળરૂપી ખજાનો (સ્ત્રી, પુત્ર, ગૃહ, ધન-ધાન્ય આદિરૂપનિધિ) अनित्यं=અસ્થાયી છે. તથા अध्रुवैः= અસ્થાયી પદાર્થોથી हि=નિશ્ચય तत्=તે ध्रुवं=સ્થાયીપદ-આત્મા नहि प्राप्यते= નથી મળતું, तत्=તો પણ (આ જાણતો છતાં) मया=મેં अनित्यैः=અસ્થાયી

द्रव्यैः=પદાર્થોથી (ઘી દૂધ-ચરૂ પુરોડાશ આદિ અનિત્ય પદાર્થો વડે) नचिकेतः= હે નચિકેતા! अग्निः=અગ્નિનું चितः=ચયન કર્યું છે (યથાવિધિ અગ્નિનું અનુષ્ઠાન કર્યું) આથી શું હું नित्यं=સ્થાયીપદને प्राप्तवान्=પામ્યો છું? (અર્થાત્ નહિ જ) ॥ ૧૦ ॥

હું એ જાણું છું કે કર્મફળરૂપી ખજાનો અસ્થાયી છે. તથા અસ્થાયી પદાર્થોથી નિશ્ચય તે સ્થાયીપદ મળતું નથી છતાં મેં અસ્થાયી પદાર્થોથી હે નચિકેતા! અગ્નિનું ચયન કર્યું છે. તો શું તેથી હું સ્થાયીપદને પામ્યો છું ખરો? ॥ ૧૦ ॥

નચિકેતા સત્યધૃતિ છે. એની અચલ ધીરજને અંજલિ આપતાં યમદેવ એટલા તો પ્રસન્ન થયા કે પોતાના કરતાં પણ નચિકેતાની લાયકાત વધુ છે એમ સૂચવતાં પરમપદ પ્રાપ્ત કરવાનું સાધન બતાવતાં કહે છે કે હે નચિકેતા! હું યમદેવ જાણું છું કે કર્મના ફલરૂપી ખજાનો અસ્થાયી છે. એટલે કે કર્મના ફલો ખર્ચાઇ જાય છે. તેમનો એક દિવસ પણ અન્ત આવવાનો જ. બીજાં પ્રાણીઓ કદાચ ન સમજે, પણ સૌના કર્મફલનું જમા ઉધારનું ખાતું રાખનાર હું યમદેવ તો જાણું છું કે કર્મફલરૂપી ખજાનો અસ્થાયી છે! તે ઉપરાંત હું એ પણ જાણું છું કે અસ્થાયી પદાર્થોથી તે સ્થાયી પદ મળતું નથી. એટલે કે કર્મના ફલરૂપી જડચેતન દ્રવ્ય દ્વારા તે પરમાત્માનું સ્થાયી પદ પ્રાપ્ત થતું નથી! અસ્થાયી પદાર્થો દ્વારા જે મળે તે પણ અસ્થાયી જ હોય. તેમના દ્વારા નિત્ય પરમાત્મપદ નહિ મળે! આ હું જાણતો હતો અને અત્યારે પણ જાણું છું, છતાં હે નચિકેતા! આ માયાની જાળ એવી મોહક છે કે તેમાં દેવો પણ ગુલાંટ ખાઇ જાય છે! આ જાણતો હોવા છતાં પણ મેં શું કર્યું? અસ્થાયી પદાર્થો દ્વારા મેં અગ્નિનું ચયન કર્યું. એટલે કે યમપદવી મેળવવા મેં યજ્ઞવિદ્યાનો આશ્રય લીધો! મારી ધીરજનો પણ અંત આવી ગયો! હવે હે નચિકેતા! તું જ કહે કે જે યજ્ઞયાગાદિ કર્મવિદ્યાનો મેં આશ્રય લીધો હતો તેના દ્વારા હું સ્થાયી પદ પામ્યો છું ખરો? નહિ જ. યમપદવી પણ સાન્ત છે. એનો પણ એક દિવસ અંત આવવાનો! જ્યારે તેં તો હે નચિકેતા! તૃષ્ણા માત્રનો ત્યાગ કર્યો! અનિત્ય પદાર્થો દ્વારા અનિત્ય ફળને મેળવવાના મોહમાં તું ન ફસાયો! કેમકે તને એવી આંતરસમજ પડી કે અનિત્ય દ્વારા નિત્યપદની પ્રાપ્તિ નથી! અને એ સત્યને તું વળગીને રહ્યો તે યોગ્ય જ છે! આથી જ મેં તને કહ્યું કે તું સત્યધૃતિ છે. અને તારા જેવો પૂછનારો ભાગ્યે જ મળે! ॥ ૧૦ ॥

कामस्य आप्तिं जगतः प्रतिष्ठां
क्रतोः अनन्त्यं अभयस्य पारम् ।
स्तोमं महद् उरुगायं प्रतिष्ठां दृष्ट्वा
धृत्या धीरो नचिकेतः ! अत्यस्राक्षीः ॥ ११ ॥

જ્યાં कामस्य = ઇચ્છાની आप्तिं=સમાપ્તિ છે. ને जगतः-જગતની प्रतिष्ठां=પ્રતિષ્ઠા-આશ્રય છે, જ્યાં क्रतोः = જ્ઞાનની अनन्त्यं=અનન્તા છે તથા જે अभयस्य = અભયનો पारम्=પર કિનારો છે. જે स्तोमं=સ્તુતિને યોગ્ય છે જે महद्=સર્વથી મોટો છે જે उरुगायं = અનેકોથી સ્તુતિ કરાયેલ છે તથા જાતે જાતની प्रतिष्ठा = પ્રતિષ્ઠા છે તે આત્માને दृष्ट्वा = જોઇને (મુકાબલામાં રાખીને) धृत्या = મહાધૈર્યથી તેં धीरः=બુદ્ધિશાળીએ नचिकेतः=હે નચિકેતા! આ અસ્થાયી ખજાનાને अत्यस्राक्षीः=ત્યાગ્યો છે. ॥ ૧૧ ॥

જ્યાં ઈચ્છાની સમાપ્તિ છે, જે જગતનો આશ્રય છે, જ્યાં જ્ઞાનની અનન્તતા છે, તથા જે અભયનો પર કિનારો છે, જે સ્તુતિયોગ્ય છે, જે સર્વથી મહાન છે, જે અનેકથી સ્તુતિ કરાયેલ છે તથા જે જાતે જાતની પ્રતિષ્ઠા છે, તે આત્માને જોઈને (કર્મફલરૂપી પદાર્થો સાથે સરખામણીમાં કરીને) મહા ધૈર્યથી તેં બુદ્ધિશાળીએ હે નચિકેતા! અસ્થાયી ખજાનાને (કર્મફલરૂપી ખજાનાને ત્યાગ્યો છે! ॥ ૧૧ ॥

યમદેવ નચિકેતાની નીતરી મતિ ઉપર પ્રસન્ન થતાં ઓવારી જાય છે! વળી અંજલિ આપતાં કહે છે કે હે નચિકેતા! જે આત્મા ઇચ્છામાત્રની સમાપ્તિ છે, જે જગતનો આધાર છે, જેમાં જ્ઞાનની અનન્તતા છે, જે અભયનો પર કિનારો છે, જે સ્તુત્ય છે, જે સર્વથી મહાન છે, જે સર્વસ્તુત છે, જે સ્વમહિમામાં પ્રતિષ્ઠિત છે, તે આત્માને ધ્યાનમાં રાખીને, મહાન ધીરજથી તેં બુદ્ધિશાળીએ આ સ્ત્રી પુત્રાદિ, અનિત્ય ખજાનાનો ત્યાગ કર્યો છે! માટે તને વારંવાર ધન્ય છે! અર્થાત્ આત્મા પૂર્ણકામ છે, એટલે તે ઇચ્છામાત્રની સમાપ્તિ છે. વળી આત્મા જગતનો આધાર છે. આત્માના આધાર સિવાયનું જગત છેરણ–વેરણ=અસ્તવ્યસ્ત થઈ જાય. આત્મા જ્ઞાનસ્વરૂપ અને સર્વજ્ઞ છે. પરમ નિર્ભયસ્થાન છે. જગતમાં જે એક જ સ્તુતિને યોગ્ય છે. જે સૌથી દરેક દૃષ્ટિએ મહાન્ છે. જે આત્માને સ્થાવરજંગમ તમામ પદાર્થો એક અગર તો બીજી રીતે સ્તવી રહ્યા છે. જે આત્મા પોતાની મહત્તામાંથી કદી ચળતો નથી તે આત્માને તેં હે નચિકેતા! તારા ધ્યાનમાં રાખ્યો! આવા

આત્માને મુકાબલે તને જગતના તમામ પદાર્થો નીરસ લાગ્યા અને તેં તે તમામનો એકીવખતે દઢપણે ત્યાગ કર્યો! આથી તારી વૃત્તિને ધન્ય છે. તારી મતિને ધન્ય છે. તારી દૃષ્ટિને ધન્ય છે! ॥ ૧૧ ॥

**तं दुर्दर्शं गूढं अनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम् ।**
**अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति ॥१२॥**

હે નચિકેતા! तं=તે देवं=દેવોના દેવ, दुर्दर्शं=દુઃખે (મહા પરિશ્રમથી દર્શન કરવાને યોગ્ય, गूढं=ઢંકાયેલા સ્થાનમાં अनुप्रविष्टं=પ્રવેશ કરાયેલા તે, गह्वरेष्ठं=દુર્ગમસ્થાનમાં સ્થિતિવાળા गुहाहितं=હૃદયગુહામાં વર્તમાન (હાજર) पुराणं=સનાતનનો अध्यात्मयोगाधिगमेन=અધ્યાત્મયોગ (જ્ઞાનયોગ) ની પ્રાપ્તિથી मत्वा=જાણીને धीरः=બુદ્ધિશાળી हर्षशोकौ=હર્ષ અને શોકને जहाति=તજે છે. અર્થાત્ હર્ષશોકથી પર થઈ જાય છે. ॥ ૧૨ ॥

હે નચિકેતા! દુઃખે દર્શન કરી શકાય એવા, ઢંકાયેલ સ્થાનમાં ધૂસેલા, દુર્ગમ સ્થાનમાં સ્થિતિવાળા, હૃદયગુફામાં વર્તમાન, સનાતન એવા તે દેવોના દેવને અધ્યાત્મયોગની પ્રાપ્તિથી જાણીને બુદ્ધિશાળી હર્ષ અને શોકને તજે છે. ॥ ૧૨ ॥

આમ આગલા મન્ત્રમાં યમદેવે આત્મા કેવળ ત્યાગ-લભ્ય છે એમ બતાવ્યું. હવે એ આત્માનું દર્શન સામાન્ય રીતે મુશ્કેલ છે છતાં એ થઈ શકે છે. તો એ આત્માનો અનુભવ કેવી રીતે થાય, એ બતાવતાં આત્માનું વાસ્તવિક રૂપ અને તેનાં દર્શનનું ફળ બતાવતાં કહે છે. હે નચિકેતા! આ આત્મા દુર્દર્શ, ગૂઢ, અનુપ્રવિષ્ટ, ગુહાનિહ, અને ગહ્વરનિષ્ઠ તથા પુરાણ છે; દુર્દર્શ એટલે મુશ્કેલીથી દર્શન કરી શકાય એવો. આ મુશ્કેલી આત્માના દર્શનને લગતી નથી, પણ આત્મદર્શન માટે જોઈતી હૃદયની પવિત્રતાને લગતી છે, જે હૃદય અકૃતાત્મા છે=અશુદ્ધ છે તેને માટે આત્મદર્શન મુશ્કેલ છે. જે કૃતાત્મા છે=પવિત્રાત્મા છે તેને માટે તે સુલભ છે. આમ પરિશ્રમ પાત્રતા મેળવવામાં છે. વળી આ આત્મા "ગૂઢં અનુપ્રવિષ્ટ" છે. એટલે કે શોધ્યો જડે નહિ એવી રીતે વસ્તુમાત્રમાં ધૂસીને રહેલો છે. અર્થાત્ વસ્તુમાત્રમાં તે તે વસ્તુના રૂપ, રંગ, ગુણ, ધર્મની સાથે એવો તો ઓતપ્રોત થઈ રહેલો છે કે એને ભિન્નસ્વરૂપે શોધી કાઢવો મુશ્કેલ છે. માણસમાં માણસ રૂપે, પશુપક્ષીમાં પશુપક્ષી રૂપે, ઘાસમાં ઘાસ રૂપે તે રહેલ છે. બધામાં છે, પણ એવી રીતે તો તે છે કે તેની ગૂઢતા સામાન્ય શોધથી

પકડાતી નથી. આમ છતાંએ, એ આત્મા ગુહાહિત છે. એટલે કે દરેક પ્રાણીની હૃદયરૂપી ગુફામાં વર્તમાન છે. આત્માને વસવાનું મુખ્ય સ્થાન હૃદય છે. પ્રાણીમાત્રના હૃદયપ્રદેશમાં જે પહોંચાય તો આત્મા પકડાય. વળી એ આત્મા ગુહાહિત હોવાથી જ 'ગહ્વરેષ્ઠ' છે. ગહ્વર એટલે દુર્ગમ સ્થાન. હૃદય સુધી પહોંચતાં પહેલાં માણસને ઇન્દ્રિયો, મન, મતિ, અહંકાર વગેરેના સ્થાનો વટાવવાં પડે છે અને આ તમામ સ્થાનોમાં અનેક સંકટો ઉભેલાં છે. રાગદ્વેષાદિની ઉદાર અવસ્થા સામાન્ય રીતે મન બુદ્ધિ વગેરેમાં હોય છે. આ રાગદ્વેષ વગેરેના વેગોને વટાવે તે હૃદયપ્રદેશમાં જઇ શકે. આથી હૃદયનું સ્થાન ખૂબ ઊંડું હોઇને રાગદ્વેષાદિથી વીંધાયેલા મન મતિ વગેરેના સંકટથી ભરેલાં સ્થાનોને વટાવીને જતાં માણસ સોથપોથ થઇ જાય એવો સંભવ છે. આથી આ આત્મા ગહ્વરેષ્ઠ છે. એ સંકટોને વટાવે તે આત્માને પામે વળી આ આત્મા પુરાણ છે. એટલે કે સનાતન છે. અર્થાત્ સૃષ્ટિ કરતાં એ જૂનો છતાં નિત્યનૂતન છે! આ દેવોના પણ દેવરૂપ= ચૈતન્ય જ્યોતિરૂપ પરમાત્માને અધ્યાત્મયોગની પ્રાપ્તિથી જાણીને ધીર પુરૂષ હર્ષશોકને ત્યજે છે. અર્થાત્ આટલાં વાક્યમાં યમદેવ આત્માની પ્રાપ્તિનું સાધન અને આત્મપ્રાપ્તિનું ફળ બતાવે છે. અધ્યાત્મયોગ આત્મપ્રાપ્તિનું સાધન છે. આત્માને લગતો યોગ એટલે અધ્યાત્મયોગ. અર્થાત્ મનની-હૃદયની જે અવસ્થામાં કેવળ આત્માનું જ ભાન રહે તે અવસ્થાને આત્મયોગ કહેવામાં આવે છે. હૃદયની આવી કોઈક અલૌકિક અવસ્થાથી જ આત્મા એના પૂરાં અસલી સ્વરૂપે પ્રકાશિત થાય છે. આ અનુભવનું ફળ શું? તો કહે છે કે આત્માનુભવી ધીર બને છે. ધીર એટલે પંડિત. અને એવો આત્માનુભવી ધીર પુરૂષ હર્ષશોકને ત્યજે છે. હર્ષશોક રાગદ્વેષનાં ફળ છે. રાગદ્વેષ એટલે સંસાર છે. આમ આત્માનુભવી રાગદ્વેષથી પર થાય છે. એટલે કે સંસારને તરી જાય છે. સંસારમાં રહ્યા છતાં રાગદ્વેષના દાવાનળથી તે બળતો નથી. એ દાવાનળમાં પણ તે હિમજડ રહી શકે છે. અને આ ફળ જેવું તેવું નથી! ॥ ૧૨ ॥

**एतत् श्रुत्वा संपरिगृह्य मर्त्यः, प्रवृह्य धर्म्यं अणुं एतं आप्य ।**
**स मोदते मोदनीयं हि लब्ध्वा, विवृतं सद्म नचिकेतसं मन्ये ॥१३॥**

एतत्=આને श्रुत्वा=સાંભળીને, संपरिगृह्य=ઠીક ઠીક પકડીને (દઢ કરીને) धर्म्यं=ધર્મ અને અધર્મના સંબંધવાળા अणुं=સૂક્ષ્મ આત્માને

શરીર ઇન્દ્રિયના સંઘાતથી प्रवृह्य=અલગ કરીને જે मर्त्यः=મનુષ્યે आप्य= પ્રાપ્ત કરી લીધો, सः = તે મનુષ્ય हि = નિઃસન્દેહ તે मोदनीयं=આનન્દ દાતાને लब्ध्वा = પામીને मोदते = આનંદ પામે છે. હું તું नचिकेतसं=નચિકેતાને માટે તે सद्म = આનંદનું ઘર विवृतं=ખુલેલું मन्ये = માનું છું ! ॥ १३ ॥

આને સાંભળી અને ઠીક ઠીક પકડીને તથા ધર્માધર્મના સંબંધવાળા સૂક્ષ્મ આત્માને શરીરઈન્દ્રિય સંઘાતથી અલગ કરીને જે મનુષ્યે પ્રાપ્ત કરી લીધો તે સાચે જ આનંદદાતાને પામીને આનંદ પામે છે. નચિકેતાને માટે એ આનંદધામ ખુલેલું હું માનું છું ! ॥ १३ ॥

આમ રાગદ્વેષને તરી જવું એવું આત્મદર્શનનું ફળ દાખવ્યું. એવો હર્ષશોકને કેમ ત્યજે છે ? હર્ષશોક તો અનિવાર્ય છે. એવું શું એવા પુરુષને મળે છે કે જેથી તે હર્ષશોકનો સંપૂર્ણ ત્યાગ કરે છે ! જેને સુવર્ણનો ભંડાર મળે તે તાંબાનું નાણું છોડે ! બીજાને તો તાંબાનું નાણું જ જીવનસાધન લાગે ! આથી હવે યમદેવ આત્મા એ આનંદનો મહાસાગર છે એમ બતાવતાં, એ આનંદનો ઉપભોગ કરે છે તે, ઇચ્છે તો પણ, સાંસારિક હર્ષશોકથી પકડાતો નથી એમ કહેતાં, આત્માના શ્રવણ, મનન, નિદિધ્યાસન અને સ્વરૂપપ્રાપ્તિ પર્યન્તનો આત્મદર્શનનો વિધિ બતાવતાં કહે છે હે નચિકેતા ! આ આત્માને વિષે સાંભળીને, તથા તેને ઠીક ઠીક પકડીને, તથા ધર્માધર્મથી વેધાના આ સૂક્ષ્મ આત્માને શરીર ઇન્દ્રિય વગેરે સંઘાતથી અલગ કરીને, જે મનુષ્ય પ્રાપ્ત કરે છે તે સાચે જ આનંદદાતાને પામીને આનંદ ભોગવે છે. અને હે નચિકેતા ! હું માનું છું કે તારે માટે તે આનંદનું ધામ ખુલી ગયેલું છે ! અર્થાત્ પહેલાં આત્માનું શ્રવણ કરવું. એટલે કે શાસ્ત્ર અને આપ્ત પુરૂષો પાસે, સાચી જીજ્ઞાસુ વૃત્તિથી, શ્રદ્ધાભક્તિપૂર્વક આત્મા કેવો છે એ સાંભળવું. સાંભળ્યા બાદ તે આત્માને ઠીક ઠીક પકડવો એટલે કે તેનાં ઉપર–સાંભળેલા ઉપર મનન કરવું. અર્થાત્ સાધક બાધક યુક્તિપૂર્વક તેના ઉપર ઊંડો વિચાર કરી તે આત્માને લગતો અંતરનો નિર્ણય બાંધવો. એટલે કે તેના ઉપર મનન કરવું. આ મનનને અંતે દેહ અને આત્માનો વિવેક થશે. એટલે કે આત્મા દેહાદિ સંઘાતથી ભિન્ન છે એવી સમજ આવશે. આવી શરીર અને આત્માને લગતી સાચી દૃઢ સમજ આવતાં શરીર વગેરેના ઉપર વિરાગ આવશે. અને વિરાગમાં આત્માનું ગ્રહણ છે અને મિથ્યાનો ત્યાગ છે. તો વિવેકની દૃઢતામાંથી નીપજતા વિરાગને લઇને માણસ અનાત્માના ત્યાગપૂર્વક આત્માની પ્રાપ્તિ કરશે. બસ. એ આત્મા મોદનીય છે. એટલે આનંદદાતા છે.

એ આનંદપ્રદાતા આત્માને પ્રાપ્ત કરતાં, તે સાધક પુરૂષ દુનિયામાં યાવજ્જીવ આનંદમાં રહે છે. નચિકેતા એવો દૃઢવિવેકી અને વિરાગી બાળક છે. એટલે યમદેવ તેને આશીર્વાદ દેતાં કહે છે કે હે પ્રિય! તારે માટે તે આત્માનું આનંદભુવન ખુલી ગયું છે! જે કોઈ યથાર્થ શ્રવણ-મનન-નિદિધ્યાસન અને આત્માનું સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત કરશે તેને માટે પણ આનંદધામ આત્માનું ભવન સદા ખુલ્લું રહેશે! ॥ ૧૩ ॥

**अन्यत्र धर्मात्, अन्यत्र अधर्मात् अन्यत्र अस्मात् कृताकृतात्।**
**अन्यत्र भूताच्च भव्याच्च यत्तत् पश्यसि तद्वद ॥१४॥**

હે યમ! धर्मात्=ધર્મથી अन्यत्र=અલગ (ધર્મના સંબંધથી રહિત) अधर्मात्=અધર્મથી अन्यत्र=અલગ (અધર્મના સંબંધથી અલગ) अस्मात्= આ कृताकृतात्=કાર્ય અને અકાર્ય (સ્થૂલ સૂક્ષ્મ) શરીરથી અલગ. (અર્થાત્ કાર્ય અકાર્ય શરીરના સંબંધથી અલગ) भूतात्=ભૂત च=તથા भव्यात्= ભવિષ્યત્ (મરણ જન્મ) च=બંનેથી अन्यत्र=અલગ यत्=જે तत्=તે વસ્તુ (આત્મવસ્તુ) તું पश्यसि=દેખે છે. (જાણે છે) तत्=તે મને वद=કહે. ॥૧૪॥

હે યમ! ધર્મથી અલગ, અધર્મથી અલગ, આ કાર્ય અને અકાર્યથી અલગ, ભૂત અને ભવિષ્ય એ બન્નેથી અલગ જે તે વસ્તુ તું જાણે છે તે મને કહે. ॥૧૪॥

આગલા મન્ત્રમાં શરીરથી ભિન્ન એવો સૂક્ષ્મ જીવાત્મા કે જે જીવાત્મા સંસારકાળમાં ધર્માધર્મના સ્પર્શથી મુક્ત થતો નથી તેને લાગતું વિવિક્તજ્ઞાન દીધું. સાક્ષાત્કારમાં પરિણમનારી બ્રહ્મવિદ્યાનો એ નિયમ છે કે પહેલાં સાધકે પ્રકૃતિનું યથાર્થ જ્ઞાન મેળવવું. તે મેળવ્યા બાદ પ્રકૃતિમાં ગૂંચવાઈને રહેલા, પ્રકૃતિથી પણ સૂક્ષ્મ જીવાત્માનું જ્ઞાન સંપાદન કરવું. અને છેલ્લે પ્રકૃતિ અને પુરૂષ-ક્ષેત્રજ્ઞ-જીવાત્માથી પણ સૂક્ષ્મતમ પરમાત્મા કે જે પ્રકૃતિ અને પુરૂષ બન્નેના નિયન્તા છે-અંતર્યામિ છે, પ્રકૃતિ અને ક્ષેત્રજ્ઞના કરતાં પર છે તે પરમ આત્માને લગતી સમજ પ્રાપ્ત કરવી. આ ક્રમ મુજબ જ સાચું જ્ઞાન પ્રાપ્ત થાય છે. અત્યાર સુધી નચિકેતાને પ્રકૃતિ અને પુરૂષનું જ્ઞાન મળ્યું, પણ પુરૂષને 'ધર્મ્ય' યમદેવે કહ્યો છે. એટલે ધર્મથી દૂર નહિ એવો, અર્થાત્ ધર્માધર્મના સંબંધથી લેપાયેલો. આત્માને લગતું એ જ્ઞાન થયું, પણ પરમાત્માને લગતું નહિ. આત્મા યદ્યપિ સ્વરૂપે પરમાત્મા જ છે પણ સંસારમાં જ્યાં સુધી છે એટલે કે 'જ્યાંસુધી દેહમાં છે ત્યાં સુધી એનું યથાર્થ સ્વરૂપ'

ભૂમિતિના બિન્દુની માફક કલ્પી જ શકાય. તો એ ધર્માધર્મનાં સ્પર્શથી પણ અલિપ્ત એવો જે પરમ આત્મા છે તેને લગતું જ્ઞાન પ્રાપ્ત કરવું રહ્યું. આથી મહામતિ નચિકેતા હવે પરમ આત્માને લગતો પ્રશ્ન ભગવાન યમદેવ સમક્ષ કરે છે. નચિકેતા પૂછે છે કે હે યમદેવ! ધર્મથી અલગ અને અધર્મથી અલગ, આ કાર્ય અને અકાર્યથી ભિન્ન, ભૂત અને ભવિષ્યથી પૃથક્ એવી જે વસ્તુને આપ જાણો છો તેને વિષે મને કહો. અર્થાત્ જે આત્મવસ્તુને ધર્મ અને અધર્મનો એટલે કે શુભાશુભ કર્મનો સ્પર્શ પણ સ્પર્શ થતો નથી. અર્થાત્ જે આત્મતત્ત્વ કર્મ અને કર્મવાસનાથી સદા અલિપ્ત રહે છે. તથા આથી જ જે આત્મવસ્તુ આ કૃત અને અકૃત એટલે કે સ્થૂલ-સૂક્ષ્મ અને કારણ શરીરથી રહિત છે, તથા જે આત્મતત્ત્વ ભૂત અને ભવિષ્યથી અસ્પૃષ્ટ છે એટલે કે ત્રણે કાળમાં જે એકરસ છે એ આત્મા નામની વસ્તુનું આપને દર્શન છે. તો એ આપે જોયેલા પરમ આત્માને લગતી મને દૃષ્ટિ દો. અર્થાત્ એવા પરમ પુરુષને લગતું જ્ઞાન મને આપ કૃપયા કહો. ॥૧૪॥

**सर्वे वेदा: यत् पदं आमनन्ति, तपांसि सर्वाणि च यद्वदन्ति ।**
**यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत् ते पदं**
**संग्रहेण ब्रवीमि "ओम्" इति एतत् ॥१५॥**

હે નચિકેતા! सर्वे=બધા वेदाः=વેદો (મન્ત્ર બ્રાહ્મણ અને ઉપનિષદો) यत्=જે पदं=પદને (પ્રાપ્તવ્ય આત્મ વસ્તુને) आमनन्ति=વારંવાર કહે છે. च=તથા, તપસ્વિઓના (સંન્યાસી તથા વાનપ્રસ્થીઓનાં) सर्वाणि=બધાં तपांसि= તપો यत्=જેને वदन्ति=કહે છે. यद्=જેની इच्छन्तः=ઇચ્છા કરનારા જીજ્ઞાસુ ગૃહસ્થો ગુરુની પાસે ब्रह्मचर्यं=બ્રહ્મચર્યવાસ चरन्ति=કરે છે तत्=તે पदं=પદને હું ते=તને संग्रहेण=સંક્ષેપથી ब्रवीमि=કહું છું एतत्=એ ओम्=ઓમ્ इति=એ અક્ષર છે! (ओम् અક્ષરના સહારાથી પ્રાપ્ત થાય છે!)

હે નચિકેતા! બધા વેદો જે પદને વારંવાર કહે છે તથા બધાં તપો જેને કહે છે, જેને ઈચ્છતા હોઈ જીજ્ઞાસુ ગૃહસ્થો ગુરુ પાસે બ્રહ્મચર્ય-વાસ કરે છે તે પદ હું તને ટૂંકમાં કહું છું એ 'ઓમ્' એ અક્ષર છે! ॥ ૧૫ ॥

આમ આગલા મન્ત્રમાં નચિકેતા પરમાત્મતત્ત્વ વિષે પૃચ્છા કરે છે. નચિકેતાના પ્રશ્નની જ વાર હતી. તરત જ ગુરૂદેવ એ પ્રશ્નનો મધુર જવાબ દેતાં કહે છે. હે નચિકેતા! બધાય વેદો જે પદને વારંવાર કહે છે; તપસ્વીઓનાં

તપ જે પદનું વારંવાર કથન કરે છે; જે પદને ઇચ્છતા હોઈને જીજ્ઞાસુ ગૃહસ્થો ગુરૂ પાસે બ્રહ્મચર્યવાસ કરે છે; તે પદ વિષે હું તને સંક્ષેપમાં કહું છું. એ પદ તે 'ૐ' છે. અર્થાત્ 'ૐ' નામનો અક્ષર તે પરમપદ= પરમ આત્મા છે. 'ૐ' પરમાત્માનું નામ છે. નામી નામથી જુદો નથી. જેમ માણસને કોઇ તેના નામે પોકારે તો તે તરત જવાબ દે છે, તેમ 'ૐ' એ પરમાત્માનું નામ છે એમ જે જાણે છે તે જો 'ૐ' નામથી પરમાત્માને પોકારે તો પરમાત્મા જવાબ દે છે. માણસ માણસને જેટલાં ચેતનવાળો, જીવતો, જાગતો માને છે તેમ જે માણસ પરમાત્માને જીવતા–જાગતા– ચેતનસ્વરૂપ જાણે છે તે 'ૐ' નામે પરમપિતા પરમાત્માને જો પોકારે તો તે જરૂર સાંભળે! એમાં સંશય નથી. નામસ્મરણનો મહિમા અચિન્ત્ય છે. વળી નચિકેતાના પ્રશ્ન કરતાં યમદેવનો જવાબ જરા વિલક્ષણ લાગશે. નચિકેતા પરમાત્માનું સ્વરૂપ કેવું છે એમ પૂછે છે ત્યારે યમદેવ તો પરમાત્માનું 'ૐ' નામ છે એમ કહે છે. અહીં ઊંડો ધ્વનિ છે. પરમાત્મા કેવા છે તે આપણે શું જાણીએ? પરમાત્માને વિષેની યથાર્થ સમજ પરમાત્માને જ હોય! આથી પરમાત્માને જો બોલાવવામાં આવે તો તે સ્વયં પોતાનું સ્વરૂપ કેવું છે તે બતાવી દે. આથી યમદેવ અહીં પરમાત્માનું સીધું સ્વરૂપવર્ણન ન કરતાં પરમાત્માને જ હાજર કરવાની ગુરૂ-ચાવી કહે છે. કેમકે પરમાત્માનું સ્વરૂપ દર્શન પરમાત્માની ઇચ્છાને અધીન છે. આથી જીજ્ઞાસુએ તો પરમાત્માના સર્વપ્રિય નામનો સહારો લેવો ઘટે. જ્યારે સાધક ખરા હૃદયથી–ભક્તિ– શ્રદ્ધાથી–પરમાત્માને જીવતા જાગતા જાણી તેના નામનો પરમવિહ્વલ હૃદયથી પોકાર કરશે એટલે તે સર્વભૂતપ્રિય, સર્વભૂતાધિવાસ–સર્વવ્યાપી, પરમપ્રેમ સ્વરૂપ પરમાત્મા તેને સૌ જગ્યાએથી જવાબ દેશે. તેની સમક્ષ હાજર રહેશે. દુઃખ ફક્ત એટલું જ છે કે માણસ પરમાત્માને માણસ જેટલો સમજુ પણ માનતો નથી! આથી અહીં ભગવાન યમદેવ, નચિકેતાને ભગવાનનું નામસ્મરણ કરાવે છે. એ પરમાત્મા કેવા છે તે બાબતમાં પરોક્ષ રીતે કહે છે કે તમામ વેદો એ પ્રાપ્તવ્ય આત્માને વારંવાર કહે છે અર્થાત્ વેદ, બ્રાહ્મણ ગ્રંથો અને ઉપનિષદો વારંવાર પરમાત્મા પ્રાપ્ત કરવા જેવો છે એમ કહે છે. તપસ્વીઓનાં તપ પણ પરિણામે એમ જ કહે છે કે પરમાત્મા જ પ્રાપ્તવ્ય છે. ગુરૂ પાસે જઇ બ્રહ્મચર્યપૂર્વક વસતા ગૃહસ્થોનો પણ એ જ અનુભવ છે કે પરમાત્મા પ્રાપ્તવ્ય છે. હે નચિકેતા! જે પદના જ્ઞાન માટે તેં ઇચ્છા બતાવી છે તે

પ્રાપ્ત કરવા યોગ્ય છે, એમાં સૌ આપ્ત પ્રમાણોની સંમતિ છે. એ પદ ૐકાર મન્ત્રનો સહારો લેવાથી પ્રાપ્ત થાય છે. તું 'ૐ' નું સ્મરણ કર. હૃદયગુહામાં વસતા પરમપિતાને એ નામે, પ્રકટ થવાની ફરજ પડશે. ॥૧૫॥

**एतत् हि एव अक्षरं ब्रह्म, एतद् एव अक्षरं परम् ।**
**एतद् हि एव अक्षरं ज्ञात्वा यो यदिच्छति तस्य तत् ॥ १६ ॥**

एतत्=આ अक्षरं=અક્ષર (ૐ) एव=જ हि=નિશ્ચય ब्रह्म=બ્રહ્મ=બ્રહ્મનું નામ હોવાથી બ્રહ્મ છે. एतत्=એ अक्षरं=અક્ષર एव=જ परं=પરબ્રહ્મ (ધર્માધર્મ આદિ સંબંધથી રહિત બ્રહ્મની પ્રાપ્તિનું સાધન હોવાથી પરબ્રહ્મ) છે. हि=નિઃસન્દેહ एतत्=એ अक्षरं=અક્ષરને एव=જ ज्ञात्वा=જાણીને (સમજીને) यः=જે મનુષ્ય यत्=જે વસ્તુ इच्छति=ઇચ્છે છે तस्य=તેની तत्=તે છે. (તેને તે પ્રાપ્ત થાય છે). ॥ ૧૬ ॥

આ અક્ષર જ નિશ્ચય બ્રહ્મ છે. આ અક્ષર જ પરબ્રહ્મ છે, જરૂર આ અક્ષરને જ જાણીને જે, જે કાંઈ ચાહે છે તે છે. ॥ ૧૬ ॥

આમ વેદાદિ, પરમાત્મા જ પ્રામવ્ય છે એમ કહે છે, અને તે પરમાત્માની પ્રાપ્તિનો સૌથી સ્હેલો ઉપાય તેના પરમ પવિત્ર મધુર નામનો સહૃદયપણે નિરન્તર જાપ છે એમ ભગવાન યમદેવે કહ્યું. હવે એ નામસ્મરણનો જ અદ્ભુત મહિમા બતાવતાં વળી કહે છે હે નચિકેતા! આ ૐ અક્ષર જ બ્રહ્મ છે. કેમકે નામથી નામવાળો જુદો નથી! એ અક્ષર 'ૐ' જ પરમ બ્રહ્મ છે. એટલે કે ધર્માદિના સંબંધથી રહિત પરબ્રહ્મની પ્રાપ્તિનું સાધન હોવાથી પરબ્રહ્મ છે. સાધનની જ પરાકાષ્ટા સાધ્ય છે! વળી એ અક્ષરબ્રહ્મને જાણીને જે મનુષ્ય જે ઇચ્છે તે તેને પ્રાપ્ત થાય છે. કેમકે મનુષ્ય પરમાત્માની પ્રાપ્તિથી પૂર્ણકામ થાય છે. સર્વપ્રાપ્તિ પૂર્ણકામતાની ઓળખમાં છે, વસ્તુઓની પ્રાપ્તિમાં નથી. આત્મા પૂર્ણકામ હોઇને સર્વપણાનો ત્યાગ સહજ હોય છે. અને સર્વપણાના ત્યાગમાં સત્યસંકલ્પતા છે, એટલે આત્માની પૂરી ઓળખમાં અપ્રતિહત ઐશ્વર્ય છૂપાયું છે. ॥ ૧૬ ॥

**एतत् आलम्बनं श्रेष्ठं एतद् आलम्बनं परम् ।**
**एतत् आलम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ॥ १७ ॥**

एतत्=આ (ॐ) श्रेष्ठं=બધા સહારાઓથી ઉત્તમ आलम्बनं=સહારો છે. एतत्=આ परं=બધા સહારાઓથી ઊંચો आलम्बनं=સહારો છે. एतत्=

આ ( સર્વશ્રેષ્ઠ અને સર્વોચ્ચ ) आलम्बनं=સહારાને ज्ञात्वा=જાણીને મનુષ્ય ब्रह्मलोके=બ્રહ્મલોકમાં ( બ્રહ્મરૂપી નિજલોકમાં ) महीयते=મહિમાને ( મોટાઈને ) પ્રાપ્ત થાય છે. ॥ ૧૭ ॥

આ સર્વોત્તમ સહારો છે. આ સર્વોચ્ચ સહારો છે. આ સહારાને જાણીને બ્રહ્મલોકમાં મનુષ્ય મહિમા પ્રાપ્ત કરે છે! ॥ ૧૭ ॥

ભગવાનના નામનો સહારો સૌથી ઉત્તમ છે. આલમ્બનની દૃષ્ટિએ સંસારને તરવા માટે નામસ્મરણથી વધીને કોઈ ઉપાય નથી. આથી હવે પરમાત્માના નામ સ્મરણનો મહિમા ગાતાં યમદેવ કહે છે કે હે નચિકેતા! આ ૐ નામનો સહારો સર્વશ્રેષ્ઠ છે. એ સહારો સર્વોચ્ચ છે. આ સર્વશ્રેષ્ઠ અને સર્વોચ્ચ આલમ્બન જાણીને-સમજીને તેનો આધાર લેનાર મનુષ્ય બ્રહ્મલોકમાં મહિમાને પ્રાપ્ત થાય છે. એટલે કે જે મનુષ્ય પરમપ્રેમથી પરમાત્માના ૐ નામને રાત્રિદિવા જપે છે-નિષ્કામભાવે રટે છે તે મનુષ્ય બ્રહ્મરૂપી નિજલોકમાં મહત્તાને પામે છે. બ્રહ્મ-પરમાત્મા એ સૌનો નિજલોક છે. સ્વરૂપ છે. એ સ્વરૂપમાં પ્રતિષ્ઠિત પુરૂષ આત્માના મહિમામાં પ્રતિષ્ઠિત થાય છે. અને આત્મા તો સદા નિજ મહિમામાં સ્થિર છે. આત્માનો મહિમા એટલે મોટાઇ. એ મોટાઇને હદ નથી. એટલે કે પરિપૂર્ણ સચ્ચિદાનન્દ સ્વરૂપમાં પ્રતિષ્ઠા પામવી એ સૌથી પરમ મહત્તા છે. અને એ પરમ મહત્તાની પ્રાપ્તિનું સાધન ભગવાનનું યથાવિધિ નામસ્મરણ છે. ॥ ૧૭ ॥

न जायते म्रियते वा विपश्चित् नायं कुतश्चित् न बभूव कश्चित्।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥१८॥

આ विपश्चित्=સર્વનો દૃષ્ટા આત્મા न=નથી जायते=જન્મતો નથી म्रियते=મરતો न=નથી તો अयं=એ कुतः=ક્યાંથી चित्=કદી बभूव=થયો न=ન તો कः=કોઈ चित्=કદી એનાથી થયો अयं=એ अजः=અજન્મા છે. नित्यः=નિત્ય છે. शाश्वतः=એકરસ રહેનાર (નિર્વિકાર) છે. पुराणः=સનાતન છે. न=ન તો शरीरे=શરીર हन्यमाने=મરાતાં हन्यते=માર્યો જાય છે. ॥ ૧૮ ॥

આ સર્વનો દૃષ્ટા આત્મા નથી જન્મતો, નથી મરતો, નથી એ ક્યાંથી કદી થયો ન તો કોઈ કદી એમાંથી થયો! એ અજન્મા, નિત્ય, એકરસ, સનાતન છે. ન તો શરીર માર્યું જતાં એ માર્યો જાય છે. ॥ ૧૮ ॥

આમ સંસાર તરવા માંગતા પુરૂષે ભગવન્નામનું આલંબન લેવું એમ ગુરૂદેવ યમરાજે કહ્યું. આમ ભગવન્નામનો આધાર લઇને જે માણસ નિરંતર

જીવનમાં વર્તે છે, તેને ભગવાન=પરમાત્માને લગતી કેવી સમજ થાય છે એ બતાવતાં મરણોત્તર પણ આત્મા તો રહે છે જ એવું નચિકેતાને દર્શન કરાવે છે કે હે નચિકેતા! આ આત્મા કે જે સર્વનો દ્રષ્ટા છે તે નથી જન્મતો કે નથી મરતો. એ કોઇકમાંથી કદી થયો નથી, ન તો કોઇ કદી એમાંથી થયું. અર્થાત્ આત્મા એ સર્વદ્રષ્ટા છે, આ પહેલું દર્શન છે. સર્વદ્રષ્ટા છે એટલે કે જ્ઞાનસ્વરૂપ હોઈ સર્વજ્ઞ અને સર્વવ્યાપી છે. પરમાત્માની નિધા બહાર અણુ પણ રહી શકતું નથી! આ આત્મા શરીરના જન્મ સાથે જન્મતો કે શરીરના મરણ સાથે મરતો નથી, આ બીજુ દર્શન છે. વળી એ આત્મા અકારણ હોઇને કોઇ કારણાન્તરમાંથી થતો નથી. એટલે કે એ સ્વયંભૂ છે. વળી ખૂબ ઊંડું વિચારતાં તો કોઇપણ વસ્તુ આ આત્મામાંથી પણ થઇ નથી. એટલે કે આત્મા એક અને અદ્વિતીય હોઇને આત્માથી ભિન્ન કોઈની અસ્તિ જ નથી. તો બધું જ=સ્થાવરજંગમ આત્માસ્વરૂપ હોઇને આત્મામાંથી આત્મભિન્ન કોઇ વસ્તુ થતી નથી. ટૂંકમાં આત્મા જ તે તે રૂપે વર્તી રહેલ હોઇને આત્માથી અલગ એવી કશી ચીજ ન હોવાથી આત્મામાંથી કોઈપણ થયું નથી એમ યમદેવ કહે છે. આ છે ત્રીજું દર્શન. ઉપલા દર્શનોમાંથી જ ફળે છે કે આત્મા અજન્મા છે. ત્રિકાલાબાધિત-સત્ય-સદા હોનારો છે. એકરસ છે. સનાતન-જૂનો છતાં એ નિત્ય નવો છે. આવો આત્મા મૂળ સ્વરૂપે હોઇને જ શરીર હણાતાં એ હણાતો નથી. એટલે કે કોઈપણ ક્રિયાનો એ વિષય થઇ શકતો નથી! આમ જેને આત્મા સર્વદ્રષ્ટા સ્વયંભૂ અને અદ્વિતીય, અજન્મા, અમૃત, સદા હોનારો, એકરસ અને નિત્ય નવો છે એવું દર્શન થાય તેને સમજાશે કે શરીર બાદ પણ આત્મા રહે છે. ॥ ૧૮ ॥

**हन्ता चेन्मन्यते हन्तुं हतश्चेत् मन्यते हतम् ।**
**उभौ तौ न विजानीतः नायं हन्ति न हन्यते ॥ १९ ॥**

हन्ता=હણનાર चेत्=જો પોતાની જાતને हन्तुं=મારવાવાળો मन्यते= સમજે છે અને हतः=હણાયેલ चेत्=જો પોતાની જાતને हतं=હણાયેલ मन्यते=સમજે છે. તો तौ=તે उभौ=બન્ને न विजानीतः=નથી જાણતા (આત્માના સ્વરૂપને નથી જાણતા) કેમકે न=ન તો अयं=એ (આત્મા) हन्ति=હણે છે કે न=ન તો हन्यते=હણાય છે.

હણનાર જો જાતને હણવાવાળો સમજે અને હણાયેલો જો જાતને હણાયેલ માને તો તે બન્ને નથી જાણતા કેમકે આ આત્મા નથી હણતો કે નથી હણાતો. ॥ ૧૯ ॥

આત્મા હનનક્રિયાનો વિષય થતો નથી એવું આગલા મન્ત્રમાં સૂચન કર્યું. તે જ વાતને સ્પષ્ટ કરતાં આત્મા જન્મ-મરણથી પર છે એમ બતાવતાં કહે છે કે હણનાર જો પોતાની જાતને હણનાર માને અને હણાયેલ જો જાતને હણાયેલી માને તો તે બન્ને આત્માના વિશેષ રૂપને જાણતાં નથી. આ આત્મા હણતો કે હણાતો નથી. અર્થાત્ જે માણસ આત્માને હનનનો વિષય માને કે કર્તા માને તે માણસનું દર્શન નીતરૂં નથી, મેલું છે. આત્મા સ્વરૂપે કદી કર્તા=કે કર્મ થઈ શકતો નથી. કર્તા અને કર્મ તો પ્રકૃતિ જ તે તે રૂપે થાય છે. અને કોઇનું કર્તૃત્વ કે કર્મત્વ કોઇના ઉપર લાદવાથી વસ્તુસ્થિતિમાં ફેરફાર થઈ જતો નથી. બ્રાહ્મણને ભિલ્લ માનવાથી બ્રાહ્મણ બ્રાહ્મણ મટી જતો નથી કે ભિલ્લ થઇ જતો નથી! આથી જે મનુષ્ય આત્માના વિશેષ સ્વરૂપને જાણે છે તેની આત્મામાં કર્તૃત્વ ભોક્તૃત્વ કર્મત્વ વગેરેની સમજ હોતી નથી, આ છે આત્માનું વિશેષ જ્ઞાન. ॥ ૧૯ ॥

**अणोरणीयान् महतो महीयान् आत्माऽस्य जन्तोर्निहितो गुहायाम् ।**
**तमक्रतुः पश्यति वीतशोको धातुः प्रसादात् महिमानं आत्मनः ॥२०॥**

अणोः=સૂક્ષ્મથી अणीयान्=અતિસૂક્ષ્મ તથા महतः = મોટાથી महीयान्= બહુ મોટો आत्मा=આત્મા अस्य = આ जन्तोः=પ્રાણીની गुहायां=હૃદયગુફામાં निहितः=સ્થિત છે! तं = તેને अक्रतुः=નિઃસંકલ્પ થયેલો (બધી કામનાઓથી રહિત બનેલો) મનુષ્ય धातुः = વિધાતા (જગત્કર્તા) ની प्रसादात् = કૃપાથી पश्यति = જુવે છે-સાક્ષાત્ કરે છે અને वीतशोकः=શોકરહિત થઇ आत्मनः = આત્માના महिमानं=મહિમાને પ્રાપ્ત કરે છે (અર્થાત્ જીવન્મુક્ત થઇ આત્માનન્દને ભોગવે છે) ॥ ૨૦ ॥

સૂક્ષ્મથી અતિસૂક્ષ્મ તથા મહાનથી અતિ મહાન આત્મા, આ પ્રાણીની હૃદયગુફામાં સ્થિત છે. તેને નિષ્કામ મનુષ્ય ઈશ્વરપ્રસાદથી જુવે છે. અને શોકરહિત થઈ આત્માના મહિમાને પ્રાપ્ત કરે છે. ॥ ૨૦ ॥

આમ આગલા મન્ત્રમાં આત્મતત્ત્વ સ્વરૂપે અજન્મા, અજર અને અમર છે એમ બતાવ્યું, હવેના મંત્રમાં એ આત્મા કેવો છે, ક્યાં છે, કોનાથી એનાં દર્શન થાય છે અને કેવી રીતે એ દર્શન થાય છે તથા આત્મદર્શી મનુષ્યને શું ફળ મળે છે, એ બતાવતાં ભગવાન યમદેવ કહે છે. હે પ્રિય નચિકેતા! આ આત્મા સૂક્ષ્મથી પણ અતિસૂક્ષ્મ છે. એટલે સૂક્ષ્મ વસ્તુઓમાં એ અતિસૂક્ષ્મરૂપે વસેલા છે અને એ આત્મા મહાનથી પણ અતિ મહાન છે

**आसीनो दूरं व्रजति शयानो ऽऽ याति सर्वतः ।**
**कस्तं मदामदं देवं मदन्यो ज्ञातुमर्हति ॥ २१ ॥**

તે આત્મા आसीनः=બેઠેલો હોઈ (જાગતો હોઈ) दूरं=દૂર व्रजति=જાય છે (જગતરૂપે ફેલાઈ જાય છે.) અને शयानं=ઊંઘેલો હોઈ सर्वतः=ચારે બાજુથી आयाति=પાછો આવે છે (જગતરૂપી ફેલાવાને સંકોચી એક થઇ જાય છે.) तं=તે देवं=દેવોના દેવ તથા मदामदं=મદની સામગ્રી હોવા છતાં એ મદથી રહિતને कः=કોણ अन्यः=બીજો (તારાથી ભિન્ન બીજો કોણ) मद्=મારી કનેથી ज्ञातुं=જાણવાને अर्हति=યોગ્ય છે? ॥ ૨૧ ॥

તે બેઠેલો હોઈને દૂર જાય છે તથા ઊંઘેલો હોઈને ચોમેરથી પાછો આવી જાય છે. મદ કરવાની સામગ્રીઓ મોજૂદ હોવા છતાં જે મદ કરતો નથી એવા તે દેવોના દેવને કોણ તારા સિવાય બીજો, મારી કનેથી જાણવાને યોગ્ય છે? ॥ ૨૧ ॥

જે પરમાત્માની પ્રાપ્તિથી માનવ નિત્ય પરમાત્મપ્રતિષ્ઠ થાય છે તે આત્માની શક્તિ કઈ છે? એ બતાવતાં વળી નચિકેતાને અભિનન્દન આપતાં આનન્દોલ્લાસમાં ગુરુવર્ય કહે છે–હે નચિકેતા! જે આત્મા બેઠેલો હોઈને દૂરદૂર જાય છે, અને ઊંઘેલો હોઇને ચોમેરથી પાછો આવી જાય છે તેવા પરમાત્માને મારી પાસેથી તારા સિવાય કોણ જાણવાને યોગ્ય છે! આત્મા બેઠેલો હોઈને દૂર જાય છે એટલે કે જેમ બેઠેલો માણસ જાગતો હોઇને મન દ્વારા દૂર દૂર પ્રવાસ કરે છે તેમ આ પરમાત્મા જાગતા હોય છે ત્યારે દૂરદૂર સંકલ્પ દ્વારા પ્રવાસ કરે છે એટલે કે પરમાત્મા સૃષ્ટિકાલે જાગતા હોઇને પોતાના સંકલ્પથી જગતરૂપે ચોમેર પથરાઈ જાય છે. અર્થાત્ પરમાત્માની જાગતી અવસ્થા એટલે સૃષ્ટિનો ફેલાવો! અને તેમની સુષુપ્તિ અવસ્થા એટલે સૃષ્ટિનો પ્રલય! આ વાત લૌકિક દૃષ્ટિએ સમજાવી છે. બાકી પરમાત્માને જાગૃતિ કે સુષુપ્તિ બેમાંથી એકે નથી. પરમાત્મા સ્વરૂપે અવિલુપ્ત ચૈતન્યઘન હોઇને એમને સદા જાગૃતિ જ છે. એટલે અહીં જાગૃતિ અને સ્વાપનો સ્થૂલ અર્થ ઘટે નહિ. આથી પરમાત્માની જાગૃતિ એટલે પેલો "एकोऽहं बहुस्यां प्रजायेय" આકારનો ધન્ય સંકલ્પ. એ સંકલ્પનું સેવન કરતાં, પરમાત્માના ઇક્ષણમાત્રથી પ્રકૃતિરૂપી પરમાત્માની પરમ મહાન, અઘટિતઘટનાઘટીયસી, મહામાયા ભગવતી, જગદ્ગર્ભને ધારણ કરે છે અને બદ્ધાંજલિ કિંકરીની માફક તેમની અનુલ્લંઘ્ય સિસૃક્ષા મુજબ સ્થાવરજંગમ જગતરૂપે વર્તમાન થાય છે. જ્યારે "एकोऽहं बहुस्यां प्रजायेय" ની વિરુદ્ધ

સંકલ્પ થાય એટલે મહામાયા ભગવતી પ્રકૃતિ સૃષ્ટિ મંડાણને સંકેલી ભગવાનના પરમ સ્વરૂપની અંદર વિલીન થઇ જાય છે ! આનું નામ છે પરમપિતા પરમાત્માની જાગૃતિ અને નિદ્રા. પરમપિતાની જાગૃતિમાં સૃષ્ટિ સરકે છે. તેમની યોગનિદ્રામાં સૃષ્ટિ લીન થાય છે. આવા એ પરમ દેવ છે! હે નચિકેતા ! આ ભવ્ય દર્શન હું કોને કહું ! વળી આ પરમ દેવ કેવા છે ! 'मदामदं' એટલે મદ કરવાની સમસ્ત સામગ્રીઓ હાજર છે-સદા પ્રાપ્ત છે પણ જેઓ મદમાતા થતા નથી-એટલે કે 'અહંભાવ' કરતા નથી-અત્યંત અમાની છે તેવા મહામહિમ પરમપિતા દેવાધિદેવને લગતી રહસ્ય વાર્તા તારા સિવાય બીજો કોણ મારી પાસે જાણવાને યોગ્ય છે ! અર્થાત્ હે નચિકેતા ! તું જ ધન્યભાગી છે. અહો ! ગુરૂની પ્રસન્નતા ! ગુરૂદ થયેલ આચાર્ય પ્રિય શિષ્યને શું ન બતાવે ! સૃષ્ટિનું રહસ્ય સ્ફોટન ગુરૂકૃપા સિવાય કોને મળે ? ॥ ૨૧ ॥

अशरीरं शरीरेषु अनवस्थेषु अवस्थितम् ।
महान्तं विभुं आत्मानं मत्वा धीरो न शोचति ॥ २२ ॥

હે નચિકેતા ! તે કે જે शरीरेषु=બધા શરીરોમાં વર્તમાન હોઈને પણ अशरीरं=શરીરથી રહિત છે. તથા अनवस्थेषु=જગતના બધા અસ્થિર પદાર્થોમાં વર્તમાન હોઈ अवस्थितं=સ્થિર (અચલ છે) છે. તે महान्तं=સર્વથી મહાન विभुं=વ્યાપક आत्मानं=આત્માને मत्वा=સમજીને धीरः=બુદ્ધિમાન न शोचति=નથી શોક કરતો (શોકરહિત થઈ જાય છે.) ॥ ૨૨ ॥

હે નચિકેતા ! તે કે જે બધાં શરીરોમાં વર્તમાન હોઈને પણ શરીરથી રહિત છે. અને જગતના બધા અસ્થિર પદાર્થોમાં વર્તમાન હોઈને પણ સ્થિર છે, તે સૌથી મહાન વ્યાપક આત્માને જાણીને બુદ્ધિમાન શોકથી રહિત થાય છે. ॥ ૨૨ ॥

આગલા મન્ત્રમાં પરમાત્માની અદ્‌ભુત શક્તિનો ખ્યાલ આપ્યો. વળી આ મન્ત્રમાં આત્માનું વાસ્તવિક સ્વરૂપ આપી તેના જ્ઞાનનું જીવન દરમ્યાન અનુભવી શકાય એવું ફળ બતાવતાં કહે છે; હે નચિકેતા ! આ આત્મા બધાં શરીરોમાં વર્તમાન હોવા છતાં તે શરીરરહિત છે. શરીર પ્રતિક્ષણ ક્ષીણ થાય છે. આવાં પ્રતિપળ ક્ષીણ થનારાં શરીરમાં સદા વર્તમાન હોવા છતાં તે પ્રતિક્ષણ ક્ષીણ થતો નથી અર્થાત્ શરીર ક્ષયયુક્ત છે. આત્મા અક્ષય છે. શરીર અને આત્મા એ બન્નેના સ્વરૂપ અને ધર્મ જુદા છે. જગતના તમામ અસ્થિર પદાર્થોમાં રહેતો હોવા છતાં એ એક જ સ્થિર છે. એટલે કે આત્મા

સિનેમાના પડદા જેવો છે. સિનેમાના પડદા ઉપર અનેક ચિત્રવિચિત્ર ચિત્રોની અવરજવર થાય છે પણ તે બધાં પેલા પડદા ઉપર જ થાય છે, પડદાને આધારે રહે છે અને છતાં પડદો તેમનાથી લેપાતો નથી તેમ સર્વના આધારરૂપ આત્માના ઉપર જગત્નું ચલત્ચિત્ર રાત્રિંદિવા ચાલ્યા કરે છે. તે બધાંમાં આત્મા છે પણ આત્મા તે બધાને લીધે નથી. આત્મા છે તો તે બધાં છે. વળી આ આત્મા મહાન છે. સર્વવ્યાપી છે. મહાન એટલે દરેક દૃષ્ટિએ સૌથી મોટો છે. પરિણામ દૃષ્ટિએ-સ્વરૂપ દૃષ્ટિએ-ધર્મ દૃષ્ટિએ-ગુણ દૃષ્ટિએ-ઐશ્વર્ય દૃષ્ટિએ વગેરે જેટલી કલ્પી શકાય તેટલી તમામ દૃષ્ટિએ આત્મા મહાન છે. વળી એ વિભુ એટલે વ્યાપક અગર તો વિવિધરૂપે થનારો એટલે કે સ્થાવરજંગમ સ્વરૂપે સ્વયમેવ થનારો છે! આવા અક્ષયી, સર્વાધાર, સર્વમહાન, સ્વયંભૂ આત્માને આવી રીતે જાણનાર બુદ્ધિમાન પુરુષ શોક કરતો નથી. અર્થાત્ આત્મજ્ઞાનની પ્રાપ્તિને માપવાનું-જાણવાનું-સ્વસંવેદ્ય સાધન છે શોકરહિતતા. શોકરહિતતા જ્યારે કાયમી સ્વભાવ થઈ પડે ત્યારે સાધકે જાણવું કે આત્મજ્ઞાન થયું છે. શોક પ્રિય વસ્તુના વિયોગને લીધે જન્મનારો સંતાપ છે. માણસને સૌથી પ્રિય તેનું શરીર છે. એ શરીરનો પણ વિયોગ આવીને ખડો થાય તો તેથી જ્યારે એ સંતાપ ન કરે ત્યારે જાણવું કે હવે આત્માનું જ્ઞાન થયું છે. પુત્ર-પત્ની-ગેહ વગેરે પદાર્થો યદ્યપિ પ્રિય છે છતાં શરીર કરતાં વધારે વહાલાં નથી. એટલે ઇન્દ્રિયાર્થોના વિયોગમાં તો તેવાને સંતાપ થટે જ નહિ. આ છે આત્મજ્ઞાનની કસોટીનું સાધન. ॥૨૨॥

**नायमात्मा प्रवचनेन लभ्यः न मेधया न बहुना श्रुतेन ।**
**यमेवैष वृणुते तेन लभ्यः तस्य एष आत्मा विवृणुते तनुं स्वाम् ॥२३॥**

अयं=આ आत्मा=આત્મા प्रवचनेन=ભણવા ભણાવવાથી न लभ्यः=નથી મળી શકે એવો. न=ન તો मेधया=બુદ્ધિથી (બુદ્ધિની કલ્પનાથી) તથા न=ન તો बहुना=ઘણું श्रुतेन=સાંભળવાથી (કથા વ્યાખ્યાન વગેરેના શ્રવણથી) મળતો! यं=જેને एव=નિશ્ચય एषः=આ (આત્મા) वृणुते=પસંદ કરે છે तेन=તેનાથી लभ्यः=એ મેળવાય એવો છે. तस्य=તેને માટે एषः=આ आत्मा=આત્મા स्वां=પોતાના तनुं=શરીરને (સ્વરૂપને) विवृणुते=ખોલી દે છે. (પોતાના શરીર ઉપરથી માયાવી પડદો ઉઠાવી લે છે. ॥ ૨૩ ॥

આ આત્મા પ્રવચનથી કે બુદ્ધિની દોડથી કે ઘણા શ્રવણથી મેળવાય એવો નથી. જેને નિશ્ચય એ આત્મા પસંદ કરે છે તેનાથી મેળવાય છે. તેને માટે એ આત્મા પોતાના શરીરને ખુલ્લું કરે છે! ॥ ૨૩ ॥

આવા અદ્ભુત પરમાત્માની પ્રાપ્તિનું સાધન શું? કેવી રીતે એ પરમપિતાનો સાક્ષાત્ યોગ થાય! જેના યોગમાં ગહરો આનંદ છે, જેના વિયોગમાં નિરન્તર દાવાનલનો સંતાપ છે, એ પરમપિતાને પામવાનાં સાધન શું છે? ગુરુદેવ કૃપયા અહીં એ બતાવી પોતાની સુહૃદ્‌તાનો પૂર્ણ પરિચય દે છે. યમદેવ કહે છે હે પ્રિય નચિકેતા! હવે હું તને અધ્યાત્મવિદ્યાનું અંતિમ રહસ્ય કહી દઉં છું. સાવધાનીથી તે તું સાંભળ. આ આત્મા પ્રવચનથી મેળવાય એવો નથી! ગ્રંથોને મસ્તકમાં આનુપૂર્વિક ધારણ કરવાથી મળી શકે એવો નથી. અગર તો એને વિષે ખૂબ સાંભળવાથી મળે એવો નથી. તો એની પ્રાપ્તિ કેવી રીતે થાય? હે પ્રિય! એ આત્મા જેને પસંદ કરે તે પુરુષને તે મળે. તેની સમક્ષ એ આત્મા પોતાનું સ્વરૂપ ખોલે છે. આટલામાં અધ્યાત્મવિદ્યાનું રહસ્ય છે. પ્રવચનથી આત્મા મળતો નથી એટલે કે નિરન્તર ભણવા ભણાવવાથી આ આત્માનું વાસ્તવિક સ્વરૂપ સમજાતું નથી! ભગવાન હૈયામાં રહે છે. પુસ્તકોમાં ક્યાં વસે છે? ટીપણાંને નીચોવવાથી ટીપણામાં લખેલો વરસાદ પડતો નથી! ટીપણું તો કહી છૂટે કે ભાઇ! અમુક વખતે વરસાદ પડશે! પણ ટીપણું નીચોવવાથી તો એક ટીપું પણ પાણી ન પડે. તો શાસ્ત્રો નીચોવવાથી તો પરમાત્મા નહિ ટપકે. શાસ્ત્રો તો એટલું કહી છૂટે કે ભાઈ! હૃદયાકાશમાં પરમાત્મા વસે છે. અને ત્યાં જ એ વરસી રહ્યા છે. શાસ્ત્રોને નીચોવવાથી તે પરમાત્માની પ્રસન્નતા ટપકતી નથી! આ સાદું સરળ સીધું સમજાય એવું છે. તેમજ મેધાથી પણ દહાડો ન વળે. મેધા એટલે ધારણાશક્તિ. શાસ્ત્રોને જ્ઞાનતંતુઓમાં ભરી રાખવાની શક્તિ. જબરી યાદદાસ્ત એટલે મેધા. મગજમાં શાસ્ત્રોને ભરી રાખવાથી જ જો આત્મા મળતો હોય તો તો પુસ્તકશાળાનાં કબાટો પણ આત્મજ્ઞાનનાં પૂરાં અધિકારી છે! પણ કબાટો છએ શાસ્ત્રોને ટીકા સહિત પોતાનામાં સંગ્રહી રાખતાં છતાં જેમ જડ જ રહે છે, તેમ શાસ્ત્રોને ટીકા અને ઉપટીકાઓ સહિત જ્ઞાનતંતુઓના કબાટમાં સંગ્રહી જ રાખનાર પરિગ્રહી પુરુષ જડ રહે એવો પૂરો સંભવ છે. વળી આત્મા ઘણું ઘણું કથા પુરાણ શાસ્ત્રો વગેરેને સાંભળવાથી પણ મળે એવો નથી! કથા પુરાણો તો દીકરીને સાસરે વળાવનારાં માબાપ જેવાં છે. બીચારાં માબાપ દીકરીને પાળી, પોષી, મોટી કરી, સાસરે વળાવતી વખતે આંસુથી ભરપૂર આંખે પાધર સુધી વળાવી જાય, પણ તેથી આગળ ન જાય. તેમ શાસ્ત્રોનું, પુરાણોનું કે કથા આખ્યાનોનું શ્રવણ, કુલીન બુદ્ધિરૂપી વધૂનું પરમાત્મા સાથે વાગ્દાન કરી તેનો

યોગ કરાવવાની ખટપટ કરી નિવૃત્ત થાય. પણ સાચો યોગ તો ધણીને જ થાય ! આથી કથા સાંભળીને કાન ફુટે તોયે બ્રહ્મજ્ઞાન ન થાય એ સોએ સો ટકા સંભવ છે ! આમ દયાળુ અને રહસ્યજ્ઞ આચાર્ય, પ્રવચન, મેધા કે શ્રવણુ આત્માની પ્રાપ્તિનાં સાધન નથી એમ કહે છે. આનો અર્થ કોઈ એમ ન માને કે આત્મજ્ઞાનમાં પ્રવચન, મેધા કે શ્રવણ, ઉપયોગી નથી. અરે એ ત્રણે તો અતિ ઉપયોગી છે. પણ તે ભોમિયા માત્ર બની શકે. એથી વધુ મદદ કરવાની એમની શક્તિ નથી. આત્માનું જ્ઞાન-મેળાપ તો આત્માને અધીન છે. કોઈ મહારાજાને મળવું હોય તો તે મિલન જેમ મહારાજાની ઇચ્છા ઉપર અવલંબે છે.. વચ્ચેના અધિકારીએ એ મેલાપને સગવડભર્યો કરી આપે પણ છેવટે તો તેનો મુખ્ય આધાર મહારાજાની મરજી ઉપર જ હોય છે તેમ પરમાત્માનો યોગ પરમાત્માને આપણને મળવાની મરજી છે કે નહિ તેના ઉપર જ અવલંબે છે. તેની મરજી ન હોય તો આપણી બળજબરીએ કશું ન વળે. શાસ્ત્રનાં પ્રવચનો કે ધારણ કે શ્રવણનાં ટટે ત્યાં ન ચાલે ! તેમની ભલામણ ત્યાં ન ખપ આવે. આથી કાંઇ શાસ્ત્રાભ્યાસ -ધારણ કે શ્રવણની કિંમત ઓછી નથી. અધ્યાત્મવિદ્યામાં એ અતિ ઉપયોગી છે. પણ છેવટની ભૂમિકાએ એમનો પત્તો નથી એટલું જ આચાર્યદેવનું સૂચન છે !

તો આ આત્મા મળે કોને ? આ સમ્રાટોનો સમ્રાટ્, અખિલ બ્રહ્માંડનો નાયક કોને દર્શન આપે ? આચાર્યજી રહસ્યનું સ્ફોટન કરતાં કહે છે કે જેને એ પરમપિતા પસંદ કરે તેને. એટલે કે પરમાત્માનાં કોને દર્શન થાય એ બાબતમાં આપણાથી કશું ન કહેવાય. જેના ઉપર તે પરમપિતાની પસંદગી ઉતરે તેને જ તેનાં દર્શન થાય ! આ પસંદગીમાં કશો પક્ષપાત નથી. ભગવાનને ઘરે કોઇની સીફારસ ચાલતી નથી. પિતા જેમ લાયક પુત્રોના ઉપર સ્વયમેવ પ્રસન્ન થાય છે–સ્વયમેવ તેને પોતાનો ભંડાર-ઋદ્ધિ-સિદ્ધિ બતાવી દે છે-પુત્રના માગ્યા સિવાય જ, જેમ તેને સંસારનો કારભાર સોંપે છે અને પ્રસંગે પ્રસંગે તેને હિતભરી સલાહ દઇ દોરે છે તેમ પરમપિતા પરમાત્મા તેના વિશ્વકુટુંબમાં જે જે લાયક પુત્રો હોય તેના ઉપર સ્વયમેવ પ્રસન્ન થાય છે. સ્વયમેવ તેની સમક્ષ પોતાનો અપાર-અગાધ-અનન્ત-અખૂટ ઋદ્ધિ સિદ્ધિનો ભંડાર બતાવી દે છે. તેના માગ્યા સિવાય જ વિશ્વકારભાર તેને સુપ્રત કરે છે. પ્રસંગે તેને હિતકારી સલાહ આપી દોરે છે. અને કૃતકૃત્ય પુત્રને કે પુત્રીને તે અંતરના અમોલ આશિષ દઈ સ્વરૂપનિષ્ઠ કરે

છે! એટલે પ્રભુ સમક્ષ આપણી લાયકાત જ જોવાય છે. જન્મ, ઋદ્ધિ, સિદ્ધિ, જોવાતી નથી. રાજા હો અગર રંક, જેણે તે પરમપિતાને સ્વકર્મ દ્વારા પ્રસન્ન કર્યા તેને તે પોતાનું સ્વરૂપ બતાવે છે. એટલે કે તેવા ધન્યભાગ્ય પુરુષ સમક્ષ પરમાત્મા કશું છૂપાવતા નથી. સૌથી ગુહ્ય જે પોતાનું સ્વરૂપ તે પણ તેની સમક્ષ ખોલી દે છે. અને આ સ્વરૂપ કેવું હશે તેનો આપણને =ભાવદરિદ્રી-ભક્તિકંગાલને શો ખ્યાલ આવે! જેની સમક્ષ પરમપિતાએ પોતાનું સ્વરૂપ ખોલ્યું હોય તેવા ઇશ્વરના પરમ લાડીલાના ચરણમાં અનેકાનેક ભાવભીના પ્રણામ હો! પૃથ્વીમાતાના કોઈક અનેરા સૌભાગ્ય-સમૃદ્ધિ-પુણ્યવિપાકરૂપ તે મહાત્મના પ્રેમયોગીનાં દર્શન પણ દુર્લભ હોય છે! પણ તેવા પુરુષો હોય છે અને તે અધિકારીને મળે છે એટલું સૌ આશ્વાસન રાખે! ॥ ૨૩ ॥

**न अविरतः दुश्चरितात् न अशान्तः न असमाहितः ।**
**न अशान्तमानसः वापि प्रज्ञानेन एनं आप्नुयात् ॥ २४ ॥**

જે दुश्चरितात् = દુરાચારથી अविरतः = નથી અટક્યો તે જ્ઞાનથી એને ન મેળવી શકે. જે अशान्तः=શાન્ત નથી (વિષયોમાંથી નિવૃત્ત થયેલી ઇન્દ્રિયોવાળો નથી) તે જ્ઞાનથી એને ન મેળવી શકે જે असमाहितः=એકાગ્ર મન વાળો નથી તે એને જ્ઞાનથી નહિ મેળવી શકે. वा=અને अशान्तमानसः=જે નથી શાન્ત મનવાળો (વિષયોમાંથી નિવૃત્ત થયેલાં મનવાળો નથી) તે अपि= પણ प्रज्ञानेन=જ્ઞાનથી एनं = એ આત્માને ન आप्नुयात्=ન પામી શકે!॥૨૪॥

જે દુરાચારમાંથી અટક્યો નથી, જે શાન્ત નથી, જે એકાગ્ર મનવાળો નથી, અને જે શાન્ત મનવાળો નથી તે પણ જ્ઞાનથી પણ એને ન પામી શકે! ॥ ૨૪ ॥

આમ પરમાત્મા જેની વરણી કરે તેને પરમાત્માનું સ્વરૂપ ખુલેલું જણાય. તો પછી પરમાત્માની 'વરણીનું' ધોરણ કયું છે તે જાણવું રહ્યું. પરમાત્માની પસંદગીનું ધોરણ બતાવતાં નિષેધમુખે આચાર્યદેવ કહે છે કે હે નચિકેતા! જે માણસ દુરાચરણમાંથી અટક્યો નથી, જે શાંત નથી, જે એકાગ્ર મનવાળો નથી, જે શાંતમાનસ નથી તેવા પુરુષ જ્ઞાનથી પણ એને ન પામી શકે. અર્થાત્ જ્ઞાન તો ઘણાને હોય છે, પણ તેવામાંના ઘણા જ્ઞાનનો જે સ્વાનુભવ સંવેદ્ય લાભ છે તેનાથી વંચિત રહે છે. બાકી પરમાત્માના જ્ઞાનથી તો જીવન શાન્તિસમૃદ્ધ-આનંદસમૃદ્ધ-દુઃખરંક થઇ જાય છે. છતાં

જ્ઞાનીઓમાં પણ ઘણાને આવો સ્વાનુભવ નથી. એનું કારણ શું? કારણ એટલું જ કે જ્ઞાનની ઉત્પત્તિ ઉપરાંત જ્ઞાનના કાયમી નિવાસ માટે જે અધિકાર સંપત્તિ આપણી પાસે હોવી ઘટે તે હોતી નથી. જ્ઞાનના સ્થાયી સમુદાચાર માટે દુરાચરણમાંથી નિવૃત્તિ, શાંતિ, એકાગ્રતા અને શાંતમાનસ કેળવવું ઘટે છે. એટલે કે પરમાત્માની વરણીમાં જો આવવું હોય તો માણસે દુષ્ટ આચરણમાંથી અટકી જવું અને સદ્આચરણમાં લાગી જવું. શાંતિ મેળવવી એટલે કે રાગદ્વેષની ચૂડમાંથી નિવૃત્તિ મેળવવી. એકાગ્રતા એટલે કે કર્તવ્ય કર્મમાં નિરપવાદનિષ્ઠા કેળવવી. અને તે ઉપરાંત શાંતમનોદશા એટલે કે સત્ત્વોદ્રેકવાળું મન-ભાવસંશુદ્ધ હૃદયદશા પ્રાપ્ત કરવી જોઈએ. આટલું જેનામાં હશે તેને શાસ્ત્રનો સહારો હો અગર ન હો પરમાત્માની પસંદગી તેને મળવાની જ. જેનામાં એ ન હોય તેના ઉપર શાસ્ત્રીય જ્ઞાનનો અનુગ્રહ હોય છતાં તેને પરમપિતાના અનુગ્રહની છે છતાં ઝાંખી નહિ થવાની. આથી સ્વહિતકામી પુરુષે સદાચારમાં નિષ્ઠા અને દુરાચરણમાંથી નિવૃત્તિ મેળવવી. રાગદ્વેષને ઘસી નાંખવા, કર્તવ્યનિષ્ઠા કેળવવી. અને નિરન્તર ભાવસંશુદ્ધિમાં મહાલવું. આ સાધનોની સ્થિર ભૂમિકામાં પરમાત્માનો પ્રસાદ ઉતરે છે। ॥૨૪॥

यस्य ब्रह्म च क्षत्रं च उभे भवत ओदनः ।
मृत्युः यस्य उपसेचनं कः इत्था वेद यत्र सः ॥ २५ ॥

यस्य=જેને ब्रह्म=બ્રાહ્મણ च=અને क्षत्रं=ક્ષત્રિય उभे=બન્ને (બ્રાહ્મણ ક્ષત્રિય આદિ આખું જગત) च=નિશ્ચય ओदनः=ભાત (ભાતની માફક ખોરાક) भवतः=છે, અને मृत्युः=સર્વને મારનાર યમ-મોત यस्य=જેને उपसेचनं=ભાતની સાથે ખાવાની ચીજ (ઘી, દહીં, દાળ, શાક, ચટણી) છે. कः=કોણ અર્થાત્ સિવાય કે અધિકારી બીજો કોણ इत्था=આ રૂપે वेद=જાણે છે? (જાણી શકે છે!) यत्र=જેમાં-જે રૂપમાં सः=તે આત્મા છે? ॥૨૫॥

જેને બ્રાહ્મણ તથા ક્ષત્રિય એ બન્ને નિશ્ચય ભાત (સમાન) છે અને સર્વભક્ષી મૃત્યુ જેનું ચટણી છે, કોણ આ રૂપે જાણે છે?-જે રૂપમાં તે છે? ॥ ૨૫ ॥

આમ પરમાત્માની પસંદગી અધિકારની અપેક્ષા રાખે છે એમ બનાવી વળી તે પરમાત્માની અદ્‌ભુત શક્તિનું સ્મરણ કરાવતાં દ્વિતીય વલ્લીનો ઉપસંહાર કરતાં આચાર્યદેવ કહે છે. હે પ્રિય નચિકેતા! બ્રાહ્મણ ક્ષત્રિયાદિ સમસ્ત સ્થાવરજંગમ જગત જેની આગળ ભાત સમાન છે! અને સર્વભક્ષી મૃત્યુ

પણ જેની આગળ ચટણી સમાન છે! કોણ તે પરમાત્માને આ રૂપે જાણે છે?–જે રૂપમાં તે છે? અર્થાત્ અહીં પરમાત્માની અપરિમિત સંહારલીલા બતાવે છે! ભાતને માણસ જેમ વિના આયાસે ઓગાળી જાય છે તેમ જે પરમપિતા અનન્તવિસ્તારમાં ફેલાયેલી આ અનન્ત સૃષ્ટિને વિના આયાસે પલકમાં ઓગાળી જાય છે, એટલું જ નહિ પણ સર્વભક્ષી મૃત્યુ–મહાકાલ પણ જેની આગળ ચટણી સમાન છે એટલે કે જે મૃત્યુનું પણ મૃત્યુ છે તે પરમાત્માને આ રૂપે કે જે રૂપે તે વર્તી રહ્યા છે–કોણ જાણે છે? અર્થાત્ પરમાત્મા જ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું એક કારણ છે. આવા સ્વરૂપે કોણ એને જાણે છે? એટલે કે બહુ જ થોડા જાણે છે? કરોડે કોઈ એકની આવી સ્થિર મતિ થાય છે. આથી તો ભૂતવત્સલ કૃષ્ણચન્દ્ર સ્વયં કહે છે કે–"यततामपिसिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः" ભગવાનના આ સ્વરૂપના વેદનમાં 'કશ્ચિદ્'–કોઈક વિરલ અધિકારી છે. અને તેવો અધિકાર નચિકેતાને સાંપડેલો છે! ॥ ૨૫ ॥

॥ इति द्वितीयावल्ली ॥

॥ हरिः ॐ तत्सत् ॥

## ॥ अथ तृतीयावल्ली ॥

(ॐ) ऋतं पिबन्तौ सुकृतस्य लोके, गुहां प्रविष्टौ परमे परार्धे।
छायातपौ ब्रह्मविदो वदन्ति, पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः ॥१॥

सुकृतस्य=પુણ્યકર્મના लोके=લોકમાં (મનુષ્ય શરીરમાં) ऋतं=કર્મના ફલરૂપી અમૃતને पिबन्तौ=પીતા પીવડાવતા હોય (ભોગવતા અને ભોગવાવતા) गुहां=હૃદયગુફામાં प्रविष्टौ=પ્રવેશેલા परमे=સૌથી ઊંચા परार्धे=પરમસમૃદ્ધ સ્થાનમાં (હૃદયાકાશમાં) જે બે (જીવાત્મા અને પરમાત્મા) રહે છે. તે બેને ब्रह्मविदः=બ્રહ્મને જાણવાવાળા (ચતુર્થાશ્રમી) पञ्चाग्नयः=પાંચ અગ્નિઓવાળા (વાનપ્રસ્થ.) च = અને ये = જે त्रिणाचिकेताः = ત્રણ યજ્ઞાગ્નિવાળા (ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ; અને આહવનીય)·(ગૃહસ્થ) છે તેઓ छायातपौ = છાયા અને તડકાની માફક (જીવાત્માને છાયાની માફક અને પરમાત્માને તડકાની પેરે) वदन्ति = કહે છે. ॥ ૧ ॥

પુણ્યકર્મના લોકમાં, કર્મના ફલરૂપી અમૃતને પીતા અને પીવડાવતા, હૃદયગુફામાં પ્રવેશેલા, સૌથી ઊંચા, અત્યંત સમૃદ્ધસ્થાનમાં જે બે રહે છે તે બેને બ્રહ્મને જાણનારા, વાનપ્રસ્થીઓ તથા જે ગૃહસ્થો છે તેઓ છાયા અને તાપની માફક કહે છે. ॥ ૧ ॥

બીજી વલ્લીના છેલ્લા મન્ત્રમાં પરમાત્માની અદ્ભુત કર્તું અકર્તું અન્યથા કર્તું સમર્થ શક્તિનો આચાર્યદેવે ઉલ્લેખ કર્યો. આ પરમાત્મા એ જીવાત્માને માટે પ્રાપ્ત કરવા યોગ્ય છે. એટલે કે જીવાત્માએ પોતાના પરમાત્મ સ્વરૂપનું સંશોધન અને પ્રાપ્તિ કરવી જોઇએ. અર્થાત્ આધ્યાત્મિક પ્રસ્તાવમાં પ્રકૃતિને જાણ્યા બાદ જીવાત્માને જાણવો જોઇએ. અને જીવાત્માને જાણ્યા બાદ પરમાત્માને જાણવો જોઇએ. એટલે કે જીવાત્માએ પોતાના મૂળ સ્વરૂપને શોધવું રહ્યું. પરમાત્મા, જીવાત્મા અને સપરિવાર પ્રકૃતિ—એ ત્રણમાં પણ જીવાત્મા મુખ્ય છે. કેમકે જીવાત્માને માટે સપરિવાર પ્રકૃતિનું અસ્તિત્વ છે. એ પ્રકૃતિને ભોગવી અને ત્યાગીને પરમપિતાની પાસે પહોંચવાનું છે જીવાત્માએ. એટલે પરમાત્મપ્રાપ્તિનો અધિકારી જીવ છે. આ કારણે જીવાત્મા મુખ્ય છે. એને પૂરો પીછાનવો જોઇએ. આથી હવેની વલ્લીમાં આચાર્યદેવ જીવાત્મા

અને પરમાત્મા સંબંધે યથાર્થ જ્ઞાન આપવાની શરૂઆત કરે છે અને તેમાંયે જીવાત્માના સાક્ષાત્ જ્ઞાનનાં સાધનોનો ઉલ્લેખ કરે છે એટલે સાધકની દૃષ્ટિએ આ વલ્લીનું મહત્વ ઓર વધી જાય છે. જીવાત્મા અને પરમાત્માની વચ્ચે સંસારદશાનો તફાવત બતાવતાં આચાર્યદેવ પોતાની લાક્ષણિક શૈલીમાં નચિકેતાને કહે છે કે-હે પ્રિય નચિકેતા! બ્રહ્મજ્ઞાનીઓ, તપસ્વી વાનપ્રસ્થીઓ અને સદ્ગૃહસ્થો આ બેને એટલે કે જીવ અને પરમાત્માને છાયા અને તાપ જેવા કહે છે. અર્થાત્ જીવ તો પરમાત્માની છાયા છે. પરમાત્મા પ્રકાશરૂપ છે. પરમાત્માની કાયા પ્રકાશસ્વરૂપ છે આથી પરમાત્માની છાયારૂપ જીવની કાયા પણ પ્રકાશસ્વરૂપ છે. અહીં ધ્વનિ તો એ છે કે કાયાની પાછળ પાછળ કાયાને પરતન્ત્ર છાયા જેમ ઇચ્છાએ અનિચ્છાએ પણ જાય છે જ તેમ પરમાત્માની પાછળ પાછળ જ પરમાત્માને પરતન્ત્ર એવો જીવ ઇચ્છાએ કે અનિચ્છાએ પણ જાય છે જ. એટલે કે તમામ જીવો ઈશ્વરાનુગામી છે કોઈ એવો જીવ નથી જે ઇશ્વરની પાછળ પાછળ ન ચાલતો હોય. આ વિશ્વની રચના જ એવી છે. અને આ શોધ અધ્યાત્મ માર્ગે પ્રવાસ કરનારને માટે નાની નથી! આ પ્રકાશકાયા અને તેની છાયા-કાન્તિ-જીવ, ક્યાં રહે છે? આચાર્યદેવ કહે છે પરમે પરાર્ધે સૌથી ઊંચા સમૃદ્ધ સ્થાનમાં-એ સૌથી ઊંચું સમૃદ્ધ સ્થાન કયું? તો 'ગુહા'. ગુહા એટલે હૃદયની ગુફા. હૃદયની ગુફામાં પ્રકાશકાયાવાળા પરમાત્મા અને તેની કાન્તિનો વાહક જીવ બન્ને રહે છે. અને હૃદયરૂપી ગુફા સૌ ગુફાઓથી ઊંચી છે. આ ઊંચાઇ ભાવગમ્ય ઊંચાઈ છે. એ ગુફા પરમસમૃદ્ધ છે. દુનિયાનો ખજાનો તો એ ગુહામાં રહેલાં પરમધનની દૃષ્ટિએ બે બદામનો છે. આવું પરમસમૃદ્ધ ગુહાસ્થાન કોને મળે છે? તો કહે છે કે "સુકૃતસ્ય લોકે" એટલે કે પુણ્યશાળીના શરીરમાં એટલે કે પુણ્યકર્મીઓના શરીરમાં રહેલી આ ગુહામાં વસેલાં પેલાં બે પ્રકાશકાયા અને પ્રકાશકાન્તિ વધારે સ્પષ્ટપણે સમજાય છે. બીજાઓમાં છે છતાં એટલા જલદી જણાતા નથી. આવા પરમસમૃદ્ધ સ્થાનમાં વસીને તે બે કરે છે શું? તો કહે છે કે "ऋतं पिबन्तौ" એટલે કે કર્મના ફ્લરૂપી અમૃતને એક પીએ છે અને બીજો પીવડાવે છે. એટલે કે જીવ કર્મના ફલને પીએ છે. પ્રભુ પીવડાવે છે. આ છે તે બેનો નિત્ય કાર્યક્રમ. આ બેમાં પરમાત્મા કર્મફલના-અમૃતના પીવડાવનાર છે-પીનાર નથી. જીવ પીનાર છે પીવડાવનાર નથી. અર્થાત્ પરમાત્મા કર્મફલ-દાતા છે. જીવ ભોક્તા છે. એટલે કે પરમાત્મા સર્વજ્ઞ અને સર્વશક્તિ છે. જીવ અલ્પજ્ઞ અને અલ્પશક્તિ છે, આવો અહીં ધ્વનિ છે. સંસારદશામાં,

પરમાત્મા પરમસત્યમય હોઈને પોતાના જ સ્વરૂપભૂત જીવાત્માને કરેલાં કર્મોના ફ્લનો ભોગ કરાવે છે, હિસાબ માંડી વાળતા નથી. કેમકે પરમાત્મા સત્યમય છે. જો પરમાત્મા પોતાના સ્વરૂપભૂત જીવને કર્મફ્લ ન ખવડાવે તો તે તેનું અસત્ય આચરણ ગણાય. અને પરમાત્મા અસત્યાચારી હોઇ શકે જ નહિ. ॥ ૧ ॥

**यः सेतुः ईजानानां, अक्षरं ब्रह्म यत् परम् ।**
**अभयं तितीर्षतां पारं नाचिकेतं शकेमहि ॥ २ ॥**

यः=જે ( આ બેમાંથી જે ) ईजानानां=બધા ગતિવાળાઓને (ગ્રહ ઉપગ્રહોને ) પોતપોતાની મર્યાદામાં सेतुः=બાંધવાવાળો છે, यत्=જે अक्षरं= અવિનાશી परं=પર ब्रह्म=બ્રહ્મ છે. તથા સંસારસાગરને तितीर्षतां=તરવાને ઇચ્છનારાઓ માટે अभयं=નિર્ભય पारं=પરકિનારો છે તે પરબ્રહ્મ તું नाचिकेतं=નચિકેતાને પ્રાપ્ત હોવાને યોગ્ય અમો शकेमहि=કહી શકીએ છીએ. ॥ ૨ ॥

આ બેમાં, જે બધા ગતિવાળા ગ્રહોપગ્રહોને પોતપોતાની મર્યાદામાં બાંધવાવાળો છે, જે અવિનાશી પરબ્રહ્મ છે તથા તરવાની ઈચ્છાવાળાઓ માટે પરમ નિર્ભય કિનારો છે તે પરબ્રહ્મ તને-નચિકેતાને પ્રાપ્ત હોવાને યોગ્ય છે એમ અમો કહી શકીએ છીએ. ॥ ૨ ॥

આવા પ્રકાશસ્વરૂપ-પ્રકાશકાય-સચ્ચિદાનંદસ્વરૂપ પરમાત્મા પોતાના પ્રિય શિષ્યને મળવા યોગ્ય છે એમ શિષ્યને ઉલ્લાસ દેતાં આચાર્યદેવ કહે છે કે હે નચિકેતા ! ઉપર બતાવેલા બેમાં જે ગતિવાળા ગ્રહોપગ્રહોને પોતપોતાની મર્યાદામાં બાંધી રાખનાર છે– અર્થાત્ જે અવિનાશી પરબ્રહ્મ છે–જે સંસારને તરી જવાને ઇચ્છનારને માટે પરમ નિર્ભય કિનારો છે તે પરબ્રહ્મ તને નચિકેતાને પ્રાપ્ત હોવાને યોગ્ય છે એમ હું કહી શકું છું. અર્થાત્ હે નચિકેતા ! તું ભાગ્યશાળી છે કેમકે તું પરમાત્માને પ્રાપ્ત કરવાની પરમ યોગ્યતાવાળો છે. એ પરમાત્મા કેવા છે ? સમસ્ત બ્રહ્માંડોને પોતપોતાની મર્યાદામાં રાખનાર છે. સ્વયં અવિનાશી છે. પરમબ્રહ્મ છે. વળી સંસારભીરુઓ માટે તે નિર્ભયકિનારો છે. અર્થાત્ સંસાર તરવા ઇચ્છનારે એ નિર્ભય કિનારાનો આશ્રય લેવો પડે છે. આવા પરમપિતા પરમાત્માને મેળવવા માટે તું લાયક બન્યો છે. હે નચિકેતા ! તને ધન્ય છે ! ગુરુ આ મંત્રમાં શિષ્યને તેની લાયકાતનું પ્રમાણપત્ર આપે છે. ॥ ૨ ॥

आत्मानं रथिनं विद्धि, शरीरं रथमेव तु ।
बुद्धिं तु सारथिं विद्धि, मनः प्रग्रहं एव च ॥ ३ ॥
इन्द्रियाणि हयान् आहुः विषयान् तेषु गोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥ ४ ॥

હે નચિકેતા ! आत्मनं=આત્માને रथिनं=રથવાળો तु=તથા शरीरं=શરીરને एव=નિશ્ચય रथं=રથ विद्धि=જાણ. बुद्धिं=બુદ્ધિને तु=નિશ્ચય सारथिं=સારથી (રથ હાંકનાર) च=તથા मनः=મનને एव=કેવળ प्रग्रहं=લગામ જાણ. ॥ ૩ ॥

इन्द्रियाणि=ઇન્દ્રિયોને हयान्=ઘોડા તથા तेषु=તેઓના (ઇન્દ્રિયોના) विषयान्=વિષયોને गोचरान्=માર્ગો आहुः=કહે છે. आत्मेन्द्रियमनोयुक्तं=શરીર, ઇન્દ્રિય, મનની સાથે મળેલા આત્માને भोक्ता=ભોક્તા (રથ ઉપર બેઠેલો હોઈ બધા પદાર્થોનો જોવાવાળો) इति=એમ मनीषिणः=બુદ્ધિમાનો आहुः=કહે છે. ॥ ૪ ॥

હે નચિકેતા ! આત્માને રથી જાણ. શરીરને તો નિશ્ચય રથ જાણ અને બુદ્ધિને સારથિ જાણ તથા મનને કેવળ લગામ જાણ ॥ ૩ ॥

ઇન્દ્રિયોને ઘોડાઓ તથા તેમના વિષયોને માર્ગ કહે છે. શરીર, ઇન્દ્રિય અને મનની સાથે ભેળાયેલા આત્માને ભોક્તા એમ બુદ્ધિમાનો કહે છે ॥ ૪ ॥

હવે આ પરમાત્માને પ્રાપ્ત કરવા ઇચ્છનારે પોતાના સ્વરૂપને જાણવું રહ્યું. પોતે આ સંઘાતમાં કોણ છે તે નક્કી કરવું રહ્યું કેમકે જીવાત્મા જો પોતાને ન ઓળખે તો કદી પરમાત્માને ન પામી શકે પરમાત્માનું યથાર્થ જ્ઞાન જીવાત્માના યથાર્થ જ્ઞાન સિવાય કદી ઉપજતું નથી એવો નિયમ છે. સંતોનો અનુભવ છે. શાસ્ત્રોનું એ દર્શન છે. આથી હવે રથના અતિ ઉચિત રૂપક દ્વારા આત્માની એંધાણી આપનાં શિષ્યવત્સલ આચાર્ય કહે છે. હે નચિકેતા! તું આત્માને રથી જાણ. શરીરને નિશ્ચય રથ જાણ. બુદ્ધિને સારથિ જાણ. અને મનને કેવળ લગામ જાણ. ઇન્દ્રિયોને પૂર્વદ્રષ્ટાઓએ ઘોડા કહ્યા છે. અને તેમના વિષયોને તેમણે તેમના માર્ગ કહ્યા છે. શરીર, ઇન્દ્રિય અને મનની સાથે સેળભેળ થઈ ગયેલા આત્માને ભોક્તા એમ બુદ્ધિમાનો કહે છે. આ રૂપક પૂર્ણ છે. અને અત્યંત ધ્વનિપૂર્ણ છે. આત્મા–જીવાત્મા રથી છે. એટલે કે રથમાં બેઠેલો મહારાજા છે. એ મહારાજાનો રથ તે આ શરીર

છે. એટલે કે પ્રાણીમાત્રનો દેહ એ રથ છે. તેમાં બેઠેલો આત્મા રથી-મહારાજ છે. રથ અને રથનો માલિક હંમેશાં જુદા જ હોય છે. વળી બુદ્ધિ એ શરીર-રથને ચલાવનારો સારથિ છે, એ સારથિના હાથમાં મનરૂપી લગામ છે. એ જ મનરૂપી લગામ ઇન્દ્રિયોરૂપી ઘોડાઓને બાંધેલી છે. એ ઘોડાઓ શબ્દ, સ્પર્શ વગેરે પ્રિયાપ્રિય વિષયોરૂપી માર્ગ ઉપર ચાલી રહ્યા છે. આમ પ્રત્યેક પ્રાણી આ જગતને રસ્તે ચાલી રહ્યું છે. રથ તો વાહક છે. એટલે કે રથમાં બેઠેલો પુરુષ રથ દ્વારા ક્યાંક જવા માગે છે. એટલે કે કોઈક ગન્તવ્ય સ્થાન છે જ્યાં જવા માટે પુરુષને આ રથરૂપી વાહન મળેલું છે. એ ગન્તવ્ય ધામ તે પરમ પિતા પરમાત્માનું ધામ છે. એ ગન્તવ્ય ધામમાં જવા માટે પુરુષ શરીરરૂપી રથમાં બેઠેલો છે. આ અહીં ન ભૂલાય એવો ધ્વનિ છે. પ્રત્યેક જીવ પરમ ધામની યાત્રાએ નીકળ્યો છે, આમ શરીર રથમાં વિરાજતા રથીને દોરનાર તો બુદ્ધિ સારથિ છે. એટલે કે સારથિ જો કુશળ હશે તો ગન્તવ્ય સ્થાને પહોંચાડશે. નહિતર અટવાશે. એટલે કે બુદ્ધિરૂપી સારથિના હાથમાં આ જીવની યાત્રા છે. એ બુદ્ધિરૂપી સારથિ આ શરીરરથને ઈશ્વરના ધામ તરફ લઈ જઈ શકે છે, શયતાનના ધામ તરફ પણ દોરી શકે છે,. એ વાત તો રથી અને સારથિ વચ્ચેના સંબંધ ઉપર અવલંબે છે. જો રથી અને સારથિ વચ્ચે નિઃસ્વાર્થ પ્રેમસંબંધ હશે, પરસ્પર ઉપકારક ભાવ હશે, તો સીધે માર્ગે જશે. બીજા ઉન્માર્ગે જ જશે. માટે બુદ્ધિરૂપી સારથિ કુશળ હોવો જોઈએ. બુદ્ધિની કુશળતા એટલે સમતા. ભગવાન જેને योगः कर्मसु कौशलम् કહે છે તે એટલે કે અત્યંત વિશુદ્ધિ આ સારથિના હાથમાં એક જબરદસ્ત લગામ છે, અને તે મનની. એ લગામ પોતાના હાથમાં મજબૂતપણે સારથિ પકડી રાખે, તેને ઢીલી ન મૂકે તો લગામની દોરવણી મુજબ રથ હંકાય. આ લગામે જોડાયેલા પાંચ ને પાંચ દશ ઘોડાઓ છે. એટલે કે દસ ઇન્દ્રિયોરૂપી ચમકીલા પાણીદાર ઘોડાઓ છે. એટલા તો તેજી અને પાણીદાર છે કે અરબી ઘોડાઓ તેના હિસાબમાં નથી ! છૂટા મૂકી દીધા તો કાબૂમાં આણતાં સારથિના હાથને પણ છોલી નાંખે ! લગામને પણ ઢીલી અને તૂટેલી કરી નાંખે. આ પાણીદાર તેજી ઇન્દ્રિયોરૂપી ઘોડાને વશમાં આણી ચલાવવા માટે કુશળ સારથિ જ જોઈએ. નહિતર ગમે ત્યાં અકસ્માત્ નીપજાવે, ગમે તેવો અકસ્માત્ ઉપજાવે. રથીને પાયમાલ કરે-તેનું જીવન પણ જોખમમાં નાંખે ! આથી બધો આધાર સારથિ ઉપર છે. આ ઘોડાઓને ચરવાની-ફરવાની-ચણવાની જગ્યા તે આ વિષયો છે. શબ્દાદિ દસ પ્રિય અપ્રિય વિષયોરૂપી

ગોચરમાં આ ઘોડાઓ ફરે છે. તેમને એ વિષયોના અરણ્યમાંથી કુશળતાપૂર્વક ચલાવી ગન્તવ્ય ધામે પુરુષને-રથીને લઈ જવા એ સારથિનું દક્ષ-કુશળ-સારથિનું કર્તવ્ય છે. મનરૂપી લગામને ઊંધે માર્ગે દોરી ઇન્દ્રિય અશ્વોને જે બહેકાવી મૂકે, તેમને અવિચલ બનાવી મૂકે તો પછી પ્રવાસ અશક્ય છે! આથી સૌ જીવે પોતાની મતિને વિશુદ્ધ રાખવા યત્ન કરવો રહ્યો એમ અહીં સૂચન છે.

આમ શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ એ આ જીવના સગાંવ્હાલાં છે. એમની સાથે ગાઢ દોસ્તી બંધાઈ ગયેલી હોઇને, એ જીવ ભૂલનો માર્યો અભક્ષ્યનું ભક્ષણ કરે છે. એટલે કે ભોક્તા બને છે. આ ન હોય તો જીવનું ભોક્તાપણું જ નથી. કેવળ જીવ નથી તો કર્તા નથી, તો તેથી જ ભોક્તા. પણ ભ્રમને લઇને શરીર વગેરેને પોતાનાં ભઇબંધો માની, તેમના સંગને લઇને, એ અભક્ષ્ય એવો જે સાંસારિક પદાર્થોનો ઉપભોગ-તે અભક્ષ્ય ઉપભોગને પરવશ થઈ ભોગવી રહ્યો છે. તેને તેના સ્વરૂપનું ભાન થતાં એ પશ્ચાત્તાપમાં પડી આ બધા સંસારકાળે સંબંધી ભાસતાં-રમણીય લાગતાં, માની લીધેલાં સગાંઓનો સંગ છોડી પોતાના સ્વરૂપને પામશે આવો અહીં ધ્વનિ છે. ॥ ૩-૪ ॥

**यस्तु अविज्ञानवान् भवति अयुक्तेन मनसा सदा ।**
**तस्य इन्द्रियाणि अवश्यानि दुष्टाश्वाः इव सारथेः ॥ ५ ॥**

यः = જે મનુષ્ય तु = નિશ્ચય अविज्ञानवान्=અબુદ્ધિમાન (બુદ્ધિરહિત) છે. તથા सदा=રાત્રિદિવસ अयुक्तेन=ન વશમાં આણેલા मनसा=મનની સાથે છે. इन्द्रियाणि = ઇન્દ્રિયો तस्य = તેના अवश्यानि = વશમાં નથી હોતી. इव = જેમ दुष्टाश्वाः = દુષ્ટ ઘોડાઓ सारथेः=સારથિના વશમાં નથી હોતા. ॥ ૫ ॥

જે મનુષ્ય નિશ્ચય અબુદ્ધિમાન છે તથા રાત દિવસ ન વશમાં આવેલા મનવાળો છે, તેની ઈન્દ્રિયો, દુષ્ટ ઘોડાઓ જેમ સારથિના, તેમ વશમાં રહેતી નથી! ॥ ૫ ॥

આમ રથરૂપકની કલ્પના દ્વારા આત્માનું સ્વરૂપ, તેનું ગન્તવ્યધામ, તેની જીવનયાત્રાનાં સાધનો વગેરે બતાવ્યાં. હવે આવા સાધનસંપન્ન જીવાત્માઓમાંથી કોની કેવી મતિ થાય છે તે બતાવતાં કહે છે. હે નચિકેતા! જે મનુષ્ય અવિજ્ઞાનવાળો છે, જે રાતદિવસ અવશ મનવાળો છે, તે માણસની ઇન્દ્રિયો જેમ દુષ્ટ અશ્વો સારથિના વશમાં રહેતા નથી તેમ તેના વશમાં રહેતી નથી. અર્થાત્ જે મનુષ્ય અવિજ્ઞાનવાન એટલે વિપરીત બુદ્ધિવાળો છે,

જેની મતિ મોહમયી છે તે માણસનું મન કદી વશમાં આવતું નથી. અને જેનું મન અવશ છે તેની ઇન્દ્રિયો પણ પરવશ છે. આવી કુબુદ્ધિવાળો, પરવશ મનવાળો અને સ્વચ્છંદી ઇન્દ્રિયોવાળો પુરુષ જીવનના માર્ગે પ્રવાસ કરી શકતો નથી તેની પ્રગતિ થતી નથી એટલું જ નહિ પણ તે આ ભવારણ્યમાં અટવાઇ જાય છે. તેના શરીરરથને આ સ્વચ્છંદી ઇન્દ્રિયોરૂપી ઘોડાઓ ફાવે ત્યાં અફળાવી નિરુપયોગી કરી નાંખે છે. અને જેનો શરીર-રથ ભાંગ્યો તેની જીવનયાત્રા અધૂરી રહી આથી અવિવેકી બુદ્ધિ, પરવશ મન અને સ્વચ્છંદી ઇન્દ્રિયો એ નાશનાં દ્વારો છે. ॥ ૫ ॥

**यस्तु विज्ञानवान् भवति युक्तेन मनसा सदा ।**
**तस्येन्द्रियाणि वश्यानि सदश्वा इव सारथे ॥ ६ ॥**

यः=જે तु=નિશ્ચય विज्ञानवान्=બુદ્ધિમાન भवति=છે. सदा=રાતદિવસ युक्तेन=વશમાં કરેલા मनसा=મનની સાથે છે. इन्द्रियाणि=ઇન્દ્રિયો तस्य=તેના વશમાં છે इव=જેમ सदश्वाः=સારા ઘોડા सारथे=સારથિના વશમાં હોય છે ॥૬॥

જે નિશ્ચય બુદ્ધિમાન છે તથા રાતદિવસ વશમાં રહેલાં મનવાળો છે જે સારથિના વશમાં જેમ સારા ઘોડા હોય છે તેમ તેને ઈન્દ્રિયો વશમાં હોય છે. ॥ ૬ ॥

આમ વિપરીત મતિવાળાનો સર્વનાશ સૂચવ્યો. તેનાથી ઉલટું જે મનુષ્ય વિજ્ઞાનવાન્ છે. સદા સ્વાધીન મનવાળો છે, તેની ઇન્દ્રિયો, સારા ઘોડાઓ જેમ સારથિના, તેમ તેના વશમાં વર્તે છે. અર્થાત્ જે વિવેકી છે, જીતમના છે અને જીતેન્દ્રિય છે તેનું ભવભ્રમણ પૂરું થાય છે તે પરમધામમાં પહોંચી જાય છે. જેણે પરમધામના અતિથિ થવું હોય તેણે વિવેકી, જીતાત્મા અને જીતેન્દ્રિય બનવા યત્ન કરવો. ॥ ૬ ॥

**यस्तु अविज्ञानवान् भवति अमनस्कः सदा अशुचिः ।**
**न स तत् पदं आप्नोति संसारं च अधिगच्छति ॥ ७ ॥**

यः=જે तु=નિશ્ચય अविज्ञानवान्=અબુદ્ધિમાન भवति=છે. अमनस्कः=ન વશમાં કરેલાં મનવાળો છે, તથા सदा=હંમેશાં अशुचिः=બહારની અને અંદરની પવિત્રતા સિવાયનો છે सः=તે तत्=તે पदं=પદને ( વિષ્ણુના પરમપદને ) नाप्नोति=નથી પ્રાપ્ત કરતો च=એને संसारं=વારંવાર જન્મ મરણરૂપી સંસારને अधिगच्छति=પ્રાપ્ત થાય છે ! ॥ ૭ ॥

જે નિશ્ચય બુદ્ધિરહિત છે, અવશ મનવાળો છે, સદા અપવિત્ર છે તે, તે પદને પ્રાપ્ત કરતો નથી તથા સંસારને પ્રાપ્ત કરે છે. ॥ ૭ ॥

विज्ञानसारथिः यस्तु मनः प्रग्रह्वान्नरः ।
सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥ ९ ॥

तु=નિશ્ચય यः=જે नरः=મનુષ્ય विज्ञानसारथिः=બુદ્ધિરૂપી સારથીવાળો તથા मनःप्रग्रह्वान्=મનરૂપી લગામવાળો છે. सः=તે अध्वनः=સંસારમાર્ગના पारं-છેવટના કિનારાને आप्नोति=પ્રાપ્ત કરે છે. तत्=તેજ विष्णोः=વિષ્ણુનું परमं=શ્રેષ્ઠ पदं=સ્વરૂપ છે. ॥ ૯ ॥

જે મનુષ્ય નિશ્ચય બુદ્ધિરૂપી સારથિ તથા મનરૂપી લગામવાળો છે તે સંસારમાર્ગનો પાર પામે છે. તે જ વિષ્ણુનું શ્રેષ્ઠ સ્વરૂપ ! ॥ ૯ ॥

આ જ વાતને બીજી રીતે કહેતાં વધુ દૃઢ કરે છે. હે પ્રિય ! જે મનુષ્ય વિવેકી બુદ્ધિરૂપી સારથિવાળો છે અને મનરૂપી મજબૂત લગામવાળો છે તે સંસારમાર્ગનો પાર પામે છે. સંસારમાર્ગની પેલે પાર જવું એટલું જ પરમાત્માનું શ્રેષ્ઠ સ્વરૂપ છે. અર્થાત્ વિવેકી મતિ અને તદધીન યોગમય મન એ સંસારને તરવાનાં સાધન છે. જેની મતિ વિવેકી થઇ અને મન સ્વાધીન થયું તે સર્વવ્યાપી પરમપિતાના નિજ મહિમામાં સદા પ્રતિષ્ઠિત થાય છે. આથી નીતરી બુદ્ધિ અને નીતરૂં મન કરવા તમામ શક્તિ સાધકે કેન્દ્રિત કરવી ઘટે. ॥ ૯ ॥

इन्द्रियेभ्यः पराः हि अर्थाः अर्थेभ्यः च परं मनः ।
मनसस्तु पराबुद्धिः बुद्धेरात्मा महान् परः ॥ १० ॥

महतः परं अव्यक्तं अव्यक्तात् पुरुषः परः ।
पुरुषात् न परं किंचित् सा काष्ठा सा परा गतिः ॥ ११ ॥

इन्द्रियेभ्यः=ઇન્દ્રિયોથી पराः=પર हि=નિશ્ચય अर्थाः=તેના અર્થો (ઇન્દ્રિયો દ્વારા મનમાં પહોંચેલા તેમના વિષયો છે. अर्थेभ्यः=વિષયોથી परं=પર च=નિશ્ચય मनः=મન છે. मनसः=મનથી परा=પર बुद्धिः=બુદ્ધિ છે. तु= અને बुद्धेः=બુદ્ધિથી परः=પર महान्=તેનું કારણ મહત્ आत्मा=તત્ત્વ (પ્રકૃતિનું પહેલું પરિણામ) છે. ॥ ૧૦ ॥

महतः=મહતત્ત્વથી परं=પર अव्यक्तं=પ્રકૃતિ તથા अव्यक्तात्=પ્રકૃતિથી परः=પર पुरुषः=પુરુષ (પૂર્ણ પરમાત્મા) છે पुरुषात्=પુરૂષથી परं=પર

न किंचित्=કોઈપણ વસ્તુ નથી. सा=તેજ (પુરુષ જ) काष्ठा=હદ તથા परागतिः=પરમગતિ છે. ॥ ૧૧ ॥

ઈન્દ્રિયોથી પર નિશ્ચય તેના વિષયો છે. વિષયોથી પર નિશ્ચય મન છે. મનથી પર બુદ્ધિ છે અને બુદ્ધિથી પર તેનું (બુદ્ધિનું) કારણ મહત્તત્વ છે. ॥ ૧૦ ॥

મહત્તત્વથી પર પ્રકૃતિ છે. પ્રકૃતિથી પર પુરુષ છે. પુરુષથી કોઈપણ વસ્તુ પર નથી. તે હદ છે, તે પરમગતિ છે! ॥ ૧૧ ॥

હવે જે વિષ્ણુ–સર્વવ્યાપક પરમાત્માનું ઉપર નિદર્શન કર્યું તે ક્યાં છે અને કેવા છે તે બતાવતાં ક્રમિક જ્ઞાનનો ઉલ્લેખ કરતાં કહે છે. હે પ્રિય શિષ્ય! ઇન્દ્રિયોથી તેના વિષયો પર છે. વિષયોથી મન પર છે. મનથી બુદ્ધિ પર છે. બુદ્ધિથી પર તેનાં કારણરૂપ મહત્તત્વ છે, મહત્તત્વથી પર પ્રકૃતિ છે. અને પ્રકૃતિથી પર પૂર્ણ પરમાત્મા છે. પુરુષથી કશું પર નથી. તે પૂર્ણ પુરુષ પરમાત્મા પરતાની હદ છે. તે પરમગતિ છે. અર્થાત્ સૂક્ષ્મતાની દૃષ્ટિએ પરમાત્મા સૌથી પર છે. સૂક્ષ્મ છે. ઇન્દ્રિયો વિષયોનાં પ્રતિબિંબોને ઝીલી તેમને સૂક્ષ્મ સંસ્કારરૂપે મન ઉપર અંકિત કરે છે. આથી ઇન્દ્રિયો યદ્યપિ સ્થૂલ વિષયો કરતાં સૂક્ષ્મ છે, છતાં વિષયોનાં છાયાચિત્રો કરતાં તે ઇન્દ્રિયો સ્થૂલ છે. આ કારણે વિષયો ઇન્દ્રિયોથી સૂક્ષ્મ છે એમ કહ્યું છે. કેમકે સંસ્કાર વસ્તુ સૂક્ષ્મ છે. એ સંસ્કારો પણ જેના ઉપર ચીતરાય છે એ મન સૂક્ષ્મ છે. એ મન કરતાં મનનો પ્રવર્તક અહંકાર જેને અહીં બુદ્ધિ તરીકે લેખવામાં આવ્યો છે તે અહંકાર સૂક્ષ્મ છે. અહંકાર બુદ્ધિનું જ કાર્ય છે. એ અહંકાર કરતાં તેના કારણરૂપ બુદ્ધિ સૂક્ષ્મ છે–એ નિશ્ચયાત્મક બુદ્ધિ કરતાં ત્રિગુણાત્મિકા પ્રકૃતિ સૂક્ષ્મ છે. કાર્યકારણ પરંપરાની સૂક્ષ્મતાની અવધિ પ્રકૃતિમાં છે પણ સ્વરૂપદૃષ્ટિએ પ્રકૃતિ કરતાં પણ પુરુષ સૂક્ષ્મતમ છે. અહીં પુરુષ શબ્દથી પહેલાં જીવાત્મા અને જીવાત્માના પણ અંતઃસ્થ પરમાત્માનો ઉલ્લેખ જાણવો. જીવાત્મા સ્વરૂપે પરમાત્મા છે, આથી એ પુરુષ સૌક્ષ્મ્યની અવધિ છે, અને અહીં જ આવીને અટકવાનું છે. કેમકે પુરુષની પ્રાપ્તિ એ છેવટની છે. એનાથી આગળ જવાનું નથી. અર્થાત્ સાધક અહીં ક્રમશઃ કેવી રીતે યોગભૂમિકાઓ સાધી પરાકાષ્ઠાને પામવાનું છે, તેનો ઉલ્લેખ છે. યોગશાસ્ત્રનાં તમામ પગથીઆંઓ આટલામાં આવી જાય છે. એટલે અહીં શ્રુતિમાતા સાધકને સાધનોનું માર્ગદર્શન કરાવે છે. ॥ ૧૦–૧૧ ॥

एषः सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते ।
दृश्यते तु अग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥ १२ ॥

एषः=આ आत्मा=આત્મા (પુરુષ) सर्वेषु=બધા भूतेषु=પ્રાણીઓમાં (સર્વ પ્રાણીઓની હૃદયગુફામાં) गूढः=છૂપાયેલો હોવાથી બધાને न प्रकाशते=નથી પ્રકાશતો (બધાના જોવામાં નથી આવતો) तु=પરંતુ सूक्ष्मदर्शिभिः=સૂક્ષ્મદષ્ટાઓ વડે अग्र्यया=સૌથી આગળ ગયેલી (અધ્યાત્મયોગથી તીક્ષ્ણ થયેલી) सूक्ष्मया= સૂક્ષ્મ बुद्ध्या=બુદ્ધિથી दृश्यते=દેખાય છે. ॥ ૧૨ ॥

આ આત્મા બધા પ્રાણીઓમાં છૂપાઈને રહેલો હોવાથી બધાની નજરમાં આવતો નથી. પરંતુ સૂક્ષ્મદ્રષ્ટાઓ સૌથી આગળ ગયેલી સૂક્ષ્મબુદ્ધિથી તેને જુવે છે. ॥ ૧૨ ॥

આમ પરમપુરુષ પરમાત્માના દર્શનની સીડીનો ઉલ્લેખ કર્યો. હવે એ પરમપુરુષ પરમાત્માનો સાક્ષાત્ અનુભવ કોને ક્યાં થાય છે તે બતાવતાં ગુરુદેવ કહે છે હે નચિકેતા ! તમામ પ્રાણીઓમાં છૂપાયેલો આ આત્મા સૌના જોવામાં આવતો નથી. પરંતુ સૂક્ષ્મદષ્ટાઓ સૌથી આગળ વધેલી સૂક્ષ્મ બુદ્ધિથી તેને જુવે છે. અર્થાત્ પરમપિતા પરમાત્મા કીડીથી માંડી બ્રહ્મા પર્યન્તના તમામ સ્થાવર જંગમ પ્રાણીના-હૃદયકોશમાં છૂપાયેલા છે. એ ગૂઢપણે છૂપાયેલા હોવાથી બધાંને તેનો પ્રકાશ જણાતો નથી. એટલે કે સૌમાં છે છતાં તે પકડાયો નથી. નથી એટલે પકડાતો નથી એમ નહિ પણ છે છતાં અતિશય ગૂઢ અને સૂક્ષ્મ હોવાથી પકડાતો નથી. તો કોણ એને જોવાને ભાગ્યશાળી બને છે ? સૂક્ષ્મદષ્ટાઓ. અને તેઓ પણ અગ્ર અને સૂક્ષ્મદર્શનથી જ તેને જુવે છે. સૂક્ષ્મ એટલે બારીક. અર્થાત્ જેમની દૃષ્ટિ સ્થૂલ નથી, એટલે કે આલોકમાં જ-દેહમાં જ ઘેરાયેલી નથી, પણ દેહાદિથી પર-એવા આત્માને જોવાની જેમની દૃષ્ટિ છે, તેમને એ આત્માનો પ્રકાશ જણાય છે. આવા સૂક્ષ્મદષ્ટાઓની બુદ્ધિ અગ્ર અને સૂક્ષ્મ હોય છે. અગ્ર એટલે અધ્યાત્મયોગના સેવનથી અણિયાળી બનેલી. અને આથી જ સૂક્ષ્મ એટલે બારીક. અગ્રતા અને સૂક્ષ્મતાનું જ છેવટનું પરિણામ નિતાન્ત પવિત્રતા છે. અર્થાત્ સૂક્ષ્મદષ્ટાઓ પોતાની નિરતિશય પવિત્રમતિથી તેને જોઇ શકે છે. એટલે કે આત્મા છે. તે સૌ પ્રાણીના હૃદયમાં છે. સૌ પ્રાણીના હૃદયમાં છૂપાયેલ આત્માને શોધી કાઢવાને માટે એક જ સાધન છે. અને તે પરમ પવિત્ર બુદ્ધિ. રાગદ્વેષાદિ સમસ્ત દોષથી રહિત મતિ જેની થાય તે પરમપિતાને સર્વત્ર જોઇ શકે છે. ॥ ૧૩ ॥

यच्छेद् वाङ्मनसी प्राज्ञः तद् यच्छेत् ज्ञाने आत्मनि ।
ज्ञानं आत्मनि महति नियच्छेत् तद् यच्छेत् शान्ते आत्मनि ॥१३॥

प्राज्ञः = આત્માને જોવાની ઈચ્છાવાળો બુદ્ધિમાન वाक् = વાણીને (નેત્ર વગેરે ઇન્દ્રિયો સહિત વાગ્ ઇન્દ્રિયને) मनसी = મનમાં यच्छेत् = લીન કરે; तत् = તેને (મનને) ज्ञाने = બુદ્ધિ आत्मनि = તત્ત્વમાં यच्छेत् = લીન કરે. ज्ञानं = બુદ્ધિને महति = મહત્ आत्मनि = તત્વમાં (પ્રકૃતિના પહેલા પરિણામરૂપ કારણ બુદ્ધિમાં) नियच्छेत्=લીન કરે તથા तत् = તેને (મહત્તત્ત્વને) પોતાના કારણ પ્રકૃતિ સહિત शान्ते=નિષ્પ્રપંચ તુરીય आत्मनि=આત્મામાં यच्छेत्= લીન કરે. ॥ ૧૩ ॥

આત્માને જોવાની ઈચ્છાવાળો બુદ્ધિમાન, વાણીને મનમાં લીન કરે; તે મનને બુદ્ધિતત્વમાં લીન કરે. બુદ્ધિને મહત્તત્વમાં લીન કરે. તે મહત્તત્વને નિષ્પ્રપંચ આત્મામાં લીન કરે. ॥ ૧૩ ॥

આમ આત્માને સૌના હૃદયમંદિરમાં જોવા એમ કરૂણાસાગર આચાર્ય દેવે કહ્યું. હવે તે આત્માની શોધ માટે સાધકે શું કરવું તે બતાવતાં કહે છે હે બેટા નચિકેતા! આત્માને જોવાની ઇચ્છા રાખનાર બુદ્ધિમાન માણસ વાણીને પહેલાં મનમાં લીન કરે. તે મનને બુદ્ધિતત્વમાં લીન કરે. તે બુદ્ધિ તત્વ-અહંકારને મહત્તત્વ-પ્રકૃતિના પહેલા પરિણામરૂપ બુદ્ધિમાં લીન કરે. તથા તે બુદ્ધિતત્વને તેના કારણરૂપ પ્રકૃતિ સહિત, શાન્ત=નિષ્પ્રપંચ તુરીય આત્મતત્વમાં લીન કરે. અર્થાત્ આત્મદર્શનમાં બુદ્ધિશાળી માણસ ભૂમિકાના ક્રમે ચઢે, નીચલી ભૂમિકાને વશ કરી ઉપલી ભૂમિકાને તેણે સર કરવી રહી. અર્થાત્ આત્માના પ્રદેશમાં કેવી રીતે પહોંચવું તેનો અહીં ઉલ્લેખ કરે છે. પહેલાં તો વાણીને મનમાં લીન કરે એટલે કે ઓછામાં ઓછું-ન છૂટકે જ હિત, મિત, પ્રિય, સત્ય બોલે અને વધારેમાં વધારે મનન કરે. સત્યચિન્તન-મનનથી આત્મસંપત્તિ સમૃદ્ધ થાય છે, ઓછીવત્તો લવારો કે બકબકાટ કરવાથી આત્માની સંપત્તિ ક્ષીણ થાય છે. આથી આત્માને જોવાની ઇચ્છાવાળો મુનિ બને. એટલે કે પરિમિત બોલનાર અને ચિંતનશીલ બને. મનનથી જાતને સમૃદ્ધ કરી ત્યાર બાદ નિઃશંક થઈ તે મનને પણ અહંકારમાં ડૂબાડે. એટલે કે અહંતત્ત્વને શોધે. જેને માણસ 'અસ્મિ'='હું છું.' એમ કહે છે તે શું છે એ બાબતમાં ડૂબકી મારે! અર્થાત્ 'અસ્મિતા'ની શુદ્ધિ થતાં તે અસ્મિતાને બુદ્ધિમાં ડૂબાડે. એટલે વિવેકબુદ્ધિનું શરણું લે. વિવેકીમતિ આત્માને તેના સાચા સ્વરૂપમાં બતાવે છે. એટલે કે યોગશાસ્ત્ર જેને 'વિવેકખ્યાતિ-સત્વપુરુષઅન્યતાખ્યાતિ-પુરૂષખ્યાતિ' વગેરેના નામથી

ઓળખે છે તે વિવેકખ્યાતિ એટલે કે પ્રકૃતિ અને પુરુષના ભેદ જ્ઞાનને પ્રાપ્ત કરે. અને આમ વિવેકી થયેલી મતિ છેવટનો જીવનનો હિસાબ બતાવે છે. અને તે આ છે. પ્રકૃતિ હેય છે, પુરુષ ઉપાદેય છે. એટલે કે પ્રકૃતિનો ત્યાગ અને પુરુષનો સ્વીકાર એ વિવેકી બુદ્ધિનો છેવટનો અનુગ્રહ છે. આથી જ આચાર્યદેવ કહે છે કે પ્રકૃતિ સહિત વિવેકી બુદ્ધિને નિષ્પ્રપંચ આત્મતત્વ= તુરીય અવસ્થા = કૈવલ્યનિષ્ઠામાં વિલીન કરી દે અર્થાત્ પરમપુરુષ પરમાત્મામાં બ્રહ્માનન્દનો યાવજ્જીવ ઉપભોગ કરતો મહાયોગી મહાભાગવત-પુરુષસિંહ વસે. આ છે મોક્ષ. સ્વરૂપપ્રતિષ્ઠા એટલે મોક્ષ. ભૂમિકાજયે આ સ્થિતિ સાધ્ય છે. અને એ ભૂમિકાજય યોગાભ્યાસની અપેક્ષા રાખે છે. ॥ ૧૩ ॥

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया, दुर्गं
पथः तत् कवयः वदन्ति ॥ १४ ॥

उत्तिष्ठत=ઊઠો (અજ્ઞાન નિદ્રાને છોડી) जाग्रत=જાગો (વિષયના ચિન્તનનો પરિત્યાગ કરો ) તથા આપણાથી वरान्=શ્રેષ્ઠોને (ગુરુજનોને) प्राप्य=પ્રાપ્ત કરી (મળીને) निबोधत=સમજો (આત્માના સ્વરૂપને ઠીક ઠીક જાણો ) क्षुरस्य= અસ્રાની निशिता = અણિવાળી-ઘસેલી धारा = ધારા માફક दुरत्यया = જેના ઉપરથી ઓળંગવુ કઠણ છે तत् = તે पथः=માર્ગને ( તે આત્માની પ્રાપ્તિના માર્ગને) दुर्गं=ઓળંગવો કઠણ છે એમ ઓળંગીને ગયેલા कवयः=બુદ્ધિમાનો वदन्ति = કહે છે. ॥ ૧૪ ॥

ઊઠો. જાગો. શ્રેષ્ઠોને પ્રાપ્ત કરી સમજો. અસ્રાની ઘસેલી ધારા માફક જેના ઉપરથી ઓળંગવુ કઠણ છે તે માર્ગને, ઓળંગવો કઠણ છે એમ તેને ઓળંગીને ગયેલા બુદ્ધિમાનો કહે છે. ॥ ૧૪ ॥

આમ નિષ્પ્રપંચ = કેવલ આત્મસ્વરૂપમાં પ્રતિષ્ઠા પામવા માટે યથાવકાશ યથાશક્તિ પ્રયત્ન કરવો જોઇએ એમ કરુણાનિધાન યમદેવે કહ્યું. આત્મા= નિષ્પ્રપંચ આત્માનું સ્મરણ થતાં જ ગુરુદેવ ઉલ્લાસમાં આવી ગયા! સાચા જ્ઞાનની કલ્પદ્રુમતા અને મિથ્યાજ્ઞાનની યાદવાસ્થળીનો ખ્યાલ આવતાં જ ગુરુદેવનું હૃદય પ્રાણીમાત્રને મિથ્યાજ્ઞાનમાં ખદબદતાં જોઇને પીગળી જાય છે. એ કરુણાભીની હૃદયસ્થિતિમાં પ્રાણીમાત્રને સંબોધતાં ભગવાન યમદેવ બોલી ઉઠે છે. હે મનુષ્યો! ઉઠો. જાગો. શ્રેષ્ઠ પુરુષોને પ્રાપ્ત કરી સમજો.

અસ્ત્રાની ઘસેલી ધાર માફક જેના ઉપરથી ઓળંગવું કઠણ છે તે માર્ગને ઓળંગવો મુશ્કેલ છે, એમ તેને ઓળંગી ગયેલા બુદ્ધિમાનો કહે છે. અર્થાત્ હે અજ્ઞાનનિદ્રામાં ઘોરતા અમૃતપુત્રો !-ઉઠો. એટલે કે અજ્ઞાનનિદ્રાને છોડો. પ્રભાત થઇ ગયું છે! હે અમૃતપુત્રો જાગો! પ્રબુદ્ધ થાઓ. જેમાં જાગૃતિ રાખવી ઘટે તેમાં જાગૃત થાઓ એટલે કે વિષયોના ચિન્તનનો ત્યાગ કરી પરમપિતાના સ્વરૂપમાં જાગૃત રહો. હે પ્રિય પુત્રો! ગુરુજનોને પ્રાપ્ત કરી એ આત્માના સ્વરૂપને ઠીક ઠીક સમજો! એ આત્માનો માર્ગ કપરો છે. એના ઉપર ચાલવું અને ખાંડાની ધાર ઉપર ચાલવું બરોબર છે. જેમ અણિયાળી ધારવાળા અસ્ત્રા ઉપર ચાલવું કઠણ છે તેમ આ સાંકડા માર્ગે પરવરવું કપરું છે. પણ એ જ માર્ગ કલ્યાણનો છે. માટે હે ઇશ્વરપુત્રો! ઉઠો. જાગો. આત્મજ્ઞાનીનો સંગ સાધી આત્માને જાણો. બીજી પંચાત છોડો. એ માર્ગ કપરો છે. અસ્ત્રાની ધાર જેવો છે, પણ એ જ માર્ગે કલ્યાણ છે. આ કવિઓનું=દ્રષ્ટાઓનું દર્શન છે. ॥ ૧૪ ॥

**अशब्दं अस्पर्शं अरूपं अव्ययं तथा अरसं नित्यं अगन्धवच्च यत्।**
**अनादि अनन्तं महतः परं ध्रुवं, निचाय्य तत् मृत्युमुखात् प्रमुच्यते॥१५॥**

अशब्दं=જેમાં શબ્દ નથી अस्पर्शं=સ્પર્શ નથી अरूपं=રૂપ નથી. तथा=તથા अव्ययं=વ્યય નથી (કમી થવું નથી) अरसं=જેમાં રસ નથી अगन्धवत्=નથી ગંધ च=તથા यत्=જે नित्यम्=નિત્ય છે. अनादि=અનાદિ છે अनन्तं=અનન્ત છે. महतः=મહત્તત્ત્વ તથા તેનું કારણ ત્રિગુણ પ્રકૃતિથી परं=પર છે. તથા ध्रुवं=અટલ છે तत्=તેને निचाय्य=જોઇને (આત્મતત્વને સાક્ષાત્ કરીને) મનુષ્ય मृत्युमुखात्=મૃત્યુના મુખમાંથી (જન્મ મરણરૂપી સંસારથી) प्रमुच्यते=અત્યંત છૂટી જાય છે. અર્થાત્ હંમેશાંને માટે મુક્ત થાય છે. ॥ ૧૫ ॥

જેમાં શબ્દ નથી, સ્પર્શ નથી, રૂપ નથી તથા વ્યય નથી, રસ નથી, ગંધ નથી, તથા જે નિત્ય છે, અનાદિ છે, અનન્ત છે, મહત્તત્ત્વ અને પ્રકૃતિથી પર છે. અટલ છે તે આત્માનો સાક્ષાત્કારી મૃત્યુના મુખમાંથી અત્યંત છૂટે છે! ॥ ૧૫ ॥

એ આત્મતત્ત્વ કેવું છે? કાર્યકારણથી ભિન્ન છે. કાર્યકારણના પણ આધારરૂપ એ પરમાત્મતત્વ છે. એ પરમાત્મતત્વમાં છેવટનું કલ્યાણ છે એમ બતાવતાં કહે છે. જેમાં શબ્દ નથી, સ્પર્શ નથી, રૂપ નથી, વ્યય નથી,

રસ નથી, ગંધ નથી. અર્થાત્ પાંચ જ્ઞાનેન્દ્રિયોની પકડમાં એ આવતું નથી. અર્થાત્ શબ્દાદિની માફક એ આત્મા ઇન્દ્રિયગ્રાહ્ય નથી ઇન્દ્રિયોને તો તે આત્માનો ગંધ સુદ્ધાં મળતો નથી! તે આત્મા કૂટસ્થ નિત્ય છે. અનાદિ અને અનન્ત છે. એટલે કાર્યકારણ ભાવથી પર છે. બુદ્ધિ અને પ્રકૃતિથી તે પર છે. તેમની ચોટમાં તે આવતો નથી. તે અટલ છે. એટલે ટાળ્યો ટળે એમ નથી. સદા હોનારો છે, એટલે કે સદા એકરસ છે. આવા ઇન્દ્રિયોથી પર, કાર્ય કારણથી અસ્પૃષ્ટ, બુદ્ધિ અને પ્રકૃતિથી અણુબોટ્યા, સદા એકરસ આત્માનો સાક્ષાત્કાર કરવાથી મૃત્યુના મુખમાંથી છેવટનો છૂટે છે. એટલે કે આત્મ સાક્ષાત્કારમાં જ મૃત્યુને મારવાની-જન્મ મરણ ચક્રના ભ્રમણને હારવાની, ઉપદ્રવ માત્રને દૂર કરવાની શક્તિ છે. આત્માના દર્શન વિના મૃત્યુ મરતું નથી. એટલે જન્માદિ અનન્ત ઉપદ્રવ કાયમ રહે છે. માટે સત્યસુખશોધકે આત્માનો સાક્ષાત્ અનુભવ કરવો રહ્યો. ॥ ૧૫ ॥

**नाचिकेतं उपाख्यानं मृत्युप्रोक्तं सनातनम् ।**
**उक्त्वा श्रुत्वा च मेधावी, ब्रह्मलोके महीयते ॥ १६ ॥**

नाचिकेतं = નચિકેતાને मृत्युप्रोक्तं = યમે કહેલી આ सनातनं = સનાતન उपाख्यानं = કથાને જે मेधावी = બુદ્ધિશાળી उक्त्वा = કહે છે च = તથા श्रुत्वा = સાંભળે છે તે તે કહેવાથી તથા સાંભળવાથી ब्रह्मलोके = બ્રહ્મલોકમાં महीयते = મહિમાને પ્રાપ્ત કરે છે. ॥ ૧૬ ॥

નચિકેતાને યમે કહેલી આ સનાતન કથાને જે બુદ્ધિશાળી કહે છે અને સાંભળે છે તે તેને લીધે બ્રહ્મલોકમાં મહિમાને પ્રાપ્ત કરે છે. ॥ ૧૬ ॥

આમ આત્મજ્ઞાન કેવી રીતે મળે. મળેલાં આત્મજ્ઞાનનુ ફળ શું વગેરેનું વ્યાખ્યાન ગુરુદેવે કર્યું. આ નાચિકેત આખ્યાનના કથન અને શ્રવણનું શું ફળ છે તે બતાવતાં હવે કહે છે:-જે મતિમાન પુરુષ નચિકેતાને યમદેવે કહેલી આ સનાતન કથાને કહે છે અને જે તેને સાંભળે છે તે તે કથન અને શ્રવણથી બ્રહ્મલોકમાં મહિમાને પ્રાપ્ત કરે છે. અર્થાત્ આ ઉપાખ્યાન સનાતન છે. કેમકે એમાં મનુષ્ય જીવનનો સનાતન પ્રશ્ન ચર્ચાયેલો છે. આ સનાતન ઉપાખ્યાનને વ્યાખ્યાનપૂર્વક સંભળાવે અને જે ચિત્ત દઈને સાંભળે તે બન્નેનું હૃદય પવિત્ર થાય છે અને પવિત્ર હૃદય બ્રહ્મલોકમાં એટલે કે હૃદયના પ્રકાશમાં મહિમા મેળવે છે તેનું હૃદય દર્શનમય થાય છે. ઋષિ થાય છે. અને ક્ષીણદોષ ઋષિહૃદય અધ્યાત્મવિદ્યાનું અધિકારી છે. ॥ ૧૭

य: इमं परमं गुह्यं श्रावयेद् ब्रह्मसंसदि ।
प्रयत: श्राद्धकाले वा तदानन्त्याय कल्पते ॥ १७ ॥

य:=જે प्रयत:=પવિત્ર હોઇને इमं=આ परमं=સર્વથી ઊંચા गुह्यं=રહસ્યને ब्रह्मसंसदि=વેદવાદીઓની સભામાં श्रावयेत्=સંભળાવે છે वा=અથવા श्राद्धकाले=શ્રાદ્ધકાળમાં (દ્વાદશાહને દિવસે) સંભળાવે છે तत्=તે (સાંભળવું સંભળાવવું) आनन्त्याय=અનન્તફલને માટે कल्पते=સમર્થ થાય છે! ॥ ૧૭ ॥

જે પવિત્ર હોઈ આ સૌથી ઉચ્ચ રહસ્યને વેદવાદીઓની સભામાં અગર શ્રાદ્ધ વખતે સંભળાવે છે તો તે અનન્ત ફળને માટે સમર્થ થાય છે. ॥ ૧૭ ॥

વળી એનું અનન્ત ફળ બતાવતાં તૃતીય વલ્લીનો ઉપસંહાર કરે છે. હે પ્રિય નચિકેતા! જે પવિત્ર પુરુષ આ પરમ ગુહ્ય=રહસ્યને વેદવાદીઓની સભામાં અગર તો શ્રાદ્ધકાળે સંભળાવે છે તો તે શ્રવણ અનન્તફળ આપવામાં સમર્થ થાય છે. અર્થાત્ ઉપનિષદ્નો પ્રવચનકાર જાતે પવિત્ર હોવા જોઇએ. એના શ્રોતાઓ વેદના વાક્યના શ્રદ્ધાળુ અને શ્રવણોત્સુક હોવા જોઈએ: આમ જ્યાં વક્તા અને શ્રોતા બન્નેનો મેળ જામે ત્યાં ફલની અનન્તતા મળે. વળી શ્રાદ્ધકાલે આ ઉપનિષદ્ના પ્રવચનથી સાંભળનારને શાન્તિ મળે છે. કેમકે મરણોત્તર આત્માની શી ગતિ થાય છે એ આનો વિષય છે. ॥ ૧૭ ॥

॥ इति तृतीया वल्ली ॥

॥ हरि: ॐ तत् सत् ॥

## ॥ अथ तुरीयावल्ली ॥

**पराञ्चि खानि व्यतृणत् स्वयंभूः, तस्मात् पराङ्**
**पश्यति नान्तरात्मन् । कश्चिद्धीरः प्रत्यग्‌-**
**आत्मानं ऐक्षद् आवृत्तचक्षुः अमृतत्वं इच्छन् ॥ १ ॥**

હે નચિકેતા ! स्वयंभूः=સ્વયંસિદ્ધ પરમાત્માએ ઇન્દ્રયોના खानि=છેદોને पराञ्चि=બહાર તરફ મુખવાળા व्यतृणत्=છેદ્યા છે ! तस्मात्=તેથી મનુષ્ય पराङ्=બહાર (બાહ્ય વિષયોને) पश्यति=જુવે છે अन्तः=અંદર आत्मानम्=આત્મામાં न=નહિ ! ( અર્થાત્ શરીરની અંદર આત્માને જોતો નથી ) कः=કોઇ चित्=એક धीरः=બુદ્ધિમાન જેણે आवृत्तचक्षु=નેત્ર આદિ ઇન્દ્રિયોને બહારથી (બાહ્ય વિષયોમાંથી ) હઠાવી છે, તે अमृतत्वं-અમૃતત્વને ( મોક્ષને ) इच्छन्=ઇચ્છતો प्रत्यगात्मानं-અંદર આત્માને ऐक्षत्-જુવે છે ! ॥ ૧ ॥

હે નચિકેતા! સ્વયંસિદ્ધ પરમાત્માએ ઈન્દ્રિઓના છેદોને બહારની તરફ મુખવાળા છેદ્યાં છે! તેથી મનુષ્ય બહાર જુવે છે. અંદર આત્માને જોતો નથી. સમેટી લીધેલી આંખ વગેરે ઈન્દ્રિયોવાળો, અમૃતત્વને ચાહતો કોઈ વિરલ, ધીર, અંદર આત્માને જુવે છે! ॥ ૧ ॥

આચાર્યદેવે મૃત્યુના મુખમાંથી છૂટવાને માટેનો ઉપાય તૃતીયાવલ્લીમાં બતાવ્યો. આત્મદૃષ્ટા મૃત્યુના મુખમાંથી ઉગરે છે. આ આત્મા જ્યાં સુધી ઇન્દ્રિયો અને મન કાબૂમાં ન આવે ત્યાં સુધી કદી દેખાતો નથી. આ પૂર્વોક્ત સિદ્ધાન્તનું જ પુનઃ સમર્થન કરતાં કહે છે કે હે પ્રિય નચિકેતા! સ્વયંસિદ્ધ પરમાત્માએ ઇન્દ્રિયોને બહિર્મુખ બનાવી છે. આથી મનુષ્ય બહાર જોનારો છે; અંતરાત્માને જોતો નથી. અમૃતત્વને ઇચ્છતો-જીતેન્દ્રિય કોઇ ધીર પુરુષ પ્રત્યગાત્માને જુવે છે. અર્થાત્ હે નચિકેતા! અચિન્ત્ય રચનાને બનાવવામાં અત્યંત નિપુણ એવા પરમાત્માએ જીવને પુરુષાર્થી બનાવવાના હેતુથી, ઇન્દ્રિયોને સ્વભાવે બહિર્મુખ કરી છે. પુરુષમાં કેટલો પુરુષાર્થ છે તેની કસોટી, કરવા ખાતર ભગવાને ઇન્દ્રિયોને વિષયરાગી બનાવી છે. કેમકે ઇન્દ્રિયોના બહિઃપ્રવાહને અંતર્મુખ કરવામાં ઇશ્વરપુત્ર માનવનો પરમ પુરુષાર્થ છે. એ ઇશ્વરનો જ પુત્ર છે તો એનામાં ઇશ્વરીય તાકાત

સંક્રમણ છે જ. એ બહાર વેરાઇ ગયેલી તાકાતને એકઠી કરી, ધ્યેય ઉપર કેન્દ્રિત કરી જે ઇન્દ્રિયોના પ્રવાહને-નર્મદા જેવા પ્રચંડ વેગીલા પ્રવાહને ખાળે છે તે ખરે જ પરમાત્માનો પરમપુત્ર છે. આથી પોતાના પુત્રની પુરુષાર્થ-પરીક્ષા કાજે પરમાત્માએ ઇન્દ્રિયોને વિષયચારણી બનાવી છે. આથી જ તો મોટા ભાગે મનુષ્ય બહિર્દષ્ટા હોય છે. અંતરાત્માને જોવાને તે લાલસાવાળો નથી. કેમકે મનુષ્યના મોટા ભાગને સાચું દર્શન નથી હોતું. અને દર્શનમાં તો જીવન છૂપાયું છે. કેમકે અંતરાત્માના દર્શનમાં પરમ શાંન્તિ છે. તો આત્માને કોણ દેખે છે? કોઇક વિરલ! જેમ શૈલે શૈલે માણેક, વને વને ચન્દન, કે હાથીએ હાથીએ મોતી નથી મળતાં તેમ માણસે માણસે મહાયોગીઓ નથી મળતા! આવો વિરલ પુરુષ 'આવૃત્તચક્ષુ' એટલે જીતેન્દ્રિય, બને છે. જીતેન્દ્રિય પુરુષ જ અમૃતત્ત્વની ઇચ્છાવાળો હોય છે. જે અમૃત સ્વરૂપ આત્માને ઇચ્છે તે જીતેન્દ્રિય અને ધીર હોય છે. આવો જીતેન્દ્રિય, ધીર, અમૃતકામી, વિરલ પુરુષ પ્રત્યગાત્મા એટલે પ્રત્યેક પ્રાણીના હૃદયમાં છૂપાયેલા ગૂઢ આત્માને નિરખે છે. બીજા બધા તો જલમાં સ્થલ અને સ્થલમાં જલ જ જુવે છે. આથી આત્માને જોવા ઇચ્છનારે ઇન્દ્રિયોને જીતવી. અમૃતને જ ઇચ્છવું. ધીર બનવું. અને વિરલ પ્રયત્ન કરવો. આટલું આ ઋચામાં સૂચિત છે. ॥૧॥

**पराचः कामान् अनुयन्ति बालाः ते मृत्योः यन्ति विततस्य पाशम् ।**
**अथ धीराः अमृतत्वं विदित्वा ध्रुवं अध्रुवेषु इह न प्रार्थयन्ते ॥ २ ॥**

જે बालाः = મૂર્ખો (બુદ્ધહીન) पराचः = બહારના कामान् = વિષયોની अनुयन्ति = પાછળ જાય છે ते = તેઓ विततस्य = ફેલાયેલા मृत्योः = મત્યુના पाशं = ફાંસને यन्ति = પ્રાપ્ત થાય છે. अथ = અને धीराः = જેઓ બુદ્ધિમાન છે તેઓ अमृतत्वं = અમૃતત્વને ध्रुवं = સ્થિર (અટલ) विदित्वा = જાણીને इह = અહીં अध्रुवेषु = અસ્થિર પદાર્થોમાંથી કોઇપણ પદાર્થને न प्रार्थयन्ते = નથી ઇચ્છતા ॥ ૨ ॥

જે મૂર્ખો બહારના વિષયોની પાછળ પડયા છે તેઓ ફેલાયેલ મૃત્યુની ફાંસને પ્રાપ્ત થાય છે! અને ધીરો અમૃતત્વને અટલ જાણી આ જગતમાં અસ્થિર પદાર્થોમાંનો એક પણ ચાહતા નથી! ॥ ૨ ॥

જીતેન્દ્રિય પુરુષ ધીર છે-બુદ્ધિમાન છે. તો જે જીતેન્દ્રિય નથી તે ઉંમરે ગમે તેવડો હોય-બાલક છે એમ અર્થાત્ ફળે. આથી ધીર અધીર કોણ છે તેની સ્પષ્ટતા કરતાં કહે છે. હે નચિકેતા! જેઓ બહારના પદાર્થોની

પાછળ પડ્યા છે તે મૂર્ખો ચોમેર ફેલાયેલા મૃત્યુની ફાંસમાં પડે છે. જ્યારે ધીર પુરૂષો તો આ દુનિયામાં એક અમૃતત્વ અટલ છે બીજું બધું ચલ છે એમ જાણી આ જગતના એકપણ પદાર્થને ચાહતા નથી. અર્થાત્ દુનિયાના પદાર્થોની પાછળ જેઓ પડેલા છે તે બુદ્ધિદશાએ મૂઢ છે. એવા મૂઢ પુરૂષો ચોમેર પોતાનો ફાંસો લઇને વિચરતા મોતનાં જડબામાં ધકેલાય છે. પ્રત્યેક પદાર્થમાં એકી વખતે જીવનદાયિની અને જીવનહારિણી શક્તિ વસેલી છે. કેવો ઉપયોગ કરો તેના ઉપર તે પદાર્થોની જીવનદાયિતા કે જીવનહારિતા અવલંબે છે. દર્શન જડ માણસો માટે દુન્યવી પદાર્થો આત્મઘાતક નીવડે છે. ધીર પુરૂષો જાણે છે કે દુન્યવી પદાર્થો અધ્રુવ છે–એટલે સદા ટકનારા નથી. એટલે તેઓ તેમનો ઉપયોગ માત્ર જ કરે. તેમાં પોતાનું હાર્દ ન રેડે. એકેને ચાહે નહિ, તેનો જીવનકાળ દરમ્યાન જેટલો વિહિત ઉપયોગ તેટલો કરે. પણ તેમાં ચોંટી ન બેસે કેમકે તેઓને અમૃતત્વનું ભાન હોય છે, અમૃતત્વ એટલે સત્યાત્માનું ભાન હોય છે. તેમનો અફર નિશ્ચય હોય છે કે સદા હોનારી, કદી પણ ન ટળનારી એક આત્મ–વસ્તુ જ છે. તે જ મારો સુહૃદ્ છે. બીજાં બધાં દ્રોહ કરશે. એક આત્મા જ અદ્રોહી છે. આથી તેની નજર આત્મા ઉપર જ હોય છે. આટલો ફેર છે, ધીર અને મૂઢમાં અને આ ફેર નાનોસૂનો નથી! ॥ ૨ ॥

येन रूपं रसं गन्धं शब्दान् स्पर्शान् च मैथुनान् ।
एतेनैव विजानाति, किमत्र परिशिष्यते? एतत् वै तत् ॥ ३ ॥

येन=જે एतेन=આ (આત્મા વડે) रूपं=રૂપને रसं=રસને गन्धं=ગન્ધને शब्दान्=શબ્દોને स्पर्शान्=સ્પર્શોને च=તથા एव=નિશ્ચય मैथुनान्=સંભોગજન્ય સુખોને विजानाति=જાણે છે તે આત્માને જાણવાવાળાને માટે બીજું अत्र=અહીં किं=શું જાણવા યોગ્ય परिशिष्यते=બાકી રહે છે? एतत्=આ છે वै=નિશ્ચય तत्=તે જે પૂછ્યું છે! ॥ ૩ ॥

જે આના વડે (આત્મા વડે) રૂપને, રસને, ગન્ધને, શબ્દોને, સ્પર્શોને નિઃસન્દેહ સંભોગ સુખોને જાણે છે તે આત્મજ્ઞાની માટે અહીં શું વસ્તુ બાકી રહે છે! એ છે નિશ્ચય તે, જે તું પૂછે છે! ॥ ૩ ॥

આગલી ઋચામાં અમૃતત્વ જ્ઞાન પામેલા ધીર પુરૂષોનું ... કર્યું. હવે તેઓ આત્માને કેવી રીતે જાણે છે તે બતાવતાં કહે

કેવી રીતે વર્તતો જાણવો જોઇએ તે સૂચિત કરે છે. હે નચિકેતા ! જે પુરુષ, આના વડે જ=આત્મા વડે જ રૂપ, રસ, ગન્ધ, શબ્દ, અને સંભોગજન્ય સુખને જાણે છે તેવા આત્મજ્ઞાની માટે અહીં શું જાણવા જેવું બાકી રહે છે? તું જે પૂછે છે તે એ જ છે. અર્થાત્ શબ્દાદિ વિષયોનો અનુભવ આત્માને લઇને થાય છે. આત્મા જો ન હોય તો શબ્દાદિનો અનુભવ કોને થાય ? અને જેનો અનુભવ થાય તે, જેને અનુભવ થાય તેના કરતાં જુદો જ હોય છે. આમ વિષયોનો અનુભવ આત્માને થાય છે. આથી અનુભવ કરનાર આત્મા, દેહાદિ સમસ્ત વિષયોથી ભિન્ન છે. એ આત્મા છે. અનુભવ કરનારો હોઇને ચેતન છે. ચૈતન્યઘન હોવાથી જ આનન્દસ્વરૂપ છે. આવો સચ્ચિદાનન્દ આત્મા છે. તેને જે જાણે છે તેને અહીં કશું બીજું જાણવાનું રહેતું નથી. કેમકે જાણવા જેવું અને જેટલું તે જાણી ચૂકયો છે. બીજું બધું જાણવું એ તો જ્ઞાનનો મિથ્યા પરિગ્રહ છે. હે નચિકેતા ! તે આત્મા સચ્ચિદાનન્દસ્વરૂપ છે-જેને વિષે તેં પૂછ્યું હતું. આ છે નિર્ણયાત્મક ગુરુદેવનો ઉત્તર ॥ ૩ ॥

स्वप्नान्तं जागरितान्तं च उभौ येन अनुपश्यति
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति। एतद्वैतत् ॥ ४ ॥

स्वप्नान्तं=સ્વપ્નાવસ્થાને च=તથા जागरितान्तं=જાગ્રત અવસ્થા उभौ= બન્નેને (બન્નેના પદાર્થોને) येन=જેના વડે अनुपश्यति=દેખે છે. તે महान्तं= સૌથી મોટા विभुं=વ્યાપક आत्मानं=આત્માને मत्वा=જાણીને धीरः=બુદ્ધિમાન न शोचति=નથી શોક કરતો. (વીતશોક થાય છે) एतत्=આ છે वै=નિશ્ચય तत्=તે ॥ ૪ ॥

સ્વપ્નાવસ્થા અને જાગૃત અવસ્થા એ બન્ને (એ બન્નેના પદાર્થોને) જેના વડે જુવે છે તે સૌથી મહાન વ્યાપક આત્માને જાણીને બુદ્ધિમાન શોક કરતો નથી. એ છે નિશ્ચય તે ॥ ૪ ॥

આ આત્મા જેમ દેહાદિથી ભિન્ન છે તેમ જાગૃતાદિ અવસ્થાઓનો પણ સાક્ષી હોવાથી તે તે અવસ્થાથી પણ તે ભિન્ન છે એમ કહેતાં આત્મજ્ઞાનનું સ્વસંવેદ્ય ફળ બતાવે છે-હે નચિકેતા ! જે આત્મા વડે સ્વપ્ન અને જાગૃત અવસ્થાને-એ બન્નેને જુવે છે તે સૌથી મહાન વ્યાપક આત્માને જાણી બુદ્ધિમાન શોક કરતો નથી ! એટલે કે આત્મા અવસ્થાત્રયનો સાક્ષી છે. સાક્ષી, સાક્ષ્ય=જેને સાક્ષાત્ જુવે છે તેના કરતાં જુદો છે. આથી જાગૃતાદિ

ત્રણુ અવસ્થાઓ આત્માને લેપતી નથી. આવી અવસ્થાથી નિર્લિપ્ત મહાન અને સર્વવ્યાપી નિજરૂપને જે જાણે છે તે શોકથી પર થાય છે. કેમકે તેને પદાર્થની અવરજવરથી પોતાનામાં કશી વધઘટ જણાતી નથી. આત્મલાભ આવાપ ઉદ્વાપ સિવાયનો છે. આ છે નિશ્ચય તે આત્મા. ॥ ૪ ॥

**यः इमं मध्वदं वेद आत्मानं जीवमन्तिकात् ।**
**ईशानं भूतभव्यस्य ततो न विजुगुप्सते । एतद्वैतत् ॥ ५ ॥**

यः=જે મનુષ્ય मध्वदं=મધની માફક મીઠા, વિષયોને ખાનારા (અનુભવ કરનાર) जीवं=પ્રાણોને ધારણ કરનાર अन्तिकात्=સમીપમાં (હૃદયગુહામાં) વર્તમાન તથા भूतभव्यस्य=ભૂત અને ભવિષ્યના ईशानं=શાસક-હાકેમ એવા इमं=આ आत्मानं=આત્માને वेद=જાણે છે. ततः=તે જાણકાર મનુષ્યની, પછી કોઇપણ પ્રાણી न विजुगुप्सते=ઘૃણા (દ્વેષ) કરતું નથી! एतत्=આ છે वै=નિશ્ચય तत्=તે. ॥ ૫ ॥

જે મનુષ્ય મધ જેવા મીઠા વિષયોને ભોગવનાર, પ્રાણોને ધારણ કરનાર, સમીપમાં (હૃદયગુહામાં) વર્તમાન તથા ભૂત અને ભવિષ્યના સત્તાધીશ એવા આ આત્માને જાણે છે તેની કોઈપણ પ્રાણી ઘૃણા કરતું નથી! એ છે નિશ્ચય (આત્મા) ॥ ૫ ॥

જે આત્માને જાણે છે તેના તરફ પ્રાણીમાત્રનો કેવો જીવનકાલે વર્તાવ હોય છે તે બતાવી આત્મજ્ઞાનનું આ જગતમાં સમજાય એવું ધોરણ બાંધી આપે છે, હે પ્રિય શિષ્ય! જે મનુષ્ય મધસમા મીઠા વિષયોને ભોગવનાર, પ્રાણને ધારણ કરનાર, હૃદયગુહામાં વર્તમાન, તથા ભૂત ભાવિના સત્તાધીશ એવા આત્માને જાણે છે તેની કોઈ ઘૃણા કરતું નથી. અર્થાત્ આત્મજ્ઞાન સર્વભૂતાત્મભૂતાત્મભાવમાં પરિણમતું હોઇને તેવો જ્ઞાની નિર્વૈર થતો હોઇને સૌ તેને ચાહે છે. અર્થાત્ આત્મજ્ઞાન વિશ્વપ્રેમમાં ફળે છે. એ છે તે આત્મા જેને વિષે હે શિષ્ય નચિકેતા! તેં પૃચ્છા કરી હતી! ॥ ૫ ॥

**यः पूर्वं तपसो जातं अद्भ्यः पूर्वं अजायत ।**
**गुहां प्रविश्य तिष्ठन्तं, यो भूतेभिः व्यपश्यत ! एतद्वैतत् ॥ ६ ॥**

यः=જે આત્મા तपसः=સૃષ્ટિ સંકલ્પથી पूर्वं=પહેલાં जातं=પ્રકટ (પોતાના સ્વરૂપે હાજર) હતો. જે આત્મા अद्भ्यः=બાષ્પરૂપ સ્થૂલ સૂક્ષ્મ

સરજનારા બધા પદાર્થોથી पूर्वं=પહેલાં अजायत=સૃષ્ટિના કર્તારૂપે પ્રકટ થયો તે गुहां=ગુહામાં (હૃદયગુહામાં) प्रविश्य=પ્રવેશીને तिष्ठन्तं=રહેલા આત્માને यः=જે મનુષ્ય भूतेभिः=સર્વ પ્રાણીઓમાં व्यपश्यत=સાક્ષાત્ જુવે છે. તેનો કોઈ દ્વેષ કરતું નથી! एतत्=એ છે वै=નિશ્ચય तत्=તે. ॥ ૬ ॥

જે આત્મા સૃષ્ટિ સંકલ્પથી પહેલાં નિજરૂપે પ્રકટ હતો, જે બાષ્પરૂપે સ્થૂલ સૂક્ષ્મ સરજનારા બધા પદાર્થોથી પહેલાં સૃષ્ટિના કર્તારૂપે પ્રકટ હતો, તે હૃદયગુહામાં પ્રવેશીને રહેલા આત્માને જે બધા પ્રાણીઓમા સાક્ષાત્ જુવે છે, તેનો કોઈ દ્વેષ કરતું નથી! એ છે નિશ્ચય તે ॥ ૬ ॥

આત્માને જોનારનો કોઈ દ્વેષ કરતું નથી એ આત્મદર્શનના મહિમાને વળી ગાતાં કહે છે હે પ્રિય નચિકેતા! આત્મા સૃષ્ટિસંકલ્પ પહેલાં નિજરૂપે પ્રકટ હતો. અર્થાત્ સૃષ્ટિ છે માટે આત્મા હોવો જોઇએ એ અનુમાન બરોબર નથી. સૃષ્ટિ ન હતી ત્યારે પણ એ પરમાત્મા નિજરૂપે હતા જ. તે આત્મા સૃષ્ટિના બાષ્પરૂપ તમામ સ્થૂલ સૂક્ષ્મ પદાર્થોથી પહેલાં સૃષ્ટિસંકલ્પના સેવનાર તરીકે પ્રકટ હતો. સૃષ્ટિ એના પૂર્વ સ્વરૂપે આપોમયી,-પાણીમય હતી. તેમાંથી બ્રહ્માંડનો આકાર થાય છે એવું આપણા પ્રાચીનોનું મન્તવ્ય છે. આવા સૃષ્ટિના સંકલ્પવિધાયક આત્માને હૃદયની ગુહામાં પેસીને રહેલો જે સર્વ ભૂતોમાં જુવે છે તેનો કોઈ દ્વેષ કરતું નથી. તે જ એ આત્મા છે ॥૬॥

या प्राणेन संभवति अदितिः देवतामयी।
गुहां प्रविश्य तिष्ठन्ती या भूतेभिः व्यजायत एतद्वैतत् ॥ ७ ॥

या=જે अदितिः=સર્વને ખાવાવાળી (પોતાનામાં લીન કરનારી) देवतामयी=સર્વશક્તિમયી ચેતનશક્તિ શરૂઆતમાં प्राणेन=(સૂર્ય) પ્રાણરૂપે संभवति=પ્રકટે છે या=જે गुहां=હૃદયગુહામાં प्रविश्य=પ્રવેશીને तिष्ठन्ती=રહેલી भूतेभिः=સર્વ પ્રાણીઓમાં व्यजायत=વિવિધરૂપે (અનેક રૂપે) પ્રકટ છે एतत्=એ છે वै=નિશ્ચય तत्=તે. ॥ ૭ ॥

જે સર્વને ખાનારી (પોતાનામાં લીન કરનારી) સર્વ શક્તિમયી, ચેતનશક્તિ, શરૂઆતમાં સૂર્યરૂપે પ્રકટ થાય છે, જે હૃદયગુહામાં પ્રવેશીને રહેલી સર્વ પ્રાણીઓમાં વિવિધરૂપે પ્રકટ છે એ છે નિશ્ચય તે ॥ ૭ ॥

કહેતાં આચાર્યદેવ કહે છેઃ-હે નચિકેતા ! આત્મારૂપી સર્વશક્તિમયી ચેતનશક્તિ 'અદિતિ' છે એટલે કે સ્થાવર જંગમને ખાઈ જનારી એટલે કે પોતાનામાં લીન કરનારી છે. એ ચેતનશક્તિ પહેલાં સર્વપ્રાણમય સૂર્યરૂપે પ્રકટ થાય છે. એ સૌની હૃદયગુહામાં પેસીને રહેલી છે. સર્વ પ્રાણીઓમાં વિવિધરૂપે પ્રકટે છે. તે છે નિશ્ચય આત્મા. અર્થાત્ આત્મા ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ છે. સૌના હૃદયદેશમાં તે વિરાજે છે. તે તે પ્રાણીમાં તે તે રૂપે પ્રકટી વર્તે છે. આથી જગતમાં જે નામરૂપની ભિન્નતા દેખાય છે તે વાસ્તવિક નથી સાચું તો આત્માનું અદ્વૈત જ છે. દ્વૈત એ આત્માની અનન્ત આશ્ચર્યમયી શક્તિની લીલા છે. હૃદયમાં એ મહામહિમ ચેતનશક્તિનો સૌ અનુભવ કરે. ॥ ૭ ॥

अरण्योर्निहितो जातवेदा गर्भ इव सुभृतो
गर्भिणीभिः । दिवेदिव ईड्यो जागृवद्भिः
हविष्मद्भिः मनुष्येभिः अग्निः । एतद्वैतत् ॥ ८ ॥

जातवेदा=જે સર્વ ધનોનો સ્વામી, अरण्योः=દ્યૌ અને પૃથ્વીરૂપી કાષ્ઠમાં निहितः=સ્થિત છે (મોજુદ છે) તથા गर्भिणीभिः=ગર્ભવતી સ્ત્રીઓ વડે गर्भः= ગર્ભની इव=માફક सुभृतः=સુરક્ષિત છે. જે अग्निः=સૌનો અગ્રણી दिवेदिवे= દિનપ્રતિદિન जागृवद्भिः=જાગતા (અજ્ઞાનરૂપી નિદ્રાને જેમણે છોડી છે તેવાઓ) તથા શ્રદ્ધા ભક્તિપૂર્વક हविष्मद्भिः=હવિયજ્ઞોવાળા मनुष्येभिः=મનુષ્યો વડે ईड्यः=સ્તુતિ કરવાને યોગ્ય છે, एतत्=એ છે वै=નિશ્ચય तत्-તે. ॥ ૮ ॥

જે સર્વ ધનનો સ્વામિ, દ્યો અને પૃથ્વીરૂપી કાષ્ઠમાં વર્તમાન છે-ગર્ભવતી સ્ત્રીઓ વડે રક્ષાયેલા ગર્ભની માફક વર્તમાન છે. જે અગ્રણી પરમાત્મા દિનપ્રતિદિન જાગૃત અને યજ્ઞીય ભાવનાવાળા પુરૂષો માટે સ્તુતિ યોગ્ય છે એ છે નિશ્ચય તે. ॥ ૮ ॥

આગલા મન્ત્રમાં સર્વશક્તિમયી ચેતનશક્તિની લીલાનો નિર્દેશ કર્યો. હવે એ પરમાત્માનું સર્વવ્યાપકપણું તથા પૂજ્યપણું સૂચવતાં કહે છે હે નચિકેતા ! સર્વ બ્રહ્માંડનો સ્વામી પરમાત્મા, આકાશ અને પૃથ્વીરૂપી બે અરણીના પાત્રમાં વર્તમાન છે. અરણી યજ્ઞીય કાષ્ઠ છે. આકાશ અને પૃથ્વી રૂપી બે સૃષ્ટિ યજ્ઞના મહા કાષ્ઠોમાં અણુ અણુમાં એ સર્વશક્તિમાન પરમાત્મા નિહિત છે. ગર્ભવતી સ્ત્રી જેમ પોતાના ગર્ભની સારી પેઠે રક્ષા કરે છે તેમ આ બે દ્યો-પૃથ્વીરૂપી અરણીની અંદર આ પરમાત્મા ગર્ભની પેરે વસે છે એટલે કે સૌની અંદર વસે છે. એ સૌનો અગ્રણી-નેતા પરમાત્મા હમેશાં પ્રબુદ્ધ અને યજ્ઞીય-ભાવનાસિદ્ધ એટલે કે નિષ્કામ કર્મયોગી પુરૂષોદ્વારા

સ્તુત્ય છે. એટલે કે જે અજ્ઞાન નિદ્રામાંથી ઉઠયા છે, અને જેમને જીવનમાં નિષ્કામ કર્મયોગ સાંપડયો છે તેમને સમજાય છે કે સર્વભાવે ભગવાન પૂજ્ય છે. આવો છે તે પરમાત્મા. ॥ ૮ ॥

**यतश्चोदेति सूर्यः अस्तं यत्र च गच्छति ।**
**तं देवाः अर्पिताः सर्वे, तदुनात्येतिकश्चन। एतद्वैतत् ॥ ९ ॥**

यतः=જેમાંથી च=નિશ્ચય सूर्यः=સૂર્ય उदेति=ઉત્પન્ન થાય છે च= તથા यत्र=જેમાં अस्तं=લય गच्छति=પામે છે. तं=તેમાં જ सर्वे=તમામ देवाः= દેવો अर्पिताः=સુસ્થિર છે. तत्=તેને उ=કદી कश्चन=કોઇપણ न=નથી अत्येति= ઓળંગી શકતું एतत्-એ છે वै=નિશ્ચય तत्=તે. ॥ ૯ ॥

જેમાંથી નિશ્ચય સૂર્ય ઉત્પન્ન થાય છે તથા જેમાં લય પામે છે, તેમાંજ તમામ દેવો સુસ્થિર છે. તેને કદી કોઈ ઓળંગી શકતું નથી. એ છે નિશ્ચય તે. ॥૯॥

વળી હે નચિકેતા ! સૂર્યનો ઉદયાસ્ત એ પરમાત્મામાંથી થાય છે. સૂર્ય સર્વનો પ્રાણાધાર છે. એ પ્રાણશક્તિ પરમાત્માને આભારી છે. સૂર્યનું સૂર્યપણું પરમાત્મામાં છે. એટલું જ નહિ પરંતુ બીજા તમામ દેવો-ઇશ્વરીય સૃષ્ટિ નિર્માણ શક્તિઓ પણ તે પરમાત્મામાં જ દૃઢમૂલ છે. એ પરમાત્મા દુર-નિક્રમ છે. એટલે કે સર્વમય-સર્વવ્યાપી હોઇને કોઇ એને ઓળંગી જઇ શકતું નથી. ઇચ્છે તોપણ પરમાત્માને ઓળંગીને જવાની કોઇની તાકાત નથી ! આથી જ જગતની વ્યવસ્થા જાણે સ્વાભાવિક હોય એમ ચાલ્યા કરે છે. ॥ ૯ ॥

**यदेव इह तद् अमुत्र, यद् अमुत्र तदन्विह ।**
**मृत्योः स मृत्युं आप्नोति, यः इह नानेव पश्यति ॥ १० ॥**

यत्=જે एव=નિશ્ચય इह=અહીં ( પૃથ્વીમાં તથા આંખમાં છે ) तत्=તે अमुत्र=ત્યાં (દ્યૌ અને સૂર્યમાં ) છે. यद्=જે अमुत्र=ત્યાં છે तत्=તે अनु= જ इह=અહીં છે. सः=તે मृत्योः=મૃત્યુથી मृत्युं=મૃત્યુને ( વારંવાર જન્મ મરણને) आप्नोति=પામે છે यः=જે इह=આમાં-આત્મામાં, नाना=ભેદની इव=માફક ( સ્હેજ પણ ભેદ ) पश्यति=જુવે છે. ॥ ૧૦ ॥

જે નિશ્ચય અહીં (પૃથ્વી અને આંખમાં) છે તે ત્યાં (દ્યૌ અને સૂર્યમાં) છે. જે ત્યાં છે તે જ અહીં છે. તે મનુષ્ય મૃત્યુથી મૃત્યુને પામે છે જે ( વારંવાર જન્મ મરણના ચક્રમાં પડે છે ) આ આત્મામાં ભેદની માફક જુએ છે. ॥ ૧૦ ॥

આમ આગલી ઋચામાં સર્વપ્રાણનિધાન પણ પરમાત્મા જ છે એવું દર્શાવ્યું. હવે આ લોક અને પરલોક સર્વત્ર પરમાત્મા જ વિરાજમાન છે, એ પરમાત્મામાં કોઈપણ ભેદ નથી. એ બતાવતાં ભેદદૃષ્ટાને મળતું ફળ ઉલ્લેખતાં કહે છે. જે અહીં=શરીરમાં છે તે જ બ્રહ્માંડમાં છે. અર્થાત્ પિંડ અને બ્રહ્માંડમાં કેવળ પરિમાણભેદ છે, તત્વભેદ નથી. જે ત્યાં છે તે જ અહીં છે. જે મનુષ્ય અહીં=પિંડાત્મા અને બ્રહ્માંડના આત્મામાં ભિન્નતા જુવે છે તે માણસ જન્મ મરણના ચક્રમાં ઘૂમે છે કેમકે જ્યાં ભેદ દર્શન ત્યાં સ્વાર્થ પ્રધાનતા આવવાની જ અને સ્વાર્થ સાધનામાં જન્મ મરણનાં બીજ છે. ॥ ૧૦ ॥

**मनसा एव इदमाप्तव्यं, नेह नानास्ति किंचन ।**
**मृत्योः स मृत्युं गच्छति यः इह नानेव पश्यति ॥ ११ ॥**

मनसा=મનથી एव=જ इदं=આ બ્રહ્મ आप्तव्यं=પ્રાપ્ત કરવાને યોગ્ય છે. इह=એ બ્રહ્મમાં किंचन=કાંઈ પણ नाना=ભેદ न अस्ति=નથી. सः=તે मृत्योः=મૃત્યુથી मृत्युं=મૃત્યુને गच्छति=પામે છે यः=જે इह=આમાં नाना=ભેદની इव=માફક (કાંઈપણ) ભેદ पश्यति=જુવે છે. ॥ ૧૧ ॥

મનથી જ આ બ્રહ્મ પ્રાપ્ત કરવા યોગ્ય છે. એ બ્રહ્મમાં કશો પણ ભેદ નથી. તે મૃત્યુથી મૃત્યુને પામે છે જે આમાં ભેદની માફક જુવે છે. ॥ ૧૧ ॥

.. હવે એ પરમાત્મા સર્વત્ર એકરસ છે, સમાન છે, ભેદશૂન્ય છે, એમ અનુભવવું કેવી રીતે? તો કહે છે કે આ પરમાત્મા મનથી જ પ્રાપ્તવ્ય છે. મન તો પરમાત્મામાં જઈ શકતું નથી તો પછી અહીં મનથી જ આત્મા પ્રાપ્તવ્ય છે એમ આચાર્ય કેમ કહે છે એવો પૂર્વપક્ષ અહીં કોઈ ન કરે. સુસંસ્કૃત મન-પવિત્ર મન આત્માભિમુખ થાય છે, અને તે જ છેવટે આત્મદર્શન માટે પૂરી લાયકાત આપે છે. આથી મનથી જ આત્મા પ્રાપ્તવ્ય છે એમ આચાર્યદેવ કહે છે. મનથી આત્મામાં જોવાનું શું છે? તો એ કે આત્મામાં કશો ભેદ નથી. આબ્રહ્મસ્તંબપર્યન્તનો આત્મા એકરસ છે. એમાં આવાપ ઉદ્વાપ-વૃદ્ધિહ્રાસ નથી. આ આત્મામાં જોવાનું છે. જે આથી વિરુદ્ધ આત્મામાં ભેદદૃષ્ટિ કેળવે છે તે જન્મમરણના ચક્રમાંથી છૂટતો નથી. કેમકે ભેદમાં સ્વાર્થ પ્રધાન હોય છે, અને સ્વાર્થમાં જકડાય તે જન્મમરણમાંથી નહિ જ છૂટે. ॥ ૧૧ ॥

**अंगुष्ठमात्रः पुरुषः, मध्ये आत्मनि तिष्ठति ।**
**ईशानो भूतभव्यस्य, न ततः विजुगुप्सते । एतद्वैतत् ॥१२॥**

अंगुष्ठमात्रः=અંગૂઠા જેવડા હૃદયમાં રહેતો હોવાને લઇને અંગૂઠાના માપ જેવડો पुरुषः=આત્મા आत्मनि=શરીરમાં मध्ये=અંદર तिष्ठति=વર્તમાન છે અને તે भूतभव्यस्य=ભૂત ભવિષ્ય તમામ જગતનો ईशानः-ઈશ્વર છે. તેને જે જાણે છે ततः=તેની કોઈ न विजुगुप्सते=ઘૃણા-દ્વેષ કરતો નથી. एतद्=એ वै=નિશ્ચય तत्=તે છે. ॥ ૧૨ ॥

અંગૂઠા જેવડા હૃદયમાં રહેતો હોઈને અંગૂઠા જેવડો આત્મા શરીરની અંદર વર્તી રહ્યો છે. તે ભૂત, ભવિષ્ય તથા વર્તમાન જગતનો ઈશ્વર છે. એવા આત્માને જે જાણે છે તેનો કોઈ દ્વેષ કરતું નથી. એ છે નિશ્ચય તે. ॥ ૧૨ ॥

આવો આત્મા મનથી ક્યાં દ્રષ્ટવ્ય છે? તો કહે છે કે આ આત્મા શરીરની ભીતર વસે છે. તે અંગુષ્ઠમાત્ર છે. સર્વવ્યાપી છતાં મુખ્યત્વે હૃદયમાં રહેતો હોઇને, અને હૃદય અંગૂઠા જેવડું હોઇને, આત્માને અહીં અંગૂઠા જેવડો કહ્યો છે. એ પુરુષ ભૂતભવ્યનો ઈશ્વર છે. અંગૂઠા જેવડો છે છતાં એની સત્તા પિંડબ્રહ્માંડ-સમસ્ત સ્થાવરજંગમ જગત ઉપર છે. જે આત્માને ભૂતભવ્ય જગતનો સ્વામિ-શાસ્તા-નિયન્તા-ઈશ્વર તરીકે જાણે છે તેનો કોઇ નિરસ્કાર કરતું નથી. કેમકે આત્મદર્શનમાં દ્વેષનું અવસાન છે. એ આત્મા છે જેના વિષે હે નચિકેતા! તેં પૂછ્યું હતું. ॥ ૧૨ ॥ ધૂમ

अंगुष्ठमात्रः पुरुषः, ज्योतिः इव अधूमकः ।
ईशानो भूतभव्यस्य, स एव अद्य, सः उ श्वः एतद्वैतत् ॥ १३ ॥

अंगुष्ठमात्रः=અંગૂઠા જેવડો पुरुषः=આત્મા अधूमकः=નિર્ધૂમ ज्योतिः=અગ્નિના इव=જેવો છે. भूतभव्यस्य=ભૂતભવિષ્ય-સકળ જગતનો ईशानः=ઈશ્વર છે. सः=તે एव=જ अद्य=આજે છે उ=અને स एव=તેજ श्वः=કાલે હશે. एतद्=એ वै=નિશ્ચય तत्=તે છે. ॥ ૧૩ ॥

અંગૂઠા જેવડો આત્મા નિર્ધૂમ અગ્નિના જેવો છે. ભૂતભવિષ્ય સકળ જગતનો ઈશ્વર છે. તે જ આજે છે અને તે જ કાલે હશે. એ નિશ્ચય તે છે. ॥ ૧૩ ॥

હવે મરણોત્તર આત્મા છે કે કેમ, તેનો સીધો જવાબ દેતાં આચાર્યદેવ ખુલાસો કરી દે છે. હે નચિકેતા! આ હૃદયપ્રદેશમાં રહેતો અંગૂઠા જેવડો આત્મા નિર્ધૂમ અંગારા જેવો છે. તે ભૂતભવ્યનો ઈશ્વર છે. તેજ આજે છે અને આવતી કાલે હશે. આ તે આત્મા છે અર્થાત્ પુરુષ સૂક્ષ્મ છે. તે સ્વરૂપે જ્યોતિસમો છે. પ્રકાશસ્વરૂપ છે. જેમ અગ્નિ પૂરો પ્રકટ થાય તે

પહેલાં તેને ધૂમાડો વળગેલો છે તેમ આત્મા પૂરો પ્રકટ થાય તે પહેલાં તેમાં અજ્ઞાન, રાગદ્વેષ, વગેરેનો કાળો ધૂમાડો દેખાય છે. પણ મૂળમાં એ અગ્નિની જેમ સંપત્તિ નથી તેમ રાગદ્વેષાદિ મૂળમાં આત્માની સંપત્તિ નથી! એ આત્મા નિર્ધૂમ–નિરસ્ત સમસ્ત દોષવાળો છે. તે જ ભવિષ્યમાં હોનારો છે, તો ગઈ કાલે જે હતો. આજે જે છે અને આવતી કાલે જે હશે તે જ ત્રિકાલાબાધિત સત્ય છે. આથી આત્મા સત્ય છે. એ સત્યાત્માનો તને બોધ હો! ॥ ૧૩ ॥

**यथोदकं दुर्गे वृष्टं पर्वतेषु विधावति ।**
**एवं धर्मान् पृथक् पश्यन् तानेवानुविधावति ॥ १४ ॥**

यथा=જેમ दुर्गे=શિખર ઉપર वृष्टं=વરસેલું उदकं=પાણી આમ તેમ पर्वतेषु=પર્વતોમાં विधावति=દોડે છે. एवं=તેમજ धर्मान्=જડ ચેતન સૌ પદાર્થોને આત્માથી पृथक्=અલગ ઇષ્ટ અનિષ્ટ બુદ્ધિથી पश्यन्=દેખતો પુરુષ तान्=તેમની एव=જ अनुविधावति=પાછળ દોડે છે ॥ ૧૪ ॥

જેમ શિખર ઉપર વરસેલું પાણી આમતેમ પર્વતોમાં દોડે છે, તેમ જ જડ ચેતન સૌ પદાર્થોને આત્માથી અલગ ઈષ્ટ અનિષ્ટ બુદ્ધિથી જોનારો પુરુષ તેમની જ પાછળ–તે પદાર્થોની જ પાછળ દોડે છે–એટલે કે જન્મે છે અને મરે છે! ॥ ૧૪ ॥

આત્માની અભિન્નતા બતાવી. તેની સર્વસત્તાધીશતા બતાવી. તેની નિર્દોષતા બતાવી. તેની સદા હયાતી દર્શાવી. હવે જે ભેદદષ્ટિનું અવલંબન કરી જીવનમાં જીવે છે તેને ભેદદષ્ટિનો કયો શાપ લાગે છે તે બતાવતાં કહે છે. હે નચિકેતા! શિખર ઉપર વરસેલું પાણી જેમ આમ તેમ પર્વતોમાં વેરણ છેરણ થઈ જાય છે તેમ તે મનુષ્ય સંસારની અનેક યોનિઓમાં વેરણ છેરણ થઇ જાય છે જે અર્થાત્ જન્મમરણરૂપ સંસાર ચક્રમાં ઘૂમ્યા જ કરે છે, જે વસ્તુ માત્રને આત્માથી ભિન્ન જુવે છે એટલે કે આત્માથી જૂદી જાણી તેમાં પ્રિય અપ્રિય બુદ્ધિ કરે છે. પ્રિયાપ્રિય બુદ્ધિ એટલે રાગદ્વેષ આત્મા એકરસ છે, સ્વરૂપ છે. તેને માટે પ્રિયાપ્રિય મતિ બેડી છે. કેમકે એક જ આત્માની સર્વત્ર અસ્તિ ભાળનારને માટે આનન્દ સ્વરૂપ આત્મા સર્વવ્યાપી સર્વરૂપ હોઇને પ્રિયાપ્રિય બુદ્ધિને માટે અવકાશ નથી. રાગદ્વેષ જ તો સંસારના આડતીઆઓ છે! ॥ ૧૪ ॥

यथोदकं शुद्धे शुद्धं आसिक्तं तादृगेव भवति ।
एवं मुनेः विजानतः आत्मा भवति गौतम ! ॥ १५ ॥

यथा=જેમ शुद्धं=નિર્મલ उदकं=પાણી शुद्धे=નિર્મલ પાણીમાં आसिक्तं= નંખાયેલું હોઇને तादृग्=તેવું एव=જ (નિર્મલ પાણી જ) भवति=થાય છે, एवं=એમ विजानतः=બ્રહ્મને જાણતા मुनेः=મુનિનો (બ્રહ્મવિદ્ વરિષ્ઠનો) आत्मा=આત્મા गौतम=હે ગૌતમવંશી ! भवति=બ્રહ્મ થઇ જાય છે. ॥ ૧૫ ॥

જેમ નિર્મલ પાણી, નિર્મલ પાણીમાં નંખાતાં તેવું જ-નિર્મલ થઈ જાય છે-એમ હે ગૌતમવંશી નચિકેતા! બ્રહ્મને જાણતા મુનિનો આત્મા પણ તેવો જ-બ્રહ્મ જ થઈ જાય છે. ॥ ૧૫ ॥

જેમ ભેદદષ્ટાનું જીવન ભેદાઈ જાય છે, અનેક યોનિઓમાં તે જન્મ જન્મ વ્હેંચાયેલો રહે છે તેમ અભેદ દષ્ટાનું જીવન-રાગદ્વેષ રહિત પુરુષનું જીવન બ્રહ્મમય થાય છે. અને એ છે બ્રહ્મદૃષ્ટિનું વરદાન. એ બતાવતાં ચોથી વલ્લીનો આચાર્ય ઉપસંહાર કરતાં કહે છે. હે ગૌતમવંશીય પ્રિય નચિકેતા! જેમ નિર્મલ પાણી, નિર્મલ પાણીમાં રેડતાં, સ્વયં નિર્મલ પાણી જ બની રહે છે તેમ, આત્માને વિશેષરૂપે જાણનાર અને મનનશીલ મહાભાગ માનવનો આત્મા-भवति=હમેશને માટે હોય છે એટલે બ્રહ્મસ્વરૂપ થાય છે. એટલે કે અપરિચ્છિન્ન સત્તાવાળો પોતાની જાતને અનુભવે છે એટલે કે દેહગેહાદિમાં રુંધાયેલો પોતાની જાતને ન જોતાં સમસ્ત ચરાચર વસ્તુમાં પોતાની એકરસ વ્યાપ્તિને સાક્ષાત્ અનુભવે છે. આમ આત્માને જોનારને માટે ભવભ્રમણ ટળી જાય છે. એ આત્માનું સૌને દર્શન હો. ॥ ૧૫ ॥

॥ इति तुरीयावल्ली ॥

॥ हरिः ॐ तत्सत् ॥

## ॥ अथ पञ्चमावल्ली ॥

पुरमेकादशद्वारं अजस्यावक्रचेतसः ।
अनुष्ठाय न शोचति, विमुक्तश्च विमुच्यते । एतद्वैतत् ॥ १ ॥

જે अवक्रचेतसः = એકરસ ચેતનતાવાળા अजस्य=અજન્મા–ઉત્પત્તિ રહિત આત્માનું એकादशद्वारं=અગીઆર બારણાવાળું पुरं = શરીરરૂપી નગર છે તેને अनुष्ठाय = પ્રાપ્ત કરીને વિદ્વાન न शोचति = શોક કરતો નથી–શોક રહિત થાય છે. च=અને विमुक्तः=સમસ્ત રાગદ્વેષાદિ બંધનોથી છૂટેલો હોઇને અને જન્મમરણના ચક્રમાંથી विमुच्यते=છેવટને માટે મુક્ત થાય છે. હે નચિકેતા! एतत्=આ છે वै=નિશ્ચય तत् = તે બ્રહ્મરૂપ આત્મા. ॥ ૧ ॥

જે એકરસ, અજન્મા, આત્માનું અગીઆર બારણાવાળું શરીરરૂપી નગર છે તે આત્માને પ્રાપ્ત કરીને વિદ્વાન શોકરહિત થાય છે. અને જીવનમુક્ત હોઈને છેવટે વિદેહમુક્ત થાય છે. આ છે નિશ્ચય તે આત્મા. ॥ ૧ ॥

આગલી વલ્લીમાં નિર્મલમના પુરૂષનો આત્મા બ્રહ્માનુભવી થાય છે એમ કહ્યું. આત્મા સૂક્ષ્મ હોઇ ને કરૂણામયી શ્રુતિમાતા તે આત્માને લગતી વાત વારંવાર સમજાવતાં કહે છે. હે નચિકેતા! આત્મા ચિદેકરસ છે. અજન્મા છે. મૂળમાં આવા આત્મારૂપી મહાસમ્રાટ ચક્રવર્તીનું શરીરરૂપી નગર છે. એ નગરના અગીઆર મુખ્ય બારણાં છે. બે આંખ, બે કાન, બે નાસિકારંધ્ર એક મુખ એમ સાત ઉત્તમાંગ ( માથામાં ) માં રહેલાં છે. બે મલદ્વારો, નાભિ, અને બ્રહ્મરંધ્ર–તાળવાનો છેદ એમ ચાર મળીને આ આત્મરાજની શરીર નગરીના અગીઆર દ્વારો છે. આ શરીર નગરીમાં વસતા આત્માને પ્રાપ્ત કરીને મનુષ્ય શોકરહિત થાય છે. જીવનમુક્ત અને વિદેહમુક્ત થાય છે. અર્થાત્ નગરમાં રહેતો રાજા જેમ નગરસ્વરૂપ નથી. નગરના દ્વારોરૂપ નથી તેમ શરીર નગરમાં રહેતો આત્મારૂપી રાજા શરીર નથી. શરીરના દ્વારોરૂપી પણ નથી. શરીરથી ભિન્ન છે. શરીર જડૈકરસ છે. આત્મા ચિદેકરસ છે. શરીર ઉત્પત્તિવિનાશશીલ છે. આત્મા અજન્મા છે. અમૃત છે. આમ ચિદેકરસ ઉત્પત્તિ લય વગેરે ધર્મોથી અસ્પૃષ્ટ આત્મા હું છે, એમ જાણનાર રાગદ્વેષાદિ

મેલથી મુક્ત હશે જ કેમકે આત્મા વિષેનું આવું જ્ઞાન ગેલાને થતું નથી જે. નિર્મલ છે તેને જન્મવાનું કારણ ન હોવાથી તે પાછો જન્મતો નથી. જન્મ-મરણનું બીજ અજ્ઞાન અને તજ્જન્ય રાગદ્વેષાદિ હનાં તે બીજ ભૂંજાઇ ગયું. એટલે વન્ધ્યવીર્ય થયેલ બીજ ઉત્પત્તિ માટે સમર્થ નથી. આમ આત્મદર્શી શોકરહિત થાય છે, જીવન્મુક્ત થાય છે અને વિદેહમુક્ત થાય છે। ॥ ૧ ॥

हंसः शुचिसद्, वसुः अन्तरिक्षसद्,
होता वेदिषत् अतिथिः द्रोणसत् ॥
नृषद्, वरसद्, ऋतसद्, व्योमसद्,
अब्जा, गोजा, ऋतजा अद्रिजा, ऋतं, बृहत् ॥ २ ॥

તે પરમાત્મા શુચિસદ્ = ઘૌમાં રહેવાવાળો हंसः=સૂર્ય છે. अन्तरिक्षसद्= અંતરિક્ષમાં રહેવાવાળો वसुः = વાયુ છે. वेदिषत्=પૃથ્વીમાં રહેવાવાળો होता= અગ્નિ છે. द्रोणसद्=ઘરમાં રહેવાવાળો अतिथिः=અતિથિ છે. તે नृषद्=મનુષ્યોમાં રહેવાવાળો છે. वरसद्=શ્રેષ્ઠ-જ્ઞાનીઓમાં રહેનારો છે. ऋतसद्=સત્યવાદીઓમાં રહેવાવાળો છે. व्योमसद्=હૃદયાકાશમાં રહેનારો છે. તે अब्जा=પાણીમાં અનેક રૂપે પ્રકટ થવાવાળો છે. गोजा=પૃથ્વીમાં અનેક રૂપે પ્રકટ થવાવાળો છે. ऋतजा=તે યજ્ઞકર્મોમાં અનેક રૂપે પ્રકટ થવાવાળો છે. अद्रिजा=તે મેઘોમાં અનેક રૂપે પ્રકટ થવાવાળો છે. ऋतं=તે સ્વયં સત્ય છે. बृहत्= સૌથી મહાન છે. ॥ ૨ ॥

તે પરમાત્મા ઘૌમાં સૂર્યરૂપે, અન્તરિક્ષમાં વાયુરૂપે, પૃથ્વીમાં અગ્નિરૂપે, ઘરમાં અતિથિરૂપે થઈને રહે છે. તે મનુષ્યોમાં, જ્ઞાનીઓમાં, હૃદયાકાશમાં રહેલો છે. પાણી, પૃથ્વી, યજ્ઞકર્મ, મેઘ આદિમાં અનન્તરૂપે પ્રકટ થયેલ છે. તે ઋતે સત્ય છે. સૌથી મહાન છે. ॥ ૨ ॥

આગલા મન્ત્રમાં પરમાત્માને પામેલો શોકથી પર થાય છે એવું વિધાન કર્યું. તે પરમાત્માને પામેલો તેને ક્યાં જુવે છે. તેની દ્રષ્ટિ કેવી હોય છે, એ બતાવતાં કહે છે. હે નચિકેતા! તે પરમાત્માની અદ્‌ભુત લીલાનો પાર નથી! તે સર્વરૂપે, સર્વનામે, અનન્ત બ્રહ્માંડમાં વિલસી રહ્યો છે, ઘૌમાં સૂર્યરૂપે તે છે. અન્તરિક્ષમાં સદાગતિ વાયુરૂપે છે. પૃથ્વીરૂપી યજ્ઞવેદી ઉપર તે અગ્નિરૂપે છે. ગૃહસ્થને ત્યાં અતિથિરૂપે તે જાય છે મનુષ્યોમાં, જ્ઞાનીઓમાં તે તે રૂપે. સૌના હૃદય આકાશમાં તે વસે છે. તે પાણીમાં અનેકરૂપે પ્રકટ છે. તે

પૃથ્વીમાં ચતુર્વિધ પ્રાણીરૂપે પ્રકટ છે. તે મેઘમાં અનન્તરૂપે પ્રકટ છે. યજ્ઞીય કર્મમાં તે પ્રકટ થાય છે. તે સ્વયં મહાસત્ય છે. સૌથી મહાન છે. અર્થાત્ ભગવાન જ સર્વરૂપ અને સર્વનામ છે. અંતરબહિર્નિરન્તર તે એક અનન્ત રૂપે દેખા દે છે. જૂજવે રૂપે તે અનન્ત ભાસે છે! માટે સાધકે સર્વત્ર ઉત્કર્ષની દૃષ્ટિએ બ્રહ્મદર્શનનો અભ્યાસ કરવો રહ્યો! ॥ ૨ ॥

આમ આધિભૌતિક અને આધિદૈવિક સૃષ્ટિમાં પરમાત્માનું સર્વભવન બતાવ્યું. હવે આધ્યાત્મિક સૃષ્ટિમાં પરમાત્માનું સ્થાન નક્કી કરી આપતાં કહે છે:—

**ऊर्ध्वं प्राणं उन्नयति, अपानं प्रत्यग् अस्यति ।**
**मध्ये वामनं आसीनं विश्वेदेवा उपासते ॥ ३ ॥**

प्राणं = પ્રાણને ऊर्ध्वं = ઉપર उन्नयति=લઈ જાય છે. અને अपानं= અપાનને प्रत्यग्=નીચે अस्यति=ફેંકે છે. તે मध्ये=શરીરની વચ્ચે હૃદયાકાશમાં आसीनं=બેઠેલા वामनं = હૃદયસુન્દર પરમાત્માને विश्व=તમામ देवाः=દેવતાઓ–ઇન્દ્રિયો उपासते=સેવે છે. ॥ ૩ ॥

જે પ્રાણને ઉપર લઈ જાય છે અને અપાનને નીચે ફેંકે છે તે શરીરની વચ્ચે હૃદયાકાશમાં બેઠેલો સુન્દર પરમાત્માને-તમામ ઈન્દ્રિયોરૂપી દેવો ઉપાસે છે-સેવે છે. ॥ ૩ ॥

પરમાત્મા દરેક પ્રાણીના શરીર મંદીરમાં હૃદય સિંહાસન ઉપર બેઠેલો છે. તે જ પ્રાણવાયુને ઉપર–હૃદયથી તે નાસિકા પર્યન્ત લઇ જાય છે. તે જ અપાનવાયુને અધોમાર્ગેથી નીચે ફેંકે છે. ટૂંકમાં તે જ જીવનદાન કરે છે. આવા જીવનદાનવ્રતી પરમાત્મા શરીરની વચ્ચે રહેલાં હૃદય આકાશમાં વિરાજે છે. અને તમામ ઇન્દ્રિયોરૂપી દેવો એ હૃદય સિંહાસને વિરાજેલા પરમ સુન્દર–નયન-મન-હૃદય-હર હૃદયસુન્દર પરમાત્માની આગળ પોતપોતાના વિષયોરૂપી ભેટનાં નજરાણાં ધરે છે. અર્થાત્ અધ્યાત્મદૃષ્ટિએ પરમાત્મા-પરમસુન્દર પરમાત્મા અંતરમાં વિરાજી વિષયોપભોગ કરે છે. જીવરૂપે થઈ તે વિષયોનો રસ લે છે. આ છે પ્રત્યેક જીવરૂપી શિવનો જીવનપર્યન્તનો એક માત્ર ધંધો! ॥૩॥

**अस्य विस्रंसमानस्य शरीरस्थस्य देहिनः ॥**
**देहाद् विमुच्यमानस्य किमत्र परिशिष्यते ! एतद्वैतत् ॥ ४ ॥**

જ્યારે अस्य=આ शरीरस्थस्य = શરીરમાં રહેનારો देहिनः=શરીરનો સ્વામી विस्रंसमानस्य=પડવાવાળો–શરીરથી છૂટો થનારો હોય છે તથા देहात्= શરીરમાંથી विमुच्यमानस्य=અલગ થઇ જાય છે. ત્યારે अत्र=અહીં-શરીરમાં किं=શું परिशिष्यते=બાકી રહે છે एतत्=આ છે वै=નિશ્ચય तत्=તે. ॥ ૪ ॥

જ્યારે આ શરીરમાં રહેનારનો સ્વામી શરીરને ત્યજવાને ઉન્મુખ થાય છે અને શરીરમાંથી છૂટો થઈ જાય છે. ત્યારે આ શરીરમાં શું બાકી રહે છે ? એ જ છે તે. ॥ ૪ ॥

જીવન દરમ્યાન તમામ ઇન્દ્રિયદેવો આ હૃદયસ્થ સુન્દર પરમાત્માની સેવા કરે છે એમ આગલા મંત્રમાં કહ્યું. હવે આ આત્મા અને દેહનો વિચાર કરતાં આત્મા જ સ્થાયી તત્વ છે, દેહ અસ્થાયી છે, અને છેવટે આત્મા જ બાકી રહે છે એમ કહી આત્માનું ત્રિકાલાબાધિતત્વ પ્રદર્શિત કરે છે. હે નચિકેતા ! જીવન દરમ્યાન શરીરમાં રહેતો, શરીરનો માલિક એવો આ આત્મા જ્યારે મળેલાં શરીરને ત્યજવાને તત્પર થાય છે અને વખત આવ્યે શરીરમાંથી જુદો થઈ જાય છે ત્યારે આ શરીરમાં શું બાકી રહે છે? અર્થાત્ કશું જ નહિ. જીવતા માણસમાંથી જો આત્મા બાદ કરીએ તો જીવતી વખતે અને મરી જાય ત્યારે શરીર તો તેનું તે દેખાય છે. પણ જીવતાને બાળી નથી મૂકતા. મરી ગયેલાને બાળી મૂકીએ છે. એવું એમાંથી શું ચાલી જાય છે કે જે એકના ચાલી જવાથી જીવનકાળે અમૂલ્ય દેહ કોડીની કીમતનો થઈ જાય છે ? બસ જે ચાલી જાય છે તે જ આત્મા છે. અને એ આત્માવાળા દેહની અમૂલ્યતા છે. આત્મા વિનાનાં ખોળીઆં કરતાં તો ગોમયની કિંમત વધારે છે. આમ શરીર વત્તા આત્મા એટલે અમૂલ્યતા. પણ શરીર બાદ આત્મા એટલે કશી કિંમત નહિ. તો જે કાંઇ કિંમત છે તે આત્માની છે. અને એ આત્મા સર્વકાલ રહેનારો છે. તે જ એ આત્મા છે॥૪॥

**न प्राणेन न अपानेन मर्त्यो जीवति कश्चन ।**
**इतरेण तु जीवन्ति, यस्मिन् एतौ उपाश्रितौ ॥ ५ ॥**

न=નતો प्राणेन=પ્રાણથી કે न=ન તો अपानेन=અપાનથી कश्चन= કોઈપણ मर्त्यः=મનુષ્ય जीवति=જીવે છે. तु=નિઃસન્દેહ इतरेण=બીજા-આત્માથી સૌ जीवन्ति-જીવે છે, यस्मिन्-જેમાં-આત્મામાં एतौ-આ બે-પ્રાણ અને અપાન એ બન્ને उपाश्रितौ-આશ્રય પામેલા છે. ॥ ૫ ॥

ન તો પ્રાણ કે ન તો અપાનથી કોઈપણ મનુષ્ય જીવે છે ! નિઃસન્દેહ કોઈ બીજાથી- આત્માથી સૌ જીવે છે કે જેમાં એ બન્ને-પ્રાણાપાન આશ્રય પામેલા છે. ॥ ૫ ॥

આગલા મંત્રની જ ગૂઢતાને આ મન્ત્રમાં વધારે સ્પષ્ટાથી સમજાવતાં કહે છે હે નચિકેતા ! પ્રાણ અને અપાન વાયુથી આ જગતમાં કોઇ જીવતું નથી. પરંતુ કોઈ બીજાથી જ સૌ જીવે છે. એ બીજો તે આત્મા. આત્માની હાજરીમાં પ્રાણ અપાન સ્વસ્વ કાર્ય કરે છે. તેની ગેરહાજરીમાં પ્રાણાપાન કશું કરી શકતા નથી ! આથી આત્મા જ પ્રાણનો પણ પ્રાણ છે. અપાનનો પણ અપાન છે. જીવનનો સાગર છે. એ પ્રાણ અને અપાન પણ એ આત્માના જ આશ્રયે સ્પંદન કરે છે. આત્માનો આધાર ન હોય તો પ્રાણાપાન પણ નિરાધાર હોઇને નિરર્થક બની જાય છે, આથી એ આત્મા જ જીવનનો સ્રોત છે એમ તું સમજ. ॥ ૫ ॥

આમ અત્યાર સુધી આચાર્યદેવે અનેક પ્રકારે આત્માને લગતો સિદ્ધાન્ત કહ્યો. હવે ઉલ્લાસમાં આવી જઈ પ્રિય શિષ્યને સ્પષ્ટતાથી આત્માને લગતું રહસ્ય કહેવાની પ્રતિજ્ઞા કરી દે છે.

**हन्त ! ते इदं प्रवक्ष्यामि गुह्यं ब्रह्म सनातनम् ।**
**यथा च मरणं प्राप्य आत्मा भवति गौतम ! ॥ ६ ॥**

हन्त–હવે હું ते–તને–इदं આ गुह्य–ગોપ્ય–રહસ્યમય सनातनं–સનાતન ब्रह्म–વેદ–વેદનો મત प्रवक्ष्यामि–કહીશ. यथा–કે જે રીતે च–નિશ્ચય मरणं–મરણને प्राप्य–પામીને आत्मा–આત્મા गौतम–હે ગૌતમવંશી ! भवति–હોય છે. ॥ ૬ ॥

હવે હું તને આ રહસ્યમય સનાતન વેદમત કહીશ કે જે રીતે નિશ્ચય મરણ પામીને આત્મા હે ગૌતમવંશી નચિકેતા ! હોય છે. ॥ ૬ ॥

અર્થાત્ હે નચિકેતા ! હવે હું તને મરણોત્તર આત્માની સ્થિતિ શી થાય છે તે હું કહીશ. મરણ બાદ આત્મા ટળી જતો નથી, તે રહે છે. આત્માને લગતી આ વાત ગુહ્ય છે. સનાતન છે. આ હું તને જે કહેનાર છું, તે વેદનો છેવટનો નિશ્ચય છે. અને વેદ તો ઇશ્વરનિર્મિત છે. એટલે એમાં શંકાને સ્થાન જ નથી ! તો હવે હું તને જે રહસ્ય કહું તે તું ખૂબ સાવધાનીથી સાંભળ. તે ઉપર વિચાર કર. વિચાર અને નિર્ણય કર અને તે નિર્ણયાનુકૂળ જીવનની રેખાદોરી બાંધ. ॥ ૬ ॥

**योनिमन्ये प्रपद्यंते शरीरत्वाय देहिनः ।**
**स्थाणुमन्येऽनुसंयन्ति, यथाकर्म यथाश्रुतम् ॥ ७ ॥**

अन्ये केटलाक देहिनः-शरीरधारीओ पोताना यथाकर्म-कर्मानुसार शरीरत्वाय-बीजा शरीरने माटे योनिं-स्त्री योनिने प्रपद्यन्ते-प्राप्त थाय छे-माताना गर्भमां आवे छे. तथा अन्ये-केटलाएक पोताना यथाश्रुतं-ज्ञानानुसार स्थाणुं-अटल ब्रह्मने अनुसंयन्ति-प्राप्त थाय छे. ॥ ७ ॥

हे नचिकेता ! केटलाक देहधारी जीवो पोताना कर्मानुसार बीजा शरीरने माटे स्त्री योनिने प्राप्त थाय छे ज्यारे केटलाक बीजा जीवो पोताना ज्ञान अनुसार अटल ब्रह्मने प्राप्त थाय छे ! ॥ ७ ॥

आगला मन्त्रमां जे गुह्य सनातन आत्मानी मरणोत्तर स्थिति परत्वेनो वेदनो छेवटनो निश्चय कहेवानी प्रतिज्ञा करी तेने हवे आ मन्त्रमां महाबुद्धि आचार्यदेव स्पष्ट करे छे. केटलाक देहधारी जीवो पोताना कर्मानुसार बीजा देहनी प्राप्ति माटे स्त्रीयोनिने पामे छे. ज्यारे केटलाक जीवो पोताना ज्ञानने अनुसार अटल-अमिट ब्रह्मने पामे छे. अर्थात् जीवोनी बे प्रकारनी गति थाय छे. आत्मा शरीर छोडीने बाद रहे छे ए वात तो नक्कीज छे! त्यारे ए मरणोत्तर पण न टळी जता आत्मानुं शुं थाय छे? केटलाक संसारमां पडे छे. केटलाक परमात्मस्वरूप थाय छे. एटले के केटलाकने संसारनी यात्रामां नीकळवुं ज पडे छे. केटलाकने तेमांथी निवृत्ति मळी जाय छे. चोर्यासीनो फेरो कोनो टळतो नथी ? जे जीवो कर्मना बंधनथी मुक्त थया नथी ते जीवो संसारमां अधूरुं पूरुं करवाने माटे वारंवार जन्मे छे. वारंवार मरे छे. कर्म मार्गे एटले के सकाम कर्मना मार्गे जेओ पडेला छे तेओनुं संसार भ्रमण टळतुं नथी. केमके सकाम कर्मनुं बीज जे आत्मानुं अज्ञान ते आत्मानुं अज्ञानरूपी बीज हजी बळ्युं नथी. आम 'यथाकर्म' शब्दमां ज अज्ञानबीजनुं असंख्य जन्म मरणने जन्माववाना सामर्थ्यनुं सूचन छे. अर्थात् अज्ञानथी पीडाता जीवो वारंवार स्त्रीयोनिने प्राप्त थाय छे. अहीं फक्त 'स्त्रीयोनि'ज कही छे. एटले प्राणीमात्रनी स्त्रीयोनि एम समजवुं. एटले के जेनी जेवी मरणकाळे व्यक्त थयेली वासना ते मुजबनी योनिमां ते जीव परवश थईने पडे ज छे ! आ भयंकर भवभ्रमणमां सिवाय के सम्यक्ज्ञान कोईनो आसरो नथी ! आम अज्ञान-अहंकार-राग-द्वेष-भय अने तेमनी असंख्य संततिना दुःसंगमां पडेलो, तेमां जीवनभर राचतो जीव जन्मोजन्म भवचक्रना आराओ उपर भम्या ज करे छे. आथी उलटुं जे जीवो सम्यक्ज्ञान प्राप्त करे छे तेओ पोताना ज्ञानने अनुसरी अटलब्रह्मने प्राप्त थाय छे. जेवुं जेवुं जे कक्षानुं ज्ञान ते मुजब तेने सायुज्य वगेरे प्रकारनी मुक्ति मळे छे. अर्थात्

પરિપૂર્ણ જ્ઞાનીને માટે સંસાર ભ્રમણ ટળી જાય છે. તે બ્રહ્મસ્વરૂપ હતો જ. પોતાની જાતને તેણે સમસ્ત બંધનોથી મુક્ત, પુરુષાર્થ અને પરમાત્મ કૃપાથી જોઇ અને ભાવિમાં તે તત્સ્વરૂપનિષ્ઠ જ રહે છે. જળનું બિન્દુ હતું તે સમુદ્રમાં મળી ગયું અને હવે સમુદરૂપે વર્તી રહ્યું છે આ છે મરણોત્તર જ્ઞાની અને અજ્ઞાનીની સ્થિતિ. અજ્ઞાની સંસારમાં અટવાય છે. ઇચ્છે તો પણ છૂટતો નથી. જ્ઞાની સંસારથી પર થાય છે. ઇચ્છે તો પણ બંધાતો નથી ! ॥ ૭ ॥

**यः एषः सुप्तेषु जागर्ति कामं कामं रुपं पुरुषो निर्मिमाणः ।**
**तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते । तस्मिन् लोकाः**
**श्रिता सर्वे, तदुनात्येति कश्चन । एतद् वै तत् ॥ ८ ॥**

यः=જે एषः=આ पुरुषः=આત્મા सुप्तेषु=સુતેલાઓ (ઇન્દ્રિયોમાં) માં कामंकामं=વાંછિત=વાંછિત(પ્રત્યેક ઇષ્ટ) रुपं=પદાર્થને (વિષયને) निर्मिमाण=રચતો હોઇને जागर्ति=જાગે છે. तदेव=તેજ शुक्रं=શુક્ર છે. तद्=તેજ ब्रह्म= બ્રહ્મ છે. तदेव તેજ अमृतं=અમૃત उच्यते=કહેવાય છે. तस्मिन्=તેમાંજ सर्वे=તમામ लोका=લોકો श्रिताः=સમર્પિત છે. तत्=તેને उ=કદી कश्चन= કોઇપણ नात्येति=ઓળંગી શકતું નથી. एतत्=આ છે वै=નિશ્ચય तत्=તે આત્મા. ॥ ૮ ॥

જે આ પુરુષ સૂતેલી ઈન્દ્રિયોમાં ઇષ્ટ પદાર્થોને રચતો હોઈને જાગે છે તે જ શુક્ર છે. તેજ બ્રહ્મ છે તેજ અમૃત કહેવાય છે. તેમાં જ લોકો સમર્પિત છે. તેને કદી કોઈ ઓળંગી શકતું નથી. આ છે નિશ્ચય તે આત્મા. ॥ ૮ ॥

આગલા મંત્રમાં આત્માની મરણોત્તર યથાકર્મ યથાજ્ઞાન સ્થિતિ થાય છે એમ બતાવ્યું. હવે એ આત્મા એક છે-સર્વનો અંતરાત્મા છે અને પોતાની અચિન્ત્ય શક્તિથી વિશ્વરૂપ થઇ વિલસી રહ્યો છે એ બતાવતાં કહે છે હે નચિકેતા ! આ આત્મા સદા જાગૃત છે. બીજું બધું જ્યારે નિદ્રાધીન થાય છે ત્યારે આ આત્મા અવિપરિલુપ્ત-કદી પણ ન ખોવાય એવા ચૈતન્ય સ્વભાવવાળો હોઇને સદા જાગૃત છે. આત્માને નિદ્રાવસ્થા નથી. ઇન્દ્રિયો વગેરે તમામ સાધનો જ્યારે નિદ્રાવૃત્તિમાં ઠરી જાય છે ત્યારે આ સ્વરૂપ પ્રતિષ્ઠ આત્મા ચૈતન્યસ્વરૂપ હોવાથી જાગતો રહે છે. તે વખતે તે અનેક ઇષ્ટ પદાર્થોનું નિર્માણ કરે છે એટલે કે આત્મા સાક્ષી હોઈને સ્વપ્નાવસ્થાના

અનેક પદાર્થોનો અનુભવ કરે છે-તે તે પદાર્થોને પ્રકાશિત કરે છે. તે અવસ્થા ત્રયનો પ્રકાશક અને અવસ્થાત્રયથી અલિપ્ત આત્મા શુક્ર છે એટલે શુદ્ધ ચૈતન્ય જ્યોતિ છે. તેજ બૃહત્સ્વરૂપ છે-દેશ કાલ વસ્તુના પરિચ્છેદથી શૂન્ય છે. તેજ નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સ્વભાવ છે. એ આત્મા સર્વાધાર હોઇને તમામ લોકો તેના આધારે રહેલા છે, એ સર્વાધાર, સર્વાન્તર્યામિ, ચૈતન્યઘન, સર્વવ્યાપી આત્માને કોઈપણ ઓળંગી શકતું નથી. એની મર્યાદાને કોઈ ઉથાપી શકતું નથી. આત્માની અસ્તિને કોઇપણ સ્થાવર જંગમ પદાર્થ ઉવેખી શકતો નથી. આવા અગાધ માહાત્મ્યવાળો નિશ્ચય તે આત્મા છે!॥૮॥

આત્મા સ્વરૂપે એક છે. એકરસ છે. પણ પોતાની અનન્ત સૃષ્ટિ નિર્માણ શક્તિથી બહુધા થઇને જાતે જ જાતનો અનુભવ લઈ રહ્યો છે એમ બતાવતાં આત્માની સર્વરૂપતા છતાં એકરસરૂપતા બતાવતાં કહે છે:-

**अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव।**
**एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ ९ ॥**

यथा = જેમ एकः = એક अग्निः=અગ્નિ भुवनं = સર્વ જગતમાં प्रविष्ट= પ્રવેશેલો હોઇને रूपं रूपं=પદાર્થે પદાર્થે (પ્રત્યેક પ્રદાર્થમાં) प्रतिरूपः = પદાર્થ પદાર્થના જેવો (દરેક પદાર્થના સમાન આકારવાળો) बभूव = થયો છે. तथा= તેમ एकः=એક सर्वभूतान्तरात्मा=સર્વભૂતોનો અંતરાત્મા (અંદર પ્રવિષ્ટ આત્મા) रूपं रूपं=પદાર્થે પદાર્થે प्रतिरूपः=પદાર્થે પદાર્થના જેવો (પ્રત્યેક પદાર્થના જેવા આકારવાળો) થયો છે च=અને बहिः=બહાર છે. ॥ ૯ ॥

જેમ એક અગ્નિ આખા જગતમાં પ્રવેશેલો હોઈને પદાર્થે પદાર્થે તે તે પદાર્થના જેવો થયો છે, તેમ એક, સર્વભૂતનો અન્તરાત્મા પદાર્થે પદાર્થે તે તે પદાર્થના જેવો થયેલો છે. અને તે તે પદાર્થથી બહાર પણ છે. ॥ ૯ ॥

જેમ અગ્નિતત્વ સર્વત્ર છે.પ ણ અપ્રકટ સ્વરૂપે તે તે પદાર્થમાં રહેલો છે. તે તે પદાર્થમાં તે તે પદાર્થના આકારે અપ્રકટ સ્વરૂપે એકરસ રહેલ અગ્નિ જેમ યોગ્ય પરિસ્થિતિ થતાં પ્રકટ સ્વરૂપે દેખા દઈ શકે છે, તેમ તે તે પદાર્થોમાં તે તે પદાર્થોના આંતર સ્વરૂપે એક અને એકરસ આત્મા તે તે પદાર્થોનાં આકારે રહેલો છે. પણ અપ્રકટ સ્વરૂપે રહેલો છે. તે તે પદાર્થોમાં અપ્રકટ સ્વરૂપે અંતઃસ્થ રહેલ આત્મા યોગ્ય પરિસ્થિતિ થતાં પ્રકટ થ શકે છે. જેમ ઠંડી જેવી કોઇ ચીજજ નથી. તેમ અનાત્મ જેવી કોઇ ચીજજ

નથી. ઠંડીનો વૈજ્ઞાનિક અર્થ જેમ ઓછી ગરમી અગર તો અંધારાનો વૈજ્ઞાનિક અર્થ જેમ મંદ તેજ, તેમ અનાત્મરૂપ જે આ પદાર્થ તેનો વૈજ્ઞાનિક અર્થ એટલો જ કે તેમાં આત્મસ્વરૂપ પ્રચ્છન્નરૂપે વસેલું છે. પણ આત્મરહિત કોઇ વસ્તુજ નથી. તે તે પદાર્થોમાં તે તે આકારે વર્તી રહેલો હોઈને આપણી અપ્રબુદ્ધ મનોદશાને લઈને સર્વરૂપ આત્મામાં આપણને મોહ રહેલો છે, બાકી સર્વરૂપે સર્વના અંતરાત્મારૂપ પરમાત્મા જ છે. તે ઉપરાંત તે સૌમાં રહેલો આત્મા હોઈને પણ સૌથી બહાર એટલે કે તે તે પદાર્થના ગુણ ધર્મના સ્પર્શથી સદા અલિપ્ત રહે છે. ॥ ૯ ॥

**वायुर्यथैको भुवनं प्रविष्टो, रूपं रूपं प्रतिरूपो बभूव ।**
**एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ १० ॥**

यथा=જેમ एकः=એક वायुः=પવન भुवनं=સમસ્ત જગતમાં प्रविष्टः=પ્રવેશેલો હોઇને रूपं रूपं=પદાર્થે પદાર્થે (પ્રત્યેક પદાર્થમાં) प्रतिरूपः=પદાર્થે પદાર્થના આકારનો बभूव=થયો છે. तथा=તેમ एकः=એક सर्वभूतान्तरात्मा=સર્વ પ્રાણીઓનો અંતરાત્મા (અંદર પ્રવેશેલો આત્મા) रूपं रूपं=પદાર્થે પદાર્થે प्रतिरूपः=તે તે પદાર્થના આકારનો થયો છે. च=તથા बहिः=તે છતાં બહાર છે. ॥ ૧૦ ॥

જેમ એક વાયુ, ભુવનમાં પ્રવેશેલો હોઈને પદાર્થે પદાર્થે તે તે પદાર્થના આકારનો થયેલો છે તેમ એક-સર્વભૂતોનો અંતરાત્મા પદાર્થે પદાર્થે તે તે પદાર્થના આકારનો થયેલો છે અને છતાં તે બહાર છે. ॥ ૧૦ ॥

આગલા મન્ત્રના જ અર્થનો અહીં વળી ઉલ્લેખ કર્યો છે. આત્મા નામની વસ્તુ સૂક્ષ્મતમ હોવાથી એકની એક વાતને વારંવાર કહેવામાં શ્રુતિને આળસ નથી. સમજણની દૃઢતા માટે ઊલટું તે જરૂરી છે. આગલા મંત્રમાં જ્યોતિષ્માન અનેક દાહક અગ્નિનો દાખલો દીધો છે. અર્થાત્ આગલા મંત્રનો ધ્વનિ જ્યોતિષ્માન અને સદા પવિત્ર આત્મા સર્વ ભૂતાન્તરાત્મા છે એમ છે. અહીં પવનનું ઉદાહરણ છે. સદાગતિ પવન જેમ અનેક આકારે વિલસી રહ્યો છે તેમ સદા વિકાસી-સદા ગતિપ્રિય આત્મા સર્વભૂતોનો અંતરાત્મા છે. તે તે પદાર્થમાં તે તે આકારે રહ્યો હોઇને આપણી પકડમાં આવતો નથી. આમ સર્વમાં પરિપૂર્ણ છતાં તે તે વસ્તુના ગુણધર્મના સ્પર્શથી તે અણઓટયો રહે છે. ॥ ૧૦ ॥

सूर्यो यथा सर्वलोकस्य चक्षुः न लिप्यते चाक्षुषैः बाह्यदोषैः ।
अेकस्तथा सर्वभूतान्तरात्मा, न लिप्यते, लोकदुःखेन बाह्यः ॥ ११ ॥

यथा=જેમ सर्वलोकस्य=તમામ જગતની चक्षुः=આંખ રૂપ सूर्यः=સૂર્ય चाक्षुषैः=નેત્રથી (સૂર્યથી) પ્રકાશિત થનાર बाह्यदोषैः=મલમૂત્ર વગેરે બાહ્ય પદાર્થોની અપવિત્રતા વગેરે દોષોથી नलिप्यते=નથી લેપાતો–નથી દૂષિત થતો. तथा=તેમ अेकः=એક सर्वभूतान्तरात्मा=સર્વભૂતોનો અંતરાત્મા. लोकदुःखेन=લોકમાં હોનારા દુઃખોથી नलिप्यते=નથી લેપાતો–નથી દુઃખી થતો. કેમકે તે સૌની અંદર રહેતો હોવા છતાં પણ बाह्यः=બહાર છે–અસંગ છે. ॥ ૧૧ ॥

જે તમામ જગતની આંખરૂપી સૂર્ય આંખથી (સૂર્યથી) પ્રકાશિત થનારા મલમૂત્ર આદિ બાહ્ય પદાર્થોની અપવિત્રતા વગેરે દોષોથી નથી લેપાતો. તેમ એક અને સર્વભૂતોના અંતરાત્મારૂપ આત્મા લોકમાં હોનારાં આધ્યાત્મિક વગેરે દુઃખોથી નથી લેપાતો કેમકે તે અસંગ છે. ॥ ૧૧ ॥

સૂર્ય જેમ ભૂતાકાશમાં રહે છે તેમ આત્મા હૃદયાકાશમાં રહે છે. સૂર્ય જેમ સ્વયંપ્રકાશ છે તેમ આત્મા પણ સ્વયંપ્રકાશ છે. સૂર્ય જેમ ભૌતિક પદાર્થમાત્રનું પ્રકાશક ચક્ષુ છે. તેમ આત્મા પણ સૂર્ય સહિત તમામ ભૂતભૌતિક પદાર્થમાત્રનું પ્રકાશક ચૈતન્ય ચક્ષુ છે. સૂર્યપ્રકાશ જેમ તમામ સૃષ્ટ પદાર્થના ઉપર પડે છે અને છતાં તે તે પદાર્થના ગુણદોષથી અલિપ્ત રહે છે તેમ આત્માનો પ્રકાશ તમામ પદાર્થોને પ્રકાશિત કરે છે છતાં તે તે પદાર્થોના ગુણદોષથી સદા સર્વથા અલિપ્ત રહે છે. સુખદુઃખ આદિ તમામ આંતર અનુભવથી પણ મૂળસ્વરૂપે આત્મા પર છે. આમ છે તેનું કારણ એ છે કે આત્મા સૌનો અંતરાત્મા હોવા છતાં અસંગ છે. સ્વરૂપે જ એવી ચીજ છે કે હર્ષશોકાદિ ઉપજાવે એવો સંબંધ એને સ્પર્શી શકતો નથી! આમ આત્માને અસંગ=નિઃસંગ સ્વભાવવાળો સાધક જાણીને જીવનમાં વર્તે. ॥ ૧૧ ॥

अेको वशी सर्वभूतान्तरात्मा अेकं रूपं बहुधा यः करोति ।
तं आत्मस्थं ये अनुपश्यन्ति धीराः तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥१२॥

જે પેલો अेकः=એક वशी=સૌને વશમાં રાખનાર તથા सर्वभूतान्तरात्मा=સૌ પ્રાણીઓનો અંતરાત્મા છે, यः=જે પોતાના अेकं=એક रूपं=રૂપ સ્વરૂપને

વહુધા=અનેક પ્રકારે કરોતિ = કરે છે-બનાવે છે. તં = તેને આત્મસ્થં=પોતાના શરીરમાં રહેલો-હાજર યે=જે ધીરાઃ=ધીર પુરુષો અનુપશ્યન્તિ=ગુરુના ઉપદેશથી જુવે છે તેષાં=તેઓને શાશ્વતં=હંમેશાં હોનારું સુખં=સુખ મળે છે ઇતરેષાં= બીજાઓને ન=નહિ. ॥ ૧૨ ॥

એક, સૌને વશમાં રાખનારા, સર્વભૂતના અંતરાત્માને જે-પોતાના સ્વરૂપને અનેક રીતે કરે છે તેને પોતાના શરીરમાં રહેલો જે ધીર પુરુષો જુવે છે, તેવાને સદાતન સુખ મળે છે; બીજાઓને નહિ. ॥ ૧૨ ॥

આ મન્ત્રમાં સર્વે સાચું અને સદા હોનારું-નિત્ય સુખ કોને મળે છે તે આચાર્યદેવ કહે છે; હે પ્રિય નચિકેતા! તે ધીર પુરુષોને જ શાશ્વત સુખ મળે છે કે જે ધીર પુરુષો આ આત્માને પોતાના શરીરમાં વર્તમાન અનુભવે છે. બીજા અધીર પુરુષોને સાચું સનાતન સુખ મળતું નથી. ધીરતા અને અધીરતાને લઇને આ ફલભેદ છે. આત્મદર્શન માટે અપૂર્વ ધીરજ જોઇએ છે. કેમકે દેહભાવને છાંડી તેના ઉપર આત્મભાવની પ્રસ્થાપના કરવા માટે કરોડો વીરનું ભેગું અને કેન્દ્રિત બળ જોઇએ છે. આવું બળ કોઇ ઇશ્વરના લાલમાં જ હોય છે. આવા ધીર પુરુષો પણ આત્માને ક્યાં અનુભવે છે? નિજ દેહમાં. દેહમાં જેણે આત્માને દેહથી ભિન્ન હૃદય સિંહાસન ઉપર વિરાજતો જોયો, તેને જ ભૂતે-પ્રાણીએ આત્માનું વર્તન અનુભવાય. આથી આત્માને જોવાની ઇચ્છાવાળાએ દેહાદિનું સંશોધન કરવું રહ્યું. એ આત્માનુભવ કયા આકારે થાય છે તે બતાવતાં કહે છે. તે આત્મા એક છે. એટલે કે અદ્વિતીય છે. સૌનામાં સમાન છે, જુદો નથી. એક છે અને એકરસ છે. વળી તે સર્વભૂતોનો અંતરાત્મા છે. એટલે કે સૌનું તે આંતર સ્વરૂપ છે. વળી તેવા આત્મદર્શીને સમજાશે કે એક છતાંએ તે આત્મામાં અનન્ત ભવનની શક્તિ છે. આત્મા જ પોતાની અનન્ત શક્તિઓ દ્વારા અનન્ત બ્રહ્માંડરૂપે વિલસી રહ્યો છે. આ ઉપરાંત આત્મા વશી છે. એટલે પોતાની કાન્તિમાં સમસ્ત જગતને રાખનારો છે. આત્માની સત્તાથી કોઇ પર નથી. આત્માની સત્તામાં જ સ્થાવર જંગમ જગતને વર્તવું પડે છે. બસ. જેને સ્વદેહસ્થ આત્મા સમજાયો તેને અનુભવ થાય છે કે આત્મા એક છે. સૌને કાબુમાં રાખનાર છે સૌનો અંતરાત્મા છે. સર્વભૂત છે. આવા અનુભવવાળા માટે સદાતન-આત્મા સત્વરૂપ હોઇને સનાતન આત્મનિષ્ઠ સુખ પ્રાપ્ત થાય છે. બીજાઓ ફાંફાં મારે તો પણ પત્તો નહિ લાગે. ॥ ૧૨ ॥

नित्यो नित्यानां चेतनः चेतनानां,
अेको बहूनां यो विदधाति कामान् ।
तं आत्मस्थं येऽनुपश्यन्ति धीराः तेषां
शान्तिः शाश्वती नेतरेषाम् ॥ १३ ॥

यः = જે नित्यानां = નિત્યોનો नित्यः=નિત્ય છે. અને चेतनानां=ચેતનોનું चेतनः=ચેતન છે. જે अेकः = એકલો बहूनां=અનેકોની कामान्=ઇચ્છાઓને विदधाति=પૂરી કરે છે तं=તેને आत्मस्थं-સ્વશરીરમાં વર્તમાન ये-જે धीराः-બુદ્ધિમાનો अनुपश्यन्ति-ગુરુએ બતાવેલા માર્ગે જુવે છે तेषां-તેઓને शाश्वती-હમેશાં રહેનારી शान्तिः-શાન્તિ ( દુઃખોની નિવૃત્તિ ) મળે છે. इतरेषां-બીજાઓને ન-મળતી નથી. ॥ ૧૩ ॥

જે આત્મા નિત્યોનો નિત્ય છે. ચેતનોનું ચેતન છે. જે એકલો અનેકની કામનાઓને પૂર્ણ કરે છે તેને સ્વશરીમાં રહેલો જે બુદ્ધિમાનો અનુભવે છે તેઓને સદાતની શાન્તિ મળે છે; બીજાને નહિ. ॥ ૧૩ ॥

વળી આ આત્મામાં જ ઈશ્વરની નિત્યતા છે. તેનામાં જ ઈશ્વરનું ચૈતન્ય છે. સાપેક્ષ નિત્યતામાં એ આત્માની નિરપેક્ષ નિત્યતા છે. ચેતન પદાર્થોમાંનું ચેતન પણ એ જ છે. અને એક છતાં તે અનન્ત બ્રહ્માંડના કોટયવધિ પ્રાણીઓની અનન્ત ઇચ્છાઓને પૂરી પાડનાર બાદશાહોનો બાદશાહ-સમ્રાટોનો સમ્રાટ છે-દુન્યવી સિકંદરો તેના આગળ વાઘરી કરતાં પણ નફ્રેટ છે! શરણાર્થી તેને શરણે જાય. આવા આત્માને જે અનુભવે તેને જ આંતરિક નિત્ય શાન્તિ મળે. તેનાં જ સર્વ દુઃખોનું શમન થાય. તે જ રાગદ્વેષની અજગરચૂડમાંથી નિવૃત્ત થાય. બીજાને નહિ. આમ જે મનુષ્ય યથાર્થ આત્મદર્શી છે તેને આત્મદર્શનના ફલ તરીકે નિત્યદુઃખની નિવૃત્તિ મળે છે. બ્રહ્માનન્દની પ્રાપ્તિપૂર્વક સર્વ દુઃખની નિવૃત્તિ માટે તો અધ્યાત્મ શાસ્ત્રોનો આરંભ છે! ॥ ૧૩ ॥

तद् अेतत् इति मन्यन्ते अनिर्देश्यं परम सुखम् ।
कथमेतद्विजानीयां किमु भाति विभाति वा ॥ १४ ॥

હે યમદેવ! આત્મદર્શી પુરુષો, તે परमं-પરમ-શ્રેષ્ઠ सुखं-સુખરૂપ આત્માને तत्-તે एतत्-આ છે इति-એમ अनिर्देश्यं-આંગળી ચીંધવાને અયો-

मन्यन्ते–સમજે છે–માને છે તો नु–હવે હું तत्–તેને कथं–કેવી રીતે જાણું ? किं–કોણ उ–નિશ્ચય તેને भाति–પ્રકાશિત કરે છે वा–અગર તો તે જ સૌને विभाति–પ્રકાશિત કરે છે ? ॥ ૧૪ ॥

હે યમદેવ ! આત્મવેત્તા પુરૂષો, તે પરમ સુખરૂપ આત્માને " તે આ છે " એવી રીતે આંગળી ચીંધવાને અયોગ્ય સમજે છે. તો હવે હું તેને કેવી રીતે સમજું ? કોણ નિશ્ચય તેને પ્રકાશિત કરે છે ? અગર તો તે જ સૌને પ્રકાશિત કરે છે ? ॥ ૧૪ ॥

આત્મા ચેતનનો પણ ચેતન છે, એમ જાણ્યું એટલે નચિકેતાને પ્રશ્ન થયો હે યમદેવ ! ચેતન સ્વભાવવાળો આ આત્મા છે ! એ આત્મા પરમ સુખરૂપ છે. એ આત્માને, તેને જાણનારા પુરુષો " તે આ છે " એમ પ્રત્યક્ષ નિર્દેશ કરી શકાય એવો માનતા નથી. એટલે આત્મા ગૂઢીના હોવાથી તે ગ્રાહ્ય કોટિમાં કદી આવી શકતો ન હોઇને તે પ્રત્યક્ષનો વિષય નથી. તો હવે આપજ મને કહો કે એ આત્માને હું કેવી રીતે સમજું ? એ આત્મા પરપ્રકાશ છે કે સ્વયંપ્રકાશ છે ? અર્થાત્ એ આત્માનો કોઇક બીજો આત્મા છે કે જે તેને પણ પ્રકાશિત કરે છે કે આપે બતાવ્યો તેજ આત્મા સૌનો પ્રકાશક છે ! આત્માને કોણ પ્રકાશિત કરે છે કે આત્માજ સૌને પ્રકાશિત કરે છે ? અર્થાત્ આત્મા જો પરપ્રકાશ્ય થાય તો જડ હોય, જો સ્વપ્રકાશ અને પરપ્રકાશક હોય તો ચૈતન્યઘન થાય; એ એમાં મારે શું સમજવું ? ॥૧૪॥

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा
विद्युतो भान्ति कुतोऽयमग्निः? ।
तमेव भान्तमनुभाति सर्वं तस्य
भासा सर्वमिदं विभाति ॥ १५ ॥

હે નચિકેતા ! तत्र–ત્યાં–તે આત્મામાં न–ન તો सूर्यः–સૂરજ भाति–પ્રકાશે છે न–ન તો चन्द्रतारकं–ચન્દ્ર અગર તો તારાઓ, न–ન તો इमाः–આ विद्युतः–વિજળીઓ भान्ति–પ્રકાશે છે. अय–આ अग्निः–અગ્નિ તો कुतः–ક્યાંથી भाति–પ્રકાશી શકે ? तं–તે भान्तं–પ્રકાશતાની अनु–પાછળ એવ–જ सर्वं–સૂર્ય આદિ તમામ भाति–પ્રકાશે છે तस्य–તેના भासा–પ્રકાશથી इदं–આ सर्वं–તમામ विभाति–ભાસે છે. પ્રકાશે છે ॥ ૧૫ ॥

હે નચિકેતા ! તે આત્મામાં ન તો સૂર્ય ન તો ચન્દ્ર ન તો તારાઓ કે ન તો આ વિજળીઓ પ્રકાશે છે તો પછી આ અગ્નિ તો ક્યાંથી જ પ્રકાશી શકે ? તેના પ્રકાશથી આ તમામ પ્રકાશિત થાય છે ! ॥ ૧૫ ॥

## अथ षष्ठी वल्ली.

ऊर्ध्वमूलः अवाक्शाखः एषः अश्वत्थः सनातनः ।
तदेव शुक्रं तद् ब्रह्म, तदेवामृतमुच्यते ।
तस्मिन् लोकाः श्रिताः सर्वे तदु
नात्येति कश्चन । एतद् वै तत् ॥ १ ॥

ऊर्ध्वमूलः=ઉપર (સર્વલોકમાં રહીને પણ સર્વલોકથી પર=બ્રહ્મ) જેનું મૂલ છે, अवाक्शाखः=નીચે (સર્વલોક અને સર્વલોકમાં હોનારી મનુષ્ય આદિ યોનિઓ) જેની શાખા ઉપશાખાઓ છે એવું एषः=આ सनातनः= અનાદિ સંસારરૂપી अश्वत्थः=પીંપળાનું ઝાડ છે. તેનું જે મૂલ છે तदेव= તે જ નિશ્ચય शुक्रं=શુક્ર.છે તે જ નિશ્ચય ब्रह्म=બ્રહ્મ છે. અને तदेव=તે જ નિશ્ચય अमृतं=અમૃત उच्यते=કહેવાય છે. तस्मिन्=તેમાં सर्वे=તમામ लोकाः= લોકો श्रिताः=ઠર્યા છે. तत् તેને उ=નિશ્ચય कश्चन=કોઈપણ न अत्येति=નથી ઓળંગી શકતું एतत्=આ वै=નિશ્ચય तत्=તે છે. ॥ ૧ ॥

ઉપર જેનું મૂલ છે અને નીચે જેની શાખા છે એવું આ અનાદિ સંસારરૂપી પીંપળાનું ઝાડ છે. એ ઝાડનું જે મૂલ છે તે જ નિશ્ચય શુક્ર છે. તે જ બ્રહ્મ છે. તે જ અમૃત કહેવાય છે. તેમાં તમામ લોકો ઠરેલા છે. તેને કોઈપણ ઓળંગી શકતું નથી આ નિશ્ચય તે છે. ॥ ૧ ॥

આગલી વલ્લીમાં આચાર્યદેવે ચૈતન્યઘનસ્વરૂપ આત્મા છે. તે સ્વયં પ્રકાશ અને સર્વપ્રકાશક છે એમ સમજાવ્યું. એ પરમાત્મા આ સંસારનું મૂળ કારણ છે, એ મૂળને વળગવાથી ઝાડ પાંદડાં એની મેળે કાબૂમાં આવે. મૂળનો રસ જો ચખાય તો એ જીવનસ્રોત જ હાથમાં આવે, એમ માનીને હવે અતિસૂક્ષ્મ પરમાત્માને લગતું જ્ઞાન, વૃક્ષના પ્રસિદ્ધ રૂપક દ્વારા આપવું શરૂ કરે છે. ભગવાન યમદેવ કહે છે કે હે નચિકેતા! આ સંસારરૂપી પીંપળાનું ઝાડ છે. એ સનાતન છે. એટલે કે કાલદૃષ્ટિએ એની ઉત્પત્તિની ક્ષણ નક્કી કરી શકાય એમ નથી. અર્થાત્ સંસારનું બીજ ઉપર છે

જીવનરૂપ તે બ્રહ્મમાંથી ચમકી ઉઠેલું જગત્ તેની સ્થિતિકાલે પણ તે બ્રહ્મમાં જ ભયભીત થઈને વર્તી રહ્યું છે. અર્થાત્ જ્યાં અતિપ્રેમ હોય છે ત્યાં તે પ્રેમનો તાપ પણ અત્યંત હોય છે. જગતનાં તમામ તત્ત્વોને પરમાત્મા જીવનદાન કરે છે. એ પરમાત્મા પાસે જીવનદાન પામેલાં તમામ તત્ત્વો તેની આજ્ઞામાં વર્તી રહ્યાં છે. આ સમસ્ત ચરાચર જગતને જન્માવનારી ભગવતી પ્રકૃતિ તે પરમપિતા સમક્ષ, કેળના પાનની પેરે થરકાંપ થતી તેને અધીન રહી સમસ્ત જગતની ક્રિયાઓ કરી રહી છે. કોઇની પણ તાકાત નથી કે તેના શાસનને ઓળંગે. આમ સમસ્ત જગતનું સ્વસ્વક્રિયામાં નિરન્તર વર્તન કરાવનારા પરમાત્માને જે પુરૂષો જીવનસ્વરૂપ જાણે છે તે અમૃત થાય છે. તેઓ મુક્ત થાય છે. કેમકે પરમાત્માના નિરંકુશ ઐશ્વર્યની-સમજમાં મુક્તિ છૂપાયેલી છે. ॥ ૨ ॥

भयादस्याग्निस्तपति, भयात् तपति सूर्यः ।
भयाद् इन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥ ३ ॥

अस्य = એના भयात् = ભયથી अग्निः = અગ્નિ तपति=તપે છે. એના भयात्=ભયથી सूर्यः=સૂરજ तपति=તપે છે, એના भयात्=ભયથી इन्द्रः=વિજળી च = તથા वायुः = વાયુ च=તથા पञ्चमः=પાંચમો मृत्युः=કાલ धावति= દોડે છે. ॥ ૩ ॥

એ જીવનરૂપ બ્રહ્મના ભયથી અગ્નિ તપી રહ્યો છે. સૂરજ તપી રહ્યો છે. વીજળી ચમકી રહી છે. વાયુ વાઈ રહ્યો છે અને પાંચમો કાળ પણ દોડી રહ્યો છે ! ॥ ૩ ॥

"તેને કોઇ ઓળંગી શકતું નથી" એ પહેલા મન્ત્રને જ સ્પષ્ટ કરતાં વળી કહે છે કે હે નચિકેતા ! એ પરમાત્માના ભયથી, અનન્તકાળથી અગ્નિ તપી રહ્યો છે. સૂરજ તપી રહ્યો છે. વિજળી, વાયુ અને મૃત્યુ પણ દોડી રહ્યાં છે. મૃત્યુ દોડી રહ્યું છે એટલે કે યથાકાળે, પળેપળનો હિસાબ રાખી પ્રાણીમાત્રની પાસે પહોંચી જાય છે. આ બધાં મહાન તત્ત્વોને શ્વાસ ખાવાની પણ ફુરસદ નથી. મારા ભયનાં તમામ તત્ત્વો વ્યવસ્થિતપણે જગતની વ્યવસ્થા ચલાવી રહ્યાં છે. અગ્નિ સૂરજ વગેરેની મગદૂર નથી કે સ્વેચ્છાએ કશું પણ કરી શકે ! આવા સર્વસત્તાધીશ-સૌને પોતપોતાના કર્તવ્યમાં નિમગ્ન રાખનારા પરમાત્મા જીવનરૂપ છે-પ્રાણીમાત્રમાં જીવનરૂપે વર્તી રહ્યા છે. તેને જાણનાર મુક્ત બને છે. ॥ ૩ ॥

इह चेद् अशकद् बोद्धुं प्राक् शरीरस्य विस्रसः ।
ततः सर्गेषु लोकेषु शरीरत्वाय कल्पते ॥ ४ ॥

હે નચિકેતા चेत्=જો इह=અહીં शरीरस्य=શરીરના विस्रसः=પતનથી प्राक्=પહેલાં મનુષ્ય જીવનરૂપી બ્રહ્મને बोद्धुं=જાણવાને अशक्नत्=સમર્થ ન થાય ततः=તો सर्गेषु=ઉત્પન્ન થનારા लोकेषु=લોકો-શરીરોમાં शरीरत्वाय-શરીર ગ્રહણ કરવાને कल्पते-સમર્થ થાય છે અર્થાત્ વારંવાર શરીરને ગ્રહણ કરે છે. ॥ ૪ ॥

હે નચિકેતા! જો આ જગતમાં શરીરના પતનની પહેલાં મનુષ્ય આ જીવનરૂપી પરમાત્માને જાણવાને સમર્થ ન નીવડ્યો તો પછી ઉત્પન્ન થનારા આ લોકોનાં શરીર ગ્રહણ કરવાને તે યોગ્ય બને છે ॥ ૪ ॥

આગલી ઋચામાં પરમાત્માનું નિરંકુશ સર્વ ઐશ્વર્યનું સૂચન કર્યું, સ્થાવર જંગમમાં જીવનરૂપે પરમાત્મા વર્તી રહ્યા છે એમ પણ બતાવ્યું. હવે એવા પરમાત્માના જ્ઞાનથી અને અજ્ઞાનથી શું લાભાલાભ થાય છે તે બતાવતાં માનવશરીરની અમૂલ્યતાનો નિર્દેશ કરતાં કહે છે કે હે નચિકેતા! જો માનવ, મનુષ્યદેહ પામ્યા છતાં જો મરણ પહેલાં આ પરમાત્માને ન જાણે તો તેનું જીવન વ્યર્થ છે. મનુષ્યદેહ પરમ પુરુષાર્થ માટે, પ્રભુની પ્રસાદીરૂપે મળેલો છે. અર્થાત્ મનુષ્યદેહે સર્વત્ર જીવનરૂપે વર્તી રહેલા પરમાત્માને પામવું જોઈએ. તે જો ન થયું તો ધ્યેયભ્રષ્ટ જીવન વેડફાઇ ગયેલું-એળે ગયેલું સમજવું, જે જન્મથી જન્મનું મૂળ પ્રયોજન જ ન સધાયું તો તે જન્મ કેવળ ત્રાસરૂપ-ભારરૂપ છે. આમ મનુષ્યદેહ દ્વારા મેળવવા યોગ્ય જે પરમાત્મા તે ન મળ્યો-ન મેળવ્યો તો ભાવિ ભયંકર છે. શરીરના બંધન દુઃખદાયી અને અનન્ત બને છે. જન્મ મરણનાં ચક્રનો ચક્રાવો-તેનો ફેર બંધ પડતો નથી. અને વિના પ્રયોજને વારંવાર જન્મવામાં તો જન્માવનાર માતાના યૌવન-વનના વિનાશ સિવાય બીજી કશી બહાદુરી નથી! આમ સદેહે પરમ પુરુષાર્થ કરી પરમાત્મતત્ત્વને અનુભવનાર દેહની જેલમાંથી મુક્ત થાય છે. બીજા તેમાં ને તેમાં અને તેથી ભયંકર જેલોમાં જ અટવાય છે. ॥ ૪ ॥

હવે આ આત્મજ્ઞાનની સ્પષ્ટતા અને વિવેકનો આધાર વ્યક્તિના દર્શન ઉપર અવલંબે છે, જેની જેવી દૃષ્ટિ તેને તે પ્રમાણેનું આત્મજ્ઞાન હોય છે એવો નીતરો સિદ્ધાંત પ્રસ્થાપિત કરતાં કહે છે કેઃ—

यथा आदर्शे तथा आत्मनि, यथा स्वप्ने तथा
पितृलोके । यथा अप्सु परि-इव ददृशे, तथा
गन्धर्वलोके, छायातपयोरिव ब्रह्मलोके ॥ ५ ॥

यथा=જેમ आदर्शे=આરસીમાં तथा=તેમ आत्मनि = અધિકારીના શરીરમાં, यथा = જેમ स्वप्ने=સ્વપ્નમાં तथा=તેમ पितृलोके=કર્મીના શરીરમાં यथा = જેમ इव=સમજો परि=ધ્રૂજતા अप्सु=પાણીમાં तथा=તેમ गन्धर्वलोके = વિષયીઓના શરીરમાં तथा छायातपयोः=છાયા અને તડકાની इव=માફક ब्रह्मलोके=બ્રહ્મજ્ઞાનીના શરીરમાં આત્મા ददृशे=દેખા દે છે. ॥ ૫ ॥

જેમ આરસીમાં તેમ અધિકારીના શરીરમાં, જેમ સ્વપ્નમાં તેમ કર્મીના શરીરમાં, જેમ જાણે ધ્રૂજતા પાણીમાં તેમ વિષયીના શરીરમાં તથા છાયા અને તાપની માફક બ્રહ્મજ્ઞાનીના શરીરમાં આત્મા દેખાય છે. ॥ ૫ ॥

અર્થાત્ જુદી જુદી અધિકારકક્ષા મુજબ આત્મદર્શનમાં ભેદ પડે છે. આત્મા તો એક જ છે. પણ જેવા ચશ્માથી જુવો તેવા ચશ્માના રંગે તે રંગાયેલો માલૂમ પડે છે. જેમ ચોકખી આરસીમાં બિંબનું ચોકખું અને સુરેખ પ્રતિબિંબ પડે છે તેમ ચોકખા હૈયાંવાળા અધિકારીનાં હૃદયદર્પણમાં આત્માનું નીતરું અને સુરેખ પ્રતિબિંબ પડે છે. સ્વપ્નામાં જેમ મૂળ પદાર્થ હોતો નથી પણ તે પદાર્થના સંસ્કારવાળું મન જ તે તે સંસ્કારોનું આત્મા આગળ પ્રદર્શન કરે છે અને આત્માના પ્રકાશથી તે તે પદાર્થોનો આભાસ થાય છે તેમ જે મનુષ્ય કેવળ કર્મઠ છે અને સત્યજ્ઞાનરહિત છે તેને માત્ર આત્માનો કવચિત્ કાલ્પનિક આભાસ માત્ર થાય છે–મૂળ આત્માનું પ્રતિબિંબ પણ તેની પકડમાં આવતું નથી. જેમ ધ્રૂજતાં પાણીમાં પડેલું સૂરજનું પ્રતિબિંબ ધ્રૂજતું દેખાય તેમ ધ્રૂજતાં–ચંચલ મનવાળા વિષયી પુરુષનો આત્મા ધ્રૂજતો દેખાય છે. તેને સ્થિર આત્મપ્રકાશનો કદી અનુભવ થતો નથી. અને જેમ છાયા અને આતપ એકબીજાથી તદ્દન ભિન્ન છે તેમ બ્રહ્મજ્ઞાનીની વિચક્ષણ દૃષ્ટિએ શરીરાદિ અનાત્માની છાયા અને આત્માનો આતપ એકબીજાથી તદ્દન ભિન્ન પ્રતીત થાય છે. જેવું જેવું અને જેટલું સત્ત્વ તેવું તેવું અને તેટલું દર્શન. આ દૃષ્ટાન્તોમાં ક્રમિક વિકાસના પગથીઆં છે. વિષયી મનુષ્ય, વિષયના ત્યાગપૂર્વક પહેલાં સ્વપ્નદ્રષ્ટા બને. સ્વપ્નદ્રષ્ટા મટી આદર્શવાદી બને અને છેવટે આદર્શવાદી મટી તત્ત્વનિષ્ઠ બને. વિષયીનું આત્મદર્શન અસ્થિર છે. સ્વપ્નદ્રષ્ટાનું આત્મદર્શન સ્વાપમય અને કાલ્પનિક છે. આદર્શવાદીનું આત્મદર્શન કાંઇક સુરેખ હોય છે. અને તત્ત્વદ્રષ્ટાનું આત્મદર્શન આત્મનિષ્ઠ હોય છે. આવી રીતે સમજવાથી આ મન્ત્રનું ગાંભીર્ય અને સૌન્દર્ય વધારે ગમ્ય થશે. સિદ્ધાન્ત એટલો છે કે તત્ત્વદર્શનની અમર્યાદ

શુદ્ધિ સાધવી. એનું છેવટનું પરિણામ તે તત્ત્વનિષ્ઠા હશે. અને તત્ત્વનિષ્ઠા માટે તો બ્રહ્મસૂત્રકારે-ભગવાન બાદરાયણે કહ્યું જ છે કે "तन्निष्ठस्य मोक्षोपदेशात्" ॥ ૫ ॥

इन्द्रियाणां पृथग्भावं उदयास्तमयौ च यत् ।
पृथग् उत्पद्यमानानां मत्वा धीरो न शोचति ॥ ६ ॥

આ- આત્માથી इन्द्रियाणां = ઇન્દ્રિયોની पृथग्भावं = અલગ અસ્તિત્વને, च = તથા यत् = જે ઇન્દ્રિયોનો આત્માથી उदयास्तमयौ = ઉત્પત્તિ અને વિનાશ છે તેને તથા તમામ उत्पद्यमानानां = ઉત્પન્ન થનારાં = કાર્યોની આત્મામાંથી ઉત્પત્તિ, વિનાશ અને આત્માથી पृथग् = ભિન્નતાને मत्वा = જાણીને धीरः = બુદ્ધિમાન મનુષ્ય न शोचति = નથી શોક કરતો. ॥ ૬ ॥

આ આત્માથી ઇન્દ્રિયો અલગ છે એ વાતને, તથા આત્મામાંથી આ ઇન્દ્રિયોનો જે ઉત્પાદ અને વિનાશ થાય છે તેને, તથા તમામ બીજાં કાર્યોની ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશ આ આત્મામાંથી થાય છે અને છતાં એ બધાં આત્માથી જુદાં છે તેને, જાણીને બુદ્ધિમાન શોક કરતો નથી. ॥ ૬ ॥

આગલા મન્ત્રમાં બ્રહ્મવેત્તાની તત્વનિષ્ઠા બતાવી. એ તત્વનિષ્ઠા કેવી રીતે કેળવાય અને એ જેની કેળવાય તેને સ્વસંવેદ્ય કયો અનુભવ થાય છે તે બતાવતાં કહે છે કે હે નચિકેતા! તે બુદ્ધિમાન મનુષ્ય શોક કરતો નથી જે આત્માથી ઇન્દ્રિયો ભિન્ન છે એમ જાણે છે. અર્થાત્ આત્મા અને ઇન્દ્રિયોના ગુણધર્મોની જે સેળભેળ કરી નાંખતો નથી એટલું જ નહિ પણ આત્મામાંથી ઇન્દ્રિયોનો ઉદય થાય છે અને આત્મામાં જ તેમનો અસ્ત થાય છે; અર્થાત્ ઇન્દ્રિયોનું ઇન્દ્રિયપણું આત્મામાં છે એમ જે જાણે છે તે શોક રહિત થાય છે. વળી એટલું જ નહિ પણ તમામ કાર્યોની ઉત્પત્તિ, સ્થિતિ લયનું આત્મા જ એક કારણ છે અને છતાં તે તે કાર્યોના સ્વરૂપ અને ધર્મોથી આત્મા અત્યંત અસ્પૃષ્ટ છે એમ જે જાણે છે તે એવા આત્મનિષ્ઠ વિવેકજ્ઞાનના પ્રભાવે શોક કરતો નથી! અર્થાત્ શરીરથી માંડીને પ્રકૃતિ પર્યન્તના તમામ પદાર્થો આત્માથી ભિન્ન છે એવો જે અનુભવાત્મક બોધ તે બોધમાં શોકની નિવૃત્તિ છે. એ બધાનું અસ્તિત્વ આત્માધારે છે આત્માનું તેમને આધારે નથી એમ જે જાણે છે તે શોકરહિત થાય છે, કેમકે આ જ્ઞાનમાં જ આત્મદર્શન હોઇને ક્લેશ બીજ-સંસાર બીજ-અવિદ્યાને વંધ્યવીર્ય કરવાનું સામર્થ્ય છે, ક્લેશની નિવૃત્તિપૂર્વક આનન્દની પ્રાપ્તિ એટલે કે શોકની નિવૃત્તિ એ આત્મદર્શનનું અનિવાર્ય ફળ છે! ॥ ૬ ॥

इन्द्रियेभ्यः परं मनः मनसः सत्वमुत्तमम् ।
सत्वादधि महानात्मा, महतोऽव्यक्तमुत्तमम् ॥ ७ ॥
अव्यक्तात्तु परः पुरुषः व्यापकोऽलिंग एव च ।
यद् ज्ञात्वा मुच्यते जन्तुः अमृतत्वं च गच्छति ॥ ८ ॥

इन्द्रियेभ्यः = ઇન્દ્રિયોથી मनः=મન परं=પર છે. मनसः=મનથી सत्वं = બુદ્ધિ उत्तमं = પર છે. सत्वात्=બુદ્ધિથી अधि=પર महानात्मा = પ્રકૃતિનું પહેલું પરિણામ-કારણ બુદ્ધિ છે. महतः=તે મહત્તત્વથી अव्यक्तं=અવ્યક્ત પ્રકૃતિ उत्तमं = પર છે तु=અને अव्यक्तात् = પ્રકૃતિથી परः=પર पुरुषः=પુરૂષ છે-આત્મા છે કે જે व्यापकः=વ્યાપક च = અને एव=નિશ્ચય अलिंगः=અકાર્ય છે. यत्=જેને ज्ञात्वा =જાણીને जन्तुः = મનુષ્ય मुच्यते=જન્મમરણથી મુક્ત થાય છે च=તથા अमृतत्वं=અમૃતત્વ-બ્રહ્મભાવને गच्छति=પામે છે. ॥ ૭-૮ ॥

ઈન્દ્રિયોથી મન, મનથી બુદ્ધિ, બુદ્ધિથી મહત્તત્વ અને મહત્તત્વથી પ્રકૃતિ તથા પ્રકૃતિથી પુરૂષ કે જે વ્યાપક છે અને અકાર્ય છે તે ઉત્તમ છે, જેને જાણીને મનુષ્ય મુક્ત થાય છે અને અમૃતભાવને પામે છે. ॥ ૭-૮ ॥

જે વિવેકનું પ્રકરણ આગલા મન્ત્રમાં બીજરૂપે બતાવ્યું તેનો જ વિસ્તાર કરતાં, દઢ વિવેકજ્ઞાનની પ્રાપ્તિમાં મોક્ષ છૂપાયું છે એમ હવે બતાવતાં કહે છે કે હે પ્રિય નચિકેતા! વિષયોથી ઇન્દ્રિયો ઉત્તમ છે. ઇન્દ્રિયોથી મન ઉત્તમ છે. મનથી બુદ્ધિસત્ત્વ ઉત્તમ છે, એ બુદ્ધિસત્ત્વથી મહત્તત્વ ઉત્તમ છે. એ મહત્તત્વથી પ્રકૃતિ ઉત્તમ છે. અને એ પ્રકૃતિથી પણ આત્મા ઉત્તમ છે. ઉત્તમતાની અવધિ આત્મામાં છે. આથી વિવેકી પુરૂષ અધમ ઉત્તમનો વિચાર કરી અધમને ત્યાગશે અને ઉત્તમને પકડશે. સૌથી ઉત્તમ આત્મા હશે કેમકે તે સર્વવ્યાપક છે. ચેતન છે. આનન્દ સ્વરૂપ છે. અલિંગ છે એટલે કાર્યકારણભાવ સિવાયનો હોઇને નિત્યસિદ્ધ સ્વભાવ છે. આથી સમજુ પુરૂષ વિષયાનન્દમાં ન રાચે. ઇન્દ્રિયાનન્દમાં ન મહાલે. બૌદ્ધિક આનન્દમાં ન લ્હેર માને. મહત્તત્વ અને કાર્યકારણભાવની અવધિરૂપ પ્રકૃતિમાં સમાધિમય થઈ તે પરિણામી-નિત્ય અનાત્મતત્ત્વોમાં આનન્દ ન પામે. તે તો આ બધાંનો દોષદર્શી હોઇને જ્યાં પરિણામ તાપ-કે સંસ્કાર દુઃખની માત્રા પણ નથી પણ કેવળ આનન્દ જ આનન્દ છે-નિત્ય આનન્દનું ધામ છે એવા કૂટસ્થનિત્ય આત્મામાં જ પ્રતિષ્ઠા મેળવી તે બ્રહ્માનન્દનો જ અનુભવ કરશે. આમ આ બે મન્ત્રોમાં યોગશાસ્ત્રનું બીજ છે. વિષયોથી માંડીને પ્રકૃતિતત્ત્વ સુધીના પ્રાકૃતિક તત્વોમાં સમાધિમય

બની તેમાં રાચતો પુરુષ જન્મમરણના ચક્રની બહાર નથી. એની પરિધિમાં જ છે. આથી વિવેકી પુરુષ પ્રાકૃતિક તત્વો ઉપર સમજપૂર્વકનો વિરાગ કેળવી તે પરમાનન્દ સ્વરૂપ પરિપૂર્ણ પરમાત્મામાં જ સમાધિમય રહેશે. આવો છે અહીં ધ્વનિ. ॥ ૭-૮ ॥

**न संदृशे तिष्ठति रूपमस्य, न चक्षुषा पश्यति कश्चनैनम् ।**
**हृदा मनीषी मनसाऽभिक्लृप्तो य एतद्विदुरमृतास्ते भवन्ति ॥९॥**

अस्य = આ આત્માનું रूपं = નિજસ્વરૂપ संदृशे न तिष्ठति = નજરમાં નથી આવતું. कश्चन = કોઇપણ एनं = એને चक्षुषा = આંખથી न पश्यति = નથી જોતો. તે हृदा = હૃદયથી-હૃદયની શ્રદ્ધા અને ભક્તિથી, मनीषा = સૂક્ષ્મ બુદ્ધિથી, मनसा = એકાગ્ર મનથી अभिक्लृप्तः = ક્રમે કરીને સામે પ્રકાશિત થયેલા જેવો દેખાય છે. ये = જેઓ एतत् = એને विदुः = જાણે છે ते = તેઓ अमृता = અમર भवन्ति = થઇ જાય છે. ॥ ૯ ॥

આ આત્માનું રૂપ નજરે આવતું નથી એને કોઈપણ આંખે જોઈ શકતો નથી. તે આત્મા તો હૃદયથી, સૂક્ષ્મમતિથી અને એકાગ્ર મનથી ક્રમે કરીને જાણે સામે પ્રકાશિત હોય એવો દેખાય છે. જેઓ એને જાણે છે તેઓ અમર થઈ જાય છે. ॥૯॥

આગલા મન્ત્રમાં આત્મા ઉત્તમ હોઇને ઉપાદેય છે એમ બતાવ્યું. હવે એ આત્મા પ્રત્યક્ષાદિ પ્રમાણોથી જોવાતો નથી. કેમકે આત્મા નામની વસ્તુમાં અપર પ્રત્યક્ષ પ્રમાણ વગેરે પ્રમાણો અયોગ્ય હોવાથી પ્રવર્તતાં નથી એમ બતાવી આત્મા પરપ્રત્યક્ષ પ્રમાણથી અનુભવાય છે એમ સૂચવતાં કહે છે હે પ્રિય નચિકેતા ! આ આત્મા અજડ હોઇને તેનું રૂપ આપણી સામે જણાતું નથી. સામે પડેલી વસ્તુની માફક આત્મા આંખ વગેરે ઇન્દ્રિયોથી = પ્રત્યક્ષ પ્રમાણોથી પકડાતો નથી. એ પ્રમાણો આત્મામાં પ્રવર્તવાને અયોગ્ય હોઇને પ્રવર્તતાં નથી. તો એ આત્મા કેવી રીતે પકડાય ? તો કહે છે કે આત્માની પકડ માટે હૃદય, બુદ્ધિ અને મન એ ત્રણનો સહકાર જોઇએ છે. શ્રદ્ધા અને ભક્તિથી ભરપૂર હૃદય એ એકલું જ છેવટે તો આત્માનુભવ માટે સમર્થ છે. છતાં શ્રદ્ધાભક્તિથી ભરપૂર હૃદય સાથે જો સૂક્ષ્મ બુદ્ધિનો યોગ હોય તો તેવો પુરુષ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ થઈ શકે છે. બ્રહ્મનિષ્ઠા હૃદયસાધ્ય છે. શ્રોત્રિયતા બુદ્ધિસાધ્ય છે. અને એ બન્ને એકાગ્ર મનથી સાધ્ય છે.

આથી બ્રહ્મયોગ પામવા ઇચ્છનારે મનને સમાધિમય કરવું. બુદ્ધિને સૂક્ષ્મ વસ્તુ-પ્રવણ કરવી. હૃદયને નીરજું અને શ્રદ્ધાભક્તિભાવથી ભરપૂર કરવું. આ ત્રણનો જ્યારે સુયોગ થાય છે-મન, મતિ અને હૃદયનો જ્યારે ત્રિવેણી સંગમ થાય છે ત્યારે માનવ પ્રયાગરાજ-તીર્થતમ બની જાય છે. આવા સુયોગમાં આત્મા જાણે પ્રત્યક્ષ હોય એવો ભાસે છે, એટલે કે આત્માનો અનુગ્રહ થાય છે. અને તે આત્મા માનવહૃદયથી પકડાય છે. આ ત્રણ દ્વારા જે આત્માને જાણે છે તે અમર થઇ જાય છે. જગતની દૃષ્ટિએ અને પોતાની દૃષ્ટિએ. એ બન્ને પ્રકારનું અમરત્વ પ્રાપ્તવ્ય છે. ॥ ૯ ॥

यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टते तामाहुः परमां गतिम् ॥ १० ॥
तां योगमिति मन्यन्ते स्थिरां इन्द्रियधारणाम् ।
अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥ ११ ॥

यदा = જે અવસ્થામાં पञ्च = પાંચ ज्ञानानि = જ્ઞાનેન્દ્રિયો मनसा = મન सह = સહિત अवतिष्ठन्ते = સ્થિર થઇ જાય છે च = તથા बुद्धिः = બુદ્ધિ न विचेष्टते = નથી તો કોઈ ચેષ્ટા કરતી तां = તે અવસ્થાને યોગીની સૌથી परमां = ઊંચી गतिं = ગતિ आहुः = કહે છે. तां = તે स्थिरां = નિશ્ચલ इति = મન-બુદ્ધિ સહિત इन्द्रियधारणां = ઇન્દ્રિયોની ધારણાને-સ્થિતિને યોગીજન योगं = યોગ એમ मन्यन्ते = માને છે-કહે છે तदा = તે સમયમાં-અવસ્થામાં યોગી अप्रमत्तः = પ્રમાદથી રહિત-આત્મામાં સાવધાન-આત્મનિષ્ઠ भवति = થાય છે. हि = કેમકે આત્મનિષ્ઠાની प्रभवाप्ययौ = પ્રતિક્ષણ વૃદ્ધિ અને અનાત્મનિષ્ઠાની પ્રતિક્ષણ હાનિનું નામ જ योगः = યોગ છે. ॥ ૧૦-૧૧ ॥

જ્યારે પાંચ જ્ઞાનેન્દ્રિયો મન સહિત સ્થિર થઈ જાય છે અને બુદ્ધિ પણ નિશ્ચેષ્ટ થઈ જાય છે તે અવસ્થાને યોગીની સૌથી ઊંચી અવસ્થા કહે છે. તે નિશ્ચલ, મન બુદ્ધિ સહિત ઇન્દ્રિયોની સ્થિતિને યોગીજન યોગ એમ કહે છે. તે સમયમાં યોગી અપ્રમાદી બને છે, કેમકે આત્મનિષ્ઠાની પ્રતિક્ષણ વૃદ્ધિ અને અનાત્મનિષ્ઠાની હાનિનું જ નામ યોગ છે. ॥ ૧૦-૧૧ ॥

આત્મદર્શન માટે યોગ-અધ્યાત્મ યોગ એ એકજ સાધન છે. એ યોગ જ્ઞાન-કર્મ-ભક્તિની પરિપકવ અવસ્થા છે. એ અધ્યાત્મયોગની પ્રક્રિયા દર્શાવતાં આચાર્યદેવ નચિકેતાને આત્મદર્શનનો ઉપાય બતાવતાં કહે છે હે પ્રિય

નચિકેતા! જ્યારે મન સહિત પાંચે જ્ઞાનેન્દ્રિયો સ્થિર થઇ જાય છે અને બુદ્ધિ કોઇપણ પ્રકારની ચેષ્ટા-વિરૂદ્ધ ચેષ્ટા કરતી અટકી જાય છે ત્યારે તે અવસ્થાને પરમગતિ કહે છે. અર્થાત્ પાતંજલ યોગદર્શનની પરિભાષામાં કહીએ તો જ્યારે "નિર્વિચાર વૈશારદ્ય" સધાય ત્યારે તે સૌથી શ્રેષ્ઠ મનની અવસ્થા છે. અર્થાત્ સમ્પ્રજ્ઞાત યોગ એ વિવેકખ્યાતિનો ઉપાય હોઈને અને વિવેકખ્યાતિ-પ્રકૃતિના ત્યાગ અને પુરુષના દર્શનમાં વિરામ પામતી હોઇને તે વિવેકખ્યાતિ દૃઢવિવેકજ્ઞાન પરમગતિ છે. મન સહિત ઇન્દ્રિયોનું સ્થિર થઈ જવું એટલે 'પ્રત્યાહાર' નામના યોગાંગની સ્થિરતા. એ પ્રત્યાહારનો જ પ્રકર્ષ ધારણા, ધારણાનો પ્રકર્ષ ધ્યાન અને ધ્યાનનો પ્રકર્ષ સમાધિ છે. એ સમાધિમય અવસ્થામાં બુદ્ધિ સ્થિર થાય છે, તત્ત્વનો નિશ્ચય કરનારી અને તત્ત્વજ્ઞાનના નિશ્ચય અનુકૂળ વર્તનારી થાય છે. પુરૂષ પ્રકૃતિથી ભિન્ન છે એ તત્ત્વજ્ઞાન છે. એ તત્ત્વજ્ઞાનને અનુકૂળ વર્તન એ છે કે પ્રકૃતિ અનાત્મા હોઇને ત્યજવા યોગ્ય છે. અને આત્મા આત્મા હોઇને લેવા યોગ્ય છે. આથી પ્રકૃતિનો પરિત્યાગ અને આત્મામાં નિષ્ઠા એ તત્ત્વજ્ઞાનનું ફળ છે. એ ફળનું જ નામ બુદ્ધિની નિચેષ્ટાનો અભાવ છે. બસ. આમ દેહસ્થ જીવાત્માના સાક્ષાત્કારમાં અને તેની અંદર નિષ્ઠામાં પરિણમતા સમ્પ્રજ્ઞાત યોગની ઉચ્ચ દશાનો અહીં ઉલ્લેખ છે.

આમ સમ્પ્રજ્ઞાત યોગ સિદ્ધ થાય ત્યારબાદ અસમ્પ્રજ્ઞાત યોગની ભૂમિકા આવે છે. એ ભૂમિકાનો ઉલ્લેખ બીજા મન્ત્રમાં છે. સમ્પ્રજ્ઞાત યોગ જેમ પ્રકૃતિ અને પુરૂષના યથાર્થ દર્શનનો ઉપાય છે તેમ અસમ્પ્રજ્ઞાત યોગ પરમપિતા પરમાત્માના યથાર્થ દર્શનનો ઉપાય છે. સમ્પ્રજ્ઞાતયોગે વિવેકદર્શન નીપજાવ્યું. પણ એ વિવેકબુદ્ધિ પણ બુદ્ધિ હોઇને પ્રકૃતિનું પરિણામ છે. અને પ્રકૃતિ ત્રણ ગુણવાળી હોઇને પ્રતિક્ષણ પરિણામી છે. એટલે અતિશય સાત્ત્વિક બુદ્ધિમાં પણ રજોગુણ અને તમોગુણની માત્રા રહે છે. એ કવચિત્ પણ ભયજનક થાય. આથી પરિપક્વ સમજવાળો માણસ બુદ્ધિમાત્રનો ત્યાગ કરી—એટલે કે વિવેકદર્શનનો પણ ત્યાગ કરી—પ્રકૃતિની છેવટની ભૂમિકાને તજી સ્વસ્થ થાય છે. આ અવસ્થાને અસમ્પ્રજ્ઞાત યોગ કહેવામાં આવે છે. આ યોગદશામાં પ્રકૃતિના યોગનો સભાન અભાવ હોય છે. અને પરમપિતાના સભાન યોગનો નિરતિશય સદ્‌ભાવ હોય છે. અર્થાત્ એ દશામાં આત્મા પરમાત્મામાં નિષ્ઠાવાન થઇ બ્રહ્માનન્દનો નિરાકુલપણે લ્હાવો લે છે. આ છેવટની પરમાત્મનિષ્ઠા છે જેને પતંજલિ ભગવાન—"तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम्" એ સૂત્રમાં સૂચવે છે. तदा-ત્યારે-અસંપ્રજ્ઞાત યોગની અવસ્થામાં द्रष्टुः=પુરૂષની स्वरूपे=પોતાના-

નિજરૂપ-પરમાત્મરૂપમાં અવસ્થાન=સ્થિતિ થાય છે. પુરુષનું નિજરૂપ પરમાત્માજ છે. આ ભૂમિકાનો અગિયારમાં શ્લોકમાં નિર્દેશ છે. મન અને બુદ્ધિ સહિત ઇન્દ્રિયોની સ્થિર ધારણાને યોગ કહે છે. બુદ્ધિથી માંડી ઇન્દ્રિય પર્યન્તનાં તત્ત્વો પરમાત્મામાં સ્થિરપણે ઠરી જાય તે અવસ્થાને યોગ કહે છે. આ અવસ્થાને પ્રાપ્ત પુરુષ અપ્રમત્ત-સાચા અર્થમાં અપ્રમાદી-અબેભાન-જાગૃત-પ્રબુદ્ધ થાય છે. કેમકે યોગ એટલે અનાત્મનિષ્ઠાનો પ્રતિક્ષણ હ્રાસ અને આત્મનિષ્ઠાનો અતિપળ ઉદય અને સ્થિરતા. માટે હે નચિકેતા! તું આત્મનિષ્ઠ થા. યોગી થા. ॥ ૧૦-૧૧ ॥

**नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा ।**
**अस्तीति ब्रुवतः अन्यत्र कथं तदुपलभ्यते ? ॥ १२ ॥**

હે નચિકેતા! આ આત્મા એવ=નિશ્ચય ન=ન તો वाचा=વાણીથી કે न=ન તો मनसा=મનથી કે न=ન તો चक्षुषा=આંખથી प्राप्तुं=મેળવવો शक्यः=શક્ય છે. अस्ति="આત્મા છે" इति=એમ ब्रुवतः=કહેનારથી अन्यत्र=ભિન્ન-બીજાને=નાસ્તિકને યોગથી પણ कथं=કેવી રીતે तत्=તે આત્મતત્ત્વ उपलभ્यते=પ્રાપ્ત થઇ શકે? ॥ ૧૨ ॥

હે નચિકેતા! આ આત્મા નિશ્ચય ન વાણીથી કે ન મનથી કે ન તો આંખથી પ્રાપ્ત કરી શકાય છે. "આત્મા છે." એમ કહેનાર કરતાં બીજાને કેવી રીતે તે પ્રાપ્ત થાય? ॥ ૧૨ ॥

યોગ દ્વારા આત્માની પ્રાપ્તિ થાય છે એમ આગલા મન્ત્રમાં વિધાન કર્યું. યોગની પ્રવૃત્તિ અને યોગમાં પ્રગતિ શ્રદ્ધાળુને જ થાય છે. શ્રદ્ધાળુ-એટલે કે આસ્તિક એટલે કે છે-આત્મા છે એવી પ્રતીતિવાળો પુરુષ. જેને આસ્તિકતા નથી તેને યોગના આચરણથી પણ આત્મદર્શન થતું નથી અર્થાત્ પરમાત્માને પ્રાપ્ત કરવા માટે સૌ સાધનોનું એક સાધન શ્રદ્ધા છે. એ ભગવતી શ્રદ્ધાનો મહિમા ગાતાં ભગવાન યમદેવ કહે છે કે હે પ્રિય નચિકેતા! એ આત્મા મન, વાણી કે આંખથી તો પ્રાપ્ત થતો નથી. સામાન્ય માનવનો બધો શ્રદ્ધાળુ વ્યવહાર મન વાણી અને આંખને આધારે ચાલે છે. પણ તે ત્રણે તો અહીં ઓછાં ઉપયોગી છે. આથી 'આત્મા છે' એવી જેની શ્રદ્ધા નથી તેને તે કેવી રીતે મળે? અર્થાત્ હે નચિકેતા! આત્મા છે અને મને તે મળશે જ-જો હું યોગ્ય દિશામાં, યોગ્ય દોરવણીપૂર્વક, યોગ્ય પ્રકારનો પ્રયત્ન કરીશ

તો: આવી જેની આત્માને લગતી શ્રદ્ધા નીતરી થાય છે તેને જ આત્મા મળે છે. નાસ્તિકને નહિ. આમ શ્રદ્ધા જ અધ્યાત્મમાર્ગના પ્રવાસમાં એક માર્ગદર્શિકા છે. ભગવતી શ્રદ્ધાનો મહિમા અનતિવદતીય છે. દરેક સાધકનો એ જાતઅનુભવ છે. એટલે "અસ્તિ-બુદ્ધિ" નો મહિમા ગવાય તેટલો ગાઇએ છતાં અધૂરો જ રહે છે. ॥ ૧૨ ॥

अस्ति इत्येव उपलब्धव्यः तत्त्वभावेन चोभयोः ।
अस्तीत्युपलब्धस्य तत्त्वभावः प्रसीदति ॥ १३ ॥

આત્મા છે અને આત્મા નથી એ उभयोः = બેમાંથી આત્મા अस्ति=છે इत्येव = એમ જ तत्त्वभावेन = વાસ્તવિક રીતે આત્મા उपलब्धव्यः=પ્રાપ્ત કરવા-જાણવાને યોગ્ય છે. अस्ति इति=આત્મા છે એમ उपलब्धस्य = પ્રાપ્ત કરાયેલા આત્માનું तत्त्वभावः=વાસ્તવરૂપ प्रसीदति = ધીરે ધીરે યોગાભ્યાસથી સ્વયં ખીલી ઉઠે છે-સ્ફુટ થાય છે. ॥ ૧૩ ॥

આત્મા છે અગર નથી એ બે વિકલ્પોમાંથી આત્મા છે એમ જ-એ જ રીતે વાસ્તવિકપણે આત્મા જાણવા યોગ્ય છે. આત્મા છે એમ પ્રાપ્ત થયેલ આત્માનું વાસ્તવિકરૂપ ધીરે ધીરે યોગાભ્યાસથી ખીલી ઉઠે છે-સ્પષ્ટ થાય છે. ॥ ૧૩ ॥

આ મન્ત્રમાં હવે મહાકારુણિક યમદેવ આત્માની બાબતમાં છેવટનો નિશ્ચય બતાવી દે છે. હે નચિકેતા! આત્મા નથી કે છે-એ પ્રશ્નમાં આત્મા છે એ મારો તને જવાબ છે. અને તારે આત્મા છે એ જ રીતે એને જાણવો. 'છે' એ રીતે જ આત્મા વાસ્તવિક સ્વરૂપે પકડાય છે. અર્થાત્ આત્મા છે એવી આસ્તિક બુદ્ધિવાળો પુરૂષ આત્મપ્રાપ્તિમાં અધિકારી થઈ શકે છે. કેમકે શ્રદ્ધા તો પ્રયત્નજનની છે. અશ્રદ્ધા પ્રયત્નઘાતિની છે. જે મહાભાગ્ય માનવના હૃદયમાં આત્મા છે એમ સમજાય તેને માટે તત્ત્વભાવ પ્રસન્ન થાય છે એટલે કે આત્માનું વાસ્તવિક સ્વરૂપ આત્મા જ ધીરે ધીરે ખોલે છે. આત્મસ્વરૂપનું વિવરણ પ્રયત્નસાપેક્ષ છે. આત્મા જ છે એમ જેને ગાઢ પ્રતીતિ થાય છે તેના ઉપર આત્માનો અનુગ્રહ ઉતરે છે.. કેમકે શ્રદ્ધા જેમ મેળવવી મુશ્કેલ છે તેમ જેને મળી છે તેને માટે તે તજવી મુશ્કેલ છે. અને શ્રદ્ધાનું ફળ અકલ્પ્ય છે. શ્રદ્ધા આત્મદર્શનનું મૂળ છે, મધ્ય છે-અંત છે. યોગાભ્યાસ સહિત જે શ્રદ્ધામાતાના ખોળામાં પોતાનું જીવન સમર્પિત કરી દે છે તેને પરમાત્મા સ્વરૂપદર્શન દઈ નિહાલ કરી નાંખે છે. આત્માના વાસ્તવિક સ્વરૂપની પ્રસન્નતા મળી એટલે જીવનધ્યેય સુસંપાદિત થયું. તેવો ધન્ય માનવ કૃતાર્થ થાય છે. ॥ ૧૩ ॥

હવે આત્માનું દર્શન સ્થિર થયું ક્યારે જાણવું તે બતાવતાં કહે છેઃ-

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः ।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥ १४ ॥

यदा=જ્યારે सर्वे कामाः=તમામ કામનાઓ-ઇચ્છાઓ કે ये=જે अस्य=આ માનવના हृदि=મનમાં श्रिताः=રહેલી હોય છે प्रमुच्यन्ते=નિવૃત્ત થઇ જાય છે. अथ=ત્યારે मर्त्यः=મનુષ્ય अमृतः=અમૃત-જન્મમરણથી રહિત भवति=થઇ જાય છે અને अत्र=અહીં-આ શરીરમાં જ ब्रह्म=બ્રહ્મને समश्नुते=પ્રાપ્ત થઇ જાય છે. ॥ ૧૪ ॥

જ્યારે તમામ ઈચ્છાઓ કે જે આના હૃદયમાં રહેલી હોય છે તે નિવૃત્ત થઈ જાય છે ત્યારે માનવ અમૃત થાય છે. અને અહીં જ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ॥૧૪॥

અર્થાત્ આત્માની પ્રાપ્તિમાં કામનામાત્રની નિવૃત્તિ થાય છે. જ્યારે માણસ ઇચ્છામાત્રથી મુક્ત થાય છે, ત્યારે જાણવું કે આત્માનો તત્ત્વભાવ પ્રસન્ન થયો છે. અર્થાત્ જ્યારે માણસને આત્માને લગતી સાચી સમજ આવે છે ત્યારે કામનામાત્ર નિવૃત્ત થાય છે. આ આંતરલક્ષણ છે. સ્વાનુભવગમ્ય છે. જ્યારે કામનાઓ નિવૃત્ત થાય ત્યારે માણસ અમર થાય છે. અને કામના-નિવૃત્તિના પુરૂષાર્થની અવેજીમાં તેને પ્રસન્ન થયેલ પરમાત્મા બ્રહ્માનન્દનો જીવતાંજીવ અનુભવ કરાવે છે. આ કાંઇ ઓછું ફળ નથી. ॥ ૧૪ ॥

હવે તત્ત્વભાવની પ્રસન્નતાની અવધિ બતાવી આત્મોપદેશનો ઉપસંહાર ભણતાં કહે છેઃ—

यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येहग्रन्थयः ।
अथ मर्त्योऽमृतो भवति, अेतावदनुशासनम् ॥ १५ ॥

यदाः=જ્યારે हृदयस्य=હૃદયની सर्वे=તમામ ग्रन्थयः=ગાંઠો इह=અહીં प्रभिद्यन्ते=ખુલી જાય છે. अथ=ત્યારે मर्त्यः=માનવ अमृतः=અમૃત भवति=થાય છે. બસ एतावद्=આટલો જ अनुशासनम्=ઉપદેશ=આત્મોપદેશ છે. ॥૧૫॥

જ્યારે હૃદયની તમામ અહંતા-મમતારૂપી ગ્રંથીઓ ખુલી જાય છે ત્યારે મર્ત્યમાનવ અમૃત થાય છે. બસ આટલો જ ઉપદેશ છે. ॥ ૧૫ ॥

માણસના અંતરનું સમાધાન ક્યારે થાય છે ? અર્થાત્ પ્રસન્ન આત્માની પ્રસન્નતાની અવધિ ક્યાં છે? જ્યારે માણસના હૃદયની તમામ અહંતા-મમતારૂપી ગાંઠો કતરાઇ જાય-ભેદાઈ જાય ત્યારે તે માણસ અમૃત થાય છે. અર્થાત્ આત્માના દર્શનમાં અને પ્રાપ્તિમાં હૃદયની અતિશય ગૂંચવાઇ ગયેલી-છોડી છૂટે નહિ એવી-અહંતા મમતાની દમ્મટ ગાંઠો તૂટી જાય છે. બસ અહીં આત્માની પ્રસન્નતાનો અનુગ્રહ છે. અને હૃદયગ્રંથીના ભેદનમાં પુરૂષાર્થની સમાપ્તિ છે. ત્યાર પછીની અવસ્થા કેવળ અનુભવગમ્ય છે. આથી જ આચાર્ય કહે છે કે બસ, આટલો છે આત્માને લગતો ઉપદેશ. ॥ ૧૫ ॥

હવે જ્ઞાની અને અજ્ઞાનીની મરણગતિ કહે છે:—

**शतं च अेका च हृदयस्य नाडयः, तासां मूर्धानं अभिनिःसृतैका।**
**तया ऊर्ध्वं आयन् अमृतत्वमेति विश्वङ् अन्या उत्क्रमणे भवन्ति ॥१६॥**

शतं = સો च=અને एका=એક (એકસો ને એક) च=નિશ્ચય हृदयस्य=હૃદયની नाड्यः=નાડીઓ છે-હૃદય સાથે સંબંધ ધરાવતી નાડીઓ છે, तासां=તેમાંથી એકા=એક मूर्धानमि=મસ્તકની તરફ નિઃसृता=નીકળેલી છે, तया=તે એક નાડી દ્વારા ऊर्ध्वं=ઉપર आयन्=આવનાર-મરતી વખતે બહાર નીકળનાર મનુષ્ય अमृतत्वं=અમૃતત્વને एति=પ્રાપ્ત કરે છે. अन्याः=બીજી નાડીઓ उत्क्रमणे=શરીરથી બહાર નીકળવામાં विश्वङ्=ભિન્ન ભિન્ન ગતિ આપનારી भवन्ति=થાય છે. ॥ ૧૬ ॥

હૃદયની નિશ્ચય એકસો ને એક નાડીઓ છે. તેમાંથી એક મસ્તક તરફ નીકળેલી છે. તે દ્વારા બહાર નીકળનાર પુરૂષ અમૃતત્વને પામે છે. બીજી નાડીઓ ઉત્ક્રમણમાં ભિન્ન ભિન્ન ગતિઓ આપવાવાળી થાય છે. ॥ ૧૬ ॥

અર્થાત્ હૃદયની મૂર્ધાને ભેદીને નીકળતી નાડી-બ્રહ્મનાડી દ્વારા જે પોતાનું સ્વેચ્છાએ ઉત્ક્રમણ કરે છે તે યોગીવર્ય અમૃતત્વને પામે છે. બીજી નાડીઓ દ્વારા પરવશ થઇ બહાર જતો આત્મા યથાકર્મ ભિન્ન ભિન્ન ગતિને પામે છે. સ્વચ્છંદમૃત્યુ એ યોગની પરમશક્તિ છે. પરવશ મોત એ નબળાઇનો ચમત્કાર છે. માટે માણસે યોગમય જીવન જીવવું-જો મરણ સુધારવું હોય તો-એવો અહીં ધ્વનિ છે. ॥ ૧૬ ॥

હવે આત્મવિદ્યાનો ઉપસંહાર કરતાં વિવેકપૂર્વક આત્માને દેહાદિથી જુદો જાણવા મથે એવો ઉપદેશ આપતાં ઇતિ કરે છે કે:—

अंगुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये संनिविष्टः
तं स्वात् शरीरात् प्रवृहेत् मुञ्जाद् इव ईपिकां धैर्येण,
तं विद्यात् शुक्रं ममृतं तं विद्यात् शुक्रं अमृतम् ॥१७॥

હે નચિકેતા ! अंगुष्ठमात्रः = અંગૂઠા પરિમાણ अन्तरात्मा = અંતરાત્મા पुरुषः=પુરૂષ सदा = દિનરાત जनानां = મનુષ્યોના हृदये = હૃદયમાં-અંગૂઠા જેવડા હૃદયમાં संन्निविष्टः = રહેલો છે. तं = તેને स्वात् = પોતાના शरीरात्=શરીરથી-(હૃદયથી) धैर्येण = ધીરજપૂર્વક-ધીરેધીરે યોગાભ્યાસની વૃદ્ધિપૂર્વક मुञ्जात्= મુંજ નામના ઘાસમાંથી ईपिकां=તણખલાંની इव=માફક प्रवृहेत्=અલગ કરે. અને तं=તેને-શરીરથી ભિન્ન કરેલા અંતરાત્મા પુરુષને शुक्रं = શુક્ર-પ્રકાશ સ્વરૂપ અને अमृतं=અમૃત-સદા-હોનાર-विद्यात् = જાણે तं = તેને शुक्रं=શુક્ર અને अमृतं विद्यात्=અમૃત જાણે. ॥ ૧૭ ॥

હે નચિકેતા ! અંગૂઠા પરિમાણ અંતરાત્મા પુરૂષ, સદા પ્રાણીઓના હૃદયમાં રહેલો છે, તેને પોતાના શરીરથી ધીરજપૂર્વક મુંજમાંથી જેમ ઈષિકાને તેમ ધીરજથી અલગ કરે. અલગ કરેલા એવા તે અંતરાત્માને પ્રકાશસ્વરૂપ અને સત્સ્વરૂપ જાણે. તેને પ્રકાશસ્વરૂપ અને સત્સ્વરૂપ જાણે. ॥ ૧૭ ॥

અર્થાત્ અંતમાં આચાર્યદેવ શિષ્યને એક જ વાત કરે છે. હે પ્રિય નચિકેતા ! અંગૂઠા જેવડો આત્મા સદા પ્રાણીઓના હૃદયમાં વસે છે. તે આત્માને શરીરથી જ્ઞાનદષ્ટિએ ભિન્ન જાણવો. એ પ્રયોગ ધીરજસાધ્ય છે. અખૂટ-અપાર-અગાધ ધીરજ સિવાય આત્મા શરીરથી ભિન્ન છે. એ જ્ઞાન થાય તો પણ ટકતું નથી. માટે તે આત્માને જ્ઞાનદષ્ટિએ ભિન્ન જાણી વર્ત અને તે કેવળ આત્મા સત્સ્વરૂપ છે-ચિત્સ્વરૂપ છે અને આથી જ આનન્દસ્વરૂપ છે એમ તું જાણ. આમાં સંશય નથી. હે પ્રિય નચિકેતા ! આ છે આત્માને લગતું તત્ત્વજ્ઞાન. ॥ ૧૭ ॥

मृत्युप्रोक्तां नचिकेतोऽथ लब्ध्वा विद्यां एतां योगविधिं च कृत्स्नम् ।
ब्रह्मप्राप्तो विरजोऽभूद्विमृत्युः अन्योप्येवं यो विदधाति आत्ममेवम् ॥१८॥

अथ = ત્યાર બાદ मृत्युप्रोक्तां = યમદેવે કહેલી एतां = આ विद्यां=ને च = તથા कृत्स्नं = આખા योगविधिं = યોગના વિધિને नचिकेतः = નચિકેતાએ लब्ध्वा = મેળવીને विरजः=વિરજ-રજોગુણથી પર થયેલ તે ब्रह्म=બ્રહ્મને પ્રાપ્ત

થયો. અને પરિણામે विमृत्युः=મરણ રહિત થયો. एवं=એ જ મુજબ अन्यः= अपि=બીજો પણ કોઇ પુરુષ यः=જે आत्मं=આત્માને एवं=આ મુજબ विद्याति=હૃદયમાં વિશેષ રૂપે ધારણ કરે છે તે તેવો થાય છે. ॥ ૧૮ ॥

યમદેવે કહેલી આ આત્મવિદ્યા અને તેના અનુભવ માટેની સમસ્ત યોગ ક્રિયાઓ ગુરુકૃપાથી નચિકેતાએ પ્રાપ્ત કરી. તેના ફળરૂપે તે પરોરજસ્ક થયો. અને પરિપૂર્ણ સત્તાવાળા પરમાત્માને પ્રાપ્ત થઈ જન્મમરણથી પર થયો. આ છે આત્મવિદ્યા. જન્મમરણને ટાળી જે નિત્ય સ્વમહિમામાં સ્થાપિત કરે તે વિદ્યા. બીજી બધી અવિદ્યા. આ ફળ એકલા નચિકેતાને જ નહિ—જે કોઈ એના જેવો પ્રયત્ન કરે તેને પ્રાપ્ત થાય છે. આજે પણ સાધકને માટે કળિયુગનું અસ્તિત્વ જ નથી. તેને માટે તો પ્રતિપળ સત્યયુગ જ છે. પરમકૃપાળુ પરમાત્મા સૌને નચિકેતા જેવું સાધન બળ દો. ॥ ૧૮ ॥

॥ ॐ सहनाववतु ० इत्यादि शान्तिपाठः ॥

यस्यान्तःप्रेरणाद्भाष्यं प्रसादात्त्व विनिर्मितम्  
तस्मै देवाय हरये गुरवे तत् निवेदितम् ॥ १ ॥

॥ इति षष्ठीवल्ली ॥

॥ हरिः ॐ तत् सत् ॥

## ॥ अथ प्रश्नोपनिषत् ॥

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः भद्रं पश्येमाक्षिभिः यजत्राः ॥
स्थिरैः अंगैः तुष्टुवांसः तनूभिः, व्यशेम देवहितं यदायुः ॥ १ ॥

स्वस्ति नः इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नः तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिः दधातु ॥ २ ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः

हे देवाः=હે વિદ્વાનો ! અમો कर्णेभिः=કાનો દ્વારા भद्रं=સુખદાયી વચન शृणुयाम=સાંભળીએ. यजत्राः=હે પૂજનીયો ! અમો अक्षिभिः=આંખો વડે भद्रं=સુખદાયી-શુભ પદાર્થો पश्येम=જોઈએ. स्थिरैः=દૃઢ-મજબૂત अंगैः=હાથપગઆદિ અંગોયુક્ત तनूभिः=શરીરોથી યુક્ત થઈને तुष्टुवांसः=સ્તુતિ કરતા અમો देवहितं=ઈશ્વરદત્ત यद्=યાવદ્ आयुः=આયુષ્ય-પૂરી આયુને व्यशेम=ભોગવીએ. वृद्धश्रवाः=વૃદ્ધિ પામતી કીર્તિવાળા इन्द्रः=ઇન્દ્ર=પરમ ઐશ્વર્યવાન્ પરમાત્મા नः=અમોને स्वस्ति=સુખ દો. विश्ववेदाः=તમામ ધનોવાળા पूषा=પૂષા દેવ-સૌનું પોષણ કરનાર પરમાત્મા, नः=અમોને स्वस्ति=દો. अरिष्टनेमिः=અતૂટ તથા અકુંઠિત વજ્ર=અસિવાળા तार्क्ष्यः=તાર્ક્ષ્ય-ભક્તોની રક્ષાને માટે તરત પહોંચનારા પરમાત્મા, नः=અમોને स्वस्ति=સુખ દો. बृहस्पतिः=બૃહસ્પતિ-મહાવાણીના સ્વામી પરમાત્મા नः=અમોને स्वस्ति=સુખ दधातु=દો. ॐ=હે પરમાત્મા ! शान्तिः=આધ્યાત્મિક દુઃખોની નિવૃત્તિ હો. शान्तिः=આધિદૈવિક દુઃખોની નિવૃત્તિ હો. शान्तिः=આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો. ॥ ૧-૨ ॥

હે વિદ્વાનો ! અમો કાનથી સુખદાયી વચન સાંભળીએ ! હે પૂજનીયો ! અમો આંખોથી સુખદાયી-શુભ પદાર્થો દેખીએ. દૃઢ હાથ પગ વગેરે અવયવોથી યુક્ત થઈને પરમાત્માની સ્તુતિ કરતાં અમો ઈશ્વરદત્ત યાવદાયુ-પૂરી આયુને ભોગવીએ. ॥૧॥

વૃદ્ધિંગત યશવાળા, પરમૈશ્વર્યસંપન્ન, પરમાત્મા અમોને સુખ દો. તમામ ધનોવાળા પૂષા-પોષક પરમાત્મા અમોને સુખ દો. અતૂટ અને અકુંઠિત વજ્રધારી-ભક્તોના રક્ષણ માટે ગમે ત્યાં જલદી પહોંચનારા તાર્ક્ષ્ય દેવ-પરમાત્મા અમોને સુખ દો. બૃહસ્પતિ-સમસ્ત વાણીના સ્વામી પરમાત્મા અમોને સુખ દો. ॥ ૨ ॥

## ॥ अथ प्रश्नोपनिषत् ॥

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः भद्रं पश्येमाक्षिभिः यजत्राः ॥
स्थिरैः अंगैः तुष्टुवांसः तनूभिः, व्यशेम देवहितं यदायुः ॥ १ ॥

स्वस्ति नः इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नः तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिः दधातु ॥ २ ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः

હે देवाः=હે વિદ્વાનો ! અમો कर्णेभिः=કાનો દ્વારા भद्रं=સુખદાયી વચન शृणुयाम=સાંભળીએ. यजत्राः=હે પૂજનીયો ! અમો अक्षिभिः=આંખો વડે भद्रं=સુખદાયી-શુભ પદાર્થો पश्येम=જોઈએ. स्थिरैः=દૃઢ-મજબૂત अंगैः=હાથપગઆદિ અંગોયુક્ત तनूभिः=શરીરોથી યુક્ત થઈને तुष्टुवांसः=સ્તુતિ કરતા અમો देवहितं=ઈશ્વરદત્ત यद् = યાવદ્ आयुः=આયુષ્ય-પૂરી આયુને व्यशेम=ભોગવીએ. वृद्धश्रवाः=વૃદ્ધિ પામતી કીર્તિવાળા इन्द्रः=ઇન્દ્ર=પરમ ઐશ્વર્યવાન્ પરમાત્મા नः=અમોને स्वस्ति=સુખ દો. विश्ववेदाः=તમામ ધનોવાળા पूषा=પૂષા દેવ-સૌનું પોષણ કરનાર પરમાત્મા, नः = અમોને स्वस्ति=દો. अरिष्टनेमिः = અતૂટ તથા અકુંઠિત વજ્ર=અસિવાળા तार्क्ष्यः=તાર્ક્ષ્ય-ભક્તોની રક્ષાને માટે તરત પહોંચનારા પરમાત્મા, नः=અમોને स्वस्ति = સુખ દો. बृहस्पतिः=બૃહસ્પતિ-મહાવાણીના સ્વામી પરમાત્મા नः=અમોને स्वस्ति = સુખ दधातु=દો. ॐ=હે પરમાત્મા ! शान्तिः = આધ્યાત્મિક દુઃખોની નિવૃત્તિ હો. शान्तिः=આધિદૈવિક દુઃખોની નિવૃત્તિ હો. शान्तिः=આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો. ॥ ૧-૨ ॥

હે વિદ્વાનો ! અમો કાનથી સુખદાયી વચન સાંભળીએ ! હે પૂજનીયો ! અમો આંખોથી સુખદાયી-શુભ પદાર્થો દેખીએ. દૃઢ હાથ પગ વગેરે અવયવોથી યુક્ત થઈને પરમાત્માની સ્તુતિ કરતાં અમો ઈશ્વરદત્ત યાવદાયુ-પૂરી આયુને ભોગવીએ. ॥૧॥

વૃદ્ધિંગત યશવાળા, પરમૈશ્વર્યસંપન્ન, પરમાત્મા અમોને સુખ દો. તમામ ધનોવાળા પૂષા-પોષક પરમાત્મા અમોને સુખ દો. અતૂટ અને અકુંઠિત વજ્રધારી-ભક્તોના રક્ષણ માટે ગમે ત્યાં જલદી પહોંચનારા તાર્ક્ષ્ય દેવ-પરમાત્મા અમોને સુખ દો. બૃહસ્પતિ-સમસ્ત વાણીના સ્વામી પરમાત્મા અમોને સુખ દો. ॥ ૨ ॥

હે પરમાત્મન્ આધ્યાત્મિક, આધિદૈવિક, આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો.

ઉપનિષત્‌ના અધ્યયનના કે અધ્યાપનના પ્રારંભમાં શાન્તિપાઠ ઉચ્ચારવાનો પ્રાચીન વિધિ છે. ઉપનિષદ્ વિદ્યા જીવનમાં શાશ્વત્ શાંતિ માટે છે. શાન્તિ એટલે દુઃખની નિવૃત્તિ. દુઃખમાત્ર ત્રણ વિભાગમાં વિભક્ત છે. આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક. આ ત્રિવિધ દુઃખની નિવૃત્તિપૂર્વક પરમાનન્દની જીવતાંજીવત પ્રાપ્તિ માટે ઉપનિષદ્ વિદ્યાનો મહાન આરંભ છે. પ્રશ્નોપનિષદ્‌ની શરૂઆતમાં ઋષિ પ્રાર્થે છે કે હે પરમાત્મન્! હે પ્રભુસ્વરૂપ વિદ્વજ્જનો! આપની કૃપાથી અમો કાન દ્વારા સુખદાયી વચનો સાંભળીએ. અર્થાત્ કાન દ્વારા સાંભળેલું મન ઉપર બે પ્રકારની લાગણી ઉત્પન્ન કરે છે. શુભ અને અશુભ. જગતમાં માનવ શુભ લાગણીનાં સંચય માટે અવતર્યો છે. આથી તે શુભ-મંગળ–કલ્યાણ સુખદાયી વચન સાંભળવા યત્ન કરે. આ જીવનમાં સૌથી વધુ સુખદાયી શ્રવણ તો પરમાત્માનું નામ અને કીર્તિ છે. આથી હે વિદ્વાનો! અમો આપની કૃપાએ પરમપિતા પરમાત્માની શુભ્ર–પાવન–મંગલ કીર્તિ સાંભળીએ. તેનું પાપહર નામ શ્રવણ કરીએ. તેજ મુજબ હે પૂજ્ય બ્રાહ્મણો! અમો આંખ દ્વારા શુભ પદાર્થો જોઇએ. અર્થાત્ જે જે પદાર્થો અમારી નજરમાં આવે તેમાં ગૂઢપણે છૂપાયેલું જે પરમતત્ત્વ છે તેજ અમારી નજરમાં આવો. દુનિયાના તમામ પદાર્થો પરમાત્માનું ઢાંકણ છે. એ ઢાંકણ જો ઉઘાડતાં આવડ્યું તો વસ્તુમાત્રમાં પરમાત્માની મંગલમયી મૂર્તિ છૂપાયેલી જણાશે! આંખ અને કાન તો ઉપલક્ષણ માત્ર છે. હે વિદ્વાનો! અને હે વિદ્વત્તમ પરમાત્મન્! અમારી તમામ ઇન્દ્રિયો સ્વચ્છતમ બનો. એટલું જ નહિ પણ હે વિદ્વાનો! અમો એમ પ્રાર્થીએ છીએ કે મજબૂત અંગયુક્ત શરીરવાળા અમો થઇએ. કેમકે સુદૃઢ શરીર અધ્યાત્મવિદ્યાને જીરવવા અતિ ઉપયોગી છે. નિર્બલ શરીર જીવનના મહિમાને પચાવી શકતું નથી. આથી સબલ શરીર અને અવયવવાળા અમો, પરમાત્માની તારીફ કરતા, ઇશ્વરદત્ત આયુને ભોગવીયે અર્થાત્ જીવનભર અમો ઇશ્વરની પ્રાર્થનામય રહીએ. કેમકે આ જગતમાં સિવાય કે પરમાત્મા કોણ તારીફને લાયક છે? એ પરમાત્માની સ્તુતિ એ અમારા જીવનનું ધ્યેય હો. એ ધ્યેયને વફાદાર રહીને અમો પ્રભુએ 'આપેલું'–પરમાત્માએ પ્રસન્ન થઇને દાનમાં દીધેલું પૂરું આયુષ્ય ભોગવીએ. ખરે! જીવનની બક્ષીસ તો ઇશ્વરદત્ત જ હોય છે! કોણ જીવતદાન દઇ શકે?–સિવાય કે પ્રભુ! આથી ઋષિ 'દેવહિત'–પરમાત્મદત્ત પૂરું જીવન–સો વર્ષનું જીવન ભોગવવા–ઉપર કહ્યું તેવી રીતે વીતાડવા પ્રાર્થે છે. અર્થાત્ આ મન્ત્રમાં ઋષિ ચાર વસ્તુ ચાહે છે. ભદ્રશ્રવણ,

ભદ્રદર્શન. સુદૃઢ કાયા વડે હંમેશાં ઇશ્વરની સ્તુતિ તથા દેવદત્ત આયુષ્યનો પૂરો ઉપભોગ અને આ ચારે ચીજ વિવેકી જીવન માટે અત્યંત ઉપકારક છે.

તે જ મુજબ બીજા મન્ત્રમાં ઋષિ પરમાત્મા પાસે સ્વસ્તિયાચન કરે છે. ઇન્દ્ર–ઐશ્વર્યવાન્ પરમાત્મા અમોને સુખ દે. એ પરમાત્મા વૃદ્ધશ્રવા=વૃદ્ધિંગત કીર્તિવાળા છે. કીર્તિ સત્કર્મનું અનિવાર્ય ફળ છે. પરમાત્મા સત્કર્મવ્રતી છે. એટલે તેની કીર્તિ વિશ્વવિખ્યાત છે આથી વિશ્વવિખ્યાત યશવાળા પરમ ઐશ્વર્યસંપન્ન પરમાત્મા પાસે ઋષિ સ્વસ્તિ–સુખ યાચે છે. વળી તે પરમાત્માને સમસ્ત ધનવાળા વિશ્વપોષક તરીકે ઋષિ જાણે છે. પરમાત્મા સર્વસ્વના સ્વામી છે. વિશ્વંભર છે. વળી પરમાત્મા ભક્તોની રક્ષા કરવામાં અત્યંત સાવધ છે. આથી અહીં તેમને "અરિષ્ટનેમિતાર્ક્ષ્ય" તરીકે ભક્ત ઋષિ ઓળખાવે છે. વળી પરમાત્મા બૃહસ્પતિ છે. એટલે કે સમસ્ત વાણીના સ્વામી છે. અને વાણી તો વ્યવહારનું એકમાત્ર સાધન છે, આમ ઇન્દ્રરૂપપૂષા પોષકરૂપ–તાર્ક્ષ્યરૂપ અને બૃહસ્પતિરૂપ પરમાત્મા અમોને સુખ દો એમ ઋષિ અહીં પ્રાર્થે છે અર્થાત્ અહીં પણ પરમાત્માની ચાર શક્તિઓનો ઉલ્લેખ છે. ઐશ્વર્ય-શક્તિ, પોષણ શક્તિ, રક્ષણ શક્તિ અને વાણી શક્તિ. એ ચારે શક્તિવાળા પરમાત્મા પાસે સ્વસ્તિયાચન યોગ્યતમ છે. અંતે ઋષિ પરમાત્મા પાસે ત્રિવિધ દુઃખની અત્યંત નિવૃત્તિ યાચે છે.

॥ इति शान्तिमन्त्र भाष्यम् ॥

જ્યાં સુધી જીવને આ જગતમાં જગતકર્તા–પરમાત્માનો યોગ ન થાય ત્યાં સુધી સાચી શાંતિ–એટલે કે ત્રણે પ્રકારના દુઃખોની અત્યંત નિવૃત્તિ અને પરમાનન્દની જીવતાંજીવ પ્રાપ્તિ થતી નથી. સ્થૂલ–સૂક્ષ્મ પ્રકૃતિમાં આસક્ત જીવ, પ્રકૃતિ અને જીવના કરતાં પણ સૂક્ષ્મતમ પરમાત્માને ભજી શકતો નથી. આથી શિવ થવા ચાહનાર જીવે પ્રકૃતિને જ્ઞાનપૂર્વક તજી જ્ઞાનપૂર્વક પરમાત્માનો પાલવ પકડવો રહ્યો. આ માટે તેણે પહેલાં જગજ્જનની પ્રકૃતિ અને તેનાં કાર્યોનો સાક્ષાત્કાર કરી, તેને હેય સમજી, પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો. પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર કર્યા પછી પરમપિતા પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. અને એ પરમતત્વનો જાતમાં સાક્ષાત્કાર થવાથી જીવ દુઃખમુક્ત થાય છે અને સ્વરૂપ–સચ્ચિદાનન્દ રૂપમાં પ્રતિષ્ઠ થાય છે. આ પરમાત્મતત્વ અતિશય સૂક્ષ્મ હોવાથી તેનું કેવળ સિદ્ધાન્તરૂપે વર્ણન બુદ્ધિગ્રાહ્ય થતું નથી. આથી સામાન્યમાં સામાન્ય જીજ્ઞાસુને પણ પરમાત્માને ગૂઢ અને દુર્બોધ વિષય સમજાય એવી રીતે તેને કહેવો રહ્યો. સંવાદ દ્વારા–એટલે કે

યોગ્ય પ્રશ્નોત્તરીથી આવા કઠિન વિષયો સરળ થાય છે. આ જગગ્ગૂરુનો સિદ્ધાંત છે. એ જગતજાણીતા ઉપાયનો આશ્રય લઇ મન્દતમ અધિકારીને પણ આ જટિલ વિષય સમજાય એ ઉદ્દેશથી કરુણામયી ભગવતી શ્રુતિમાતા પ્રશ્નોપનિષદ્‌ને સંવાદરૂપે રજૂ કરે છે. 'પ્રશ્નોપનિષદ્' નામ જ સાન્વર્થ છે. અહીં કેટલાક ઋષિઓ પરમાત્માની શોધ માટે નિશ્ચય કરે છે. અને એ નિશ્ચય અનુસાર ભગવાન પિપ્પલાદ ઋષિ પાસે આત્મવિદ્યા મેળવવા માટે પહોંચે છે. ઋષિઓ શિષ્યો છે. પિપ્પલાદ મુનિ ગુરુ છે. આખુંય ઉપનિષદ્ આ શિષ્યો અને ગુરુના સંવાદરૂપ છે. આ ગુરુશિષ્યના રમણીય સંવાદનું 'સ્વાન્તસ્તોષ' માટે વિવરણ કરવાને અમો તૈયાર થયા છે. પરમગુરૂ પરમાત્મા તથા ગુરૂદેવ અમોને આ કાર્યમાં સહાયરૂપ થાઓ. ॥ हरिः ॐ तत् सत् ॥

**सुकेशाः च भारद्वाजः, शैब्यः च सत्यकामः, सौर्यायणी च गार्ग्यः, कौसल्यः च आश्वलायनः, भार्गवो वैदर्भिः, कबन्धी च कात्यायनः, ते ह एते ब्रह्मपराः ब्रह्मनिष्ठाः, परं ब्रह्म अन्वेषमाणाः, "एषः ह वै तत् सर्वं वक्ष्यति" इति ते ह समित्पाणयः भगवन्तं पिप्पलादं उपसन्नाः ॥ १ ॥**

भारद्वाजः=ભરદ્વાજ ગોત્રી सुकेशाः = સુકેશા, च=તથા शैब्यः=શિબિનો પુત્ર सत्यकामः = સત્યકામ च=એ બન્ને; गार्ग्यः = ગર્ગગોત્રી सौर्यायणी=સૌર્યાયણી, च=તથા आश्वलायनः=અશ્વલનો પુત્ર कौसल्यः = કૌસલ્ય च=એ બન્ને, वैदर्भिः= વિદર્ભનો પુત્ર भार्गवः = ભાર્ગવ, कात्यायनः=કતકનો પૌત્ર कबन्धी=કબન્ધી, ते=તે एते=આ ह=પ્રસિદ્ધ, ब्रह्मपराः = વેદોને સૌથી ઊંચાં પ્રમાણ માનવાવાળા, ब्रह्मनिष्ठाः=વેદમાં અત્યન્ત શ્રદ્ધા ભક્તિવાળા, परंब्रह्म = સૌથી ઉત્કૃષ્ટ બ્રહ્મ= પરમાત્માને अन्वेषमाणाः=શોધતા હોઇને=જાણવાને ચાહતા હોઇને, वै= નિઃસન્દેહ. एषः=આ ह=જ ( પિપ્પલાદ ) तत्=તે सर्वं=સઘળું ( જે અમો પૂછીશુ તે બધું ) અમોને वक्ष्यति=કહેશે इति=એમ વિચાર કરીને ते=તે ह=પ્રસિદ્ધ ( સુકેશા વગેરે ઋષિઓ ) समित्पाणयः=હાથમાં સમિધોને લઇને भगवन्तं=ભગવાન पिप्पलादं=પિપ્પલાદની उपसन्नाः=પાસે આવ્યા. ॥ १ ॥

ભરદ્વાજગોત્રી સુકેશા તથા શિબિનો પુત્ર સત્યકામ એ બન્ને, ગર્ગગોત્રી સૌર્યાયણી તથા અશ્વલનો પુત્ર કૌસલ્ય એ બન્ને, વિદર્ભનો પુત્ર ભાર્ગવ તથા કતકનો પૌત્ર કબન્ધી, એવા તે પ્રસિદ્ધ, વેદને સર્વોચ્ચ પ્રમાણ તરીકે માનનારા, વેદમાં અત્યન્ત શ્રદ્ધાભક્તિવાળા, અને પરબ્રહ્મ પરમાત્માને શોધવાને ઈચ્છનારા હોઈને "નિઃસન્દેહ આ (પિપ્પલાદ) જ તે સઘળું અમોને કહેશે" એમ વિચાર કરીને તે પ્રસિદ્ધ ઋષિઓ હાથમાં સમિધા લઈને ભગવાન પિપ્પલાદની પાસે આવ્યા. ॥૧॥

પ્રાચીનકાળમાં, ભરદ્વાજ ગોત્રમાં ઉત્પન્ન થયેલા સુકેશા, શિબિના પુત્ર સત્યકામ, ગર્ગ ગોત્રમાં ઉપજેલા સૌર્યાયણી, અશ્વલના પુત્ર કૌસલ્ય, વિદર્ભના પુત્ર ભાર્ગવ તથા કતકના પૌત્ર કબન્ધી નામના છ ઋષિઓ થઇ ગયા. તે આ ઋષિઓ તે જમાનામાં પ્રસિદ્ધ હતા. તેઓ વેદને પરમ પ્રમાણ માનનારા હતા. અર્થાત્ વેદમાં તેમને નિરતિશય શ્રદ્ધા હતી. વેદોક્ત કર્મ જીવનનું કલ્યાણ કરનારાં છે એવો તેમનો દૃઢ વિશ્વાસ હતો, કેમકે વેદ ઇશ્વરપ્રણીત છે અને જે ઇશ્વિરરચિત હોય તે નિર્દોષ અને કલ્યાણકારી જ છે. પરમાત્મા સર્વજ્ઞ અને સર્વશક્તિ હોઇને તેમના પુત્રો-માનવો માટે તેમનું વેદનિર્માણ પરમહિતની દૃષ્ટિએ જ થયેલું છે એવી તેમની હૃદયની નીતરી શ્રદ્ધા હતી. આથી તેઓ 'બ્રહ્મપર' એટલે કે વેદને પરમ પ્રમાણ તરીકે સ્વીકારનારા હતા. અને આથી જ તે ઋષિઓ બ્રહ્મનિષ્ઠ હતા. બ્રહ્મ એટલે વેદ; તેમાં નિષ્ઠ એટલે અત્યંત સ્થિતિવાળા. અર્થાત્ વેદના પઠન પાઠનમાં તથા વેદે કહેલાં કર્મોના આચારમાં તેઓ નિશ્ચલ મતિવાળા હતા. અર્થાત્ આ બધાએ ઋષિઓના જીવનમાં આ બે વિશેષણો અવતર્યાં હતાં. 'બ્રહ્મપરતા' અને 'બ્રહ્મનિષ્ઠા.' આજના ઋષિઓના જીવનમાં પણ આ બન્ને વિશેષણોનો અવતાર જરૂરી છે. જે 'બ્રહ્મપર' અને 'બ્રહ્મનિષ્ઠ' ન હોય તેને 'બ્રહ્મપરતા' અને 'બ્રહ્મનિષ્ઠા'ના અનિવાર્ય પરિણામ રૂપે નીપજતી જે 'બ્રહ્મજીજ્ઞાસા'= પરમાત્માને જાણવાની ઇચ્છા-તે કદી ઉદ્‌ભવતી નથી. આ છએ સુકેશા વગેરે ઋષિઓ દીર્ઘકાળના વેદોક્ત કર્મના આચરણ તથા વેદમાં નિરતિશય શ્રદ્ધાને પરિણામે શુદ્ધ અંતરવાળા થયા. કેમકે વેદોક્ત કર્મનું આચરણ પરિણમે છે હૃદયશુદ્ધિમાં. અને હૃદયની શુદ્ધિમાં શ્રદ્ધા-નીતરી શ્રદ્ધાની વૃદ્ધિ અને સ્થિરતા હોય છે. આમ કર્મ અને શ્રદ્ધાને પરિણામે તેમનામાં પરબ્રહ્મ= પરમાત્માને શોધી કાઢવાની કલ્યાણી કામના ઉપજી. જ્યાં સુધી હૃદય નિર્મલ થતું નથી ત્યાં સુધી પરમપિતાને ગોતી કાઢવાની હૃદયની કામના જ થતી નથી. આથી ભગવતી શ્રુતિ કહે છે તે ઋષિઓ 'परब्रह्म अन्वेषमाणाः'- પરબ્રહ્મ=પરમાત્માને શોધી કાઢવાને ઇચ્છતા હોઇને ભગવાન પિપ્પલાદની પાસે પહોંચ્યા. અહીં ખૂબી છે 'અન્વેષણ' શબ્દમાં. અન્વેષણનો અર્થ થાય છે સાક્ષાત્કાર પર્યન્તની શોધ. શોધ તે વસ્તુની થાય જે ખોવાઇ ગયેલી હોય. પરમાત્મા જીવને માટે ખોવાઈ ગયેલા છે. પ્રતિવસ્તુમાં છૂપાયેલા છે છતાં નજરે આવતા નથી. આ ઋષિઓ એ પ્રતિવસ્તુમાં છૂપાયેલા પરમાત્માને નજરોનજર જોવાય ત્યાં સુધીની શોધ કરવાને તત્પર થયા. જીવ અને શિવ સંતાકુકડીની રમત જ રમી રહ્યા છે. શિવ જીવને કહે છે કે "હે જીવ! શોધી

કાઢ મને. હું બધે છું, પણ છૂપાયેલો છું. તું જો મને શોધી કાઢે તો તને પણ મારા જેવો જ બનાવી દઉં." આથી અહીં અન્વેષણ શબ્દની ખૂબી સાધકમાત્રે પહેલાં સમજી લેવી.

આમ નિશ્ચય કર્યા બાદ તે ઋષિઓ સમક્ષ એક સમસ્યા ખડી થઇ. પરમપિતાને શોધવા તો છે પણ તે જાતના પ્રયત્ને જડે એવા નથી. એની શોધખોળ માટેની ચાવી અનુભવીની પાસે હોય છે. કેમકે જેણે જાતે ભગવાનને જોયા નથી તે બીજાને બતાવી શકતો નથી. અને ભગવાન તો ગુરૂગમ્ય છે. આથી તેમણે ગુરૂને ખોળવા વિચાર્યું. અને તેમના સમયમાં મહર્ષિ ભગવાન પિપ્પલાદ મુનિ બ્રહ્મજ્ઞાની હતા. તે ઋષિઓએ ભગવાન પિપ્પલાદ મુનિ પાસે તત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે જવા નિશ્ચય કર્યો. તેમને શ્રદ્ધા હતી કે બ્રહ્મજ્ઞાની ભગવાન પિપ્પલાદ જરૂર અમોને જે પૂછીશું તે સુહૃદ્‌ભાવે કહેશે જ. કેમકે જેમને પરમાત્મારૂપી પરમ અક્ષય્ય ખજાનો મળી ગયો તે તો તે ખજાનો પ્રાણીમાત્રને વહેંચી આપવા સદા તત્પર રહે છે. ઔદાર્ય તેનો જીવનમંત્ર અને દીક્ષા બની જાય છે. આથી તે ઋષિઓ 'સમિત્પાણિ' થઇને ભગવાન પિપ્પલાદ પાસે વિધિપૂર્વક પહોંચ્યા. 'સમિત્પાણિ' શબ્દ નમ્ર શિષ્યભાવનો સૂચક છે.

અહીં ધ્યાન રાખવા જેવી વસ્તુઓ આ છે. સુકેશા વગેરે છયે ઋષિઓ પ્રસિદ્ધ હતા. વિદ્વાન હતા. સત્કર્મનિષ્ઠ હતા. મહાગૃહસ્થો હતા. પરંતુ તેમની પ્રસિદ્ધ-વિદ્વત્તા-સત્કર્મનિષ્ઠતા કે ગૃહસ્થતાએ તેમને મિથ્યાભિમાની-અક્કડ કે અણનમ ન્હોતા બનાવ્યા. બાકી સામાન્ય રીતે ઉપલી સિદ્ધિઓ માણસના નમ્રભાવનો અસ્ત કરાવે છે. અને શિષ્યત્વ અને નમ્રત્વનો અસ્ત થાય તો જીજ્ઞાસાયે ન ઉપજે અને જીજ્ઞાસાના અભાવમાં તત્ત્વજ્ઞાન પણ ન થાય. આથી આવી સિદ્ધિવાળા છતાંયે તે છયે ઋષિઓ નમ્રભાવે, શ્રદ્ધાભક્તિ પૂર્વક, ભગવાન પિપ્પલાદ પાસે પહોંચ્યા. આજે પણ જેને પરબ્રહ્મની અન્વેષણા કરવી હોય તેને આ જ ભાવે ગુરૂ પાસે પહોંચવું પડશે. જમાનો ફેરવાય છે પણ જીવનના ધ્રુવ નિયમોમાં પરિવર્તન થતાં નથી. ॥ ૧ ॥

**तान् ह स ऋषिः उवाच-भूयएव तपसा, ब्रह्मचर्येण, श्रद्धया संवत्सरं संवत्स्यथ, यथाकामं प्रश्नान् पृच्छथ, यदि विज्ञास्यामः, सर्वं ह वो वक्ष्यामः " इति ॥ २ ॥**

तान्=તેઓને सः=તે ह=પ્રસિદ્ધ ऋषिः=ઋષિએ इति=એમ उवाच=કહ્યું. एव=નિશ્ચય भूयः=ફરીથી તમો અહીં तपसा=તપ ब्रह्मचर्येण=બ્રહ્મચર્ય તથા श्रद्धया=શ્રદ્ધા સાથે संवत्सरं=એક વર્ષ संवत्स्यथ=સારી પેઠે રહો. બાદ यथाकामं=ઇચ્છાનુસાર प्रश्नान्=પ્રશ્નો पृच्छथ=પૂછો. यदि=જો અમો विज्ञास्यामः= જાણતા હોઇશું તો ह=નિઃસન્દેહ सर्वं=બધું (બધાનો ઉત્તર) वः=તમોને वक्ष्यामः=કહીશું. ॥ ૨ ॥

તેઓને તે પ્રસિદ્ધ ઋષિએ એમ કહ્યું કે નિશ્ચય ફરી તમો અહીં, તપ, બ્રહ્મચર્ય અને શ્રદ્ધાપૂર્વક એક વરસ સારી રીતે રહો. ત્યાર બાદ ઇચ્છાનુસાર પ્રશ્નોને પૂછો, જો અમો જાણતા હઇશું તો નિઃસન્દેહ બધું તમોને કહીશું. ॥ ૨ ॥

આમ વિચારી તે છયે ઋષિઓ પિપ્પલાદને ત્યાં પહોંચ્યા. પિપ્પલાદે તેમનું હાર્દિક સ્વાગત કર્યું. વિધિપૂર્વક તેમની અર્ચા પૂજા કરી. ત્યાર બાદ સ્વસ્થ થઇ સુકેશા વગેરે ઋષિઓએ પોતાના આગમનનું પ્રયોજન કહ્યું. ઋષિ પિપ્પલાદ પ્રસન્ન થયા. પ્રસન્ન થઇ તેમણે તે છયે ઋષિઓને વિનયપૂર્વક દીક્ષા આપવા માટે કહ્યું કે "હે ઋષિઓ! આપ મહા ગૃહસ્થો છો. વિદ્વાન છો. વેદનિષ્ઠ છો. યોગ્ય છો. છતાં પણ આપ જેને માટે પધાર્યા છો તેને માટે જીવનમાં કાંઈ વધુ તૈયારીઓ અને યોગ્યતા જોઇએ છે. આથી આપ તપ, બ્રહ્મચર્ય અને શ્રદ્ધાપૂર્વક અહીં એક વર્ષ રહો. ત્યાર બાદ આપ આપને યોગ્ય લાગે તેવા પ્રશ્નો પેટ ભરીને પૂછો. જો આપના પ્રશ્નોનું ઉત્તર આપવાનું મારું સામર્થ્ય હશે તો આપને બધું કહીશ."

અને ભગવાન પિપ્પલાદનો આ સનાતન ઉત્તર રહસ્યપૂર્ણ છે. છયે ઋષિઓ યોગ્ય સાધનસંપન્ન હતા. છતાં તેમની સાધના ગુરુની દૃષ્ટિએ અધૂરી હતી. પરમાત્માની પ્રાપ્તિ મુશ્કેલ નથી. તેની પ્રાપ્તિ માટે યોગ્ય બનવું મુશ્કેલ છે. અને એ યોગ્યતા સાધનબલના સંચય ઉપર અવલંબે છે. જેની જેટલી સાધન-સંપત્તિ તેને તેટલો પરમાત્માનો યોગ નજદીક સમજવો. આથી ઋષિએ છયે શિષ્યોને એક વરસની તપ, બ્રહ્મચર્ય અને શ્રદ્ધાની દીક્ષા આપી. આ રીતે જે દીક્ષિત અને વ્રતી થાય છે તેની જ યોગ્યતા આ વિષયમાં વધુ હોય છે. તપ એટલે શીતોષ્ણાદિ દ્વંદ્વસહન. બ્રહ્મચર્ય એટલે એકી વખતે તમામ ઇન્દ્રિયોનો નિગ્રહ. શ્રદ્ધા એટલે છે-બુદ્ધિ. તપ, બ્રહ્મચર્ય અને શ્રદ્ધા એ આધ્યાત્મિક જીવનનો પાયો છે. એક વર્ષ આમ રહ્યા બાદ ઋષિ પ્રશ્નો પૂછવા જણાવે છે અને બ્રહ્મનિષ્ઠ ઋષિની નમ્રતા કેટલી છે?

તેઓ કહે છે કે "જો અમો જાણતા હોઇશું તો આપને બધું કહીશું." અર્થાત્ ગુરૂ પરમાત્માને જાણે છે છતાં છેવટે તો તે, પરમાત્માની અપેક્ષાએ અલ્પજ્ઞ જ છે. અને પોતાની અલ્પજ્ઞતાનો સભાન સ્વીકાર એ તો શિવતાનં ચિન્હ છે. એમાં પરમાત્માની સ્તુતિ છે. નિરહંકારિતા છે. ગુરૂ એવા હોય. સાધનસંપન્ન શિષ્ય અને સદ્‌ગુરૂના મિલનમાં પરમાત્માનો આવિર્ભાવ સમજવો. ॥ ૨ ॥

**अथ कवन्धी कात्यायनः उपेत्य पप्रच्छ भगवन् !**
**कुतो ह वै इमाः प्रजाः प्रजायन्ते इति ? ॥ ३ ॥**

अथ=ત્યાર બાદ (વર્ષ પૂરું થતાં) कात्यायनः=કતકના પૌત્ર कवन्धी=કબન્ધીએ उपेत्य=પાસે પહોંચીને इति पप्रच्छ=આમ પૂછયું–भगवन्=હે પૂજ્ય! कुतः=શેમાંથી ह=પ્રસિદ્ધ એવી इमाः=આ તમામ प्रजाः=પ્રજાઓ वै=નિશ્ચય प्रजायन्ते=ઉત્પન્ન થાય છે? ॥ ૩ ॥

ત્યાર બાદ કતકના પૌત્ર કબન્ધીએ પાસે પહોંચીને આમ પૂછયું–કે હે પૂજ્ય! શામાંથી આ પ્રસિદ્ધ સમસ્ત પ્રજાઓ નિશ્ચય ઉત્પન્ન થાય છે? ॥ ૩ ॥

આગલી ઋચામાં ગુરૂએ શિષ્યોને શ્રદ્ધા, ભક્તિ, બ્રહ્મચર્ય અને તપપૂર્વક એક વરસ સુધી પોતાને ત્યાં રહેવાનું વિધાન કર્યું. તે વિવેકી શિષ્યો ગુરૂની સૂચનાનો મર્મ સમજ્યા. ગુરૂના વાકયે તેમને મનમાં ખોટું ન લાગ્યું. અને તેઓ ગુરૂને ત્યાં પૂર્ણ એક વરસ સુધી જેવી રીતે ફરમાવ્યું તેવી રીતે રહ્યા. અર્થાત્ છયે શિષ્યોએ, ગુરૂ સમક્ષ ગૃહત્યાગ, તપસ્વીજીવન, ધીરજ અને શ્રદ્ધાની પરીક્ષા આપી. આમ એક વર્ષની અવધિ પૂરી થતાં તેઓ ગુરૂ સમક્ષ પહોંચ્યા. તેઓમાંના છેલ્લા કતકના પૌત્ર કબન્ધીએ ગુરૂજી આગળ વિનયપૂર્વક પ્રશ્ન પૂછયો. કહ્યું કે હે પૂજ્ય ગુરો! કહો કે આ સમસ્ત પ્રજાસમસ્ત ચરાચર જગત્ શેમાંથી ઉત્પન્ન થાય છે? આ છે પ્રશ્ન. પ્રશ્ન તો નાનો સરખો દેખાય છે, પણ એ નાના પ્રશ્નમાં જ અધ્યાત્મવિદ્યાનાં મંડાણ છે. કોઇપણ વિચારી માનવને આ પ્રશ્ન ખરો થવો જ જોઇએ! આ પ્રત્યક્ષ દેખાતું જગત ક્યાંથી ઉપજે છે? કયાં રહે છે? કયાં જાય છે?–એના દ્દઢ નિર્ણયમાં તત્ત્વજ્ઞાન છૂપાયેલું છે. એક વખત આ પ્રશ્નનો નિર્બાધ ઉત્તર મળે કે તેમાંથી સમગ્ર જીવન કેવી રીતે ગાળવું તે ફલિત થાય છે. આથી જગતની ઉત્પત્તિનાં કારણના જ્ઞાનમાં જીવનસિદ્ધિ સમાયેલી છે એમ સમજવું. શિષ્યના

પ્રશ્નનો મુદ્દો એ છે કે આ જગતની ઉત્પત્તિના વિષયમાં અનેક વિદ્વાનોએ અનેક સિદ્ધાંતો બતાવ્યા છે ! અને એ અનેક મતમતાન્તરોમાંથી કયો સાચો પક્ષ છે એ નિર્ણય કરવું મુશ્કેલ છે, આમ તર્ક કે બુદ્ધિની દોડથી આ પ્રશ્નનો જવાબ સંતોષકારક આવતો નથી. આથી અનુભવીની વાણી જ આ વિષયમાં પ્રમાણભૂત લેખાય. આથી હે ગુરુદેવ ! આપ અનુભવી છો. અને શાસ્ત્રજ્ઞાની પણ છો. આથી આપ સમક્ષ મારો આ પ્રશ્ન છે. કૃપા કરીને આ બાબતમાં આપ મને નિઃસંશય કરી અનુગ્રહ કરો. ॥ ૩ ॥

**तस्मै स ह उवाच-प्रजाकामो वै प्रजापतिः स तपो अतप्यत, स तपः तप्त्वा, स मिथुनं उत्पादयते रयिं च प्राणं च इति, एतौ मे बहुधा प्रजाः करिष्यतः इति ॥ ४ ॥**

तस्मै=તેને स=ને ह=પ્રસિદ્ધ ઋષિએ उवाच=કહ્યું प्रजापतिः=પ્રજાપતિ वै=નિશ્ચય प्रजाकाम=પ્રજાની ઇચ્છાવાળા થયા. सः=તેણે तपः=તપ अतप्यत= તપ્યું सः=તેણે तपः-તપ तप्त्वा=તપીને स=તેણે एतौ=આ બે मे=મારી बहुधा=અનેક પ્રકારની प्रजा.=પ્રજાઓ करिष्यतः=કરશે इति=એમ વિચારીને रयिं=રયિ (પ્રકૃતિ) च=તથા प्राणं=પ્રાણ (જીવન) इति=આ च=બેનું એક मिथुनं=જોડું उत्पादयते=ઉત્પન્ન કર્યું. ॥ ૪ ॥

તેને તે પ્રસિદ્ધ ઋષિએ કહ્યું-પ્રજાપતિ નિશ્ચય પ્રજાની ઈચ્છાવાળા થયા. તેણે તપ તપ્યું. તેણે તપ તપીને, તેણે "આ બે મારી અનેક પ્રકારની પ્રજાઓ ઉત્પન્ન કરશે" એમ વિચારીને રયિ (પ્રકૃતિ) તથા પ્રાણ (જીવન) આ બેનું એક જોડું ઉપજાવ્યું. ॥ ॥ ૪ ॥

શિષ્યનો અતિશય ગભીર અને ગહન પ્રશ્ન સાંભળી ગુરુદેવ પ્રસન્ન થયા. કેમકે ગુરુદેવને પણ, જીવનમાં કોહીનૂરની માફક ચીવટથી સાચવી રાખેલો કિંમતી અનુભવ, યોગ્ય શિષ્યને આપવાનો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે આનન્દની અવધિ થાય છે. આથી શિષ્યની ઉત્પત્તિવિષયક જીજ્ઞાસા સાંભળી ગુરુદેવે તરત વળતો ઉત્તર આપ્યો. તેણે કહ્યું કે હે શિષ્ય ! તારો પ્રશ્ન ઉત્તમ છે. ગૂઢ છે. તર્ક કે આપબુદ્ધિથી એ નિઃસન્દેહપણે જાણી શકાય એવો નથી. આથી મને મારા ગુરુદેવની કૃપાથી જે જાણવા મળ્યું છે અને જેનો મને જાતઅનુભવ થઇ ચૂકયો છે તે હું આપ શિષ્યોને જણાવું છું. હે પ્રિય સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં પરમાત્માને પ્રજાવાળા થવાનું મન થયું. એટ

સૃષ્ટિ ઉપજાવવાની ઇચ્છા થઇ. અર્થાત્ હે શિષ્ય ! તું જાણી લે કે આ સૃષ્ટિની ઉત્પત્તિમાં પરમાત્માની ઇચ્છા એ જ મુખ્ય કારણ છે. મનુષ્યની ઇચ્છા પણ જ્યારે આદરણીય ચીજ છે–તેની ઇચ્છા સામે પ્રશ્ન પૂછી શકાતો નથી તો પછી સમસ્ત બ્રહ્માંડના નાયની ઇચ્છા કેટલી આદરણીય હોવી ઘટે ? તે ઇચ્છાને પ્રશ્ન કેમ પૂછી શકાય ! માટે મારો સૌથી પહેલો ઉત્તર એ છે કે આ સૃષ્ટિ એ ઇશ્વરેચ્છાનું ફલ છે. અને આ છેવટનો જવાબ છે ! પરમાત્માએ ઇચ્છયું અને સૃષ્ટિ ઉપજી. કેમ ઉપજી–કેવી રીતે ઉપજી–એ બધાય પ્રશ્નો ઉચ્છિષ્ટ છે ! ઉપલી દૃષ્ટિએ ગૌણ છે.

પણ હે શિષ્ય ! ઇશ્વરે સૃષ્ટિ ઉપજાવવા ઇચ્છયું અને તરત સૃષ્ટિ ઉપજી ગઇ ન હતી. ઇશ્વરના સામર્થ્યને માટે કશી શંકા નથી. છતાં પરમાત્માએ પોતાની ઇચ્છાને પણ યોગ્ય ઘાટ આપવા માટે વિચાર્યું. તેણે. તપ કર્યું. તપ શબ્દનો અર્થ થાય છે આલોચન, એટલે કે પૂરી વિચારણા. આ ગભીરતમ સૃષ્ટિને ઉપજાવવા ગભીર તપ કરવું જોઇએ. માણસ એક નાનું છો ચૂના ઇંટનું ઘર બાંધવા પહેલાં પણ અનેક વિચારો અને યોજનાઓ ઘડે છે તો પછી આ અનન્ત–અપાર–ભલાભલા બુદ્ધિમાનોની બુદ્ધિને પણ પડકાર કરે એવી જગતની રચના માટે કેટલાં દીર્ઘ તપની જરુર પડે ! કેટલો વિચાર કરવો પડે ! એ તો ત્રિરાશિનો દાખલો છે. આ સૃષ્ટિનો એક એક પદાર્થ પરમાત્માના પૂર્ણ વિચારનું પ્રતિબિંબ છે ! આથી પરમાત્માએ સૃષ્ટિ ઉપજાવવા ઇચ્છયું, અને તે માટે તેમણે તપ કર્યું એટલે દીર્ઘ વિચાર કર્યો. પરિપૂર્ણ આલોચના કરી.

પરમાત્માના તપને અંતે શું થયું ? તો ગુરૂ કહે છે કે હે પ્રિય શિષ્ય ! પરમાત્માએ તપ કર્યા બાદ રયિ અને પ્રાણનું એક જોડું ઉપજાવ્યું. તેમણે વિચાર્યું કે આ રયિ અને પ્રાણનું યુગલ મારા મનમાં ધારેલી અનેક પ્રજાને ઉપજાવશે. આથી પરમપિતાના પરમાત્માએ પહેલાં રયિ અને પ્રાણનું એક યુગલ સરજ્યું. અહીં નક્કી કરવા જેવા બે શબ્દો છે. રયિ અને પ્રાણ. રયિ શબ્દનો છેવટનો અર્થ થાય છે પ્રકૃતિ. અને પ્રાણનો અર્થ થાય છે જીવન. એટલે કે જીવાત્મા. અર્થાત્ તપસ્વી પરમાત્માએ પોતાના તપને અંતે પોતાની જ અચિન્ત્ય–કર્તુ અકર્તું અન્યથાકર્તું સમર્થ–મહામાયાશક્તિ–જગજ્જનની–ત્રિગુણાત્મિકા શક્તિને પ્રકટ કરી. અને એ પરમાત્માની અચિન્ત્ય પ્રેમા–વિલાસરૂપ મહામાયા પ્રકૃતિમાં પોતાના જ અંશરૂપ જીવને રમતો કરી

દીધો. જીવને સ્વામીત્વ આપ્યું અને પ્રકૃતિને ભોગ્યત્વ આપ્યું. અર્થાત્ પરમતપસ્વી પરમાત્માએ પોતાની જ બે આદ્યશક્તિરૂપ પ્રકૃતિ અને પુરૂષ–ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું યુગલ ઉપજાવ્યું. આ મૂળ બે શક્તિઓનો જ અનન્ત વિસ્તાર તે આ જગત છે. આમ જીવ અને જગજ્જનની પ્રકૃતિને ઉપજાવી–પોતાનામાં જ પ્રકટ કરી–પરમાત્માએ વિચાર્યું કે હવે આ બે જ મારી મનઃકલ્પિત સૃષ્ટિને અનેક રૂપે પેદા કરશે. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી જ સ્થાવરજંગમ સત્ત્વ માત્ર પરમાત્માને આધારે ઉપજે છે, રહે છે, લીન થાય છે. અર્થાત્ ગુરૂદેવે આ ઋચામાં સૃષ્ટિનું ઉત્પત્તિરહસ્ય ગભીરપણે ઉકેલ્યું છે. ઇશ્વરની ઇચ્છાએ સૃષ્ટિનું રહસ્ય છે. ઇશ્વરેચ્છા બાદ ઇશ્વરનું તપ આવે છે. એ તપને અંતે પ્રકૃતિ અને પુરૂષનું યુગલ ઉપજે છે. અને એ પ્રકૃતિ પુરૂષના યુગલધર્મે સમસ્ત ચરાચર જગતનો ફેલાવો થયો છે. ॥ ૪ ॥

आदित्यः ह वै प्राणः रयिःएव चन्द्रमा ।
रयिः वै एतत् सर्वं, यत् मूर्तं च अमूर्तं च ।
तस्मात् मूर्तिः एव रयिः ॥ ५ ॥

आदित्यः = સૂર્ય ह=જ वै=નિઃસન્દેહ બહારના જગતમાં प्राणः = પ્રાણ (જીવન) છે. અને चन्द्रमाः = ચન્દ્રમા एव=નિશ્ચય रयिः=રયિ છે. वै=નિઃસન્દેહ एतत्=આ सर्वं=બધું रयिः = રયિ છે यत = જે मूर्तं=મૂર્ત (સ્થૂલ) છે च = અને જે च = નિશ્ચય अमूर्तं = અમૂર્ત (સૂક્ષ્મ) છે. तस्मात् = તેથી પ્રાણથી (જીવન)થી ભિન્ન જે मूर्तिः=મૂર્તિ ((મૂર્ત–અમૂર્ત પ્રકૃતિ) છે તે બધું एव= નિશ્ચય रयि=રયિ છે. ॥ ૫ ॥

સૂર્ય જ નિશ્ચય બહારના જગતમાં પ્રાણ છે. અને ચન્દ્રમા જ નિશ્ચય રયિ છે. નિઃસન્દેહ આ બધું તે રયિ છે જે મૂર્ત છે અને જે નિશ્ચય અમૂર્ત છે. તેથી પ્રાણથી ભિન્ન જે મૂર્તામૂર્ત છે તે બધું નિશ્ચય રયિ છે. ॥ ૫ ॥

પરમાત્માએ પોતાની સત્યસંકલ્પતાથી પ્રકૃતિ અને પુરૂષનું જોડું પહેલાં ઉપજાવ્યું. અને તે દ્વારા સ્થાવરજંગમ જગત ઉપજાવ્યું એમ આગલા મંત્રમાં કહ્યું. પરંતુ પ્રકૃતિતત્ત્વ તથા પુરુષતત્ત્વ એ બન્નેની સમજણ અતિસૂક્ષ્મ હોય છે. 'પ્રકૃતિ અને પુરૂષ' એમ બે શબ્દો બોલવામાત્રથી તેમનું તત્ત્વ સમજાઈ જતું નથી. ગુણે અને ધર્મે એ બન્ને કેવાં છે તે જાણવું રહ્યું. કેમકે એ બેના વિવેકજ્ઞાનમાં મુક્તિ છૂપાઇ છે. આથી પ્રકૃતિ

અને પુરુષના વિવિક્ત તત્ત્વને સમજાવવા હવે ગુરુદેવ આ વિવેક પ્રકરણ સ્પષ્ટ કરતાં કહે છે કે હે સૌમ્ય! હું તને ઉપલી કહેલી વાત જ સ્પષ્ટતાથી સમજાવું છું. મેં તને પ્રાણ અને રયિ વિષે કહ્યું તે બેનો તફાવત હવે તને કહું છું. સ્થૂલદષ્ટિએ પહેલાં સમજી લે એટલે તે સ્થૂલમાંથી જ સૂક્ષ્મ સમજ તને આવી જશે. આ જે પ્રત્યક્ષ સૂર્ય છે તે પ્રાણ સ્વરૂપ છે. અને આ જે ચન્દ્ર છે તે રયિ છે. જે કાંઇ આ સ્થાવર સૂક્ષ્મ સ્થૂલ માલુમ પડે છે—જે આકારવાળું અને આકાર વિનાનું જેવું લાગે છે તે બધું રયિ છે. માટે મૂર્તિ જ રયિ છે. રયિ શબ્દનો આપણો પ્રકૃતિ એવો છેવટનો અર્થ છે. ગુરુદેવ વિધાન કરે છે કે જે કાંઇ મૂર્તિ અને અમૂર્તિ છે તે બધું પ્રકૃતિ છે. અર્થાત્ જે આકારવાળા પદાર્થો છે અને જે કોઇ નિરાકાર પદાર્થો છે તે બધા જ પ્રકૃતિના પરિણામો છે. અને વિચારદષ્ટિએ નિરાકાર જેવી કોઇ ચીજ નથી. વિચારની પણ મૂર્તિ હોય છે. આમ સમસ્ત વસ્તુજાત દેશકાળવસ્તુથી પરસ્પર મર્યાદિત હોઇને નિરાકારતા એ સાપેક્ષ દષ્ટિએ જ સંભવી શકે છે. આથી હે શિષ્ય! તું આટલું સમજ કે કાર્યકારણભાવે વર્તી રહેલું આ સમસ્ત સ્થૂલ સૂક્ષ્મ જગત રયિ છે:

આ રયિને ગુરુદેવ ચન્દ્રમા કહે છે. અને પ્રાણને આદિત્ય કહે છે. અને આ રૂપકમાં સુન્દર રહસ્ય છુપાયેલું છે. સ્થૂલ જગતમાં સૂર્યના જે ગુણધર્મો છે તેવા જ ગુણધર્મો આધ્યાત્મિક પ્રકરણમાં આત્માના છે. અને સ્થૂલ જગતમાં ચન્દ્રના જે ગુણધર્મો નજરમાં આવે છે તેવા જ ગુણધર્મો આધ્યાત્મિક પ્રકરણમાં પ્રકૃતિના છે. સૂર્ય સ્વયંપ્રકાશ અને પર-પ્રકાશક છે. સૂર્ય બાહ્ય જગતનું જીવન છે. સમસ્ત ચરાચરનો આધાર છે. આત્મા પણ સ્વયંપ્રકાશ છે અને પર પ્રકાશક છે. પ્રકૃતિનું જીવન છે. સૌનો આધાર છે. ચન્દ્ર સ્વયંપ્રકાશ રહિત છે, અને તે ઉપરાંત સૂર્યના પ્રકાશે ઝગઝગે છે. ચન્દ્ર અમૃતમય છે. રમણીય છે. પ્રકૃતિ સ્વપ્રકાશશૂન્ય છે. પારકાના પ્રકાશે ઝગઝગે છે. અમૃત જેવી મીઠી લાગે છે. અને જીવમાત્રને માટે એ રમણીય છે. કેમકે જીવમાત્રને એ ભોગ પૂરા પાડે છે. સૂર્યમાં દાહકશક્તિ છે. આત્મામાં પણ સમસ્ત પાપપુણ્યરાશિને બાળવાનું સામર્થ્ય છે. ચન્દ્રમાં તો જડતા-શીતળતા છે. પ્રકૃતિમાં પણ જડતા-જીવનની પ્રગતિને શીતળ-શિથિલ બનાવી દેવાની શક્તિ છે, આવા અનેક ધ્વનિઓથી આ રૂપક રમણીય છે. આદિત્યાધારે જેમ ચન્દ્ર છે તેમ પુરુષાધારે પ્રકૃતિ છે. અને આથી પ્રકૃતિ અને પુરુષનું સાધર્મ્ય વૈધર્મ્ય ગુણધર્મોની ભિન્નતાએ આ રૂપક દ્વારા ગુરુદેવ સૂચિત કરે છે.

આત્મા પ્રકૃતિથી ભિન્ન છે એ આભિપ્રાય પ્રધાનસૂર છે. અને એ જ વાત અધ્યાત્મ પ્રકરણમાં મહત્વની છે. આથી ગુરૂ ટૂંકમાં જ બતાવી દે છે કે 'પ્રાણ=પુરુષથી ભિન્ન જે કાંઈ મૂર્તિ છે તે બધું નિશ્ચય રયિ=પ્રકૃતિ છે.' ॥ ૫ ॥

**अथ आदित्यः उदयन् यत् प्राचीं दिशं प्रविशति, तेन प्राच्यान् प्राणान् रश्मिषु संनिधत्ते । यत् दक्षिणां, यत् प्रतीचीं, यद् उदीचीं, यद् अधः, यद् ऊर्ध्वं, यद् अन्तराः दिशः, यत् सर्वं प्रकाशयति, तेन सर्वान् प्राणान् रश्मिषु संनिधत्ते ॥ ६ ॥**

अथ=હવે उदयन्=ઉગતો आदित्यः=સૂર્ય यत्=જે प्राची=પૂર્વ दिशः=દિશામાં प्रविशति=પ્રવેશ કરે છે ( પૂર્વ દિશાને પ્રકાશિત કરે છે ) तेन=તેથી તે प्राच्यान्-પૂર્વ દિશાના प्राणान्-પ્રાણોને પોતાનાં रश्मिषु-કિરણોમાં संनिधत्ते=મિશ્રિત કરે છે. ( એટલે કે રશ્મિઓ દ્વારા જીવન દેતો હોઇને વ્યાપ્ત કરે છે. ) यत्=જે दक्षिणां-દક્ષિણ દિશાને. यत्-જે प्रतीचीं-પશ્ચિમ દિશાને यत्-જે उदीचीं-ઉત્તર દિશાને यत्-જે अधः-નીચેની દિશાને यत्-જે ऊर्ध्वं-ઉપરની દિશાને અને यत्-જે अन्तराः-વચલી दिशः-દિશાઓને, यत्-જે सर्वं-સૌને प्रकाशयति-પ્રકાશિત કરે છે तेन-તેથી सर्वान्-તમામ प्राणान्-પ્રાણોને પોતાના रश्मिषु-કિરણોમાં संनिधत्ते-મેળવે છે-મિશ્રિત કરે છે ( રશ્મિઓ દ્વારા જીવન દેતો હોઇને વ્યાપ્ત કરે છે. ) ॥ ૬ ॥

હવે ઉદય પામતો સૂર્ય, જે પૂર્વ દિશામાં પ્રવેશ કરે છે, તેથી તે પૂર્વ દિશાના પ્રાણોને પોતાની રશ્મિઓમાં મેળવે છે. જે દક્ષિણ દિશાને, જે પશ્ચિમ દિશાને, જે ઉત્તર દિશાને, જે નીચેની દિશાઓને, જે ઉપરની દિશાને અને જે વચલી દિશાઓને, જે સૌને ( તમામ વસ્તુને ) પ્રકાશિત કરે છે, તેથી સૌના પ્રાણોને પોતાની રશ્મિઓમાં મેળવે છે ( રશ્મિઓ દ્વારા જીવન આપતો હોઈને વ્યાપ્ત કરે છે. ) ॥ ૬ ॥

પ્રકૃતિ અને પુરુષમાં પણ પુરુષ ઉપાદેય છે અને પ્રકૃતિ હેય છે. પુરુષ સર્વવ્યાપી છે અને પ્રકૃતિને પોતાની શક્તિથી પ્રાણિત કરે છે. એ વાતને સૂર્યના જ દૃષ્ટાન્તથી વધુ સ્પષ્ટ કરતાં ઋષિ કહે છે કે હે શિષ્યો ! ઉગતો સૂર્ય પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ તમામ દિશાઓની તમામ ચીજને જેમ પ્રકાશિત કરે છે, સૌને જેમ પ્રાણદાન કરે છે અને સૌને જેમ વ્યાપી રહે છે તેમ ઉગતો આત્મા સમસ્ત પ્રકૃતિને પ્રકાશિત કરે છે. પ્રકૃતિમાં

પરિણામ પરંપરા પામવાની પ્રાણશક્તિ રેડે છે. અને સમસ્ત પ્રકૃતિને અણુઅણુમાં વ્યાપી રહે છે. 'ઉગતો આત્મા' એટલે કે પ્રકૃતિના અંધારાને વટાવીને પોતાના સ્વરૂપના ઉદયને પામતો. અર્થાત્ જાગૃત આત્માને માટે આ વિધાન હોઇને 'ઉગતો' એટલે પ્રકૃતિના અંધારામાંથી ઉપર આવી સ્વપ્રતિષ્ઠ થતો આત્મા. જેને આત્માની સાચી સમજ પડે તેને જ આત્માની આ વિસ્મયકારિણી શક્તિનો પરિચય થાય છે. ॥ ૬ ॥

**स एव वैश्वानरः विश्वरूपः प्राणो अग्निः उदयते ।**
**तत् एतद् ऋचा अभ्युक्तम् ॥ ७ ॥**

सः–તે एवः–આ वैश्वानरः–સૌનો નેતા (પોતપોતાના કામમાં લગાવનારો), विश्वरूपः–તમામ રૂપોવાળો, प्राणः–સૌના જીવનરૂપ अग्निः–સૂર્ય પ્રતિદિન પૂર્વદિશામાંથી उदयते–ઉદિત થાય છે. तत्–તે एतत्–આ ऋचा–મંત્રે अभ्युक्तं–કહ્યું છે. ॥ ૭ ॥

તે આ સૌનો નેતા (પોતપોતાના કામમાં લગાડનાર) સર્વરૂપ, સર્વજીવન સૂર્ય હરરોજ પૂર્વદિશામાંથી ઉગે છે. તે આ મન્ત્રે કહ્યું છે. ॥ ૭ ॥

ભગવતી શ્રુતિને સૂક્ષ્મ અને દુર્બોધ વસ્તુનું વારંવાર પ્રતિપાદન કરવામાં આળસ નથી. આથી વળી કહેલી જ વાતને વધુ સ્પષ્ટ કરતાં કહે છે કે હે શિષ્ય ! તે આ સૂર્ય–આત્મા વૈશ્વાનર છે. વિશ્વરૂપ છે. સૌનું જીવન છે. પ્રતિદિન પૂર્વમાં ઉગે છે. અર્થાત્ જેમ સૂર્ય સ્થૂલ જગતમાં વૈશ્વાનર એટલે સૌનો નેતા=સૌને પોતપોતાના કાર્યમાં પ્રેરિત કરનારો છે તેમ આ આત્મા પ્રાણીમાત્રનો પ્રેરક છે. સૌને પોતપોતાના કાર્યમાં પ્રેરિત કરે છે. આત્માની પ્રેરણા સિવાય ક્રિયા નથી. સૂર્યની જ શક્તિ જેમ સ્થૂલરૂપે પ્રતીત થઇ રહી

विश्वरूपं हरिणं जातवेदसं परायणं ज्योतिरेकं तपन्तम् ।
सहस्ररश्मिः शतधा वर्तमानः, प्राणः प्रजानां उदयति
एष सूर्यः इति ॥ ८ ॥

" विश्वरूपं=સર્વરૂપી, हरिणं=સર્વરોગહર=સૌને સ્વાસ્થ્ય દેનાર, जातवेदसं=સૌને જ્ઞાન દેનાર, तपन्तं=સૌને તપાવનાર તે परायणं=પરમગતિ, एकं=અદ્વિતીય ज्योतिः=જ્યોતિને વિદ્વાનોએ જાણી છે. જે एषः=આ सहस्ररश्मिः=હજારો કિરણોવાળો, शतधा=સેંકડો રીતે वर्तमानः=વર્તી રહેલો प्रजानां=પ્રજાઓનો प्राणः=પ્રાણ सूर्यः=સૂર્ય उदयति=ઉદય પામે છે." इति=આ છે મન્ત્ર. ॥ ૮ ॥

" સર્વરૂપ, સર્વરોગહર, સૌને જ્ઞાનપ્રદ, સૌને તપાવનાર તે પરમગતિ, અદ્વિતીય જ્યોતિને વિદ્વાનોએ જાણી છે. જે આ હજારો કિરણોવાળો, સેંકડો રીતે વર્તી રહેલો પ્રજાઓનો પ્રાણ સૂર્ય ઉદય પામે છે "–આ છે મન્ત્ર. ॥ ૮ ॥

હે શિષ્યો ! વેદ મન્ત્રમાં કહ્યું છે કે આ સૂર્ય વિશ્વરૂપ છે. સર્વરોગહર છે. સૌને જ્ઞાન દેનાર છે. સૌને તપાવનાર છે. એક છે, પરાયણ છે. જ્યોતિ-સ્વરૂપ છે. હજારો કિરણોવાળો છે. સેંકડો રીતે વર્તી રહેલ છે. પ્રજાનો પ્રાણ છે. એવો સૂર્ય ઉગી રહ્યો છે. અર્થાત્ જેમ સ્થૂલ જગત એ સૂર્યની જ પ્રતિમા છે-તેમ સૂર્ય સહિત આ સમસ્ત જગત આત્માનું જ પ્રતિરૂપ છે. સ્થૂલ સૂર્ય જેમ રોગહર છે તેમ આ આત્મા સર્વ રોગના મૂળ કારણરૂપ જે ભવરોગ તે ભવરોગનો પણ હણનાર છે. સૂર્ય જેમ પોતાના ઉદય સાથે જ અંધારામાં પડેલી તમામ વસ્તુને પૃથક્ પૃથક્ જણાવી દે છે તેમ આ આત્માનો ઉદય થતાં જ સૌને જગતનું યથાર્થ જ્ઞાન થઇ જાય છે. જેમ સૂર્ય જગતના તમામ પદાર્થોને તપાવે છે તેમ આ આત્મા પણ પુણ્યાપુણ્યને તપાવી મુકવી નાંખે છે ! જેમ સૂર્ય ગ્રહોપગ્રહનું પરાયણ-પરમગતિ છે તેમ આ આત્મા સમસ્ત જગતનું પરાયણ છે. સૂર્ય જેમ એક છે તેમ આ આત્મા પણ અદ્વિતીય છે ! સૂર્ય જેમ પ્રકાશસ્વરૂપ છે તેમ આ આત્મા પણ જ્યોતિઃસ્વરૂપ છે. સૂર્યના અસંખ્ય કિરણો છે તેમજ આ આત્માના પણ અસંખ્ય કિરણો છે અને તે એક કિરણમાં અનન્ત પ્રકાશ છે ! સૂર્ય જેમ પોતાની થીજી ગયેલી શક્તિ દ્વારા જગતના અસંખ્ય પદાર્થોરૂપે પ્રતીત છે તેમ આ આત્મા પણ અનન્ત રીતે વર્તી રહ્યો છે ! સૂર્ય જેમ સૌનો પ્રાણ છે તેમ સૂર્ય

સહિત સમસ્ત બ્રહ્માંડનો પ્રાણ આત્મા છે! અને સૂર્ય જેમ રાત્રિ વીતતાં ઉદિત થાય છે તેમ આત્મા પણ અજ્ઞાનની રાત્રિ વીતતાં ઉદિત થાય છે! આમ ભગવાન પિપ્પલાદ અને વેદના દ્રષ્ટાના દર્શનમાં ફેર નથી. ॥ ૮ ॥

**संवत्सरो वै प्रजापतिः ! तस्य अयने दक्षिणं च उत्तरं च। तद् ये ह वै तद् इष्टापूर्ते "कृतम्" इति उपासते, ते चन्द्रमसं एव लोकं अभिजयन्ते। त एव पुनः आवर्तन्ते। तस्माद् एते ऋषयः प्रजाकामाः दक्षिणं प्रतिपद्यन्ते। एष ह वै रयिः यत् पितृयाणः ॥ ९ ॥**

संवत्सरः=વરસ वै=નિશ્ચય प्रजापतिः=પ્રજાપતિ=પ્રજાપાલક છે. तस्य=તેના दक्षिणं=દક્ષિણ च=તથા उत्तरं=ઉત્તર च=બે अयने=માર્ગો છે. तद्=તેમાં ये=જેઓ ह वै=નિશ્ચય જ इष्टापूर्ते=યજ્ઞકર્મ તથા બીજાં લોકહિતનાં કર્મો, तत्=તે બેને कृतम्=પર્યાપ્ત છે (બસ) इति=એમ સમજીને उपासते=નિરન્તર કરે છે ते=તેઓ एव=નિશ્ચય चन्द्रमसं=ચન્દ્રમારૂપી लोकं=લોકને (ચન્દ્રમાની માફક ચમકીલા મંગળ, બુધ, બૃહસ્પતિ વગેરે લોકોને) अभिजयन्ते=પ્રાપ્ત થાય છે. ते=તેઓ एव=નિશ્ચય पुनः=પાછા आवर्तन्ते=ફરે છે. तस्मात्=તેથી સૌ ऋषयः=ઋષિઓ જેઓ प्रजाकामाः=પ્રજા (પ્રકૃતિ)ની ઈચ્છાવાળા છે, તેઓ दक्षिणं=દક્ષિણ માર્ગને प्रतिपद्यन्ते=પ્રાપ્ત થાય છે. एषः=આ છે ह=પ્રસિદ્ધ वै=નિશ્ચય रयिः=રયિ यत्=જે पितृयाणः=દક્ષિણમાર્ગ=કર્મીઓનો માર્ગ છે. ॥ ૯ ॥

સંવત્સર નિશ્ચય પ્રજાપતિ છે. તેના દક્ષિણ તથા ઉત્તર એમ બે માર્ગો છે. તેમાં જેઓ નિશ્ચય જ યજ્ઞકર્મો તથા બીજાં લોકહિતનાં કર્મો-તે બ ને "આ જ પર્યાપ્ત છે-બસ છે-બસ છે" એમ સમજીને નિરન્તર ઉપાસે છે-કરે છે, તેઓ નિશ્ચય ચન્દ્રમારૂપી લોકને પ્રાપ્ત થાય છે. તેઓ નિશ્ચય પાછા ફરે છે. તેથી સૌ ઋષિઓ કે જેઓ પ્રજાકામી-પ્રકૃતિવાંચ્છુ છે તેઓ દક્ષિણ માર્ગને પ્રાપ્ત થાય છે. આ છે પ્રસિદ્ધ નિશ્ચય રયિ જે દક્ષિણ માર્ગ છે. ૯ ॥

આમ ચોથાથી આઠમા મંત્ર સુધીમાં ઋષિએ જગતની ઉત્પત્તિ પરમાત્માની ઇચ્છાથી અને તપથી પોતાની જ બે અચિન્ત્યવિભવા શક્તિ દ્વારા થઈ છે એમ બતાવ્યું. એ બે શક્તિઓમાં એક પુરુષ-દૃક્શક્તિ છે અને બીજી પ્રકૃતિશક્તિ-દર્શનશક્તિ છે એમ પણ બતાવ્યું. પુરુષ અને પ્રકૃતિની વચ્ચે રહેલું વૈધર્મ્ય પણ બતાવ્યું. પ્રકૃતિ હેય છે અને પુરુષ ઉપાદેય છે એમ પણ

સૂચિત કર્યું. પરંતુ એ પ્રકૃતિ અને પુરુષની જોડીએ આ જગતને કેવા ક્રમે ઉપજાવ્યું તે બતાવવું હજી બાકી છે. કેમકે પરમાત્માનો તો સંકલ્પ છે કે આ જોડું મારી અનેક પ્રજાઓ ઉપજાવશે. તો પરમાત્માના ઇક્ષણથી આ જોડું–પ્રકૃતિ અને પુરુષનું યુગલ–કેવી રીતે કયા ક્રમમાં જગતની ઉત્પત્તિ કરે છે તે હવેથી આગળ બતાવે છે. આ સાથે અધ્યાત્મવિદ્યાનો જે મૂળ ઉદ્દેશ છે તે પણ ઋષિ ભૂલતા નથી. એટલે ઉત્પત્તિપ્રકરણને ચર્ચતાં જ વચ્ચે વચ્ચે પ્રકૃતિ અને પુરુષની ઉપાસનાનું શું ફળ છે તે પણ બતાવે છે.

આ જગતમાં જીવ પ્રકટે છે તે ભોગ ભોગવવા માટે અને મુક્તિ મેળવવા માટે. ભોગ અને અપવર્ગ એ બે છે પ્રયોજન પ્રકૃતિના અસ્તિત્વનું. પ્રકૃતિ પુરુષને ભોગ અને અપવર્ગ–એટલે કે કૈવલ્ય–મોક્ષ બન્ને આપે છે. આ ભોગ અને અપવર્ગ માટે શરીરદ્વારા જીવને જન્મ લેવો પડે છે. અને આ ભોગ કે અપવર્ગને કાળની મર્યાદા છે. એટલે કે પ્રત્યેક શરીરધારીને અમુક–તેના કર્માનુસાર ભોગ ભોગવવા માટે ઇશ્વરનિર્મિત આયુષ્ય મળે છે. આ આયુષ્ય એ જ કાળ મર્યાદા છે. અને એ અગત્યની છે. આ સૃષ્ટિની તમામ ચીજ કાળના તાબામાં છે. આથી પ્રકૃતિ અને પુરુષનું યુગલ પરમાત્માની અનેક પ્રજા ઉપજાવે તે તમામ પ્રજા કાળને અધીન છે. આથી ઋષિ પહેલાં કાળને જ પ્રજાપતિ તરીકે વર્ણવે છે. કાળનું પણ વર્ષ એ એકમ છે કેમકે આપણી કલ્પના મુજબ કાળની ગણત્રી વર્ષોમાં થાય છે. આથી ઋષિ કહે છે હે શિષ્યો! કાળના એકમ રૂપ સંવત્સરને જ તમો પ્રજાપતિરૂપ જાણો. એ સંવત્સર–વર્ષના બે વિભાગો–માર્ગ છે. સૂર્ય અને ચન્દ્ર એ કાળના નિર્ણાયક આપણે માન્યા છે. આ પ્રકરણમાં સૂર્ય આત્માસ્થાનીય અને ચન્દ્ર પ્રકૃતિ સ્થાનીય છે એ ભૂલવાનું નથી. આથી મુખ્યત્વે સૂર્યની ગતિથી નિર્ણીત થતા સંવત્સરના બે માર્ગો ધારવામાં આવ્યા છે. એકને ઉત્તર અને બીજાને દક્ષિણ કહે છે. સૂર્યના જેમ ઉત્તરાયણ અને દક્ષિણાયન એમ બે માર્ગો છે તેમ આત્માના પણ દક્ષિણ અને ઉત્તર એમ બે માર્ગો છે. જીવનમાં બે રસ્તાઓ છે. ઉત્તરાયણ અને દક્ષિણાયન. એ બેમાં ઉત્તરાયણમાં સૂર્યની શોભન ગતિ હોય છે, એવી આપણી વેદજૂની કલ્પના છે. દક્ષિણાયનમાં સૂર્યનું ગમન એટલું શોભન નથી હોતું. તેમ આત્મારૂપી સૂર્યની પણ જે ઉત્તર ગતિ છે તે અતીવ શોભન છે. દક્ષિણ ગતિ તેટલી શોભન નથી. એ બેમાં દક્ષિણ ગતિ જે ઉત્તર કરતાં કનિષ્ઠ છે તેને જ પહેલાં ઋષિ વર્ણવે છે. અર્થાત્ મનુષ્યની ત્રણ ગતિઓ થાય છે. અધમ, મધ્યમ અને ઉત્તમ. તેમાં અધમ ગતિ તો

મનુષ્યને માટે વિચારવા યોગ્ય પણ નથી. જે મધ્યમ ગતિ છે તે મંદ અધિકારીઓને માટે છે. એ મધ્યમ જીવનમાર્ગ કયો છે તેનો ઉલ્લેખ પોતાની વિશિષ્ટ શૈલિમાં ઋષિ અહીં કહે છે. ઋષિ કહે છે કે હે શિષ્યો! જેઓ સંવત્સરથી મપાતાં આ જીવનમાં ઇષ્ટ અને પૂર્ત કર્મોમાં જ જીવનની ઇતિશ્રી છે એમ માની તેવાં કર્મો કરવામાં જ જન્મ વિતાવે છે તેઓ ચન્દ્રમારૂપી લોકને પ્રાપ્ત થાય છે. અર્થાત્ જીવનમાં સ્થૂલ યજ્ઞાદિ કાર્યો અને લોકસુખાકારી બીજાં કાર્યો કરવાં એ જ ધ્યેય છે એમ માની જેઓ આત્મજ્ઞાન પ્રાપ્ત કરતા નથી અને પોતાની કલ્પાનુસાર યજ્ઞાદિ કર્મોમાં જ રચ્યાપચ્યા રહે છે તેઓ ચન્દ્રલોકને જ પ્રાપ્ત થાય છે. આપણી ઉપલી સમજ મુજબ ચન્દ્ર એટલે પ્રકૃતિ એટલે કે તેવા મધ્યમ અધિકારી જીવો પ્રકૃતિને જ પ્રાપ્ત થાય છે. અને પ્રકૃતિનિષ્ઠામાં તો મોક્ષ નથી. આથી તેવા જીવો પાછા ફરે છે. એટલે કે તેમના જન્મમરણની ઇતિ થતી નથી. આથી પ્રકૃતિકામી પુરુષો જેઓ યજ્ઞીય કાર્યમાં પોતાનું જીવન સાફલ્ય માનતા હોય તેઓ જન્મમરણના ચક્રમાંથી છૂટતા નથી. તેઓની ઉત્તમ ગતિ નથી. આથી જ પ્રકૃતિનિષ્ઠાનો જે માર્ગ છે તે આત્મનિષ્ઠાના માર્ગથી ઓછો શોભન હોવાથી તેને "દક્ષિણ

ફરતા. इति=કેમકે एष=આ निरोधः=રોકાણ-હદ છે. तद्=એમાં एषः=આ श्लोकः=મન્ત્ર પ્રમાણ છે. ॥ ૧૦ ॥

હવે ઉત્તર માર્ગ દ્વારા, તપ, બ્રહ્મચર્ય, શ્રદ્ધા તથા વિદ્યાવડે, પરબ્રહ્મને શોધીને આદિત્યલોકને પ્રાપ્ત કરે છે. એ નિશ્ચય પ્રાણોનું ઘર છે. આ અમૃત છે. અભય છે. આ પરમગતિ છે. એમાંથી નથી ફરીથી પાછા ફરતા કેમકે એ હદ છે. એ બાબતમાં આ મન્ત્ર પ્રમાણ છે. ॥ ૧ ॥

આગલા મન્ત્રમાં ઋષિએ જીવનની મધ્યમ ગતિ બતાવી. આત્મજ્ઞાનશૂન્ય યજ્ઞકાર્યો કે પૂર્તકાર્યો જીવનમાં પરમગતિ દેતાં નથી. એટલે કે પ્રકૃતિના પાશમાંથી છોડવતાં નથી. આથી વિવેકી માણસને તે માર્ગ યદ્યપિ સારો છે છતાં ગ્રહણ કરવા યોગ્ય નથી. તો પછી સૌથી ઉત્તમ માર્ગ કયો છે? દસમા મન્ત્રમાં ઋષિ એનો જવાબ વાળતાં કહે છે કે હે ઋષિઓ! આ દક્ષિણ માર્ગથી વધુ શોભન માર્ગ છે ઉત્તર. એ ઉત્તર માર્ગે પ્રયાણ કરનાર મનુષ્ય જીવનમાં તપ, બ્રહ્મચર્ય, શ્રદ્ધા અને વિદ્યાનો સેવક હોય છે. અર્થાત્ જેણે જીવનમાં ઉત્તમોત્તમ ગતિ પ્રાપ્ત કરવી હોય તેણે તપસ્વી, ઇન્દ્રિયનિગ્રહી, શ્રદ્ધાળુ તથા વિદ્વાન થવું રહ્યું. તપ, ઇન્દ્રિયજય, શ્રદ્ધા અને વિદ્યા એ આત્માને ઓળખવાનાં સાધનો છે. એ સાધનોની સ્થિરતા થતાં માણસને આત્માનું દર્શન થાય છે. અને આત્મદર્શનના પ્રભાવે તે આદિત્યલોકને પ્રાપ્ત કરે છે. આદિત્યલોક એટલે કે આત્માનો લોક એટલે કે જીવનભર તે આત્માના જ પ્રકાશને પ્રાપ્ત કરે છે. આત્માનું એ ધામ, પ્રાણોનું આયતન છે-એટલે કે જીવમાત્રનું પીયર છે. એ ધામ અમૃત-એટલે કે સદા જીવતું છે. એ ધામ અભય એટલે જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિના ભયથી શૂન્ય છે. એ ધામ એ જીવનની પરમગતિ છે. એનાથી વધી આગળ જવાનું નથી. એ ધામમાં પહોંચી ચૂકેલા જીવો પાછા સંસારની ઘટમાળમાં આવતા નથી. કેમકે આત્માનું દર્શન એ દર્શનની હદ છે. આમ તપ આદિના નિરન્તર આચરણમાં જીવની શોભનતમ ગતિ થાય છે. આથી શાણા માણસે વિવેક કરી તપ આદિની સાધનામાં રચ્યા પેચ્યા રહેવું ઘટે એવો અહીં ધ્વનિ છે. ઋષિએ જે વાત ઉચ્ચારી છે તેને વેદની પણ સંમતિ છે એમ ઋષિ પ્રતિપાદિત કરે છે. ॥ ૧૦ ॥

**पञ्चपादं पितरं द्वादशाकृतिं, दिव आहुः परे अर्धे पुरीषिणम् ।**
**अथ इमे अन्ये उ परे विचक्षणं, सप्तचक्रे षडरे आहुः अर्पितम् ॥११॥**

કંઈ કેટલાક ઋષિઓ, તે સૌના पितरं=જનક-પ્રજાપતિને दिवे=દ્યૌ લોકમાં परे=સૌથી ઊંચા अर्धे=અડધા ભાગમાં ( ઉત્તરમાં ) आहुः=કહે છે, જે पञ्चपादं=પાંચ પગવાળા ( શિશિર હેમન્તને એક માનીને પાંચ ઋતુઓવાળા ) द्वादशाकृतिं=બાર આકારવાળા, તથા पुरीषिणम्=જલનો સ્વામી છે. अथ=અને इमे=આ परे=બીજા ઋષિઓ, તે સૌના विचक्षणं=દષ્ટિદાતાને દ્યુલોકના उपरे=નીચલા ભાગમાં ( દક્ષિણ ભાગમાં ) सप्तचक्रे=સાત પ્રકારના કિરણોનાં પૈંડાવાળા તથા षडरे=૭ ઋતુઓના આરાવાળા રથમાં अर्पितं=બેઠેલા आहुः=કહે છે. इति=બસ. ॥ ૧૧ ॥

કેટલાક ઋષિઓ, તે સૌના જનક પ્રજાપતિને દ્યોલોકમાં સૌથી ઊંચા અડધા ભાગમાં-ઉત્તરમાં કહે છે કે જે પાંચ પગવાળા, બાર આકૃતિવાળા તથા જલના સ્વામી છે. અને આ બીજા ઋષિઓ તે સૌના દૃષ્ટિદાતાને દ્યુલોકના નીચલા ભાગમાં-દક્ષિણમાં, સાત પ્રકારના કિરણોનાં પૈંડાવાળા, ૭ ઋતુઓના આરાવાળા રથમાં બેઠેલા કહે છે. બસ. ॥ ૧૧ ॥

હે ઋષિઓ ! વેદમાં આ સંવત્સરરૂપી પ્રજાપતિનું આ મુજબ ચિત્ર દોર્યું છે. કેટલાક ઋષિઓએ સંવત્સરરૂપી સૌના જનક પ્રજાપતિને પાંચ પગ, બાર આકૃતિવાળા, જલના સ્વામી તથા દ્યુલોકમાં સૌથી ઊંચા અડધા ભાગમાં રહેનાર કહે છે. તો વળી બીજા કેટલાક ઋષિઓએ વિચક્ષણ પ્રજાપતિ-સંવત્સરને સાત ચક્ર અને ૭ આરાવાળા રથમાં બેઠેલા કહે છે. અર્થાત્ અહીં સંવત્સરના વિષયમાં જે લૌકિક કલ્પના છે તેનો અલૌકિક રીતે ઋષિ ઉલ્લેખ કરે છે. સંવત્સર એ સૌનો જનક છે. સૌનો ઉત્પાદક છે. કેમકે કાલમર્યાદા ઉત્પત્તિમાં મુખ્ય છે. એ સંવત્સરને પાંચ ઋતુઓરૂપી પાંચ પગ છે. બાર મહિનારૂપી બાર મુખ છે. એને જલનો સ્વામી માનવામાં આવે છે. અને એ દ્યુલોકમાં સૌથી ઊંચે ઉત્તરાયણમાં રહે છે. એટલે કે ઉત્તરાયણગત સૂર્યને લીધે ઉપજતાં વર્ષને પાંચ ઋતુઓ, બાર માસ, હોય છે. જ્યારે કેટલાક ઋષિઓની કલ્પના આથી સ્હેજ જુદી છે. તે સંવત્સરના પણ ઉત્પાદક સૂર્ય ભગવાનને દક્ષિણાયનમાં રહેલા સમજે છે, અને તેના સાત કિરણોને સાત પૈંડા તરીકે માને છે. અને તેના રથને ૭ ઋતુઓરૂપી ૭ આરાઓ છે એમ વર્ણવે છે. ટૂંકમાં સૂર્ય જ્યારે ઉત્તરાયણનિષ્ઠ હોય છે ત્યારે સંવત્સરની પાંચ ઋતુઓ અને બાર માસો હોય છે એવી એક પક્ષે કલ્પના છે. તેજ સૂર્યના સાત કિરણો અને ૭ ઋતુઓરૂપી અનુક્રમે પૈંડા અને આરાઓ છે એવી બીજા પક્ષે કલ્પના છે.

અને આદિત્ય પક્ષમાં જેમ આ કલ્પના છે તેમ આત્માના પક્ષમાં પણ આ કલ્પના બંધબેસતી છે. આત્મા મૂળમાં સૌનો પિતા છે. તે આત્મા સૌથી ઊંચા અને અર્ધ–એટલે કે સમૃદ્ધ હૃદયરૂપી આકાશમાં રહે છે. ને આત્મા પંચપાદ અને બાર આકૃતિવાળો છે. એટલે કે હેમન્ત અને શિશિર ઋતુને એક માનીએ તો પાંચેપાંચ ઋતુમાં સ્થૂલ સ્વરૂપે આત્મા અનેકરૂપે વિહરે છે. ઋતુઋતુએ એનાં પરસ્પર ભિન્ન આકૃતિમાં વિહાર હોય છે. એની બાર આકૃતિ છે એટલે કે બારે માસમાં એ મૂળ સ્વરૂપે એક છતાં અનેકરૂપ ધારણ કરે છે. અર્થાત્ પાંચ ઋતુ અને બાર માસમાં આત્મા પુરાતન છતાં નિત્ય નૂતનરૂપે ભાસે છે. તે ઉપરાંત આત્મા 'પુરીષી' છે એટલે જલસ્વામી–એટલે કે પ્રકૃતિ કે સૃષ્ટિ પહેલાંની આપોમયી–જલમયી પ્રકૃતિ છે તેનો તે સ્વામી છે. ટૂંકમાં તે પ્રકૃતિનો નાથ છે, આવી એક પક્ષે કલ્પના છે.

બીજા ઋષિઓના મતમાં આ આત્મા વિચક્ષણ છે. એટલે દૃષ્ટિનો–સમ્યક્ દર્શનનો દાતા છે. તે સંસારરૂપી સમચક્રમાં–ભૂર્ભુવઃ સ્વઃ વગેરે સાત લોકરૂપી સાત ચક્રવાળા અને રાગદ્વેષાદિ ૭ આરાવાળા સંસારચક્રમાં ઘૂમતો રહે છે. આવા આત્માનું જ્ઞાન મેળવી તેને સંસારચક્રના આરાઓમાંથી છોડાવવાનો પ્રયત્ન કરવો રહ્યો એમ અહીં સૂચન છે. ॥ ૧૧ ॥

**मासो वै प्रजापतिः । तस्य कृष्णपक्षः एव रयिः, शुक्लः प्राणः ।**
**तस्मात् एते ऋषयः शुक्ले इष्टिं कुर्वन्ति, इतरे इतरस्मिन् ॥१२॥**

मासः=મહીનો वै=નિશ્ચય प्रजापतिः=પ્રજાપતિ છે. तस्य=તેનો कृष्णपक्षः=કૃષ્ણપક્ષ रयिः=રયિ તથા शुक्लः=શુક્લપક્ષ एव=નિશ્ચય प्राणः=પ્રાણ છે. तस्मात्=આથી एते=આ પ્રાણ વિદ્યાને જાણવાવાળા ऋषयः=ઋષિઓ शुक्ले=શુક્લપક્ષમાં इष्टिं=યજ્ઞ कुर्वन्ति=કરે છે. इतरे=બીજાઓ इतरस्मिन्=બીજા ( કૃષ્ણ ) પક્ષમાં ॥ ૧૨ ॥

મહિનો નિશ્ચય પ્રજાપતિ છે. તેનો કૃષ્ણપક્ષ રયિ તથા શુક્લપક્ષ નિશ્ચય પ્રાણ છે. આથી આ પ્રાણવિદ્યાને જાણનારા ઋષિઓ શુક્લપક્ષમાં યજ્ઞ કરે છે. બીજાઓ બીજામાં. ॥ ૧૨ ॥

આમ અત્યારસુધી ભગવાન પિપ્પલાદે સંવત્સરને પ્રજાપતિ તરીકે વર્ણવ્યો. કેમકે સંવત્સર એ કાલનું એકમ છે, પણ એ સંવત્સરનું પણ એકમ મહિનો છે. આથી સંવત્સરની માફક હવે માસને પ્રજાપતિપદ આપી

ધીરે ધીરે પ્રજાની ઉત્પત્તિના ક્રમ ઉપર શિષ્યોને લાવે છે. ઋષિ કહે છે કે હે શિષ્યો ! આપ માસને જ પ્રજાપતિ જાણો. એ માસનો જે કૃષ્ણપક્ષ-અંધારિયું છે તે જ રયિ છે. અને શુક્લપક્ષ-અજવાળિયું પ્રાણ છે. અર્થાત્ પ્રકૃતિ આંધળી-જડ હોઇને કૃષ્ણપક્ષને રયિ તરીકે કહે છે. અને જીવાત્મા દેખતો હોઇને-ચેતન હોઇને તેને શુક્લપક્ષ તરીકે વર્ણવે છે. આ કારણસર એટલે કે શુક્લપક્ષ આત્મારૂપ હોવાથી અને કૃષ્ણપક્ષ પ્રકૃતિરૂપ હોવાથી આત્મવિદ્યાના જાણકારો શુક્લપક્ષમાં યજ્ઞ કરે છે. એટલે કે આત્માના દર્શન થાય એ હેતુથી-એ પ્રયોજનને સામે રાખીને યજ્ઞીય કાર્યો કરે છે. જ્યારે આત્માને ન જાણનારા કૃષ્ણપક્ષમાં યજ્ઞ કરે છે એટલે કે પ્રકૃતિનિષ્ઠાવાળા લોકો પ્રકૃતિની જ પ્રાપ્તિને ચાહતા હોઇને પ્રકૃતિની જ પૂજા કરે છે. ॥૧૨॥

**अहोरात्रो वै प्रजापतिः । तस्य अहर् एव प्राणः, रात्रिः एव रयिः । प्राणं वै एते प्रस्कन्दन्ति ये दिवा रत्या संयुज्यन्ते; ब्रह्मचर्यमेव तत् यद् रात्रौ रत्या संयुज्यन्ते ॥ १३ ॥**

अहोरात्रः=દિન તથા રાત બન્ને वै=નિશ્ચય प्रजापतिः=પ્રજાપતિ છે तस्य=તેનો-દિનરાતરૂપી પ્રજાપતિનો अहः=દિન एव=નિશ્ચય प्राणः=પ્રાણ તથા रात्रिः=રાત્રિ एव=નિશ્ચય रयिः=રયિ છે. प्राणं=પોતાના પ્રાણને वै=નિશ્ચય एते=આ મનુષ્યો प्रस्कन्दन्ति=સુકાવે છે-હાનિ પહોંચાડે છે. ये=જેઓ दिवा=એટલે દિવસે रत्या=સ્ત્રી સાથે संयुज्यन्ते=જોડાય છે. तत्=તે एव=નિશ્ચય તેમનું ब्रह्मचर्यं=બ્રહ્મચર્ય છે. यत्=જે रात्रौ=રાત્રે रत्या=સ્ત્રી સાથે संयुज्यन्ते=જોડાય છે. ॥ ૧૩ ॥

દિનરાત નિશ્ચય પ્રજાપતિ છે. તેના દિન નિશ્ચય પ્રાણ તથા રાત્રિ નિશ્ચય રયિ છે. પોતાના પ્રાણને નિશ્ચય આ મનુષ્યો સુકવે છે જેઓ દિવસે સ્ત્રી સાથે સંભોગ કરે છે. તે નિશ્ચય તેમનું બ્રહ્મચર્ય છે જે રાત્રે સ્ત્રી સાથે સંભોગ કરે છે. ॥ ૧૩ ॥

આમ આગલા મન્ત્રમાં માસને પ્રજાપતિ કહી આત્મજ્ઞ અને પ્રકૃતિનિષ્ઠની જીવનચર્યા બતાવી. હવે ક્રમશઃ માસનું પણ દિવસ અને રાત્રિ એકમ હોવાથી દિનરાતને જ ઋષિ પ્રજાપતિ તરીકે વર્ણવે છે. કહે છે કે અહોરાત્ર-દિનરાત્રિ પ્રજાપતિ છે. એ દિનરાત્રિરૂપ પ્રજાપતિનો દિવસ એ જ પ્રાણ છે. રાત્રિ રયિ છે. અર્થાત્ સૂર્યના આકાશવાળો દિવસ ઉજળો હોવાથી આત્મારૂપ

છે. આત્મા પણ નિર્મળ જ્યોતિઃસ્વરૂપ છે. રાત્રિ સૂર્યપ્રકાશ રહિત હોઇને કાળી–અંધારી–આંધળી હોઇને પ્રકૃતિસ્વરૂપ છે. કેમકે પ્રકૃતિ પણ જડ હોઇને આંધળી છે. દિવસ આત્મરૂપ છે અને રાત્રિ પ્રકૃતિરૂપ છે. આથી ઋષિ હવે એક સુંદર ધ્વનિપૂર્ણ વાત કહે છે. ઋષિ ઉપદેશ કરે છે કે હે શિષ્યો ! જે મનુષ્યો દિવસે સંભોગ કરે છે તે પોતાના પ્રાણને સૂકવે છે. અને જે રાત્રે સંભોગ કરે છે તે બ્રહ્મચર્ય છે. અર્થાત્ પ્રજોત્પત્તિશાસ્ત્રના એક ધ્રુવ નિયમનો ઋષિ અહીં ઉલ્લેખ કરે છે. સંભોગક્રિયા દિવસે નિષિદ્ધ છે. રાત્રે વિહિત છે. આથી પ્રજોત્પત્તિ માટે નિષિદ્ધ મૈથુન આચરવું ન જોઇએ એમ ઋષિનો દીર્ઘદર્શી મત છે. પણ ઉપરાંત પણ અહીં બીજો ધ્વનિ છે. દિવસ આત્મા સ્વરૂપ છે. અને રાત્રિ પ્રકૃતિ સ્વરૂપ છે. જેમને પ્રજાની ઉત્પત્તિ કરવી હોય તેણે દિવસે એટલે કે આત્માના ઉદયકાળે અને પ્રવૃત્તિકાળે એટલે કે આત્મજ્ઞાનની પ્રાપ્તિકાળે અને સ્થિતિકાળે સંભોગ કરવો હરામ છે. અર્થાત્ આત્મદર્શનાર્થી માટે તો પૂરું બ્રહ્મચર્ય જ વિહિત છે. આમ છતાં જો સાધક આત્મદર્શનકાળે–તેની સાધનાકાળમાં બ્રહ્મચર્યનો ભંગ કરે તો તેથી તેનો આત્મા સૂકાઈ જાય છે. ક્ષીણબળ થાય છે. સાધનસંપત્તિરહિત ક્ષીણ મનુષ્યને આત્મદર્શન થતાં નથી. એટલે સંભોગ તો પ્રકૃતિવાંચ્છુને માટે જ વિહિત છે, પ્રકૃતિવાંચ્છુને માટે પણ વિહિત–શાસ્ત્રસિદ્ધ રતિક્રીડા જ વિહિત છે આવો અહીં ધ્વનિ છે. ॥ ૧૩ ॥

अन्नं वै प्रजापतिः । ततो ह वै तद् रेतः ।
तस्मात् इमाः प्रजाः प्रजायन्ते इति ॥ १४ ॥

अन्नं–અન્ન वै–નિશ્ચય प्रजापतिः–પ્રજાપતિ છે. ततः–તેમાંથી ह–જ वै–નિશ્ચય तत्–તે પ્રજાને ઉત્પન્ન કરનારાળું रेतः–વીર્ય બને છે, इति–બસ तस्माद्–તે વીર્યમાંથી જ इमाः–આ તમામ प्रजाः–પ્રજાઓ प्रजायन्ते–ઉત્પન્ન થાય છે. ॥ ૧૪ ॥

અન્ન નિશ્ચય પ્રજાપતિ છે. તેમાંથી જ નિશ્ચય તે વીર્ય બને છે. બસ તે વીર્યમાંથી જ આ તમામ પ્રજાઓ ઉત્પન્ન થાય છે. ॥ ૧૪ ॥

આમ આગલા મંત્રમાં દિનરાતને પ્રજાપતિ તરીકે વર્ણવ્યા. પણ ઉત્પત્તિક્રમ અહીં જ ખુલાસ થતો નથી. આથી હવે એવું જે છેલ્લું અને પ્રત્યક્ષ–સીધું પગલું છે તે ઋષિ બતાવે છે. હે શિષ્યો ! અન્નને જ આપ

પ્રજાપતિ જાણો. દિનરાતની અવધિમાં ઉગેલું અન્ન જ પ્રજાપતિ છે. અન્ન કેવી રીતે પ્રજાપતિ હોય? ઋષિ કહે છે કે અન્નથી વીર્ય ઉપજે છે. એ અન્નજન્ય વીર્ય શાસ્ત્રીય રીતે જ્યારે સ્ત્રીસિક્ત થાય છે ત્યારે જ ઇશ્વરેચ્છાને લઇને આ પ્રત્યક્ષ પ્રજાઓ ઉત્પન્ન થાય છે. અર્થાત્ ઇશ્વરેચ્છાને લઇને ખાધેલા અન્નનો પરિપાક થતાં વીર્ય દ્વારા પ્રજામાત્રની ઉત્પત્તિ થાય છે એમ અહીં સુધીમાં ઋષિએ વિલક્ષણ શૈલીથી પ્રતિપાદિત કર્યું. ॥ ૧૪ ॥

**तत् ये ह वै तत् प्रजापतिव्रतं चरन्ति ते मिथुनं उत्पादयन्ते। तेषां एव एष ब्रह्मलोकः येषां तपः ब्रह्मचर्यं येषु सत्यं प्रतिष्ठितम् ॥ १५ ॥**

तत्=તે ये=જેઓ। वै=નિશ્ચય तत्=તે ह=પ્રસિદ્ધ प्रजापतिव्रतं=પ્રજાપતિના વ્રતનું (રાત્રે સ્ત્રીસંયોગરૂપ વ્રતનું) चरन्ति=આચરણ કરે છે ते=તેઓ मिथुनं=જોડકાંને (પુત્રપુત્રીરૂપી બન્ને પ્રકારનાં સન્તાનને) उत्पादयन्ते=ઉત્પન્ન કરે છે. તથા तेषां=તેઓને માટે एव=જ एष=આ ચન્દ્ર જેવો ચમકીલો ब्रह्मलोकः=બ્રહ્મલોક છે येषां=જેઓમાં तपः=તપ ब्रह्मचर्यं=બ્રહ્મચર્ય તથા येषु=જેઓમાં सत्यं=સત્ય-સચ્ચાઇ प्रतिष्ठितम्=સ્થિર છે. ॥ ૧૫ ॥

તેઓ જેઓ નિશ્ચય તે પ્રસિદ્ધ પ્રજાપતિવ્રતનુ આચરણ કરે છે તેઓ જોડાંને ઉત્પન્ન કરે છે તથા તેઓને માટે જ આ ચન્દ્ર જેવો ચમકીલો બ્રહ્મલોક છે જેઓમાં તપ, બ્રહ્મચર્ય તથા જેઓમાં સત્ય સ્થિર છે. ॥ ૧૫ ॥

આગલા મન્ત્રમાં અન્નના સારરૂપ વીર્ય દ્વારા પ્રજા ઉપજે છે એમ ઋષિએ સાબિત કર્યું. હવે તેમાંથી ફળતા નિગમન દ્વારા ઉપસંહાર કરતાં ઋષિ કહે છે કે હે શિષ્યો! જે પ્રાણીઓ આ 'પ્રજાપતિવ્રત'-પ્રજા ઉત્પન્ન કરવાનું વ્રત-શાસ્ત્રીય નિયમ પાળે છે તેઓ જ પુત્રપુત્રીરૂપી યુગલ પ્રજાને ઉપજાવી શકે છે. અર્થાત્ વિધિપૂર્વકનો સ્ત્રીસંયોગ સુસંતતિને ઉપજાવવામાં સમર્થ થાય છે. તેવા લોકોને પ્રકૃતિની નિદ્રા જ અંતે મળે છે. પણ જેઓમાં તપ, બ્રહ્મચર્ય અને સત્યની પ્રતિષ્ઠા હોય છે એટલે કે જેના જીવનમાં તપ વગેરેની સ્થિરતા છે તેમને જ બ્રહ્મલોક એટલે કે વિશાળ જ્ઞાનપ્રકાશવાળા આત્માનું ધામ પ્રાપ્ત થાય છે. અને માણસે તો માણસ હોઇને બ્રહ્મલોક-બેમર્યાદ પ્રકાશવાળા જગ્યા-આત્માની પ્રાપ્તિ કરવી ઘટે. ॥ ૧૫ ॥

**तेषां असौ ब्रह्मलोकः न येषु जिह्मं अनृतं न माया च ॥ १६ ॥**

અને તેષાં=તેઓ માટે અસૌ-તે નિષ્પાપ (શુદ્ધ) ब्रह्मलोकः-બ્રહ્મલોક (સૂર્યની પેરે ચમકીલો બ્રહ્મલોક છે) येषु-જેઓમાં न-નથી जिह्मं-કુટિલતા નથી अनृतं-જૂઠ च-તથા न-નથી माया-દેખાવો-કપટી આચરણ-દાંભિકતા. ॥ ૧૬ ॥

અને તેમને માટે તે નિષ્પાપ-શુદ્ધ, સૂર્યની પેરે ચમકીલો બ્રહ્મલોક છે, જેમનામાં કુટિલતા-જૂઠ કે દાંભિકતા નથી. ॥ ૧૬ ॥

તપ વગેરેની જેમનામાં પ્રતિષ્ઠા છે તેમને જ આત્મલોકની પ્રાપ્તિ થાય છે એમ ઋષિએ કહ્યું. પણ એટલું જ બસ નથી. આત્માના અનાવૃત દર્શન માટે બીજી પણ લાયકાત જરૂરી છે. ઋષિ કહે છે કે હે શિષ્યો! મેં આપને જે આત્મપ્રકાશની વાત કરી, તે નિષ્પાપ-શુદ્ધ આત્મલોક, જેમનામાં કુટિલતા જૂઠ કે દાંભિકતા નથી તેમને જ માટે અનાવૃત છે. અર્થાત્ આત્મપ્રેપ્સુને માટે કુટિલતા-જૂઠ તથા દાંભિકતા વર્જ્ય છે. વ્યવહારમાં કે પરમાર્થમાં-કોઈપણ ઠેકાણે, વાંકાઇ-જૂઠ કે દાંભિકતા રાખવાની જરૂર નથી. કેમકે કુટિલતા-વક્રતા વગેરે આત્માને ઢાંકી દે છે. આથી જે માણસે આત્માનું દર્શન કરવું હોય તેણે તપ, બ્રહ્મચર્ય-સત્યનું સેવન કરવું. કુટિલતા-અનૃત અને માયાનો ત્યાગ કરવો. ॥ ૧૬ ॥

॥ इति प्रथमः प्रश्नः ॥

॥ हरिः ॐ तत् सत् ॥

## ॥ अथ प्रश्नोपनिषदि द्वितीयः प्रश्नः ॥

**अथ ह एनं भार्गवो वैदर्भिः पप्रच्छ,-भगवन्! कति एव देवाः प्रजां विधारयन्ते, कतरे एतत् प्रकाशयन्ते, कः पुनः एषां वरिष्ठः इति ॥ १ ॥**

अथ = હવે वैदर्भिः = વિદર્ભના પુત્ર भार्गवः = ભાર્ગવે एनं=એ ह=પ્રસિદ્ધ ઋષિ પિપ્પલાદને इति=આ पप्रच्छ=પૂછ્યું भगवन्=હે ભગવન્! कति=કેટલા एव = નિશ્ચય देवाः=દેવો પ્રાણીઓના प्रजां = શરીરોને विधारयन्ते=ધારણ કરે છે-ઊભાં રાખે છે कतरे = કેટલા તેઓમાંથી एतत् = એમાં प्रकाशयन्ते=પ્રકાશ કરે છે. અને कः = કોણ पुनः = વળી एषां = એઓમાં वरिष्ठः=સૌથી શ્રેષ્ઠ છે? ॥ ૧ ॥

ત્યાર બાદ વિદર્ભના પુત્ર ભાર્ગવે એ પ્રસિદ્ધ ઋષિ પિપ્પલાદને આ પૂછ્યું-"ભગવન્! નિશ્ચય કેટલા દેવો પ્રાણીઓના શરીરોને ધારણ કરે છે? કેટલા તેઓમાંથી એમાં પ્રકાશ કરે છે? અને કોણ વળી એઓમાં શ્રેષ્ઠ છે? ॥ ૧ ॥

પહેલા પ્રશ્નમાં શિષ્યે ગુરુને સમસ્ત જગત્‌ની ઉત્પત્તિ ક્યાંથી થાય છે એવો પ્રશ્ન પૂછ્યો હતો. તેનો ગુરુએ સુન્દર અને સત્ય તથા શિવતમ ઉત્તર વાળ્યો. ઇશ્વરની ઇચ્છા એ જગત્‌ની ઉત્પત્તિમાં મુખ્ય છે. ઇચ્છા કર્યા બાદ પરમાત્માએ અતપ્ય તપ તપ્યું. એ તપના પરિણામે સમસ્ત ચરાચર જગતને ઉપજાવવાને સમર્થ એવું પ્રકૃતિ અને પુરૂષનું જોડું ઉપજાવ્યું. તે જોડાંએ કાલક્રમે વીર્યભૂત અન્ન દ્વારા પ્રાણીઓનાં શરીર ઉપજાવ્યાં. આમ પરમાત્માની જ ઘનીભૂત ઇચ્છાસ્વરૂપ આ સમસ્ત જગત છે એવો એનો નીચોડ આવ્યો. પરમાત્માની ઇચ્છા અનવગાહ્ય છે. આમ પ્રજાની ઉત્પત્તિ કેવી રીતે થઇ એ શિષ્યે જાણ્યું. હવે બીજા શિષ્ય નામે વૈદર્ભિ ભાર્ગવ ગુરુદેવને પ્રશ્ન પૂછે છે. કબન્ધી કાત્યાયને જ્યાં છોડ્યું હતું ત્યાંથી જ વૈદર્ભિ ભાર્ગવ આગળ પ્રશ્નનું ઉત્થાન કરે છે. ભગવતી શ્રુતિ કહે છે કે ત્યાર બાદ વિદર્ભના પુત્ર ભાર્ગવે ભગવાન પિપ્પલાદને પૂછ્યું કે હે ભગવન્! આપે ઠીક ઠીક ઉત્તર વાળ્યો છે. પ્રાણીઓનાં શરીરો કેવી રીતે ઉપજ્યાં તે સમજાયું. હવે કૃપા કરીને અમારાં

હૃદયમાં આ બીજી જીજ્ઞાસા થઈ છે તેની શાન્તિ કરો! હે ભગવન્! પરમાત્માએ ઉપજાવેલાં આ પ્રાણીશરીરોને કેટલા દેવો ધારણ કરે છે? તે દેવો પૈકી કેટલા દેવો આ શરીરને પ્રકાશિત કરે છે. અને તે તમામ દેવોમાં સર્વશ્રેષ્ઠ કોણ છે?

અર્થાત્ વૈદર્ભિ ભાર્ગવના પ્રશ્નનું આ રહસ્ય છે. શરીરમાં શરીરને ધારણ કરી રાખનારા કેટલા દેવો છે?–કેટલી ઇન્દ્રિયો છે? તે ઇન્દ્રિયો પૈકી કેટલી ઇન્દ્રિયો શરીરને અજવાળનારી છે? અને આ ઇન્દ્રિયોરૂપી દેવોમાં સર્વશ્રેષ્ઠ કોણ છે? સ્થૂલ દેહ વિષે જાણ્યા બાદ સૂક્ષ્મ ઇન્દ્રિયો અને એ સમસ્ત ઇન્દ્રિયોના પ્રેરક અને આશ્રયરૂપ પ્રાણને લગતી જીજ્ઞાસા યોગ્યતમ છે. ॥૧॥

**तस्मै स ह उवाच–आकाशो ह वै एषः देवः वायुः अग्निः आपः, पृथिवी, वाक्, मनः चक्षुः श्रोत्रं च । ते प्रकाश्य अभिवदन्ति,– "वयम् एतत् बाणं अवष्टभ्य विधारयामः" इति ॥ २**

तस्मै = તેને स = તે ह = પ્રસિદ્ધ ઋષિએ उवाच = કહ્યું. एषः=આ वै= નિશ્ચય ह = પ્રસિદ્ધ आकाशः = આકાશ देवः = દેવતા છે वायुः = વાયુ अग्निः= અગ્નિ, आपः=જલ તથા पृथिवी = પૃથિવી દેવતા છે શરીરને ધારણ કરવાવાળા, અને वाक् = વાણી = વાગિન્દ્રિય, मनः = મન चक्षुः = નેત્ર च = તથા ત્વચા, ઘ્રાણ તથા રસનેન્દ્રિયની સાથે श्रोत्रं=કાન દેવતા છે શરીરમાં પ્રકાશ કરવાવાળા. ते = તે આ (વાગ્ આદિ દેવતા) બધા પોતપોતાની શક્તિનો प्रकाश्य=પ્રકાશ કરીને = વખાણ કરીને इति=આ પ્રમાણે अभिवदन्ति = એકબીજાની સામે બોલવા લાગ્યાં–"वयं=અમો જ एतत्=આ बाणं=શરીરને अवष्टभ्य=સહારો દઇને विधारयामः=ધારણ કરીએ છીએ." ॥ ૨ ॥

તેને તે પ્રસિદ્ધ ઋષિએ કહ્યું–આ નિશ્ચય પ્રસિદ્ધ આકાશ દેવતા છે, વાયુ, અગ્નિ, જલ તથા પૃથિવી દેવતા છે શરીરને ધારણ કરવાવાળા. અને વાગિન્દ્રિય, મન, નેત્ર તથા ત્વચા (ચામડી) ઘ્રાણ (નાક) તથા રસનેન્દ્રિય (જીભ) સહિત કાન દેવતા છે શરીરમાં પ્રકાશ કરવાવાળા. તે આ બધા દેવો પોતપોતાની શક્તિનાં વખાણ કરી એકબીજાને કહેવા લાગ્યા, "અમો જ આ શરીરને સહારો દઇને ધારણ કરી રહ્યા છીએ." ॥ ૨ ॥

ભાર્ગવના આ પ્રશ્નનો જવાબ વાળતાં ઋષિ કહે છે કે હે શિષ્યો! આપનો પ્રશ્ન ઔચિત્યથી ભરેલો છે. આપને આ વિષયમાં મારો જે

છે તે સંભળાવું છું. આપ સાવધાન ચિત્તે શ્રવણ કરો. 'આ શરીરને ધારણ કરનારા નિશ્ચય પાંચ દેવતા છે. આકાશ, વાયુ, અગ્નિ, પાણી અને પૃથ્વી એ આ પાંચ દેવતાઓના નામો છે. અર્થાત્ હે શિષ્યો! આપે દેવોને લગતો પ્રશ્ન કર્યો છે. આ શરીર પાંચ દેવોના દૈવતવાળું છે. એ પાંચના પંચીકરણના પરિણામે આ શરીર ધારણ કરાયેલું છે. શરીર એટલે જ આ પાંચનો મેળો છે. એ પાંચમાંથી એક પણ પ્રમાણમાં વત્તુઓછું થાય તો શરીર ટળી જાય છે. માટે આ પંચ મહાભૂત શરીરને ધારણ કરનારા પાંચ દેવતા છે એમ આપ નક્કી સમજો આ પાંચ દેવો જ, બીજી ઇન્દ્રિયોરૂપી દેવોના પણ આશ્રયભૂત છે. આથી યદ્યપિ દેવ શબ્દ ઇન્દ્રિયનો વાચક છે; પણ અહીં ઋષિ ઇન્દ્રિયોના આધારરૂપ આ પાંચને પણ દેવ તરીકે ઓળખાવે છે.

હે શિષ્યો! આમ આ પૃથિવી આદિ પાંચ શરીરના ધારક દેવો છે. અને વાગાદિ પાંચ કર્મેન્દ્રિયો અને શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા ઉભયેન્દ્રિયાત્મક મન એમ અગિયાર ઇન્દ્રિયો એ આ શરીરમાં પ્રકાશ કરનારા દેવો છે. અર્થાત્ આ અગિયાર ઇન્દ્રિયો પોતાના અગિયાર વિષયોને પ્રકાશિત કરતી હોવાથી એમને પ્રકાશક દેવો તરીકે ઋષિ અહીં ઓળખાવે છે. આ બધામાં કાન શ્રવણને, ચામડી સ્પર્શને, આંખ રૂપને, જીભ રસને અને નાક ગંધને પ્રકાશિત કરે છે. પગ વિહારને, હાથ આદાનને, વાગ વાણીને, ગુદા મલવિસર્જનને અને ઉપસ્થ સંભોગજન્ય આનંદને પ્રકાશિત કરે છે. મન સંકલ્પવિકલ્પને પ્રકાશિત કરે છે. ટૂંકમાં આ અગિયારનાં જે કર્મો તે જ જીવન સમસ્તનો સરવાળો છે।

આમ આ દેવો શક્તિશાળી છે. અને શક્તિનો તો બધાને મદ થાય! તે બધા દેવો પોતપોતાની શક્તિનાં વખાણ કરવા લાગ્યા. સૌને પોતામાં બીજા સૌ કરતાં ચઢિયાતી શક્તિ લાગી। આથી તે બધામાં અહમહમિકા ઉપજી. તે પરસ્પરમાં કહેવા લાગ્યા-અમો જ આ શરીરને ટકવી રહ્યા છે. અમો છીએ તો આ શરીર ધારણ કરાયેલું છે। અમારી ગેરહાજરીમાં શરીર તૂટી પડે! આમ તે બધા દેવો સ્તબ્ધભાવે પોતપોતાનાં વખાણ કરી ચૂક્યા. સૌ પોતાને સર્વોચ્ચ માનવા લાગ્યા! ॥ ૨ ॥

**तान् वरिष्ठः प्राणः उवाच "मा मोहं आपद्यथ, अहं एव एतत् पञ्चधा आत्मानं प्रविभज्य, एतत् बाणं अवष्टभ्य विधारयामि" इति ॥ ३ ॥**

तान्=તેમને वरिष्ठः=સૌથી શ્રેષ્ઠ प्राणः=પ્રાણે इति=આમ उवाच=કહ્યું-मा=રખે मोहं=અવિવેકને आपद्यथ=પ્રાપ્ત થતા. अहं=હું एव=જ एतत्=આ आत्मानं=મારી જાતને पञ्चधा=પાંચ પ્રકારે प्रविभज्य=વહેંચીને एतत्=આ बाणं=શરીરને अवष्टभ्य=થંભાવીને विधारयामि=ધારણ કરી રાખું છું. ॥ ૩ ॥

તેમને સૌથી શ્રેષ્ઠ પ્રાણે આમ કહ્યું-"રખે અવિવેકને પ્રાપ્ત થતા. હું જ આ મારી જાતને પાંચ પ્રકારે વહેંચી, આ શરીરને થંભાવીને ધારણ કરી રહ્યો છું. ॥૩॥

આ જ્યારે બધા દેવો પોતાને જ શ્રેષ્ઠતાની અંજલિ આપવા લાગ્યા અને પોતે કોઇ બીજાને જ આધારે ટકી રહેલા છે-વર્તી રહેલા છે એ ભૂલી ગયા ત્યારે તેમને ઠેકાણે લાવવા માટે-તેમને સૌથી શ્રેષ્ઠ પ્રાણે કહ્યું કે હે દેવો! રખે તમો મોહને પ્રાપ્ત થતા! હું જ મારી જાતને પાંચરૂપે વહેંચી નાંખી આ બાણને-શરીરને થંભાવીને ધારણ કરૂં છું. અર્થાત્ ઋષિ અહીં દેવોમાં સર્વશ્રેષ્ઠ કયો તેનો નિર્ણય આપે છે. ઉપર કહેલી અગિયારે ઇન્દ્રિયોનો પ્રાણ જો ક્ષીણ થઇ જાય તો તે તે દેવની તે તે શક્તિ વિલાઇ જાય! આથી પરસ્પરમાં પરસ્પરનું શ્રેષ્ઠત્વ પ્રતિપાદિત કરતા દેવોને સર્વશ્રેષ્ઠ પ્રાણ દેવતાએ કહ્યું કે દેવો! આ તમારો અવિવેક છે. એટલે આપને આપની શક્તિ વિષે સ્પષ્ટ ખ્યાલ નથી! કોને લઇને તમારામાં તમારી લાગતી શક્તિ છે એનો આપને ચોક્કસ ખ્યાલ નથી! હું પ્રાણ જ પ્રાણ, અપાન વગેરે પાંચ રૂપે મારી જાતને વહેંચી નાંખી આ શરીરને થંભાવી ટકાવી રાખું છું. અને આ વાત તદ્દન સત્ય છે. વાસ્તવિક જીવનનો અનુભવ આમ જ કહે છે. આંધળો પણ જ્યાં સુધી પ્રાણ હોય ત્યાં સુધી જીવે છે. એ જ મુજબ તે તે ઇન્દ્રિયોની પ્રવૃત્તિ ન થાય તો પણ માણસ જીવે છે એટલે કે શરીરને તો ધારણ કરે છે જ. આથી પૃથ્વીથી માંડી મન આદિના તમામ દેવોમાં સર્વશ્રેષ્ઠ પ્રાણ છે. ॥૩॥

**ते अश्रद्दधानाः बभूवुः। सः अभिमानात् ऊर्ध्वं उत्क्रमते इव। तस्मिन् उत्क्रामति अथ इतरे सर्वे एव उत्क्रामन्ते, तस्मिन् च प्रतिष्ठमाने सर्वे एव प्रातिष्ठन्ते। तद् यथा मक्षिकाः मधुकरराजानं उत्क्रामन्तं सर्वाः एव उत्क्रामन्ते, तस्मिन् प्रतिष्ठमाने सर्वाः एव प्रातिष्ठन्ते, एवं वाक् मनः चक्षुः श्रोत्रं च। ते प्रीताः प्राणं स्तुन्वन्ति ॥ ४ ॥**

ते=તે વાણી આદિ સૌ દેવતાઓ પ્રાણની વાતમાં अश्रद्दधानाः=અશ્રદ્ધાળુ बभूवुः=થયા. ત્યારે सः=તે પ્રાણ अभिमानात्=અભિમાનથી

ऊर्ध्वं=ઉપર-શરીરથી બહાર જાણે उत्क्रमते इव=નીકળતો ન હોય એવો થયો तस्मिन्=તે ઉપર-શરીરની બહાર उत्क्रामति=નીકળતા જેવો થતાં अथ=હવે इतरे=બીજા सर्वे=બધા एव=જ ,उत्क्रामन्ते=ઉપર-શરીરની બહાર જાણે નીકળ્યા. च=અને तस्मिन्=તે प्रतिष्ठमाने=પ્રતિષ્ઠિત થતાં-સ્વસ્થાનમાં સારી રીતે સ્થિત થતાં सर्वे=બધા एव=જ प्रातिष्ठन्ते=પ્રતિષ્ઠિત થયાં. तत्=તેઓ यथा=જેમ मक्षिकाः=મધમાખીઓ, उत्क्रामन्तं=મધપૂડાને છોડીને નિકળતા-(ઉડી જતા) मधुकरराजानं=મધુકર રાજાની (મધમાખના રાજાની) પાછળ सर्वाः=બધી एव=જ उत्क्रामन्ते=ઉપર નીકળી જાય (ઉડી જાય) છે च=અને तस्मिन्=તે प्रतिष्ठमाने=પ્રતિષ્ઠિત થતાં-પોતાની જગ્યાએ સારી પેઠે સ્થિત થતાં सर्वाः=બધી एव=જ प्रातिष्ठन्ते=પ્રતિષ્ઠિત થાય છે एवं=એ જ રીતે वाक् मनः चक्षुः श्रोत्रं च=વાણી, મન, નેત્ર તથા કાન થયા. ते=તેઓ प्रीताः=પ્રસન્ન થયેલ હોઇને હવે प्राणं=પ્રાણની स्तुन्वन्ति=સ્તુતિ કરે છે. ॥ ૪ ॥

તે વાગ્ આદિ સૌ દેવો પ્રાણની વાતમાં અશ્રદ્ધાળુ થયા, ત્યારે તે પ્રાણ અભિમાનથી ઉપર જાણે નિકળ્યો ન હોય એવો થયો. તેને ઉપર નીકળતાં હવે બીજા બધા જ દેવો જાણે શરીરની ઉપર-બહાર નીકળી ગયા! અને તે પ્રાણ પ્રતિષ્ઠિત થતાં બધા જ પ્રતિષ્ઠિત થયા, જેમ મધપૂડાને છોડીને ઉડી જતા મધુકરરાજાની પાછળ બધી જ મધમાખો ઉડી જાય છે અને તેને પ્રતિષ્ઠિત થતાં બધી જ પ્રતિષ્ઠિત થાય છે એ જ રીતે વાણી, મન, નેત્ર અને કાન થયાં. પ્રસન્ન થયેલા તે દેવો હવે પ્રાણની સ્તુતિ કરે છે. ॥ ૪ ॥

પણ કહેવા માત્રથી તો કોઇને શ્રદ્ધા થતી નથી. ચમત્કાર વગર નમસ્કાર નથી એવો સામાન્ય અનુભવ છે. વરિષ્ઠ પ્રાણે બધા દેવોને કહ્યું કે હું જ જાતને પાંચ પ્રકારે વહેંચી આ શરીરને ધારણ કરૂં છું, ત્યારે પ્રાણની આ વાતમાં વાગ્ વગેરે બીજા દેવોને શ્રદ્ધા બેઠી નહિ! તેમને એમ લાગ્યું કે આ પ્રાણ વળી પોતાની જ મહત્તા બતાવવા માંગે છે! આથી તે તમામ દેવોએ પ્રાણની વાતને હસી કાઢી. ત્યારે પ્રાણે પોતાની શક્તિનો પરચો બતાવવાનો નિશ્ચય કર્યો. તે પ્રાણ ગૌરવપૂર્વક જાણે શરીરમાંથી નિકળ્યો ન હોય એવો થયો. એટલે કે પ્રાણે જાણે શરીરને છોડવાની તૈયારી કરી. શરીરને છોડયું તો નહિ પણ જાણે છોડવાની તૈયારી કરી અને જ્યાં પ્રાણે શરીરમાંથી નીકળવાની તૈયારી કરી કે બીજા બધા દેવોના પણ મોતિયાં મરી ગયાં! તે પણ બહાર નીકળ્યા જેવા થઈ ગયા! અર્થાત્ પ્રાણે પોતાની જ્યાં ક્ષીણતા બતાવી કે તરત પ્રાણના આધારે સ્પન્દન કરતા બીજા તમામ દેવો પણ ક્ષીણ

થઇ ગયા! આમ જ્યારે દેવોની લાચારી થઈ ત્યારે પ્રાણ પાછો શરીરમાં પ્રતિષ્ઠ થયો! એટલે કે ઉત્ક્રમણ કરતાં અટક્યો અને વળી પોતાની પ્રાણન શક્તિથી શરીરમાં સ્ફુર્તિ આણી. જ્યાં પ્રાણ પ્રતિષ્ઠિત થયો કે તરત બીજા દેવોમાં પણ સ્ફુર્તિ આવી! બધા દેવોને ખાતરી થઈ ગઇ કે અમારામાં સૌથી શ્રેષ્ઠ પ્રાણ છે. પ્રાણને લીધે જ અમારી તાકાત છે! પ્રાણની ક્ષીણતા સબળતા ઉપર બીજી ઇન્દ્રિયોની ક્ષીણતા સબળતાનો આધાર છે એ વાતને ઋષિ કાવ્યમયતાથી વર્ણવે છે. કહે છે કે જેમ મધપુડાને છોડીને ઉડી જતા મધુકરરાજાની પાછળ બધી જ મધમાખો ઉડી જાય છે અને તેને પ્રતિષ્ઠિત થતાં બધી જ પ્રતિષ્ઠિત થાય છે તેજ મુજબ શરીરરૂપી મધપૂડાને છોડીને ઉડી જતા પ્રાણરૂપી મધુકરરાજાની પાછળ ઇન્દ્રિયોરૂપી તમામ મધમાખો ઉડી જાય છે અને તેને પ્રતિષ્ઠિત થતાં તેઓ પ્રતિષ્ઠિત થાય છે. શરીર એ મધપૂડો છે. સંસાર એ ફૂલબાગ છે. ઇન્દ્રિયો એ 'મધમાખીઓ છે. પ્રાણ મધમાખોનો રાજા છે. સંસારની પ્રત્યેક ચીજ એ એક એક ફૂલ છે. એ પ્રત્યેક ફૂલમાં ત્રિદોષઘ્ન રસમય અદૃશ્ય મધ રહેલું છે. એ મધ તે ખરા અર્થમાં પરમરસમય પરમાત્મા છે! સંસારના ફળબાગના પ્રત્યેક વસ્તુરૂપી ફૂલમાં છૂપાયેલાં, ત્રણ ગુણરૂપી ત્રિદોષને હણનારાં, રસમય અદૃશ્ય મધને ચૂસી શરીરરૂપી મધપૂડાના છિદ્રેછિદ્રમાં તેને સંચિત કરી શરીરના મધુપુડના અધિષ્ઠાતા જીવને તે સુપ્રત કરવા માટે ઇન્દ્રિયો અને પ્રાણરૂપી મધમાખોની પ્રવૃત્તિ હોવી ઘટે એવો અહીં ધ્વનિ છે! આ ધ્વનિ રસિકને સમજાશે. આમ જ્યારે પ્રાણ સર્વશ્રેષ્ઠ તરીકે સાબિત થયો ત્યારે દેવોએ તેનો વિજય સ્વીકાર્યો અને પ્રાણની પ્રસન્નહૃદયે સ્તુતિ કરવા લાગ્યા. જીવન અને મૃત્યુ પ્રાણને આધીન છે એમ સમજાયા પછી કેમ પ્રાણની સ્તુતિ કરવા દેવો ન પ્રેરાય! ॥ ૪ ॥

एषोऽग्निः तपति एष सूर्यः एषः पर्जन्यः मघवानेषः ।
वायुः एषः पृथिवी रयिः देवः, सद् असद् अमृतं च यत् ॥ ५ ॥

एषः=આ પ્રાણ अग्निः=અગ્નિ બનીને तपति=તપે છે. एषः=એ પ્રાણ सूर्यः=સૂર્ય બનીને પ્રકાશે છે. एषः=એ પ્રાણ पर्जन्यः=મેઘ થઇને વરસે છે. एषः=એ પ્રાણ मघवान्=ધનવાળો ઇન્દ્ર છે. एषः=એ પ્રાણ वायुः=વાયુ છે

पृथिवी=પૃથિવી છે रयिः=અન્ન છે. देवः=દેવોનો દેવ છે. सद्=મૂર્ત-સ્થૂલ છે च=તથા असद्=અમૂર્ત-સૂક્ષ્મ છે च=અને એ જ છે તે यत्=જે अमृतं=અમૃત છે. ॥ ૫ ॥

આ પ્રાણ અગ્નિ સ્વરૂપે તપે છે. આ પ્રાણ સૂર્યરૂપે પ્રકાશે છે. આ પ્રાણ મેઘ થઈને વરસે છે. આ પ્રાણ ધનવાન ઇન્દ્રરૂપે વર્તે છે. આ પ્રાણવાયુ છે, પૃથ્વી છે, અન્ન છે, દેવોનો દેવ છે. મૂર્ત તથા અમૂર્ત છે અને એ જ છે તે જે અમૃત છે. ॥ ૫ ॥

પ્રાણનું માહાત્મ્ય જાણી પ્રાણની સ્તુતિ કરતા તે દેવોને પ્રાણની સર્વરૂપતા ભાસવા લાગી છે. પ્રાણ એટલે જીવન અને એ પ્રાણ જ બધાંની સમસ્ત વસ્તુરૂપે સ્પંદન કરી રહ્યો છે. દેવો કહે છે કે આ પ્રાણ અગ્નિ સ્વરૂપે તપે છે. સૂર્યરૂપે પ્રકાશે છે. મેઘરૂપે વરસે છે. ઇન્દ્રરૂપે વર્તે છે. એ વાયુરૂપે વાય છે. પૃથ્વીરૂપે છતો છે. એ અન્નરૂપ છે. દેવોનો પણ એ દેવ છે. એ કાર્યરૂપ અને કારણરૂપ-મૂર્તામૂર્તરૂપ છે અને અમૃતની પ્રાપ્તિનું સાધન પણ એ જ છે. અગ્નિથી માંડીને અમૃત સુધીની તમામ વસ્તુઓ એ પ્રાણશક્તિનાં જ વિવિધરૂપ છે. કેમકે એ જીવનનાં સાધનો છે. આથી સર્વરૂપ પ્રાણ સ્તુત્ય છે. ॥ ૫ ॥

**अराः इव रथनाभौ प्राणे सर्वं प्रतिष्ठितम् ।**
**ऋचो यजूंषि सामानि यज्ञः क्षत्रं ब्रह्म च ॥ ६ ॥**

इव=જેમ रथनाभौ=રથના પૈંડાની નાભિમાં अराः=આરાઓ જડાયેલા છે તેમ प्राणे=પ્રાણમાં सर्वं=બધું प्रतिष्ठितम्=જડાયેલું છે, ઠરેલું છે. ऋचः=ઋચાઓ यजूंषि=યજુ सामानि=સામ क्षत्रं=ક્ષત્રિય च=અને જે ब्रह्म=બ્રાહ્મણ છે. ॥ ૬ ॥

જેમ રથચક્રની નાભિમાં આરાઓ તેમ પ્રાણમાં સઘળું-ઋચાઓ-યજુ-સામ ક્ષત્રિય તથા બ્રાહ્મણ, બધું-ઠરેઠામ રહેલું છે. ॥ ૬ ॥

દેવોએ પ્રાણની સર્વરૂપતા જોઈ. હવે સર્વની પ્રતિષ્ઠારૂપે પણ પ્રાણનો જ મહા મહિમા તેમને છતો થયેલો દેખાતાં કહે છે કે રથના પૈંડાની નાભિમાં જેમ બધા આરાઓ તેમ ઋચા વગેરે વેદમન્ત્રો તથા ક્ષત્રિય તથા બ્રાહ્મણ બધું પ્રાણમાં પ્રતિષ્ઠિત છે. અર્થાત્ વિદ્યા-બાહુબળ અને બુદ્ધિબળની પ્રતિષ્ઠા પ્રાણ છે. ॥ ૬ ॥

**प्रजापतिः चरसि गर्भे, त्वमेव प्रतिजायसे । तुभ्यं प्राण प्रजाः तु इमाः बलिं हरन्ति यः प्राणैः प्रतितिष्ठसि ॥ ७ ॥**

તું प्रजापतिः=ઉત્પન્ન થનારાં પ્રાણીઓનો સ્વામી હોઇને गर्भे=ગર્ભમાં चरसि=ચાલે છે–વર્તમાન છે. त्वम्=તું एव=જ प्रतिजायसे=ફરી ઉત્પન્ન થાય છે. तुभ्यं=તારે માટે तु=જ प्राण=હે પ્રાણ ! इमाः=આ બધી प्रजाः=પ્રજાઓ बलिं=ભેટ हरन्ति=લાવે છે, यः=જે તું प्राणैः=અપાન, સમાન આદિ બીજા પ્રાણો સહિત શરીરમાં प्रतितिष्ठसि=પ્રતિષ્ઠિત છે. ॥ ૭ ॥

તું ઉત્પન્ન થનારાં પ્રાણીઓનો સ્વામી હોઈને ગર્ભમાં ચાલે છે. તું જ વળી ઉત્પન્ન થાય છે. તારે માટે જ હે પ્રાણ! આ બધી પ્રજાઓ ભેટ લાવે છે–જે તું અપાનાદિ બીજા પ્રાણો સહિત શરીરમાં પ્રતિષ્ઠિત છે. ॥ ૭ ॥

વળી હે પ્રાણ ! તું પ્રાણીમાત્રનો સ્વામી હોઇને ગર્ભમાં પણ તું જ વર્તી રહ્યો છે. તું જ તે તે રૂપે જન્મે છે. અપાન વગેરે બીજા આત્મભેદો સહિત તું જ શરીરમાં પ્રતિષ્ઠિત છે અને તારી સમક્ષ જ બધીય પ્રજાઓ, રાજા આગળ જેમ, તેમ ભેટ ધરે છે. ॥ ૭ ॥

**देवानां असि वन्हितमः, पितृणां प्रथमा स्वधा ।**
**ऋषीणां चरितं सत्यं अथर्वाङ्गिरसां असि ॥ ८ ॥**

देवानां=દેવતાઓનો=જ્ઞાનેન્દ્રિયોનો वन्हितमः=સૌથી શ્રેષ્ઠ હવિ લઇ જનાર=મસ્તકમાં પહોંચાડનાર असि=તું છે. पितृणां=પિતરોના=કર્મેન્દ્રિયોના प्रथमा=મુખ્ય स्वधा=અન્ન લઇ જનારો તું છે. અને अथर्वाङ्गिरसां=અથર્વાંગિરા ऋषीणां=ઋષિઓનું=અથર્વ વેદના મન્ત્રોના દ્રષ્ટા પ્રવક્તા ઋષિઓનું, सत्यं=સાચું चरितं=ચરિત્ર=આચરણ તું જ असि=છે. ॥ ૮ ॥

દેવોનો સૌથી શ્રેષ્ઠ હવિ લઈ જનારા–જ્ઞાનેન્દ્રિયોને ખોરાક પહોંચાડનાર તું સૌથી શ્રેષ્ઠ છે. પિતરોના મુખ્ય અન્નને પહોંચાડનાર–કર્મેન્દ્રિયોને મુખ્ય ખોરાક પહોંચાડનાર તું સૌથી શ્રેષ્ઠ છે. અથર્વાંગિરા ઋષિઓનું સત્ય આચરણ પણ તું જ છે. ॥ ૮ ॥

વળી તે દેવો કહે છે કે હે પ્રાણ ! જ્ઞાનેન્દ્રિયોને તેમનો શ્રેષ્ઠ ખોરાક પહોંચાડનાર પણ તું જ છે. કર્મેન્દ્રિયોને તેમનો મુખ્ય ખોરાક પહોંચાડનાર પણ તું જ છે અને અથર્વવેદના દ્રષ્ટા અને પ્રવક્તા ઋષિઓનું સત્યચરિત

પણ તું જ છે અર્થાત્ સ્વસ્થ અને સબળ પ્રાણ એ સ્વસ્થ અને સશક્ત ઇન્દ્રિયો હોવામાં કારણરૂપ છે. પ્રાણ વશ થતાં બીજી તમામ ઇન્દ્રિયો પ્રત્યાહૃત થાય છે અને એ પ્રત્યાહારની દશામાં મનુષ્યને જે જ્ઞાન થાય છે-તેનાથી જે આચરણ થાય છે તે સદા ઋત-સત્ય જ હોય છે. ॥ ૮ ॥

इन्द्रःत्वं प्राण!, तेजसा रुद्रः असि । परिरक्षिता
त्वं अन्तरिक्षे चरसि। सूर्यःत्वं ज्योतिषां पतिः ॥ ९ ॥

प्राण = હે પ્રાણ ! त्वं = ઐશ્વર્યની દૃષ્ટિએ इन्द्रः = ઇન્દ્ર છે. तेजसा = તેજની દૃષ્ટિએ रुद्रः = રુદ્ર असि = તું છે. त्वं = તું परिरक्षिता = ચોમેરથી રક્ષણ કરનાર વાયુરૂપે થઇ अन्तरिक्षे = આકાશમાં चरसि = વહી રહ્યો છે. त्वं = તું ज्योतिषां = તમામ જ્યોતિઓનો पतिः = સ્વામી सूर्यः = સૂર્ય છે. ॥ ૯ ॥

હે પ્રાણ ! તું ઐશ્વર્યે ઇન્દ્ર છે. તેજે રુદ્ર છે. અમારું ચોમેરથી રક્ષણ કરનાર તું અંતરિક્ષમાં વાયુરૂપે વહી રહ્યો છે. તું તમામ જ્યોતિઓનો સ્વામી સૂર્ય છે.

વળી હે પ્રાણ ! તું ઐશ્વર્યે ઇન્દ્ર છે. તેજે રુદ્ર છે. અમારું ચોમેરથી રક્ષણ કરનાર તું અંતરિક્ષમાં વાયુરૂપે વહી રહ્યો છે. તું ભૌતિકજ્યોતિમાં શ્રેષ્ઠ સૂર્ય છે. અર્થાત્ ઉપર કહેલા તમામ દેવતાઓનું દૈવત તું છે. તારા દૈવતે તેઓ દૈવતવાળા છે. સૌમાં પ્રધાન શક્તિરૂપે તું હોઇને સૌ તને પરાધીન છે ! ॥ ૯ ॥

यदा त्वं अभिवर्षसि, अथ इमाः प्राण! ते प्रजाः, आनन्दरूपाः तिष्ठन्ति, कामाय अन्नं भविष्यति ॥ १० ॥

यदा = જ્યારે त्वं = તું મેઘરૂપ થઇને अभिवर्षसि = ચોમેર વરસે છે. अथ = ત્યારે प्राण = હે પ્રાણ ! ते = તારી इमाः = આ બધી प्रजाः = પ્રજાઓ आनन्दरूपाः = આનન્દરૂપા બની तिष्ठन्ति = સ્થિત થાય છે કે હવે कामाय = ઇચ્છાપૂર अन्नं = અન્ન भविष्यति = થશે. ॥ ૧૦ ॥

જ્યારે તું મેઘરૂપ થઈને ચોમેર વરસે છે ત્યારે હે પ્રાણ ! તારી આ બધી પ્રજાઓ આનન્દરૂપ બની સ્થિત થાય છે કે હવે ઈચ્છાપૂર અન્ન થશે ! ॥ ૧૦ ॥

વળી હે પ્રાણ! તારી મહત્તાની શી સ્તુતિ કરીએ! જ્યારે તું મેઘરૂપે આ પૃથ્વી ઉપર વરસે છે ત્યારે તો આ સમસ્ત સૃષ્ટિ આનન્દમાં ગરકાવ થઇ જાય છે! હે પ્રાણ! એ આનન્દનું એક જ કારણ છે. સમસ્ત પ્રજાના હૃદયમાં એક જ ભાવ હોય છે કે હવે આ વર્ષે પેટપૂર અન્ન પાકશે! પ્રાણીમાત્રના જીવનનો આધાર અન્ન છે અને એ અન્નનો આધાર હે પ્રાણ? તું છે. આથી જ તું મેઘરૂપે વરસતાં પ્રાણીમાત્ર આનન્દમાં ગરકાવ થાય છે! ॥૧૦॥

**व्रात्यः त्वं प्राण! एक ऋषिः, अत्ता विश्वस्य सत्पतिः ।**
**वयं आद्यस्य दातारः, पिता त्वं मातारिश्व! नः ॥ ११ ॥**

प्राण=હે પ્રાણ! त्वं=તું व्रात्यः=અતૂટ વ્રતવાળો एकः=અદ્વિતીય, ऋषिः=ઋષિ તથા विश्वस्यः=તમામને अत्ता=ખાનારો તથા સૌનો सत्पतिः=શ્રેષ્ઠ સ્વામી છે. वयं=અમો તને आद्यस्य=ખાવાને યોગ્ય વસ્તુના દેનારાઓ मातरिश्व=હે આકાશમાં ચાલનાર! त्वं=તું नः=અમારો पिता=પાલક છે. ॥ ૧૧ ॥

હે પ્રાણ! તું અતૂટ વ્રતી, અદ્વિતીય ઋષિ, વિશ્વભક્ષી તથા વિશ્વનો શ્રેષ્ઠ સ્વામી છે. અમો તને ખાવા યોગ્યના દેનારા અને હે આકાશચારી! તું અમારો પાલક છે. ॥ ૧૧ ॥

હે પ્રાણ! આટલી જ તારી મહત્તા નથી! તું અતૂટ વ્રતવાળો છે! તું અજોડ ઋષિ છે. તું વિશ્વભક્ષી છે અને વિશ્વનો શ્રેષ્ઠસ્વામિ છે. અર્થાત્ પ્રાણીમાત્રને પ્રાણદાન કરવાનું તારું અતૂટ વ્રત છે. પ્રાણીમાત્રના હૃદયમાં સંચરતો હોઇને તું સૌનો અજોડ દૃષ્ટા છે. તું વિશ્વનો વખત આવે ગ્રાસ કરી જાય છે, અને તું જ વિશ્વનો સર્વશ્રેષ્ઠ સ્વામી છે. અમો દેવો તને ખાવા યોગ્ય પદાર્થોના દાતા છીએ અને હે હૃદયાકાશચારી! અમારું આપેલું ખાદ્યને અને તેને રસાદિક્રમે પરિપાક કરીને તું જ અમારો પાલક બને છે! ॥૧૧॥

**या ते तनूः वाचि प्रतिष्ठिता, या श्रोत्रे, या च चक्षुषि ।**
**या च मनसि सन्तता, शिवां तां कुरु, मा उत्क्रमीः ॥ १२ ॥**

या=જે ते=તારું तनूः=શરીર वाचि=વાણીમાં, या=જે श्रोत्रे=કાનમાં च=તથા या=જે चक्षुषि=આંખમાં प्रतिष्ठिता=પ્રતિષ્ઠિત છે. च=અને या=જે मनसि=મનમાં सन्तता=ફેલાયેલું છે. तां=તેને शिवां=મંગલરૂપ कुरु=બનાવ मां=ન उत्क्रमीः=બહાર (શરીરથી બહાર) નીકળ. ॥ ૧૨ ॥

જે તારું શરીર વાણીમાં, જે કાનમાં તથા જે નેત્રમાં પ્રતિષ્ઠિત છે અને જે મનમાં ફેલાયેલું છે તેને મંગળરૂપ બનાવ. રખે શરીરની બહાર નીકળજે! ॥ ૧૨ ॥

હે પ્રાણ ! અમે દેવો તારી સ્તુતિ કરીને તે દ્વારા શું યાચીએ ? ફક્ત એટલું જ માંગીએ છીએ કે તારી જે પ્રતિમા વાણીમાં, કાનમાં, નેત્રમાં અને મનમાં ફેલાયેલી છે તેને મંગલમય કરજે. રખે તું શરીરની બહાર જતો! અર્થાત્ હે પ્રાણ ! અમારા સ્વરૂપમાં તારી જે આધારદાયિની અને સ્વાસ્થ્ય પ્રદાયિની શક્તિ ઓતપ્રોત છે તે શક્તિને મંગલમયી બનાવ. જો તારી આવી અમારી શક્તિ મંગળમયી હશે અને અમંગળરૂપ ન હશે તો આ સંસારમાં અમે મંગળમય ભગવાનને પામીશું. આથી તું કૃપા કરીને તારી મંગળમૂર્તિ શુભ શક્તિ અમારામાં કાયમ રાખ. તું રખે બહાર જતો કેમકે જીવનમાં ધ્યેયની પ્રાપ્તિ સિવાય જ જો તું બહાર નીકળી જશે તો પછી અમે અને તું બન્ને અકૃતાર્થ રહીશું. માટે અમારી વિનંતિ તું ધ્યાન ધરજે. ॥ ૧૨ ॥

**प्राणस्येदं वशे सर्वं त्रिदिवे यत् प्रतिष्ठितम् । माता इव पुत्रान् रक्षस्व, श्रीश्च प्रज्ञां च विधेहि नः इति ॥ १३ ॥**

इदं=આ सर्वं=બધું यत्=જે त्रिदिवे=ત્રણ લોકમાં प्रतिष्ठितम्=પ્રતિષ્ઠિત-મોજુદ છે તે प्राणस्य=પ્રાણના वशे=વશમાં છે. હે પ્રાણ ! माता=માતાની इव=માફક અમે સૌ पुत्रान्=પુત્રોની रक्षस्व=રક્ષા કર. श्रीः–ઐશ્વર્ય च=તથા प्रज्ञां=સારી બુદ્ધિ च=બન્ને नः=અમોને विधेहि=દે. इति=બસ. ॥ ૧૩ ॥

આ બધું જે ત્રણ લોકમાં મોજુદ છે તે પ્રાણના વશમાં છે. હે પ્રાણ! માતાની પેઠે અમો પુત્રની રક્ષા કર ઐશ્વર્ય તથા સારી બુદ્ધિ બન્ને અમોને દે. બસ. ॥ ૧૩ ॥

હે પ્રાણ ! અમારો હવે આ નિશ્ચય થઇ ચૂક્યો છે કે આ ત્રણે લોકમાં જે કાંઈ સ્થાવરજંગમ વર્તી રહ્યું છે તે તમામ હે પ્રાણ ! તારે અધીન છે. અર્થાત્ જીવનશક્તિને અધીન વસ્તુમાત્રની અસ્તિ છે. તો હે પ્રાણ ! તું અમારી માતા જેવો બન. જેમ માતા વાત્સલ્યથી પોતાના પુત્રોનું રક્ષણ કરે તેમ તું અમારું રક્ષણ કર. ભયસ્થાનમાં તું અમોને–દેવોને–શરીરમાં અધિષ્ઠિત અગિયારે ઇન્દ્રિયોને શરીર સહિત રક્ષ. તું અમોને ઐશ્વર્ય દે. તું અમોને સન્મતિ–વિવેકશક્તિની તીક્ષ્ણતા દે. બસ આ છે અમારી તારી સમક્ષ યાચના. ॥ ૧૩ ॥

॥ इति द्वितीयः प्रश्नः ॥

॥ हरि ॐ तत्सत् ॥

## ॥ अथ तृतीयः प्रश्नः ॥

**अथ हं एनं कौसल्यः आश्वलायनः पप्रच्छ-भगवन्! कुतः एषः प्राणः जायते? कथं आयाति अस्मिन् शरीरे? आत्मानं वा प्रविभज्य कथं प्रतिष्ठते? केन उत्क्रमते? कथं बाह्यं अभिधत्ते? कथं अध्यात्मं? इति ॥ १ ॥**

अथ=ત્યાર બાદ एनं=એ हं=પ્રસિદ્ધ ઋષિને आश्वलायनः=અશ્વલના પુત્ર कौसल्यः=કૌસલ્યે पप्रच्छ=પૂછયું-भगवन्=હે ભગવાન્! कुतः=શામાંથી एष=આ प्राणः=પ્રાણ जायते=ઉત્પન્ન થાય છે? कथं=કેવી રીતે अस्मिन्=આ शरीरे=શરીરમાં आयाति=આવે છે? वा=તથા आत्मानं=પોતાની જાતને प्रविभज्य=પાંચ ભાગમાં વહેંચીને कथं=કેવી રીતે प्रतिष्ठिते=રહે છે? केन=કોના દ્વારા उत्क्रमते=બહાર નીકળે છે? कथं=કયા નામથી बाह्यं=બહાર अभिधत्ते=કહેવાય છે અને कथं=કયા નામથી अध्यात्मं=શરીરમાં કહેવાય છે? इति=બસ ॥ ૧ ॥

ત્યાર બાદ એ પ્રસિદ્ધ ઋષિને અશ્વલના પુત્ર કૌસલ્યે પૂછયું "હે ભગવન્! શામાંથી આ પ્રાણ ઉત્પન્ન થાય છે? કેવી રીતે આ શરીરમાં આવે છે? તથા પોતાની જાતને પાંચ વિભાગમાં વિભક્ત કરી કેવી રીતે રહે છે? કોના દ્વારા બહાર નીકળે છે? કયા નામે બહાર કહેવાય છે? અને કયા નામે શરીરમાં કહેવાય છે? બસ." ॥ ૧૧ ॥

આગલા પ્રશ્નમાં પ્રાણ=જીવન શક્તિનું માહાત્મ્ય ઋષિએ વર્ણવ્યું. જેનું માહાત્મ્ય સાંભળવામાં આવે તેને વિષે વિશેષ જીજ્ઞાસા થાય છે એ સામાન્ય નિયમ છે. આથી પ્રાણનું માહાત્મ્ય સાંભળીને ઋષિઓને તે પ્રાણ વિષે વિશેષ જાણવાની ઇચ્છા થાય એ કુદરતી હતું. આથી હવે ત્રીજા પ્રશ્નમાં જીવનશક્તિને લગતી સૂક્ષ્મ પ્રશ્નપરંપરા અશ્વલના પુત્ર કૌસલ્યે, ઋષિ પિપ્પલાદ સમક્ષ કરી. તે પહેલાં આગલા બે પ્રશ્નોનો સંદર્ભ જાણી લેવો ઉચિત છે.

તત્ત્વજ્ઞાનના વિષયમાં સામાન્ય રીતે જાણીતી વાત ઉપરથી અણજાણીતી વાતનાં અનુમાનો થાય છે. અને ત્યાર બાદ એ અનુમાનોને યોગમય ચિત્તે પ્રત્યક્ષ જ્ઞાનમાં ફેરવવામાં આવે છે. આ સ્થૂલ જગતમાં, સ્ત્રીપુરુષના રજોવીર્યમાંથી સમસ્ત પ્રજાને જન્મતી આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. એ વીર્યની ઉત્પત્તિ અન્નમાંથી થાય છે: અન્ન, દિવસ રાત, કૃષ્ણપક્ષ તથા શુક્લપક્ષથી મર્યાદિત મહિના, મહિનાઓથી મર્યાદિત સંવત્સર, તથા સૂર્યચંદ્રથી નિર્ણીત કાળ, વગેરેના ક્રમે ઉપજે છે. સૂર્ય અને ચંદ્રને, પુરુષ અને પ્રકૃતિ તત્ત્વ તરીકે ઋષિએ નિરૂપ્યાં. એ પુરુષ અને પ્રકૃતિનું જોડું પરમપિતા પરમાત્માના અચિન્ત્ય તપ અને ઇચ્છાના પ્રભાવે પરમાત્માની જ બે શક્તિરૂપે આવિર્ભૂત થયું. આમ પરમાત્મા એ સૃષ્ટિનું મૂળ કારણ છે. અને કારણમાંથી અનન્ત બ્રહ્માંડનો આવિર્ભાવ થયો. આટલો સાર છે પ્રથમ પ્રશ્નના ઉત્તરનો.

આ સંસારમાં બીજી એક અનુભવસિદ્ધ વાત સૌને જાણીતી છે. અહીં સૌ સુખદુઃખનો અનુભવ કરે છે. અર્થાત્ પોતાનાં કરેલાં કર્મોનો ભોગ ભોગવવાને માટે પ્રાણીમાત્રની પ્રવૃત્તિ છે. આ ભોગની ભોગવણી માટે શરીરની જરૂર છે. એ શરીર પણ સાધનસંપન્ન હોવું જોઇએ. અને આ ઉપરાંત પ્રત્યેક ભોગને કાળની મર્યાદા હોવાથી આયુષ્ય પણ જોઇએ. આમ નીતરી નજરે જોતાં પ્રાણીમાત્રને ભોગ ભોગવવાને માટે સાધન સહિતનું શરીર અને આયુષ્ય જરૂરી છે. સૂર્ય ચન્દ્ર નિર્ણીત કાળની મર્યાદામાં, પ્રત્યેક દેહધારી જીવ સ્વકર્મ અનુસાર આ સંસારમાં સુખ અગર તો દુઃખનો અનુભવ કરે છે. આ સુખદુઃખના અનુભવરૂપી ભોગ, શરીર હોય ત્યાં સુધી અનિવાર્ય છે. શરીર કર્મની અંકુરિત થવાની શક્તિ હોય ત્યાં સુધી અનિવાર્ય છે. કર્મ માણસનામાં જ્યાં સુધી મિથ્યા સમજ હોય ત્યાં સુધી અનિવાર્ય છે. અને મિથ્યા સમજ જ્યાં સુધી આત્માનું તત્ત્વ ન જણાય ત્યાં સુધી અનિવાર્ય છે. અને સંસારમાં સરવાળે સુખ કરતાં દુઃખની માત્રા જ વધુ હોવાથી વિવેકીઓએ નિર્ણય કર્યો છે કે "દુઃખમેવ સર્વં વિવેકિનઃ"। આ દુઃખના મહાનર્કમાંથી છૂટવાને માટે આત્મજ્ઞાન સિવાય ઉપજતું નથી અને વિવેક વિચાર મન્થન સિવાય પ્રકટતો નથી. આથી ઋષિજી અહીં ક્રમશઃ વિવેકનું પ્રકરણ વિસ્તારતા જાય છે. જગતની ઉત્પત્તિ બતાવી. તેમાં શરીરની પણ સ્થિતિ બતાવી. બીજા પ્રશ્નમાં શરીરનાં સાધનો–ઇન્દ્રિયોનો ઉલ્લેખ કર્યો. એ ઇન્દ્રિયો પ્રાણને આધીન છે એમ બતાવ્યું. એ પ્રાણશક્તિ–જીવનશક્તિ વિશ્વમાં ચોમેર તે તે રૂપે પ્રસરી રહી છે. એ જીવનશક્તિની અદ્ભૂતતાનો

ઋષિએ ઉલ્લેખ કર્યો. ઋષિએ જે રીતે પ્રાણનો ઉલ્લેખ કર્યો છે તે રીતે જોતાં તો પ્રાણ જ સર્વસ્વ છે એમ લાગે, પણ તેમ નથી. વસ્તુમાત્રને પ્રાણિત કરવાની પ્રાણની જે તાકાત છે તે તેની સ્વયંભૂ છે કે કોઈ પાસેથી તેને ઉછીની મળેલી છે એ જાણવું રહ્યું. પ્રાણની ચમત્કારમયી શક્તિને લીધે કોઈ કદાચ એમ ન માની બેસે કે હું-આત્મા પ્રાણસ્વરૂપ છું; પ્રાણનો પ્રાણ એ આત્મા છે. અને આત્મા પાસેથી જ પ્રાણને પણ પ્રાણ પ્રાપ્ત થાય છે. આથી આત્મા જ સર્વપ્રાણમય છે અને સાપેક્ષ દૃષ્ટિએ જેમ પ્રાણને આધીન બીજું બધું છે તેમ પ્રાણ પોતે કોને આધીન છે એ જાણવું રહ્યું. આથી ત્રીજા પ્રશ્નમાં પ્રાણને લગતી સૂક્ષ્મ પ્રશ્નપરંપરા શિષ્ય આરંભે છે. એ પ્રશ્નોના જવાબમાં જીવનનું રહસ્ય છે.

અશ્વલનો પુત્ર કૌસલ્ય પૂછે છે કે હે ભગવન્! આપની પાસે પ્રાણનો મહામહિમા અમોએ સાંભળ્યો. એ સાંભળીને જ વધુ જીજ્ઞાસા થાય છે. આપ કૃપા કરી અમારી એ જીજ્ઞાસાને તૃપ્ત કરો. જે પ્રાણને સમસ્ત વિશ્વ પરતંત્ર છે એ પ્રાણ ક્યાંથી-શામાંથી જન્મે છે?-આ છે મારો પહેલો પ્રશ્ન. એ પ્રાણ આ શરીરમાં કેવી રીતે આવે છે?-આ છે બીજો પ્રશ્ન. તથા શરીરમાં આવેલો એ પોતાની જાતને પાંચ પ્રકારે વહેંચીને કેવી રીતે રહે છે? આ છે ત્રીજો પ્રશ્ન. એ પ્રાણ કોના દ્વારા બહાર નીકળી જાય છે?-આ છે ચોથો પ્રશ્ન. એ બહારના જગતમાં કયા નામે પ્રસિદ્ધ છે?-આ છે પાંચમો પ્રશ્ન. અને શરીરમાં કયા નામે પ્રસિદ્ધ છે?-બસ આ છે મારો છઠ્ઠો પ્રશ્ન.

અર્થાત્ પહેલા પ્રશ્નમાં પૂછવાનું રહસ્ય એ છે કે જે જીવનથી સમસ્ત જગત જીવિત થાય છે તે જીવન પોતે પોતાનું અસ્તિત્વ ક્યાંથી મેળવે છે? અર્થાત્ જીવનમાત્રનો મૂળ ઝરો કયો છે? કોને લીધે પ્રાણ જાતે પ્રાણમય છે? બીજો પ્રશ્ન એ છે કે પ્રાણીના શરીરમાં આ સૂક્ષ્મ જીવનશક્તિ ક્યાંથી આવે છે? શરીરમાં આ સૂક્ષ્મ પ્રાણશક્તિ કેવી રીતે વહેંચાઈને રહે છે? એ ત્રીજો પ્રશ્ન છે. એ જીવનશક્તિ બહાર કેવી રીતે નીકળી જાય છે? આ છે ચોથો પ્રશ્ન. આ પ્રમાણે બહારના અને અંદરના જગતમાં એ જીવનશક્તિ કયા નામે પ્રસિદ્ધ છે? આ છે પાંચમો અને છઠ્ઠો પ્રશ્ન. આ પ્રશ્નોનું સ્વરૂપ જોતાં જ માલૂમ પડશે કે એ કૂટ પ્રશ્નો છે. ॥ ૧ ॥

**तस्मै सः ह उवाच—अतिप्रश्नान् पृच्छसि ।**
**ब्रहिष्ठः असि इति । तस्मात् ते अहं ब्रवीमि ॥ २ ॥**

તસ્મૈ=તેને સ=તે' હ=પ્રસિદ્ધ ઋષિએ ઉવાચ=કહ્યું. "અતિપ્રશ્નાન્= અતિ પ્રશ્નો-અતિ કઠિન પ્રશ્નો ત્વં પૃચ્છસિ=પૂછે છે ઇતિ=કેમકે ત્વં બ્રહ્મિષ્ઠઃ= અસિ=સૌથી શ્રેષ્ઠ વેદવેત્તા છે. તસ્માત્=તેથી તે=તને અહં=હું-પિપ્પલાદ બ્રવીમિ=કહું છું. ॥ ૨ ॥

તેને તે પ્રસિદ્ધ ઋષિએ કહ્યું-તું અતિ પ્રશ્નો પૂછે છે, કેમકે તું સર્વશ્રેષ્ઠ વેદવેત્તા છે, તેથી તને હું કહું છું. ॥ ૨ ॥

શિષ્યની ઉપલી પ્રશ્નાવલિ સાંભળી ગુરૂદેવ પ્રસન્ન થયા. ગુની ગુરૂને યોગ્ય શિષ્ય જ્યારે પ્રશ્ન પૂછે છે ત્યારે તેના આનન્દનો પાર રહેતો નથી! આથી હવે ભગવાન પિપ્પલાદ બોલ્યા કે કૌસલ્ય! જો કે તું અતિ પ્રશ્ન પૂછે છે છતાં તું સૌથી શ્રેષ્ઠ વેદવેત્તા છે. આથી જ તને હું તારા પૂછેલા પ્રશ્નોનાં જવાબ વાળું છું. ગુરૂની આ પ્રસ્તાવનામાં બે શબ્દો સમજી લેવા જેવા છે. પહેલો 'અતિપ્રશ્ન' અને બીજો 'બ્રહ્મિષ્ઠ'. ઉપનિષત્‌ની પરિભાષામાં 'અતિપ્રશ્ન' શબ્દનુ રહસ્ય જાણી લેવા જેવું છે. 'અતિપ્રશ્ન' શબ્દ બે અર્થમાં વપરાય છે. કૂટતમ-અતિગહન પ્રશ્નના અર્થમાં, એ એનો પહેલો અર્થ છે. આ ઉપરાંત જે વાત પ્રશ્નથી-વાણીની વાતચીતથી-સમજાય એવી નથી પણ નીતરા જાત અનુભવે જ સમજાય છે એવી વાતને પ્રશ્ન દ્વારા સમજવા માટે પ્રશ્ન પૂછવો એ અર્થમાં એ વપરાય છે. અહીં એ બન્ને અર્થ અભિપ્રેત છે. 'જીવનશક્તિનું મૂળ શોધવું' એ અતિ-કઠિન વાત છે. ભલભલા બુદ્ધિમાનો એ મૂળને ગોતવામાં ખોવાઈ ગયા છે. વળી એ શોધ વાણીનો વિષય જ નથી. જેમ જેમ માણસનું દર્શન વિશદતમ-નિર્મળતમ બને છે તેમ તેમ તેને આ વાત આપ મેળે જ સમજાય છે. કૌસલ્યે પૂછેલા પ્રશ્નો બુદ્ધિદશાએ પણ જટિલ છે. અને

આપી છે. ગુરૂ અને શિષ્ય ઉભયની યોગ્યતા હોય તો જ એ બ્રહ્મ-આત્મવિદ્યા સુપ્રસન્ન અને ઓજસ્વી થાય છે, નહિંતર નહિ એવો અહીં ધ્વનિ છે. ॥ ૨ ॥

आत्मनः एष प्राणो जायते । यथा एषा पुरुषे छाया, एतस्मिन् एतत् आततम्, मनोकृतेन आयाति अस्मिन् शरीरे ॥ ३ ॥

आत्मन=પરબ્રહ્મ પરમાત્મામાંથી एषः=આ प्राणः=પ્રાણ जायते=ઉત્પન્ન થાય છે. यथा=જેમ पुरुषे=શરીરના હોવાથી-શરીરના આધારે एषा=આ छाया= છાયા છે તેમ एतस्मिन्=એ પરમાત્મા હોવાથી-એ પરમાત્માને આધારે एतत्=આ પ્રાણ, आततं=ચોમેર ફેલાએલ છે. मनोकृतेन=મનોમય આત્મ- જીવાત્માએ કરેલાં કર્મ દ્વારા अस्मिन्=આ શરીરે=શરીરમાં आयाति=આવે છે.॥૩॥

પરબ્રહ્મમાંથી આ પ્રાણ ઉત્પન્ન થાય છે. જેમ શરીરના હોવાથી એટલે કે શરીરના આધારે આ છાયા છે તેમ આ પરમાત્માના હોવાથી એટલે કે પરમાત્માના આધારે આ પ્રાણ ચોમેર-સર્વત્ર ફેલાયેલ છે. મનોમય આત્મા-જીવાત્માએ કરેલાં કર્મો દ્વારા આ શરીરમાં એ પ્રાણ આવે છે. ॥ ૩ ॥

આમ શિષ્યના પ્રશ્નોને 'અતિપ્રશ્નો' તરીકે વર્ણવી ગુરૂ હવે તેના ઉત્તર વાળે છે. તેમાં પહેલા પ્રશ્નનો જવાબ વાળતાં ગુરુજી કહે છે કે હે શિષ્ય! પરબ્રહ્મ પરમાત્મામાંથી આ પ્રાણ ઉત્પન્ન થાય છે. એટલે કે આત્મા એ પ્રાણ-જીવનનું એક ઉગમસ્થાન છે. આયતન છે. જીવનનો ઝરો તો મૂળ આત્મા છે. આત્મામાંથી જ આ પ્રાણને પણ પ્રાણ મળે છે. આકાશાદિ દેવો-સ્થૂલ પંચ મહાભૂતનું આ કલેવર અને એ કલેવરમાં રહેલા ઇન્દ્રિયોરૂપી દેવો જેમ પ્રાણના આધારે છે તેમ પ્રાણ પોતે પરમાત્માને આધારે છે એ વાત સમજાતાં ઋષિ કહે છે કે હે શિષ્યો! જેમ શરીર હોય તો શરીરની છાયા જન્મે છે, તેમ પરમાત્મા છે તેથી આ પ્રાણ જીવનશક્તિ ચોમેર ફેલાયેલી રહે છે. શરીરના અભાવમાં જેમ છાયાનો અભાવ છે તેમ પરમાત્માનો ન હોય તો પ્રાણનો અભાવ થાય છે. અર્થાત્ પ્રાણ પરમાત્માને પરાધીન છે. પરમાત્મા જ પ્રાણનો જનક છે. અને પરમાત્માની સત્તાને લીધે પ્રાણ-જીવન ચોમેર ફરકી રહ્યું છે! પ્રાણને આધારે જગત છે અને પ્રાણ પરમાત્માને આધારે છે એટલે ટૂંકમાં કહીએ તો સમસ્ત જગતનો આધાર અને ઉત્પત્તિસ્થાન પરમાત્મા છે. તો પ્રાણનું માહાત્મ્ય જો સ્તુતિમાં પરિણમતું હોય તો કર્તુંમકર્તુંમન્યથા કર્તું સમર્થ પરમાત્માનું આ અચિન્ત્ય માહાત્મ્ય કેટલી સ્તુતિ માંગી લે? આ છે

સાધકને માટે અહીં ત્રિરાશિનો હિસાબ. જેને પરમાત્મા પ્રાણુમાત્રનો આધાર છે એમ સમજાશે તેનું સમસ્ત જીવન પ્રભુની પ્રાર્થનામય હશે, કેમકે આથી વધીને વધુ ઉદાત્ત પ્રાર્થનીય વસ્તુ જ નથી! આ છે પહેલા પ્રશ્નના જવાબનું રહસ્ય.

બીજા પ્રશ્નનો હવે ઋષિ ઉત્તરાર્ધમાં જવાબ વાળે છે. કેવી રીતે આ શરીરમાં પ્રાણુ આવે છે? આ છે પ્રશ્ન. ઋષિ જવાબ આપે છે કે મનોમય આત્માએ કરેલાં કર્મો દ્વારા આ જીવન–પ્રાણુશક્તિ શરીરમાં આવે છે. જવાબ છે ટૂંકો, પણ એમાં ભરેલા છે અર્થના મહાસાગરો. પોતાનાં કરેલાં કર્મોનો ભોગ ભોગવવાને માટે જીવને જન્મ ધારણુ કરવો પડે છે. કર્મોનાં ઇન્દ્રિયો એ સાધનો છે. એ ઇન્દ્રિયોમાં મન સૌનું નાયક છે. અને મનની શક્તિ પ્રાણુને અધીન છે. જ્યાં સુધી મન અને તેના દ્વારા સમસ્ત ઇન્દ્રિયો અને શરીરમાં, પ્રાણુ પ્રવેશ ન કરે ત્યાં સુધી ભોગાદિ માટે મન વગેરેની યોગ્યતા જ થતી નથી. આ કર્મો કરેલાં છે મનોમય આત્માએ. આ શબ્દ અહીં ખાસ સમજી લેવા જેવો છે. આત્મા પોતાનું સ્વરૂપ ભૂલી જઈ મોહને લઈને પરરૂપમાં સ્વરૂપની ભ્રાન્તિ સેવે છે. પોતે સ્વરૂપે કેવો છે એ જો એ જાણે તો પરરૂપમાં સમધિમય–તન્મય ન રહેતાં સ્વરૂપમાં જ એકરસ રહે. પ્રકૃતિ એ આત્માનું સ્વરૂપ નથી. એ એને માટે પરરૂપ છે. આત્મા મોહને લઇને સ્વરૂપ વિસરી પરરૂપ જે પ્રકૃતિ તે પ્રકૃતિમાં તન્મય થઇને, પ્રકૃતિ જેવો પોતાને બતાવે તેવો તે જાતને માને છે. પ્રકૃતિનાં સૂક્ષ્મ રૂપોમાં મન એક છે. એ જીવનમાં સર્વેન્દ્રિય નાયક છે. એ મનમાં જેવા તરંગો ઉઠે તેવો આત્મા પોતાને માને છે. આત્મા સ્વરૂપને ભાગ્યે જ જુવે છે. અને આથી પરિણામે મનથી જ એ ભરપૂર રહે છે. મનોમય આત્મા વાસનામય રહે છે. કેમકે મન એ વાસનાઓનો જ અજબ સંગ્રહ છે! એ ભોગપ્રધાન વાસનાથી ઘેરાયેલ જીવ અતૃપ્ત વાસનાને ભોગવવાને માટે શરીર ધારણુ કરે છે. અને આથી એ મનોમય આત્મા–જીવાત્માએ કરેલાં કર્મોના ઉપભોગ માટે પ્રાણુને પણ ભોગ સાધનાને જીવિત રાખવા સાથે આવવું પડે છે. આથી મનોમય આત્માએ કરેલાં કર્મો પ્રાણુના શરીરમાં પ્રવેશ માટે જવાબદાર છે. અહીં ધ્વનિ એ છે કે જો ...મા મનોમય ન હોય–ન રહે તો પ્રાણને શરીરમાં

ભાગી નથી બનતો પણ ત્યાગી બને છે–એ આ ઉત્તરના ગર્ભમાં સૂચિત છે. અર્થાત્ પરમાત્માની ઈચ્છાથી પરમાત્મામાંથી ઉપજેલો આ પ્રાણ, મનોમય આત્માએ કરેલા કર્મો દ્વારા આ શરીરમાં પ્રવેશે છે. ॥૩ ॥

**यथा सम्राड् एव अधिकृतान् विनियुङ्क्ते–एतान् ग्रामान् एतान् ग्रामान् अधितिष्ठस्व इति, एवं एषः प्राणः इतरान् प्राणान् पृथग् पृथग् एव संनिधत्ते ॥ ४ ॥**

यथा=જેમ सम्राड्=સાર્વભૌમ રાજા एव=નિશ્ચય પોતાના अधिकृतान्=અધિકારીઓને इति=આ પ્રકારે विनियुंक्ते=નિયુક્ત કરે છે एतान्=આ ग्रामान्=ગામોનો अधितिष्ठस्व=તું અધિષ્ઠાતા છે एवं=એ પ્રમાણે एव=જ एषः=આ प्राणः=પ્રાણ इतरान्=બીજા–અપાન સમાન વગેરે प्राणान्=પ્રાણોને एव=નિશ્ચય पृथक्=ભિન્ન पृथक्=ભિન્ન સ્થાને संनिधत्ते=યોજે છે. ॥ ૪ ॥

જેમ સાર્વભૌમ રાજા નિશ્ચય પોતાના અધિકારીઓને આ પ્રકારે નિયુક્ત કરે છે–"આ ગામોનો તું અધિષ્ઠાતા છે. આ ગામોનો તું અધિષ્ઠાતા છે", એ પ્રમાણે જ આ પ્રાણ બીજા અપાન સમાન વગેરે પ્રાણોને નિશ્ચય ભિન્ન ભિન્ન સ્થાને નિયુક્ત કરે છે. ॥ ૪ ॥

આગલા મન્ત્રમાં પરમાત્મા એ અનન્ત જીવનનું મૂળ છે. પ્રાણનિધિ છે અને એ પરમાત્માને આધારે સમસ્ત ચરાચર જગતમાં પ્રાણ ફેલાયેલો છે તથા મનોમય આત્માના કર્મો દ્વારા તે શરીરમાં આવે છે એમ ઋષિએ કહ્યું. અર્થાત્ પહેલા બે પ્રશ્નોનો જવાબ વાળ્યો. હવે ત્રીજા પ્રશ્નનો ઉકેલ આપતાં ગુરુદેવ કહે છે કે હે શિષ્યો ! જેમ ચક્રવર્તી રાજા પોતાના ઉચ્ચ અધિકારીઓની અમુક અમુક પ્રદેશ ઉપર નિમણૂક કરે છે તેજ પ્રમાણે આ મુખ્ય પ્રાણ બીજા અપાન વગેરે પ્રાણોને ભિન્ન ભિન્ન સ્થાને નિયુક્ત કરે છે. અર્થાત્ મનોમય આત્માના કર્મોને લીધે શરીરમાં ઈશ્વરેચ્છાથી પ્રવેશેલો મુખ્ય પ્રાણ, પરમાત્માની સાર્વભૌમ સત્તાથી સ્વયં પ્રશિત થઈ બીજા પ્રાણોને શરીરમાં ભિન્ન ભિન્ન સ્થાને નિયુક્ત કરે છે. ॥ ૪ ॥

**पायूपस्थे अपानं, चक्षुःश्रोत्रे मुखनासिकाभ्यां प्राणः स्वयं प्रातिष्ठते, मध्ये तु समानः । एष हि एतत् हुतं अन्नं समुन्नयति । तस्मात् एताः सप्त अर्चिषः भवन्ति ॥ ५ ॥**

पायूपस्थे=(પાયુ એટલે મલત્યાગની ઇન્દ્રિય-ગુદા દ્વાર તથા ઉપસ્થ એટલે સન્તાન ઉત્પન્ન કરનારી ઇન્દ્રિય-જનનેન્દ્રિય દ્વાર) પાયુ અને ઉપસ્થમાં अपानं=અપાન વાયુને નિયુક્ત કરે છે. चक्षुःश्रोत्रे=નેત્ર અને કાનમાં मुखनासिकाभ्यां=મુખ તથા નાસિકા દ્વારા નિકળનારો प्राणः=પ્રાણ स्वयं=પોતે प्रातिष्ठते=પ્રતિષ્ઠિત થાય છે-સાર્વભૌમ રાજાની માફક રહે છે. तु=અને मध्ये=મધ્યમાં-નાભિદેશમાં समान=સમાન વાયુ પ્રતિષ્ઠિત તે છે. एषः=આ સમાન हि=જ एतत्=આ પ્રાણાગ્નિમાં हुतं=હોમાયેલાં अन्नं=અન્નને समुन्नयति=એકસરખો લઇ જાય છે. तस्मात्=તેથી જ एताः=આ सप्त=સાત अर्चिषः=જ્ઞાનેન્દ્રિયરૂપી જ્યોતિઓ भवन्ति=દેદીપ્યમાન થાય છે. ॥ ૫ ॥

પાયુ અને ઉપસ્થમાં અપાનને નિયુક્ત કરે છે. તથા નેત્ર અને કાનમાં મુખ તથા નાસિકાથી બહાર નીકળતો પ્રાણ પોતે પ્રતિષ્ઠિત છે તથા મધ્યદેશમાં સમાન પ્રતિષ્ઠિત છે. આ સમાન જ આ પ્રાણાગ્નિમાં હોમાયેલાં અન્નને સૌ જગ્યાએ એકસરખી રીતે લઈ જાય છે. તેથી જ આ સાત જ્ઞાન ઈન્દ્રિયરૂપી જ્યોતિઓ દેદીપ્યમાન થાય છે. ॥ ૫ ॥

હવે કોને કઈ જગ્યા સુપ્રત કરે છે. શરીરનો કયો પ્રદેશ કોને સોંપે છે તે બતાવતાં ઋષિ કહે છે કે હે શિષ્યો! ગુદેન્દ્રિય અને જનનેન્દ્રિયના સ્થાનમાં પ્રાણ અપાન નામના પોતાના ભેદને સ્થાપે છે. તથા મુખનાસિકા દ્વારા અંદર બહાર અવરજવર કરતો પ્રાણ-મુખ્ય પ્રાણ પોતે કાન અને આંખમાં પ્રતિષ્ઠિત થાય છે. શરીરના મધ્ય ભાગમાં સમાન નામના પ્રાણને સ્થાપિત કરે છે. આ સમાન શબ્દની સાન્વર્થકતા સમજાવવા સમાન શબ્દની વ્યુત્પત્તિ કરતાં કહે છે કે હે શિષ્યો! સમાનનું નામ સમાન કેમ પડયું તે પણ જાણી લ્યો. પ્રાણરૂપી મહા અગ્નિમાં હોમાયેલું જે અન્ન તે અન્નને આ પ્રાણ આખાયે શરીરમાં એકસરખી રીતે રસ દ્વારા પહોંચાડતો હોવાથી એને સમાન કહેવામાં આવે છે. અર્થાત્ ખાધેલા ખોરાકના પરિણામને શરીરમાં સર્વત્ર એકસરખી રીતે પહોંચાડતો હોવાથી આ પ્રાણભેદને સમાન કહેવામાં આવે છે. આ સમાનરૂપી પ્રાણભેદના સામર્થ્યથી જ સાત જ્ઞાનેન્દ્રિયરૂપી જ્યોતિઓ દેદીપ્યમાન રહે છે. અર્થાત્ એ સમાનને લીધે ઇન્દ્રિયોમાં તેજ અને સામર્થ્ય રહે છે. ॥ ૫ ॥

हृदि हि एष आत्मा । अत्र एतत् एकशतं नाडीनाम् । तासां शतं शतं एकैकस्यां द्वासप्ततिः द्वासप्ततिः, प्रतिशाखानाडी-भवन्ति । आसु व्यानः चरति ॥ ६ ॥

हृदि=હૃદયમાં हि=નિઃસન્દેહ एषः=આ आत्मा=આત્મા-જીવાત્મા રહે છે. अत्र=એમાં-એ હૃદયમાં एतत्=આ-પ્રસિદ્ધ एकशतं=એકસો ને એક नाडीनां=સ્કન્ધ સ્થાનીય નાડીઓ-પ્રધાન નાડીઓનો સમ્બન્ધ છે. तासां=તેઓમાંથી एकैकस्यां=એક એકની વળી शतं शतं=સો સો શાખા-નાડીઓ છે. અને એ સો સો શાખા નાડીઓમાંથી વળી એક એકની द्वासप्ततिः द्वासप्ततिः=બોતેર બોતેર હજાર प्रतिशाखानाडीसहस्राणि=પ્રતિશાખા નાડીઓ છે. आसु=એ બધી નાડીઓમાં व्यानः=વ્યાન चरति=વિચરે છે ॥ ૬ ॥

નિઃસન્દેહ, હૃદયમાં આ જીવાત્મા રહે છે. એ હૃદયમાં આ એકસો ને એક સ્કન્ધ સ્થાનીય નાડીઓ-પ્રધાન નાડીઓનો સંબંધ છે. તેમાંથી એક એકની વળી સો સો શાખાનાડીઓ છે. અને એ સો સો શાખાનાડીઓમાંથી વળી એક એકની બોત્તેર બોત્તેર હજાર પ્રતિશાખા નાડીઓ છે. એ બધી નાડીઓમાં વ્યાન નામનો વાયુ વિચરે છે. ॥ ૬ ॥

આમ આગલા બે મન્ત્રોમાં પ્રાણ, અપાન અને સમાનના સ્થાનો બતાવ્યાં. હવે વ્યાન નામના વાયુ-પ્રાણ ભેદને માટે ભૂમિકા રચતાં કહે છે કે હે શિષ્યો ! મેં આપને જે મનોમય આત્માનો ઉલ્લેખ કર્યો હતો તે જીવાત્મા આ શરીરમાં હૃદયમાં રહે છે. આત્મા એ હૃદયમાં જ રહે છે એમાં સંશય નથી એ વાત નિર્વિવાદ છે. જે આ હૃદય છે એ હૃદયની સાથે એકસો ને એક મુખ્ય શરીરનાડીઓનો સંબંધ છે. આ સોયે મુખ્ય નાડીઓમાંની પ્રત્યેકને સો સો શાખા નાડીઓ છે. એ પ્રત્યેક શાખા નાડીને વળી બોત્તેર બોત્તેર હજાર પ્રતિશાખા નાડીઓ છે. આમ આખું શરીર નાડીઓ, શાખા નાડીઓ અને પ્રતિશાખા નાડીઓનું એક સૂક્ષ્મ વણાટકામ જેવું છે. આ સૂક્ષ્મ નાડીઓમાં વ્યાન નામનો વાયુ સંચરે છે. આ શરીરની રચના કેટલી અદ્‌ભુત છે તેનો આ ઉપરથી સ્હેજે ખ્યાલ આવશે ! હે પ્રિય શિષ્યો ! આ નાડીમય શરીરના સર્વ ભાગોમાં વ્યાન વાયુ સંચરે છે એમ આપ નિઃસન્દેહ જાણો. ॥૬॥

अथ एकया ऊर्ध्वः उदानः पुण्येन पुण्यं लोकं नयति,
पापेन पापं, उभाभ्यां एव मनुष्यलोकम् ॥ ७ ॥

अथ=હવે તે એકસો ને એક સ્કન્ધ-પ્રધાન નાડીઓમાંથી શિરમાં ગયેલી एकया=એક સુષુમ્ણા નાડી દ્વારા, ऊर्ध्वः=ઉપર લઈ જનાર-શરીરથી બહાર લઈ જનાર उदानः=ઉદાન पुण्येन=પુણ્યથી पुण्यं=પુણ્ય लोकं=લોકમાં, पापेन=

પાપથી पापं=પાપલોકમાં તથા उभाभ्यां=પુણ્ય પાપ બન્ને વડે एव=નિશ્ચય मनुष्यलोकं=મનુષ્ય લોકમાં આત્માને नयति=લઇ જાય છે. ॥ ૭ ॥

હવે તે એકસો ને એક પ્રધાન-નાડીઓમાંથી શિરમાં ગયેલી એક-સુષુમ્ણા નાડી દ્વારા ઉપર લઈ જનાર ઉદાન નામનો વાયુ, જીવાત્માને પુણ્યથી પુણ્યલોકમાં, પાપથી પાપલોકમાં, તથા પુણ્ય પાપ બન્ને વડે નિશ્ચય મનુષ્યલોકમાં લઈ જાય છે. ॥ ૭ ॥

આમ આગલા મન્ત્રમાં વ્યાન વાયુનું સ્થાન નક્કી કર્યું. હવે પાંચમો જે ઉદાન નામનો પ્રાણભેદ છે તેનું સ્થાન નક્કી કરતાં ચોથા પ્રશ્નનો પણ ઉત્તર સાથે સાથે જ આપતાં ઋષિ કહે છે કે હે પ્રિય શિષ્યો ! આપને મેં જે પેલી હૃદયસંબદ્ધ એકસો ને એક પ્રધાનનાડીઓ કહી છે તે એકસો ને એક પ્રધાન નાડીઓમાંથી, જીવાત્માને ઊંચે લઇ જનાર ઉદાન નામનો વાયુ, સુષુમ્ણા નામની નાડીમાં વહે છે. અર્થાત્ સુષુમ્ણા નાડીમાં ઉદાન વાયુનો વાસ છે. એ ઉદાન વાયુ જ ઉત્ક્રમણ કાળે જીવાત્માને ઉપર લઇ જાય છે. અર્થાત્ જીવનકાળે પણ જે ઉદાન વાયુના ઉપર જીત મેળવી શકે તેનો આત્મા ઉચ્ચતમ જ્ઞાનભૂમિકામાં વિહરી શકે છે. આ ઉદાન નામનો વાયુ જીવાત્માને તેના કર્માનુસાર શુભ અશુભ કે શુભાશુભ યોનિમાં લઇ જાય છે. અર્થાત્ જે જીવનાં કર્મો શુભ્ર હોય-જે જીવનમાં કેવળ પુણ્ય કમાયો હોય તેને ઉત્ક્રમણ કાળે આ ઉદાન વાયુ પુણ્ય યોનિમાં-દેવ યોનિમાં લઈ જાય છે. જે કેવળ પાપ કમાયો હોય તેને પાપ યોનિમાં લઇ જાય છે. અને જે પાપ અને પુણ્યનું મિશ્રણ કમાયો હોય તેને પાપ અને પુણ્યના મિશ્રણ સ્વરૂપ મનુષ્ય શરીરમાં આ ઉદાન વાયુ લઇ જાય છે. અર્થાત્ અહીં ચોથા પ્રશ્નનો જવાબ આવી જાય છે. કોના દ્વારા જીવ ઉત્ક્રમણ કરે છે એ પ્રશ્ન હતો. ઉદાન નામનો વાયુ આ જીવને સ્વકર્માનુસાર ઇશ્વરેચ્છાથી તે તે યોનિમાં લઈ જાય છે એ પ્રશ્નનો નિચોડ જવાબ છે. ॥ ૭ ॥

**आदित्यो ह वै बाह्यः प्राणः, उदयति एष हि एनं चाक्षुषं प्राणं अनुगृह्णानः । पृथिव्यां या देवता सा एषा पुरुषस्य अपानं अवष्टभ्य । अन्तरा यद् आकाशः, स समानः । वायुः व्यानः ॥८॥**

आदित्यः=સૂર્ય ह=જ वै=નિશ્ચય बाह्यः=બહાર प्राणः=પ્રાણ છે. एषः=એ हि=નિશ્ચય एनं=આ चाक्षुषं=આંખમાં રહેનારી प्राणं=નેત્ર ઇન્દ્રિય ઉપર अनुगृह्णानः=અનુગ્રહ કરતો હોઇને-રૂપગ્રહણમાં સહાયતા દેતો હોઇને,

उदयति=ઉગે છે. पृथिव्यां=પૃથ્વિમાં या=જે देवता=દેવતા–આકર્ષણશક્તિ છે. सः=તે एषः=આ पुरुषस्य=પુરૂષ-મનુષ્યના अपानं=અપાનને अवष्टभ्य=ટેકવીને–અપાનને સહાયક બની સ્થિતિ થયેલ અપાન છે. પૃથ્વિ અને દ્યુલોકના अन्तरा=મધ્યમાં यत्=જે आकाश=છે सः=તે समान=સમાન છે. અને वायुः=વાયુ व्यानः=વ્યાન છે. ॥ ૮ ॥

સૂર્ય જ નિશ્ચય બહાર પ્રાણ છે. એ નિશ્ચય આ આંખમાં રહેનારી નેત્ર ઈન્દ્રિયને અનુગ્રહ કરતો હોઈને ઉગે છે. પૃથ્વિમાં જે આકર્ષણશક્તિ છે તે આ મનુષ્યના અપાનને ટેકવીને સ્થિત થયેલ અપાન છે. પૃથ્વિ અને દ્યુલોકના મધ્યમાં જે આકાશ છે તે સમાન છે, અને વાયુ વ્યાન છે. ॥ ૮ ॥

અત્યાર સુધી ઋષિએ જીવનશક્તિ શરીરની અંદર કેવી રીતે વર્તી રહી છે તે સમજાવ્યું. પણ પાંચમા પ્રશ્નમાં ઋષિએ પૂછ્યું હતું કે બાહ્ય જગતમાં આ પ્રાણશક્તિ કેવી રીતે વર્તી રહી છે તે બતાવો. હવે એ પ્રશ્નનો જવાબ વાળતાં આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક જગત પરસ્પર કેવી રીતે સંકળાયેલું છે–કેવી રીતે અન્યોન્યને ઉપકારક થાય છે તે બતાવતાં બાહ્ય જગતમાં કયા કયા રૂપે પ્રાણ વર્તી રહ્યો છે તે કહે છે, હે પ્રિય શિષ્યો ! બહારના જગતમાં આ સૂર્ય એ મુખ્ય પ્રાણ છે. અર્થાત્ બહારના જગતનું જીવન આ સૂર્ય છે એમ નક્કી આપ માનો. એ સૂર્ય આંતર જગતને કેવી રીતે ઉપકારક નીવડે છે ? તો કહે છે કે જ્યારે સૂર્ય ઉગે છે ત્યારે 'ચાક્ષુષપ્રાણ'ના ઉપર=આંખમાં રહેનારી નેત્ર ઇન્દ્રિય ઉપર અનુગ્રહ કરે છે. અર્થાત્ નેત્ર ઇન્દ્રિયને રૂપ ગ્રહણમાં બહારનો પ્રાણ=સૂર્ય સહાયક બને છે. સૂર્યના અભાવમાં છતી આંખે માણસ જોઈ ન શકે. આ છે સૂર્ય અને નેત્રનો પરસ્પર સંબંધ. તે જ મુજબ પૃથ્વિમાં જે દેવતા છે તે પુરુષ=શરીરના અપાન વાયુને ટેકવીને=અપાન વાયુને સહાયક બનીને વર્તી રહે છે. એટલે કે પૃથ્વિમાં જે આકર્ષણશક્તિ છે તે જ બાહ્ય જગતમાં અપાન નામનો વાયુ જાણવો. તે જ મુજબ પૃથ્વિ અને દ્યુલોકની વચ્ચે જે આકાશ તત્ત્વ છે તેને જ બાહ્ય જગતમાં સમાન રૂપે જાણો. અર્થાત્ આકાશ તત્ત્વ છે તેને જ બાહ્ય જગતમાં સમાન સ્થાનીય છે. સર્વત્રગ વાયુ એ બહારના જગતનો વ્યાન નામનો વાયુ જાણવો. અહીં અમુક એક અંશમાં સામ્ય કલ્પી સૂર્ય આદિને બાહ્ય જગતરૂપી શરીરના પ્રાણાદિ વાયુરૂપે ઋષિએ વર્ણવ્યા છે. પુરૂષ શરીર અને બાહ્યનું જગત પરસ્પર કેવી રીતે સંકળાયેલું

છે અને કોનો કોના ઉપર કેવો અને કેટલો આધાર છે તે જ બતાવવાનો અહીં હેતુ છે. આ હેતુ સ્પષ્ટપણે સમજાતાં પિંડે તે બ્રહ્માંડે એ સિદ્ધાન્ત સમજાશે. ॥ ૮ ॥

तेजो ह वै उदानः । तस्मात् उपशान्ततेजाः पुनर्भवम्, इन्द्रियैः मनसि सम्पद्यमानैः ॥ ९ ॥

ह=પ્રસિદ્ધ તેજઃ=અગ્નિ वै=નિશ્ચય उदान=ઉદાન છે. तस्मात्=તેથી उपशान्ततेजाः=જેના શરીરનું તેજ-અગ્નિ ઠંડો પડી જાય છે તે मनसि= મનમાં सम्पद्यमानैः=લીન-થયેલી इन्द्रियैः=ઇન્દ્રિયો સહિત पुनर्भवं=પુનર્જન્મને પ્રાપ્ત થાય છે. ॥ ૯ ॥

પ્રસિદ્ધ અગ્નિ નિશ્ચય ઉદાન છે. તેથી જેના શરીરનો અગ્નિ-(જેના શરીરની ઉષ્મા) ઠંડી પડી જાય છે તે મનમાં લીન થયેલ ઈન્દ્રિયો સહિત પુનર્જન્મને પ્રાપ્ત થાય છે. ॥ ૯ ॥

આદિત્ય એ બાહ્ય જગતમાં પ્રાણ છે. અને એ પ્રાણ ચાક્ષુષ પ્રાણને-નેત્રેન્દ્રિયને રૂપગ્રહણમાં અનુગ્રહ કરે છે. પૃથિવીમાં જે દેવતા છે-આકર્ષણ શક્તિ છે તે બાહ્ય જગતનો અપાન વાયુ છે. અને તે મનુષ્ય શરીરમાં રહેલ અપાન વાયુને મલ વિસર્જનમાં અનુગ્રહ કરે છે. પૃથ્વી અને દ્યુલોકની વચ્ચે રહેલું જે આકાશ છે તે બાહ્ય જગતનો સમાન છે. અને તે મનુષ્ય શરીરમાં રહેલ સમાન વાયુને અન્નરસ સર્વત્ર સમભાવે પહોંચાડવામાં સહાયક બને છે. વાયુ એ બહારના જગતનો વ્યાન વાયુ છે. અને તે શરીરસ્થ વ્યાનની માફક સમસ્ત બ્રહ્માંડમાં અનેક રીતે ફેલાયેલો છે-આટલું આગલા મન્ત્રમાં કહ્યું. હવેના મન્ત્રમાં બાકીનો જે ઉદાન વાયુ તેને લગતી સામ્યની કલ્પના ઘટાવવી રહી. આથી ઋષિ કહે છે કે હે શિષ્ય! બહારના જગતમાં જે પ્રસિદ્ધ અગ્નિ છે તે જ ઉદાન છે. અર્થાત્ શરીરની અંદર જેમ ઉદાન નામનો વાયુ પ્રસિદ્ધ છે તેમ શરીર બહારના જગતમાં અગ્નિ જ ઉદાન છે એમ જાણો. આ અગ્નિ જ ઉદાન છે તેથી જે મનુષ્યના શરીરનો અગ્નિ-ઉષ્મા ઠંડી પડી જાય છે તે માણસ મુમૂર્ષુ થઈ જાય છે. શરીરમાંની ગરમી ઉડી જતાં મનુષ્ય મરણોન્મુખ થાય છે એ પ્રસિદ્ધ છે. આ પ્રમાણે જેનો શરીરસ્થ અગ્નિ ઠંડો પડી જાય છે, તે માણસની ઇન્દ્રિયો મનમાં લીન થઇ જાય છે. અને મનમાં લીન થયેલી ઇન્દ્રિયોવાળો તે સ્વકર્માનુસાર પુનર્જન્મ પામે છે. ઇન્દ્રિયોનું

મનમાં લીન થવું એટલે તે તે ઇન્દ્રિયોની વાસના મનમાં ઠરી જાય છે એમ સમજવું. આમ બાહ્ય અને આભ્યન્તર જગતમાં પાંચ પ્રકારે વહેંચાઇને પ્રાણ કેવી રીતે વર્તે છે તે બતાવ્યું. ॥ ૯ ॥

**यत् चित्तः तेन एषः प्राणं आयाति, प्राणः तेजसा युक्तः सह आत्मना यथासंकल्पितं लोकं नयति ॥ १० ॥**

હવે મરણ સમયે, यत्चित्तः=જે સંકલ્પવાળો હોય છે तेन=તે સંકલ્પની સાથે एषः=આ આત્માજી વાત્મા,-प्राणं=પ્રાણની તરફ आयाति=આવે છે. प्राणः=પ્રાણ आत्मना=આત્માની सह=સાથે तेजसा=તેજથી ઉદાનથી युक्तः=યુક્ત હોઇને-થઇને તે જીવાત્માને यथासंकल्पितं=યથા સંકલ્પિત-જેવો સંકલ્પ સેવ્યો હોય તેવા लोकं=લોકમાં-શરીરમાં नयति=લઈ જાય છે. ॥ ૧૦ ॥

હવે મરણ સમયે જેવા સંકલ્પવાળો હોય તે સંકલ્પ સહિત આ આત્મા, પ્રાણ તરફ આવે છે. પ્રાણ, આત્મા સહિત, ઉદાનથી યુક્ત થઈને તે જીવાત્માને યથાસંકલ્પિત શરીરમાં લઈ જાય છે. ॥ ૧૦ ॥

આગલા મન્ત્રમાં પ્રસંગોપાત્ત માણસ મરણોન્મુખ કેવી રીતે થાય છે તે બતાવ્યું, અને તે પુનર્જન્મ પામે છે એવું વિધાન કર્યું. તો તેના પુનર્જન્મમાં આગલા જન્મના સંસ્કારો કેવો નિર્ણાયક ભાગ ભજવે છે તે બતાવતાં ઋષિ કહે છે કે હે શિષ્યો ! મરણકાળે મનુષ્યમાં જે સંકલ્પ-જે વાસના હોય છે તે વાસનાથી વાસિત થયેલો તેનો જીવાત્મા પ્રાણ તરફ આવે છે. અર્થાત્ મરતી વખતે તેની જેવી મતિ તેવી તેની ગતિ થતી હોવાથી જેવી ગતિ થવાની હોય તેવાં સંસ્કારે રંગાયેલો જીવાત્મા ઉત્ક્રમણ કરતા પ્રાણની નજીક આવે છે. અર્થાત્ જીવ તે તે સંસ્કારવાળો થઈને શરીરની બહાર નીકળવા તૈયારી કરતા પ્રાણની પાંખે ચઢે છે. અને પ્રાણની પાંખે ચઢેલા તે આત્મા સહિત તે પ્રાણ ઉદાનથી સંયુક્ત થઇને તે જીવાત્માને તેના સંકલ્પાનુસારના શરીરમાં લઇ જાય છે. અર્થાત્ તે તે જગતના સંસ્કારથી સંસ્કૃત થયેલો તે આત્મા પ્રાણની પાંખે ચઢે છે. આત્મા સહિત તે પ્રાણ ઉદાન વાયુ સાથે તે શરીરમાંથી બહાર નીકળે છે. અને પોતપોતાના કર્માનુસાર યથા સંકલ્પિત શરીરમાં તે ગતિ કરે છે. ટૂંકમાં પ્રાપ્ત શરીરનો ત્યાગ અને અપ્રાપ્ત શરીરની પ્રાપ્તિમાં મરણકાલીન સંસ્કાર અગત્યનો ભાગ ભજવે છે. અને જીવનભર જે સંસ્કારની પ્રબળતા હોય તે જ મરણકાળે અવશપણે ઉપસ્થિત

થતા હોવાથી જીવન સુધારવાનો અહીં આદેશ છે. આ આત્મા પ્રાણની પાંખે ચઢીને ઉદાન વાયુની સહાયતાથી ઉપાત્ત શરીરનો ત્યાગ કરે છે અને અનુપાત્તની પ્રાપ્તિ માટે સ્વસંસ્કારવશ સંચરે છે. આ છે સૂક્ષ્મતમ વાત. ॥ ૧૦ ॥

**यः एवं विद्वान् प्राणं वेद न ह अस्य प्रजा हीयते, अमृतो भवति। तदेषः श्लोकः–"उत्पत्तिं आयतिं स्थानं, विभुत्वं च एव पञ्चधा। अध्यात्मं च एव प्राणस्य विज्ञाय अमृतं अश्नुते" इति ॥ ११ ॥**

यः = જે મનુષ્ય एवं=આ પ્રમાણે विद्वान्=જાણતો હોઇને प्राणं = પ્રાણને वेद = ઉપાસે છે–ઠીક ઠીક રાખે છે, ह=નિઃસન્દેહ अस्य=એનો प्रजा=પ્રજાતન્તુ न हीयते=તૂટતો નથી. અને તે अमृतः = અમર–લોકમાં ચિરજીવી भवति = થઇ જાય છે. तद्=તેમાં एषः=આ श्लोकः = શ્લોક પ્રમાણ છે. प्राणस्य=પ્રાણની આત્માથી उत्पत्तिं = ઉત્પત્તિને आयतिं = શરીરમાં આયાતને स्थानं = પાયુ ઉપસ્થાદિમાં નિવાસને, च=તથા સૂર્ય આદિરૂપે एव = નિશ્ચય.બહાર જગતમાં च=તથા प्राणस्य = પ્રાણ અપાન આદિરૂપે एव = નિશ્ચય અંદર अध्यात्मं = શરીરમાં पञ्चधा = પાંચ પ્રકારે विभुत्वं=વ્યાપકતાને विज्ञाय = જાણીને अमृतं= અમૃતત્ત્વને–અમર ભાવને अश्नुते = પ્રાપ્ત થાય છે. इति=બસ. ॥ ૧૧ ॥

જે મનુષ્ય આ પ્રમાણે જાણતો હોઈને પ્રાણને ઉપાસે છે નિઃસન્દેહ એનો પ્રજાતન્તુ તૂટતો નથી અને તે લોકમાં ચિરજીવી થાય છે એ બાબતમાં આ શ્લોક પ્રમાણ છે. પ્રાણની આત્મામાંથી ઉત્પત્તિ, શરીરમાં આયાત, પાયુ ઉપસ્થ આદિમાં નિવાસ તથા સૂર્ય આદિરૂપે નિશ્ચય બહાર–જગતમાં તથા પ્રાણ અપાનરૂપે નિશ્ચય અંદર શરીરમાં પાંચ પ્રકારે વ્યાપકતાને જાણીને અમરભાવને પ્રાપ્ત થાય છે, બસ. ॥ ૧૧ ॥

હવે પ્રશ્નનો ઉપસંહાર કરતાં પ્રાણવિદ્યાનું સપ્રમાણ ફળ બતાવતાં ઋષિ કહે છે કે હે શિષ્યો! જે મનુષ્ય આ પ્રમાણે જાણતો હોઇને પ્રાણની ઉપાસના કરે છે એટલે કે જીવનભર પોતાના પ્રાણને સ્વસ્થ રાખે છે તે માણસને પહેલું ફળ એ મળે છે કે તેની પ્રજાનો તાંતણો તૂટતો નથી. અર્થાત્ પ્રાણવાન પુરૂષની પ્રજા કદી ક્ષીણાયુષી કે અલ્પાયુષી કે રોગિષ્ટ થતી નથી. અને આ કાંઈ જેવું તેવું ફળ નથી. પ્રાણવાન–સમર્થ–ઓજસ્વી અને નીરોગી પ્રજા હોવી એ તો કોઇપણ દેશનું સમૃદ્ધ સૌભાગ્ય છે. બીજું ફળ એ છે કે તેવો માણસ અમૃત થાય છે એટલે કે તેવો મનુષ્ય દીર્ઘજીવી

થાય છે. પૂરાં હક્કનાં સો વરસ જીવે છે. સ્વસ્થ, કર્મણ્ય અને નીરોગી પૂરું આયુષ્ય એ ઇશ્વરની અપાર કૃપાનું પરિણામ છે. આ ફળ પરત્વે ઋષિ વેદમન્ત્રનું પ્રમાણ ટાંકી શિષ્યોને નિઃશંક બનાવતાં કહે છે કે હે શિષ્યો! પરમાત્મામાંથી પ્રાણની ઉત્પત્તિ, શરીરમાં તેની આયાત, પાયૂપસ્થ વગેરેમાં તેનો નિવાસ, સૂર્ય આદિરૂપે બહારના જગતમાં અને પ્રાણાદિરૂપે આંતર જગતમાં તેની વ્યાપકતા–આવી સાંગોપાંગ પ્રાણવિદ્યાને જાણનાર પુરૂષ અમૃતનો આહાર કરે છે. અમૃતનો આહાર એટલે દીર્ઘજીવનનું સૌભાગ્ય પ્રાપ્ત કરે છે. અને દીર્ઘકાળ સુધી આ પ્રભુના જગતમાં પ્રભુના થઈને જીવવું એ તો મહત્તા છે. આથી અધ્યાત્મજીવનના યાત્રીએ સદા સર્વથા સર્વત્ર પ્રાણની પૂરી ઉપાસના કરવી જોઇએ એવો અહીં ધ્વનિ છે. ॥ ૧૧ ॥

॥ इति तृतीयः प्रश्नः ॥

॥ हरिः ॐ तत् सत् ॥

**तस्मै स ह उवाच-यथा गार्ग्य! मरीचयः अर्कस्य अस्तं गच्छतः सर्वाः एतस्मिन् तेजोमंडले एकीभवन्ति, ताः पुनः पुनः उदयतः प्रचरन्ति एवं ह वै तत् सर्वं परे देवे मनसि एकीभवति । तेन तर्हि एषः पुरुषः न शृणोति, न पश्यति, न जिघ्रति, न रसयते, न स्पृशते, न अभिवदते, नादत्ते, न आनन्दयते, न विसृजते, न ईयायते, "स्वपिति" इति आचक्षते ॥ २ ॥**

तस्मै=તેને सः=તે ह=પ્રસિદ્ધ ઋષિએ उवाच=કહ્યું–गार्ग्य=હે ગર્ગગોત્રી! यथा=જેમ अस्तंगच्छतः=અસ્ત પામતા अर्कस्य=સૂર્યના सर्वाः=બધાં मरीचयः=કિરણો एतस्मिन्=આ तेजोमंडले=તેજના ગોળામાં–સૂર્યમાં एकीभवंति= એકઠાં થાય છે. पुनः=અને पुनः=વળી उदयतः=ઉદય પામતા સૂર્યના ताः=તે તમામ કિરણો प्रचरन्ति=ફેલાઇ જાય છે एवं=એમ ह=જ वै= નિશ્ચય સુવાને સમયે तत्=તે सर्वं=બધું–વાગાદિ ઇન્દ્રિયનો સમૂહ परे= પોતાનાથી ઊંચી देवे=ઇન્દ્રિય मनसि=મનમાં एकीभवति=એક થઈ જાય છે– એકઠી થઈ જાય છે. तेन=તેથી तर्हि=ત્યારે एषः=આ पुरुषः=જીવાત્મા न शृणोति=નથી સાંભળતો न पश्यति=નથી જોતો, न जिघ्रति=નથી સૂંઘતો न रसयते=નથી રસ લેતો–ચાખતો, न स्पृशते=નથી અડતો, न अभिवदते= નથી બોલતો न आदत्ते=નથી પકડતો न आनन्दयते=નથી આનન્દ લેતો, न विसृजते=નથી મલત્યાગ કરતો, न ईयायते=નથી ચાલતો स्वपिति=ઊંઘે છે इति=એમ લોકો आचक्षते=કહે છે. ॥ २ ॥

તેને તે પ્રસિદ્ધ ઋષિએ કહ્યું–હે ગર્ગગોત્રી! જેમ અસ્ત પામતા સૂર્યના બધાં કિરણો આ તેજના ગોળામાં–સૂર્યમંડળમાં, એકઠાં થાય છે અને વળી ઉદય પામતા સૂર્યના તે તમામ કિરણો ફેલાઈ જાય છે તેમજ નિશ્ચય સુતી વખતે તે બધાં– ઇન્દ્રિયોનો સમૂહ પોતાનાથી ઊંચી એવી મનરૂપી ઈન્દ્રિયમાં એકઠાં થઈ જાય છે અને તેથી તે વખતે આ જીવ નથી સાંભળતો, નથી જોતો, નથી સૂંઘતો, નથી ચાખતો, નથી અડતો, નથી બોલતો, નથી પકડતો, નથી આનન્દ લેતો, નથી મલત્યાગ કરતો, નથી ચાલતો 'ઊંઘે છે' એમ લોકો તેને તે વખતે કહે છે. ॥ २ ॥

પોતાના શિષ્યના આ કૂટ પ્રશ્નો સાંભળી આચાર્યદેવ પ્રસન્ન થયા. અને તરત જ ઉલ્લાસમાં આવી પોતાની વિશિષ્ટ શૈલીમાં એ પ્રશ્નોના ક્રમશઃ ઉત્તર વાળતાં કહે છે કે હે શિષ્યો! જાગૃત અવસ્થામાં જીવ સાંભળે છે–જુવે છે– સૂંઘે છે–ચાખે છે–અડકે છે–બોલે છે–લે છે–આનન્દ ભોગવે છે–મળ વિસર્જન

કરે છે–વિહરે છે. આ બધી ક્રિયાઓ શ્રોત્રાદિ કરણો દ્વારા તે કરે છે. સુષુપ્તિ અવસ્થામાં આ બધી ઇન્દ્રિયોની પ્રવૃત્તિ શાન્ત થઈ જાય છે. એટલે એ ઇન્દ્રિયો દ્વારા જે જે ક્રિયાઓ જાગ્રત અવસ્થામાં થાય છે તે ઊંઘની અવસ્થામાં થતી નથી. એટલે દાતરડાં વગેરે સાધનવાળો ખેડૂત જેમ કાપણી વગેરેની ક્રિયા કરે છે અને ઊંઘતી વેળા તે સાધનોને ત્યાગી દેતો હોવાથી તે ક્રિયા કરતો નથી પણ સ્વસ્થ રહે છે–પણ રહે છે અને ક્યાંયે લુપ્ત થઇ જતો નથી તેમ શ્રોત્રાદિ ઇન્દ્રિયોરૂપી સાધનો વડે સાંભળવા વગેરેની ક્રિયાઓ કરતો જીવ એ સાધનો નિશ્ચેષ્ટ થતાં સ્વસ્થ રહે છે–પણ રહે છે. ક્યાંયે લુપ્ત થઇ જતો નથી. દાતરડું વગેરે જેમ ખેડૂતનું સાધન છે. ઉપાધિ છે. ખેડૂતનું સ્વરૂપ નથી. તેમ ઇન્દ્રિયો વગેરે જીવાત્માનાં સાધનો છે. ઉપાધિઓ છે. તેનું સ્વરૂપ નથી. આ વાતને હું એક દૃષ્ટાન્ત દ્વારા સમજાવું. આપ સૂર્યને રોજ ઉદય અને અસ્ત પામતો જુવો છો. અસ્ત પામતાં સૂર્યના કિરણો જેમ તે સૂર્યના તેજોબિંબમાં જાણે એકત્ર થઈ જતાં લાગે છે અને તેનાં તે જ કિરણો ઉદય પામતાં સૂર્યમાંથી ફેલાઈ જતાં દેખાય છે, તેમ આત્મારૂપી સૂર્ય જ્યારે સુષુપ્તિ અવસ્થામાં પ્રયાણ કરે છે ત્યારે તેની શક્તિની વાહક આ ઇન્દ્રિયો, સૌ ઇન્દ્રિયોના નાયકરૂપ પરમ દેવ–મનમાં જાણે લીન થઈ જાય છે. મનમાં લીન થયેલી ઇન્દ્રિયો મનોમય થઈ જાય છે. અને મનનું પણ તે વેળા સુષુપ્તિ અવસ્થામાં સ્પન્દન થતું નથી. અર્થાત્ આત્માને સ્વરૂપે તો સુષુપ્તિ અવસ્થા જ નથી. પણ ઇન્દ્રિયો અને મનરૂપી ઉપાધિને લઇને તેને સુષુપ્તિ અવસ્થા લાગે છે. જેમ સૂર્યને સ્વતઃ ઉદયાસ્ત નથી તેમ આત્માને સ્વતઃ સુષુપ્તિ, સ્વપ્ન કે જાગ્રત અવસ્થા નથી. આમ જ્યારે મનોનાયક ઇન્દ્રિયો મનમાં લીન થાય છે અને મન પોતે પણ અનુત્સાર્ય તમોગુણથી પરિપૂર્ણ થઈ જાય છે ત્યારે તે સૂક્ષ્મતમ, સર્વ ઇન્દ્રિયોની આવરક, તમોગુણમયી નિદ્રાવસ્થાનો સાક્ષી બની જાય છે. અને આથી જ ઊંઘમાંથી ઉઠેલા પુરૂષને પૂછતાં તે જવાબ વાળશે કે હું "સુખેથી ઊંઘ્યો હતો–મેં કાંઈ ન જાણ્યું." બસ. આમ બધી ઇન્દ્રિયો સુઈ જતી હોવાથી તે વેળા પુરૂષ સાંભળવા વગેરેની ક્રિયાઓ કરતો નથી. અને પ્રાકૃત લોકો પુરૂષને જ "આ ઊંઘે છે." એમ કહે છે. બાકી મૂળમાં પુરૂષને ઊંઘ નથી. ઇન્દ્રિયોને ઊંઘ છે. પણ આધ્યાત્મિક પ્રકરણમાં તો જેની ઇન્દ્રિયો જાગતી છે તેનો પુરૂષ સુતેલો રહે છે. અને જેની ઇન્દ્રિયો ઊંઘતી હોય તેનો પુરૂષ જાગતો થાય છે! ॥ ૨ ॥

**प्राणाग्नयः एव एतस्मिन् पुरे जाग्रति । गार्हपत्यः ह वै एषः अपानः । व्यानः अन्वाहार्यपचनः । यत् गार्हपत्यात् प्रणीयते, प्रणयनात् आहवनीयः प्राणः ॥ ३ ॥**

તે વખતે एव=ફક્ત प्राणाग्नयः=પ્રાણરૂપી અગ્નિઓ, एतस्मिन्=આ पुरे=શરીરમાં जाग्रति=જાગે છે. वै=પ્રસિદ્ધ गार्हपत्यः=ગાર્હપત્ય અગ્નિ ह=નિશ્ચય एषः=આ अपानः=અપાન છે. व्यानः=વ્યાન अन्वाहार्यपचनः=દક્ષિણાગ્નિ છે. यत्=જે કારણે गार्हपत्यात्=ગાર્હપત્યાગ્નિથી प्रणीयते=બહાર લાવવામાં આવે છે-બહાર લાવીને અગ્નિકુંડમાં પ્રજ્વલિત કરવામાં આવે છે, તેથી आहवनीयः=બહાર લાવવામાં આવેલો હોવાથી આહવનીય અગ્નિ प्राणः=પ્રાણ છે. ॥ ૩ ॥

તે વખતે પ્રાણરૂપી અગ્નિઓ જ ફક્ત આ શરીરમાં જાગે છે. અપાન એ પ્રસિદ્ધ ગાર્હપત્ય અગ્નિ છે. વ્યાન દક્ષિણાગ્નિ છે. કેમકે ગાર્હપત્યમાંથી બહાર લાવવામાં આવેલો હોઈને પ્રાણ આહવનીય અગ્નિ છે. ॥ ૩ ॥

આમ આગલા મન્ત્રમાં ઇન્દ્રિયોને ઊંઘ હોય છે એમ બતાવ્યું. પણ પ્રશ્ન એ ઉભો થાય છે કે જીવતા અને મરેલા માણસમાં તફાવત તો આટલો છે કે જીવતો માણસ ક્રિયા કરે છે, મરેલો કરતો નથી. ઊંઘતો માણસ સક્રિય નથી છતાં મરેલો નથી. તો તેવા ઊંઘતા માણસને જીવતો કોણ રાખે છે? અર્થાત્ શરીરમાં તે વેળા જાગૃત કોણ રહે છે? અગ્નિહોત્રની કલ્પનાનો આશ્રય લઇ ઋષિ આ પ્રશ્નનો સુંદર ઉકેલ આપતાં કહે છે કે હે શિષ્યો! તે વખતે એટલે કે જ્યારે ઇન્દ્રિયો નિદ્રાગ્રસ્ત થાય છે ત્યારે ઉપર્યુક્ત પાંચ પ્રાણો જ જાગતા રહે છે. એ પ્રાણ અગ્નિરૂપ છે. અર્થાત્ અગ્નિમાં જેમ દાહક અને ઉજ્જવાલક શક્તિ છે તેમ પ્રાણમાં-નિરુદ્ધ પ્રાણમાં પાપદાહક, અને જીવન ઉજ્જવાલક શક્તિ છે. આથી પ્રાણને અહીં અગ્નિ કલ્પવામાં આવ્યો છે. અર્થાત્ હે શિષ્યો! નિદ્રાગ્રસ્ત ઇન્દ્રિયોનું મૃત્યુમાંથી રક્ષણ કરવાને માટે આ શરીરરૂપી પુરમાં-નગરમાં પ્રાણાગ્નિરૂપી રક્ષકો-પહેરેગીરો જાગતા રહે છે. અને આથી જ ઊંઘતો માણસ મરી જતો નથી. આ પાંચ પ્રાણોને હું અગ્નિહોત્રની કલ્પનાનો આશ્રય લઈ આપને સમજાવું છું, કેમકે વિદ્વાન પુરુષની પ્રત્યેક ક્રિયા એ યજ્ઞમય છે. તો જે માણસ આત્માનો વિદ્વાન છે તેની તો ઊંઘવાની ક્રિયા પણ અગ્નિહોત્રમય=યજ્ઞમય જ બની જાય છે. આથી અહીં હું આપને અગ્નિહોત્રકલ્પના દ્વારા આ આખો પ્રશ્ન સમજાવું છું. હે શિષ્યો! અગ્નિહોત્રમાં ત્રણ અગ્નિઓ

હોય છે. ગાર્હપત્ય અગ્નિ, દક્ષિણાગ્નિ અને ગાર્હપત્ય અગ્નિમાંથી બહાર લાવવામાં આવતો હોવાથી જેને આહવનીય એવું નામ આપવામાં આવ્યું છે તે આહવનીય અગ્નિ. આ સ્થૂલ અગ્નિહોત્રમાં જેમ આ ત્રણ અગ્નિઓ છે તેમ આભ્યંતર જે અગ્નિહોત્ર આવે છે તેમાં પણ આ ત્રણ અગ્નિઓ છે. તેમાં અપાન નામનો જે વાયુ છે તેને આપ ગાર્હપત્ય અગ્નિ જાણો. વ્યાન નામનો જે વાયુ છે તેને આપ દક્ષિણાગ્નિ સમજો. અને પ્રાણને આહવનીય અગ્નિ જાણો. શરીરમાં અપાન વાયુ એક રીતે જોતાં મુખ્ય છે. કેમકે અપાન વાયુના કોપમાં મૃત્યુ રહેલ છે. અપાન વાયુ મલમૂત્રને વિસર્જિત કરનારો હોઇને એ જો શિથિલ થઇ જાય તો બીજા વાયુઓ પણ એક રીતે શિથિલ થઈ જાય છે. સ્થૂલ અગ્નિહોત્રમાં જે ગાર્હપત્ય=ઘરનો પતિ=અગ્નિહોત્રના ઘરમાં ચોવીસે કલાક રહેનારો અગ્નિ મુખ્ય છે. તેમ ઉપર બતાવી તે દૃષ્ટિએ અપાન વાયુ પણ શરીરમાં મુખ્ય છે. સ્થૂલ અગ્નિહોત્રમાં ગાર્હપત્ય અગ્નિમાંથી આહવનીય અગ્નિને બહાર લેવામાં આવે છે, તેમ અપાન વાયુમાંથી–મૃત્યુકારી વાયુમાંથી જીવનદાયી વાયુ–પ્રાણને પણ રોજ લેવામાં આવે છે એટલે કે અપાનને ઓળંગીને પ્રાણે વર્તવું પડે છે. ટૂંકમાં પ્રાણ યદ્યપિ સર્વ મુખ્ય છે, છતાં પ્રાણનો અપાન એ આધાર છે. ॥૩॥

**यत् उच्छ्वासनिःश्वासौ एतौ आहुती समं नयति इति स समानः। मनो ह वाव यजमानः। इष्टफलं एव उदानः। सः एनं यजमानं अहरहः ब्रह्म गमयति ॥ ४ ॥**

यत्=કેમકે उच्छ्वासनिःश्वासौ=ઉચ્છ્વાસનિઃશ્વાસરૂપી एतौ=આ બે आहुती=આહુતિઓને समं=એક સરખી રીતે नयति=લઇ જાય છે इति=તેથી सः=તે–એક સરખી રીતે લઈ જનાર समानः=સમાન છે. ह=પ્રસિદ્ધ मनः=મનોમય–મનોવિશિષ્ટ આત્મા–જીવાત્મા वाव=નિશ્ચય यजमानः=યજમાન છે. તથા इष्टफलं=યજ્ઞફલ–રાત દિવસ નિરન્તર થનારા અગ્નિહોત્રરૂપી યજ્ઞનું ફલ एव=નિઃસન્દેહ उदानः=ઉદાન–પ્રતિદિન બ્રહ્મમાં પહોંચાડવાની શક્તિયુક્ત ઉદાન છે. सः=તે ઉદાન एनं=આ यजमानं=યજમાનને अहरहः=દિનપ્રતિદિન ब्रह्म=બ્રહ્મમાં गमयति=પહોંચાડે છે. ॥ ૪ ॥

કેમકે શ્વાસ પ્રશ્વાસરૂપી આ બે આહુતિઓ એક સરખી રીતે લઈ જાય છે તેથી તે સમાન છે. પ્રસિદ્ધ મનોમય આત્મા નિશ્ચય યજમાન છે. તથા નિઃસન્દેહ યજ્ઞફલ ઉદાન છે. તે ઉદાન આ આત્માને–યજમાનને દિનપ્રતિદિન બ્રહ્મમાં પહોંચાડે છે. ॥ ૪ ॥

અવસ્થાનો ભોક્તા પણ મનોમય આત્મા છે, કેવળ આત્મા નહિ. અર્થાત્ જેમ જાગૃત અવસ્થાથી કેવળ આત્મા ભિન્ન છે-અસ્પૃષ્ટ છે તેમ સ્વપ્નાવસ્થાથી પણ કેવળ આત્મા તો ભિન્ન જ છે-અસ્પૃષ્ટ જ છે. ॥ ૫ ॥

**स यदा तेजसा अभिभूतो भवति, अत्र एषः देवः स्वप्नान् न पश्यति । अथ तदा एतस्मिन् शरीरे एतत् सुखं भवति ॥ ६ ॥**

यदा = જ્યારે सः = તે = સૌ ઇન્દ્રિયોની એકતાનું સ્થાનરૂપ પરમ મનરૂપી દેવ. तेजसा-ઉદાનરૂપી તેજથી अभिभूतः-દબાયેલો भवति-થાય છે, अत्र-એ અવસ્થામાં एषः-એ देवः-દેવ-મનોમય જીવાત્મા, स्वप्नान्-સ્વપ્નોને न-નથી पश्यति-જોતો. अथ-ત્યારે तदा-તે સમયે एतस्मिन्-આ शरीरे-શરીરમાં एतत्-આ सुखं-સુષુપ્તિ સુખને भवति-પ્રાપ્ત થાય છે. ॥ ૬ ॥

જ્યારે તે મનરૂપી પરમદેવ ઉદાનરૂપી તેજથી દબાયેલ થાય છે ત્યારે તે અવસ્થામાં આ મનોમય જીવાત્મા સ્વપ્નોને જોતો નથી. ત્યારે તે વખતે આ શરીરમાં આ સુષુપ્તિ સુખને પ્રાપ્ત થાય છે. ॥ ૬ ॥

સ્વપ્નાવસ્થામાં મન જાગૃત હોય છે અને મનમાં કોરાઇ રહેલી વાસનાઓનો મનોમય આત્મા અનુભવ કરે છે એમ કહ્યું. હવે શરીરમાં સુષુપ્તિકાલીન જે સુખ થાય છે તે કોને થાય છે? એ પ્રશ્નનો જવાબ વાળતાં આચાર્યદેવ કહે છે કે હે શિષ્યો ! જ્યારે તે મનરૂપી પરમદેવ-સૌ ઇન્દ્રિયોના એકાયતનરૂપી મનરૂપી પ્રધાનદેવ ઉદાનરૂપી તેજથી દબાઇ જાય છે એટલે કે ઉદાન વાયુના પ્રભાવથી મન જ્યારે સ્પન્દનશૂન્ય-નિર્વ્યાપાર થાય છે ત્યારે તે અવસ્થાને સુષુપ્તિ અવસ્થા કહેવામાં આવે છે. અર્થાત્ ઇન્દ્રિયો સહિત મન પણ જ્યારે નિર્વ્યાપાર થઇ જાય છે-અનુત્સાર્ય તમોગુણના પ્રબળ ઉભરાને લઇને દબાઈ જાય છે ત્યારે સુષુપ્તિ અવસ્થા આવે છે. એ સુષુપ્તિકાળમાં આ મનોમય આત્મા સ્વપ્નો જોતો નથી. કેમકે સ્વપ્નોનો દેખાડનાર મનદેવ તે કાળે સ્પન્દનશૂન્ય છે. અને તે વખતે આ શરીરમાં આ સૌષુપ્ત સુખને મનોમય આત્મા પ્રાપ્ત કરે છે. એટલે કે સુષુપ્તિને વખતે જે નિરાયાસ-પ્રગાઢ-શાન્ત-પ્રસન્ન સુખનો અનુભવ થાય છે તે પણ આ મનોમય આત્માને જ થાય છે. કેવળ આત્મા તો સ્વરૂપે જ સુખી છે. તેનો બાહ્ય ઉપાધિ ઉપર સ્વસુખને આધાર રાખવો પડતો નથી. જાગૃત અને સ્વપ્નમાં ઇન્દ્રિયોના ઘમસાણને લઇને જીવાત્માને સુખ રહેતું નથી. ઊંઘમાં એ ઘમસાણ-એ કોલાહલ ઠરી જતો હોવાથી તેને શાન્તિ લાગે છે. ॥ ૬ ॥

**स यथा सोम्य ! वयांसि वासोवृक्षं संप्रतिष्ठन्ते, एवं ह वै तत् सर्वं परे आत्मनि संप्रतिष्ठते ॥ ७ ॥**

सः=તે यथा=જેમ सोम्य=હે સોમ્ય-હે સોપમાનાર્હ वयांसि=પક્ષી બધી બાજુ ઉડી ઉડીને વળી પોતાના वासोवृक्षं=વાસવૃક્ષ-રહેઠાણના ઝાડમાં संप्रतिष्ठन्ते=એકત્રિત થઇને સ્થિત થાય છે एवं=એ મુજબ ह=જ वै=નિશ્ચય तत्=તે सर्वं=બધું-ધારણ કરનાર અને પ્રકાશ કરનાર ભૂત=ઇન્દ્રિયાદિ બધું અર્થાત્ હવે પછીના મંત્રમાં કહેવામાં આવનાર પૃથિવી પૃથિવીમાત્રા આદિ બધું-परे=સૌથી પર आत्मनि=આત્મામાં-અક્ષરબ્રહ્મમાં संप्रतिष्ठते=એક થઇને સ્થિત થાય છે. ॥ ૭ ॥

તે જેમ સોમ્ય ! પક્ષીઓ બધી બાજુએ ઉડી ઉડીને ફરીથી પોતાના વાસોવૃક્ષ ઉપર એકઠાં થઈને સ્થિત થાય છે તેમજ નિશ્ચય તે બધું-પૃથિવી-પૃથિવીમાત્રા વગેરે બધું, સૌથી પર આત્મા-અક્ષરબ્રહ્મમાં એક થઈને સ્થિત થાય છે. ॥ ૭ ॥

મનોમય જીવાત્માને સુષુપ્તિ સુખનો અનુભવ થાય છે એમ આચાર્યદેવે કહ્યું. હવે શિષ્યનો જે છેલ્લો પ્રશ્ન છે તેનો જવાબ વાળવાની ભૂમિકા રચતાં કહે છે કે હે સોમ્ય ! હે પ્રિય દર્શન ! જેમ પક્ષીઓ દિવસભર જુદીજુદી દિશાઓમાં પોતાનો ચારો લેવા ઉડે છે અને અસ્ત સમયે પાછાં પોતાના મૂળ રહેઠાણના વૃક્ષ ઉપર આવીને એકત્રિત થાય છે તેમ તે બધું-પૃથિવી આદિ સમસ્ત બ્રહ્માંડ જાગ્રતકાળમાં પ્રકૃતિના પ્રદેશમાં જુદીજુદી દિશામાં વિહરી રાત્રિકાળે-સુષુપ્તિ અવસ્થામાં સૌથી પરમ આત્મા-અક્ષરબ્રહ્મ પરમાત્મારૂપી મૂળ નિવાસસ્થાનમાં એકત્ર થઇને ઠરે છે. અર્થાત્ સૌની છેવટની પ્રતિષ્ઠા પરમાત્મા છે. સુષુપ્તિકાળે અને મહાપ્રલયકાળે સમસ્ત સ્થાવર જંગમ જગત તે પરમ નીડ-પરમ વાસ-પરમ ધામ પરમાત્મામાં એકત્ર થાય છે અને તેમાં ઠરેઠામ વસે છે. અર્થાત્ અક્ષરબ્રહ્મ પરમાત્મા એ સૌની છેવટની આરામભૂમિ છે. ફક્ત ઊંઘતાં જે ત્યાં જાય છે તેને પાછા ફરવું પડે છે. અને જે જાગૃત અવસ્થામાં-જ્ઞાનની તે કોઈ અભ્રાન્ત મહામહિમ અવસ્થામાં -ત્યાં પહોંચી તે ધામની એક વખત મુલાકાત લે છે તે ત્યાં જ ઠરે છે. ત્યાંથી પાછા ફરતા નથી ॥ ૭ ॥

पृथिवी च पृथिवीमात्रा च, आपश्च आपोमात्रा च, तेजश्च तेजोमात्रा च वायुश्च वायुमात्रा च, आकाशश्च आकाशमात्रा च, चक्षुश्च द्रष्टव्यं च, श्रोत्रं च श्रोतव्यं च घ्राणं च घ्रातव्यं च, रसश्चरसयितव्यं च, त्वक् च स्पर्शयितव्यं च वाक् च वक्तव्यं च हस्तौ च आदातव्यं च, उपस्थश्च आनन्दयितव्यं च, पायुश्च विसर्जयितव्यं च, पादौ च गन्तव्यं च, मनश्च मन्तव्यं च, बुद्धिश्च बोद्धव्यं च, अहंकारश्च अहंकर्तव्यं च चित्तं च चेतयितव्यं च, तेजश्च विद्योतयितव्यं च, प्राणश्च विधारयितव्यं च ॥ ८ ॥

पृथिवी च पृथिवीमात्रा च=પૃથિવી અને પૃથિવીની માત્રા-કારણરૂપ સૂક્ષ્મ પૃથિવી, બન્ને, आपश्च आपोमात्रा च=જળ અને જળની માત્રા, બન્ને तेजश्च तेजोमात्रा च=તેજ અને તેજની માત્રા બન્ને, वायुश्च वायुमात्रा च= વાયુ અને વાયુની માત્રા બન્ને, आकाशश्च आकाशमात्रा च=આકાશ અને આકાશની માત્રા બન્ને, चक्षुश्च द्रष्टव्यं च=નેત્ર અને નેત્રથી જોવાને યોગ્ય બન્ને, श्रोत्रं च श्रोतव्यं च=કાન અને કાનથી સાંભળવાને યોગ્ય બન્ને, घ्राणं च घ्रातव्यं च=નાક અને નાકથી સૂંઘવાને યોગ્ય બન્ને, रसश्च रसयितव्यं च= રસના અને રસનાથી રસ લેવાને યોગ્ય બન્ને, त्वक् च स्पर्शयितव्यं च= ચામડી અને ચામડીથી અડકવાને યોગ્ય બન્ને, वाक् च वक्तव्यं च=વાણી અને વાણીથી બોલવાને યોગ્ય બન્ને, हस्तौ च आदातव्यं च=હાથ અને હાથોથી પકડવાને યોગ્ય બન્ને, उपस्थश्च आनन्दयितव्यं च=ઉપસ્થ અને ઉપસ્થથી આનન્દ લેવા યોગ્ય, બન્ને पायुश्च विसर्जयितव्यं च=પાયુ-ગુદા અને ગુદા દ્વારા ત્યાગવા યોગ્ય બન્ને, पादौ च गन्तव्यं च=પગો તથા પગો દ્વારા ચાલવાને યોગ્ય બન્ને, मनश्च मन्तव्यं च=મન અને મનથી માનવા યોગ્ય,-સમજવા યોગ્ય બન્ને, बुद्धिश्च बोद्धव्यं च=બુદ્ધિ અને બુદ્ધિથી જાણવા યોગ્ય બન્ને, अहंकारश्च अहंकर्तव्यं च=અહંકાર અને અહંકારથી અહંકાર કરવા યોગ્ય બન્ને, चित्तं च चेतयितव्यं च=ચિત્ત અને ચિત્તથી ચિન્તન કરવા યોગ્ય બન્ને, तेज विद्योतयितव्यं च=તેજ (ઉદાન) અને તેનાથી તેજસ્વી કરવા યોગ્ય-તેજથી દબાવવા યોગ્ય બન્ને, प्राणश्च विधारयितव्यं च=પ્રાણ અને ધારણ કરવાને યોગ્ય-થંભાવીને ખડું રાખવાને યોગ્ય બન્ને. ॥ ८ ॥

પૃથિવી અને પૃથિવીની માત્રા બન્ને, પાણી અને પાણીની માત્રા બન્ને, તેજ અને તેજની માત્રા બન્ને, વાયુ અને વાયુની માત્રા બન્ને, આકાશ અને આકાશની માત્રા બન્ને, આંખ અને જોવા યોગ્ય બન્ને, કાન અને સાંભળવા યોગ્ય બન્ને, નાક

અને સુંઘવા યોગ્ય બન્ને, રસના અને ચાખવા યોગ્ય બન્ને, ચામડી અને સ્પર્શ કરવા યોગ્ય બન્ને, વાણી અને બોલવા યોગ્ય બન્ને, હાથ અને પકડવા યોગ્ય બન્ને, ઉપસ્થ અને આનન્દ લેવા યોગ્ય બન્ને, પાયુ અને ત્યાગવા યોગ્ય બન્ને, પગ અને ચાલવા યોગ્ય બન્ને, મન અને માનવા યોગ્ય બન્ને, બુદ્ધિ અને સમજવા યોગ્ય બન્ને, અહંકાર અને અહંકાર કરવા યોગ્ય બન્ને, ચિત્ત અને ચિન્તન કરવા યોગ્ય બન્ને, તેજ અને પ્રકાશિત કરવા યોગ્ય બન્ને, પ્રાણ અને ધારણ કરવા યોગ્ય બન્ને ॥ ૮ ॥

આગલા મન્ત્રમાં "तत् सर्वं परे आत्मनि संप्रतिष्ठते" એમ ઋષિએ કહ્યું તો તેમાં જે 'सर्वं=સમસ્ત' એવો શબ્દ છે તેમાં કોનો સમાવેશ ગણવો એ બતાવતાં ભગવાન પિપ્પલાદ કહે છે કે હે શિષ્યો! પૃથિવી, પાણી, તેજ, વાયુ અને આકાશરૂપી પંચ સ્થૂલ ભૂતો, તથા પૃથિવી આદિ પાંચની પાંચ તન્માત્રા રૂપ સૂક્ષ્મ ભૂતો, શ્રોત્રાદિ અગિયાર ઇન્દ્રિયો અને એ અગિયારે ઇન્દ્રિયોના વ્યાપારો, બુદ્ધિ, અહંકાર, ચિત્ત, તેજ અને પ્રાણ તથા એ બધાના જે વ્યાપારો=અર્થાત્ સમસ્ત જીવનની તમામ ક્રિયાઓ અને તેનાં સાધનો=સ્થાવરજંગમ સમસ્ત જગતના તમામ પદાર્થોના અનુભવો, સાધનસહિત તે પરબ્રહ્મ પરમાત્મામાં સંપ્રતિષ્ઠિત થાય છે. એટલે કે એકઠા થઈને લીન થાય છે. ॥ ૮ ॥

**एषः हि द्रष्टा, स्प्रष्टा, श्रोता, घ्राता, रसयिता, मन्ता, बोद्धा, कर्ता विज्ञानात्मा पुरुषः । सः परे अक्षरे आत्मनि संप्रतिष्ठते ॥९॥**

અને જે एषः=આ हि=નિશ્ચય द्रष्टा=જોનાર, स्प्रष्टा=અડકનાર, श्रोता=સાંભળનાર, घ्राता=સૂંઘનાર रसयिता=રસ લેનાર मन्ता=માનનાર बोद्धा=જાણનાર कर्ता=કરનાર विज्ञानात्मा=મનોમય જીવાત્મા पुरुष=પુરૂષ છે सः=તે પણ परे=સૌથી પર अक्षरे=અવિનાશી आत्मनि=આત્મામાં संप्रतिष्ठते=એક થઇને સ્થિત થાય છે. ॥ ૯ ॥

અને જે આ નિશ્ચય જોનારો, અડકનારો, સાંભળનારો, સૂંઘનારો, રસ લેનારો, માનનારો, જાણનારો, કરનારો મનોમય જીવાત્મા પુરૂષ છે તે પણ સૌથી પર અવિનાશી આત્મામાં એક થઈને સ્થિત થાય છે. ॥ ૯ ॥

આટલું જ નહિ. આ બધાનો જે ભોક્તા મનોમય આત્મા તે પણ તે પરમ અક્ષરબ્રહ્મમાં જ સંપ્રતિષ્ઠિત થાય છે એમ બતાવતાં કહે છે કે હે શિષ્યો! દર્શનીય પદાર્થોનો નેત્રો દ્વારા જોનારો, સ્પર્શ્ય પદાર્થોનો ત્વક્ દ્વારા સ્પર્શ કરનારો, શ્રોત્ર દ્વારા સુણનારો, સૂંઘવા યોગ્યને નાક દ્વારા સૂંઘનારો, ચાખવા યોગ્યને જીભ દ્વારા ચાખનારો, વિચારવા યોગ્યને મન દ્વારા વિચારનારો, જાણવા યોગ્યને બુદ્ધિ દ્વારા જાણનારો, કરવા યોગ્યને કર્મેન્દ્રિયો દ્વારા કરનારો

पृथिवी च पृथिवीमात्रा च, आपश्च आपोमात्रा च, तेजश्च तेजोमात्रा च वायुश्च वायुमात्रा च, आकाशश्च आकाशमात्रा च, चक्षुश्च द्रष्टव्यं च, श्रोत्रं च श्रोतव्यं च घ्राणं च घ्रातव्यं च, रसश्चरसयितव्यं च, त्वक् च स्पर्शयितव्यं च वाक् च वक्तव्यं च हस्तौ च आदातव्यं च, उपस्थश्च आनन्दयितव्यं च, पायुश्च विसर्जयितव्यं च, पादौ च गन्तव्यं च, मनश्च मन्तव्यं च, बुद्धिश्च बोद्धव्यं च, अहंकारश्च अहंकर्तव्यं च चित्तं च चेतयितव्यं च, तेजश्च विद्योतव्यं च, प्राणश्च विधारयितव्यं च ॥ ८ ॥

पृथिवी च पृथिवीमात्रा च=પૃથિવી અને પૃથિવીની માત્રા-કારણરૂપ સૂક્ષ્મ પૃથિવી, બન્ને, आपश्च आपोमात्रा च=જળ અને જળની માત્રા, બન્ને तेजश्च तेजोमात्रा च=તેજ અને તેજની માત્રા બન્ને, वायुश्च वायुमात्रा च= વાયુ અને વાયુની માત્રા બન્ને, आकाशश्च आकाशमात्रा च=આકાશ અને આકાશની માત્રા બન્ને, चक्षुश्च द्रष्टव्यं च=નેત્ર અને નેત્રથી જોવાને યોગ્ય બન્ને, श्रोत्रं च श्रोतव्यं च=કાન અને કાનથી સાંભળવાને યોગ્ય બન્ને, घ्राणं च घ्रातव्यं च=નાક અને નાકથી સૂંઘવાને યોગ્ય બન્ને, रसश्च रसयितव्यं च= રસના અને રસનાથી રસ લેવાને યોગ્ય બન્ને, त्वक् च स्पर्शयितव्यं च= ચામડી અને ચામડીથી અડકવાને યોગ્ય બન્ને, वाक् च वक्तव्यं च=વાણી અને વાણીથી બોલવાને યોગ્ય બન્ને, हस्तौ च आदातव्यं च=હાથ અને હાથોથી પકડવાને યોગ્ય બન્ને, उपस्थश्च आनन्दयितव्यं च=ઉપસ્થ અને

અને સુંઘવા યોગ્ય બન્ને, રસના અને ચાખવા યોગ્ય બન્ને, ચામડી અને સ્પર્શ કરવા યોગ્ય બન્ને, વાણી અને બોલવા યોગ્ય બન્ને, હાથ અને પકડવા યોગ્ય બન્ને, ઉપસ્થ અને આનન્દ લેવા યોગ્ય બન્ને, પાયુ અને ત્યાગવા યોગ્ય બન્ને, પગ અને ચાલવા યોગ્ય બન્ને, મન અને માનવા યોગ્ય બન્ને, બુદ્ધિ અને સમજવા યોગ્ય બન્ને, અહંકાર અને અહંકાર કરવા યોગ્ય બન્ને, ચિત્ત અને ચિન્તન કરવા યોગ્ય બન્ને, તેજ અને પ્રકાશિત કરવા યોગ્ય બન્ને, પ્રાણ અને ધારણ કરવા યોગ્ય બન્ને ॥ ૮ ॥

આગલા મન્ત્રમાં "तत् सर्वं परे आत्मनि संप्रतिष्ठते" એમ ઋષિએ કહ્યું તો તેમાં જે 'सर्वं=સમસ્ત' એવો શબ્દ છે તેમાં કોનો સમાવેશ ગણ્યો એ બતાવતાં ભગવાન પિપ્પલાદ કહે છે કે હે શિષ્યો ! પૃથિવી, પાણી, તેજ, વાયુ અને આકાશરૂપી પંચ સ્થૂલ ભૂતો, તથા પૃથિવી આદિ પાંચની પાંચ તન્માત્રા રૂપ સૂક્ષ્મ ભૂતો, શ્રોત્રાદિ અગિયાર ઇન્દ્રિયો અને એ અગિયારે ઇન્દ્રિયોના વ્યાપારો, બુદ્ધિ, અહંકાર, ચિત્ત, તેજ અને પ્રાણ તથા એ બધાના જે વ્યાપારો=અર્થાત્ સમસ્ત જીવનની તમામ ક્રિયાઓ અને તેનાં સાધનો=સ્થાવરજંગમ સમસ્ત જગતના તમામ પદાર્થોના અનુભવો, સાધનસહિત તે પરબ્રહ્મ પરમાત્મામાં સંપ્રતિષ્ઠિત થાય છે. એટલે કે એકઠા થઇને લીન થાય છે. ॥ ૮ ॥

**एषः हि द्रष्टा, स्प्रष्टा, श्रोता, घ्राता, रसयिता, मन्ता, बोद्धा, कर्ता विज्ञानात्मा पुरुषः । सः परे अक्षरे आत्मनि संप्रतिष्ठते ॥९॥**

અને જે एषः=આ हि=નિશ્ચય द्रष्टा=જોનાર, स्प्रष्टा=અડકનાર, श्रोता=સાંભળનાર, घ्राता=સૂંઘનાર रसयिता=રસ લેનાર मन्ता=માનનાર बोद्धा=જાણનાર कर्ता=કરનાર विज्ञानात्मा=મનોમય જીવાત્મા पुरुष=પુરૂષ છે सः=તે પણ परे=સૌથી પર अक्षरे=અવિનાશી आत्मनि=આત્મામાં संप्रतिष्ठते=એક થઇને સ્થિત થાય છે. ॥ ૯ ॥

અને જે આ નિશ્ચય જોનારો, અડકનારો, સાંભળનારો, સૂંઘનારો, રસ લેનારો, માનનારો, જાણનારો, કરનારો મનોમય જીવાત્મા પુરૂષ છે તે પણ સૌથી પર અવિનાશી આત્મામાં એક થઈને સ્થિત થાય છે. ॥ ૯ ॥

આટલું જ નહિ. આ બધાનો જે ભોક્તા મનોમય આત્મા તે પણ તે પરમ અક્ષરબ્રહ્મમાં જ સંપ્રતિષ્ઠિત થાય છે એમ બતાવતાં કહે છે કે હે શિષ્યો ! દર્શનીય પદાર્થોનો નેત્રો દ્વારા જોનારો, સ્પર્શ્ય પદાર્થોનો ત્વક્ દ્વારા સ્પર્શ કરનારો, શ્રોત્ર દ્વારા સુણનારો, સૂંઘવા યોગ્યને નાક દ્વારા સૂંઘનારો, ચાખવા યોગ્યને જીભ દ્વારા ચાખનારો, વિચારવા યોગ્યને મન દ્વારા વિચારનારો, જાણવા યોગ્યને બુદ્ધિ દ્વારા જાણનારો, કરવા યોગ્યને કર્મેન્દ્રિયો દ્વારા કરનારો

આ જે વિજ્ઞાનાત્મા–મનોમય–વાસના વિશિષ્ટ જીવાત્મા છે તેપણ તે સૌથી શ્રેષ્ઠ પરમ અક્ષરબ્રહ્મમાં એક થઇને સુપ્રતિષ્ઠિત થાય છે! અર્થાત્ આત્મા–મનોમય આત્માનું પણ પરમાત્મા જ પ્રતિષ્ઠાસ્થાન છે! સુષુપ્તિ અવસ્થામાં તે વિજ્ઞાનાત્મા પુરૂષ કાર્યકરણના સમસ્ત સંસ્કારોથી રંગાયેલો ભગવાનના ખોળામાં જઇને બેસે છે. ભગવાન પણ તેને પોતાના પરમપ્રિય પુત્રને સંસાર ક્ષેત્રથી ચોવીસ કલાકે એક વેળા પોતાની મુલાકાતે આવેલો જોઇને પ્રસન્ન ચિત્તે તેને ભેટી પડે છે. અને તે આનન્દ મિલનમાં સુષુપ્તિકાળ વીતી જાય છે. જ્યાં ભગવાન તેને મેલો જુવે છે કે તરત પાછો પોતાના ખોળામાંથી ઉતારી મૂકે છે અને ભગવાનને ખોળેથી ઉતરેલો તે પાછો સંસારની લીલામાં–રગડામાં આવી વસે છે! અહો! મહામાયાનો મહામહિમા! ॥ ૯ ॥

**परमं एव अक्षरं प्रतिपद्यते, स यो ह वै तत् अच्छायं अशरीरं, अलोहितं, शुभ्रं, अक्षरं वेदयते, यस्तु सोम्य! सर्वज्ञः सर्वो भवति! तदेष श्लोकः—" विज्ञानात्मा सह देवैश्च सर्वैः प्राणाः भूतानि सम्प्रतिष्ठन्ते यत्र! तदक्षरं वेदयते यस्तु सोम्य! सः सर्वज्ञः सर्वं एव आविवेश " इति ॥ १० ॥**

एव=નિઃસન્દેહ परमं=સૌથી પર अक्षरं=અવિનાશી આત્મા બ્રહ્મને प्रतिपद्यते=પ્રાપ્ત થાય છે सः=તે यः=જે वै=નિશ્ચય तत्=તે ह=પ્રસિદ્ધ अच्छायं= છાયારહિત, अशरीरम्=શરીરરહિત अलोहितं=રંગરહિત शुभ्रं=શુદ્ધ अक्षरं= અવિનાશી આત્માને वेदयते=જાણે છે, सोम्य=હે સૌમ્ય! यस्तु=જે કોઈ જાણે છે स=તે सर्वज्ञः=સર્વજ્ઞ હોઇને सर्वः=સર્વરૂપ-બ્રહ્મ भवति=થાય છે. तद्=એ વિષયમાં एवः=આ श्लोकः=શ્લોક પ્રમાણ છે. विज्ञानात्मा=જીવાત્મા च=તથા सर्वैः=તમામ देवैः=દેવતાઓ–ઇન્દ્રિયોની सह=સાથે प्राणाः=પ્રાણ તથા भूतानि= પૃથિવી આદિ તમામ સ્થૂલ સૂક્ષ્મભૂતો यत्र=જેમાં सम्प्रतिष्ठन्ते=એક થઇને સ્થિત થાય છે सोम्य=હે સૌમ્ય! तत्=તે अक्षरं=અવિનાશી બ્રહ્મને यस्तु=જે કોઇ वेदयते=જાણે છે सः=તે સર્વજ્ઞ હોઇને एव=નિઃસન્દેહ सर्वं=બ્રહ્મમાં आविवेश=પ્રવેશ કરે છે–લીન થાય છે. इति=બસ. ॥ ૧૦ ॥

નિઃસન્દેહ સૌથી પર અવિનાશી આત્મા–બ્રહ્મને તે પ્રાપ્ત થાય છે ને નિશ્ચય તે પ્રસિદ્ધ, છાયારહિત, શરીરરહિત, રંગરહિત, શુદ્ધ, અવિનાશી આત્માને જાણે છે. હે સૌમ્ય! જે કોઈ જાણે છે તે સર્વજ્ઞ થઈને સર્વરૂપ બ્રહ્મ થાય છે. એ વિષયમાં આ શ્લોક પ્રમાણ છે. જીવાત્મા તથા તમામ દેવતાઓની સાથે પ્રાણ તથા પૃથ્વી વગેરે સ્થૂલ સૂક્ષ્મભૂતો જેમાં એક થઈને સ્થિત થાય છે હે સૌમ્ય! તે અવિનાશી બ્રહ્મને જે કોઈ પણ જાણે છે તે સર્વજ્ઞ થઈને નિઃસન્દેહ બ્રહ્મમાં પ્રવેશ કરે છે–લીન થાય છે. બસ. ॥ ૧૦ ॥

આગલા મન્ત્રમાં સૌની અવધિ અને પ્રતિષ્ઠા અને આરામસ્થાન પરમપિતા પરમાત્મા છે એમ ઋષિએ પોતાની લાક્ષણિક પદ્ધતિમાં બતાવ્યું. હવે જે સૌની અવધિ હોય-વિશ્રામ હોય-પરમગતિ હોય તે જ્ઞેય છે-તે જાણવા યોગ્ય છે-તે ભજવા યોગ્ય છે-તે પરમ પુરુષાર્થ છે એ અર્થાત્ ફલે છે. આથી ચોથા પ્રશ્નના અંતિમ મંત્રમાં આ પરમાત્માને જાણવાથી શું ફલ મળે છે તે બતાવતાં પરમાત્માના સ્વરૂપનું સપ્રમાણ વર્ણન કરતાં કહે છે કે હે શિષ્યો! મનુષ્યોમાંથી જે કોઈ મહાભાગ માનવ તે અક્ષરબ્રહ્મને જાણે છે તે પરમાત્મા-અક્ષરબ્રહ્મને જ પામે છે. અર્થાત્ શિવને જાણનારો જીવ સ્વયં શિવ થાય છે. પરમાત્મસ્વરૂપ પોતે જ છે એમ જ્યારે તેને લાગે છે ત્યારે તે સ્વયં પરમાત્માના ગુણથી સંપન્ન થાય છે. સર્વજ્ઞતા અને સર્વભવનતા-સર્વરૂપતા પરમાત્માના નિત્ય ગુણો છે. તેવો જીવ પણ સર્વજ્ઞ અને સર્વરૂપ થાય છે. અર્થાત્ જાણવા જેવું જેટલું, તેટલું જ જાણી લીધેલું હોવાથી તેને સર્વજ્ઞપણાનું જે ફળ તે મળે છે. તેવો પુરુષ સર્વરૂપ થાય છે. કેમકે તેવાની હૃદયગ્રંથીઓ છૂટી પડી જાય છે. એટલે તેને પોતાનું પરમાત્મસ્વરૂપ સર્વ-નામરૂપમાં ગૂઢ લાગે છે, આટલું છે ફળ પરમાત્માને જાણવાનું. એ પરમાત્મા કેવા છે? ઋષિ અભ્રાન્ત અનુભવ કહે છે કે તે અચ્છાય છે. અશરીર છે. અલોહિત છે. શુભ્ર છે. અર્થાત્ તે પરમાત્માસ્વરૂપ અચ્છાય-લિંગશરીરરહિત છે. તે સ્થૂલ શરીરરહિત છે. તે લાલ ધોળા કાળા રંગ વિનાનું એટલે કે પ્રકૃતિના સત્વ રજ અને તમોગુણના સ્પર્શ સિવાયનું છે. તે શુભ્ર છે-એટલે નિર્મલ છે એટલે કે શુદ્ધ કેવળ જ્ઞાનઘન-જ્ઞાનસ્વરૂપ છે. આથી જ તે સંસારના ઘમસાણ સિવાયનું "सत्यं शिवं सुन्दरं" સ્વરૂપ છે. જે પોતાના આત્માને પણ મનોમયતારહિત-સ્થૂલશરીરતારહિત-ત્રૈગુણ્યસ્પર્શરહિત, અને નિર્મલતમ જાણે છે તે પરમાત્માનો સમાનધર્મા છે. અને આથી જ તેને સર્વજ્ઞતા અને સર્વરૂપતા કે જે પરમાત્માના ગુણો છે તે વારસામાં મળે છે. બસ. આ છે ઋષિનું દર્શન. એ દર્શનમાં ઋષિ વેદનું પ્રમાણ ટાંકતાં કહે છે કે હે શિષ્યો! વેદ કહે છે કે જે પુરુષસિંહ, જીવાત્મા તથા તમામ દેવતાઓ સહિત-ઇન્દ્રિયો સહિત પ્રાણ તથા પૃથિવી વગેરે સ્થૂલ સૂક્ષ્મભૂતો જેમાં એક થઈને સ્થિત થાય છે તે અવિનાશી બ્રહ્મને જાણે છે તે, તે જ્ઞાનના પ્રભાવે જાતે સર્વજ્ઞ થાય છે અને પરમ અક્ષર-પરબ્રહ્મ પરમાત્મામાં પ્રવેશ કરે છે-લીન થાય છે. પ્રારબ્ધના અન્તે પરમાત્મામાં પોતે મળી જાય છે, અર્થાત્ મુક્ત થાય છે. ॥ ૧૦ ॥

॥ इति चतुर्थः प्रश्नः ॥

॥ हरिः ॐ तत् सत् ॥

## ॥ अथ पञ्चमः प्रश्नः ॥

**अथ ह एनं शैब्यः सत्यकामः पप्रच्छ-"स यो ह वै तद् भगवन्! मनुष्येषु प्रायणान्तं ॐकारं अभिध्यायीत, कतमं वाव स तेन लोकं जयति" इति ॥ १ ॥**

अथ=ત્યાર બાદ एनं=એ ह=પ્રસિદ્ધ ઋષિને शैब्यः=શિબિના પુત્ર सत्यकामः=સત્યકામે इति=એમ पप्रच्छ=પૂછ્યું स=તે यः=જે ह=કોઈ वै=નિશ્ચય मनुष्येषु=મનુષ્યોમાંથી प्रायणान्तं=મરણ સુધી तत्=તે ओंकारं=ૐકારના વાચ્ય-અર્થ બ્રહ્મનું अभिध्यायीत=ધ્યાન ધરે, सः=તે तेन=તેના વડે वाव=નિશ્ચય कतमं=કયા लोकं=લોકને (ત્રિલોકી કે પરબ્રહ્મ, ચારેમાંથી કયા લોકને) जयति=જીતે છે-પ્રાપ્ત કરે છે. ॥ ૧ ॥

ત્યાર બાદ એ પ્રસિદ્ધ ઋષિને શિબિના પુત્ર સત્યકામે એમ પૂછ્યું કે તે-જે કોઈ નિશ્ચય મનુષ્યોમાંથી મરણની તે ૐકારના વાચ્યનું ધ્યાન ધરે તે તેના વડે નિશ્ચય કયા લોકને જીતે છે-પ્રાપ્ત કરે છે? ॥ ૧ ॥

આગલા પ્રશ્નમાં પરમાત્મા સૌની પ્રતિષ્ઠા છે-સૌનો આધાર છે-સૌનું આરામભુવન છે-સૌની એકગતિ છે-સૌનું એકાયતન અને એકશરણ છે એમ પ્રતિપાદિત કર્યું; અને મનુષ્યજીવન દરમ્યાન જે કોઈ જીવ તે પરમ પિતા પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરે છે તે તદ્ગુણસંપન્ન થાય છે. તેના જન્મમરણનો ફેરો ટળી જાય છે એમ પણ સાબિત કર્યું. આવું મહાન ફળ અધિકારી જીવને પરમપ્રાપ્તિમાં પ્રેરનારું નીવડે છે. ફલશ્રુતિ પ્રયત્નમાં પ્રેરે છે અને યોગ્ય દિશામાં યોગ્ય પ્રયત્ન મનુષ્યને ફલપ્રાપ્તિ અપાવે છે. આથી તે અચ્છાય-અશરીર, અલોહિત-શુભ્ર પરમાત્માની પ્રાપ્તિના ઉપાયની જીજ્ઞાસા થાય એ તદ્દન સ્વાભાવિક છે. આથી હવે જીવને શિવત્વની પ્રાપ્તિના ઉપાય માટે પ્રણુવોપાસના-પરમાત્માના પવિત્રતમ-મધુરતમ નામની જપોપાસનાનું વિધાન પૂછતાં પાંચમા પ્રશ્નનું ઉત્થાન થાય છે. પરમાત્માના નામસ્મરણનો મહિમા અનવગાહ્ય, અદ્ભુત છે. પરમાત્મા છે. તે વિશ્વકર્તા, વિશ્વભર્તા અને વિશ્વહર્તા છે. વિશ્વનામ અને વિશ્વરૂપ છે. તે તે પ્રાણીમાં તે તે રૂપે વર્તી રહ્યા છે.

સર્વભૂતગુહાશય છે. પોતાની અચિન્ત્ય મહામાયા દ્વારા આ સૃષ્ટિની લીલાનું સંચાલન કરી રહ્યા છે, એમ જેને સ્વાભાવિકપણે સમજાય તેનું હૃદય જ સર્વદા પરમાત્માને પરમપ્રેમથી પોકારતું થઇ જાય છે. જેમ સામાન્ય માણસનું નામ લઇ તેને સાદ કરતાં તે માણસ આપણી સમક્ષ હાજર થઈ જાય છે તેમ તે પરમપિતા પરમાત્મા પણ જો કોઇ ખરા હૃદયથી, પરમપ્રેમથી, શ્રદ્ધાથી અને ભાવુકતાથી તેના નામનો પોકાર કરે તો તે પરમકૃપાળુ-દેવદેવ-મહા કારૂણિક પરમાત્મા પણ તેના પોકાર કરનારના હૃદયમાં તરત હાજર થાય છે. અને તે પરમપિતાનું રૂપ જ એટલું તો આકર્ષક છે, એટલું તો સુન્દર છે, એટલું તો શિવ છે, કે માણસને ત્યારબાદ કશું જોવાની-સાંભળવાની-લેવાની કે ત્યાગવાની ઇચ્છા જ થતી નથી. હંમેશાં તેવો ધન્યભાગ્ય જીવ પરમપિતાના નામ સંકીર્તનમાં દત્તહૃદય હોય છે. ભગવાનના નામસ્મરણ જેવો સર્વપ્રાપ્તિનો બીજો એક પણ સરળ ઉપાય નથી એમ અનુભવીઓનો અનુભવબોલ છે. આથી જ દાર્શનિકોના પણ દાર્શનિક અને મહર્ષિઓના પણ મહર્ષિ ભગવાન બાદરાયણ-વ્યાસમુનિનો નિર્ણય છે કે हरेर्नाम, हरेर्नाम, हरेर्नामैव केवलम् । कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥ અને જ્યાં સુધી પરમપિતાના કલ્યાણતમ સ્વરૂપનો હૃદયમાં આવિર્ભાવ ન થાય ત્યાં સુધી સૌને માટે કળિયુગ જ છે! પરમાત્માના નામકીર્તનનો મહિમા યોગ સૂત્રકારે યથાર્થ રીતે વર્ણવ્યો છે. ततः प्रत्यक्चेतनाधिगमः अपि अन्तरायाभावश्च ॥ અર્થાત્ ઇશ્વરના પ્રણિધાનથી એટલે કે ૐકારના વારંવાર ઉચ્ચાર અને ૐકારવાચ્ય પરમપિતાનું પરમપ્રેમથી વારંવાર ભાવનથી પ્રત્યક્ચેતન-જીવાત્માનું જ્ઞાન-જીવના સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. અને તે સાક્ષાત્કાર થતાં પહેલાં સાક્ષાત્કારમાં પ્રતિબન્ધક એવા અન્તરાયમાત્રનો-અડચણમાત્રનો અભાવ થાય છે. ક્યા અન્તરાયો? મુનિપ્રવર પતંજલિ વદે છે- व्याधिस्त्यानसंशयप्रमादआलस्यअविरतिभ्रान्तिदर्शन, अलब्धभूमिकत्वअनवस्थितत्वानि चित्तविक्षेपाः ते अन्तरायाः ॥ અર્થાત્ પરમાત્માના પરમપ્રિય નામસ્મરણથી, સ્મરણ કરનારનાં જ્વરાદિ વ્યાધિ, અકર્મણ્યતા, સંશય, પ્રમાદ, આળસ, સંસારલોલુપતા, ભ્રાન્તિદર્શન, યોગભૂમિની અપ્રાપ્તિ અને પ્રાપ્ત યોગભૂમિકામાં સ્થિરતાના અભાવરૂપ જે નવ ચિત્તને પરમાત્મામાં ન ઠરવા દેનારા અન્તરાયો છે તેનો અભાવ થાય છે. એટલું જ નહિ પણ ભગવન્નામજાપ, दुःखदौर्मनस्य, अंगमेजयत्व, श्वासप्रश्वासाः विक्षेपसहभुवः ઉપર બતાવેલા નવ વિક્ષેપો હોય તો તેમની સાથે જ જન્મનારાં દુઃખ, મનની અપ્રસન્નતા, શરીરનો ધ્રુજારો, અને અવશપણે શ્વાસ અને

પ્રશ્વાસની ગતિરૂપ પાંચ બીજા અન્તરાયોને પણ ટાળે છે. અને આ વિક્ષેપોનો અભાવ થતાં એકાગ્ર અને એકતાન થયેલું મનુષ્યનું હૃદય નિરન્તર પરમાત્મામાં પ્રતિષ્ઠાવાળું થાય છે. આથી મૈત્ર્યાદિ ભાવનાસહિત, વૈરાગ્યયુક્ત થઇને જો કોઈપણ પુરુષ નિષ્કામભાવે પરમ પિતા પરમાત્માનું નામ સંકીર્તન કરે તો તેનાથી તે આ સંસારની મલિનતા તરી જાય છે અને એ મલિનતા ટળતાં પ્રભુનું તેને કાયમી સ્મરણ થાય છે. તે પરમાત્મામાં જ વસે છે. આ છે નામ જાપનો મહિમા. અતિવિસ્તારના ભયે આ વિષયને લંબાવતા નથી. પરમાત્માના સહસ્રનામો–સહસ્રનામે વિષ્ણુ જે પ્રસિદ્ધ છે તેના અંતમાં વ્યાસ ભગવાને જે ફળ દર્શન કરાવ્યું છે તે અક્ષરશઃ સત્ય છે એમ અનુભવીઓનો નિઃસંશય અનુભવ છે. આથી અધ્યાત્મ જીવનમાં અધિકારી હૃદય માટે નામસંકીર્તન એક મહાનમાં મહાન સાધન છે. એ સાધનાનો જ ઉલ્લેખ કરતાં હવે પાંચમાં પ્રશ્નમાં શિબિનો પુત્ર સત્યકામ, ભગવાન પિપ્પલાદને પ્રશ્ન કરે છે કે હે ગુરુદેવ! મનુષ્યોમાં અગ્રેસર જે મનુષ્ય જીવનની છેલ્લી પળ સુધી પરમાત્માના નામનો=ૐકારનો પરમપ્રેમથી જાપ જપે છે, ધ્યાનમય હૃદયે ૐનું રટણ કરે છે અને તે ૐના અર્થરૂપ પરમપિતાનું મનમાં ભાવન કરે છે તેને શું ફળ મળે છે? અર્થાત્ તે નામજાપના મહિમાએ તેને કયો લોક પ્રાપ્ત થાય છે? અર્થાત્ હે ભગવન્! કૃપા કરીને પરમાત્માના નામનો મહિમા સમજાવો! ॥ ૧ ॥

**तस्मै स ह उवाच-एतद् वै सत्यकाम! परं च अपरं च ब्रह्म, यद् ॐकारः! तस्माद् विद्वान् एतेन एव आयतनेन एकतरं अन्वेति ॥ २ ॥**

तस्मै = તેને सः=તે ह=પ્રસિદ્ધ, ઋષિએ उवाच=કહ્યું सत्यकाम=હે સત્યકામ! एतत् = આ वै = નિશ્ચય परंब्रह्म=પરબ્રહ્મ च=તથા अपरंब्रह्म = અપરબ્રહ્મ = કાર્યબ્રહ્મ-ત્રિલોકી જગત, च = બન્નેની પ્રાપ્તિનું સાધન છે यत्= જે ॐकारः=ઓંકાર–ઓંકારનું વાચ્ય બ્રહ્મ છે. तस्मात्=તેથી विद्वान्=વિદ્વાન, ઉપાસક एतेन=આ एव=જ आयतनेन=સહારાથી–આ ઓંકારના વાચ્ય બ્રહ્મના જ ધ્યાનથી एकतरं=પર તથા અપરબ્રહ્મમાંથી એકને अन्वेति=પ્રાપ્ત થાય છે. ॥૨॥

તેને તે પ્રસિદ્ધ ઋષિએ કહ્યું-હે સત્યકામ! આ નિશ્ચય પરબ્રહ્મ તથા અપરબ્રહ્મ બન્નેની પ્રાપ્તિનું સાધન છે જે ઓંકાર છે. તેથી વિદ્વાન ઉપાસક આ જ સહારાથી પર તથા અપરબ્રહ્મમાંથી એકને પ્રાપ્ત થાય છે. ॥ ૨ ॥

આમ જ્યારે પરમાત્માના નામનો મહિમા શિષ્યે પૂછ્યો ત્યારે કૃતાર્થ ગુરુદેવ પ્રસન્ન થઈને જીવનનો મર્મ ખોલતાં કહે છે કે હે બેટા ! તેં ખૂબ જ કલ્યાણી પ્રશ્ન પૂછ્યો છે ! હું તને સો વાતની એક વાત કહું છું. પરમાત્માનું જે નામ છે-તે નામ 'ૐ' સર્વપ્રાપ્તિનું સાધન છે. એના દ્વારા અધિકારીને તેના અધિકાર મુજબ પરબ્રહ્મની કે અપરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. અર્થાત્ ૐકારની ઉપાસના, ઉપાસનાની સચ્ચાઇ અને તીવ્રતાને અનુરૂપ ક્યાં તો પરબ્રહ્મની પ્રાપ્તિ આપે છે કે ક્યાં તો અપરબ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે. જેના હૃદયની જેટલી યોગ્યતા તે યોગ્યતા અનુસાર ૐકારની ઉપાસના ફળે છે અને આથી જ વિદ્વાન ઉપાસક ૐકારનો સહારો લે છે. એ ૐકારને સહારે ભાવનાનુકૂળ સાધકને પ્રાપ્ત થાય છે. નિષ્કામભાવે, વિરાગપૂર્વક, પ્રભુના પ્રેમને ખાતર. જો પ્રભુને માણસ તેના નામે બોલાવે તો તેને પ્રભુ પોતાની જાત સોંપી દે છે એટલે કે તેને પરબ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે. સકામભાવે, આશા સાથે જો તેને તે બોલાવે તો તે મુજબ તેને અપરબ્રહ્મ-પ્રકૃતિ અને તેના કાર્યોની પ્રાપ્તિ કરાવે છે. એટલે અહીં તો વિવેકની પરીક્ષા છે. ॥ ૨ ॥

**स यदि एकमात्रं अभिध्यायीत, स तेन एव संवेदितः तूर्णं एव जगत्यां अभिसम्पद्यते । तम् ऋचः मनुष्यलोकं उपनयन्ते । स तत्र तपसा ब्रह्मचर्येण श्रद्धया सम्पन्नो महिमानं अनुभवति ॥ ३ ॥**

स:=તે यदि=જો एकमात्रं=એક માત્રા–अ–રૂપ ઓંકાર (એક માત્રારૂપ ઓમનું વાચ્ય બ્રહ્મ છે, એ બુદ્ધિથી ઓમના વાચ્ય બ્રહ્મનું) નું अभिध्यायीत= ધ્યાન કરે તો सः=તે तेन एव= તેનાથી જ संवेदितः=બ્રહ્મની સાથે એકતાને પ્રાપ્ત થયેલો-બ્રહ્મમય થયેલો મરીને तूर्णमेव=તરત જ जगत्यां=પૃથ્વીના કોઇએક ભાગમાં अभिसंपद्यते=એકઠો થઇને (મૂર્છિત થઇને) સ્થિત થાય છે. तम्=તેને ऋचः=ઋચામન્ત્રો (=ઋચામન્ત્રોનો સાર-એકમાત્રારૂપ ઓમનું વાચ્ય બ્રહ્મનું ધ્યાન) मनुष्यलोकं=મનુષ્ય શરીરમાં उपनयन्ते=લઈ જાય છે. सः=તે तत्र=ત્યાં तपसा=તપથી ब्रह्मचर्येण=બ્રહ્મચર્યથી તથા श्रद्धया= શ્રદ્ધાથી सम्पन्नः=યુક્ત હોઇને महिमानं=મહિમાને-વિભૂતિને-સર્વાંગપૂર્ણ મનુષ્ય સુખને अनुभवति=અનુભવે છે. ॥ ૩ ॥

જો તે એકમાત્રારૂપ ઓંકારનું ધ્યાન ધરે તો તે તેનાથી જ બ્રહ્મની સાથે એકતાને પ્રાપ્ત થયેલો હોઈ, મરીને તરત જ પૃથ્વીના કોઈ એક ભાગમાં મૂર્છિત થઈને સ્થિત થાય છે. તેને ઋચામન્ત્રો મનુષ્ય શરીરમાં લઇ જાય છે. તે ત્યાં તપ-બ્રહ્મચર્ય-તથા શ્રદ્ધાથી સંપન્ન થયેલ, સર્વાંગપૂર્ણ મનુષ્ય સુખને અનુભવે છે. ॥ ૩ ॥

આમ આગલા મન્ત્રમાં ભગવાનના નામનો મહામહિમા ઋષિએ બતાવ્યો. શ્રેય અને પ્રેય એ બન્નેનું સાધન એ ભગવાનામજપ છે એમ બતાવ્યું. હવે સંકલ્પાનુસાર એ ૐકારનો જપ જાપકને તે તે પ્રકારનું ફળ આપે છે એમ બતાવે છે. ઋષિ કહે છે કે હે શિષ્યો! જો કોઇ મનુષ્ય એક માત્રારૂપ ૐકારનું જીવનાન્ત ધ્યાન ધરે તો તે મનુષ્ય તે એક માત્રારૂપ ઓંકારના ધ્યાનથી જ પરમાત્માની સાથે એકમય થાય છે. અને મર્યા પછી પૃથ્વીમાં તરત જ જન્મે છે. તેને ઋચા મન્ત્રો મનુષ્યશરીરમાં લઇ જાય છે. અને પેલી પૂર્વભવની ઉપાસનાને બળે તેવો જીવ મનુષ્ય શરીરમાં તપ બ્રહ્મચર્ય અને શ્રદ્ધાથી સંપન્ન થઇને સર્વાંગપૂર્ણ મનુષ્યસુખનો અનુભવ કરે છે. અહીં રહસ્ય આ લાગે છે. ૐકાર ત્રણ માત્રાઓ મળીને થાય છે. 'अ+उ+म्'. આ ત્રણ માત્રા મળીને પૂર્ણ ઇશ્વર બને છે. જે માણસ પોતાના અપૂર્ણ દર્શનને લઇને કેવળ अ રૂપી એક માત્રા જ ઇશ્વરનું નામ છે એમ માની અપૂર્ણપણે ઇશ્વરને ભજે છે તેને પૂર્ણ બ્રહ્મપ્રાપ્તિનું સુખ મળતું નથી. ૐકારના વ્યાખ્યાનરૂપ માંડૂક્ય ઉપનિષદમાં ૐકારની વિસ્તૃત વ્યાખ્યા આપી છે. તે મુજબ જ અહીં પણ વ્યાખ્યાન અનુરૂપ છે. ત્યાં ૐની અકારરૂપી માત્રા એ ચતુષ્પાદ આત્માનો પહેલો પાદ છે એમ કહ્યું છે. એ પહેલો પાદ તે જાગરિત-સ્થાનનો અભિમાની આત્મા=વૈશ્વાનર છે. અર્થાત્ જે માણસ, પરમાત્મા જાગરિત અવસ્થામાં જે વિશ્વ દેખાય છે તે રૂપ જ છે એમ માની વિશ્વરૂપ પરમાત્માને જ ભજે છે તેને ઉપર બતાવ્યું તે ફળ મળે છે. વિશ્વરૂપ તો ફક્ત પરમાત્માનો એક જ પાદ છે. આથી તેવો માણસ પૂર્ણ બ્રહ્મજ્ઞાનીને મળતું ફળ મેળવી શકતો નથી. એ અકારરૂપી એક માત્રા ઋગ્વેદનો સાર છે એમ માનવામાં આવ્યું છે. આથી તેવા મનુષ્યના જીવને ઋગ્મંત્રો તે આકારરૂપી ૐની ઉપાસનાથી મનુષ્યલોકમાં લઇ જાય છે એમ કહ્યું છે. રહસ્ય એટલું છે કે પરિપૂર્ણ ઇશ્વરની ઉપાસના પરિપૂર્ણ ફળ આપે છે. આપણું અધૂરું દર્શન આપણને અધૂરા રાખે છે. ॥ ૩ ॥

**अथ यदि द्विमात्रेण, स मनसि सम्पद्यते, सः अन्तरिक्षं यजुर्भिः उन्नीयते । स सोमलोकम् । स सोमलोके विभूतिं अनुभूय पुनः आवर्तते ॥ ४ ॥**

अथ = હવે यदि = જો द्विमात्रेण = બે માત્રારૂપ (अ-उ) ઓંકારથી (બે માત્રારૂપ ઓંકારનું વાચ્ય=બ્રહ્મ છે એ બુદ્ધિથી) બ્રહ્મનું ધ્યાન-ધરે તો

सः=ते मनसि=तेनाथी જ બ્રહ્મમય થયેલો મરીને, મનમાં=સૂક્ષ્મ શરીરમાં सम्पद्यते=એકઠો થઇને સ્થિત થાય છે. सः=ते यजुर्भिः=યજુર્મન્ત્રોથી= યજુમન્ત્રોના સાર દ્વિતીય માત્રારૂપ (उ રૂપ) ઓંકારના વાચ્ય બ્રહ્મના ધ્યાનથી, अन्तरिक्षं=અન્તરિક્ષ-સ્વર્ગલોકમાં उन्नीयते=ઉપર લઈ જવાય છે. स=ते त्यां सोमलोकं=સૌમ્યશરીર-સ્વર્ગીય શરીરને પ્રાપ્ત થાય છે. सः=ते सोमलोके= સ્વર્ગલોકમાં विभूतिं=ઐશ્વર્યને अनुभूय=ભોગવીને पुनः=ફરીથી आवर्तते= પાછો ફરે છે. ॥ ૪ ॥

હવે જો બે માત્રારૂપ ઓંકારથી બ્રહ્મનું ધ્યાન ધરે તો તે તેનાથી જ બ્રહ્મમય થયેલો મરીને તરત મનમાં-સુક્ષ્મશરીરમાં સ્થિત થાય છે. તે યજુર્મન્ત્રોથી સ્વર્ગલોકમાં ઉપર લઈ જવાય છે. તે ત્યાં સ્વર્ગીય શરીરને પ્રાપ્ત થાય છે. તે સ્વર્ગલોકમાં ઐશ્વર્યને ભોગવીને પાછો ફરે છે ॥ ૪ ॥

ઉપલા મન્ત્રમાં અપૂર્ણ-ઇશ્વરની ઉપાસના બતાવી. તેનું ફળ બતાવ્યું. વ્યક્તિનિષ્ઠ આત્માની ત્રણ અવસ્થાને લઇને ત્રણ નામો છે. જાગૃદભિમાની જીવને વિશ્વ-વૈશ્વાનર કહેવામાં આવે છે. સમષ્ટિનિષ્ઠ પરમાત્માની પણ ત્રણ અવસ્થાઓ કલ્પેલી છે. તેમાં જાગૃદભિમાની ઇશ્વરને 'વિરાટ' એવી સંજ્ઞા મળેલી છે. સ્વપ્નાભિમાની જીવને 'તૈજસ' અને સમષ્ટિ સ્વપ્નાભિમાનીને હિરણ્યગર્ભ એવી સંજ્ઞાઓ મળેલી છે. સુષુપ્ત્યભિમાની જીવને પ્રાજ્ઞ અને સુષુપ્ત્યભિમાની ઇશ્વરને સૂત્રાત્મા કહેવામાં આવે છે. પિંડે તે બ્રહ્માંડે એવો વળી ન્યાય છે. આથી એક બાજુ જીવની ત્રણ અવસ્થાઓનો જ અતિદેશ ઇશ્વરની પણ ત્રણ અવસ્થાઓ છે. આ બન્ને જીવ-ઇશ્વરને 'अ+उ+म्'=ॐકારની ત્રણ માત્રાઓથી ઓળખવામાં આવે છે. આ બાજુ ઋગ્વેદનો સાર अ છે. યજુર્વેદનો उ છે. સામવેદનો म् છે. આમ વિશ્વોપાસક જીવને વિરાટ્‌ની ઋગ્વેદ દ્વારા પ્રાપ્તિ થાય છે એમ આગલા મન્ત્રમાં બતાવ્યું. હવે દ્વિમાત્ર 'ઓમ્'કારની એટલે કે ઓંકારની अ+उ માત્રાની ઉપાસનાનું ફળ બતાવે છે. જે માણસ ઓંકારની બે માત્રા દ્વારા બ્રહ્મનું ધ્યાન ધરે છે તે માણસ તે ઉપાસના દ્વારા જ સૂક્ષ્મ શરીરમાં સંપન્ન થાય છે. અર્થાત્ સૂક્ષ્મ શરીરને પામે છે તેને યજુર્મન્ત્રો તે ઉપાસનાના બળે અન્તરિક્ષ લોકમાં-સ્વર્ગમાં લઇ જાય છે. તે સ્વર્ગીય શરીરને પ્રાપ્ત થાય છે. અને તે સ્વર્ગીય શરીરના સ્વર્ગીય ભોગોને ભોગવીને પાછો ફરે છે અર્થાત્ બે માત્રાઓ દ્વારા પણ મનુષ્યને અક્ષય્ય સુખ મળતું નથી. અક્ષય્ય સુખ તો પરિપૂર્ણ ઇશ્વરની ઉપાસનાથી જ મળે છે. ॥ ૪ ॥

**यः पुनः एतं त्रिमात्रेण एव 'ओम्' इति एतेन एव अक्षरेण परं पुरुषं अभिध्यायीत, स तेजसि सूर्येण संपन्नः। यथा पादोदरः त्वचा विनिर्मुच्यते, एवं ह वै सः पाप्मना विनिर्मुक्तः। सः सामभिः उन्नीयते ब्रह्मलोकम्। स एतस्मात् जीवघनात् परात् परं पुरिशयं पुरुषं ईक्षते ॥ ५ ॥**

यः=જે पुनः=વળી કોઇ एव=નિશ્ચય त्रिमात्रेण=ત્રણ માત્રા (अ उ म्) રૂપ ओम्=ॐ इति=એમ एतेन=આ अक्षरेण=અક્ષરથી–ત્રણ માત્રારૂપ ॐ એ અક્ષરનું વાચ્ય બ્રહ્મ છે એ બુદ્ધિથી, एव=નિઃસન્દેહ एतं=આ (અન્તરાત્મા) परंपुरुषं=પરબ્રહ્મનું अभिध्यायीत=ધ્યાન કરે सः=તે મરીને तेजसि=તેજોરૂપ सूर्ये=સૂર્યમાં–દ્યુલોકમાં सम्पन्नः=એકઠો થયેલ હોઇને સ્થિત થાય છે. यथा=જેમ पादोदरः=સાપ त्वचा=કાંચળીથી विनिर्मुच्यते=છૂટી જાય છે एवं ह=એમ જ वै=નિશ્ચય सः=તે पाप्मना=પાપથી विनिर्मुक्त=છૂટો થયેલો થાય છે. सः=તે सामभिः=સામમન્ત્રોથી=સામમન્ત્રોના સાર–તૃતીય માત્રારૂપ ॐકારના વાચ્ય બ્રહ્મના ધ્યાનથી उत्=ઉપર ब्रह्मलोकं=બ્રહ્મલોકમાં नीयते=લઇ જવાય છે. सः– તે ત્યાં एतस्मात्=આ जीवघनात्=અંદર બહાર જીવન જ જીવન, परात्=પરબ્રહ્મલોકથી परं=પર पुरिशयं=સર્વ શરીરોમાં સ્થિત पुरुषं=અંતરાત્મા પરબ્રહ્મને ईक्षते=જુવે છે–સાક્ષાત્ કરે છે. ॥ ૫ ॥

જે કોઈ વળી નિશ્ચય ત્રણ માત્રારૂપ 'ઓમ્' એમ આ અક્ષરથી નિઃસન્દેહ આ અન્તરાત્મા પરબ્રહ્મનું ધ્યાન ધરે તે મરીને તેજોરૂપ સૂર્યમાં દ્યુલોકમાં સ્થિત થાય છે. જેમ સાપ કાંચળીથી મુક્ત થાય છે એમ જ નિશ્ચય તે પાપથી છૂટેલો થાય છે. તે સામમન્ત્રોથી બ્રહ્મલોકમાં ઉપર લઈ જવાય છે. તે ત્યાં આ જીવઘન, બ્રહ્મલોકથી પર સર્વશરીરોમાં સ્થિત, અંતરાત્મા પરમાત્માને સાક્ષાત્ જુવે છે. ॥ ૫ ॥

આ આગલા મન્ત્રમાં યજુર્મન્ત્રો વડે દ્વિમાત્રાનો અ+ઉ નો એટલે કે વિશ્વ અને તૈજસનો એટલે કે વિરાટ અને હિરણ્યગર્ભનો ઉપાસક એટલે કે બેતૃતીયાંશ ઇશ્વરનો અને નહિ કે પૂર્ણ ઇશ્વરનો ઉપાસક સ્વર્ગીય શરીરને પ્રાપ્ત કરી સ્વર્ગીય ભોગો ભોગવી, પુણ્યક્ષય થતાં, પાછો આ લોકમાં આવે છે, તેનો જન્મમરણનો ફેરો ટળતો નથી એમ ઋષિએ ફળ બતાવ્યું. હવે ત્રિમાત્ર ॐ એટલે કે પરિપૂર્ણ ઇશ્વરનો ઉપાસક શું ફળ મેળવે છે તે બતાવે છે. હે ઋષિઓ! જે મનુષ્ય ॐ=ત્રિમાત્ર=અ+ઉ+મ્ રૂપી ત્રણ પરિપૂર્ણ માત્રા વડે પરિપૂર્ણ અક્ષર પરબ્રહ્મને ઉપાસે છે તે તેજોરૂપ સૂર્યલોકમાં

સ્થિત થાય છે. સૂર્યલોક, આ ઉપનિષદ્‌ની પરિભાષામાં આત્માનો લોક છે એ આપણે આગળ જોયું જ હતું. અર્થાત્ પરિપૂર્ણ ઇશ્વરને જે ભજે તે પરિપૂર્ણ પરમાત્માના લોકને=પ્રકાશને પામે છે. બ્રહ્મલોકને તે પામે છે. તેને બ્રહ્મલોક એટલે વિશાળ દૃષ્ટિ=નીતરી પરિપૂર્ણ-ઇશ્વરને લગતી પરિપૂર્ણ સમજ મળે છે. બ્રહ્મલોકની પ્રાપ્તિ તેને સામવેદના મન્ત્રો કરાવે છે. તે વિશાળ=અસંકુચિત-ઉદાર દર્શનને પામેલો મનુષ્ય તે દર્શન-સમજના બળે શું પ્રાપ્ત કરે છે? ઋષિ કહે છે કે તેવો પુરૂષ બ્રહ્મલોકને પામેલો હોઇને એટલે કે વિશાળતમ સમજને પામેલો હોઇને જીવનઘન, જીવાત્માથી પણ પર, પ્રાણીમાત્રના હૃદયમાં રહેલ પરમપુરૂષ પરમાત્માને સાક્ષાત જુવે છે. અર્થાત્ એવા પુરૂષને પરમપુરુષ પરમાત્મા કે જે જીવનરાશિ છે-સૌથી પર છે-સર્વભૂતાશયસ્થિત છે, તેનો સાક્ષાત્કાર થાય છે, અને એ સાક્ષાત્કારને પરિણામે તેવો માણસ પાપમાંથી એટલે કે જન્મદાથી, પુણ્યપાપના સ્પર્શથી મુક્ત થાય છે. એટલે કે તેની હૃદયગ્રંથીઓ ભેદાઇ જાય છે અને તેને જન્મનું કારણ ન હોવાથી તે જન્મમુક્ત એટલે કે જન્મમરણની પરંપરામાંથી મુક્ત થાય છે. એની મુક્તિમાં સાપનું દૃષ્ટાન્ત આપે છે. જેમ સાપ જૂની કાંચળીને સ્વયં ત્યાગે છે તેમ આવો પાપપુણ્યથી પર થયેલ પુરુષ-મુક્તિસુખનો જીવતાંજીવત અનુભવ કરતો હોઇને જાણે કાંચળી જેવા શરીરને તજે છે. તેને શરીર વગેરેનું અભિમાન રહેતું નથી. અર્થાત્ તેને સશરીર મુક્તિ જ મળે છે. આ છે પરિપૂર્ણ પરમાત્માના ભજનનું ફળ. ॥ ૫ ॥

**तद् एतौ श्लोकौ भवतः-तिस्रो मात्राः मृत्युमत्यः, प्रयुक्ताः, अन्योन्यसक्ताः अनविप्रयुक्ताः । क्रियासु बाह्याभ्यन्तरमध्यमासु, सम्यक् प्रयुक्तासु न कम्पते ज्ञः ॥ ६ ॥**

तद्-તેમાં-ઉક્ત અર્થમાં एतौ-આ બે શ્લોકો भवतः-પ્રમાણરૂપ છે, तिस्रः-ત્રણ मात्राः-માત્રાઓ (अ, उ, म्.) मृत्युमत्यः-મૃત્યુવાળી-વિનાશી ફ્લવાળી છે. अन्योन्यसक्ताः-યદિ એકબીજાની સાથે અત્યન્ત મળેલી અગર તો अनविप्रयुक्ताः-અલગ અલગ થયેલી-અન્યોન્ય સાથે અત્યન્ત ન મળેલી, प्रयुक्ताः-પ્રયોગ કરાયેલી-ઉચ્ચારણ કરાયેલી-હોય છે. અને યદિ बाह्याभ्यन्तर-मध्यमासु=બાહ્ય-ઊંચી, આભ્યન્તર-માનસ, તથા મધ્યમ (ઉપાંશુ) क्रियासु=ક્રિયાઓમાં-જપરૂપ ક્રિયાઓમાં सम्यक्=ઠીકઠીક (ન તો અન્યોન્ય અત્યન્ત

મળેલી, ન તો અત્યન્ત અલગ અલગ) प्रयुक्तासु=પ્રયોગ કરાયેલી હોય છે તો ज्ञः=જ્ઞાનવાન=ત્રણે માત્રાઓના ઠીકઠીક ઉચ્ચારણને જાણનાર મનુષ્ય ફરી જન્મમરણના ભયથી न कम्पते=નથી કાંપતો–ભય રહિત થાય છે. ॥ ६ ॥

તે બાબતમાં આ બે શ્લોકો પ્રમાણરૂપ છે. ત્રણ માત્રાઓ મૃત્યુવાળી-વિનાશી ફલવાળી છે. યદિ અન્યોન્ય સાથે અત્યંત મળેલી અગર તો અલગ અલગ પ્રયોગ કરાય-ઉચ્ચારાય, અને યદિ બાહ્ય, માનસ અને ઉપાંશુ ક્રિયાઓમાં ઠીકઠીક પ્રયોગ કરાય તો તે માત્રાનો જાણકાર જન્મમરણરૂપ ભયથી કાંપતો નથી. ॥ ६ ॥

આમ આગલા મન્ત્રમાં ભગવાન પિપ્પલાદે ૐકારની પૂર્ણ ઉપાસના ઉપાસકને જીવન્મુક્તિ સુધીનું ફળ આપે છે એમ બતાવ્યું. હવે પોતાના દર્શનને વેદના ઋષિનું પણ સમર્થન છે એમ કહેતાં બે શ્લોકોનું પ્રમાણ આપી વિષયનો ઉપસંહાર કહે છે કે હે શિષ્યો! ઉપર કહેલી બાબતોમાં વેદનું પણ પ્રમાણ છે. વેદ કહે છે કે આ ત્રણ માત્રાઓનો પ્રયોગ એકબીજા સાથે મિશ્રિત કરીને થાય અગર તો ભિન્ન ભિન્ન કરાય એટલે કે અ, ઉ, મ્ નામની ત્રણમાંથી એકનો કે એકીવખતે બેનો કે ત્રણનો મળીને ઉચ્ચાર કરવામાં આવે અને એ ઉચ્ચાર=જાપ ઉચ્ચ સ્વરે, ધીરે સ્વરે કે મનોમય રીતે કરવામાં આવે તો તે માત્રાનો જાણકાર જન્મમરણના ભયથી કાંપતો નથી. કેમકે તેવો પુરૂષ જાણે છે કે આ ત્રણે માત્રાનું ફળ વિનાશી છે! અને એ ત્રણે માત્રાને આધારે મળતી જે અમાત્ર અવસ્થા=તુરીય સ્થિતિ, એ સ્થિતિનું જ તે શરણ ગ્રહણ કરશે. અને એ, તુરીયાવસ્થામાં તો કશો ડર નથી. કેમકે ત્યાં મૃત્યુ જ મરી જાય છે. ॥ ६ ॥

**ऋग्भिः एतं यजुर्भिः अन्तरिक्षं, स सामभिः यत् तत् कवयः वेदयन्ते । तं ॐकारेण एव आयतनेन अन्वेति विद्वान्, यत् तत् शान्तं अजरं अमृतं अभयं परं च इति ॥ ७ ॥**

सः=તે ऋग्भिः=ઋચા મન્ત્રો વડે-અ=માત્રાથી एतं=આ પૃથ્વીલોકને यजुर्भिः=યજુર્મન્ત્રો વડે-ઉ=માત્રાથી अन्तरिक्षं=અન્તરિક્ષ-સ્વર્ગલોકને અને सामभिः=સામ મન્ત્રોથી-મ્=માત્રાથી तत्=તે લોકને-બ્રહ્મલોકને यत्=જેને कवयः=ઋષિઓ वेदयन्ते=જાણે છે. एव=નિશ્ચય तं=તે ત્રિલોકીરૂપ અપરબ્રહ્મને ओंकारेण=ૐકારરૂપ आयतनेन=અવલંબનથી विद्वान्=વિદ્વાન अन्वेति=પામ

થાય છે. તથા तत्=તે (પરબ્રહ્મને) પણ यत्=જે शान्तं=ત્રણે લોકોના સંબંધથી રહિત. अजरं=જરાથી રહિત; अमृतं=મરણથી રહિત; अभयं=ભયથી રહિત च=તથા परं=સૌથી ઉત્કૃષ્ટ છે. इति=બસ. ॥ ૭ ॥

તે ઋચા મન્ત્રોથી-અ-માત્રાથી આ પૃથ્વી લોકને, યજુર્મન્ત્રોથી-ઉ માત્રાથી અન્તરિક્ષલોકને અને સામમન્ત્રોથી-મ્-માત્રાથી તે લોકને કે જેને ઋષિઓ જાણે છે-નિશ્ચય તે ત્રિલોકીરૂપ અપરબ્રહ્મને ઓંકારરૂપ અવલંબનથી વિદ્વાન પ્રાપ્ત થાય છે. તે પરબ્રહ્મને પણ જે ત્રણ લોકના સંબંધથી રહિત, જરારહિત, મરણરહિત, ભયરહિત તથા સૌથી શ્રેષ્ઠ છે-પ્રાપ્ત થાય છે બસ. ॥ ૭ ॥

ઉપર કહેલી વાતનેજ સ્પષ્ટ કરતાં કહે છે કે હે શિષ્યો! ॐકારની કેવળ अ માત્રાથી ઋચા મન્ત્રો મનુષ્યને આ લોક, उ માત્રાથી યજુર્વેદ સ્વર્ગલોકને તથા કેવળ म् માત્રાથી સામવેદ બ્રહ્મલોકને પ્રાપ્ત કરાવે છે. આ ત્રણ લોક પણ બ્રહ્મ સ્વરૂપ જ છે. છતાં એમાં ભવભ્રમણમાંથી મુક્તિ નથી. આથી ॐકારની છૂટી છૂટી માત્રા દ્વારા આ ત્રણમાંથી ગમે તે એકની પ્રાપ્તિ મનુષ્યને થાય છે. પણ જે મનુષ્ય પરિપૂર્ણ ઇશ્વરની પરિપૂર્ણ માત્રા-સમસ્ત ॐકાર દ્વારા ઉપાસના કરે છે તેને તે પૂર્ણ ઉપાસના દ્વારા તે પરબ્રહ્મ પરમાત્માની પ્રાપ્તિ થાય છે. તે પરમાત્મા કેવા છે? શાન્ત છે એટલે કે ત્રણ લોકના સંબંધથી રહિત છે, જરારહિત છે. મરણરહિત છે. ભયરહિત છે. સૌથી શ્રેષ્ઠ છે. અર્થાત્ પરિપૂર્ણ ઇશ્વરની પરિપૂર્ણ ઉપાસના જ શ્રેયઃ પ્રાપ્તિનું સાધન છે. આમ જીવન પર્યન્ત જે માણસ જેવી દૃષ્ટિથી જેવા ઇશ્વરને જેવી રીતે ભજે છે તે માણસને તેવું ફળ મળે છે. વિવેકી માટે એમાંથી પરિપૂર્ણ ઇશ્વરને ભજવાનું મત મળશે. ઇશ્વરને ખંડિત કરી ભજવામાં ભય છે. અખંડ પરિપૂર્ણ એકરસ પરમાત્માના ભજનમાં નિર્ભયતા અને એકતાન સુખ છે, મુક્તિ છે આવો આ પ્રશ્નનો નિચોડ અર્થ નીકળે છે. ॥ ૭ ॥

॥ इति पञ्चमः प्रश्नः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

# अथ षष्ठः प्रश्नः

अथ ह एनं सुकेशाः भारद्वाजः पप्रच्छ-भगवन्! हिरण्यनाभः कौसल्यः राजपुत्रः माम् उपेत्य एतं प्रश्नं अपृच्छत्-"षोडशकलं भारद्वाज! पुरुषं वेत्थ?"। तं अहं कुमारं अब्रुवं-"न अहं इमं वेद, यदि अहं इमं अवेदिषं, कथं ते न अवक्ष्यम्? इति। समूलो वै एषः परिशुष्यति, यो अनृतं अभिवदति। तस्मात् न अर्हामि अनृतं वक्तुम्। स तूष्णीं रथं आरुह्य प्रवव्राज। तं त्वा पृच्छामि-" क्व असौ पुरुषः " इति ॥ १ ॥

अथ=त्यारબાદ एनं=એ. ह=પ્રસિદ્ધ ઋષિને भारद्वाजः=ભરદ્વાજ ગોત્રી सुकेशाः=સુકેશાએ पप्रच्छ=પૂછયું. "भगवन्=હે ભગવન્! कौसल्यः=કોસલના (અયોધ્યાના) राजपुत्रः=રાજપુત્ર हिरण्यनाभः=હિરણ્યનાભે माम्=મારી उपेत्य=પાસે આવીને एतं=આ प्रश्नं=પ્રશ્ન अपृच्छत्=પૂછયો-'भारद्वाज=હે ભારદ્વાજ! षोडशकलं=સોળ કળાવાળા पुरुषं=પુરુષને वेत्थ=તું જાણે છે?' अहं=મેં तं=તે कुमारं=રાજકુમારને इति=એમ अब्रुवं=કહ્યું-"न अहं इमं वेद=હું એને જાણતો નથી. यदि=જો अहं=હું इमं=એને अवेदिषं=જાણતો હોત તો कथं=શા માટે ते=તને न अवक्ष्यम्=ન કહું? समूलः=મૂળસહિત-જડ સુધી वै=નિશ્ચય एषः=આ મનુષ્ય परिशुष्यति=સુકાઈ જાય છે यः=જે अनृतं=જુઠું अभिवदति=બોલે છે. तस्मात्=તેથી अनृतं=જુઠું वक्तुं=બોલવાને नअर्हामि=હું સમર્થ નથી. सः=તે तूष्णीं=ચુપચાપ रथं=રથ ઉપર आरुह्य=બેસીને प्रवव्राज=ચાલ્યો ગયો. આથી હવે હું त्वां=આપને तं=તે पृच्छामि=પૂછું છું કે क्व=ક્યાં असौ=તે સોલ કળાવાળો पुरुषः=પુરુષ છે? इति=બસ. ॥ १ ॥

ત્યારબાદ એ પ્રસિદ્ધ ઋષિને ભરદ્વાજ ગોત્રી સુકેશાએ પૂછયું-હે ભગવન્! કોસલના રાજપુત્ર હિરણ્યનાભે મારી પાસે આવીને આ પ્રશ્ન પૂછયો-"હે ભારદ્વાજ! તું સોલ કળાવાળા પુરૂષને જાણે છે?" મેં તે રાજકુમારને એમ કહ્યું કે હું એને જાણતો નથી! જો હું એને જાણતો હોત તો શા માટે તને ના કહું? મૂળ સહિત, નિશ્ચય આ મનુષ્ય સુકાઈ જાય છે જે જૂઠું બોલે છે તેથી જૂઠું વદવાને હું સમર્થ નથી. તે ચૂપચાપ રથ ઉપર આરૂઢ થઈ ચાલ્યો ગયો! આથી હવે હું આપને તે પૂછું છું કે તે સોળ કળાવાળો પુરૂષ ક્યાં છે? બસ. ॥ १ ॥

પ્રશ્નોપનિષદ્‌ની શરૂઆતમાં ૭ વેદનિષ્ઠ, વેદોક્ત ક્રિયાપરાયણ ઋષિઓ ભગવાન પિપ્પલાદની પાસે પરબ્રહ્મની શોધને માટે આવ્યા હતા. ઋષિઓ પરમાત્માની શોધના ગરજુ હતા. શોધ ખોવાયેલી ચીજની હોઇ શકે છે. પરમાત્મા જીવને માટે ખોવાઇ ગયેલા છે. તો તેની શોધ કેવી રીતે કરવી ? મેળવવા યોગ્ય ગુમ થયેલી ચીજના અન્વેષણ માટે તે ચીજના રૂપ, રંગ, નામ, વગેરેના વર્ણનો સાંભળી શોધનાર તેને શોધવા પ્રયત્નશીલ થાય છે. પરમાત્મા જીવને માટે ઇપ્સિતતમ=મેળવવા માટે સૌથી યોગ્ય ચીજ છે.

નામ, ક્રિયા,

તેથી જ હું તારી આગળ કે કોઇની પણ સમક્ષ અનૃત–જૂઠું બોલવાની તાકાતવાળો નથી. આથી મારું કહ્યું માન. આમ જ્યારે મેં તેને મારી સત્યનિષ્ઠાની પાકી ખાત્રી આપી ત્યારે મારામાં અવિશ્વાસ મૂકવાથી તેને જે સંતાપ થયો તેથી લાજીને મૂંગો મૂંગો પોતાના રથે ચઢી પોતાના નગરમાં પાછો ફર્યો. હે ભગવન્! તે દિવસથી માંડીને આ પ્રશ્ન કાંટાની માફક મારા હૃદયને કોર્યા કરે છે. ભગવન્! કૃપા કરીને આપ કહો કે તે સોળ કળાવાળો પુરૂષ ક્યાં છે? કઇ જગ્યાએ વસે છે? આખ્યાયિકા શિષ્યમાનસ ઉપર વેધક પ્રકાશ નાંખે છે। જેનામાં કેવળ સત્યપ્રીતિ છે–સરલતા–છે દંભનો અભાવ છે અને કડવાં સત્યને પણ કહેવાની અને સહી લેવાની સંપત્તિ છે તે જ પરમાત્માની પ્રાપ્તિ માટે અધિકારી છે. કેટલા સરળ ભાવે સુકેશા કબૂલે છે કે હું તે ષોડશ કળાવાન પુરૂષને જાણતો નથી! समूल वै एषः परिशुष्यति–માં કેટલી સાવધાની અને જાગૃતિ છે? આવો શિષ્યભાવ હોય ત્યારે ષોડશકળા પુરૂષ અંતરમાં પ્રસન્ન થઇ ઉઠે છે. ॥ ૧ ॥

પરમાત્મા વિરાજે છે. જેણે તેને જોવા હોય તે હૃદયમાં સીધો ઉતરે! બહાર ભટકશે તેને તે નહિ જણાય. પ્રાણીમાત્રના હૃદયમંદિરના સિંહાસન ઉપર તે દેવદેવ આનન્દકન્દ પરમાત્મા ગૂઢ છે. એ પુરુષ–પરમાત્માની હે શિષ્યો! હું તમને ઓળખ આપું છું. જે સોલ કળા વિષે સુકેશાએ પ્રશ્ન કર્યો છે તે સોલે કળા એ પુરુષમાં જ ઉપજે છે, તેમાં જ દેખાય છે અને તેમાં જ લય પામે છે. અર્થાત્ સોલ કળાના વિસ્તારરૂપ આ જગતની ઉત્પત્તિ સ્થિતિ લયનું જે એક કારણ છે તે, તે પરમપુરુષ પરમાત્મા છે. તે જાતે સકલ છે. તેની મહામાયા દ્વારા એ સકલ જણાય છે. કળા એટલે ભાગ–અવયવ. વિશ્વ એ પરમાત્માનું જ પ્રત્યક્ષ રૂપ છે. એ વિશ્વરૂપ પરમાત્માનું મૂળ સ્વરૂપ હૃદયમાં પ્રતિષ્ઠિત છે ત્યાં તેને શોધો. ॥ ૨ ॥

**सः ईक्षांचक्रे–कस्मिन् अहं उत्क्रान्ते उत्क्रान्तो भविष्यामि, कस्मिन् वा प्रतिष्ठिते प्रतिष्ठास्यामि इति ॥ ३ ॥**

સઃ=તે પુરુષે ઇતિ=એમ ईक्षांचक्रे=જોયું–વિચાર્યું–कस्मिन् उत्क्रान्ते= શરીરમાંથી કોણ નિકળી જતાં अहं=હું उत्क्रान्तोभविष्यामि=નીકળી ગયેલો હોઇશ वा=અને कस्मिन् प्रतिष्ठिते=શરીરમાં કોના ઠરવાને લીધે હું प्रतिष्ठास्यामि= ઠરેલો રહીશ? ॥ ૩ ॥

તે પુરુષે એમ વિચાર્યું–શરીરમાંથી કોણ નીકળી જતાં હું નીકળી ગયેલો હોઈશ? તથા કોણ શરીરમાં પ્રતિષ્ઠિત હોતાં હું પ્રતિષ્ઠિત હોઈશ? ॥ ૩ ॥

તે હૃદયસ્થ પુરુષે પોતાનામાં સોલ કળા કેવી રીતે ઉપજાવી તે વર્ણવતાં કહે છે કે હે શિષ્યો! તે પરમાત્માએ વિચાર્યું કે હું તો એકલો છું. મારે અનેક થવું છે તો મારે મારી કઈ શક્તિને ઉપર લાવવી કે જેથી હું ઉપર આવેલો=પ્રત્યક્ષ થયેલો જણાઇશ? મારી કઇ શક્તિ દ્વારા હું ચોમેર પ્રતિષ્ઠિત થઇશ? અર્થાત્ સોલ કળાના વિસ્તારરૂપ આ વિશ્વ છે. પરમાત્મા જ વિશ્વરૂપે પોતાની જાતમાં જ જાતે ફુટી નીકળેલા છે. ઉત્ક્રાન્ત= એટલે કે ઉપર આવી પહોંચેલા છે એટલે કે અદૃશ્ય સ્વરૂપ ત્યજીને દૃશ્યરૂપ થયેલા છે. અને પોતે જ પોતાનામાં પોતાની મેળે પ્રતિષ્ઠિત થયેલા છે એટલે કે અનેકરૂપે વર્તી રહેલા છે. ॥ ૩ ॥

**सः प्राणं असृजत, प्राणात् श्रद्धां, खं वायुः ज्योतिः आपः पृथिवी, इन्द्रियम् । मनो अन्नं, अन्नाद् वीर्यं, तपो मन्त्राः कर्म लोकाः लोकेषु च नाम ॥ ४ ॥**

સઃ=તેણે प्राणं=પ્રાણને असृजत=ઉત્પન્ન કર્યો. प्राणात्=પ્રાણની પછી श्रद्धां=શ્રદ્ધા, खं=આકાશ, वायुः=વાયુ, ज्योतिः=તેજ आपः=જળ पृथिवी= પૃથિવી इन्द्रियं=ઇન્દ્રિયગણુ, मनः=મન अन्न=અન્ન અને अन्नात्=અન્નની પછી वीर्यं=વીર્ય तपः=તપ मन्त्राः=મન્ત્ર कर्म=કર્મ; लोकाः=લોક च=અને लोकेषु=લોકોમાં नाम=નામ ઉત્પન્ન કર્યા.

તેણે પ્રાણને ઉત્પન્ન કર્યો. પ્રાણ પછી શ્રદ્ધા, આકાશ, વાયુ, તેજ, જલ, પૃથિવી, ઇન્દ્રિય સમુદાય, મન, અન્ન અને અન્ન પછી વીર્ય, તપ, મન્ત્ર, કર્મ, લોક અને લોકમાં નામ ઉત્પન્ન કર્યા. ॥ ૪ ॥

આમ પરમાત્માએ વિચાર્યું. અને તેણે પોતાની એ શક્તિરૂપ પ્રાણ અને પ્રકૃતિને પોતાનામાં જ આવિર્ભૂત કરી દીધાં. એ જ વાતને સ્પષ્ટ કરતાં કહે છે તેણે પ્રાણને=જીવાત્માને પોતાનામાંથી સરજ્યો. પણ જીવને માટે જ્યાં સુધી પ્રકૃતિનો પરિવાર ન હોય ત્યાં સુધી સૃષ્ટિનું સંચાલન થતું નથી. આથી જીવને પોતાનામાંથી સરજ્યા બાદ પરમાત્માએ શ્રદ્ધા-અસ્તિબુદ્ધિ=આ બધું વિશ્વ છે-મારું છે એવી મતિને ઉપજાવી. અને ત્યારબાદ મતિના જ પરિણામરૂપ પંચ પૃથિવ્યાદિ મહાભૂતો અને દસ જ્ઞાન તથા કર્મેન્દ્રિયો, અને અગિયારમું મન સરજ્યું. એ બધાંના પોષણ માટે અન્ન સરજ્યું. અન્નમાંથી શક્તિના ઝરારૂપી વીર્યને સરજ્યું. ત્યારબાદ વિશોધક તપને સરજ્યું. ઋગ્વેદાદિ મન્ત્રો સરજ્યા. તે દ્વારા કર્મ સરજ્યું. કર્મના ઉપભોગ માટે લોક સરજ્યા અને લોકમાં પ્રચલિત દેવદત્ત વગેરે નામો સરજ્યાં. આમ પરમાત્માએ પ્રાણાદિ સોલ કળાને સરજી. અર્થાત્ આ અદ્દભુત સૃષ્ટિ આ સોલનો જ અજબ ગુણાકાર છે. એમાં પ્રકૃતિ ભોગ્ય છે. અને અવિદ્યાને વશ જીવાત્મા ભોક્તા છે. આ ભોગ્ય ભોક્તારૂપ સંસારના મંડાણ શા માટે થયાં છે તે હવે પછીના મંત્રમાં ઋષિ બતાવશે. ॥ ૪ ॥

अस्तं गच्छन्ति=લુપ્ત થઇ જાય છે, तासां=તે નદીઓના नामरूपे=નામ અને રૂપ (આકાર) भिद्येते=તૂટી જાય છે=નિવૃત્ત થઇ જાય છે, समुद्रः=સમુદ્ર इति=બસ एवं=એમ प्रोच्यते=કહેવાય છે एवं=એમ एव=જ अस्य=આ परिद्रष्टुः=સર્વને જોનારા પુરૂષની इमाः=આ षोडशकलाः=સોલ કળાઓ पुरुषायणाः=પુરૂષના તરફ જતી હોઇને पुरुषंप्राप्य=પુરૂષને પ્રાપ્ત કરીને अस्तं गच्छन्ति=લુપ્ત થઇ જાય છે तासां=તે સોલ કળાઓના नामरूपे=નામ અને રૂપ भिद्येते=તૂટી જાય છે-નિવૃત્ત થઈ જાય છે पुरुषः=પુરૂષ इति=બસ एवं=એમ प्रोच्यते=કહેવાય છે. स=તે एषः=આ अकलः=કલાથી રહિત अमृतः=મરણથી રહિત છે. તે જ પરબ્રહ્મ છે અને તે જ જાણવા યોગ્ય છે. तद्=એ બાબતમાં एषः=આ श्लोकः=શ્લોક પ્રમાણરૂપ છે. ॥ ૫ ॥

તે જેમ આ નદીઓ વહતી હોઈને, સમુદ્ર તરફ જતી હોઈને, સમુદ્રને પ્રાપ્ત થઈ લુપ્ત થઈ જાય છે, તેમનાં નામ રૂપ નિવૃત્ત થાય છે, "સમુદ્ર" બસ એમ જ કહેવાય છે. તેમ જ આ સર્વદ્રષ્ટા પુરૂષની આ સોલ કળાઓ પુરૂષાભિમુખ હોઈને પુરૂષને પ્રાપ્ત કરીને લુપ્ત થઇ જાય છે. તેમનાં નામરૂપ નિવૃત્ત થાય છે 'પુરૂષ' બસ એમ જ કહેવાય છે. તે આ અકલ-કલારહિત અને મરણરહિત છે. તે બાબતમાં આ શ્લોક પ્રમાણરૂપ છે. ॥ ૫ ॥

આગલા મન્ત્રમાં પરમાત્માએ સોલ નિજ કળાને સરજાવી એમ કહ્યું. એ સોલે કળામાં ગૂંચવાયેલો જીવ જ્યારે પરમાત્માને નિજ સ્વરૂપે જુવે છે ત્યારે તેની આ સોલે કળા નિવૃત્ત થાય છે. એટલે કે તેનો સંસાર નિવૃત્ત થાય છે એમ બતાવી પરમાત્માની શોધને માટે શિષ્યોને પ્રોત્સાહિત કરતાં આચાર્યદેવ કહે છે કે હે શિષ્યો! આ દુનિયામાં જેમ વહેતી એવી આ ગંગાજમના વગેરે નદીઓ સમુદ્રાભિમુખી થઈને સમુદ્રને પ્રાપ્ત કરતાં જાતે અસ્ત થઇ જાય છે એટલે કે પોતાનાં ગંગાજમના વગેરે નામને અને વાંકાચૂકારૂપને ત્યજી દે છે અને સમુદ્રમય થઇ જાય છે, તેમ જ આ પુરૂષની આ સોલે કળા જો પુરૂષ તરફ વળેલી હોય તો લાંબે ગાળે પણ પુરૂષને પામીને-પરમાત્માને પામીને અસ્ત થઇ જાય છે. એટલે કે તેનાં પણ નામરૂપ ટળી જાય છે. તે વખતે તે ફક્ત 'પુરૂષ' એમ જ કહેવાય છે. અર્થાત્ જે પુરૂષના-જીવના, જીવનની તમામ શક્તિઓ પરમાત્મપરાયણ થઈ જાય છે-જેનું શરીર ઇન્દ્રિયો-મન-મતિ-વૃત્તિ-વિચાર-ક્રિયા પરમાત્મપરાયણ થઇ જાય છે તેના જીવનની સરિતા પણ લાંબે ગાળે પરમાત્મરૂપી પરમ મહાસાગરમાં-સચ્ચિદાનન્દ મહાસાગરમાં લીન થઇ જાય છે. તેના પોતાના નામરૂપનો મોહ છૂટી જાય છે. અને

ત્યારબાદ तान्=તે બધાને ह=તે પ્રસિદ્ધ ઋષિએ उवाच=કહ્યું इति= બસ एतावत्=આટલું एव=જ अहं=હું परं=પર ब्रह्म=બ્રહ્મને वेद= જાણું છું. अत:=આથી परं=પર नास्ति=બીજું કશું નથી. ॥ ૭ ॥

ત્યારબાદ તે બધાને તે પ્રસિદ્ધ ઋષિએ કહ્યું-બસ આટલું જ પરબ્રહ્મને હું જાણું છું; આથી પર બીજું કશું નથી. ॥ ૭ ॥

આમ આગલા મન્ત્રમાં વેદ પ્રમાણથી સિદ્ધાન્તને સમર્થિત કરી હવે ઉપસંહાર કરતાં આચાર્યદેવ વદે છે કે હે પ્રિય ઋષિઓ! હું-પિપ્પલાદ બસ આટલું જ પરબ્રહ્મના વિષયમાં જાણું છું; મારું જાણેલું મેં આપને કહી દીધું છે. વધુમાં એટલું કહું છું કે આથી વધીને આગળ જાણવાનું પણ કશું નથી. અર્થાત આ પરમાત્માને લગતી પૂરી વિદ્યા મેં આપને સંપૂર્ણપણે કહી છે. આથી વિશેષ કશું જાણવાનું નથી. બસ. ॥ ૭ ॥

**ते तं अर्चयन्तः "त्वं हि नः पिता यः अस्माकं अविद्यायाः परं पारं तारयसि" इति। नमः परमऋषिभ्यः नमः परमऋषिभ्यः ॥८॥**

ते=તે તમામ ઋષિઓ तं=તેની अर्चयन्तः=અર્ચના-પૂજા કરતાં બોલ્યા-इति=કે त्वं=આપ हि=નિઃસન્દેહ नः=અમારા पिता=છો यः= જે अस्माकं=અમોને अविद्यायाः=અવિદ્યાના-અજ્ઞાનના परं=બીજે पारं= કિનારે तारयसि=તારીને લાવ્યા છો. नमः=નમન હો આપ परम ऋषिभ्य= પરમ ઋષિઓને नमः=નમન હો આપ परमऋषिभ्यः=પરમ ઋષિઓને. ॥૮॥

તે તમામ ઋષિઓ તેની અર્ચના કરતાં બોલ્યા કે નિઃસન્દેહ આપ અમારા પિતા છો, જે અમોને અવિદ્યાને બીજે કિનારે તારીને લાવ્યા છો. નમન હો આપ પરમઋષિઓને-વન્દન હો આપ પરમઋષિઓને. ॥ ૮ ॥

આમ જ્યારે આચાર્યદેવે શિષ્યોને સમગ્ર વિદ્યા સંપૂર્ણ રીતે કહી ત્યારે શિષ્યો કૃતાર્થ થયા. અને જ્ઞાનદાતા ગુરુદેવના ચરણકમળમાં પુષ્પાંજલિ વેરતાં અને તેમને નમ્રતમ પ્રણામાંજલિ સમર્પતાં બોલ્યા-હે ગુરુદેવ! આપ અમારા માબાપ છો. માબાપ જેમ સ્થૂલ શરીરના જન્મદાતા હોઇને પૂજ્યતમ છે તેમ આ સ્થૂલ સૂક્ષ્મ શરીરના અજય બંધનમાંથી છોડાવનારા જ્ઞાન શરીરનો જન્મ આપનાર આપ તો પ્રાણથી પણ પૂજ્ય છો! હે પિતા!

પ્રારબ્ધનો ભોગ થતાં તેવો જીવન્મુક્ત પુરૂષ વિદેહમુક્ત થાય છે. તેવો આ પુરૂષ અકલ છે. અમૃત છે. એટલે કે તેની પ્રાણાદિ અજ્ઞાનજન્ય કલાઓ લીન થઈ જાય છે. અને તે પોતે ત્રિકાલાબાધિત સત્વવાળો એટલે કે સત્ય=અમૃત થઇ જાય છે. અર્થાત્ એવો જીવ પરમાત્માને પામેલો હોઈ પરમાત્માની સત્તામાં લીન થઇ જાય છે. તેના જન્મમરણનો ચકરાવો ટળી જાય છે. માટે હે શિષ્યો! તે પરમ પુરૂષ પરમાત્માને હૃદયમાં શોધો. ॥ ५ ॥

**अरा इव रथनाभौ कलाः यस्मिन् प्रतिष्ठिताः । तं वेद्यं पुरुषं वेद, यथा मा वो मृत्युः परिव्यथाः । इति ॥ ६ ॥**

इव=જેમ रथनाभौ=રથની નાભિમાં अराः=આરાઓ प्रतिष्ठिताः=જકડાયેલા હોય છે તેમ यस्मिन्=જે પુરૂષમાં સોલ कलाः=કળાઓ જકડાયેલી છે. तं=તે वेद्यं=જાણવા યોગ્ય पुरुषं=પુરૂષને वेद=જાણો यथा=જેથી वः=તમને मृत्युः=મૃત્યુ मा=ન परिव्यथाः=પીડા દે. (વારંવાર જન્મમરણના ચક્રમાં ન ફરવું પડે.) इति=બસ. ॥ ६ ॥

જેમ રથના પૈડાની નાભિમાં આરાઓ તેમ જે પુરૂષમાં સોલ કળાઓ જકડાયેલી છે તે જાણવા યોગ્ય પુરૂષને જાણો! જેથી તમને મૃત્યુજન્ય પીડા દે. બસ. ॥ ६ ॥

ઉપલી ઉક્તિનું સમર્થન કરતાં ઋષિ વેદનું પ્રમાણ ટાંકતાં કહે છે કે હે શિષ્યો! જેમ રથનાં પૈડાની નાભિમાં તેના આરાઓ જડાયેલા છે એટલે કે રથનાં પૈડાના આરાઓનો એક આધાર જેમ તેની નાભિ છે તેમ જે પુરૂષમાં આ સોલે કળા જડાયેલી છે એટલે કે સંસારચક્રના આ સોલ આરાઓ–કળાઓ જે નાભિરૂપ પરમાત્મામાં જડાયેલા છે તે જાણવા યોગ્ય પરમપુરૂષ પરમાત્માને આપ હૃદયમાં જાણો. એને જો જાણશો તો તમને મૃત્યુ પીડા ન દે. કેમકે પરમાત્માને જાણનારનું મોત જાતે જ મરી જાય છે. તો તે વેદ્યને આપ જાણો, જેથી આપને જન્મમરણની અનન્ત અનર્થ પરંપરા ન પીડે. બસ. આ છે મારો આપને હે સૌમ્ય શિષ્યો! આદેશ. ॥ ६ ॥

**तान् ह उवाच ' एतावद् एव अहं एतत् परं ब्रह्म वेद, न अतः परं अस्ति इति ॥ ७ ॥**

ત્યારબાદ तान्=તે બધાને ह=તે પ્રસિદ્ધ ઋષિએ उवाच=કહ્યું इति=બસ एतावत्=આટલું एव=જ अहं=હું परं=પર ब्रह्म=બ્રહ્મને वेद=જાણું છું. अतः=આથી परं=પર नास्ति=બીજું કશું નથી. ॥ ૭ ॥

ત્યારબાદ તે બધાને તે પ્રસિદ્ધ ઋષિએ કહ્યું-બસ આટલું જ પરબ્રહ્મને હું જાણું છું; આથી પર બીજું કશું નથી. ॥ ૭ ॥

આમ આગલા મન્ત્રમાં વેદ પ્રમાણુથી સિદ્ધાન્તને સમર્થિત કરી હવે ઉપસંહાર કરતાં આચાર્યદેવ વદે છે કે હે પ્રિય ઋષિઓ! હું-પિપ્પલાદ બસ આટલું જ પરબ્રહ્મના વિષયમાં જાણું છું; મારું જાણેલું મેં આપને કહી દીધું છે. વધુમાં એટલું કહું છું કે આથી વધીને આગળ જાણવાનું પણ કશું નથી. અર્થાત આ પરમાત્માને લગતી પૂરી વિદ્યા મેં આપને સંપૂર્ણપણે કહી છે. આથી વિશેષ કશું જાણવાનું નથી. બસ. ॥ ૭ ॥

**ते तं अर्चयन्तः "त्वं हि नः पिता यः अस्माकं अविद्यायाः परं पारं तारयसि" इति । नमः परमऋषिभ्यः नमः परमऋषिभ्यः ॥८॥**

ते=તે તમામ ઋષિઓ तं=તેની अर्चयन्तः=અર્ચના-પૂજા કરતાં બોલ્યા-इति=કે त्वं=આપ हि=નિઃસન્દેહ नः=અમારા पिता=છો यः=જે अस्माकं=અમોને अविद्यायाः=અવિદ્યાના-અજ્ઞાનના परं=બીજે पारं=કિનારે तारयसि=તારીને લાવ્યા છો. नमः=નમન હો આપ परम ऋषिभ्य=પરમ ઋષિઓને नमः=નમન હો આપ परमऋषिभ्यः=પરમ ઋષિઓને. ॥૮॥

તે તમામ ઋષિઓ તેની અર્ચના કરતાં બોલ્યા કે નિઃસન્દેહ આપ અમારા પિતા છો, જે અમોને અવિદ્યાને બીજે કિનારે તારીને લાવ્યા છો. નમન હો આપ પરમઋષિઓને-વન્દન હો આપ પરમઋષિઓને. ॥ ૮ ॥

આમ જ્યારે આચાર્યદેવે શિષ્યોને સમગ્ર વિદ્યા સંપૂર્ણ રીતે કહી ત્યારે શિષ્યો કૃતાર્થ થયા. અને જ્ઞાનદાતા ગુરુદેવના ચરણકમળમાં પુષ્પાંજલિ વેરતાં અને તેમને નમ્રતમ પ્રણામાંજલિ સમર્પતાં બોલ્યા-હે ગુરુદેવ! આપ અમારા માબાપ છો. માબાપ જેમ સ્થૂલ શરીરના જન્મદાતા હોઇને પૂજ્યતમ છે તેમ આ સ્થૂલ સૂક્ષ્મ શરીરના અજબ બંધનમાંથી છોડાવનારા જ્ઞાન શરીરનો જન્મ આપનાર આપ તો પ્રાણુથી પણ પૂજ્ય છો! હે પિતા!

આપે અમોને અવિદ્યારૂપી મહાવિશાળ, અક્ષુબ્ધ અને અગાધ સમુદ્ર તરાવી તેના બીજે કાંઠે-શિવ સ્વરૂપને કાંઠે આણી મૂક્યા છે। એ વિદ્યાદાનનો શો નિષ્ક્રય હોઈ શકે ? એ ઋણ કેવી રીતે ફેડાય ? હે પૂજ્યતમ પિતા। વિદ્યાની સાથે તોલી શકાય એવી બીજી એકે ચીજ અમારી નજરે આવતી નથી. એટલે આપ પરમ ઋષિ-પરમ જીવન દ્રષ્ટાના ચરણકમળમાં અમો અમારી ભાવભીની હૃદયાંજલિ ધરીએ છીએ. આપના ચરણમાં અમારૂં કૃતજ્ઞ હૃદય ધરીએ છીએ. આપને ફક્ત નમ્રતમ પ્રણામ કરીએ છીએ। અહો ! વિનમ્રતા। અહો કૃતજ્ઞતા। ॥ ૮ ॥

॥ इति षष्ठः प्रश्नः ॥

॥ हरिः ॐ तत् सत् ॥

## ॥ अथ मुण्डकोपनिषद् ॥

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः । भद्रं पश्येम अक्षिभिः यजत्राः । । स्थिरैः अंगैः तुष्टुवांसः तनूभिः, व्यशेम देवहितं यद् आयुः ॥ स्वस्ति नः इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः । स्वस्ति नः तार्क्ष्यः अरिष्टनेमिः, स्वस्ति नो बृहस्पतिः दधातु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ ( શબ્દાર્થ તથા ભાષ્ય માટે પ્રશ્નોપનિષદ્ જુવો )

"ॐ भद्रंकर्णेभिः" ઇત્યાદિ જે શાન્તિ મન્ત્ર છે તેનો શબ્દાર્થ અને વાક્યાર્થ તથા તેમના ઉપરનું ભાષ્ય પ્રશ્નોપનિષદ્‌માં આપવામાં આવ્યાં છે એટલે તેમનું અહીં પુનરાવર્તન કર્યું નથી.

મુંડકોપનિષત્‌નું ભાષ્ય શરૂ કરીએ તે પહેલાં મુંડક શબ્દનો અર્થ જાણી લેવો જરૂરી છે: સામાન્યતઃ પ્રત્યેક ઉપનિષદ્‌નું નામ સાન્વર્થ છે. નામ ગુણનું વાચક હોય તો જ તે સાન્વર્થ ગણાય. મુંડક શબ્દના બે અર્થો થાય છે. પહેલો અર્થ અસ્ત્રો અને બીજો અર્થ જેણે ક્ષૌર કરાવ્યું છે એવો એટલે કે સંન્યાસી એવો થાય છે. મુંડનક્રિયામાં પાવરધો માણસ અસ્ત્રાને જો માથા ઉપર ફેરવે તો તે જેમ માથાના વાળને સાફ કરે છે, તેમ આ ઉપનિષદ્‌માં ઉપદેશવામાં આવતાં આત્મવિદ્યારૂપી તીક્ષ્ણ અસ્ત્રને, એ વિદ્યામાં પાવરધો પુરુષ જો પોતાના હૃદય ઉપર અજમાવે તો હૃદયમાં ઉગેલાં રાગદ્વેષ રૂપી ઝંખડને તે સાફ કરી નીતરાં આત્મદર્શનને પ્રત્યક્ષ કરે છે. અવિદ્યા વગેરેના બેહદ વિકાસથી મનુષ્યનું હૃદય જકડાઇ જાય છે. એ અવિદ્યાની સંતતિ સહિત ઉન્મૂલના માટે આત્મવિદ્યા એક જ સાધન છે. આથી આ ઉપનિષદ્‌નું મુંડક એવું નામ આપવામાં આવ્યું છે. મુંડક શબ્દનો સંન્યાસી એ અર્થ સ્વીકારીએ તો તે પણ ઉચિત જ છે. કેમકે ભોગ અને ત્યાગમાં ભારતીય આદર્શ ત્યાગનો છે. પ્રેય અને શ્રેયમાંથી ભારતની સાધના શ્રેયને જ સ્વીકારતાં શીખવે છે. અને આ ઉપનિષદ્‌માં ત્યાગમય જીવનની મહત્તા શીખવવામાં આવે છે. ગૃહસ્થ જીવન યદ્યપિ એક દૃષ્ટિએ સર્વોત્તમ છે.

સમુદ્ર જેમ મેઘજળનો અને મેઘજળ જેમ સંસારનો આધાર છે તેમ ગૃહસ્થાશ્રમ ઇતર આશ્રમોનો અને તે દ્વારા સમસ્ત સંસારનો એકમાત્ર આધાર છે–છતાં મનુ મહારાજે કહ્યું છે તેમ प्रापणात् सर्वकामानां परित्यागो विशिष्यते=સમસ્ત પદાર્થોની પ્રાપ્તિ કરતાં તેમનો ત્યાગ એ ચડીઆતો છે. કેમકે પ્રાપ્તિમાં અને પરિગ્રહમાં, અસંગ આત્માનો સર્વનાશ છે. અને યોગક્ષેમની ચિન્તામાંથી મુક્ત થવામાં, પર્યાપ્તકામ આત્માનો સર્વોદય છે. અને આથી જ વિવેકી ભારતે સંન્યાસ જીવનનો મહિમા ખૂબ ગાયો છે. આ ઉપનિષદ્‌માં પણ આત્મજ્ઞાનમૂલક, ભક્તિભાવપ્રધાન, નિષ્કામ કર્મયોગનું એટલે કે સંન્યાસયોગનું આગ્રહપૂર્વક વિધાન કર્યું છે. આથી આ ઉપનિષદ્‌નું 'મુંડક' એવું નામ અતિ ઉચિત છે. ઉપનિષદોમાં સરળતા–સ્પષ્ટતા–લક્ષ્યવેધી–મિતાક્ષરી શૈલી માટે આ ઉપનિષદ્ અજોડ કહી શકાય. પ્રસાદ, માધુર્ય અને ઓજસ્‌થી ભરપૂર આ કાવ્યમય ઉપનિષદ્‌નું સ્વાન્તસ્તોષ અને આત્મવિચારની વિશદતા માટે સાધનભાષ્ય રચવા તૈયાર થયેલ અમોને, સર્વભૂતાન્તરાત્મા પરમાત્મા, સહાય કરો. ગુરુદેવની અનુગ્રહમયી આશિષ હો. સર્વસંતોનો અને શિવસ્વરૂપ પ્રતિભાપુંજૈકમૂર્તિ ભગવાન ભાષ્યકારનો અનુગ્રહ હો!"

**ब्रह्मा देवानां प्रथमः संबभूव, विश्वस्य कर्ता, भुवनस्य गोप्ता।**
**स ब्रह्मविद्यां सर्वविद्याप्रतिष्ठां, अथर्वाय ज्येष्ठपुत्राय प्राह ॥ १ ॥**

ब्रह्मा=સૃષ્ટિ–શક્તિ પરમાત્મા–બ્રહ્મા, જે देवानां=દેવોમાં સૌથી प्रथमः=મુખ્ય संबभूव=છે. અને विश्वस्य=સર્વજગતના कर्ता=કર્તા તથા भुवनस्य=પ્રાણીમાત્રના गोप्ता=રક્ષક છે सः=તેણે सर्वविद्याप्रतिष्ठां=સર્વ વિદ્યાઓથી પ્રતિષ્ઠાવાળી ब्रह्मविद्यां=બ્રહ્મવિદ્યા ज्येष्ठपुत्राय=સૌથી શ્રેષ્ઠ પુત્ર अथर्वाय=અથર્વાને–અથર્વવેદના પ્રવક્તા અથર્વા ઋષિને प्राह=કહી. ॥ ૧ ॥

સૃષ્ટિ–શક્તિ પરમાત્મા કે જે દેવતાઓમાં સૌથી મુખ્ય છે તથા જે સમસ્ત જગતના કર્તા તથા પ્રાણીમાત્રના રક્ષક છે તેણે તમામ વિદ્યાઓથી પ્રતિષ્ઠાવાળી બ્રહ્મવિદ્યા સૌથી શ્રેષ્ઠ પુત્ર અથર્વાને કહી. ॥ ૧ ॥

બ્રહ્મવિદ્યા સનાતન વિદ્યા છે. એ બ્રહ્મવિદ્યાના મૂળ આચાર્ય પરમદેવ પરમાત્મા છે. એ પરમાત્મા જ જાતે પરમાત્મા હોઇને જાતને લગતી વિદ્યાના એકમાત્ર સાચા ઇજારદાર હોઇ શકે છે! એ પરમાત્માએ પોતાના પુત્રરૂપ માનવોના સર્વોદય માટે કરૂણા કરીને એ વિદ્યાનું ઋષિઓને, તેમના હૃદયમાં

સ્ફુરીને, સંપ્રદાન કર્યું હતું. અને ઋષિઓએ તે પરમાત્મદત્ત વિદ્યાને શિષ્ય તથા પુત્રની પરંપરા દ્વારા સમસ્ત ભૂમંડળમાં પ્રચલિત કરી છે. આ વિદ્યાની સંપ્રદાય પરંપરાનો ઉલ્લેખ કરતાં મુંડક ઉપનિષદ્‌ના ઋષિ કહે છે કે હે માનવો! સમસ્ત બ્રહ્માંડને આંખના પલકારામાં છતું કરવાનું જેનામાં અદ્‌ભુત સામર્થ્ય છે તે પરમાત્મા તમામ દેવોમાં=તમામ વિદ્વાનોમાં સૌથી મુખ્ય દેવ છે=સર્વશ્રેષ્ઠ વિદ્વાન છે. કેમકે તે સર્વજ્ઞ છે. દુન્યવી વિદ્વાનો યોગબળ વત્તા ઇશ્વરાનુગ્રહથી સર્વજ્ઞકલ્પ થઇ શકે છે. પણ સર્વજ્ઞતા તો પરમાત્માની જ છે. આથી તે સૌ દેવોમાં પ્રધાન છે. તો જે પરમાત્મા સૃષ્ટિના ઉત્પાદક છે અને વિદ્વાનોમાં અગ્રેસર છે, જે વિશ્વનો કર્તા છે અને નિર્મિત વિશ્વનો ગોપ્તા=રક્ષક છે તે બ્રહ્માએ–તે પરમાત્માએ, પોતાના જ્યેષ્ઠ પુત્ર નામે અથર્વાને બ્રહ્મવિદ્યા કહી. અર્થાત્ વિશ્વકર્તા, વિશ્વભર્તા અને વિશ્વગોપ્તા તથા વિશ્વસંહર્તા પરમાત્માએ આ અધ્યાત્મવિદ્યા કોઇક કાળે પ્રસન્ન થઇને પોતાના સૌથી લાયક-જ્યેષ્ઠ અથર્વા નામના ઋષિપુત્રને કહી. એ બ્રહ્મવિદ્યા કેવી છે? સર્વવિદ્યા પ્રતિષ્ઠા છે. આ શબ્દ બે રીતે સમજાવી શકાય એવો છે. તમામ વિદ્યાઓની જે પ્રતિષ્ઠા છે એટલે કે દુનિયાની બીજી તમામ વિદ્યાઓનો જે આધાર છે એવી વિદ્યા. આત્મવિદ્યા એ સૌ વિદ્યાની પ્રતિષ્ઠા જ છે કેમકે આત્માની જે વિદ્યામાંથી બાદબાકી હોય તે વિદ્યા નિષ્પ્રાણ છે. આત્મા એ દુનિયાનો આધાર હોઇને તેને લગતી વિદ્યા એ તમામ વિદ્યાઓનો આધાર છે, કેમકે ઇતર વિદ્યાઓને પણ, નદીઓને જેમ સમુદ્રમાં મળ્યે જ છૂટકો છે તેમ આત્મવિદ્યામાં પર્યવસિત થયે જ છૂટકો છે. આથી જ ભગવાને જાતે "अध्यात्मविद्या विद्यानां" કહીને અધ્યાત્મવિદ્યાને પોતાની વિભૂતિ તરીકે સ્થાપિત કરી છે. આ શબ્દનો બીજો અર્થ નીચે મુજબ થાય. અધ્યાત્મવિદ્યા સર્વવિદ્યાઓથી પ્રતિષ્ઠાવાળી છે. પ્રતિષ્ઠાવાળી છે એટલે કે આબરૂવાળી છે. જે માણસ અધ્યાત્મવિદ્યા જાણવા ઇચ્છે છે તેને તે વિદ્યાની પૂરક તરીકે ઇતર વિદ્યાઓ જાણવી જ પડે છે. કેમકે અધ્યાત્મ શબ્દના ત્રણ અર્થો શાસ્ત્ર સ્વીકૃત છે. ચેતન આત્માને લગતી વિદ્યા, ચિત્તરૂપી આત્માને લગતી વિદ્યા અને શરીરરૂપી આત્માને લગતી વિદ્યા. અર્થાત્ શરીર, મન અને આત્માને લગતી વિદ્યા એ અધ્યાત્મવિદ્યા છે. ઉપનિષદ્‌વિદ્યા મુખ્યત્વે ચેતન આત્માને લગતી વિદ્યા છે. પણ ચેતન આત્માને પમાડનારી અધ્યાત્મવિદ્યા ત્યાં સુધી પ્રસન્ન નથી થતી જ્યાં સુધી શરીર અને ચિત્તને લગતી વિદ્યા પ્રસન્ન ન હોય. અને શરીર અને ચિત્તને લગતી વિદ્યામાં સંસારની તમામ વિદ્યાઓ સમાઇ જાય છે. આમ આ બન્ને અર્થો ઉચિત છે. તો હે મનુષ્યો! પરમાત્માએ

સ્વયં ઋષિહૃદયમાં સ્ફુરાવેલી આ વિદ્યાનું આપ જતન કરો. જો આપ તેનું જતન કરશો તો વખત આવ્યે આપનું તે જતન કરશે. ॥ ૧ ॥

**अथर्वणे यां प्रवदेत ब्रह्मा, अथर्वा तां पुरा उवाच अंगिरे ब्रह्मविद्याम् । स भारद्वाजाय सत्यवाहाय प्राह, भारद्वाजो अंगिरसे परावराम् ॥ २ ॥**

ब्रह्मा=બ્રહ્માએ यां=જે વિદ્યા अथर्वणे=અથર્વાને प्रवदेत=કહી હતી तां=તે ब्रह्मविद्या=બ્રહ્મવિદ્યા अथर्वा=અથર્વાએ पुरा=પહેલાં अंगिरे=અંગીને उवाच=કહી. सः=તે અંગીએ भारद्वाजायसत्यवाहाय=ભરદ્વાજગોત્રી સત્યવાહને प्राह=કરી. भारद्वाज=ભારદ્વાજ सत्यवाहे તે परावरा=પરંપરાથી–આગલાથી પાછળનામાં આવેલી બ્રહ્મવિદ્યા अंगिरसे=અંગિરાને કહી.

બ્રહ્માએ જે વિદ્યા અથર્વાને કહી હતી તે બ્રહ્મવિદ્યા અથર્વાએ પહેલાં અંગીને કહી. તે અંગીએ ભરદ્વાજગોત્રી સત્યવાહને કહી. ભારદ્વાજ સત્યવાહે તે પરંપરા પ્રાપ્ત બ્રહ્મવિદ્યા અંગિરાને કહી. ॥ ૨ ॥

આમ આત્મવિદ્યાના મૂળ આચાર્ય પરમાત્મા છે. આથી પરમાત્મ દત્તવિદ્યામાં સંશય કે વિપર્યય નથી એ અર્થાત્ જ સિદ્ધ થાય છે. અલ્પજ્ઞ મનુષ્યનું દર્શન આવૃત હોઇ શકે. સર્વજ્ઞ પરમાત્માનું નહિ. તો પરમાત્માએ દીધેલી એ આત્મવિદ્યા અથર્વાએ કોને આપી ? તો કહે છે કે આ અધ્યાત્મ વિદ્યા અથર્વાએ અંગી નામના યોગ્ય અધિકારી ઋષિને કહી. અને અંગીએ તે ભરદ્વાજગોત્રી સત્યવાહ નામના ઋષિને આપી. અને સત્યવાહે તે પરાવર– એટલે કે આગલાથી પાછળનાની પાસે આવેલી એટલે કે પરંપરાપ્રાપ્ત બ્રહ્મવિદ્યા અંગિરા નામના ઋષિને કહી. આમ આ વિદ્યા પરમર્ષિ પરમાત્મા દ્વારા મહર્ષિઓને મળી છે. અને મહર્ષિઓએ સર્વભૂતના કલ્યાણ અર્થે તેને ભૂમંડલમાં અવિરલ પ્રચારવાળી કરી છે. આમ દીર્ઘઉદ્યોગ અને આયાસથી પરંપરાએ મળેલી, આ વિદ્યાઓની પ્રતિષ્ઠારૂપ રત્નવિદ્યા–રાજગુહ્યવિદ્યા–રાજ-વિદ્યાને મનુષ્યોએ ભણવી જોઇએ અને તેમાંથી પોતાનું શ્રેય દોહવું જોઇએ એવો આ પરંપરા દર્શનનો ધ્વનિ છે. ॥ ૨ ॥

**शौनको ह वै महाशालः अंगिरसं विधिवद् उपसन्नः पप्रच्छः– कस्मिन् नु भगवो ! विज्ञाते सर्वं इदं विज्ञातं भवति, इति ॥३॥**

ह=પ્રસિદ્ધ महाशाल:=મહાગૃહસ્થ-મહાકુટુંબી शौनकः=શૌનક वै=નિશ્ચય विधिवद्=શાસ્ત્રીય વિધિ અનુસાર, अंगिरसं=અંગિરાની उपसन्नः=પાસે પહોંચ્યો અને इति=આમ पप्रच्छ=પૂછ્યું. भगवः=હે ભગવન્! कस्मिन्=કોને विज्ञाते=જાણતાં नु=નિઃસન્દેહ इदंसर्वं=આ બધું विज्ञातं=જાણેલું भवति=થાય છે? ॥૩॥

પ્રસિદ્ધ મહાગૃહસ્થ શૌનક નિશ્ચય શાસ્ત્રીય વિધિ અનુસાર અંગિરાની પાસે પહોંચ્યો અને એમ પૂછ્યું કે "હે ભગવન્! કોને જાણતાં નિશ્ચય આ બધું જાણેલું થાય છે?" ॥ ૩ ॥

આમ પરમાત્મા સત્યવિદ્યાનું મૂળ છે અને તેમના અનુગ્રહથી ઋષિઓને તેની પ્રાપ્તિ થઈ છે એમ બનાવ્યું. હવે અંગિરાને મળેલી આ વિદ્યા કઈ છે? અને એ કેવી રીતે સંસારમાં પ્રચલિત થઈ તે વાતને ગુરૂશિષ્યની આખ્યાયિકા દ્વારા બતાવતાં ભગવતી શ્રુતિ કહે છે કે શૌનક નામના એક મહર્ષિ હતા. તે પ્રસિદ્ધ હતા. કેમકે તે મહાગૃહસ્થ હતા. ગૃહસ્થધર્મનું જે વિધિપૂર્વક પાલન કરે છે અને ગૃહસ્થાશ્રમની અનેક અગ્નિપરીક્ષાઓમાંથી જે અણિશુદ્ધ પસાર થાય છે તેને તે આશ્રમના ધર્મપાલનના અનિવાર્ય ફળરૂપે પ્રસિદ્ધિ મળે છે. શૌનક મહર્ષિ એવા પુણ્યશ્લોક-પવિત્ર કીર્તિવાળા હતા. પણ સૌથી મહાગૃહસ્થ તો પરમાત્મા જ રહ્યા. એને જાણ્યા વગર જીવને શાતા ક્યાંથી વળે? ભગવાનને જાણ્યા સિવાય અને ભજ્યા સિવાય જીવને જો શાતા વળતી હોય તો તો પછી આંધળો પણ માળા પરોવી શકે! અને લંગડો પણ ચાલી શકે! જીવની કૃતાર્થતા શિવદર્શનમાં છે. આથી યદ્યાપિ શૌનક મહાગૃહસ્થ હતા છતાં તેમને હૃદયમાં પરમાત્મજ્ઞાનમાંથી ઉપજતી નિષ્કારણ અને પ્રસન્ન તથા સમૃદ્ધ શાન્તિ નહતી. આથી તેઓ તે યુગમાં બ્રહ્મવિદ્યાના આચાર્ય અને આપ્ત-બ્રહ્મસંપદ્ ઋષિ અંગિરાની પાસે શાસ્ત્રીય વિધિપૂર્વક એટલે કે શિષ્યભાવી આત્મા લઇને પહોંચ્યા. તેમને પ્રણામ કર્યા. તેમની યથાશક્તિ સેવા કરી અને પ્રણામ અને સેવા પછી, પ્રશ્ન પૂછવાનો અધિકાર મળતો હોવાથી, તે નમ્રતમ અને મહાશય શૌનક ઋષિએ અંગિરાની સમક્ષ એક ગંભીરતમ હૃદય વલોવતો પ્રશ્ન પૂછયો કે હે ભગવન્! કોને જાણવાથી એની મેળે જ આ બધું જણાઇ જાય છે? અર્થાત્ હે ભગવન્! કૃપા કરીને એ બતાવો કે જેને જાણવાથી ન જાણેલું બધું એની મેળે જણાઇ જાય! દુનિયાની તમામ વસ્તુઓનું જ્ઞાન મેળવતાં તો આ અલ્પજીવન ખૂટી જાય! મનુષ્યને માટે રાત થોડી છે અને વેષ ઘણા છે. એટલે એને મળેલા પ્રભુદત્ત

સમયમાં એવું શું એક જાણવા જેવું છે કે એક જાણવાથી જીવનમાં કૃતાર્થતા આવે? જેમ હાથીના પગમાં સૌના પગનો સમાવેશ થઇ જાય છે, જેમ માટીનું તત્ત્વ જાણવાથી માટીની બનેલી તમામ વસ્તુ માટીનાં જ જુદાં જુદાં નામરૂપ છે એમ સમજાય છે, અગર તો સોનાનું તત્ત્વ જાણતાં સોનાનો જ જુદાંજુદાં નામરૂપે દાગીનાઓમાં આવિર્ભાવ છે એમ સમજાઇ જાય છે અને એ સમજાતાં નામરૂપનું મહત્ત્વ ટળી જઇ સોનાનું જ મૂલ્યાંકન કરતાં ઝવેરી શીખે છે તેમ આ અનન્ત નામરૂપે મોજુદ સૃષ્ટિ કયા એક તત્ત્વનો આવિર્ભાવ માત્ર છે-કયું એક કારણ સૃષ્ટિના જૂજવાં નામરૂપે વર્તમાન છે તે કૃપા કરીને બતાવો! અર્થાત્ હે ભગવન્! મારા હૃદયમાં સાચી જીજ્ઞાસા ઉપજી છે. મારે આ સૃષ્ટિના મૂળ કારણને જાણવું છે; તે એક જાણતાં આ તમામ નામરૂપ મારે માટે અગત્યનાં ન રહેતાં તે એક તત્ત્વનું જ યથાર્થ મૂલ્યાંકન રહેશે. તો કૃપા કરો અને કહો કે કઇ એક મૂળ ચીજ છે જે જાણતાં આ બધું જણાય-સમજાય તોયે ઠીક છે, ન સમજાય તોયે ઠીક છે. અર્થાત્ જાણવાની વસ્તુનો પાર નથી. તે બધીને જાણવાનો પ્રયત્ન કરવો એ મૂર્ખતા છે. એ જરુરી નથી. માણસ માટે બધું જાણવાની જરૂર નથી. જે એક જ જાણવા જેવું છે તે જો એ જાણે તો બસ છે. તો એક જાણવા જેવું શું છે? તે કૃપા કરીને જણાવો. ॥ ૩ ॥

**तस्मै स ह उवाच-द्वे विद्ये वेदितव्ये इति ह स्म यद् ब्रह्मविदो वदन्ति-परा च एव अपरा च ॥ ४ ॥**

तस्मै=તેને स=તે ह=પ્રસિદ્ધ અંગિરાએ उवाच=કહ્યું द्वे=બે विद्ये=વિદ્યા वेदितव्ये=જાણવા યોગ્ય છે. यद्=જે इति=આ ह=પ્રસિદ્ધ ब्रह्मविदः=બ્રહ્મને જાણનારા-બ્રહ્મવેત્તાઓ वदन्तिस्म=કહે છે-એક एव=નિશ્ચય परा=પરાવિદ્યા च=તથા च=બીજી अपरा=અપરાવિદ્યા. ॥ ૪ ॥

તેને તે પ્રસિદ્ધ અંગિરાએ કહ્યું-બે વિદ્યા જાણવા યોગ્ય છે જે આ પ્રસિદ્ધ બ્રહ્મવેત્તાઓ કહે છે-એક નિશ્ચય પરાવિદ્યા તથા બીજી અપરાવિદ્યા. ॥ ૪ ॥

આમ આગલા મન્ત્રમાં મહાકુટુમ્બી શૌનક ઋષિએ સૃષ્ટિના મૂળ કારણ વિષે પ્રશ્ન કર્યો. એવો કીમિયો પૂછ્યો કે જે કીમિઓ હાથ લાગતાં બધું જ હાથ લાગે. હવે શિષ્યના પ્રશ્નનો જવાબ વાળતાં ભગવાન અંગિરા વિદ્યા-સાચી વિદ્યા-સત્યજ્ઞાન કયું છે તે બતાવવા ભૂમિકા રચતાં કહે છે-કે હે પ્રિયદર્શન! તારો પ્રશ્ન ખૂબ જ ગૂઢ છે. આથી તારા મૂળ પ્રશ્નની સાથેજ

સંકળાયેલી એવી એક વાત તને કહી દઉં છું. એ વાત જાણી લીધા પછી જ તને તારા પ્રશ્નનો યોગ્ય ઉકેલ સમજાશે. હે પ્રિય! આ સંસારમાં બે વિદ્યાઓ સનાતનકાળથી જાણવા યોગ્ય છે. આવો બ્રહ્મવેત્તાઓનો એટલે કે વેદજ્ઞોનો નિશ્ચિત મત છે. એક પરાવિદ્યા અને બીજી અપરાવિદ્યા. પરા એટલે શ્રેષ્ઠ વિદ્યા. એટલે કે શ્રેષ્ઠ વસ્તુને લગતી વિદ્યા. સર્વશ્રેષ્ઠ ચીજ પરમપિતા પરમાત્મા છે. આથી પરાવિદ્યા એટલે પરમાત્માને લગતી વિદ્યા. અર્થાત્ પરમપિતા પરમાત્માનું સાક્ષાત્ જ્ઞાન થાય એવી વિદ્યા. ટૂંકમાં અનુભવ સ્વરૂપ બ્રહ્મજ્ઞાન એટલે પરાવિદ્યા. આ પરાવિદ્યાની તુલનામાં દુનિયાની બીજી તમામ વિદ્યાઓ એ અપરા છે-કનિષ્ઠ છે. અશ્રેષ્ઠ છે. કેમકે તેનો વિષય તુચ્છ છે. પરમાત્મા સિવાયના તમામ વિષયો પરમાત્માની તુલનાએ ક્ષુદ્રાતિક્ષુદ્ર છે. જેમ કોહીનૂરની આગળ કાચનો ટૂકડો મૂલ્યહીન છે તેમ પરમાત્માની સમક્ષ બીજા તમામ પદાર્થો મૂલ્યશૂન્ય છે. અને આથી જ પરમાત્મવિદ્યાની સરખામણીમાં બીજી તમામ વિદ્યાઓ પણ અવિદ્યાઓ જ છે. પ્રકૃતિ અને તેના કાર્યોને લગતું તત્ત્વજ્ઞાન પણ જો પરમાત્મામાં પર્યવસાન પામતું ન હોય તો તે પણ અવિદ્યાનું જ ચળકતું પાસું છે. આથી ઋષિ અહીં સીધો જવાબ ન દેતાં કહે છે કે બે વિદ્યાઓ જાણવા જેવી છે. બાકી શૌનકનો પ્રશ્ન તો મૂળ કારણના જ્ઞાન પરત્વે હતો. તેને મૂળ કારણ વિષે જ સીધું ઋષિએ કહેવું જોઈતું હતું. પરંતુ જ્યાં સુધી પરા અને અપરા એ બે પ્રકારના જ્ઞાનમાં અપરાવિદ્યા અવિદ્યા જ છે એમ ન સમજાય ત્યાં સુધી તેની વાક્જાળમાંથી છૂટવું મુશ્કેલ છે. અપરાવિદ્યાની જાળમાંથી ન છૂટાય ત્યાંસુધી પરાવિદ્યાની પ્રાપ્તિ દુર્લભ છે. અને પરાવિદ્યા એટલે જ મૂળ પ્રશ્નનો ઉત્તર છે. ॥ ૪ ॥

**तत्र अपरा—ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः, शिक्षा, कल्पो, व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषम् इति। अथ परा, यया तद् अक्षरं अधिगम्यते ॥ ५ ॥**

तत्र= તે બેમાં ऋग्वेदः.........ज्योतिषम्=ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છન્દ અને જ્યોતિષ इति=એ अपरा=અપરાવિદ્યા છે. अथ=અને परा=પરાવિદ્યા તે છે यया=જેના વડે तत्= તે अक्षरं=અક્ષર–અવિનાશી બ્રહ્મ अधिगम्यते=જણાય છે. ॥ ૫ ॥

તે બેમાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છન્દ અને જ્યોતિષ એ અપરાવિદ્યા છે. અને તે પરાવિદ્યા છે જેના વડે તે અક્ષર–અવિનાશી બ્રહ્મ જણાય છે. ॥ ૫ ॥

આમ આગલા મન્ત્રમાં પરા અને અપરા નામની બે વિદ્યાઓ છે એમ પ્રતિપાદિત કર્યું. કનિષ્ઠ હોઇને, મેળવીને ત્યાગવા જેવી અપરાવિદ્યાનું સ્વરૂપ આલેખતાં અને અંતે પરાવિદ્યાનો ઉલ્લેખ કરતાં આચાર્યદેવ કહે છે કે હે પ્રિયદર્શન! પરા અને અપરા નામની જે બે વિદ્યાઓનો મેં તારી સમક્ષ ઉલ્લેખ કર્યો છે તેમાંથી અપરા વિદ્યાનું સ્વરૂપ તને કહું છું. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ નામના જે ચાર વેદો છે. તે વેદો અને તે વેદોના અંગ તરીકે પ્રસિદ્ધ શિક્ષા–કલ્પ–વ્યાકરણ–નિરૂક્ત–છન્દ અને જ્યોતિષ એ છ અંગો આ અપરાવિદ્યા છે. અર્થાત્ સાંગવેદવિદ્યા એ અપરા વિદ્યા છે. અર્થાત્ ઋષિનો નિર્ણય ઉપરટપકે જોતાં તો ક્રાન્તિકારક અને આપણી શ્રદ્ધાને ફટકો મારી દે એવો લાગે છે. ઋગ્વેદ આદિ સાંગ વેદવિદ્યા તો આપણી અત્યંત પ્રામાણિક અને શ્રેષ્ઠ વિદ્યા છે. એના પાયા ઉપર તો સમસ્ત ભારતના અધ્યાત્મજ્ઞાનની ઇમારત ચણાઇ છે! અને અહીં તો ઋષિ એક જ વાક્યમાં એને પતાવી દે છે કે આ અપરા વિદ્યા છે–કનિષ્ઠવિદ્યા છે. એટલે કે અવિદ્યા જ સુન્દર સ્વાંગ સજીને વિદ્યારૂપે આવીને ખડી થાય છે! તો ઋષિના આ નિર્ણયનું રહસ્ય શું છે તે જાણવું–રહ્યું. કેમકે આવો નિર્ણય આપનાર પરંપરા પ્રાપ્ત બ્રહ્મવિદ્યાના મહર્ષિ છે. એના બોલમાં પ્રમાણિકતા હોવી જ રહી. નહિ તો લોકમાં અનાશ્વાસ-અવિશ્વાસનો પ્રસંગ આવે એટલે કે પ્રતિષ્ઠિત વ્યક્તિના વચનમાં અવિશ્વાસ મૂકવાનો પ્રસંગ પ્રાપ્ત થાય અને એ યોગ્ય નથી. ઋષિનો આવો નિર્ણય યોગ્ય જ છે. વેદાદિવિદ્યામાં ઇશ્વરપ્રાપ્તિ નથી. ઇશ્વરની પ્રાપ્તિ ઇશ્વરના અનુભવમાં છે. અને ઇશ્વિરાનુભવ ઇશ્વરાધીન છે. ઇશ્વિરની ઇચ્છા હોય તો તે પોતાનું સ્વરૂપ પોતાના જનની આગળ ખોલે! આમ પરમાત્માનો અનુભવ વેદાદિ સમંરત સાંગવિદ્યાના અધ્યયન અધ્યાપન વગેરેમાં નથી. વેદાદિવિદ્યા તો માર્ગદર્શક છે. આપણો ભોમિયો છે. પણ ઇશ્વરની પ્રાપ્તિ તો આપણી અધિકાર સંપત્તના ઉપચયમાં છે. એટલે કે મનુષ્યનો પ્રયત્ન પોતાની યોગ્યતાની વૃદ્ધિ કરવામાં હોવો જોઇએ. અને તે કરવામાં વેદાદિવિદ્યા અલબત્ત સહકારી-છે. પણ વેદાદિવિદ્યાને પરમાત્માની પ્રાપ્તિ સાથે એટલે કે પરમાત્માના અનુભવં સાથે બિલકુલ સીધો સંબંધ નથી. વિદ્વાન હોય એટલે કે શાસ્ત્રજ્ઞ હોય, તે ઇશ્વરજ્ઞ હોય જ એવો નિયમ નથી. અને અવિદ્વાન હોય –અશાસ્ત્રજ્ઞ હોય તે ઇશ્વિરાનુભવી નથી જ હોતો એવો રાજનિયમ નથી. ઉલટું એવું હોવાનો સંભવ છે કે કેવળ શાસ્ત્રજ્ઞ ઇશ્વરથી કરોડો ગાઉ દૂર પણ હોય અને શાસ્ત્રોનો કેવળ અજ્ઞપુરૂષ ઇશ્વરની ખૂબજ નજીક હોય. આ વિચિત્રતા સહેતુક છે. વિદ્વાન કે અવિદ્વાન-ઇશ્વરાનુભવ

માટે યોગ્યતાની આવશ્યકતા છે. અને એ યોગ્યતા પુરૂષાર્થની સાચી દિશા અને પ્રભુકૃપાથી જ આવે છે. દુનિયામાં પણ આપણે જોઇએ છીએ કે કોઇ રામકૃષ્ણ પરમહંસ દુન્યવી દ્રષ્ટિએ અતિઅજ્ઞ ! શાસ્ત્રજ્ઞાન-અરે અક્ષરજ્ઞાનથી પણ શૂન્ય ! છતાં ઇશ્વરનો ચોવીસે કલાક અનુભવ કરે છે અને વિદ્યાધુરીણ સ્વામી વિવેકાનન્દ જેવાને શિષ્ય બનાવી દે છે ! આથી ઋષિ અહીં વેદવિદ્યાની મહત્તા ઘટાડવા નથી માંગતા પણ વેદવિદ્યા જો અનુભવમાં ન પરિણમે તો તે વિદ્યા પણ ભારરૂપ છે અને પોપટ અને તેવા અનુભવીમાં ફેર નથી એવો કડવો પણ પરિણામમધુરો-સત્ય હોવાથી જ અતિમીઠો નિર્ણય ઋષિ આપી દે છે. વેદો તો પ્રસિદ્ધ છે. વેદોના યોગ્ય ઉચ્ચારણ માટે ઉદાત્તાદિસ્વર વગેરેને શિખવનારૂં શાસ્ત્ર તે શિક્ષા. વૈદિક યજ્ઞવિદ્યા શીખવનારૂં શાસ્ત્ર તે કલ્પ. પદ અને પદાર્થની અશુદ્ધિને દૂર કરી તેની શુદ્ધિ સાધનારૂં શાસ્ત્ર તે વ્યાકરણ, વૈદિક શબ્દોનું નિર્વચન-પૂર્ણ વ્યુત્પત્યાદિ બતાવનારૂં શાસ્ત્ર તે નિરુકત. અક્ષર અને માત્રાનો મેળ બતાવનારૂં-વેદના યથાપદ્ધતિ સ્વાધ્યાય માટે છંદાદિનું નિયમન અને જ્ઞાન આપનારૂં શાસ્ત્ર તે છન્દઃ શાસ્ત્ર. યજ્ઞયાગાદિ ક્રિયા માટે શોભનકાળનો નિર્ણય કરનારૂં શાસ્ત્ર તે જ્યોતિષ. આ છએ અંગો મળે ત્યારે ઋગાદિ વેદવિદ્યાનું સકલ અધ્યયન થાય છે. અંગવિકલ પુરૂષ જેમ પુરૂષાર્થ માટે અયોગ્ય છે તેમ અંગવિકલ વેદનું જ્ઞાન પુરૂષાર્થ ભ્રષ્ટ કરનારૂં થાય તો નવાઇ નહિ.

આ સાંગોપાંગ અપરાવિદ્યાને જાણવાનું ફળ શું ? વિવેકી માટે એટલું જ ફળ કે આ વિદ્યા જીવને બ્રહ્મલોક પર્યન્તનું વિષયસુખ જ આપે છે. કેમકે તેનો તેટલો જ અધિકાર છે. ખંડિયો રાજા, સ્વાધિકારથી વધુ, પ્રસન્ન થાય તો પણ આપી શકતો નથી, કેમકે તેમ કરવામાં તે અશક્ત છે. તેમ સાંગ વેદવિદ્યા બ્રહ્મલોક સુધીનું જ ફળ આપી શકે છે. પરમાત્માનું જે અક્ષય્ય, અવિનાશી, સ્વરૂપભૂત, નિત્ય, અખંડ, એકરસ, સુખ છે તે આપી શકતી નથી. આથી જાણકાર વિવેકી પુરૂષ વેદવિદ્યાને જાણી તે જ્ઞાનના બળે જ તેનો ત્યાગ કરે. અને ત્યાગ કર્યા બાદ પરાવિદ્યાના પ્રદેશમાં સંચરે એવો ઋષિનો ધ્વનિ છે. અને એ ધ્વનિ અથ શબ્દમાંથી નીકળે છે. અર્થાત્ શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર કરી તેને ત્યાગે. અને ત્યારબાદ પરબ્રહ્મને લગતું જ્ઞાન સંપાદન કરવા યત્નશીલ થાય. એ જ વાત કરતાં ઋષિ કહે છે કે ત્યારબાદ પેલી "પરાવિદ્યા" એટલું અધુ" કહીને જ પરાવિદ્યાનો વિષય નિર્ણીત કરતાં કહે છે યયા...गम्यते—જે પરાવિદ્યા દ્વારા પેલું અક્ષર તત્ત્વ પ્રાપ્ત થાય છે તે પરાવિદ્યા. તે પર

ઉપાસના મનુષ્ય કરે. તત્ સર્વનામ અપ્રત્યક્ષ–પરોક્ષ વસ્તુનું વાચક છે. 'તત્ અક્ષર' એટલે પેલું અપ્રત્યક્ષ–ન નાશ પામે એવું–અમૃત તત્ત્વ–એટલે કે સદા જીવત્ તત્ત્વ=પરમાત્મા. તેની પ્રાપ્તિ કરાવી આપનારી વિદ્યા, પ્રાપ્ત કરે. ॥ ૫ ॥

**यत् तत् अद्रेश्यं, अग्राह्यं, अगोत्रं, अवर्णं, अचक्षुःश्रोत्रं, तद् अपाणिपादम् । नित्यं, विभुं, सर्वगतं, सुसूक्ष्मं, तद् अव्ययं तद् भूतयोनिं परिपश्यन्ति धीराः ॥ ६ ॥**

यत्=જે तत्=તે अद्रेश्यं=જોવા યોગ્ય નથી–આંખથી દેખાય એમ નથી, अग्राह्यं=પકડવાને યોગ્ય નથી–હાથથી પકડાય એમ નથી. अगोत्रं=જેનો કોઇ વંશ નથી–अवर्णं=વર્ણ–જાતિ નથી. अचक्षुःश्रोत्रं=જેને નથી આંખ કે નથી કાન, तत्=જે તે अपाणिपादम्=હાથપગથી રહિત છે. नित्यं=નિત્ય છે विभुं= વિભુ–વ્યાપક છે, सर्वगतं=સૌની અંદર છે. सुसूक्ष्मं=અતિસૂક્ષ્મ છે तत्=તે अव्ययं=અવિનાશી છે तत्=તે भूतयोनिं=સમસ્ત ભૂતોનું–પદાર્થોનું કારણ છે તેને धीराः=બુદ્ધિમાનો परिपश्यन्ति=જુવે છે. ॥ ૬ ॥

જે તે અદ્રશ્ય, અગ્રાહ્ય, અગોત્ર, અવર્ણ છે, આંખકાનરહિત છે, જે હાથપગ-રહિત છે, નિત્ય, વ્યાપક, સર્વગત અને અતિસૂક્ષ્મ છે, તે અવિનાશી છે, તે સમસ્ત પદાર્થોનું કારણ છે. તેને બુદ્ધિમાનો જુવે છે. ॥ ૬ ॥

આગલા મન્ત્રમાં બે વિદ્યાનો ઉલ્લેખ કર્યો. તેમાં અપરાવિદ્યા એ જ્યાં સુધી પરમાત્માની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી વિદ્યાનો આભાસમાત્ર છે એમ પણ ઠેરવ્યું. મન્ત્રના અન્તિમ ભાગમાં પરાવિદ્યાનું લક્ષણ પણ આપ્યું જેનાથી પેલું અક્ષર તત્ત્વ પ્રાપ્ત થાય તે વિદ્યા તે પરાવિદ્યા. હવેના મંત્રમાં તે અક્ષર તત્ત્વને ઓળખાવનારાં કેટલાક વિશેષણો ઋષિ આપે છે. એ વિશેષણોથી વિશિષ્ટ પરમાત્માનું જ્ઞાન માણસ કેવી રીતે મેળવી શકે–કઇ સમજણથી પ્રાપ્ત કરી શકે. તે સૂચવતાં કહે છે કે હે પ્રિય દર્શન! મેં તને આગલા મન્ત્રમાં 'અક્ષર' તત્ત્વ તરીકે ઓળખાવ્યું તે અક્ષર=પરમાત્મ તત્ત્વ કેવું છે તે તું સાંભળ. તે તત્ત્વ આંખથી–ચર્મચક્ષુથી જોવાય એવું નથી. અર્થાત્ તે જ્ઞાનેન્દ્રિયોનો વિષય નથી; તે હાથથી પકડાઇ એવું નથી. અર્થાત્ તે કર્મેન્દ્રિયોનો વિષય નથી. તેનો કોઇ વંશ નથી. એટલે કે તે અક્ષર તત્ત્વને માબાપ નથી. પિતૃપરંપરા નથી. અર્થાત્ તે સ્વંભૂ છે અને

સર્વને જન્માવનાર હોઇ સૌનું મૂળ ગોત્ર છે. તેને વર્ણ નથી એટલે કે જાતિ કે રંગ નથી. અર્થાત્ તે અક્ષર તત્ત્વને મનુષ્યાદિ જાતિ નથી કે ધોળો પીળો રંગ-રૂપ-આકાર નથી. અર્થાત્ તે પરમાત્મા પ્રાણીએ પ્રાણીએ તે તે નામરૂપવાળા થઇને રહેલ હોવાથી તેને મૂળે મનુષ્યાદિ જાતિ નથી- આકાર નથી. તેને જેમ ઇતર પ્રાણીઓને જોવાની આંખ અને સાંભળવાના કાન છે તેમ આંખ કે કાન નથી, છતાં તે એક જ દ્રષ્ટા છે. સર્વસાક્ષી છે. તે એક જ પ્રાણીમાત્રના સાદને સાંભળે છે. તેને આપણી માફક હાથપગ નથી. પણ હાથપગની જે ક્રિયા તે ક્રિયાશક્તિ તેનામાં નિરતિશય છે. વિના હાથે તે સમસ્ત બ્રહ્માંડને હાથમાંના આંબળાની માફક ઝાલી રાખે છે. વિના પગે તે સ્થૂલસૂક્ષ્મ-સ્થાવરજંગમ સમસ્ત પ્રકૃતિમાં સંચરે છે, તે ઉપરાંત તે અક્ષરતત્ત્વ કૂટસ્થનિત્ય છે. એટલે કે ત્રિકાલાબાધિત એટલે કે સત્યનું પણ સત્ય છે. તે વિવિધ રીતે થનારૂં છે, એટલે કે વિભુ છે. અર્થાત્ સર્વરૂપે વર્તી રહ્યું છે. તે સર્વગત એટલે સર્વમાં ગયેલું એટલે અણુ અણુમાં પરિપૂર્ણ છે. તે સુસૂક્ષ્મ છે. પ્રકૃતિ અને તેનાં તમામ કાર્યો સ્થૂલ છે. કારણ દૃષ્ટિએ કાર્યોથી અતિસૂક્ષ્મ એવી પ્રકૃતિથી જીવાત્મા સૂક્ષ્મતર છે. એ સૂક્ષ્મતર જીવાત્માથી પણ સૂક્ષ્મ-બારીક-ઝીણો હોઇને પરમાત્મા-અક્ષર સુસૂક્ષ્મ છે. અર્થાત્ પરમાત્મતત્ત્વ સૌક્ષ્મ્યની અવધિ છે. તે અવિનાશી છે એટલે કે તેનો ગુણે કે ધર્મે નાશ નથી. તે અવ્યય છે. તે અક્ષર તત્ત્વને ધીર પુરુષો ભૂતયોનિ તરીકે જુવે છે. અર્થાત્ ઉપર વર્ણવ્યું તેવું જે અક્ષરતત્ત્વ છે તે ભૂતમાત્રની-પદાર્થમાત્રની યોનિ છે. એટલે કે સમસ્ત બ્રહ્માંડનું એક કારણ છે. આવું પરમાત્મતત્ત્વ ભૂતયોનિ છે એમ કોનો નિર્ણય છે.? ઋષિ કહે કે ધીર પુરુષોનો આ નિર્ણય છે. તેમનું દર્શન છે. ધીર એટલે આત્મનિષ્ઠમતિવાળા વિદ્વાનો. હે પ્રિય શિષ્ય ! આવાં અક્ષરતત્ત્વને લગતી જે વિદ્યા છે તેને તું પરાવિદ્યા જાણ. અર્થાત્ આ મન્ત્રમાં ઋષિએ એક કાંકરે અનેક પક્ષીએ માર્યાં છે. પહેલું તો પરમાત્મતત્ત્વ છે એટલે કે તેની 'अस्ति' પ્રતિપાદિત કરી છે. પ્રશ્ન એ છે કે જે વસ્તુ હોય તે વસ્તુ આપણને પ્રમાણો દ્વારા જણાવી જોઈએ. પરમાત્મા જો છે તો તે પણ જણાવા જોઇએ. પણ પરમાત્મા જણાતા નથી માટે તે ન હોવા જોઈએ એવી પ્રત્યક્ષમાની પુરુષની બુદ્ધિ થવા સંભવ છે. આથી ઋષિ અહીં કહે કે હે શિષ્ય !. તે પરમાત્મા છે પણ અદૃશ્ય છે. અગ્રાહ્ય છે. આપણી જ્ઞાનેન્દ્રિયો કે કર્મેન્દ્રિયોથી જે પકડાય તે જ વસ્તુ હોય છે એવો રાજનિયમ નથી. જ્ઞાનેન્દ્રિય કે કર્મેન્દ્રિયની યોગ્યતા ન હોવાથી તે પરમાત્માને સ્પર્શી શકતી નથી. આથી પરમાત્મા નથી એમ નથી.

પણ 'છે' એવા પરમાત્માને પકડવાની ઇન્દ્રિયોમાં યોગ્યતા ન હોવાથી, પરમાત્માને તે પકડી શકતી નથી. માટે ઋષિ અહીં અક્ષરતત્ત્વને 'અદ્રેષ્ય' અને 'અગ્રાહ્ય' કહે છે. 'અગોત્ર' 'અવર્ણ' 'નિત્ય' 'સર્વગત' 'સુસૂક્ષ્મ' અને 'અવ્યય' આ વિશેષણોમાં પરમાત્માની સ્વરૂપપીછાન છે. 'અચક્ષુઃશ્રોત્ર' અને 'અપાણિપાદ' એ એમાં તેના અદ્‌ભુત મહિમાનો નિર્દેશ છે. તે ભૂતયોનિ છે કહી શિષ્યના પ્રશ્નનો સીધો ઉત્તર ગુરુદેવે આપી દીધો છે. જે મનુષ્ય પરમાત્માને ભૂતયોનિ તરીકે ઓળખે છે તેને ઉપલાં તમામ વિશેષણો સમજાઇ જશે. અને આ વિશેષણો જેને હૃદયમાં સ્વાભાવિકભાવે સમજાઇ જાય છે તે સ્વયં 'ધીર' થાય છે. ॥ ૬॥

**यथा ऊर्णनाभिः सृजते गृह्णते च, यथा पृथिव्यां ओषधयः संभवन्ति। यथा सतः पुरुषात् केशलोमानि, तथा अक्षरात् संभवति इह विश्वम् ॥ ७ ॥**

यथा = જેમ ऊर्णनाभिः = કરોળીઓ તંતુઓને सृजते = ઉપજાવે છે–અંદરથી બહાર કાઢે છે, च=તથા गृह्णते=ગ્રહી લે છે–પોતાની અંદર સમેટી લે છે, यथा=જેમ पृथिव्यां=પૃથિવીમાં ओषधयः=ઓષધીઓ संभवन्ति=ઉપજે છે અને લીન થાય છે. यथा=જેમ सतः=જીવતા पुरुषात्=મનુષ્યમાંથી–મનુષ્ય શરીરમાંથી केशलोमानि=મસ્તકના વાળ તથા રુંવાટાં ઉપજે છે तथा = તેમ इह=અહીં–બ્રહ્માંડમાં જે કાંઇ છે તે विश्वं=સમસ્ત अक्षरात्=અવિનાશી બ્રહ્મમાંથી संभवति = ઉપજે છે. ॥ ७ ॥

જેમ કરોળીઓ તંતુઓને ઉપજાવે છે તથા પોતાની અંદર સમેટી લે છે, જેમ પૃથિવીમાં ઓષધિઓ ઉપજે છે અને લીન થાય છે, જેમ જીવતા મનુષ્યમાંથી મસ્તકના વાળો અને શરીરનાં રૂંવાટાં ઉપજે છે તેમ અહીં-બ્રહ્માંડમાં જે કાંઈ છે તે બધું-અવિનાશી બ્રહ્મમાંથી ઉપજે છે; ॥ ७ ॥

આમ આગલા મન્ત્રમાં પરાવિદ્યાનો વિષય કહ્યો. અને તે દ્વારા પરમાત્મ તત્ત્વની ઓળખ, તેની મહત્તા અને તેની સ્વરૂપનિષ્ઠા બતાવી. અને અંતે તે ભૂતયોનિ છે એમ નિર્ણીત કર્યું. હવે પરમાત્મા આ સૃષ્ટિને કેવી રીતે ઉપજાવે છે તે બતાવે છે. દૃષ્ટાન્તથી સિદ્ધાન્ત તરત સમજાય જાય છે. આથી લૌકિક છતાં અર્થદૃષ્ટિએ અલૌકિક દૃષ્ટાન્ત દ્વારા પરમાત્માનું ભૂતયોનિત્વ વર્ણવતાં ઋષિ કહે છે કે હે પ્રિય શિષ્ય! જેમ કરોળીઓ પોતાનામાંથી જ તંતુઓને ઉપજાવી જાળ પાથરે છે અને તેને પોતાની ઇચ્છા થાય ત્યારે

પોતાનામાં સમેટી લે છે, તેમ આ પરમાત્મા આ ત્રિગુણરૂપી તાંતણાઓને પોતાની ઇચ્છા થાય ત્યારે પોતાનામાંથી જ સરજાવી આ સંસારની સમસ્ત જાળ બીછાવે છે. અને જ્યારે તેની ઇચ્છા થાય ત્યારે તે પાથરેલી જાળને તે પોતાની ઇચ્છાથી પોતાનામાં જ સંહરી લે છે. અગર તો જેમ પૃથિવીમાં ઓષધિઓ ઉપજે છે અને તેમાં જ પાછી લીન થાય છે તેમ પરમાત્મામાં સૃષ્ટિ ઉપજે છે અને તેનામાં જ તે લીન થાય છે. અગર તો જેમ જીવતા પુરુષમાંથી એટલે કે જીવતાં શરીરમાંથી મસ્તકના વાળો અને રૂંવાટાં પેદા થાય છે તેમ અહીં જે કાંઇ વિશ્વ છે તે બધું સત્ અક્ષરમાંથી સંભવે છે. આ ત્રણે દૃષ્ટાન્તો સમજવા જેવાં છે. જેમ કરોળીઓ પોતાના શરીરમાંથી લાળો દ્વારા પોતાની ઇચ્છામાત્રથી જાળ બનાવે છે અને સ્વેચ્છાએ તેને સંહરે છે તેમ પરમાત્મા પોતાના પ્રકૃતિરૂપી શરીરમાંથી પોતાની અચિન્ત્ય શક્તિ દ્વારા કેવળ પોતાની ઇચ્છામાત્રથી આ સમસ્ત સંસાર જાળને પાથરે છે અને સંહરે છે. ઇશ્વરની સદિચ્છા સિવાય અને તેના અધ્યક્ષપણા સિવાય આ સૃષ્ટિની ઉત્પત્તિમાં બીજું કશું કારણ નથી. અર્થાત્ પરમાત્મા જ આ સૃષ્ટિનું પ્રકૃતિ દ્વારા ઉપાદાન કારણ છે. અને પ્રકૃતિ પરમાત્માથી જુદી નથી. પરમાત્માની જ સૃષ્ટિનિર્માણશક્તિને પ્રકૃતિ કહેવામાં આવે છે. આ સૃષ્ટિ નિર્માણની શક્તિ પરમાત્માની હોઇને–પરમાત્માને તાબે હોઇને, પરમાત્માના કેવળ સંકલ્પગર્ભ ઇક્ષણમાત્રથી સચરાચરને જન્માવે છે–ટકાવે છે. લીન કરે છે. આ છે પહેલા દૃષ્ટાન્તનું રહસ્ય. બીજા દૃષ્ટાન્તમાં કવિ કહે છે કે જેમ પૃથિવીમાં ઓષધિઓ તેમ પરમાત્મામાં વિશ્વ જન્મે છે. અર્થાત્ પ્રત્યેક ઓષધિ યદ્યપિ પોતપોતાના બીજમાંથી અંકુરિત થાય છે, પણ તેનો આધાર પૃથિવી છે તેમ યદ્યપિ સંસારની પ્રત્યેક વસ્તુ પોતાના કર્માદિ બીજમાંથી અંકુરિત થાય છે છતાં તે બધાનો આધાર પરમાત્મા છે. અર્થાત્ પહેલા દૃષ્ટાન્ત મુજબ ભગવાન સૃષ્ટિને પોતાની અચિન્ત્ય શક્તિથી જન્માવે છે અને સૃષ્ટિને જન્માવતી વેળા તે પરમાત્મા તે તે વસ્તુની અંકુરિત થવાની શક્તિને આધાર આપે છે. પરમાત્માના આધાર સિવાય સૃષ્ટિ થાય નહિ. અર્થાત્ જન્મેલી સૃષ્ટિ પરમાત્માને આધારે છે એવો ધ્વનિ છે. ત્રીજા દૃષ્ટાન્તમાં ઋષિ એમ કહેવા માગે છે કે જેમ જીવતા પુરુષને માથાના વાળ કે શરીરના રૂંવાં ઉપજાવવા માટે કોઇપણ પ્રકારની ખાસ મહેનત કરવી પડતી નથી. ફક્ત પોતાની સત્તાથી જ તે ઉગી નીકળે છે તેમ આ વિરાટ્ બ્રહ્માંડની ઉત્પત્તિમાં પરમાત્માને રજમાત્ર પણ આયાસ નથી. લીલામાત્રથી પરમાત્માએ પોતાની સત્તામાત્રથી એને જન્માવી છે. આમ આખા મન્ત્રનો નીચોડ અર્થ

એ થયો કે પરમાત્મા આ સૃષ્ટિનું નિમિત્ત તથા ઉપાદાન ઉભય પ્રકારનું કારણ છે. આ વાત ઊર્ણનાભિ=કરોળીઓ અને પૃથિવીના દ્રષ્ટાન્તથી સૂચિત છે. ઊર્ણનાભિનું દ્રષ્ટાન્ત ઊંડા વિચારને પરિણામે ઇશ્વરને નિમિત્ત કારણ બતાવે છે. પૃથિવીનું દ્રષ્ટાન્ત તેને ઉપાદાન તરીકે નિશ્ચિત કહે છે. અને છેલ્લું દ્રષ્ટાન્ત પરમાત્માની સર્વજ્ઞતા અને સર્વશક્તિમત્તા સૂચવે છે. અર્થાત્ પરમાત્મા છે. તે જગતનું કુંભારની માફક નિમિત્ત અને માટીની માફક ઉપાદાન કારણ છે. તેનામાં નિરતિશય જ્ઞાન અને ક્રિયાશક્તિ છે.

**तपसा चीयते ब्रह्म, ततः अन्नं अभिजायते । अन्नात् प्राणः, मनः सत्यं, लोकाः कर्मसु च अमृतम् ॥ ८ ॥**

આરંભમાં तपसा=તપથી-સૃષ્ટિસંકલ્પથી ब्रह्म=બ્રહ્મ-અક્ષરબ્રહ્મ चीयते=વૃદ્ધિને પ્રાપ્ત થાય છે-જાણે હર્ષથી ઉભરાઇને સૃષ્ટિ કરવા લાગે છે. ततः=તપોવૃદ્ધ બ્રહ્મથી अन्नं=ભોગ્યશક્તિ પ્રકૃતિ अभिजायते=ઉત્પન્ન થાય છે. अन्नात्=અન્ન-પ્રકૃતિમાંથી प्राणः=જીવન, मनः=મહત્તત્ત્વ सत्यं=ઇન્દ્રિયો અને તેમના વિષયો-સ્થૂલ સૂક્ષ્મભૂતો लोकाः=ત્રણે લોકો, કર્મ च=અને कर्मसु=કર્મો હોતાં अमृतम्=તેમનું અવશ્યભાવિફલ-સુખદુઃખ ઉપજે છે. ॥ ૮ ॥

આરંભમાં તપ-સૃષ્ટિસંકલ્પથી અક્ષરબ્રહ્મ વૃદ્ધિગત થાય છે. તપોવૃદ્ધ બ્રહ્મમાંથી ભોગ્યશક્તિ પ્રકૃતિ ઉપજે છે. પ્રકૃતિમાંથી પ્રાણશક્તિ, મહત્તત્વ, ઇન્દ્રિયો અને તેના સ્થૂલ સૂક્ષ્મ વિષયો. ત્રણે લોકો, કર્મ, અને કર્મના હોતાં તેમનું અવશ્યભાવિફલ-સુખ અને દુઃખ ઉપજે છે. ॥ ૮ ॥

આગલા મન્ત્રમાં પરમાત્મામાંથી આ વિશ્વ ઉપજે છે એમ કહ્યું. તો એ વિશ્વ કયા ક્રમે ઉપજે છે તે બતાવવું રહ્યું. અને વિશ્વસર્જન કરતાં પરમાત્માના હૃદયમાં શું થાય છે તે બતાવવું યોગ્ય છે. આથી ઋષિ કહે છે કે હે શિષ્ય! આ પરમાત્મા સૃષ્ટિના સર્જન પહેલાં તપ કરે છે. એટલે અતિશય ગંભીર વિચાર કરે છે. સર્જનમાત્ર વિચારનું અનુગામી છે. તેમાંયે આ સૃષ્ટિસર્જન તો ગભીરતમ વિચારમય તપ માંગે છે. સૃષ્ટિ એ પરમાત્માનો જ એક મૌલિક અને અદ્‌ભૂત વિચાર છે! આ તપ-ગભીર વિચારને જ 'સૃષ્ટિ સંકલ્પ' કહેવામાં આવે છે. ઋષિ કહે છે કે હે શિષ્ય! સૃષ્ટિકાળે પરમાત્મા સૃષ્ટિના સંકલ્પમાત્રથી વૃદ્ધિને પ્રાપ્ત થયા. અર્થાત્ બીજ જેમ અંકુરને કે પિતા જેમ પુત્રને ઉપજાવવા ઇચ્છતાં હર્ષથી પ્રફુલ્લિત થઈ જાય છે-મોદમયી

અવસ્થામાં આવી જાય છે તેમ જગતને ઉપજાવવા ઇચ્છતા પરમપિતા હર્ષિત થાય છે! અને તેમના આનન્દના અતિરેકમાંથી સૃષ્ટિ જન્મે છે. આમ તપોવૃદ્ધ પરમાત્મામાંથી અન્ન જન્મે છે એટલે કે ખાવા યોગ્ય-ભોગવવાયોગ્ય જડ પુરુષાર્થિની પ્રકૃતિ જન્મે છે. અને-પ્રકૃતિની પછી પ્રાણ જન્મે છે એટલે કે ક્રિયાશક્તિપ્રધાન જીવનનો આવિર્ભાવ થાય છે. ત્યારબાદ મનરૂપી મહત્તત્ત્વ=બુદ્ધિનો જન્મ થાય છે. તે ઉપરાંત સત્ય એટલે કે ઇન્દ્રિયો અને તેના વિષયો જન્મે છે. એ સ્થૂલ પંચમહાભૂતમાંથી સ્વર્ગ, મૃત્યુ અને પાતાળરૂપ ત્રણ લોકો અગર તો સાત્વિક રાજસ અને તામસ પ્રકૃતિપ્રધાન શરીરો જન્મે છે. શરીરને લીધે કર્મ જન્મે છે. અને કર્મમાં અમૃત જન્મે છે. અમૃત એટલે કર્મનું ફળ. તે જ્યાં સુધી ભોગવાય નહિ ત્યાં સુધી મરતું નથી. અને કર્મો હોય તો તેનું ફળ મળે જ. કેમકે ફળ વિના ભોગે ક્ષીણ થતું નથી. આથી અહીં અમૃત એટલે કર્મનું સુખદુઃખાદિ ફળ એવો અર્થ થાય છે. અર્થાત્ પરમાત્માના સૃષ્ટિસંકલ્પમાત્રે પ્રકૃતિ છતી થાય છે અને તેના ઇક્ષણથી જ સચરાચરને જન્માવે છે. પરમાત્માના વિચારવીર્યથી ગર્ભવતી થયેલી પ્રકૃતિ કુલવધૂની માફક સચરાચર વિશ્વને જન્માવે છે. ॥ ૮ ॥

**यः सर्वज्ञः सर्वविद्, यस्य ज्ञानमयं तपः । तस्माद् एतद् ब्रह्म नामरूपं अन्नं च जायते ॥ ९ ॥**

यः=જે सर्वज्ञः=સૌનો જાણકાર તથા सर्वविद्=સૌને સમજનાર છે यस्य=જેનું तपः=તપ ज्ञानमयं=કેવળ જ્ઞાન-સૃષ્ટિ સંકલ્પ છે. तस्मात्=તેમાંથી જ एतत्=આ नामरूपं=નામ-રૂપ ब्रह्म=બ્રહ્માંડ च=અને તે નામરૂપાત્મક બ્રહ્માંડનાં કારણરૂપ अन्नं=ભોગ્યશક્તિ પ્રકૃતિ जायते=ઉત્પન્ન થાય છે. ॥ ૯ ॥

જે સર્વજ્ઞ અને સર્વવિદ્ છે, જેનું તપ કેવળ જ્ઞાન છે, તેમાંથી જ આ નામરૂપાત્મક બ્રહ્માંડ અને તે બ્રહ્માંડના કારણરૂપ ભોગ્યશક્તિ પ્રકૃતિ ઉત્પન્ન થાય છે. ॥૯॥

ઉપર કહેલી વાતનો જ ઉપસંહાર કરતાં અક્ષરબ્રહ્મની સ્વરૂપપીછાન આપનાં ઋષિ કહે છે કે હે શિષ્ય! જે પરમાત્મા સર્વજ્ઞ છે, જે સર્વવિદ્ છે, જેનું તપ કેવળ જ્ઞાનમય છે, તેમાંથી જ આ નામરૂપાત્મક બ્રહ્મ=બ્રહ્માંડ તથા તે બ્રહ્માંડની જનેતા પ્રકૃતિ વ્યક્ત થાય છે. અર્થાત્ પરમાત્મા સર્વજ્ઞ છે એટલે કે સામાન્યપણે વસ્તુમાત્રને જાણનાર છે. એમના જ્ઞાનને આવરણ નથી. વળી તે સર્વવિદ્ એટલે વિશેષપણે તમામ ચરાચરને જાણનાર છે.

સામાન્ય અને વિશેષપણે સમસ્ત ચરાચરને અંતર્બહિઃ જાણવાની શક્તિ છે તે જ પરમાત્મા છે. આ પરમાત્માની સ્વાભાવિક શક્તિ છે. તે ઉપરાંત પરમાત્માનું સૃષ્ટિસંકલ્પરૂપ તપ=ઇક્ષણ=સૃષ્ટિ ઉપજાવવાનો વિચાર-કેવળ જ્ઞાનમય છે. અર્થાત્ તેનો સૃષ્ટિસંકલ્પ કેવળ નિર્દોષ છે. જેનો વિચાર જ્ઞાનમય હોય તે વિચારશુદ્ધિ નિર્દોષ અને નિર્મળ જ હશે. સૃષ્ટિ પરમાત્માનું તપ છે-વિચાર છે. આથી તેનો વિચાર પણ જ્ઞાનમય એટલે કે નિર્દોષ-શુદ્ધિ નિર્મળ છે. સૃષ્ટિમાં ક્યાંયે દોષ નથી. ક્યાંયે મલિનતા નથી. ક્યાંયે અશુદ્ધિ નથી. ફક્ત તેના રહસ્યને સમજનારામાં નિર્મળ દૃષ્ટિ જોઇએ. તો જે પરમાત્માનો સંકલ્પ કેવળ શુદ્ધ છે તેના જ સંકલ્પના પ્રતીકરૂપે નામરૂપાત્મક જગત છે. અને એ જગતનું પણ મૂળ કારણ સપરિવાર પ્રકૃતિ પરમાત્મામાંથી જ ઉદ્‌ભવે છે-પ્રકટ થાય છે. એ પરમાત્માને જાણવાનું સાધન તે પરાવિદ્યા છે. હે બેટા! આ પરમાત્માને લગતી વિદ્યાની તું ઉપાસના કર. આવો ગુરૂનો આદેશ અહીં છે. ॥ ૯ ॥

॥ इति प्रथममुण्डके प्रथमः खण्डः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

## अथ प्रथम मुण्डके द्वितीयः खण्डः

**तदू एतत् सत्यं-मन्त्रेषु कर्माणि कवयो यान्यपश्यन्, तानि त्रेतायां बहुधा सन्ततानि । तानि आचरथ नियतं सत्यकामाः ! एषः वः पन्थाः सुकृतस्य लोके ॥ १ ॥**

तत्=તે एतत्=આ सत्यं=સત્ય છે. मन्त्रेषु=વેદમન્ત્રોમાં यानि=જે कर्माणि=કર્મોને–અગ્નિહોત્રાદિ યજ્ઞોને, कवयः=ઋષિઓએ अपश्यन्=જોયાં–કર્તવ્ય તરીકે અનુભવ્યાં तानि=તે કર્મો त्रेतायां=ગાર્હપત્ય, અન્વાહાર્યપચન અને આહવનીય એ ત્રણ અગ્નિઓમાં बहुधा=અનેક પ્રકારે सन्ततानि=આચરવામાં આવે છે. सत्यकामाः=હે સત્યના–અક્ષરબ્રહ્મના–અભિલાષીઓ ! તમો नियतं=નિયમપૂર્વક तानि=તે કર્મોનું आचरथ=આચરણ કરો. एषः=એ જ सुकृतस्य=પુણ્યના लोके=લોકમાં લઈ જનારો वः=તમારો पन्थाः=રસ્તો છે. ॥ ૧ ॥

તે આ સત્ય છે. "વેદમન્ત્રોમાં જે કર્મોને ઋષિઓએ કર્તવ્ય તરીકે અનુભવ્યાં તે કર્મો ત્રણે અગ્નિઓમાં અનેક પ્રકારે આચરવામાં આવે છે. હે સત્યાભિલાષીઓ ! તમો નિયમપૂર્વક તે કર્મોનું આચરણ કરો. એ જ પુણ્યલોકમાં લઈ જનારો તમારો રસ્તો છે. ॥ ૧ ॥

પ્રથમ ખંડમાં એકના વિજ્ઞાને સમસ્તનું વિજ્ઞાન પૂછવામાં આવ્યું હતું. શૌનકને અંગિરાએ અત્યાર સુધી બે વિદ્યાઓનું પ્રતિપાદન કર્યું. તેમાં જે પરાવિદ્યા છે તે ઉપાદેય છે. અપરા છે તે પહેલાં ઉપાદેય અને પાછળથી હેય છે કેમકે અપરાવિદ્યા પણ છેવટે અવિદ્યા જ છે અને અવિદ્યાથી તો વિદ્યાનું ફળ પ્રાપ્ત થતું નથી. તો સાચી પરાવિદ્યાનો વિષય જે પરમાત્મા તે પરમાત્માની પ્રાપ્તિ માટે પુરુષે સ્વપુરુષાર્થને કેન્દ્રિત કરવો રહ્યો. પરમાત્માની પ્રાપ્તિ વિરાગાદિ સાધનો ઉપર અવલંબે છે. અને વિવેક વિરાગ વગેરે યથાર્થ સમજ અને તે સમજમાંથી જન્મતા વિષયદોષદર્શનમાંથી પ્રકટે છે. અને અભ્યાસ દ્વારા દૃઢ થાય છે. આથી હવેના ખંડમાં અપરા અને પરાવિદ્યાનો તુલનાત્મક વિચાર ઋષિ આરંભે છે. અને અપરાની ઉપાસના છેવટે સંસાર ભ્રમણમાં જ પરિણમતી હોવાથી કેવળ પરાવિદ્યાનું જ શરણું લેવા સૂચવે

આથી અપરાવિદ્યાના વિવેક વિચારનું પ્રકરણ આરંભતાં ઋષિ કહે છે કે સત્યકામ પુરુષો! અર્થાત્ હે સત્ય વસ્તુને જાણવાની અભિલાષાવાળા મનુષ્યો! અવિદ્યાની ઉદાર અવસ્થામાં આપને માટે નીચે બતાવેલી વાત સત્ય છે. કઈ વાત? તો વેદમન્ત્રોમાં ઋષિઓએ જે જે કર્મોને મનુષ્યો દ્વારા કર્તવ્ય તરીકે અનુભવ્યાં છે તે તમામ કર્મો અનેક રીતે ત્રણ અગ્નિઓમાં આચરવામાં આવે છે. અર્થાત્ વેદોએ જે જે અગ્નિહોત્ર વગેરે કર્મો આચરવા યોગ્ય કહ્યાં છે તે તમામ કર્મો અગ્નિસાધ્ય છે. મનુષ્યે પહેલાં તે કર્મોનું આચરણ કરવું રહ્યું. કેમકે તે કર્મો અવિદ્યાગ્રસ્ત મનુષ્યોને માટે ઉપકારક છે માટે હે સત્યાભિલાષીઓ! તે કર્મોનું આપ નિયમપૂર્વક આચરણ કરો. જે માણસ વેદવિહિત કર્મો કરે છે અને જે માણસ વેદવિહિત કર્મો કરતો નથી તે બેમાં પહેલો વધુ વખાણવાલાયક છે. કેમકે શાસ્ત્રે ફરમાવેલાં કર્મો પુણ્યની પગથી છે. તે માણસને ઓછામાં ઓછું લૌકિક ઐશ્વર્ય તો અપાવે છે. અને લૌકિક ઐશ્વર્ય પ્રાપ્ત કરવા જેવી ચીજ છે. એ ધર્મ અર્થ અને કામનું સાધક છે. આથી હે પુરુષો! વિદ્યાની ઉપાસનામાં જો આપ અશક્ત હો તો પછી આ પુણ્યપંથના તો આપ યાત્રી જરૂર થાઓ. એવો ઋષિનો આગ્રહ છે. કેમકે યદ્યપિ એ માર્ગે સાચો ઉદય ન હોય તો પણ પતન તો નથી જ. ॥ ૧ ॥

**यदा लेलायते ह्यर्चिः समिद्धे हव्यवाहने ।**
**तदाज्यभागावन्तरेणाहुतीः प्रतिपादयेत् श्रद्धया हुतम् ॥ २ ॥**

यदा=જ્યારે हव्यवाहने समिद्धे=પ્રજ્વલિત અગ્નિમાં अर्चिः=જ્વાલા लेलायते=ઉઠે तदा=ત્યારે हि=નિશ્ચય आज्यभागौ=બે ઘીનાં ભાગની अन्तरेण=વચમાં आहुतीः=આહુતિઓ प्रतिपादयेत्=યજમાન આપે. श्रद्धया=શ્રદ્ધાપૂર્વક हुतं=હવનીય દ્રવ્ય प्रतिपादयेत्=આપે. ॥ ૨ ॥

*જ્યારે પ્રજ્વલિત અગ્નિમાં જ્વાળાઓ પ્રકટે ત્યારે જ બે ઘીના ભાગની વચ્ચે આહુતિઓ આપે. શ્રદ્ધાથી હવનીય દ્રવ્યો સમર્પે. ॥ ૨ ॥*

ઉપલી જ વાતને વધુ સ્પષ્ટ કરે છે કે હે મનુષ્યો! તમો-યજમાનોએ અગ્નિ જ્યારે બરોબર પ્રજ્વલિત થાય અને તેની જ્વાળાઓ પ્રકટે ત્યારે એ ઘીના ભાગની વચ્ચે શ્રદ્ધાભક્તિપૂર્વક આહુતિઓ આપવી. અર્થાત્ અગ્નિહોત્રાદિ જે જે કર્મો તમે કરો તે શ્રદ્ધાથી કરો કેમકે કર્મભૂમિમાં શ્રદ્ધા મુખ્ય ચીજ છે. શ્રદ્ધાપૂર્વક કરેલું કર્મ વીર્યવત્તમ થાય છે. તો મનુષ્યે જે કાંઇ કરવું હોય તે શ્રદ્ધાથી કરવું. કેમકે શ્રદ્ધા જ સર્વત્ર ફળે છે. ॥ ૨ ॥

**यस्याग्निहोत्रं अदर्शं, अपौर्णमासं, अचातुर्मास्यं, अनाग्रयणं अतिथिवर्जंच । अहुतं, अवैश्वदेवं, अविधिनाहुतं, आसप्तमान् तस्य लोकान् हिनस्ति ॥ ३ ॥**

यस्य=જેનું अग्निहोत्रं=અગ્નિહોત્ર अदर्श०= =वर्जंच=દર્શ, પૌર્ણમાસ્ય, ચાતુર્માસ્ય, આગ્રયણ અને અતિથિ સિવાયનું છે તથા अहुतं=હોમશૂન્ય, अवैश्वदेवं=વૈશ્વદેવશૂન્ય તથા अविधिनाहुतं=વગર વિધિએ હોમેલું છે તે અગ્નિહોત્ર तस्य=તે યજમાનના आसप्तमान्=સાત લોક પર્યંતના लोकान्=લોકોને हिनस्ति= હણે છે. ॥ ૩ ॥

જેનું અગ્નિહોત્ર, દર્શ, પૌર્ણમાસ્ય, ચાતુર્માસ્ય, આગ્રયણ તથા અતિથિ શૂન્ય છે, તથા હોમ, વૈશ્વદેવશૂન્ય છે, વગર વિધિએ હોમેલું હોય છે તે અગ્નિહોત્ર તે યજમાનના સાત લોક સુધીના લોકોનો નાશ કરે છે. ॥ ૩ ॥

ઉપલા બે મન્ત્રોમાં વેદવિહિત કર્મો શ્રદ્ધાપૂર્વક માણસે કરવાં રહ્યાં. એ કર્મનું પ્રતિનિધિ અગ્નિહોત્ર છે. એટલે કે અગ્નિહોત્ર તો માત્ર પ્રતીક છે. હવે કર્મમાત્ર જો વિધિપૂર્વક કરવામાં ન આવ્યાં હોય તો તે ઇષ્ટ ફળ આપવાને બદલે અનિષ્ટ ફળ ઉપજાવે છે એમ પ્રતિપાદિત કરતાં કર્મના– કામ્યકર્મના આચરણમાં રહેલી ભય કરતા સૂચવે છે કે હે શૌનક! જે પુરુષનું અગ્નિહોત્રાદિ કામ્યકર્મ દર્શ, પૌર્ણમાસ્ય, ચાતુર્માસ્ય, આગ્રયણ, અતિથિ, હોમ તથા વૈશ્વદેવશૂન્ય છે વિધિવિરહિત છે તે કર્મ તે યજમાનના સાત લોક સુધીના લોકોનો નાશ કરે છે. અગ્નિહોત્રાદિ કર્મો યદ્યપિ કર્તવ્ય છે પણ તેમાં પુષ્કળ આયાસ છે. અને તેની વિધિને પણ યત્નપૂર્વક સંભાળવી પડે છે. નહિતર તેનું અણધાર્યું જ ફળ મળે છે એટલું અહીં સૂચવવા માંગે છે. અર્થાત્ કામ્યકર્મો ભયનિવારક નથી પણ ભયજનક છે આથી વિવેકી પુરુષે એવાં કામ્યકર્મોના તરફ નજર પણ ન કરવી એવો અહીં ધ્વનિ છે. અગ્નિહોત્ર નામનું કર્મ વૈદિકકાળમાં પ્રસિદ્ધ હતું. અત્યારે તેનો પ્રચાર વિરલ થઇ ગયો છે. તેમાં કાળે કાળે દર્શ–પૌર્ણમાસ્ય વગેરે કર્મો કરવાં પડે છે. એ કર્મોની વિધિ માટે માણસે ખૂબજ ખબરદાર રહેવું પડે છે. અને આટલી ખબરદારી છતાં તેમાં કર્મવૈગુણ્ય ઘણેભાગે થાય છે જ. એટલે કર્મનું ફળ ઇષ્ટાનિષ્ટ મિશ્રિત આવે છે. અને આથી જ–ઇષ્ટને બદલે અનિષ્ટ ફળ મળતું હોવાથી એ વિવેકીને માટે કર્તવ્ય નથી. અહીં પ્રકરણ વિવેકનું છે. ॥ ૩ ॥

**काली कराली च मनोजवा च सुलोहिता या च सुधूम्रवर्णा । स्फुलिंगिनी विश्वरूची च देवी लेलायमाना इति सप्तजिव्हाः ॥४॥**

काली=કાલી करालो=કરાલી च=એ બન્ને मनोजवा=મનોજવા च=તથા सुलोहिता=સુલોહિતા च=અને या=જે सुधूम्रवर्णा=સુધૂમ્રવર્ણા, स्फुलिंगिनी= સ્ફુલિંગિની च=અને विश्वरुची=વિશ્વરુચી, देवी=પ્રકાશમાન लेलायमाना=ધ્રૂજતી इति=એમ આ सप्तजिह्वाः=અગ્નિદેવની સાત જીભો છે. ॥ ૪ ॥

કાલી, કરાલી અને મનોજવા તથા સુલોહિતા અને જે સુધૂમ્રવર્ણા, સ્ફુલિંગિની અને વિશ્વરુચી આ સાત પ્રકાશવાન, ધ્રૂજતી, અગ્નિની જીભો છે. ॥ ૪ ॥

અગ્નિની સાત જીહ્વાઓને-અર્ચિઓનો સાત કાલી વગેરે નામોથી ઉલ્લેખ કરે છે, આ નામ માત્ર છે. એના ખાસ અર્થો નથી. ॥ ૪ ॥

**एतेषु य श्चरते भ्राजमानेषु यथाकालं चाहुतयो हि आददायन् ॥ तत् नयन्ति एताः सूर्यस्य रश्मयः यत्र देवानां पतिरेकोऽधिवासः ॥ ५ ॥**

च=અને एतेषु=આ भ्राजमानेषु=ઝળહળતી જ્વાલાઓમાં यः=જે યજમાન यथाकालं=યથા સમય हि=નિશ્ચય आहुतयः=આહુતિઓ आददायन्= આપતો चरते=અગ્નિહોત્રનું આચરણ કરે છે. तत्=તે યજમાનને આહુતિઓ एताः=આ सूर्यस्य=સૂર્યની रश्मयः=રશ્મિઓ સ્વરૂપ થઇને यत्र=જ્યાં देवानां= દેવોના एकः=મુખ્ય-પ્રધાન पतिः=સ્વામી अधिवासः=રહે છે ત્યાં नयन्ति=લઇ જાય છે. ॥ ૫ ॥

અને આ ઝળહળતી જ્વાલાઓમાં જે યજમાન નિશ્ચય યથાસમય આહુતિઓ સમર્પતો હોઈને અગ્નિહોત્ર આચરે છે તે યજમાનને તે આહુતિઓ આ સૂર્યની રશ્મિઓરૂપે થઈને જ્યાં દેવોના એક સ્વામી રહે છે ત્યાં લઈ જાય છે. ॥ ૫ ॥

ઉપર્યુક્ત જ્વાળાઓમાં યજમાન આહુતિ આપે છે એટલે કે અગ્નિના આશ્રયે જે જે કર્મો કરે છે તે બધાનું શું ફળ મળે છે તે બતાવતાં કહે છે કે હે પ્રિયદર્શન ! કાલી કરાલી વગેરે જે ઝળહળતી સાત જ્વાળાઓ છે એ જ્વાળાઓમાં યથાસમય આહુતિ આપતો જે યજમાન અગ્નિહોત્રનું આચરણ કરે છે તે યજમાનને તે આહુતિઓ, સૂર્યરશ્મિરૂપ થઇને દેવોના રાજા ઇન્દ્રના લોકમાં-સ્વર્ગલોકમાં લઈ જાય છે. અર્થાત્ કામ્યકર્મોનું ફળ સ્વર્ગ છે. અને સ્વર્ગ વિવેકીને માટે પ્રાપ્ત કરવા જેવી ચીજ નથી. વિવેક તો અક્ષય્ય સુખ

માંગે છે. આથી જે વિનાશી સુખ છે તેની સાથે સાચો વિવેક સહિયારાં રાખતો નથી. અને મનુષ્ય તો મનુષ્ય હોઈને જ વિવેકી હોવો ઘટે. બુધ માણસ એવાં અવિવેકદૃષ્ટિએ રમણીય પણ વિચાર દૃષ્ટિએ ભયંકર, સ્વર્ગ સુખમાં રમતો નથી. જન્મમરણ જેના ગર્ભમાં છે તે ફળ તો આપાતરમણીય હોય તોય ત્યાજ્ય છે. કેમકે વિવેકનું એટલું જ તો ફળ છે. ॥ ૫ ॥

**'एहि एहि' इति तमाहुतयः सुवर्चसः सूर्यस्य रश्मिभिः यजमानं वहन्ति। प्रियां वाचं अभिवदन्त्यः अर्चयन्त्यः एषः वः पुण्यः सुकृतो ब्रह्मलोकः ॥ ६ ॥**

तं=તે यजमानं=યજમાનને एहि एहि="પધારો પધારો" इति=એવી प्रियां=મધુરી वाचं=વાણી अभिवदन्त्यः=બોલતી અને अर्चयन्त्यः=પૂજતી તથા एषः=આ वः=તમારો. पुण्यः=પુણ્ય सुकृतः=સત્કર્મકૃત ब्रह्मलोकः=બ્રહ્મલોક છે, એમ વદતી सुवर्चसः=તેજસ્વિની आहुतयः=આહુતિઓ सूर्यस्य=સૂર્યની रश्मिभिः=રશ્મિઓ દ્વારા वहन्ति=લઈ જાય છે. ॥ ૬ ॥

તે યજમાનને 'પધારો પધારો' 'આ આપનો પુણ્ય સત્કર્મકૃત બ્રહ્મલોક છે' એવી મધુરી-વાણી વદતી, તથા તેને પૂજતી એવી તેજસ્વિની આહુતિઓ સૂર્યકિરણો દ્વારા તેને લઈ જાય છે. ॥ ૬ ॥

અગ્નિમાં હોમેલી આહુતિઓ સૂર્યની રશ્મિઓ થાય છે એવી અહીં કલ્પના છે. અને તે આહુતિઓ સૂર્યરશ્મિ બની યજમાનને સ્વર્ગલોકમાં દોરી જાય છે. ઋષિ કાવ્યમય ભાષામાં એ વાતને વર્ણવતાં કહે છે કે હે શૌનક! કામ્યકર્મમાં રાચનારા એવા અવિવેકદગ્ધ યજમાનને તે આહુતિઓ સ્વર્ગમાં લઈ જાય છે. એવો યજમાન સ્વર્ગના દ્વારે પહોંચે છે ત્યારે દૂરથી આવેલા પરોણાનું જેમ ગૃહસ્થ માણસ મધુર વાણીથી સ્વાગત કરે છે તેમ આ આહુતિઓ તે યજમાનનું સ્વાગત કરે છે. તેને 'પધારો' 'પધારો' એમ પ્રિય વાણી સંભળાવે છે. તે આવેલા યજમાનની અર્ચના કરે છે. અને અંતે તે તેજસ્વિની આહુતિઓ તેને "આ આપનો પુણ્યસંચિત બ્રહ્મલોક છે–સ્વર્ગ છે" એમ બતાવે છે. અર્થાત્ કામ્યકર્મમાં રાચનાર મનુષ્ય લોભવિદ્ધ હોય છે. અને તેને કર્મના ફલની શ્રુતિ લોભાવે છે. અને જેમ બાળકને કોઈ ટીકડી આપી સોનાનું કડું છીનવી લે તેમ મોહરૂપી ચોર અવિવેકી મનુષ્ય-બાળકને સ્વર્ગરૂપી ટીકડી આપી વિવેકલભ્ય અક્ષય્ય સુખરૂપી સોનાનું કડું છીનવી લે

છે. લોભીઆ હોય ત્યાં ધૂતારા ભૂખે નથી મરતા એ સનાતન સત્યનો ઋષિ અહીં કાવ્યમય ભાષામાં ઉલ્લેખ કરે છે. આથી તો ઉલટું એમ જ સાબિત થાય છે કે મનુષ્યે મનુષ્ય હોઈને કામ-ક્રોધ-લોભ-મોહના પાશમાં ન આવતાં પોતાનું શ્રેયઃ શેમાં છે તે નક્કી કરી આ તમોદ્વારને છેવટને માટે બંધ કરી દેવું અને એ જ વાતને અલંકારિક ભાષામાં ઋષિ અહીં વર્ણવે છે. ॥ ૬ ॥

**प्लवा हि एते अदृढा यज्ञरूपाः अष्टादशोक्तं अवरं येषु कर्म ।**
**एतत् श्रेयः ये अभिनन्दन्ति मूढाः जरामृत्युं ते पुनः एवापयन्ति ॥७॥**

येषु=જેઓમાં अष्टादश=અઢાર પ્રકારનું अवरं=વિવેકી દ્રષ્ટિએ ન પસંદ કરવા યોગ્ય कर्म=કર્મ-યજ્ઞકર્મ उक्तं=કહેવાયેલું છે તે एते=આ यज्ञरूपाः=યજ્ઞ નામના प्लवाः=હોડકાંઓ हि=નિશ્ચય अदृढाः=સંસારસાગરને તરવામાં અશક્તિમાન-નબળાં-અમજબુત છે, ये=જે एतत्=આ श्रेयः=શ્રેયનું સાધન છે એમ अभिनन्दन्ति=માની મલકાય છે ते=તે मूढाः=અવિવેકીઓ एव=નિશ્ચય पुनरपि=ફરીથી પણ जरामृत्युं=જરા અને મરણને यन्ति=પામે છે. ॥ ૭ ॥

જે યજ્ઞોમાં અઢાર પ્રકારનાં વિવેક દ્રષ્ટિએ પસંદ કરવાને અયોગ્ય કર્મો કહેવામાં આવ્યાં છે તે આ યજ્ઞ નામના હોડકાંઓ સંસારસાગર તરવાને માટે અમજબુત-નિર્બળ સાધન છે. આથી જે 'આ યજ્ઞો શ્રેયઃ સાધન છે' એમ માનીને મલકાય છે તે મૂઢો નિશ્ચય વરંવાર જરામરણને પામે છે. ॥ ૭ ॥

હવે ઉપલી જ વાતને ઋષિ સ્પષ્ટ શબ્દોમાં સંભળાવે છે. હે સત્યકામ મનુષ્યો! આ યજ્ઞરૂપ હોડકાંઓ અદ્રઢ છે કે જે યજ્ઞોમાં અઢાર-સોલ ઋત્વિજો અને યજમાન તથા યજમાનપત્ની મળીને અઢાર દ્વારા થતું અવર કર્મ કહેવામાં આવ્યું છે. અર્થાત્ આ સંસારરૂપી મહાસમુદ્ર છે. એની પેલે પાર માણસે જવાનું છે. એ સંસારને તરવા માટે સમુદ્રની માફક હોડીઓ જોઇએ. જે મનુષ્યો કામ્યકર્મો જ અમોને આ સંસારમાંથી તારશે એવી શ્રદ્ધાવાળા છે તેઓ ભીંત ભૂલેલા છે. દયાપાત્ર છે. કેમકે આ કામ્યકર્મોરૂપી હોડકાંઓ સ્વયં અદ્રઢ છે-અમજબુત છે-નિર્બલ છે. સંસારરૂપી સમુદ્રને તરવામાં નિબંલ સાધન છે. કેમકે એ યજ્ઞોમાં-કામ્યકર્મોમાં જે કર્મ કહેવામાં આવ્યું છે તે વિવેકી દ્રષ્ટિએ અવર-કનિષ્ઠ છે. કામના, સંસારમાં ડૂબાડનારી ભયંકર 'વ્હેલ' નામની માછલી જેવી છે. જેણે સમુદ્ર તરવો હોય તે વ્હેલ માછલીની પીઠ ઉપર બેસે તો ક્યાંથી તરે? તેમ કામ્યકર્મોરૂપી વ્હેલ માછલી ઉપર જે માણસ આરૂઢ થાય, તે સંસારમાંથી કેવી રીતે તરે? આમ ઋષિ વિવેકીને

સ્પષ્ટ આદેશ કરે છે કે કામ્યકર્મોરૂપી હોડકાંઓ સંસારસમુદ્રને તરવાનું સાધન નથી. આમ છે છતાં જે મૂઢ પુરુષો 'આ જ શ્રેયઃ સાધન છે'–આ કામ્યકર્મો જ કલ્યાણનું સાધન છે એમ માનીને મલકાય છે તે જરા અને મોતથી યુક્ત સંસારમાં જ પાછા આવે છે. અર્થાત્ જેને તે તજવા માંગતા હતા તે જ જન્મમૃત્યુ તેમની સામે આવે છે. એટલે કે શ્રેયોદ્વારે તેવા પુરુષો જઇ શકતા નથી. આવા વિવેકરહિત પુરુષો દયનીય છે. અનુકમ્પ્ય છે. ટુંકમાં સંસારભીરુ મુમુક્ષુએ કામ્યકર્મોની રમણીય છતાં પરિણામભયંકર ચૂંગાલમાંથી સવેળા વિવેક વિચારે છૂટવું રહ્યું. ક્ષણિક સુખાભાસ અને અનન્ત દુઃખાનુભવ એ જ અવિવેકીને વારસામાં મળે છે. આથી અપરાવિદ્યાનો કામનામય આશ્રય, માણસને જન્મમરણના ચકરાવામાં નાંખે છે એટલું વિવેકી જાણે. ॥ ૭ ॥

**अविद्यायां अन्तरे वर्तमानाः स्वयं धीराः पण्डितं मन्यमानाः ॥**
**जंघन्यमानाः परियन्ति मूढाः अन्धेनैव नीयमानाः यथान्धाः ॥ ८ ॥**

अविद्यायां=અવિદ્યાની अन्तरे=મધ્યમાં वर्तमानाः=વર્તી રહેલા, स्वयं= જાતેજાતને धीराः=બુદ્ધિમાન માનનારા તથા पण्डितं मन्यमानाः=પંડિત માનનારા, यथा=જેમ अन्धेन=આંધળાથી एव=જ नीयमानाः=દોરાતા अन्धाः=આંધળાઓ તેમ તે जंघन्यमानाः=અટવાતા मूढाः=મૂર્ખો ભવારણ્યમાં परियन्ति=ચોમેર ભટકે છે. ॥ ૮ ॥

અવિદ્યામાં સ્થીપચી રહેલા, જાતેજાતને બુદ્ધિમાન અને પંડિત માનનારા, અટવાતા મૂઢ મનુષ્યો, આંધળાથી જ દોરાતા આંધળાઓની પેરે ભવારણ્યમાં ચોમેર ભટકે છે. ॥ ૮ ॥

આવા દયાપાત્રોની દયા ખાતાં આચાર્ય અંગિરા શૌનકને દયામય થઇને કહે છે કે હે પ્રિય શિષ્ય ! કામ્યકર્મોનો–અવિવેકનો મહિમા તું જોઈ લે ! ઉપર કહ્યા તેવા પુરુષો, યદ્યપિ તેઓ જાણતા નથી છતાં અવિદ્યામાં જ વર્તમાન–સ્થીપચી રહેલા હોય છે. જ્ઞાનમય સ્વરૂપમાં સ્થીપચી રહેવાને સરજાયેલો જીવ અજ્ઞાનમાં સ્થીપચી રહે એ કેવળ દયાપાત્ર વસ્તુ છે ! નન્દનવનમાં વિહરવાને સરજાયેલો જ્યારે નરકમાં જ ખવળે ત્યારે કોને શોક ન થાય ! આવા માણસો જાતેજાતને ધીર–બુદ્ધિમાન માને છે. મૂર્ખ પણ માને છે પોતાને બુદ્ધિમાન. પોતાને વિષે આવી મિથ્યાકલ્પના કરવી એ આત્માપરાધ છે ! અને આવી જાતની છેતરપીંડી પણ કેવળ દયનીય છે ! વળી તેવા પુરુષો એટલેથી જ અટકતા નથી. તેવાઓ જાતને પંડિત માને છે. પંડિત એટલે તો આત્મજ્ઞાની–

આત્મજ્ઞાની નથી છતાં આત્મજ્ઞાની છે એમ માની જગતને મનાવવા ઝંખે છે! આવી અપરાધની પરંપરામાં તેઓ રાચતા રહે છે. અને પરિણામે તો સત્ય જ આગળ આવતું હોવાથી જે જેવો હોય છે તેવો જ પ્રત્યક્ષ થાય છે! આવા મૂઢ-વિવેકી વિચારશૂન્ય મનુષ્યો અટવાય છે. ભવારણ્યમાં ચોમેર ભટકે છે! તેમના ભ્રમણને ઇતિ આવતી નથી! આવા મનુષ્યો આંધળાથી દોરાતા આંધળાઓના જેવા છે! જેમ આંધળો આંધળાને દોરે તો બન્નેનું ખાડામાં પતન થાય તેમ આવા મનુષ્યોથી દોરાતા મનુષ્યો પણ આંધળા છે. કેમકે મનુષ્યને તો વિવેકચક્ષુ હોવાં ઘટે! તે જેની પાસે નથી તે ચામડાની મોટી બે આંખ છતાં આંધળો છે! પરદર્શનમાં જે આંધળો તે છતી આંખે આંધળો છે અને તેવાનું ભવગર્તમાં પતન જ થાય છે! માટે હે શૌનક! તેવા અવિદ્યાગ્રસ્ત, સ્તબ્ધ, પંડિતંમન્ય, ભૂલા પડેલાની માફક ભટકતા, ભવારણ્યમાં ચોમેર ભમતા રહે છે. તેમને ગન્તવ્ય સ્થાનની પ્રાપ્તિ થતી નથી, ગન્તવ્ય માર્ગથી ભ્રષ્ટ થયેલ તેઓ ઘાંચીના બળદની માફક ચોમેર ઘૂમ્યાજ કરે છે! આવી છે સ્થિતિ અવિવેકીની. હે શૌનક! મનુષ્ય માત્રે આથી જ વિવેકી બનવું ઘટે! ॥ ૮ ॥

**अविद्यायां बहुधा वर्तमानाः वयं कृतार्थाः इति अभिमन्यन्ति बालाः। यत् कर्मिणः न प्रवेदयन्ति रागात् तेन आतुराः क्षीणलोकाः च्यवन्ते ॥ ९ ॥**

अविद्यायां=અવિદ્યામાં बहुधा=અનેક રીતે वर्तमानाः=વર્તી રહેલા बालाः= મૂઢો वयं=અમો कृतार्थाः=કૃતકૃત્ય છે इति=એમ अभिमन्यन्ति=દઢપણે માને છે. એ જ્ઞાનથી શૂન્ય થયેલા, कर्मिणः=કર્મ કરનારાઓ-કર્મીઓ, रागात्=પારલૌકિક વિષયો-સ્વર્ગીય પદાર્થોની તીવ્ર લાલસાથી यत्=કેમકે नप्रवेदयन्ति=તત્ત્વને જાણતા નથી तेन=તેથી જ્યારે તેમના क्षीणलोकाः=કર્મથી પ્રાપ્ત થયેલા લોકો ક્ષીણ થઇ જાય છે ત્યારે आतुराः=દુઃખી થયેલા તેઓ च्यवन्ते=ગબડી જાય છે. ॥૯॥

અવિદ્યામાં અનેક પ્રકારે વર્તી રહેલા મૂઢો "અમો કૃતાર્થ છીએ" એમ દઢપણે સમજી બેસે છે. એ જ્ઞાનશૂન્ય કર્મીઓ, વિષયોની તીવ્ર લાલસાને લઈને, કેમકે તત્ત્વને જાણતા નથી તેથી, કર્મથી પ્રાપ્ત થયેલા લોકો ક્ષીણ થતાં દુઃખી થતાં તેઓ નીચે ગબડે છે. ॥ ૯ ॥

આગલા મન્ત્રમાં ભવારણ્યમા, ભૂલા પડેલા અને ભટકતા મૂઢાત્માઓની કરૂણ કથની ઋષિએ કહી. એ જ કથનીને વધારે સ્પષ્ટ કરતાં ઉકતાર્થને દઢ

કરતાં ઋષિ કહે છે કે હે પ્રિય શિષ્ય શૌનક! હું તને આ કરુણ ઇતિહાસ ક્યાં સુધી સંભળાવું! જીવજાતનું જ્ઞાનદારિદ્ય જોઇને મારા હૃદયમાંથી કરુણાની ગંગાજમના ઝરપે છે. હે પ્રિય! અવિવેકી–મોહવિદ્ધ આત્માઓ અવિદ્યામાં અનેક પ્રકારે વર્તે છે. અવિદ્યાના–અજ્ઞાનના–ઊંધી–અવળચંડી સમજણના–મિથ્યા જ્ઞાનના અનન્ત રૂપો છે. અતત્ત્વમાં તત્ત્વ પ્રબોધ કરાવનારી આ અવિદ્યા અસ્મિતા રાગદ્વેષ ભય વગેરે અનેકરૂપે વિસ્તરેલી છે. એ અનેકરૂપ ધારિણી–જનમનવિવેકમારિણી–અને તત્ત્વજ્ઞાનહારિણી મહામાયાવિની અવિદ્યામાં એવા ભાનભૂલ્યા આત્માઓ રાત્રિંદિવા રચ્યાપચ્યા ચરે છે! હુંકાર–રાગ–દ્વેષ–ભયનાં અનન્ત રૂપો એટલે જ સંસાર છે. અવિદ્યાના આવાં અનેક રૂપો ઉપર મૂઢાત્મા જીવનભર આરૂઢ થયેલો હોય છે. આ એના પતનનું પહેલું પગથિયું છે. એમાંથી જ એને "અમે કૃતાર્થ છીએ" એવી ભ્રમણા પેદા થાય છે. કૃતાર્થતા શિવદર્શનમાં છે. પ્રભુચરણની પ્રાપ્તિમાં છે. દુન્યવી સિદ્ધિઓની અનર્ગલ પ્રાપ્તિમાં નથી. છતાં આવા મૂઢ પુરુષો પોતાની જાતને કૃતકૃત્ય માને છે! અહો! વ્હેમનો મહિમા! જીવનની ઉચ્ચતમ ભૂમિકા સમજવામાં નિષ્ફળ એવા આવા, મનુષ્યોમાં બાળકો, દયાપાત્ર, છે! હે શૌનક! આટલેથી જ આ પતતું નથી. આવા કામ્યકર્મમાં રચ્યાપચ્યા રહેલા માણસો રાગી હોય છે. એટલે કે સંસારના પદાર્થોના ભોગ માટે તીવ્રલાલસાવાળા હોય છે. આ રાગની તીવ્ર માત્રાથી ઘરાયેલા હોઇને તેમને તત્ત્વની–સત્યની સમજ પડતી નથી. રાગ આત્મજ્ઞાનનું મહાઆવરણ છે. આ રાગની નિરતિશય વૃદ્ધિને લઇને ફૂટેલાં વિવેક નેત્રવાળા તેવા પુરુષો, પોતાનાં કર્મનાં ફળરૂપ સ્વર્ગીય ભોગોથી ભરેલા લોકો, પુણ્યક્ષય થતાં, જ્યારે ક્ષીણ થઇ જાય છે ત્યારે ખેદદ દુઃખી થાય છે. કેમકે ભોગની પ્રાપ્તિના આનન્દ કરતાં ભોગની ક્ષીણતાની સન્ત અતિભયાનક હોય છે. આથી ક્ષીણપુણ્ય પુરુષો પહેલાં તો આતુર થાય છે. એટલે કે તીવ્ર યાતના ભોગવે છે. અને આ ભવરોગથી આતુર થયેલા તેવા પુરુષો અંતે ચ્યુત થાય છે, પરમપુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે! જીવગંગા જ્યારે વિવેકભ્રષ્ટ થાય ત્યારે તેનો શતધા વિનિપાત કોને કરુણા ન ઉપજાવે! ॥ ૯ ॥

**इष्टापूर्तं मन्यमाना वरिष्ठं नान्यत् श्रेयः वेदयन्ते प्रमूढाः ॥**
**नाकस्य पृष्ठे ते सुकृते अनुभूत्वा इमं लोकं हीनतरं वा विशन्ति ॥१०॥**

इष्टापूर्तं–ઇષ્ટ અને પૂર્તને જ वरिष्ठं–સૌથી શ્રેષ્ઠ मन्यमानाः–માનતા જે प्रमूढाः–મહામૂર્ખો अन्यत्–એ બેથી બીજું કોઈ श्रेयः–શ્રેયનું સુખનું

સાધન ન-નથી એમ વેદયન્તે-માને છે તે-તે નાકસ્ય પૃષ્ઠે-સ્વર્ગની પીઠ ઉપર સુકૃતે-પોતાનાં કર્મોને અનુભૂત્વા-ભોગવીને इमं-આ લોકં-મનુષ્ય શરીરને વા-અગર તો તેનાથી હીનતરં-વધુ નીચી-યોનિમાં વિશન્તિ-પ્રવેશે છે.

ઈષ્ટ તથા પૂર્ત કર્મોને જ સૌથી શ્રેષ્ઠ માનનારા જે મહામૂર્ખો તે બેથી ભિન્ન બીજું કોઈ શ્રેયનું સાધન નથી એમ સમજે છે, તે સ્વર્ગની પીઠ ઉપર પોતાના કર્મોને ભોગવીને આ મનુષ્યલોકમાં અગર તો તેનાથી હીનતર બીજા કોઈ લોકમાં પ્રવેશે છે. ॥ ૧૦ ॥

આગલા મન્ત્રમાં અવિદ્યાના અનન્તરૂપમાં વિચરનારા, કૃતાર્થતાની ભ્રમણાથી વીંધાયેલા, વિષયભોગલોલુપ, તત્ત્વદર્શનમાં આંધળા, ક્ષીણપુણ્ય, ભવરોગથી આતુર, કામ્યકર્મના કરનારા, મૂઢ બાળકોની કરૂણગતિ-પુરૂષાર્થમાંથી ચ્યુતિ ઋષિએ કહી. હવે એ પ્રકરણનો ઉપસંહાર કરતાં તેવા સાધનરહિત કનિષ્ઠ જીવોની અરમણીય ગતિ થાય છે એવો ઉલ્લેખ કરતાં જણાવે છે કે હે શૌનક! જે મનુષ્યો આ જગતમાં સકામભાવે ઇષ્ટ અને પૂર્તકર્મોને જ સર્વશ્રેષ્ઠ માને છે તે અત્યંત વિવેકશૂન્ય મનુષ્યો શ્રેયનું બીજું કશું સાધન નથી એવા દુરાગ્રહગ્રસ્ત થઈ જાય છે. અર્થાત્ યજ્ઞાદિકર્મો અને સમાજ હિતકારીકર્મો જે ફલાનુસંધાનથી કરે છે તેઓનું વિવેકનેત્ર સત્યદર્શન કરવામાં અસમર્થ થઈ જાય છે. તેમની સાચી સમજ બ્હેર મારી જાય છે. અને આથી તેમને જીવનનું સાચું શ્રેય શેમાં છે તે સૂઝતું નથી, અને આવા જીવોની જગતમાં બહુમતિ છે! આવા જીવનના સત્યમાર્ગથી વંચિત પુરૂષોને તેમના કર્મોનું ભાવનાનુકૂળ ફળ મળે છે, પણ તે ફળ અક્ષય્ય સુખદાયી નથી. તે ક્ષણજીવી છે. એજ વાત ઋષિ કહે છે કે તેવા અલ્પાત્માઓ સ્વર્ગની પીઠ ઉપર પોતાનાં કર્મો ભોગવે છે. અર્થાત્ તેમને તેમના પુણ્યકર્મના ફળરૂપ ભોગની પ્રાપ્તિ થાય છે. પણ ભોગમાં શાન્તિ જ નથી. ભવચક્રનું ભ્રમણ ભોગથી તો તીવ્રતર ગતિ પકડે છે! આથી એવા અશાન્ત-વિકારી-રાગદ્વેષના ગુલામ લોકો પુણ્યભોગને અંતે આ મનુષ્યશરીર અગર તો તેનાથી પણ નિકૃષ્ટ યોનિને પ્રાપ્ત થાય છે. અને જ્યાં સુધી કોઇપણ યોનિની પ્રાપ્તિ રહે છે ત્યાં સુધી તો આત્મા બંધનમાં છે! મુક્તાત્માનું સ્વરૂપભૂત સુખ તેવા બદ્ધાત્માઓને માટે ગંધર્વનગર સરખું-આકાશપુષ્પ-સમું જ રહે છે! આમ સાચાં સુખથી વંચિત અને સુખાભાસથી ઉપચિત પુરૂષો નીરોગી નથી! નીરોગી તો ફક્ત તે જ છે જેના જન્મમરણનું બીજ-અજ્ઞાન ભુંસાઇ જાય! અને આત્માના સમ્યક્દર્શન સિવાય અવિદ્યાની અંકુરિત થવાની જાતિ=જન્મ આયુ-ભોગ

આપવાની શક્તિ પલ્લવિત-પુષ્પિત અને ફલિત થાય જ, માટે હે પ્રિય શિષ્ય! તું આનો વિવેક કરી લેજે. ॥ ૧૦ ॥

**तपः श्रद्धे ये हि उपवसन्ति अरण्ये शान्ताः विद्वांसो भैक्षचर्यां चरन्तः। सूर्यद्वारेण ते विरजाः प्रयान्ति, यत्रामृतः स पुरुषो हि अव्ययात्मा ॥ ११ ॥**

हि-તથા ये-જેઓ तपःश्रद्धे-આશ્રમ-કર્મરૂપી તપને=ફ્લની કામનાને છોડી કેવલ કર્તવ્યબુદ્ધિથી આશ્રમકર્મને, તથા શ્રદ્ધાભક્તિપૂર્વક ઇશ્વરોપાસનાને उपवसन्ति-ઉપાસતા હોઇને-યથાવિધિ કરતા હોઇને ઘરોમાં રહે છે જેમકે भैक्षचर्यां चरन्तः-ભિક્ષાવૃત્તિનું આચરણ કરતા शान्ताः-વિષયોમાંથી નિવૃત્ત થયેલી ઇન્દ્રિયોવાળા विद्वांसः-વિદ્વાનો-વિદ્વાન સંન્યાસીઓ अरण्ये-અરણ્યમાં,= ગામની બહાર એકાન્ત સ્થાનમાં ते-તેઓ विरजाः-નિષ્પાપ થયેલા હોઇને ત્યાં सूर्यद्वारेण-સૂર્યને માર્ગે प्रयान्ति-જાય છે, यत्र-જ્યાં हि-નિઃસન્દેહ सः-તે अव्ययात्मा-અવિનાશી સ્વરૂપ अमृतः-અમૃત पुरुषः-પુરૂષ છે. ॥ ૧૧ ॥

અને જેઓ આશ્રમકર્મને તથા શ્રદ્ધાભક્તિપૂર્વક ઈશ્વરોપાસનાને આચરતા હોઈને, જેમ ભિક્ષાવૃત્તિ આચરનારા, જીતેન્દ્રિય વિદ્વાનો અરણ્યમાં રહે તેમ પોતાના ઘરમાં રહે છે, નિષ્પાપ થયેલા તેઓ સૂર્યને માર્ગે ત્યાં લઈ જાય છે જ્યાં નિશ્ચય તે અવિનાશી સ્વરૂપ અમૃત આત્મા છે. ॥ ૧૧ ॥

આમ દશમા મન્ત્ર સુધી ઋષિએ મૂઢાત્માઓનું જીવન-દર્શન વર્ણવ્યું. એ જીવન-દર્શનની અધન્યતા બતાવી. હવે જીવનની ધન્યતા,-જીવનની ભવ્યતા શેમાં રહેલી છે-અર્થાત્ શ્રેયઃસાધન કયું છે તે માર્ગનું સૂચન કરતાં કરૂણાનિલય આચાર્ય અંગિરા કહે છે કે શૌનક! અત્યાર સુધી કામનાવિદ્ધ કર્મોની ભયંકરતા તને મેં બતાવી. હવે જે પુરૂષ જીવનની શિવતા જોવા ચાહે છે તેણે કયો માર્ગ પસંદ કરવો તે કહું છું તે તું સાંભળ. જે મનુષ્યો પોતાના આશ્રમના કર્મોરૂપી તપને એટલે કે ફલબુદ્ધિને ત્યજી કેવળ કર્તવ્યબુદ્ધિથી પોતાનાં આશ્રમના કર્મોને તથા શ્રદ્ધાભક્તિપૂર્વક ઇશ્વરોપાસનાને કરતા હોઇને, જેમ ભિક્ષાવ્રતી, જીતેન્દ્રિય, વિદ્વાન સંન્યાસીઓ ગામની બહાર એકાન્ત સ્થળમાં રહે છે તેમ પોતાના ઘરમાં રહે છે તેઓ કાલક્રમે વિરજ થયેલ હોઈને સૂર્યના માર્ગે ત્યાં જાય છે જ્યાં પેલો અવિનાશી સ્વરૂપ અમૃત આત્મા છે. અર્થાત્ અહીં ઋષિ ત્રણ વાતો કહે છે. જે ગૃહસ્થો કર્તવ્યબુદ્ધિથી કર્તવ્યોને કરે અને શ્રદ્ધાભક્તિપૂર્વક ઇશ્વરને ઉપાસે તેમને પણ મુક્તિ મળે છે. તેઓએ પોતાનું જીવન સંન્યાસમય બનાવી દેવું રહ્યું. કેમકે સંન્યાસ બાહ્યચિન્હમાં નથી. રાગદ્વેષના ત્યાગમાં સંન્યાસ છે. રાગદ્વેષનો જેણે ત્યાગ

કર્યો છે તે ગૃહસ્થ પણ સંન્યાસી જ છે. આથી ઋષિ કહે છે કે જેમ શાન્ત=ઉપશાન્ત-ટરી ગયેલી-વિષયોમાંથી વિવેકને બળે કાબૂમાં આવેલી એટલે કે જીતાયેલી-ઇન્દ્રિયોવાળા, શાસ્ત્રના મર્મને જાણનારા વિદ્વાન સંન્યાસીઓ અપરિગ્રહવતી થઇને અરણ્યમાં રહે છે, તેમ જે ગૃહસ્થ જીતેન્દ્રિય થઇ વિદ્વત્તા પ્રાપ્ત કરી અપરિગ્રહી થઇને પોતાના ઘરમાં જ રહ્યો પોતાના આશ્રમને યોગ્ય જે કર્મો પોતાને ફાળે આવે તેને જો તે કર્તવ્યબુદ્ધિથી ફળાશા છોડીને કરે અને ભગવાનની સેવા કરે, તો તેને પણ જીવનનો ઉત્તમ મર્મ સમજાય છે. અર્થાત્ સંન્યાસીને જે ફળ મળે છે તે જ તેને પણ પ્રાપ્ત થાય છે! તેવો માણસ પહેલાં વિરજ થાય છે એટલે કે રજોગુણના કાર્યથી મુક્ત થાય છે. આમ તમોગુણ અને રજોગુણથી મુક્ત થયેલ કેવળ સત્ત્વમય થાય છે. અને સત્ત્વગુણ તો પ્રકાશમય અને નિર્મલ છે! આમ સત્ત્વગુણી થયેલ તે નિષ્પાપ થાય છે. અને પાપપુણ્યના સ્પર્શથી રહિત તેવો પુરુષ સૂર્યદ્વારે-એટલે કે સૂર્યના જેવા ચમકીલાં પાપપુણ્યદાહક આત્મજ્ઞાન દ્વારા જ્યાં પેલો અવ્યય અમૃત પુરુષ છે ત્યાં જાય છે! એટલે કે તેવા પુરુષને પોતાના હૃદયમાં રહેલા અવિનાશી અક્ષરબ્રહ્મનાં દર્શન થાય છે! અર્થાત્ મહત્તા આશ્રમની નથી સાધનસંપત્તિની છે! જે માણસ નિષ્કામ છે-શ્રદ્ધાભક્તિયુક્ત છે-ઉપશાન્ત ઇન્દ્રિયવાળો છે-વિદ્વાન છે અને અપરિગ્રહી છે તેવો માણસ વિરજ છે એટલે કે નિષ્પાપ છે. અને તેવો માણસ પછી ગૃહસ્થ હો કે સન્યાસી, મુક્તિનો અધિકારી છે. આથી વિવેકી પુરુષે આશ્રમની મહત્તા નથી જોવાની, સાધનસંપત્તિની સમૃદ્ધિની મહત્તા જોવાની છે! કેમકે ઇશપ્રાપ્તિ લાયકાતમાં છે, બાહ્યચિન્હોમાં નથી. ॥ ૧૧ ॥

**परीक्ष्य लोकान् कर्मचितान् ब्राह्मणः निर्वेदमायात्, नास्ति अकृतः कृतेन । तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥ १२ ॥**

कर्मचितान्-કર્મ દ્વારા પ્રાપ્ત થનારા लोकान्-લોકોની परीक्ष्य-પરીક્ષા કરીને-તેમની અનિત્યતા જાણીને ब्राह्मणः-વેદાદિ સમસ્ત વિદ્યાઓનો પારંગત વિદ્વાન निर्वेदं-વૈરાગ્યને आयात्-પ્રાપ્ત કરે, કેમકે अकृतः-ન કરાયેલ પરમાત્મા-અક્ષરબ્રહ્મ कृतेन-કરાયેલાં કર્મથી ન अस्ति-નથી જણાતા. तद्विज्ञानार्थं-તે અક્ષરબ્રહ્મના વિજ્ઞાન માટે सः-તે વિદ્વાન બ્રાહ્મણ समित्पाणिः-હાથમાં સમિધવાળો થઈ एव-નિ:સન્દેહ श्रोत्रियं-વેદવિદ્વાન અને ब्रह्मनिष्ठं-બ્રહ્મનિષ્ઠ गुरुं-ગુરુની अभिगच्छेत्-પાસે પહોંચે. ॥ ૧૨ ॥

કર્મથી સંચિત થનારા લોકોને પારખી બ્રાહ્મણ વૈરાગ્યને પ્રાપ્ત કરે કેમકે અકૃત પરમાત્મા કૃતકર્મથી જણાતો નથી. તે પરમાત્માના વિજ્ઞાનને માટે તે બ્રાહ્મણ સમિત્પાણિ થઈ નિશ્ચય શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુની પાસે પહોંચે. ॥ ૧૨ ॥

આગલા મન્ત્રમાં અવ્યય આત્માની ઓળખ કઈ સાધનસંપત્તિવાળાને થાય છે તે બતાવ્યું. એજ વાતને વિશેષ ખુલાસાથી ઋષિ કહે છે કે બ્રાહ્મણ કર્મપ્રાપ્ત લોકોને પારખી તેમાં નિર્વેદ પામે. કેમકે સ્વયંભૂ પરમાત્મા કરેલાં કર્મોથી જણાતો નથી. અર્થાત્ આ ચરણમાં ઋષિ ત્રણ વાત જણાવે છે. સાધનસંપત્તિએ બ્રાહ્મણ પુરૂષ કર્મ દ્વારા એટલે કે કર્મના ફળરૂપે પ્રાપ્ત થનાર લોકોની પરીક્ષા કરે. એટલે કે આ કર્મજન્ય લોકો સ્થાયી છે કે અસ્થાયી છે-નિત્ય છે કે અનિત્ય છે-સુખદાયી છે કે દુઃખગર્ભ સુખદાયી છે! જો તે પ્રમાણપૂર્વક વિચાર કરશે તો તેને સમજાશે કે આ સમસ્ત બ્રહ્માંડનું આધિપત્ય પણ ક્ષણસુખદાયી અને અનન્ત દુઃખ નોતરનારૂં છે! આથી વિવેકી બ્રાહ્મણ શરીરાદિની અનિત્યતાદિની પૂરી પરીક્ષા કરી શરીરાદિની પ્રાપ્તિ માટે વિરામ પામે. અર્થાત્ જ્યાં સુધી શરીરની પ્રાપ્તિ છે ત્યાં સુધી દુઃખની નિવૃત્તિ નથી-એમ સમજી દેવનું શરીર પ્રાપ્ત કરવા પણ ન ઇચ્છે! અર્થાત્ દૃષ્ટાદૃષ્ટ-જોયેલા ન જોયેલા-સાંભળેલા તમામ સ્થૂલસૂક્ષ્મ વિષયોની નીરસતા સમજી તેના ઉપરનો રસ સૂકવી નાંખે! વિરાગ પ્રાપ્ત કરે. તે જાણી લે કે પરમાત્મા અકૃત છે. એટલે કે કોઈપણ કર્મ દ્વારા કોઈનો કરેલો નથી. તે સ્વયંભૂ છે! આથી જ પરમાત્માનો પુત્ર પણ કોઈનો કરેલો જીવ ન થવો જોઈએ! શાને પોતાની અસલી શિવતા વિસારવી! આથી તેવા બ્રાહ્મણે સમજી લેવું કે સ્વયંભૂ પરમાત્મા કોઈપણ કૃતકર્મથી જણાતા નથી. આથી પ્રાપ્ત કર્મને કર્તવ્યબુદ્ધિથી કરી ઇશ્વિરમય થવા પ્રયત્ન કરવો. આમ વિરાગી અને પ્રમાણિક બ્રાહ્મણે વળી શું કરવું? તો ગુરૂ કહે છે કે હે શિષ્ય! ગુરૂ સિવાય પરમાત્મા જડતા નથી. આથી તેવા વિવેકવિરાગસંપન્ન, ગુણે બ્રાહ્મણ પુરૂષે, તે પરમાત્માની વિશેષ ઓળખ માટે ગુરૂ પાસે જ જવું. કેવા ગુરૂ પાસે?–તો શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ. આ બે વિશેષણો જેનામાં ન હોય તેની પાસે જવામાં પતનભય છે. આથી પરીક્ષક બ્રાહ્મણે ગુરૂની પણ આ લાયકાત જોવી. અને તેની પાસે સમિત્પાણિ એટલે શિષ્યભાવે જવું, અક્કડ થઇને નહિ. અર્થાત્ બ્રહ્મવિદ્યા જેમ શિષ્યની સાધનસંપત્તિના વિકાસની અપેક્ષા રાખે છે તેમ સદ્ગુરૂની પ્રપત્તિની પણ અપેક્ષા રાખે છે. તે ઉપરાંત નમ્રતાની પણ તે આશા રાખે છે. આવો સાધનસંપન્ન શિષ્ય શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ

ગુરુની પાસે શિષ્યભાવે જઈ જો તત્ત્વને ખોળે તો તે તત્ત્વ-પેલું અક્ષરબ્રહ્મ તેને લાધે છે. નહિ તો નહિ. ॥ ૧૨ ॥

**तस्मै स विद्वान् उपसन्नाय सम्यक् प्रशान्तचित्ताय-शमान्विताय। येन अक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् ॥१३॥**

सः-તે विद्वान्-શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુ तस्मै-તે सम्यक्-યથાવિધિ उपसन्नाय-પાસે આવેલા प्रशान्तचित्ताय-વિષયોમાંથી અત્યંત નિવૃત્ત થયેલા ચિત્તવાળા शमान्विताय-પૂરી શાન્તિવાળા બ્રાહ્મણને तत्त्वतः-યથાર્થ રૂપથી प्रोवाच-ઉપદેશ કરે येन-જેથી તેણે પોતે अक्षरंपुरुषं-અક્ષરબ્રહ્મ કે જે सत्यं-સત્ય તથા પરિપૂર્ણ છે, वेद-જાણ્યું છે. ॥ ૧૩ ॥

તે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુ, જે રીતે તેણે પોતે પરિપૂર્ણ અને સત્ય બ્રહ્મને જાણ્યું છે તે યથાર્થ રીતે, તે યથાવિધિ પાસે આવેલા, વૈરાગ્ય યુક્ત ચિત્તવાળા, પૂરી શાન્તિવાળા, બ્રાહ્મણને ઉપદેશ કરે. ॥ ૧૩ ॥

આમ ગુરુપસદન વિધિ કહી. કેમકે આત્મા ગુરુગમ્ય જ છે! હવે પ્રપન્ન શિષ્યને ગુરુએ શું કરવું તે બતાવતાં ઉપસંહાર કરે છે કે સૌમ્ય! તે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુએ, જે રીતે તેણે પોતે તે પરિપૂર્ણ અને સત્યબ્રહ્મને જાણ્યું હોય તે યથાર્થ રીત, યથાવિધિ પોતાની પાસે આવેલા, વિરાગી, શાન્ત બ્રાહ્મણ શિષ્યને ઉપદેશે. અર્થાત્ શાસ્ત્રજ્ઞ અને તત્ત્વનિષ્ઠ ગુરુએ પોતે જે રીતે શાસ્ત્રના સારરૂપ પરમાત્માનો અનુભવ કર્યો હોય તે રીતે શિષ્યને પણ અનુભવ કરવાને યોગ્ય માર્ગ બતાવવો. અર્થાત્ ગુરુએ પણ ચોરી ન રાખવી. યોગ્ય શિષ્યને હૃદય ખોલીને સત્યમાર્ગ બતાવવો. અર્થાત્ સમ્યક્ ઉપસદન-એટલે કે શિષ્યભાવે ગુરુનું શરણ. પ્રશાન્તચિત્તતા એટલે કે વિષયલોલુપતાથી

## ॥ अथ द्वितीयमुण्डके प्रथमः खण्डः ॥

**तदेतत् सत्यं-यथा सुदीप्तात् पावकाद् विस्फुलिंगाः**
**सहस्रशः प्रभवन्ते सरूपाः । तथा अक्षराद् विविधाः**
**सोम्य ! भावाः प्रजायन्ते तत्र चैव अपियन्ति ॥ १ ॥**

तत्–તે एतत्–આ सत्यं–સત્ય છે यथा–જેમ सुदीप्तात्–પ્રજ્વલિત पावकात्–અગ્નિમાંથી सरूपाः–એકસરખી सहस्रशः–હજારો विस्फुलिंगाः–ચિનગારીઓ प्रभवन्ते–ઉપજે છે तथा–તેમ सोम्य–હે સોમ્ય ! अक्षरात्–અક્ષર બ્રહ્મમાંથી विविधाः–અનેક પ્રકારના भावाः–ભાવો–પદાર્થો प्रजायन्ते–ઉપજે છે च–અને तत्र एव–તેમાં જ अपियन्ति–લીન થઈ જાય છે. ॥ ૧ ॥

તે આ સત્ય છે—જેમ પ્રજ્વલિત અગ્નિમાંથી એકસરખી હજારો ચિનગારીઓ ઉપજે છે તેમ હે સોમ્ય ! અક્ષર બ્રહ્મમાંથી અનેક પ્રકારના પદાર્થો ઉપજે છે અને તેમાં જ લય પામે છે. ॥ ૧ ॥

આગલા ગ્રન્થમાં પરાવિદ્યાની પ્રાપ્તિ માટે અધિકારી શિષ્યે ગુરુનું જ શરણું લેવું કેમકે પરમાત્માનું વિજ્ઞાન, સિવાય કે ગુરુકૃપા કદી થતું નથી–એવું વિધાન કર્યું. અને તેવા યોગ્ય શિષ્યને શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ ગુરુએ તત્ત્વતઃ બ્રહ્મવિદ્યા ઉપદેશની એમ પણ ભગવતિ શ્રુતિ માતાએ આદેશ કર્યો. હવેના ગ્રન્થમાં એ જ પરમાત્માનું વિજ્ઞાન ગુરુદેવ સુયોગ્ય શિષ્યને આપતાં વિસ્તારપૂર્વક પરમપિતા પરમાત્મામાંથી કેવી રીતે સૃષ્ટિ વિકસી તે બતાવે છે. અર્થાત્ અહીં રહસ્ય આ છે. વિવેકી મનુષ્યે અપરાવિદ્યાના ફલરૂપ બ્રહ્માદિસ્થાવરાન્ત યોનિની પ્રમાણપૂર્વક, હેયોપાદેય દ્રષ્ટિથી પરીક્ષા કરવી. તેમાં ભવચક્રના ભ્રમણમાંથી મુક્તિ ન હોવાને કારણે, ઉપેક્ષા કરવી. એટલે કે પરમવૈરાગ્યસંપન્ન થવું. વિવેકપૂર્વક વિચાર કરતાં દુનિયાની તમામ ચીજ પ્રીતિ કરવા અયોગ્ય છે એમ સમજાશે. એટલે તે બધીનો મનથી ત્યાગ જ આવીને ઉભો રહેશે. તે તમામમાં વિરાગ કેળવી ત્યાર બાદ જગતના પરમ કારણ પરમાત્મા કે જેમાંથી આ પુરાણી પ્રવૃત્તિ પ્રસરી છે તેને શોધવા. એ પરમાત્માને જાણવાથી કૃતકૃત્ય થવાય છે. આ દષ્ટિને લક્ષ્યમાં રાખી પરમાત્માના વિજ્ઞાન માટે ઉત્તરગ્રંથની પ્રવૃત્તિ છે. આચાર્યદેવ કહે છે કે હે શિષ્ય શૌનક! તે આ સત્ય છે. અર્થાત્

હવે હું તને જે કહેનાર છું તે કેવળ સત્ય છે. અને સત્ય છે માટે જ તો તેમાં શંકાને અવસર નથી. સત્ય વસ્તુમાં સન્દેહ નથી હોતો. ગુરૂદેવ કહે છે તે સત્ય આ છે. જેમ પ્રજ્વલિત અગ્નિમાંથી હજારો સરખાં રૂપવાળી ચિનગારીઓ ઉપજે છે તેમ હે પ્રિયદર્શન ! તે અક્ષરબ્રહ્મમાંથી અનેક ભાવો પ્રકટે છે. અને પ્રકટેલા તે ભાવો અંતે તેમાં જ વિલીન થાય છે. અર્થાત્ જેમ સારી પેઠે સળગતા અગ્નિમાંથી અગ્નિના જ ગુણધર્મવાળી હજારો ચિનગારીઓ નીપજે છે તેમ પરબ્રહ્મ પરમાત્મામાંથી પરમાત્માના જ ગુણધર્મવાળી હજારો-અસંખ્ય જીવરૂપી ચિનગારીઓ પ્રકટ થાય છે. અગ્નિનું દાહકત્વ અને પ્રકાશકત્વ જેમ ચિનગારીમાં પણ સ્વભાવતઃજ આવે છે તે પરમાત્માનું સચ્ચિન્મયત્વ પણ જીવમાં સ્વભાવતઃજ આવે છે. વળી જેમ અગ્નિમાંથી જ વિભૂતિ ઉપજે છે તેમ પરમાત્મામાંથી જ જગતરૂપી વિભૂતિ પણ ઉપજે છે. વિભૂતિમાં અગ્નિ નથી હોતો એમ નથી. વિભૂતિ-ભસ્મમાં જેમ અલક્ષ્યરૂપે અગ્નિ વિદ્યમાન હોય છે તેમ પ્રકૃતિ પર્યન્તના જડ પદાર્થોએ પરમાત્મારૂપી મહાઅગ્નિની વિભૂતિ જ છે એમાં પણ પરમાત્મા નથી એમ નથી. પણ અલક્ષ્ય સ્વરૂપે વર્તમાન જ છે. અર્થાત્ પરમાત્મામાંથી જ આ સ્થાવરજંગમ પદાર્થ માત્ર પ્રકટે છે. અને અંતે તેમાં જ-પરમાત્મામાં જ તે બધાં લીન થઇ જાય છે. જેમાંથી જેની ઉત્પત્તિ અને જેનામાં જેનો લય તેનામાં જ તેની સ્થિતિ પણ હોય છે જ. માટીમાંથી ઉપજેલો ઘડો માટીમાં જ મળતો હોઇને સ્થિતિકાળે તે માટીમાં જ તે તે આકારે અને નામે રહે છે. તેમ પરમાત્મામાંથી નીપજતું જગત પરમાત્મામાં જ છેવટે ગળી જતું હોઇને સ્થિતિકાળે પરમાત્મામાં જ તે તે નામરૂપે વિદ્યમાન હોય છે. આમ પરમાત્મા એ સ્થાવર જંગમ જગતનું એક કારણ છે. એ એક કારણના વિજ્ઞાનથી સમસ્તકાર્ય રૂપ જગત પણ તન્મયજ છે એવી દૃઢ સમજ આવે છે અને એ સમજ જ સંસારના મહાસમુદ્રમાંથી તારક નીવડે છે ! આમ અહીં શૌનકના પ્રશ્નનો ગુરૂદેવે લાક્ષણિક ઉત્તર આપી દીધો છે. ॥ ૧ ॥

**दिव्यो ह्यमूर्तः पुरुषः सः बाह्याभ्यन्तरो ह्यजः ।**
**अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात् परतः परः ॥ २ ॥**

તે दिव्यः = અદ્ભુત पुरुषः = પુરૂષ-અક્ષર બ્રહ્મ हि = નિશ્ચય अमूर्तः = શરીર રહિત છે. सः = તે हि = નિશ્ચય बाह्याभ्यन्तरः = બહાર અંદર બધી જગ્યાએ છે. તથા अजः = જન્મરહિત છે. તથા हि = નિઃસન્દેહ अप्राणः =

પ્રાણરહિત છે તથા અમનાઃ=મનરહિત છે. શુભ્રઃ=શુદ્ધ છે અને અવ્યક્ત,જગતથી પરતઃ=પર જે અવ્યક્તાત્=અવ્યક્ત-પ્રકૃતિ, તેનાથી પણ હિ=નિશ્ચય પરઃ=પર છે.॥૨॥

તે અદ્ભુત પુરુષ નિશ્ચય શરીરરહિત છે. તે નિશ્ચય બહાર, અંદર સર્વત્ર છે. તથા તે જન્મરહિત છે. પ્રાણરહિત છે તથા નિઃસન્દેહ મનરહિત છે. શુદ્ધ છે અને વ્યક્ત જગતથી પર જે પ્રકૃતિ તે પ્રકૃતિથી પણ પર છે. ॥ ૨ ॥

એ પરમપુરુષ પરમાત્મા સ્વરૂપે કેવા છે તે વર્ણવતાં કહે છે કે હે પ્રિય શિષ્ય શૌનક! તે દિવ્ય પુરુષ-હૃદયરૂપી આકાશમાં વર્તમાન પરમાત્મા નિશ્ચય સ્વરૂપે શરીરરહિત છે. કેમકે તેને શરીર હોવામાં કશું નિમિત્ત નથી. જીવને જેમ શરીર પ્રાપ્તિમાં ધર્માધર્મ કે અદૃષ્ટ નિમિત્તરૂપ હોય છે તેમ સર્વજ્ઞ, સર્વશક્તિ, સદૈવ મુક્ત, સદૈવ ઈશ્વર એવા પરમ પુરુષને અવિદ્યાદિનો સ્પર્શ ન હોવાને લઈને તે શરીર-ત્રિવિધ શરીરરહિત છે. તે સર્વવ્યાપી હોઈને બહાર-અંદર નિરન્તર સર્વત્ર પરિપૂર્ણ છે. પરમાત્માને દેશકાલવસ્તુ વગેરે પરિચ્છિન્ન બનાવી શકતાં ન હોવાથી તે અમુક એક ખાસ જગ્યાએ નથી પણ સર્વત્ર-સચરાચરમાં ભરેલો છે. તેને જન્મનું કારણ ન હોવાથી તે અજ છે. એટલે તેને સુખદુઃખનો ભોગ ન હોવાથી તેને જન્મ નથી. આથી જ તે પ્રાણશૂન્ય એટલે કે પ્રાણાપાનાદિ-શરીરાદિનો-જન્મ સાથે હોનારા-પ્રાણાદિથી મુક્ત છે. આથી જ તે આપણી માફક મનવાળો નથી, પણ મનરહિત છે. તે શુદ્ધ છે એટલે કે નિર્દોષ છે. એટલે કે ત્રિગુણના સ્પર્શથી રહિત છે. અને આવા હોઈને જ તે વ્યક્ત જગત્-કાર્યજગતથી પર જે અવ્યક્ત-એટલે કે કારણરૂપ પ્રકૃતિ એ પ્રકૃતિથી પણ પર છે. અર્થાત્ તે પ્રકૃતિ અને પ્રકૃતિથી પણ સૂક્ષ્મ જીવાત્મા એ બન્નેથી સૂક્ષ્મતમ છે. અર્થાત્ પરમપુરુષ સ્વરૂપે દિવ્ય છે. અમૂર્ત છે. સર્વવ્યાપી છે. જન્મ રહિત છે. મન રહિત છે. પરમ પ્રકૃતિથી પણ પર છે. એને આવો જાણે તે મુક્ત થાય, એવો અહીં ધ્વનિ છે. ॥ ૨ ॥

**एतस्मात् जायते प्राणः मनः सर्वेन्द्रियाणि च। खं वायुः ज्योतिः आपः पृथिवी विश्वस्य धारिणी ॥ ३ ॥**

एतस्मात्=એ પુરુષમાંથી જ, प्राणः=પ્રાણ, मनः=મન च=તથા सर्वेन्द्रियाणि=તમામ ઇન્દ્રિયો जायते=જન્મે છે. खं...धारिणी=આકાશ, વાયુ, તેજ, જલ તથા સર્વને ધારણ કરનારી પૃથિવી ઉત્પન્ન થાય છે. ॥૩॥

એ પુરુષમાંથી જ પ્રાણ, મન, તથા તમામ ઇન્દ્રિયો, આકાશ, વાયુ, તેજ, જલ તથા વિશ્વને ધારણ કરનારી પૃથિવી ઉત્પન્ન થાય છે. ॥ ૩ ॥

આમ આગલા બે મન્ત્રમાં પરમાત્માનું પરમ કારણત્વ અને તેનું સ્વરૂપ આલેખ્યું. હવે પહેલા મન્ત્રમાં અક્ષરમાંથી બધા ભાવો જન્મે છે એમ કહ્યું. તો કયા કયા ભાવો તેમાંથી જન્મે છે એનો વિસ્તારપૂર્વક ઉલ્લેખ કરતાં કહે છે કે હે શિષ્ય! એ પરમપિતા પરમાત્મામાંથી જ પ્રાણ, મન અને તમામ જ્ઞાનેંદ્રિયો તથા કર્મેન્દ્રિયો, આકાશ, વાયુ, તેજ, પાણી અને સચરાચરની ધરિત્રી ભગવતી પૃથિવી ઉપજે છે. અર્થાત્ ભોગાયતન શરીરનાં જેટલાં તત્ત્વો તે તમામ પરમાત્મામાંથી જીવના ઉપર અનુગ્રહ કરવા જન્મે છે. ॥ ૩ ॥

**अग्निः मूर्धा चक्षुषी चन्द्रसूर्यौ दिशः श्रोत्रे**
**वाग् विवृताश्च वेदाः। वायुः प्राणो हृदयं विश्वं**
**अस्य, पद्भ्यां पृथिवी, हि एष सर्वभूतान्तरात्मा ॥ ४ ॥**

अस्य=એ પુરુષનું मूर्धा=શિર अग्निः=દ્યુલોક, चन्द्रसूर्यौ=ચન્દ્ર અને સૂરજ चक्षुषी=આંખો, दिशः=દિશાઓ श्रोत्रे=કાનો, च=તથા विवृताः=મનુષ્યમાત્રને માટે ખુલ્લા મુકાયેલા वेदाः=વેદો એની वाक्=વાણી છે. वायुः=વાયુ એનો प्राणः=પ્રાણ, विश्वं=પ્રાણીમાત્ર એનું हृदयं=હૃદય તથા पृथिवी=પૃથિવી એના पद्भ्यां=પગો છે. एषः=એ हि=નિઃસન્દેહ सर्वभूतान्तरात्मा=સર્વભૂતોનો અંતરાત્મા છે. ॥ ૪ ॥

એ પુરુષનું દ્યુલોક એ માથું છે. સૂરજ અને ચન્દ્ર આંખ છે. દિશાઓ કાનો છે. તથા મનુષ્યમાત્રને માટે અધિકાર દૃષ્ટિએ ખુલ્લા મુકાયેલા વેદો એની વાણી છે. વાયુ એનો પ્રાણ છે. પ્રાણીમાત્ર એનું હૃદય છે અને પૃથિવી એના પગો છે. નિઃસન્દેહ એ સર્વ ભૂતોનો અંતરાત્મા છે. ॥ ૪ ॥

હવે પરમપુરુષ પરમાત્માનું જો શરીર કલ્પીએ તો તે કેવું હોઇ શકે એનો ભવ્યતમ ખ્યાલ આપતાં ભગવાન વિશ્વમૂર્તિ છે એમ કહેતાં ઋષિનો કવિતામય આત્મા પુલકિત થઇને ઉચ્ચરે છે કે હે મનુષ્યો! એ પરમપિતા પરમાત્માનું દ્યુલોક એ માથું છે. સૂરજ અને ચાંદ એની આંખો છે. દશે દિશાઓ એના કાન છે. તથા મનુષ્યમાત્રને માટે અધિકારની દૃષ્ટિએ ખુલ્લા મુકાયેલા વેદો એ ભગવાનની વાણી છે. સર્વદિક્સંચારી વાયુ એ પરમાત્માનો પ્રાણ છે. પ્રાણીમાત્ર એનું હૃદય છે. અને પૃથિવી એના પગો છે. અને એ સર્વભૂતોનો અંતરાત્મા છે. એટલે કે અંદરનું મૂળ સ્વરૂપ છે. આ મન્ત્રમાં જેની દૃષ્ટિ ભગવન્મયી થયેલી છે તેને સચરાચરમાં ભગવાન જ દેખા દે છે.

એવો ધ્વનિ છે. અને આ દૃષ્ટિમાંથી જ તેવા પુરુષનું આજુબાજુના સમસ્ત જગત સાથે વર્તન ફળે છે. પ્રાણીમાત્ર ભગવાનનું હૃદય છે–એટલું એક જ વાક્ય દષ્ટાને જીવનદૃષ્ટિ આપવા બસ છે. આ વિશ્વમંદિરનું અણુઅણુ પરમાત્મામય છે એ આનો ન ભૂલાય એવો આદેશ છે. તે ઉપરાંત પરમાત્મા જ પદાર્થમાત્રનું આંતર મૂળ સ્વરૂપ છે. નામરૂપની આ વિલક્ષણ–વિચિત્ર–બુદ્ધિશાળીઓને પણ ભરમાવી નાંખે એવી સમસ્ત વિસ્તૃત જાળમાં એક જ દેવ રમી રહ્યા છે એ દર્શન કાંઇ ઓછું છે? ॥ ૪ ॥

तस्माद् अग्निः समिधः यस्य सूर्यः सोमात् पर्जन्यः
ओषधयः पृथिव्याम् । पुमान् रेतः सिञ्चति योषितायां
बह्वीः प्रजाः पुरुषात् संप्रसूताः ॥ ५ ॥

तस्मात्=તે અક્ષર બ્રહ્મમાંથી अग्निः=દ્યુલોક કે यस्य=જેની समिधः=સમિધા सूर्यः=સૂર્ય છે તે ઉપજે છે. સૂર્યમાંથી જન્મેલા सोमात्=ચન્દ્રમાંથી पर्जन्यः= વરસાદ જન્મે છે. અને તે પર્જન્ય પૃથ્વી ઉપર પડતાં पृथिव्यां=પૃથિવી ઉપર ओषधयः=ઓષધીઓ. થાય છે. पुमान्=પુરૂષ योषितायां=સ્રીમાં रेतः=વ્રીહિ આદિ ઓષધિનાં ભક્ષણથી બનેલાં વીર્યને सिंचति=સીંચે છે. આમ પરંપરાએ पुरुषात्=પરમપુરુષ પરમાત્મામાંથી बह्वीः=અસંખ્ય प्रजाः=પ્રજા संप्रसूताः=પ્રસૃતિ પામેલી છે. ॥ ૫ ॥

તે અક્ષર બ્રહ્મમાંથી દ્યુલોક કે જેનો સૂર્ય એ સમિધા છે તે જન્મે છે. ચન્દ્રમાંથી પર્જન્ય અને પૃથિવી ઉપર ઓષધિઓ થાય છે. સ્રીમાં પુરુષ વીર્ય સીંચે છે. આમ પરમપુરુષમાંથી પરંપરાએ અસંખ્ય પ્રજા ઉપજેલી છે. ॥ ૫ ॥

આમ પ્રસંગોપાત્ત ભગવાન વિશ્વરૂપ છે, વિશ્વનામ છે એમ બતાવી હવે સૃષ્ટિ પ્રકરણને લંબાવતાં કહે છે કે તે અક્ષર પરમાત્મામાંથી દ્યુલોક રૂપી જે અગ્નિ તેને પ્રજ્વલિત રાખનાર સૂર્ય એ સમિધ છે. જેમ સમિધના પ્રક્ષેપથી અગ્નિ પ્રજ્વલિત રહે છે તેમ સૂર્યને લીધે દ્યુલોકરૂપી અગ્નિ પ્રજ્વલિત રહે છે. એ સૂર્યજન્ય ચન્દ્રમાંથી પર્જન્ય–વરસાદ પૃથ્વી ઉપર પડતાં તે પૃથ્વીમાંથી ભોગ્ય અન્ન ઉપજે છે. એ અન્નનું છેવટનું પરિણામ વીર્ય છે. એ વીર્ય પુરૂષ સ્રીમાં સીંચે છે. અને વીર્યરજના મિશ્રણમાંથી સૃષ્ટિ જન્મે છે. આમ પરંપરાએ પરમપુરૂષ પરમાત્મામાંથી આ અનન્ત પ્રજાઓ જન્મે છે. ॥ ૫ ॥

**तस्माद् ऋचः साम यजूंषि दीक्षाः यज्ञाः च सर्वे क्रतवो दक्षिणाश्च ।**
**संवत्सरश्च यजमानश्च लोकाः सोमो यत्र पवते यत्र सूर्यः ॥ ६ ॥**

तस्मात्=તે પરમપુરૂષમાંથી ऋचः=ઋગ્વેદ, साम=સામવેદ, यजूंषि=યજુર્વેદ दीक्षाः=દીક્ષાઓ च=અને सर्वे=તમામ यज्ञाः=સ્માર્ત યજ્ઞો, क्रतवः=શ્રૌતયજ્ઞો च=તથા दक्षिणाः=દક્ષિણાઓ च=તથા संवत्सर=સંવત્સરાત્મક કાળ च=અને यजमानः=યજ્ઞક્રિયાઓ કરનાર યજમાન च=તથા लोकाः=યજ્ઞનાં ફલરૂપ લોકો કે यत्र=જ્યાં सोमः=ચન્દ્ર पवते=પવિત્ર કરે છે. જ્યાં सूर्यः=સૂરજ છે, જન્મે છે. ॥ ૬॥

તે પરમપુરૂષ પરમાત્મામાંથી ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ, દીક્ષા અને તમામ યજ્ઞો અને ક્રતુઓ અને દક્ષિણાઓ તથા સંવત્સર અને યજમાન તથા લોકો જન્મે છે કે જ્યાં સૂર્ય ચમકે છે ચન્દ્ર પવિત્ર કરે છે. ॥ ૬ ॥

આગલા મન્ત્રમાં પરમાત્માથી પરંપરાએ સૃષ્ટિ નીપજે છે એમ કહ્યું. તે જ વાતને આગળ વિસ્તારે છે કે હે શિષ્યો ! તે પરમપુરૂષમાંથી જ ઋગ્વેદાદિ વેદો, દીક્ષાઓ=વ્રતવિશેષો, તમામ સ્માર્ત યજ્ઞો અને તમામ શ્રૌતયજ્ઞો, યજ્ઞમાં દેવાતી દક્ષિણાઓ, કાલાત્માક સંવત્સર યજ્ઞ કરનાર યજમાન, યજ્ઞના ફળરૂપ સ્વર્ગાદિ લોકો કે જે લોકમાં ગયેલાઓને ચન્દ્ર પવિત્ર કરે છે, જ્યાં સૂર્ય છે, વગેરે જન્મે છે. અર્થાત્ આ જગતમાં અવતરેલા કર્માધિકારી માનવને માટે કર્મ કરવાનાં જેટલાં સાધનો અને તે કર્મના ફલરૂપ જે જે પદાર્થો તે તમામ તે પરમપુરુષ અક્ષર બ્રહ્મમાંથી જ ઉપજે છે. ॥૬॥

**तस्मात् च देवाः बहुधाः संप्रसूताः साध्याः मनुष्याः पशवो वयांसि । प्राणापानौ व्रीहियवौ तपश्च श्रद्धा सत्यं ब्रह्मचर्यं विधिश्च ॥७॥**

तस्मात्=તે પરમપુરૂષમાંથી बहुधाः=અનેક પ્રકારના देवाः=દેવો साध्याः=સાધ્યો मनुष्याः=મનુષ્યો पशवः=પશુઓ च=તથા वयांसि=પક્ષીઓ प्राणापानौ=પ્રાણ અને અપાન व्रीहियवौ=વ્રીહિ અને જવ, तपः=તપ श्रद्धा=શ્રદ્ધા सत्यं=સત્ય च=અને ब्रह्मचर्यं=બ્રહ્મચર્ય च=તથા विधिः=વિધિ संप्रसूताः=ઉપજેલાં છે. ॥ ૭ ॥

તે પરમ પુરુષમાંથી અનેક પ્રકારના દેવો, સાધ્યો, મનુષ્યો, પશુઓ તથા પક્ષીઓ, પ્રાણ અને અપાન, વ્રીહિ અને યવ, તપ, શ્રદ્ધા, સત્ય અને બ્રહ્મચર્ય તથા વિધિ ઉપજેલાં છે. ॥ ૭ ॥

વળી ઋષિ કહે છે કે મનુષ્ય દ્વારા થતાં યજ્ઞાદિ કર્મો જે દેવોને ઉદ્દેશીને કરવામાં આવે છે તે અનેક પ્રકારનાં ઇન્દ્રાદિ દેવો, સાધ્ય નામના દેવગણો, મનુષ્યો, પશુઓ અને ભાત જવ વગેરે અન્ન, તથા પ્રાણાપાન=જીવન, પક્ષીઓ, મનુષ્યને સંસ્કારી બનાવનારું તપ, આસ્તિક્ય બુદ્ધિરૂપ શ્રદ્ધા, યથાર્થ વચન અને ચિન્તનરૂપ સત્ય, ઇન્દ્રિયોના સંયમરૂપ બ્રહ્મચર્ય અને યજ્ઞો વગેરેને કરવાની વિધિ પણ ઉપજે છે. અર્થાત્ વસ્તુમાત્રનું ઉગમસ્થાન તે અક્ષરબ્રહ્મ છે. ॥ ૭ ॥

**सप्तप्राणाः प्रभवन्ति तस्मात् सप्तार्चिषः समिधः सप्तहोमाः ।**
**सप्त इमे लोका येषु चरन्ति प्राणाः गुहाशयाः निहिता सप्तसप्त ॥८॥**

तस्मात्=તે પરમપુરુષમાંથી सप्त=સાત प्राणाः=પ્રાણો, सप्तार्चिषः=સાત આંચો સાત समिधः=સમિધાઓ, सप्तहोमाः=સાત હોમો येषु=જેઓમાં गुहाशयाः= હૃદયરૂપ ગુફામાં રહેનારા, प्राणाः=પ્રાણો चरन्ति=ફરે છે તે इमे=તે આ सप्त=સાત लोकाः=લોકો. અને सप्तसप्त=સાતસાત પ્રાણો निहिताः=પ્રસ્થાપિત કર્યા છે, તે प्रभवन्ति=ઉપજે છે. ॥ ૮ ॥

તે પરમપુરુષમાંથી સાત પ્રાણો, સાત જ્વાલાઓ, સાત સમિધો, સાત હોમો તથા હૃદયગુહામાં રહેનારા સાત પ્રાણો જેમાં ફરે છે તે આ સાત લોકો, ઉત્પન્ન થાય છે, જ્યાં સાત સાત પ્રાણો પ્રસ્થાપિત કર્યાં છે. ॥ ૮ ॥

વળી આ પરમપુરુષ પરમાત્મામાંથી સાત પ્રાણો એટલે કે બે કાન, બે આંખો, બે નાક અને એક મોઢું એવી સાત ઇન્દ્રિયો જન્મે છે. એ સાત ઇન્દ્રિયોની પોતપોતાના વિષયોનું પ્રકાશન કરવાની શક્તિરૂપ સાત અર્ચિઓ પણ તેમાંથી જ નીપજે છે. એ સાતેને પ્રદીપ્ત કરનારા તે તે ઇન્દ્રિયોમાં હોમાતા સાત વિષયોરૂપી સમિધો પણ તેમાંથી જ ઉદ્ભવે છે. વળી પ્રત્યેક પ્રાણીઓના હૃદયપ્રદેશમાં રહેતા આ સાત પ્રાણો જેમાં વિચરે છે એવા આ સાત લોકો પણ—સાતેના વિષયો પણ તે પરમાત્મામાંથી જ ઉત્પન્ન થાય છે. ॥૮॥

**अतः समुद्राः गिरयश्च सर्वेऽस्मात् स्यन्दन्ते सिन्धवः सर्वरूपाः ॥**
**अतश्च सर्वा ओषधयः रसश्च येन एष भूतैः तिष्ठते ह्यन्तरात्मा ॥९॥**

अतः=એ પુરુષમાંથી જ सर्वे=તમામ समुद्राः=સમુદ્રો તથા गिरयः= પર્વતો ઉપજે છે च=અને अस्मात्=એ પુરુષમાંથી જ सर्वरूपाः=તમામ

આકારવાળી सिन्धवः = નદીઓ स्यन्दन्ते = ઝરપે છે. च=તથા अतः = એમાંથી જ सर्वाः=તમામ ओषधयः=ઓષધિઓ च = તથા रसः=રસ જન્મે છે. येन = જેને લીધે एषः=આ अन्तरात्मा=અંદર વર્તમાન આત્મા भूतैः=ભૂતોની સાથે हि=નિઃસન્દેહ तिष्ठते=સ્થિતિવાળો થાય છે. ॥ ૯ ॥

આ પુરુષમાંથી જ તમામ સમુદ્રો તથા પર્વતો ઉપજે છે. અને એમાંથી જ તમામ આકારવાળી નદીઓ ઝરે છે. તથા એમાંથી જ તમામ ઓષધિઓ તથા રસ જન્મે છે. અને જે પરમાત્માને લીધે જ આ અંતરાત્મા, ભૂતો સહિત નિઃસન્દેહ સ્થિતિવાળો થાય છે.

વળી જગતના તમામ ખારા સમુદ્રો અને હિમાલય જેવા તમામ પર્વતો આ અક્ષર બ્રહ્મમાંથી જ જન્મે છે. વળી તમામ પ્રકારની ગંગાજમુના જેવી નદીઓ પણ તેમાંથી ઝરપે છે. એ પરમાત્મામાંથી જ તમામ ઓષધિઓ–ઝાડપાન ફલફૂલ વગેરે જન્મે છે. એમાંથી જ મધુરાદિ છએ રસો જન્મે છે. અને એ પરમાત્માને લીધે જ પંચભૂતો સહિત આ અંતરાત્મા–જીવાત્મા પુરુષ નિશ્ચય જગતમાં સ્થિતિવાળો છે. અર્થાત્ સમસ્ત બ્રહ્માંડનું એક રજકણ પણ એવું નથી જે ઇશ્વર સિવાયનું હોય, જેના ઉપર ઇશ્વરની નજર ન હોય, જેને ઇશ્વરનો આધાર ન હોય, જેનો ઇશ્વર જનક ન હોય, એવું એક પરમાણું પણ નથી. અર્થાત્ તે એક સર્વના કારણરૂપ પરમાત્માને જો મનુષ્ય જાણે તો તે જ પરમાત્માના અનન્ત અદ્‌ભુત વિસ્તારરૂપ આ વિશ્વને તે સ્વભાવતઃજ જાણશે. ॥ ૯ ॥

**पुरुष एव इदं विश्वं कर्म तपो ब्रह्म परामृतम् । एतद्यो वेद निहितं गुहायां सः अविद्याग्रन्थिं विकिरतीह सोम्य ! ॥ १० ॥**

पुरुषः=પુરુષ एव=જ इदं=આ विश्वं=સકલ જગત છે. પુરુષ જ कर्म= કર્મ तपः=તપ ब्रह्म=વેદ તથા परामृतम्=પરમઅમૃત–કર્મફલ છે. यः=જે મનુષ્ય गुहायां=હૃદયગુફામાં निहितं=રહેલા एतत्=આ પુરુષને वेद=જાણે છે. सः=તે सोम्य=હે સોમ્ય ! इह=અહીં જ अविद्याग्रन्थिं=અવિદ્યારૂપી ગાંઠને विकिरति=વિખેરી નાંખે છે–ખોલી નાંખે છે. ॥ ૧૦ ॥

પુરુષ જ આ વિશ્વ છે, કર્મ, તપ, વેદ તથા પરમ અમૃત છે. જે મનુષ્ય હૃદયગુફામાં રહેલા આ પુરુષને જાણે છે તે હે સોમ્ય ! અહીં જ અવિદ્યારૂપી ગાંઠને ખોલી નાંખે છે. ૧૦ ॥

હવેના મંત્રમાં સૃષ્ટિ પ્રકરણનો ઉપસંહાર કરતાં ઋષિ શિષ્યના પ્રશ્નનો સીધો ઉત્તર આપે છે કે હે સૌમ્ય–હે પ્રિયદર્શન! પુરુષમાંથી–પરમાત્મામાંથી જન્મેલું આ સમસ્ત ચરાચર જગત પુરુષરૂપ જ છે! સોનામાંથી જન્મેલું કાર્ય જેમ સોનારૂપ જ છે, સોનાથી ભિન્ન નથી તેમ પરમાત્મામાંથી ઉદ્‌ભવેલું આ વિશ્વ પરમાત્મારૂપ જ છે! માટે આ વિશ્વમાં તું વિશ્વબુદ્ધિ ન રાખતાં વિશ્વનાથની બુદ્ધિ રાખ. એ પરમાત્મા જ કર્મરૂપ છે. તે જ વેદરૂપ છે. તે જ પરમ અમૃતરૂપ છે. અર્થાત્ સત્તામાત્ર પરમાત્માની પરમસત્તાનું પ્રતીકમાત્ર છે. એ સત્તામાં જે ભેદ જુએ છે તે જગતમાં–ભવારણ્યમાં ભટકે છે. આના સૌના કારણરૂપ અને સૌરૂપ પરમાત્માને જે ગુહામાં રહેલા જાણે છે એટલે કે પ્રાણીમાત્રના સંસર્ગે જેને ભગવાનની જ કુદરતી સ્મૃતિ આવે છે; અર્થાત્ જેની દૃષ્ટિમાં ભગવાન જ રહે છે તેવો પુરુષ અહીં એટલે કે આ શરીરમાં જ અવિદ્યાની ગાંઠને વિખેરી નાખે છે. ખોલી નાંખે છે. અર્થાત્ ભવારણ્યમાં ભમાવનારી ગાંઠ એ અવિદ્યા-ઉંધી સમજણ–ખોટી સમજણ છે. જાત, જગત અને જગતિપતાને લગતી અવળચંડી સમજણ એટલે જ અવિદ્યા છે. એ અવિદ્યાના તાંતણાઓ અનન્ત છે. અને એક બીજા સાથે એવા તો ગૂંચવાયેલા રહે છે કે તેમાં ભેરવાયેલો જીવ લાખ જન્મે પણ તે અવિદ્યાની દુર્ભેદ્ય ગાંઠને છોડવા સમર્થ થતો નથી. તે ગાંઠને સેરવણી–સહેલાઈથી અપ્રયત્ને–સ્વયંમેવ છૂટી જાય એવી કરવાનો ફક્ત એક જ ઉપાય છે અને તે પરમાત્માના સાક્ષાત્ દર્શન. અને એ દર્શન માટે કાલ સ્થાન નિમિત્તની જરૂર નથી. સર્વકાલે, સર્વસ્થાને, સર્વનિમિત્તે, જે હૃદયસ્થ પરમાત્માને અનુભવી શકે છે તેની અવિદ્યાની મહાગાંઠ આ શરીરમાં જ એટલે કે આ જન્મેજ છૂટી જાય છે. અર્થાત્ એવા મહાત્મા મનુષ્યોનો છેલ્લો જ દેહ હોય છે. ભાવિમાં તેને માટે દેહ દુર્લભ હોય છે. આ છે ફલ દર્શનનું. ॥ ૧૦ ॥

॥ इति द्वितीय मुण्डके प्रथमः खण्डः ॥

॥हरिः ॐ तत्सत् ॥

## अथ द्वितीय मुण्डके द्वितीयः खण्डः

**आविः संनिहितं गुहाचरं नाम, महत्पदं अत्र एतत् समर्पितम्**
**एजत् प्राणत् निमिषत् च यत्, एतत्जानथ सद् असद् वरेण्यं**
**परं विज्ञानात्, यद् वरिष्ठं प्रजानाम् ॥ १ ॥**

आविः = (તે પરબ્રહ્મ) પ્રકટ છે, संनिहितम् = નિકટ છે नाम = પ્રસિદ્ધ गुहाचरं=પ્રાણીઓની ગુહામાં રહેનારા છે. महत्=સૌથી મહાન पदं=સ્થાન છે, अत्र=એમાં જ एतत्=આ બધું समर्पित=કરેલું છે-રહેલું છે જે, अजत्= ચાલે છે प्राणत् = શ્વાસ લે છે. निमिषत्=આંખના પલકારા લે છે च = તથા. यद्=જે एतत् = આ सदसद्=વ્યક્ત અને અવ્યક્તને તમે जानथ=જાણો છો. તે બ્રહ્મ वरण्यं = વરવાને યોગ્ય છે यत्=જે प्रजानां=પ્રાણીઓની विज्ञानात्= બુદ્ધિથી परं=પર છે તથા वरिष्ठं=સર્વશ્રેષ્ઠ છે.

તે પરબ્રહ્મ પ્રકટ છે, નિકટ છે, પ્રસિદ્ધ પ્રાણીઓની હૃદયગુફામાં રહેનાર છે. સૌથી મહાન સ્થાન છે. એમાં જે આ બધું સમર્પિત છે, જે ચાલે છે, પ્રાણન કરે છે, આંખના પલકારા મારે છે તથા જે આ વ્યક્ત અને અવ્યક્તને તમો જાણો છો તે બ્રહ્મ વરવા યોગ્ય છે, જે પ્રાણીઓની મતિથી પર છે અને સૌથી શ્રેષ્ઠ છે. ॥ ૧ ॥

આગલા ખંડમાં પરમપુરુષ પરમાત્માને જે પુરુષ જાણે છે તે અવિદ્યા-ગ્રન્થિને અહીં જ તોડી નાંખે છે અર્થાત્ તે જીવતાંજીવત મુક્ત થાય છે એમ આચાર્યજીએ બતાવ્યું. તો તે પરમાત્મા પરમપુરૂષને જાણવાનું સાધન વગેરે બતાવવું રહ્યું. કેમકે પરમાત્મા તો સિદ્ધ છે. સાધન જ અસિદ્ધ હોવાથી, નિત્યસિદ્ધ પરમાત્મા જાણે નથી એમ માણસને લાગે છે. એટલે વાંક પરમાત્માનો નથી, પણ સાધનશૂન્યતાનો છે. આથી સાધકે ઉપેય=સાધ્ય કરતાં ઉપાય=સાધન ઉપર જ પુરૂષાર્થને એકાગ્ર કરવો રહ્યો. આથી હવે પછીના ગ્રંથમાં પ્રધાનપણે સાધન-પરમાત્માના દર્શન માટે જે ગુણવિકાસની સ્થિરતા જોઇએ છે-તેનો ઉલ્લેખ કરતાં પરમાત્મા કેમ પ્રાપ્તવ્ય છે એ બતાવવા, તેનો મહિમા ગાતાં કહે છે કે હે પ્રિય શિષ્ય શૌનક! તે પરબ્રહ્મ પરમાત્મા પ્રકટ છે. અર્થાત્ જેની પાસે તેને જોવાની આંખ છે-હૃદયની નીતરી આંખ

છે તેને માટે પરમાત્મા સર્વત્ર સર્વરૂપે સ્પષ્ટ છે। આંધળાને પ્રભુમાં પાષાણ જણાય, દેખતાને પાષાણમાં પ્રભુ દેખાય. આથી ઋષિ કહે છે કે જેનું હૃદય નિર્મલ છે તેને માટે પરમાત્મા સર્વત્ર સર્વરૂપે પ્રકટ છે, અપ્રકટ નથી. તે ઉપરાંત તે નિકટ છે–સંનિહિત છે. એટલે કે સારી પેઠે સંપૂર્ણપણે બધામાં ઠરેલા છે. વસ્તુમાત્રના ગર્ભમાં પ્રભુ છે. નિકટ એટલે કેટલા નિકટ? તો કહે છે કે પ્રાણીઓની હૃદયરૂપી જે પ્રસિદ્ધ ગુહા છે–ગુફા છે તેમાં તે રહે છે–ફરે છે–વર્તમાન છે. અર્થાત્ જેણે પ્રકટ અને નિકટ પરમાત્માને જોવા હોય તેણે તેને હૃદયમાં ગોતવા. હૃદય પરમાત્માનું મુખ્ય આસન છે. વળી એ પરમાત્મા સૌના આધાર છે, એમ સૂચવતાં કહે છે કે હે શૌનક! જે કાંઇ જગતમાં જંગમ છે, ચાલે છે–શ્વાસોચ્છ્વાસ લે છે, આંખના પલકારા લે છે–અર્થાત્ જડચેતન તમામ વસ્તુઓ છે અને તે ઉપરાંત જેને લોકો સત્=કાર્ય, અસત્=કારણ એમ જાણે છે તે બધું આ પરમાત્મામાં સમર્પિત છે. એટલે કે તેને આધારે વર્તી રહ્યું છે. આવા પ્રકટ, નિકટ, ગુહાવાસી, સર્વાધાર પરમાત્મા સર્વશ્રેષ્ઠ હોય એમાં શી નવાઇ? અને આથી જ તે વરેણ્ય એટલે કે વરવા યોગ્ય–પસંદ કરવા યોગ્ય છે. પણ આવા પ્રભુ પ્રાણીઓની બુદ્ધિથી પ્રાપ્ત કરવા અશક્ય છે. કેમકે બુદ્ધિ તેને પકડી શકતી નથી. અર્થાત્ એ પરમાત્મા બુદ્ધિગમ્ય નથી. હૃદયગમ્ય છે. આથી જીવનમાં પરમાત્માને પામવા ઇચ્છનાર કેવળ બુદ્ધિપ્રધાન ન બને. હૃદયપ્રધાન બને એવો ગુરુનો આદેશ છે. ॥૧॥

**यद् अर्चिमद् यद् अणुभ्यो अणु च, यस्मिन् लोकाः निहिताः**
**लोकिनश्च। तद् एतद् अक्षरं ब्रह्म, स प्राणः, तद् उ वाग् मनः।**
**तद् एतत् सत्यं, तद् अमृतं, तद् वेद्धव्यं सोम्य! विद्धि ॥२॥**

यद्=જે अर्चिमद्=પ્રકાશવાળા છે, यद्=જે अणुभ्यः=સૂક્ષ્મોથી अणु=સૂક્ષ્મ છે च=અને यस्मिन्=જેમાં लोकाः=લોકો च=અને लोकिनः=લોકમાં રહેનારાં તમામ પ્રાણીઓ निहिताः=પ્રતિષ્ઠિત છે. तद्=તે एतत्=આ अक्षरं=અવિનાશી ब्रह्म=બ્રહ્મ છે, सः=તે प्राणः=પ્રાણ છે. (પ્રાણનો પ્રાણ) तत्=તે उ=નિશ્ચય वाक्=વાણીની વાણી છે તથા मनः=મનનું મન છે. तत्=તે एतत्=આ सत्यं=સત્ય છે, तत्=તે अमृतं=અમૃત છે तत्=તે वेद्धव्यं=વીંધવા યોગ્ય નિશાનને યોગ્ય છે. सोम्य=હે સૌમ્ય! તેને विद्धि=વીંધ. ॥ ૨ ॥

જે પ્રકાશવાળા છે, જે અણુથી પણ અણુ છે અને જેમાં લોકો અને લોકોમાં રહેનારાં પ્રાણીઓ પ્રતિષ્ઠિત છે તે આ અક્ષરબ્રહ્મ છે. તે પ્રાણનો પ્રાણ, તે નિશ્ચય વાણીની વાણી તથા મનનું મન છે. તે આ સત્ય છે. તે અમૃત છે. તે વીંધવા યોગ્ય છે. હે સૌમ્ય! તેને વીંધ. ॥ ૨ ॥

લક્ષ્યને વેધવા આદેશ કર્યો. તો આ લક્ષ્યને વીંધવાને માટે સાધન કયું ? ગુરુ કહે છે કે હે પ્રિય શિષ્ય ! ઉપનિષદ્‌માં કહેલાં મહાસ્ત્રરૂપ ધનુષ્યને પકડ. અને તે ધનુષ્ય ઉપર ઉપાસનાથી તીણાં થયેલાં બાણને જોડ. તે પરમાત્માના ભાવના=અસ્તિત્વમાં=સત્તામાં પૂર્ણપણે પ્રવેશેલાં એટલે કે પરિપૂર્ણ શ્રદ્ધાળુ ચિત્તે તે તીણાં તીરને ખેંચી પેલાં અક્ષરબ્રહ્મરૂપી લક્ષ્યને વીંધ ! અર્થાત્ આ રૂપકમાંથી આટલું ફળે છે. ઔપનિષદ્ મહાસ્ત્ર એટલે ઉપનિષદમાં કહેલું સૌથી મોટું હથિયાર. એટલે કે, ઉપનિષદનું જ્ઞાન. અર્થાત્ પરમાત્મારૂપી લક્ષ્યને વેધવા પહેલાં ઉપનિષદોમાં કહેલું જ્ઞાન મેળવવું રહ્યું. ત્યાર બાદ ઉપાસનાનાં તીરને તીક્ષ્ણ કરવું એટલે કે ઉપાસનાની તીવ્રતા સાધવી. એ ઉપાસનાથી તીન=એકાગ્ર થયેલાં તીરને પરમશ્રદ્ધાળુ હૃદયે ખેંચવું. અને ત્યાર બાદ લક્ષ્ય વેધવું. અર્થાત્ પરમાત્માની પ્રાપ્તિ માટે નિર્મળ જ્ઞાન-ઉપાસના અને પરમશ્રદ્ધા એ સાધન છે ! ॥ ૩ ॥

प्रणवो धनुः, शरःहि आत्मा, ब्रह्म तत् लक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेद्धव्यं, शरवत् तन्मयो भवेत् ॥ ४ ॥

प्रणवः = ॐકાર धनुः = ધનુષ્ય शरः = બાણ हि = નિશ્ચય आत्मा = આત્મા તથા ब्रह्म = અક્ષરબ્રહ્મ तत्लक्ष्यं = તેનું લક્ષ્ય उच्यते = કહેવામાં આવે છે. તેને अप्रमत्तेन = પૂરા સાવધ માણસે वेद्धव्यं = વીંધવું રહ્યું, જેથી તે લક્ષ્યમાં शरवत् = બાણની માફક तन्मयः = તદ્રૂપ-બ્રહ્મરૂપ-બ્રહ્માકાર भवेत् = થાય. ॥ ૪ ॥

ઓંકાર ધનુષ્ય છે. આત્મા નિશ્ચય બાણ છે તથા અક્ષરબ્રહ્મ તેનું લક્ષ્ય છે એમ કહેવાય છે તેને સાવધ માણસે વીંધવું રહ્યું જેથી તે લક્ષ્યમાં બાણની માફક તન્મય થઈ જાય. ॥ ૪ ॥

આગલા મન્ત્રમાં કહેલા ધનુષ્ય વગેરે ક્યાં-તેનો સ્ફોટ કરતાં ગુરુદેવ ઉચ્ચરે છે કે હે પ્રિય શિષ્ય ! ભગવન્મય થવા માટે મેં જે ધનુષ્ય વગેરે તને કહ્યું તે લૌકિક નથી ! રખે તું ભૂલતો. તે તો અલૌકિક તીરકામઠાંનો પ્રયોગ છે. પ્રણવ એ જ અહીં ધનુષ્ય છે. અર્થાત્ પ્રણવ-ॐ-ભગવાનનું સૌથી ટૂંકું, સૌથી મધુરું, સૌથી પ્રિય એવું જે નામ છે, તે નામરૂપી ધનુષ્ય છે. અર્થાત્ ઉપનિષદમાત્રનું જ્ઞાન છેવટે ભગવાનને ॐ નામે પોકારવાનો આદેશ કરે છે. જેને પરમાત્મા છે એવી ખાત્રી થઈ ગઈ છે તે તેને પોતાના હૃદયમાં બોલાવવાને, તેના-ભગવાનના નામે પોકાર કરવાનો જ ! આ ભગવન્નામગ્રહણ એ મહાનમાં મહાન અસ્ત્ર છે. અંતરાયમાત્રને હરનારું અને કલ્યાણમાત્રને શ્રેય અને પ્રેય ઉભયનું યોગક્ષેમ કરનારું એ મહાઆયુધ છે. એ આયુધથી

કહે છે. પરમાત્માનું વિજ્ઞાન અધિકારીને કેટલો પરમાત્મામાં એકાગ્ર કરી દે છે એ વાત હવેની ઋષિની ઉલ્લાસમયી અને અજ્ઞાનનિમ્ન જગતને માટે ઉદ્બોધનમયી પવિત્ર વાણીમાં દેખા દે છે. ગુરુ કહે છે હે શિષ્ય! જે પરમાત્મામાં દ્યુલોક-પૃથ્વીલોક તથા અન્તરિક્ષલોક એટલે કે સમસ્ત બ્રહ્માંડ તથા તમામ ઇન્દ્રિયો સહિત મન ઓતપ્રોત થઈ રહેલું છે, એટલે કે જે પરમાત્મા સમસ્ત ચરાચરનું એક કારણ છે તે એક આત્માને જ હે મનુષ્યો! તમો જાણો, બીજી વાતો છોડો. કેમકે તે પરમાત્મા અમૃતનો સેતુ છે! અર્થાત્ હે મનુષ્યો! તમો શાને બીજી ખટપટમાં પડો છો? શાને પારસને છોડી પત્થરને લો છો? શાને સોનું છોડી કથીરને વળગો છો! શાસ્ત્રની કે લોકની બીજી તમામ વાતો છોડો. કેમકે તે બધી વાગ્જાળ તમને તારનારી નથી, એ બધાનું શરણું છોડી તે એક આત્માને જ જાણો કે જે એક આત્મા આ સમસ્ત, અનેકવિધ, જગતનું એક કારણ છે! એ કારણરૂપ આત્મા અમૃતનો સેતુ છે. એ સેતુ ઉપર તમો ચાલશો તો સંસારનો સમુદ્ર તરી જશો, નહિતર અંદર ડૂબી જશો! પ્રબુદ્ધ ગુરુનો અપ્રબુદ્ધ જીવો માટેનો કરુણા પ્રેરિત કકળાટ આ મન્ત્રના અક્ષર અક્ષરમાં છૂપાયેલો છે! માનવ કોણ જાણે કેમ?—અમૃત છોડીને વિષ લે છે! ગુરુ કહે છે કે આ આત્મા અમૃતનો સેતુ છે! એટલે કે અમરતા આપનારો છે. જન્મમરણમાંથી ત્રાતા છે! આથી બધી ઝંઝટ છોડી તે એક આત્માના જ્ઞાનની પ્રાપ્તિ માટે આપ પ્રયત્ન કરો; બીજી વાતો છોડો! ॥ ૫ ॥

**अराः इव रथनाभौ संहता यत्र नाड्यः। स एषः अन्तः चरते बहुधा जायमानः। 'ओम्' इति एवं ध्यायथ आत्मानं, स्वस्ति वः पाराय तमसः परस्तात् ॥ ६ ॥**

यत्र=જે હૃદયમાં रथनाभौ=રથની નાભીમાં अराः इव=આરાઓની માફક नाड्यः=શાખા ઉપશાખા સહિત પ્રધાન એકસો એક નાડીઓ संहताः=સંબંધ પામેલી છે, તેમાં अन्तः=અંદર सः=તે एषः=આ આત્મા बहुधा=અનેક પ્રકારે जायमानः=પ્રકટ થતો હોઈને રહે છે. તે आत्मानं=અંતરાત્માનું ओम्=ઓમ્ ઓમ્ इति=એમ एवं=આવી રીતે ध्यायथ=ધ્યાન ધરો. वः=તમારે पाराय=પાર પહોંચવાને માટે-સંસાર સમુદ્રને પાર પહોંચવાને માટે. જે પાર तमसः=અંધકાર અવિદ્યાથી-परस्तात्=પર છે स्वस्ति=કલ્યાણ હો-શુભ હો. ॥ ૬ ॥

જે હૃદયમાં, રથની નાભીમાં આરાઓની માફક શાખા ઉપશાખા નાડીઓ સહિત પ્રધાન એકસો ને એક નાડીઓ સંબદ્ધ છે તે હૃદયની અંદર તે આ આત્મા અનેક પ્રકારે પ્રકટતો રહે છે. તે આત્માનું 'ઓમ્' એમ આવી રીતે ધ્યાન ધરો. તમારે પાર પહોંચવા માટે જે અવિદ્યાન્ધકારથી પર છે. કલ્યાણ હો. ॥ ૬ ॥

આમ આગલા મન્ત્રમાં અમૃતનો સેતુ હસ્તગત કરવા ઋષિએ આદેશ કર્યો. હવે એ અમૃતમય આત્માને ક્યાં ઝાલવો એ બતાવતાં આત્માની ખોજમાં જતાં સાધકને આશીર્વાદ આપતાં ઋષિ કહે છે કે રથની ચાકીમાં જેમ આરાઓ સુસંબદ્ધ છે તેમ જે હૃદયમાં શાખોપશાખા પ્રશાખા સહિત એકસો ને એક નાડીઓ સુસંબદ્ધ છે એ હૃદયની અંદર આ આત્મા અનેક પ્રકારે પ્રકટતો રહે છે. એટલે હૃદયની-ચિત્તની પરિણામપરંપરાને લઇને પોતે તે તે રૂપે ભાસતો લાગે છે. હૃદયની વૃત્તિસરૂપતાને ભજતો હોઇને સ્વરૂપે અપરિણામી છતાં આ આત્મા હૃદયમાં અનેકરૂપી ભાસે છે. હે મનુષ્યો! એ હૃદયસ્થ આત્માને-અમૃતને આપ 'ૐ' એમ ધ્યાનમાં લાવો. અર્થાત્ હૃદયમાં ઉતરી ૐ નામનો જપ કરો. આમ પરમાત્માને ૐ નામે પરમપ્રેમથી પોકારતાં તેનો ઉદ્બોધ થશે તે 'આવિઃ' અને 'સન્નિહિત' હોવાથી તમારા હૃદયરૂપી સૌથી નિકટના સ્થાનમાં તે પ્રકટ થશે. અને એક વખત તે પરમાનન્દ સ્વરૂપનો સ્થાયી ઉદ્રેક થતાં તો ભગવાન ભાષ્યકાર જેમ કહે છે તેમ-

अहंकारो धियं ब्रूते तं सुप्तं मा प्रबोधय ॥
उदियते परमानन्दे न त्वं नाहं न वै जगत् ॥

અહંકાર-બુદ્ધિ-જગતના તમામ ચમકારાઓ અસ્ત પામશે એટલે કે નિસ્તરંગ મહોદધિમાં જેમ પરપોટો તેમ નિસ્તરંગ પ્રશાન્ત આનંદ મહોદધિમાં તું સ્થિર થઇ જશે! આમ ૐ નામે ભગવાનને હૃદયસદનમાં પોકારવાનો આદેશ કરી હવે એ રસ્તે જનારનું ઋષિ ભદ્ર ઇચ્છતાં કહે છે કે હે પ્રિય આત્મસ્વરૂપ મનુષ્યો! તમારું કલ્યાણ હો! તમસ્-અજ્ઞાન અંધારાથી પર જવાને માટે તૈયાર થયેલા એવા તમામ જીવોનું સ્વસ્તિ હો! અહો! ઋષિ હૃદયની ભદ્રતા! ॥ ૬ ॥

**यः सर्वज्ञः सर्वविद् यस्य एष महिमा भुवि । दिव्ये ब्रह्मपुरे ह्येषः, व्योम्नि आत्मा प्रतिष्ठितः । मनोमयः प्राणशरीरनेता, प्रतिष्ठितो अन्ने हृदयं संनिधाय । तद् विज्ञानेन परिपश्यन्ति धीराः, आनन्दरूपं अमृतं यद् विभाति ॥ ७ ॥**

यः=જે सर्वज्ञः=સૌને જાણવાવાળો છે सर्वविद्=સૌને સમજવાવાળો છે. અને भुवि=પૃથિવી ઉપર यस्य=જેની एष=આ બધી महिमा=વિભૂતિ છે. તે एषः=આ आत्मा=આત્મા हि=નિશ્ચય दिव्ये=અદ્ભુત ब्रह्मपुरे=બ્રહ્મપુર-શરીરમાં જે व्योम्नि=હૃદયાકાશ છે તેમાં प्रतिष्ठितः=રહેલો છે. તે मनोमयः=મનરૂપ-

મનનું મન છે તથા પ્રાણશરીરનેતા=પ્રાણને શરીરમાં ચલાવનાર છે-પ્રાણનો પ્રાણ છે. તે આ અન્ને=અન્નમય શરીરમાં હૃદયં=હૃદયને પોતાનું સંન્નિધાય= રહેઠાણ બનાવીને રહેલો છે. તત્=તેને ધીરાઃ=બુદ્ધિમાનો વિજ્ઞાનેન=જ્ઞાનથી પરિપશ્યન્તિ=જુવે છે યત્=જે આત્મા આનન્દરૂપં=આનન્દરૂપ છે અમૃતં=અમૃત છે તથા વિભાતિ=સૌને પ્રકાશિત કરે છે. ॥ ૭ ॥

જે સર્વજ્ઞ અને સર્વવિદ્ છે. જેનો આ બધો પૃથિવી ઉપર મહિમા છે તે આ આત્મા નિશ્ચય અદ્ભુત બ્રહ્મપુરમાં જે હૃદયાકાશ છે તેમાં પ્રતિષ્ઠિત છે. મનોમય અને પ્રાણને શરીરમાં દોરવનાર આ આત્મા અન્નમય શરીરમાં હૃદયને પોતાનું રહેઠાણ બનાવીને રહ્યો છે. તે કે જે આનન્દરૂપ, અમૃત અને સૌનો પ્રકાશક છે તેને ધીર પુરુષો જ્ઞાનથી જુવે છે. ॥ ૭ ॥

સૌ જીવોનું ભદ્ર ઇચ્છતા ઋષિજી આનન્દના એકતાન તાનમાં શિષ્ય સમક્ષ હૃદયનું સર્વસ્વ અચોરભાવે ખોલી દેતાં આગળ કહે છે કે હે પ્રિય શિષ્ય ! તું જ્યારે મારો પ્રિયતમ શિષ્ય જ છે તો તને હવે સૌથી ગુહ્ય વાત કહી દઉં છું. જે આત્મા સામાન્ય રીતે સર્વજ્ઞ છે અને વિશેષ રીતે સર્વવિદ્ છે-જેનો આ ભુવનમાં બધો પડયો પાથર્યો નિત્ય મહામહિમા છે તે આત્મા આ બ્રહ્મપુર-ભગવાનની નગરી-મનુષ્યાદિ શરીર મંદિરમાં જે હૃદયાકાશ છે તેમાં પ્રતિષ્ઠિત છે. અર્થાત્ આત્મા મૂળ સ્વરૂપે સર્વજ્ઞ અને સર્વવિદ્ છે. ચરાચર જગત તેનો મહામહિમા છે. તે આત્મા આ શરીરનગરીનું જે હૃદયાકાશરૂપી સદન છે તેમાં રહે છે. તે અજ્ઞાનમય અવસ્થામાં મનોમય આત્મા પ્રાણને શરીરમાં ચલાવે છે. એ આત્મા અન્નમય શરીરમાં હૃદયને પોતાનું નિવાસસ્થાન બનાવીને રહ્યો છે. તે આત્મા આનન્દરૂપ છે. અમૃત છે. પ્રકાશસ્વરૂપ છે. અર્થાત તે આત્મા અમૃત-સતસ્વરૂપ, પ્રકાશસ્વરૂપ-ચિત્સ્વરૂપ તથા આનન્દરૂપ એટલે કે સચ્ચિદાનન્દ છે. એ સચ્ચિદાનન્દ પરમાત્માને પ્રયોગવીર ધીર પુરુષો વિશેષ જ્ઞાનથી હૃદયમાં ચોમેરથી-પરિપૂર્ણપણે જુવે છે. અર્થાત્ આ મન્ત્રમાં ઋષિએ પરમાત્માના પરિપૂર્ણ સ્વરૂપની-સચ્ચિદાનન્દ સ્વરૂપની ઓળખ આપી છે. એવો આત્મા કયાં છે-કેવો છે-કેવી રીતે વર્તી રહ્યો છે અને કોને સમજમાં આવે છે એટલું કહ્યું છે. અર્થાત્ સચ્ચિદાનંદ મૂર્તિ, વિશ્વવિભૂતિ, હૃદયસ્થ, આત્મા, પ્રયોગકુશળ ધીર પુરુષને જ્ઞાન દ્વારા મળે છે એટલો નીચોડ અર્થ છે. ॥ ૭ ॥

भिद्यते हृदयग्रन्थिः, छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥ ८ ॥

तस्मिन्=તે परावरे=સૌથી પર અને સૌથી શ્રેષ્ઠ આત્માનું दृष्टे=દર્શન થતાં अस्य=આ દ્રષ્ટાની हृदयग्रन्थिः=હૃદયની ગાંઠ भिद्यते=ખુલી જાય છે. सर्वसंशयाः=તમામ સંશયો छिद्यन्ते=છેદાય છે. च=તથા कर्माणि=તમામ કર્મો क्षीयन्ते=ક્ષીણ થાય છે–ફલદાનમાં અસમર્થ બને છે. ॥ ૮ ॥

સૌથી પર અને સર્વશ્રેષ્ઠ આત્માનું દર્શન થતાં દ્રષ્ટાની હૃદયગ્રંથી ભેદાય છે. તમામ સંશયો છેદાય છે. અને કર્મો ક્ષીણ થઈ જાય છે. ॥ ૮ ॥

હવે આવા આત્માનું દર્શન થતાં શું ફળ મળે છે તે કહે છે. કેમકે પ્રવૃત્તિમાત્ર સપ્રયોજન હોવી ઘટે. તો બ્રહ્મવેધની પ્રવૃત્તિનું ફળ શું ? ઋષિ કહે છે આ ફળની અવધિ નથી. બ્રહ્મની પ્રાપ્તિમાં સંસારનો જ અસ્ત છે. જે કોઈ પુરૂષ પર અને અવર એટલે કે સૌથી પર અને સૌથી શ્રેષ્ઠ એવા આત્માને સાક્ષાત્ અનુભવે છે એટલે કે આત્મમય થાય છે તે માણસની હૃદયગ્રંથી ભેદાય છે. સંશયમાત્ર છેદાય છે. કર્મમાત્ર ક્ષીણ થઇ જાય છે! હૃદયની સૌથી મોટી ગાંઠ તે અજ્ઞાનની. અને અજ્ઞાનમાંથી જે જન્મતી અસ્મિતા–રાગ–દ્વેષ–અને ભય અને એના અનન્ત પેટા ભેદોરૂપી ગૌણ ગાંઠો એની મેળે ભેદાઈ જાય છે. અર્થાત્ અજ્ઞાન અને તજ્જન્ય મલિનતાઓ ધોવાઈ જાય છે. એટલે કે સંસારનું બીજ છુંદાઇ જાય છે, એ અજ્ઞાનમાંથી જ ઉઠતી સંશય પરંપરાઓ–અનિશ્ચયની હાર–આત્માને લગતી, જગતને લગતી, જાતને લગતી, જે દ્વિધાબુદ્ધિ તે કપાઈ જાય છે. અર્થાત્ આત્મદર્શનમાં સંશયનો અસ્ત છે. સંશય એટલે અનિશ્ચય. અને અનિશ્ચય તો સંસાર છે! આ ઉપરાંત અજ્ઞાનપ્રેરિત જન્મમરણના સાક્ષાત્ કારણરૂપ કર્મો ક્ષીણ થાય છે. એટલે ફળ દાનમાં નિર્બલ થાય છે એટલે કે તેવા દ્રષ્ટા પુરૂષના કર્મો જાત્યાયુર્ભોગ આપવામાં બલહીન થઇ જાય છે. અર્થાત્ સંચિત–ક્રિયમાણ તથા પ્રારબ્ધનો અસ્ત થઇ જાય છે. સંચિત એટલે હજી જે ફળ્યાં નથી પણ ભાવિમાં જે ફળવાનાં છે એવાં એકઠાં થયેલાં અનન્ત જન્મોનાં કર્મો આત્મજ્ઞાનથી વન્ધ્યવીર્ય થાય છે. કરાતાં–ક્રિયમાણ કર્મો તો કરાય છે જ એવી રીતે કે તેનો સ્પર્શ જ ન લાગે. અને પ્રારબ્ધ–ફલ દાનમાં પ્રવૃત્ત કર્મોનો જ્ઞાનની જડીબુટ્ટીને લીધે ડંખ જ મરી જાય છે એટલે યદ્યપિ પ્રારબ્ધ કર્મોનો વિનાભોગે ક્ષય નથી છતાં આત્મદર્શનમાંથી નીપજતાં પ્રચંડ વીર્યથી આત્મદર્શી તેને એવી રીતે ભોગવી લે છે કે જે ન ભોગવ્યાં જેવાં જ થઇ રહે છે. આમ આત્મદર્શનમાં પરિપૂર્ણ મુક્તિ–સંસારનો અસ્ત અને જીવનની પરમશિવતા છૂપાઇ છે. આથી વધીને બીજું શું ફળ હશે! ॥ ૮ ॥

हिरण्मये परे कोशे विरजं ब्रह्म निष्कलम् । तत् शुभ्रं
ज्योतिषां ज्योतिः, यत् तत् आत्मविदो विदुः ॥९॥

हिरण्मये=સોનેરી कोशे=મ્યાનમાં તલવારની માફક परे=સૌથી ઉંચા હૃદયમન્દિરમાં तत्=તે शुभ्रं=શુદ્ધ ज्योतिषां ज्योतिः=જ્યોતિઓની જ્યોતિ, विरजं=નિર્મલ, निष्कलं=નિરવયવ ब्रह्म=અક્ષરબ્રહ્મ રહે છે तद्=તેને यत्=જેઓ आत्मविदः=આત્મવેત્તાઓ છે તે विदुः=જાણે છે. ॥ ૯ ॥

સોનેરી મ્યાનમાં તલવારની માફક સૌથી ઉચ્ચ હૃદયમંદિરમાં તે શુદ્ધ, જ્યોતિઓની જ્યોતિ, નિર્મલ, નિરવયવ અક્ષરબ્રહ્મ રહે છે .તેને જેઓ આત્મવેત્તા છે તેઓ જાણે છે. ॥ ૯ ॥

પ્રિયતમના વર્ણનમાં કોણ થાકે ? જે પરમાત્માના દર્શનથી હૃદયગ્રંથીઓ ભેદાય છે, સંશયો છેદાય છે, કર્મનું બીજબળ ક્ષીણ થાય છે તે પરમાત્મા પ્રાણીમાત્રના પ્રિયતમ છે. આથી તેને વર્ણવતાં ઋષિને થાક જ નથી લાગતો. આથી હવે તે જ પરમાત્માને વધુ વર્ણવતાં આચાર્ય ઉચરે છે કે હે પ્રિય શિષ્ય શૌનક ! સોનેરી મ્યાનમાં અણીઆળી તલવારની માફક તે હૃદયરૂપી સર્વશ્રેષ્ઠ હિરણ્મય કોશમાં તે શુભ્ર, જ્યોતિઓની જ્યોતિ, નિર્મલ, નિરવયવ, અક્ષરબ્રહ્મ સચ્ચિદાનન્દ પરમાત્મા વસે છે. જેઓ આત્મવેત્તા છે તેઓ તે જાણે છે. અર્થાત્ સોનેરી કોશમાં જેમ ગ્રંથી તોડનારી, અંતરાયને કાપનારી અને સામા થનારના બળને ક્ષીણ કરનારી અણીઆળી તલવાર વસે છે; તેમ કિંમતીમાં કિંમતી હૃદયરૂપી કોશમાં આત્મારૂપી અવિદ્યાદિગ્રંથીને ભેદનારી, સંશયના ટુકડા કરનારી, કર્મવીર્યને શિથિલ કરનારી તલવાર રહે છે. એ આત્મા શુભ્ર છે. એટલે કે જ્યોતિઃસ્વરૂપ છે. તે જ્યોતિ તે સૂર્યાદિની ભૌતિક જ્યોતિ નથી, પણ સૂર્યાદિને પણ સળગાવનારી ચૈતન્ય જ્યોતિ છે. તે સ્વરૂપે નિર્મલ છે. રાગદ્વેષાદિ દોષોથી અસ્પૃષ્ટ છે. નિષ્કલ છે એટલે કે ભાગરહિત–અવિભાજ્ય–નિરવયવ–સર્વત્ર સદ્ઘન છે. જેઓ પ્રકૃતિના જ્ઞાનપૂર્વક જાતને પ્રકૃતિથી ભિન્ન જાણી પ્રકૃતિથી વિરક્ત આત્મામાં પ્રતિષ્ઠિત છે તેવા જ આવા પરમાત્માને જાણી શકે છે. અર્થાત્ અભ્યાસ વૈરાગ્યથી નિરુદ્ધ ચિત્તવૃત્તિવાળા પુરૂષો જ હૃદયમાં રહેલા પરમાત્માને જાણે છે, બીજા નહિ. ॥ ૯ ॥

न तत्र सूर्यो भाति, न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति,
कुतोऽयमग्निः ? । तमेव भान्तं मनु भाति सर्वं, तस्य
भासा सर्वं इदं विभाति ॥ १० ॥

तत्र=તેમાં सूर्यः=સૂર્ય न भाति = નથી પ્રકાશતો न=ન તો चन्द्रतारकं= ચન્દ્ર અને તારાઓ न=ન તો इमाः=આ विद्युतः=વીજળીઓ-भान्ति=પ્રકાશતી તો अयं=આ अग्निः=અગ્નિ તો कुतः=ક્યાંથી જ? भान्तं = પ્રકાશતા એવા तमेवानु=તેની પાછળ જ सर्वं=આ બધું भाति=પ્રકાશે છે तस्य=તેના भासा= પ્રકાશ વડે इदं=આ सर्वं=બધું विभाति=ભાસે છે. ॥ ૧૦ ॥

ત્યાં સૂર્ય કે ચન્દ્ર કે તારાઓ નથી પ્રકાશતા, આ વિજળીઓ નથી પ્રકાશતી તો આ અગ્નિ તો ક્યાંથી જ ત્યાં ચમકે? ચમકતા એવા તે આત્માની પાછળ જ આ બધું ચમકે છે. તેની ચમકથી આ બધું ચમકી રહ્યું છે. ॥ ૧૦ ॥

તે જ્યોતિઓની જ્યોતિ છે એ જ વાતને વધુ વિસ્તારથી વર્ણવતાં કહે છે કે તે પરમાત્મામાં સૂર્ય કે ચાંદ નથી પ્રકાશતા. આ વિજળીઓ નથી પ્રકાશતી. તો પછી બિચારો અગ્નિ તો ત્યાં પ્રકાશે જ ક્યાંથી? અર્થાત્ સૂર્ય, ચન્દ્ર વગેરેની જ્યોતિ પણ પરમાત્મા તરફથી તેમને ઉછીની મળેલી છે! અર્થાત્ ચેતન જ્યોતિ છે તેથી "જગદાન્ધ્ય પ્રસંગ" થતો નથી! ચેતન જ્યોતિના વિરહમાં જગત આંધળું થઇ જાય! એ જ વાતને સ્પષ્ટ કરતાં કહે છે કે તે આત્મા ચમકે છે તેની પાછળ જ આ બધું ચમકે છે. તેની ચમકથી આ બધું ચમકી રહ્યું છે. અર્થાત્ આત્મા ચૈતન્યઘન હોઇને આ સમસ્ત બ્રહ્માંડનો અવભાસક છે! આ છે મહામહિમા તે પરમપિતાનો! ભૌતિક જ્યોતિના પ્રકાશે પરમાત્મા જડતો નથી. આંતરજ્યોતિ જ્યારે પ્રકટે ત્યારે જ તેની ઉપલબ્ધિ થાય છે. ॥ ૧૦ ॥

**ब्रह्म एव इदं अमृतं पुरस्तात्, ब्रह्म पश्चात्, ब्रह्म दक्षिणतः च उत्तरेण । अधः च ऊर्ध्वं च प्रसृतं ब्रह्मैव, इदं विश्वं, इदं वरिष्ठम् ॥ ११ ॥**

इदं=આ अमृतं=અમૃત ब्रह्म=બ્રહ્મ एव=જ पुरस्तात्=આગળ અને ब्रह्म= બ્રહ્મ જ पश्चात्=પાછળ છે. ब्रह्म=બ્રહ્મ જ दक्षिणतः=જમણી બાજુએ च=તથા उत्तरेण=ડાબી બાજુએ છે. બ્રહ્મ જ अधः=નીચે च=અને ब्रह्मच=જ ऊर्ध्वं= ઉપર प्रसृतं=ફેલાયેલું છે. ब्रह्म=બ્રહ્મ एव=જ इदं=આ विश्वं=બધું છે અને इदं=એ જ वरिष्ठं=સર્વથી શ્રેષ્ઠ છે. ॥ ૧૧ ॥

આ અમૃત સ્વરૂપ બ્રહ્મ જ આગળ અને બ્રહ્મ જ પાછળ છે. બ્રહ્મ જ જમણી તથા ડાબી બાજુએ છે. બ્રહ્મ જ નીચે અને બ્રહ્મ જ ઉપર પથરાયેલું છે બ્રહ્મ જ આ બધું છે અને એ જ સર્વશ્રેષ્ઠ છે. ॥ ૧૧ ॥

આમ અત્યારસુધી પરમપ્રિય પરમાત્માનું ઋષિએ ઉલ્લાસથી વર્ણન કર્યું. આ સમસ્ત બ્રહ્માંડનું કારણ જ્યાં પરમાત્મા ઠર્યા ત્યાં કારણથી કાર્ય ભિન્ન ન હોવાથી કાર્ય પણ કારણ જ રહે છે. એટલે કે પરમાત્મા જ પોતાની અચિન્ત્ય પ્રજ્ઞાના વિલાસ દ્વારા જગતરૂપે ચમકી રહ્યા છે, અર્થાત્ પરમાત્મા જ આ બધું જે કંઇ નજરે પડે છે તે તે છે. પરમાત્માથી ભિન્ન પરમાત્મા સિવાયનું કશું હોઇ શકતું નથી. આથી પરમાત્મા જ આ બધું છે એમ હવે સ્પષ્ટપણે કહેતાં ઉપસંહાર કરે છે કે હે શિષ્ય! તને વધુ શું કહું? આ અમૃત સ્વરૂપ=અવ્યભિચારી સત્તાવાળું અક્ષરબ્રહ્મ જ આગળ પાછળ જમણે તથા ડાબે પડખે છે. તે પરમાત્મા જ ઉપર છે નીચે છે. આ બધું જે ફેલાયેલું છે તે વિશ્વ પરમાત્મા જ છે. અને એ પરમાત્મા જ સૌથી શ્રેષ્ઠ હોઇને પસંદ કરવા જેવા છે! અર્થાત્ પરમાત્માનું તત્ત્વ જાણવાથી આ સમસ્ત વિશ્વ પરમાત્મમય હોવાથી સ્વયમેવ 'જાણેલું' થાય છે. અર્થાત્ વિશ્વની પ્રત્યેક ચીજ એના મૂળ સ્વરૂપમાં સચ્ચિદાનંદ સ્વરૂપ છે. આથી મોત અજ્ઞાન કે દુઃખનું જગતમાં નામ નથી; એ આપણી ભ્રમણા છે— કલ્પના છે એમ આના ઉપરથી ફળે છે. અર્થાત્ સમસ્ત વિશ્વ સચ્ચિદાનંદ પરમાત્માનો નિત્ય મહિમા હોઇને પરમ આનંદનું કારણ છે. અહીં રડવાનું કે શોક કરવાનું કારણ નથી. ॥ ૧૧ ॥ ૯

॥ इति द्वितीयमुण्डके द्वितीयः खण्डः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

## ॥ अथ तृतीयमुण्डके प्रथमः खंडः ॥

**द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते। तयोः अन्यः पिप्पलं स्वाद्वत्ति अनश्नन् अन्यः अभिचाकशीति ॥१॥**

द्वा–બે સુપર્ણા–પક્ષીઓ (જીવાત્મા અને પરમાત્મા) જે सयुजा–સાથે રહેનારા તથા सखाया–મિત્ર છે समानं એક वृक्षं–શરીરરૂપી વૃક્ષને परिषस्वजाते–ભેટી રહેલાં–સ્વસ્વામીભાવે પકડી રહેલાં છે. तयोः–તે બેમાંથી अन्यः–એક જીવાત્મા તેના स्वादु–સ્વાદિષ્ટ पिप्पलं–ફલને अत्ति–ખાય છે. અને अन्यः–બીજો ઈશ્વર अनश्नन्–ન ખાતો હોઇને अभिचाकशीति–જુવે છે. ॥ ૧ ॥

બે પક્ષીઓ કે જે સાથે રહેનારા તથા મિત્ર છે તે એક વૃક્ષને ભેટીને રહેલ છે. તે બેમાંથી એક તેના સ્વાદિષ્ટ ફલને ખાય છે જ્યારે બીજો તે ન ખાતો હોઈને જુવે છે. ॥ ૧ ॥

પૂર્વ ગ્રન્થમાં પરાવિદ્યાના વિષય તરીકે પરમાત્મા વિશ્વયોનિ છે એમ સવિસ્તર સિદ્ધ કર્યું. એ પરમાત્માની પ્રાપ્તિ માટે ઈશ્વર પ્રણિધાનરૂપી ક્રિયાયોગનું વિસ્તારપૂર્વક વિધાન કર્યું. અર્થાત્ સૃષ્ટિ એ પરમાત્માનો જ વિચાર વૈભવ છે. એ પરમાત્મા, નિર્મળહૃદયની એકાગ્ર, ભાવમયી, ભક્તિથી પ્રકટ થાય છે એમ જણાવ્યું. પણ પરમાત્માને જેણે પ્રાપ્ત કરવાનો છે એ જીવાત્મા કે જે અધ્યાત્મ પ્રકરણમાં અધિકાર દૃષ્ટિએ સૌથી મુખ્ય છે તેનું સ્વરૂપાલેખન હજી બાકી છે. એ જીવાત્મા અને પરમાત્માના સંબંધનો જ્યાંસુધી સ્પષ્ટ નિર્ણય ન આવે ત્યાં સુધી જીવનું યોગ્ય દિશાગમન ન થાય. આથી હવેના ગ્રંથમાં જીવાત્માનું વર્ણન કરતાં પરમાત્માની પ્રાપ્તિમાં બીજા જે સહકારી સાધનો છે તેનું વર્ણન ઋષિ રમણીય રીતે કરે છે. તેમાં પહેલાં જીવાત્મા અને પરમાત્મામાં જીવાત્મા ભોક્તા છે અને પરમાત્મા ભોજયિતા છે એ સિદ્ધાન્તને સહેતુક પ્રતિપાદિત કરતાં આચાર્ય રૂપક દ્વારા કહે છે કે હે શિષ્ય શૌનક! સદા સાથે રહેનારાં અને પરસ્પર મિત્રભાવે રહેનારાં બે પક્ષીઓ એક જ વૃક્ષને ભેટીને રહેલાં છે. તે બે પક્ષીઓમાંથી એક સ્વાદિષ્ટ પિપ્પલ

ખાય છે. અને બીજો ન ખાતો હોઇને ફક્ત જુવે છે. અર્થાત્ પ્રકરણવશાત્ તથા વ્યુત્પત્તિવશાત્ પક્ષી એટલે જીવાત્મા તથા પરમાત્મા એમ જાણવું. પ્રકરણ છે અધ્યાત્મ વિદ્યાનું, એટલે અહીં અકસ્માત્ સામાન્ય પક્ષી તો હોઈ શકે જ નહીં એટલે અહીં જે બે સુપર્ણ-સુન્દર પાંખવાળાં પક્ષીઓ છે તે જીવાત્મા અને પરમાત્મા જ છે એમ સમજવું. એ બેને પક્ષી કહેવામાં પણ રહસ્ય છે. જેમ પક્ષીઓને બે પાંખ હોય છે તેમ જીવાત્મા અને પરમાત્માને પણ બબ્બે પાંખો છે. તે બે પાંખો તે ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિરૂપી બે પાંખો છે. આ જ્ઞાન અને ક્રિયાશક્તિરૂપી પાંખોવાળા જીવાત્મા અને પરમાત્મારૂપી બે પક્ષીઓ હંમેશાં સાથે રહેનારાં છે ! કદી એક બીજાથી વિખૂટાં પડતાં નથી. કેમકે તે બન્ને સ્વભાવે જ મૂળમાં એક સ્વરૂપ છે. તો સિક્કાની બે બાજુઓ જેમ નિત્ય સહવાસી હોય છે તેમ આ જીવાત્મા અને પરમાત્મા સદા સાથે વસે છે ! વળી તે બન્ને એક બીજાના મિત્ર છે ! સાથે વસનારા સજ્જનોમાં મૈત્રી થાય એ સ્વાભાવિક છે ! તો આ તો બન્ને સત્તમ હોઇને એકબીજા સાથે પરમપ્રેમથી મૈત્રીભાવે જકડાયેલ છે ! આમ સદા સાથે રહેનારાં અને પરમ મિત્રભાવે રહેલાં આ બે જીવાત્મા અને પરમાત્મરૂપી પક્ષીઓ એક જ વૃક્ષને બેઠીને વસેલાં છે ! તે વૃક્ષ તે આ શરીરરૂપી વૃક્ષ! વૃક્ષ શબ્દ 'વ્રશ્ચ' ધાતુ જેનો અર્થ છેદવું એવો થાય છે તેના ઉપરથી બને છે. અર્થાત્ આ શરીરરૂપી વૃક્ષ જો યોગ્ય પ્રયત્ન હોય તો અસંગશસ્ત્રથી છેદાય એવું છે ! અર્થાત્ શરીરને વૃક્ષ કહીને ઋષિ તેની નિવૃત્તિ થઇ શકે છે-અર્થાત્ જીવની મુક્તિ થઇ શકે છે એવું સૂચિત કરે છે. આ વૃક્ષને તે બન્ને બેઠીને રહેલાં છે એટલે કે સ્વસ્વામીભાવે પકડીને ઉભાં છે. જીવાત્મા તેને સ્વ-ભાવે એટલે 'મારૂં છે' એ ભાવે પકડીને ઉભો છે. પરમાત્મા તેને સ્વામિભાવે-શેઠભાવે જકડીને ઉભા છે. અને આટલોજ તફાવત છે-જીવાત્મા અને પરમાત્મામાં. સ્વ-ભાવે જે શરીરને પકડે તે સંસારમાં સરે. જે સ્વામિભાવે તેને પકડે તે સંસારમાંથી તરે. જીવાત્મા સરે છે. પરમાત્મા તરે છે. તે બન્ને પક્ષીઓ એક જ શરીરરૂપી વૃક્ષને સ્વસ્વામિભાવે પકડી ઉભા છે તો તે બન્ને તેમાં કરે છે શું ? તો ઋષિ કહે છે કે એ બેમાંથી એક-જીવાત્મા શરીર વૃક્ષના સ્વાદુ પિપ્પલને-એટલે કે સ્વાદિષ્ટ ફળને ચાખે છે. અર્થાત્ જીવાત્મા ભોગાયતન શરીરમાં સ્વકૃતકર્મનાં ફળને ભોગવે છે. એ સ્વકૃતકર્મનાં સુખદુઃખાદિ ફળો સ્વાદુ છે. એટલે કે મીઠાં છે. સુખ તો મીઠું હોઇ શકે, પણ દુઃખ કેવી રીતે મીઠું હોય ? પણ રહસ્ય એ છે કે જાતની કમાણીનો રોટલો સુકો હોય તોયે મીઠો લાગવો જોઇએ. જાતના રચેલાં શુભાશુભ કર્મોનાં ઇષ્ટાનિષ્ટ ફળો

પણ સ્વમાની અને બહાદુર જીવને સ્વાદુજ લાગવાં જોઇએ એવો ધ્વનિ છે! આમ જીવાત્મા અજ્ઞાન અવસ્થામાં ભોક્તા છે એ સારભૂત નીચોડ છે. બીજું પક્ષી-પરમાત્મા જાતે કશું ખાતો નથી-એટલે કે ભોગ ભોગવતો નથી. કેમકે તે કાંઇ કરતો નથી. પણ ભોગ ભોગવનાર જીવના કર્મના ફળને તે જુવે છે એટલે કે જીવાત્માને પોતાની સન્નિહિત સત્તા,માત્રથી કર્મનો ફલોપભોગ. કરાવે છે. પરમાત્મા સર્વજ્ઞ અને સર્વશક્તિ હોઇને તે સર્વ કર્માધ્યક્ષ હોઇને કર્મ માત્રના ફળ જીવને ભોગવાવે છે. અને આ જ પરમાત્માનું દર્શન છે! અર્થાત્ પ્રભુ કર્તા નથી. ભોક્તા નથી. તે કારયિતા અને ભોજયિતા છે. જીવનો પ્રેરક છે! આમ સ્વભાવે જ તે અસંગ છે! તો નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત પરમાત્મા અને જીવાત્માનો અહીં આવિધક સ્વરૂપભેદ ઋષિએ બતાવ્યો. અને સાથે સાથે જીવાત્માએ સ્વયં પોતાના સખા જેવા થવાને માટે પોતાનામાંથી શું કાઢી નાંખવું તે પણ સૂચિત કર્યું છે. ॥ ૧ ॥

**समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः। जुष्टं यदा पश्यति अन्यं ईशं, अस्य महिमानं इति वितशोकः ॥ २ ॥**

તે समाने = એક वृक्षे = શરીરરૂપી વૃક્ષમાં निमग्नः = આસક્ત થયેલો अनीशया=માયાથી मुह्यमानः=વિવેક શૂન્ય થયેલો पुरुषः = પુરૂષ-જીવાત્મા शोचति=રાતદિન શોક કરે છે. અને यदा=જ્યાં પોતાના अन्यं = બીજા जुष्टं= પ્રિયતમ-મિત્ર ईशं = ઇશ્વરને पश्यति = જુવે છે-સાક્ષાત્ કરે છે તથા આ બધો अस्य=એનો महिमानं=મહિમા છે इति=એમ જુવે છે કે તરત वीतशोकः= શોકરહિત થઇ જાય છે. ॥ ૨ ॥

તે એક શરીરરૂપી વૃક્ષમાં આસક્ત થયેલો, માયાથી વિવેકરહિત બનેલો જીવાત્મા રાત્રિદિવા શોક કરે છે. અને જ્યાં પોતાના બીજા પ્રિયતમ મિત્ર ઈશ્વરને જુવે છે તથા આ બધો એનો મહિમા છે એમ સાક્ષાત્ કરે છે કે તરત તે શોકરહિત થઈ જાય છે. ॥ ૨ ॥

હવે શરીરવૃક્ષમાં નિમગ્ન થયેલા જીવની કરુણ કથની સંક્ષેપમાં કહેતાં ભગવતી શ્રુતિ કહે છે કે તે એક શરીરરૂપી વૃક્ષમાં ડૂબી ગયેલો-રુંવે રુંવે ચોંટી રહેલો-એટલે કે આસક્ત થયેલો જીવાત્મા મોહ પામતો હોઇને, લાચાર બની દિનરાત શોક કરે છે. જીવાત્મા શરીરમાં ડૂબી ગયેલો હોય છે. એટલે કે ભારી વસ્તુ જેમ સમુદ્રમાં ડૂબી જાય, તેમ અવિદ્યા-અસ્મિતા-રાગદ્વેષ-

અભિનિવેશ-કર્મ વગેરેના નિરર્થક ફોગટના ભારથી ભારી થયેલો જીવાત્મા આ શરીરવૃક્ષમાં-સંસારમાં ગળાંબુડ ડૂબી જાય છે. અર્થાત્ શરીરમાં મારાપણાના ભાવને લઈને જીવાત્મા દેહાત્મભાવ-દેહ જ આત્મા છે એવા અનૃતભાવમાં તદ્રૂપ થઇ જાય છે! અને આથી જ મોહ પામેલો તે-એટલે કે અવિવેકારૂઢ થયેલો તે જીવ રાતદિન લાચાર બનીને તપે છે. અર્થાત્ અવિવેકને લઇને, સ્વરૂપમાંથી ભ્રષ્ટ જીવ સ્વસામર્થ્યને વિસરી જઈ જન્મમરણાદિ દુઃખ પરંપરાના સમસ્ત આઘાતોને લઇને, નિર્બળ બની લાચાર થઈ રાતદિવસ 'હાય હાય' કરે છે! અજ્ઞાનમાંથી જન્મતી લાચારી શોકમાં જ પરિણમે! અર્થાત્ જીવને જ્યારે સ્વરૂપ વિસ્મૃતિ થાય છે ત્યારે તે દુઃખ પરંપરાથી વ્યાકુલ થઇને રાતદિવસ શોક કરે છે! આ છે પ્રત્યેક મનુષ્ય પશુપક્ષી તિર્યક્ યોનિમાં અવશ થઇને પડેલા જીવનો કરૂણ ઇતિહાસ! આવી કરૂણતામાંથી તે ક્યારે છૂટે? ઋષિ કહે છે કે જ્યારે અનેક જન્મના પુણ્ય સંચયના બળે કોઇ પરમ કારૂણિક ગુરુની કૃપાથી જ્યાં તે પોતાના પ્રિયતમ મિત્ર-ઇશ્વરને સાક્ષાત્ જુવે છે, તથા આ બધે એ ઇશ્વિરનો મહિમા છે એમ સાક્ષાત્ કરે છે ત્યારે તરત તે શોકરહિત થઈ જાય છે. અર્થાત્ જીવનો આ દિનરાત તથા જીવનવ્યાપી શોક કયારે મુકાય! જ્યારે એને પોતાનો પ્રિયતમ મિત્ર પરમાત્મા સાક્ષાત્ જણાય ત્યારે. જ્યારે આ સમસ્ત વિશ્વ એ પરમમિત્ર પરમાત્માનો જ અવિભાજ્ય મહિમા છે એમ સમજાય ત્યારે. અર્થાત્ જ્યારે જીવ શિવના દર્શન કરે છે ત્યારે તેનો પોતાનો શિવભાવ પ્રકટે છે! કેમકે તે મૂળમાં શિવ જ હતો, પણ બચગાળામાં ભાન ભૂલીને-સિંહ મટીને બકરૂ થયો હતો. તેને સ્વરૂપ-દર્શન થતાં જ તે બકરાનો ભાવ તજી સિંહ બને છે. શોકકુળ છોડી મૃગેન્દ્ર ગર્જન કરે છે! આમ જ્યાં શિવદર્શનથી પોતાની શિવતા પ્રકટી કે પછી તો આ સમસ્ત ભૂમંડળ પ્રભુનો પરમ મહિમા છે-લીલા છે એમ તેને આત્મભાન જ થાય છે. અને જ્યાં ભગવાનની જ આ બધી નામરૂપે લીલા છે એમ સમજાયું ત્યાં શોકને રહેવાનો અવસર નથી. આથી શોકના મોત માટે શિવદર્શન અને સર્વત્ર ભગવાનના મહિમાના દર્શનનું અહીં વિધાન છે! ॥ ૨ ॥

**यदा पश्यः पश्यते रुक्मवर्णं कर्तारं ईशं पुरुषं ब्रह्मयोनिम् ।**
**तदा विद्वान् पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यं उपैति ॥ ३ ॥**

यदा = જ્યારે આ पश्यः=જોનારો-વિવેકી-જ્ઞાની-જીવાત્મા, તે रुक्मवर्णं= સુવર્ણની માફક ચમકતા રૂપવાળા, कर्तारं=જગતકર્તા, पुरुषं= સર્વત્ર પરિપૂર્ણ

ब्रह्मयोनिं=વેદાદિ સમસ્ત વિદ્યાના મૂળરૂપ ईशं=ઇશ્વરને पश्यते=જુવે છે तदा=ત્યારે તે विद्वान्=જ્ઞાની पुण्यपापे=પુણ્ય અને પાપને विधूय=ખંખેરીને निरञ्जनः=કાલુષ્યથી રહિત થયેલો=કલેશ-કર્મ તથા તેમની વાસનાથી શૂન્ય થયેલો परमं=પરમ-અત્યંત साम्यं=તુલ્યતાને-ઇશ્વરની સાથે અત્યન્ત અભેદને उपैति= પામે છે. ॥ ૩ ॥

જ્યારે આ વિવેકી જીવાત્મા, તે સુવર્ણવર્ણ, જગત્કર્તા, સર્વત્ર પરિપૂર્ણ, વેદાદિ સમસ્ત વિદ્યાના જનક, ઈશ્વરને સાક્ષાત્ જુવે છે ત્યારે તે જ્ઞાની જીવ પાપ અને પુણ્યને ખંખેરી નાંખી, નિરંજન થયેલો હોઈને ઈશ્વરની સાથે પરમ તુલ્યતા પામે છે ॥ ૩ ॥

આગલા મન્ત્રમાં અવિવેકી જીવાત્મા શરીરમાં સ્વરૂપ માની, શરીરના જન્મમરણ, સુખદુઃખ, સયોગ વિયોગને આત્મસમવાથી સમજી 'હું અસમર્થ છું'-એમ દીન બની, સ્વરૂપને પરમરૂપની છાયાથી ઢાંકી દઈ, જીવનભર શોકગ્રસ્ત રહે છે એમ કહ્યું. એ જ જીવ જ્યારે તેના કોઇ પ્રબળ પુણ્ય યોગે, અનેક જન્મે, કોઇક કરુણામય ગુરુની કૃપાથી અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય આદિથી સંપન્ન થાય છે અને એ યોગ સેવાથી પરમાત્માને પ્રસન્ન કરે છે અને તે સર્વભૂતાન્તરાત્મા, કલેશ, કર્મ વિપાકાદિથી રહિત પરમાત્માને સાક્ષાત્ જુવે છે ત્યારે વીતશોક થાય છે એમ કહ્યું. એ જ વાતને વધુ સ્પષ્ટતાથી કહે છે કે હે પ્રિય શૌનક! જ્યારે આ પશ્ય=વિવેકી જીવાત્મા, ચમકીલા વર્ણવાળા, જગત્કર્તા સર્વત્ર પરિપૂર્ણ, વેદાદિ સમસ્ત વિદ્યાના ઉગમ, સર્વસત્તાધીશ પરમાત્માને પોતાના હૃદયકમળમાં વિરાજતા સાક્ષાત્ જુવે છે ત્યારે તે જ્ઞાની પુરુષ, પાપપુણ્યને ખંખેરી નાંખીને, નિરંજન થયેલ હોઇને પરમ સામ્ય-પરમાત્માની પરમ સમતાને પામે છે. અર્થાત્ વિવેક વૈરાગ્યના બળે વિવેકારૂઢ થયેલો, શરીરાત્મભાવની પકડમાંથી છૂટેલો કોઈ વિરલ જીવ પરમાત્માને જુવે છે ત્યારે પાપપુણ્યને ખંખેરી શકે છે. નિરંજન-નિર્લેપ-નિર્મળ થાય છે. અર્થાત્ પરમાત્માનું દર્શન, પાપપુણ્યરૂપી જન્મ મરણના કારણનું ઉચ્છેદક થાય છે. પાપપુણ્યનો જ તો માનવહૃદય ઉપર વજ્રલેપ હતો. હૃદયને મેલું બનાવનારું એ કાજળ હતું. એ કાજળ ભગવાનના દર્શનથી ધોવાઈ જતાં જીવ સ્ફટિક જેવો શુદ્ધ અને અભિજાત બને છે. આવો પાપપુણ્યના સ્પર્શથી રહિત, નિષ્પાપ પુરુષ પરમાત્માની સમતા પામે છે. અર્થાત્ જેવા પરમાત્મા સ્વરૂપે છે-સચ્ચિદાનન્દ મૂર્તિ છે તેવો તે જીવ સ્વયં સચ્ચિદાનન્દ મૂર્તિ બને છે. જોનાર પરમાત્માને કેવી રીતે

જુવે છે-કેવી રીતે સમજે છે? દશા પરમાત્માને ચૈતન્યસ્વરૂપ, જગત્કર્તા, સર્વસ્વામી, સર્વત્ર પરિપૂર્ણ, તમામ વિદ્યાનું ઉદ્ગમસ્થાન તરીકે સમજે છે. આવા પરમાત્માને સેવા દ્વારા જીવ જ્યારે સ્વમાં અનુભવે છે ત્યારે શોક મોહ બીચારાં-નિરાધાર થઈ જાય છે! ॥ ૩ ॥

**प्राणो हि एषः यः सर्वभूतैः विभाति,**
**विजानन् विद्वान् भवते नातिवादी ।**
**आत्मक्रीडः आत्मरतिः क्रियावान्,**
**एषः ब्रह्मविदां वरिष्ठः ॥ ४ ॥**

एषः=આ પરમાત્મા हि=નિશ્ચય प्राणः=જીવન છે यः=જે सर्वभूतैः=તમામ પ્રાણીઓ દ્વારા विभाति=ચમકી રહ્યો છે. તેને विजानन्=જાણતો હોઇને विद्वान्=વિવેકી જીવ अतिवादी=શાસ્ત્ર મર્યાદાને ઉલ્લંઘીને બોલનારો ન भवति=થતો નથી. एषः=એ ब्रह्मविदां=બ્રહ્મવેત્તાઓમાં वरिष्ठः=સર્વશ્રેષ્ઠ आत्मक्रीडः=સદા સ્વરૂપે બ્રહ્મમાં રમનારો आत्मरतिः=આત્મામાં રતિવાળો અને કર્તવ્યબુદ્ધિથી क्रियावान्=કર્મોને કરનારો હોય છે. ॥ ૪ ॥

આ પરમાત્મા નિશ્ચય જીવન છે જે સર્વભૂતો દ્વારા ચમકી રહ્યો છે તેને જાણતો વિદ્વાન અતિવાદી બનતો નથી. એ બ્રહ્મવેત્તાઓમાં સર્વશ્રેષ્ઠ, આત્મામાં રમનારો, આત્મામાં પ્રેમવાળો અને ક્રિયાવાન્ છે. ॥ ૪ ॥

વળી પરમાત્મા જીવનરાશિ છે-અખૂટ જીવનભંડાર છે. એને જાણનાર જીવનમાં સાચો મુનિ થઇ જાય છે અને તે ઉપરાંત બ્રહ્મજ્ઞના જીવનમાં પ્રકટતાં બીજાં સ્વસંવેદ્ય લક્ષણો વર્ણવતાં ઋષિ કહે છે કે હે શિષ્ય! આ પરમાત્મા નિશ્ચય જીવનરૂપ છે; અને આથી જ તે પરમાત્મા પ્રાણીમાત્ર દ્વારા જીવનરૂપે ચમકી રહ્યા છે. અર્થાત્ પ્રાણીમાત્રનું જીવન એ પરમપિતાના જીવનની જ એક ચિનગારી છે. અને આથી જ પ્રત્યેક જીવન-આબ્રહ્મસ્તમ્બાન્તનું જીવન પવિત્ર છે, સામાન્ય અને સત્કાર્ય છે. કેમકે પ્રાણીમાત્ર પરમજીવનનું પ્રતીક છે! આમ પ્રાણીમાત્રમાં જીવનરૂપે પરમાત્મા ચમકી રહેલા છે એમ જેને સમજાય છે તેના જીવનમાં એ સમજને લીધે કયો ભારે ફેરફાર થાય છે? તો કહે છે કે તેવો વિદ્વાન પુરુષ કદી અતિવાદી થતો નથી. અર્થાત્ તેવો પુરુષ શાસ્ત્રની મર્યાદાને વટાવી કદી વદતો નથી. અર્થાત્ તેનું જીવન જીવતાં શાસ્ત્ર જેવું થઇ જાય છે. એટલે કે તે પરમાત્માના વિષયમાં સામાન્ય અવિદ્વાન પ્રાકૃતની માફક મોઢું ફાડીને લવારો કરતો નથી. શાસ્ત્રો પરમપિતા

પરમાત્માના વિષયમાં ઉપરના આપ્ત પ્રમાણો છે એમ તેને 'જાત અનુભવે સમજાતું હોઇને તે શાસ્ત્રમર્યાદાને છાંડતો નથી. આવો તે મર્યાદા પુરુષોત્તમ બને છે. વળી આવો માણસ આત્મક્રીડ અને આત્મરતિ બને છે. ક્રીડા બાહ્યસાધનસાપેક્ષ હોય છે, રતિ બાહ્યસાધન નિરપેક્ષ હોય છે. અર્થાત્ તેવો પુરુષ આત્મક્રીડ થાય છે એમ જ્યારે ઋષિ કહે છે ત્યારે તેનું રહસ્ય એ છે કે બાહ્ય જેટલાં ક્રીડાના સાધનો–સ્ત્રી–પુત્ર–ધનસંપત્તિ વગેરે જેટલાં આનન્દનાં સાધનો–તે બધાંએ સાધનો દ્વારા પણ તે આત્માનો જ આનન્દ લે છે. અર્થાત્ સ્ત્રી, પુત્ર વગેરેમાં તેની સ્ત્રી, પુત્ર વગેરેની ભાવના નથી રહેતી. તેમાં પણ તેને આત્માની જ ઝલક ઉભરાતી જણાય છે. આત્મરતિ એટલે આત્મામાં તે સ્વભાવથી જ રમનારો–નહિ કે બાહ્ય વિષયોમાં રમનારો–થાય છે. અર્થાત્ વિદ્વાન પુરુષનું આત્મા એ રતિ–આંગણુ છે. પ્રેમાંગણુ છે. અવિદ્યાવિદ્ધ જેમ કુદરતી રીતે શરીરને અત્યંત પ્રેમથી ચાહે છે તેમ તેવો વિદ્વાન પુરુષ કુદરતી રીતે આત્માને સ્વાભાવિક પ્રેમથી નિરતિશય ચાહે છે. તેવો પુરુષ પોતાના આશ્રમને અને વર્ણને ઉચિત કર્મોને કર્તવ્યબુદ્ધિથી કર્તવ્યના પ્રેમની ખાતર કરી તે દ્વારા પોતાના પરમ ઇષ્ટ દેવ–પરમાત્માનું અર્ચન કરે છે. આથી તેવો નિષ્કામભાવે કર્મ કરનારો પુરુષ કર્મ કરે છતાં કર્મલેપથી મુક્ત રહે છે. અને આવો પુરુષ જ બ્રહ્મવિદ્‌વરિષ્ઠ છે. જે આત્મજ્ઞાનપૂર્વક, પરમભક્તિભાવે, કર્તવ્ય કર્મોને નિષ્કામભાવે કરે છે તે સંન્યાસીઓનો સંન્યાસી છે! તે જ બ્રહ્મવેત્તાઓમાં સર્વશ્રેષ્ઠ છે. તે મનુષ્યજીવનમાં જે કાંઇ ઊંચામાં ઊંચું કલ્પી શકાય તે બધું છે! ॥ ૪ ॥

**सत्येन लभ्यः तपसा ह्येष आत्मा, सम्यक् ज्ञानेन ब्रह्मचर्येण नित्यम्।**
**अन्तः शरीरे ज्योतिर्मयो हि शुभ्रः यं पश्यन्ति यतयः क्षीणदोषाः ॥५॥**

एषः=આ आत्मा=આત્મા हि=નિશ્ચય सत्येन=સત્ય ભાષણથી तपसा=તપથી–ઇન્દ્રિય નિગ્રહથી सम्यक् ज्ञानेन=યથાર્થ જ્ઞાનથી તથા ब्रह्मचर्येण=બ્રહ્મચર્યથી नित्यं=હંમેશાં लभ्यः=પ્રાપ્ત કરવા યોગ્ય છે. તે આ આત્મા शुभ्रः=શુદ્ધ ज्योतिर्मयः=પ્રકાશ સ્વરૂપ हि=નિઃસન્દેહ अन्तःशरीरे=અંદર શરીરમાં વિદ્યમાન છે यं=જેને क्षीणदोषाः=ક્ષીણ–નિવૃત્ત થયેલા રાગદ્વેષાદિ દોષોવાળા यतयः=જીતેન્દ્રિય પુરુષો पश्यन्ति=જુવે છે. ॥ ૫ ॥

આ આત્મા નિશ્ચય સત્યભાષણ, તપ, યથાર્થજ્ઞાન તથા બ્રહ્મચર્યથી સદા પ્રાપ્ત કરવા યોગ્ય છે. તે આ શુદ્ધ પ્રકાશસ્વરૂપ આત્મા નિઃસન્દેહ અંદર–શરીરમાં વિદ્યમાન છે જેને ક્ષીણ થયેલ દોષોવાળા જીતેન્દ્રિય પુરુષો જુવે છે. ॥ ૫ ॥

હવે આવા પરમસૌભાગ્યમય પરમાત્માને જોવાને-મેળવવાને માટે જે સાધનો છે તે સાધનોનો ઉલ્લેખ કરતાં ભગવાન અંગિરા ઋષિ કહે છે કે હે બેટા શૌનક! નિશ્ચય આ આત્મા હંમેશાં સત્ય, તપ, સમ્યક્જ્ઞાન અને બ્રહ્મચર્યથી મેળવાય એવો છે. અર્થાત્ આત્માને પ્રાપ્ત કરવાના સત્યાદિ સાધનો છે. વિચક્ષણ પુરૂષ તો સાધનને જ આત્મસાત્ કરવા પ્રયત્ન કરશે! કેમકે સાધનસંપત્તિની પ્રાપ્તિ ઉપર આત્મપ્રાપ્તિ નિર્ભર છે. સત્ય એટલે સત્ય=યથાર્થ ચિન્તન અને ભાષણ. તપ એટલે શુદ્ધ વિચાર-એકાગ્રતા; સમ્યક્જ્ઞાન એટલે વસ્તુમાત્રને લગતું અબાધિત જ્ઞાન. જે વસ્તુ જેવી હોય તેવી જ તે પરત્વે સમજ એટલે સત્ય જ્ઞાન અને બ્રહ્મચર્ય એટલે સર્વેન્દ્રિયનિગ્રહ. આ સત્યાદિ બધાં સાધનોની આરાધના નિત્યની હોવી ઘટે. એટલે કોઈ કોઈ કાળે તેની ઉપાસના ફળદાયી નથી. પરંતુ જીવનભર સત્યાદિની ઉપાસના જ આત્મજ્ઞાનમાં સાધનરૂપ છે. આ સત્યાદિ સાધનોથી સંપન્ન પરમાત્માને જોવાને યત્ન કરતા=પ્રયત્નશીલ મનુષ્યો જ્યારે ક્ષીણદોષ થાય છે ત્યારે તેઓ પોતાના હૃદયમાં જ્યોતિર્મય-જ્ઞાનપ્રકાશ સ્વરૂપ, નિર્મલ-સંસારમલથી રહિત આત્માને સાક્ષાત્ જુવે છે. અર્થાત્ ઇશ્વરદર્શન સાધનસંપન્ન, યત્નશીલ પુરૂષને રાગદ્વેષાદિમલની ક્ષીણતા થતાં પોતાના હૃદયમાં જ થાય છે. અને તે પણ નિર્મલ ચૈતન્ય રૂપે. પોતાના જ હૃદયમાં રહેલા નિરુપાધિ ચૈતન્યમાં તન્મય થવામાં આત્મદર્શન છે! આમ સત્યાદિની નિરન્તર શ્રદ્ધાપૂર્વક આમરણ ઉપાસનાથી હૈયું નીતરું થતાં પરમાત્માની કૃપાથી તેનાં દર્શન થાય છે. ॥ ૫ ॥

**सत्यमेव जयते नानृतं, सत्येन पन्था विततो देवयानः ।**
**येन आक्रमन्ति ऋषयो हि आप्तकामाः यत्र तत्**
**सत्यस्य परमं निधानम् ॥ ६ ॥**

सत्यं एव=સત્ય જ સદા जयते=જીતે છે नानृतं=જૂઠ નહિ. सत्येन=સત્યથી જ देवयानः=દેવયાન-વિદ્વાનોને ચાલવાનો पन्थाः=માર્ગ विततः=ફેલાયેલો છે-ખુલેલો હોય છે. येन=જેના વડે हि=નિશ્ચય आप्तकामा=સમાપ્ત થયેલી કામનાવાળા ऋषयः=ઋષિઓ-વિદ્વાનો ત્યાં आक्रमन्ति=પહોંચે છે यत्र=જ્યાં तत्=તે सत्यस्य=સત્યનો परमं=મહાન निधानं=ખજાનો છે-પરમાત્મા-બ્રહ્મ છે. ॥ ૬ ॥

સત્ય જ સદા જીતે છે અને નહિ કે જૂઠ. સત્યથી જ દેવયાન માર્ગ ફેલાયેલો છે. જેના વડે નિશ્ચય આપ્તકામ ઋષિઓ ત્યાં પહોંચે છે જ્યાં તે સત્યનો પરમખજાનો-પરમાત્મા છે. ॥ ૬ ॥

ઉપલાં બધાં સાધનો પૈકી પણ સત્યની આરાધના જ મુખ્ય છે કેમકે સત્યમાં જ સૌ સાધનોનો સમાવેશ વિચારદષ્ટિએ તો થઇ જાય છે. છેવટે સત્ય જ પરમાત્મા છે. આથી સત્યનો અપરંપાર મહિમા ગાતાં ઋષિ કહે છે કે હે મનુષ્યો ! છેવટે સર્વત્ર સત્ય જ જીતે છે. જૂઠ નહિ. અર્થાત્ જૂઠ, જૂઠ હોવાથી જ છેવટે ટકતું નથી અને સત્ય, સત્ય હોવાથી જ છેવટે રહે છે, આત્મા એ પરમસત્ય છે. દેહાદિ છેવટે વિચારદષ્ટિએ જૂઠાં ઠરે છે. એટલે જીવનમાં છેવટે આત્માનોજ-સત્યનો જ જય થાય છે. અસત્ય દેહનો નહિ. આથી જ જીવમાત્રને સત્યની જીતની ખાત્રી આપતાં ઋષિ કહે છે કે હે મનુષ્યો ! વિદ્વાનોને ચાલવાનો રસ્તો તો સત્યથી જ વિતત-ફેલાયેલો-ભરપૂર છે. અર્થાત્ દેવના દેવ જે પરમાત્મા તેના તરફ જવાનો એટલે કે વિદ્વાનોને પસંદ કરવાનો રસ્તો તો સત્યનો જ ખુલ્લો છે. અર્થાત્ વિદ્વાને તો ઓછામાં ઓછું આત્માની આરાધના જ કરવી રહી. જે ઋષિઓ છે-એટલે કે જીવનના દ્રષ્ટાઓ છે તેઓ પોતાના દર્શનના બળે=સમજની શક્તિથી જ આપ્તકામ-ઇચ્છારહિત થાય છે-સર્વકામોનો એક કામ એટલે કે ચાહના=ઇચ્છવા જેવા પદાર્થોમાં એક જે શ્રેષ્ઠ કામ્ય પદાર્થ પરમાત્મા છે તેને પ્રાપ્ત કરતા હોવાથી આપ્તકામ થઇને એ સત્યના માર્ગે જ ત્યાં ચાલ્યા જાય છે, જ્યાં પેલું સત્યનું પરમનિધાન-સત્યોનું સત્ય-પરમપિતા પરમાત્મા વસે છે. અર્થાત્ સત્ય માર્ગે પ્રયાણ કરતો જીવ છેવટે પરમસત્ય પરમાત્માને પામે છે. આથી સત્ય જ સેવ્ય છે. સત્ય જ ગ્રાહ્ય અને જીવનમાં ઉતારવા યોગ્ય છે. ॥ ૬ ॥

बृहत् च तत् दिव्यं अचिन्त्यरूपं सूक्ष्मात् च
तत् सूक्ष्मतरं विभाति । दूरात् सुदूरे तद् इह
अन्तिके च, पश्यत्सु इह एव निहितं गुहायाम् ॥ ७ ॥

तत्=તે च=નિઃસન્દેહ बृहत्=મહાન છે दिव्यं=આશ્ચર્ય તથા अचिन्त्यरूपं= અચિન્ત્યસ્વરૂપ છે. तत्=તે च=નિઃસન્દેહ सूक्ष्मात्=સૂક્ષ્મથી सूक्ष्मतरं=અત્યન્ત સૂક્ષ્મ છે અને સૌને विभाति=પ્રકાશિત કરે છે. तत्=તે इह=અહીં જ રહ્યો રહ્યો दूरात्=દૂરથી પણ सुदूरे=ઘણો દૂર च=અને अन्तिके=નિકટથી પણ ખૂબ નિકટ છે. તે पश्यत्सु=જોનારાઓ માટે इह=અહીં एव=જ गुहायां= હૃદયગુફામાં निहितं=સ્થિત છે. ॥ ७ ॥

તે નિઃસન્દેહ મહાન છે. આશ્ચર્ય તથા અચિન્ત્યસ્વરૂપ છે. તે નિશ્ચય સૂક્ષ્મથી પણ અત્યન્ત સૂક્ષ્મ છે અને સૌને પ્રકાશિત કરે છે. તે અહીં જ રહ્યો રહ્યો પણ દૂરથી દૂર અને નિકટથી પણ ખૂબ નિકટ છે. જોનારાઓ માટે અહીં જ તે હૃદયગુફામાં સ્થિત છે. ॥ ૭ ॥

તે સત્યનું પરમનિધાન પરમાત્મા કેવા છે ?–ઋષિ સ્વાનુભવના ઉલ્લાસથી ઉચ્ચરે છે તે મહાન છે=મહત્તાની અવધિરૂપ છે. તે આશ્ચર્યમય છે. એટલે કે આશ્ચર્ય છે–એટલે કે આશ્ચર્યની અવધિરૂપ છે. તે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે. બારીકથી બારીક છે. અર્થાત્ બારીકાઇની તે હદ છે. તે ચમકે છે. અર્થાત્ જડપ્રકૃતિને પ્રકાશિત કરે છે. તે દૂરથી પણ દૂર છે. અર્થાત્ મૂઢને લાખ ગાઉ ચાલે તોપણ લાખ જન્મે પણ ન મળતો હોવાથી દૂરથી દૂર છે. અને તે જ પરમાત્મા વિદ્વાનને માટે–નિર્મલ પુરુષને માટે હૃદયથી પણ પાસે હોવાને લીધે નિકટથી પણ નિકટ છે ! કેટલો નિકટ ? તો કહે છે કે જોનારાઓને માટે તો તે આ શરીરમાં જ–શરીરની હૃદયગુહામાં જ વર્તમાન છે ! અર્થાત્ તે મહાન, દિવ્ય, અચિન્ત્યરૂપ–જેનું બધું જ સ્વરૂપ હોવાથી–અચિન્ત્યરૂપ, સૂક્ષ્મતમ, દૂરતમ અને નિકટતમ, પરમાત્માને હૃદયની ગુહામાં જોવા ઇચ્છનારે સાધનસંપન્ન થઈ જોવા. ॥ ૭ ॥

न चक्षुषा गृह्यते नापि वाचा, नान्यैः देवैः
तपसा कर्मणा वा ॥ ज्ञानप्रसादेन विशुद्धसत्त्वः,
ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः ॥ ८ ॥

તે પરમાત્મા चक्षुषा=આંખથી न=નથી गृह्यते=પકડાતા अपि=અને વળી न वाचा=ન તો વાણીથી, કે न=ન તો अन्यैः देवैः=બીજી ઇન્દ્રિયોથી ન તો तपसा=તપથી કે वा=કે न=ન તો कर्मणा=બીજા કોઈ કર્મથી પકડાતા. तु= પરંતુ જ્યારે મનુષ્ય ज्ञानप्रसादेन=જ્ઞાનની પ્રસન્નતાથી–નિર્મલતાથી–બાહ્ય વિષયોમાં ઇષ્ટાનિષ્ટતાનું જ્ઞાન ન ઉત્પન્ન થતાં विशुद्धसत्त्वः=વિશુદ્ધ અંતઃકરણવાળો થાય ततः=ત્યારે ध्यायमानः=ધ્યાનયોગ આચરતો–સમાધિ યોગમાં લાગેલો તે મનુષ્ય तं=તે निष्कलं=કલારહિત અમૃત આત્માને पश्यते=જુવે છે. ॥ ૮ ॥

તે પરમાત્મા આંખથી કે વળી વાણીથી કે બીજી ઇન્દ્રિયોથી કે તપ કે બીજાં કોઈ કર્મથી નથી પકડાતા. પરંતુ જ્ઞાનની નિર્મલતાથી પ્રસન્ન અંતરવાળો જ્યારે માણસ થાય છે ત્યારે ધ્યાનયોગ આચરતો તે, તે કલારહિત અમૃત આત્માને જુવે છે. ॥ ૮ ॥

આગલા મન્ત્રમાં પરમાત્માને હૃદયગુહામાં જોવા એમ કહ્યું. એ જોવાની ક્રિયા આ ચર્મચક્ષુથી થાય છે એમ રખે કોઇ માની લે. એથી આ ઇશ્વરદર્શન શી ચીજ છે તે બતાવતાં કહે છે કે–તે પરમાત્મા આંખ કે વાણીથી કે અન્ય ઇન્દ્રિયોથી દેખાતા નથી. અર્થાત્ કર્મેન્દ્રિયોથી પકડાતા નથી. અર્થાત્ ઇશ્વર

દર્શન એ ઇન્દ્રિયજન્ય નથી. આથી પરમાત્માને જોવાની ઇચ્છાવાળો આંખે કે વાણીથી કે તપથી કે બીજાં કોઇ એવાં કર્મોથી તેને જોવાનો આગ્રહ છોડી દે. ત્યારે એ ઇશ્વરને દેખવો કેવી રીતે? ઋષિ કહે છે કે જે મનુષ્ય વિશુદ્ધ સત્વ છે તે તેને જુવે છે. અર્થાત્ જેના હૃદયના તમામ મેલો, ઉપમેલો સહિત, નિવૃત્ત થયેલા હોય તે મનુષ્ય તેને જુવે છે. કેવી રીતે? તો ધ્યાયમાનઃ અર્થાત્ નિર્મલહૃદયી મનુષ્ય ધ્યાનાવસ્થામાં તેને જુવે છે. તે ધ્યાનાવસ્થામાં નિરન્તર યત્નશીલ મનુષ્ય છેવટે જ્ઞાનપ્રસાદસંપન્ન થાય છે. કેમકે ધ્યાનની જ પ્રકૃષ્ટ અવસ્થા તે જ્ઞાનપ્રસાદ છે. જ્ઞાનપ્રસાદ એટલે પરમવૈરાગ્ય અર્થાત્ ધ્યાનમગ્ન માણસ પરમવૈરાગ્યની–જ્ઞાનની પ્રસન્નતામયી અવસ્થાને જ્યારે પામે છે ત્યારે તે તેને પોતાના જ હૃદયકમળમાં નિષ્કલ સ્વરૂપે જુવે છે. એટલે કે પોતાના જ, દેહાદિકલારહિત સ્વરૂપે તેને જુવે છે. ટૂંકમાં જ્ઞાન કે કર્મેન્દ્રિયો દ્વારા પરમાત્મા મળતો નથી. પણ પવિત્રહૃદયી પુરુષને ધ્યાનના પ્રકર્ષરૂપ જે જ્ઞાનપ્રસાદ=પરમ વૈરાગ્ય તે દ્વારા તેને નિષ્કલ–પરિપૂર્ણ સ્વરૂપે પરમાત્મા દેખા દે છે. ॥ ૮ ॥

**एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन् प्राणः पञ्चधा संविवेश ।**
**प्राणैश्चित्तं सर्वमोतं प्रजानां यस्मिन् विशुद्धे विभवत्येष आत्मा ॥९॥**

एषः=આ अणुः=સૂક્ષ્મ आत्मा=આત્મા શરીરમાં જ ધ્યાનયોગથી એકાગ્ર થયેલાં चेतसा=ચિત્તથી वेदितव्यः=જાણવા યોગ્ય છે यस्मिन्=જે શરીરમાં पञ्चधा=પાંચ પ્રકારથી વિભક્ત થયેલ प्राणः=પ્રાણ संविवेश=યથાસ્થાન પેઠેલો છે. અને જે શરીરમાં प्राणैः=ઇન્દ્રિયો સહિત सर्वं=તમામને વિષય કરનારૂં प्रजानां=પ્રાણીઓનું चित्तं=મન ओतं=ગૂંથાયેલું છે, यस्मिन्=જે ચિત્ત विशुद्धे= અત્યંત શુદ્ધ થતાં एषः=આ आत्मा=આત્મા विभवति=પોતાના વિશિષ્ટ સ્વરૂપે– નિજરૂપે પ્રાપ્ત થાય છે. ॥ ૯ ॥

આ સૂક્ષ્મ આત્મા શરીરમાં જ ધ્યાનયોગથી એકાગ્ર થયેલાં ચિત્તે જાણવા યોગ્ય છે કે જે શરીરમાં પાંચ પ્રકારે વિભક્ત પ્રાણ યથાસ્થાન પેઠેલો છે અને જેમાં ઈન્દ્રિયો સહિત સર્વને વિષય કરનારું પ્રાણીમાત્રનું ચિત્ત ગૂંથાયેલું છે કે જે ચિત્ત શુદ્ધ થતાં આ આત્મા પોતાના વિશિષ્ટ રૂપે પ્રાપ્ત થાય છે. ॥ ૯ ॥

ઉપલી જ વાતને વધુ સ્પષ્ટતાથી કહે છે કે આ સૂક્ષ્મતમ આત્મસ્વરૂપ ધ્યાનયોગના પ્રકર્ષરૂપ નિરુદ્ધ ચિત્તથી જાણવા જેવું છે. અર્થાત્ જ્યારે પરમવૈરાગ્યના પ્રબળતમ સંસ્કારથી ચિત્ત વૃત્તિશૂન્ય થાય છે ત્યારે સ્વરૂપે

સૂક્ષ્મ આત્મા દેખાય છે. આત્મા જે શરીરમાં રહેલો છે તે શરીર કેવું છે? કહે છે કે જેમાં–જે શરીરમાં પાંચ પ્રકારે જાતને વિભક્ત કરીને પ્રાણ યથાસ્થાને બેઠેલો છે! વળી જે શરીરમાં ઇન્દ્રિયો સહિત મનુષ્યનું ચિત્ત સીવાઇ ગયેલું છે. અર્થાત્ આત્માનું શરીર એ વસતીસ્થાન છે. એ શરીરમાં પાંચ પ્રાણો સ્વસ્થાને રહેલા છે. તેમાં ઇન્દ્રિયો સહિત પ્રાણીમાત્રનું ચિત્ત હંમેશાં ગૂંચવાયેલું રહે છે. અને એ શરીરમાં ગૂંચવાયેલા ચિત્તને લઇને આત્મા પણ શરીરમાં ગૂંચવાયેલો રહે છે. એ ચિત્ત જ્યારે શુદ્ધતમ થાય છે, રાગદ્વેષાદિની અનન્ત સંસ્કારપરંપરાથી મુક્ત થઇ નિરુદ્ધ અવસ્થાને પામે છે ત્યારે આ આત્મા 'વિભવતિ' વિશેષરૂપે–પોતાના અસલી સ્વરૂપે જણાય છે! અર્થાત્ વિવેકી પુરુષે શરીરસ્થ પ્રાણનો નિરોધ કરવો. તે દ્વારા ઇન્દ્રિયોનો પ્રત્યાહાર કરવો. પ્રત્યાહૃત ઇન્દ્રિયોને ચિત્તમય કરી ચિત્તને પરમવૈરાગ્યથી વૃત્તિશૂન્ય કરવું. અને વૃત્તિશૂન્ય ચિત્ત જ્યારે થાય છે ત્યારે આત્મા સ્વરૂપપ્રતિષ્ઠિત સમજાય છે! ॥ ૯ ॥

**यं यं लोकं मनसा संविभाति, विशुद्धसत्वः कामयते यांश्च कामान् ।**
**तं तं लोकं जयते तांश्च कामान् तस्मादात्मज्ञं ह्यर्चयेद्भूतिकामः ॥१०॥**

આત્માને જાણનારો विशुद्धसत्वः=શુદ્ધાન્તઃકરણ મનુષ્ય यं यं=જે જે लोकं=લોકને मनसा=મનથી संविभाति=સંકલ્પે છે–પ્રાપ્ત થવા યોગ્ય છે એમ ખ્યાલ કરે છે च=તથા यान्=જે જે कामान्=પદાર્થોને कामयते=ચાહે છે, तं तं=તે તે लोकं=લોકને च=તથા तान्=તે તે कामान्=પદાર્થોને जयते=જીતે છે–પ્રાપ્ત થાય છે तस्मात्=તેથી भूतिकामः=વિભૂતિ–ઐશ્વર્યની કામનાવાળો મનુષ્ય हि=નિઃસન્દેહ आत्मज्ञं=આત્માને જાણનારને अर्चयेत्=પૂજે. ॥ ૧૦ ॥

આત્માને જાણનારો શુદ્ધ હૃદયવાળો મનુષ્ય જે જે લોકને મનથી સંકલ્પે છે તથા જે જે પદાર્થોને ચાહે છે તે તે લોક તથા તે તે પદાર્થોને તે જીતે છે–પ્રાપ્ત કરે છે. આથી વિભૂતિ ઇચ્છનાર નિઃસન્દેહ આત્મજ્ઞને પૂજે ॥ ૧૦ ॥

હવે આત્મજ્ઞાનીના નિરતિશય સ્વાધીન ઐશ્વર્યને અંજલિ આપતાં શ્રેયસ્કામી પુરુષે આત્મજ્ઞાનીની અર્ચના કરવી જોઇએ એવું કલ્યાણી વિધાન કરતાં ઋષિ ઉપસંહાર કરે છે કે હે પ્રિય શૌનક! આત્માને જાણનારો પુરુષ શુદ્ધ હૃદયવાળો હોઇને જે જે લોકને મનથી સંકલ્પે છે તથા જે જે પદાર્થોને ચાહે છે તે તે લોક અને તે તે પદાર્થોને તે પ્રાપ્ત કરે છે.

## ॥ अथ तृतीयमुण्डके द्वितीयः खण्डः ॥

स वेद एतत् परमं ब्रह्म धाम, यत्र विश्वं निहितं भाति शुभ्रम् ॥
उपासते पुरुषं ये हि अकामाः ते शुक्रं एतत् अतिवर्तन्ति धीराः ॥१॥

स=તે આત્મજ્ઞ एतत्=આ परमंब्रह्मधाम=સૌથી મોટાં બ્રહ્મરૂપી ઘરને वेद=જાણે છે यत्र=જેમાં विश्वं=સમસ્ત જગત निहितं=સ્થિત છે. જે शुभ्रं=શુદ્ધ છે.. જે भाति=સૌને પ્રકાશિત કરે છે. ये=જે हि=કોઇ धीरा=બુદ્ધિમાન પુરૂષો अकामाः=ઐશ્વર્યની કામનાથી રહિત હોઇને पुरुषं=તે આત્મજ્ઞ પુરૂષને उपासते=ઉપાસે છે ते=તે एतत्=આ शुक्रं=વીર્યને જન્મના બીજરૂપ અષ્ટમ ધાતુને નિઃસન્દેહ अतिवर्तन्ति=ઓળંગી જાય છે-ફરી જન્મતા નથી. ॥ ૧ ॥

તે આત્મજ્ઞ સૌથી મહાન બ્રહ્મરૂપ ઘરને જાણે છે જેમાં સમસ્ત વિશ્વ સ્થિત છે, જે શુદ્ધ છે. જે સૌને પ્રકાશિત કરે છે, જે કોઈ મતિમાન પુરુષો તે આત્મજ્ઞ પુરૂષને ઉપાસે છે તે આ વીર્યને ઓળંગી જાય છે. ॥ ૧ ॥

પૂર્વ ગ્રંથમાં જીવાત્મા ભોક્તા છે અને પરમાત્મા ફલ પ્રકાશક-ભોજયિતા છે-જીવ અને પરમાત્મા એક જ શરીરવૃક્ષમાં વસે છે, તેમાં જીવ ખૂંચી બેઠો છે અને તે રાત્રિંદિવા સંતાપ કરે છે એમ કહ્યું. તે જીવાત્મા પરમાત્માના દર્શનથી અને તેના મહિમાના દર્શનથી વીતશોક થાય છે, પુણ્ય પાપને, શરીરે લાગેલી રજઃકણની માફક ખંખેરીને, નિર્મળ બની છેવટે પરમાત્માની સમતાને પામે છે, એમ કહ્યું. વળી તે પરમાત્મા સર્વભૂતજીવન છે, અને તેનાં સમ્યક્ દર્શન કરનાર વિદ્વાન પુરૂષ શાસ્ત્ર મર્યાદાનો પાલક, આત્મક્રીડ, આત્મરતિ અને નિષ્કામ કર્મયોગી બને છે એમ સિદ્ધ કર્યું. ત્યારબાદ યત્નશીલ પુરૂષો સત્યાદિ સાધનોના ઉત્કર્ષ દ્વારા નિર્મળ થતાં તે પરમાત્માને જુવે છે. અર્થાત્ તે વિચક્ષણ પરમાત્માને હૃદયમાં બેઠેલો સાધનો દ્વારા જુવે છે એમ કહી અસંપ્રજ્ઞાત યોગ સુધીની સાધન ચર્ચા કરી. છેવટે આત્મદ્રષ્ટાનું વિભૂતિકામ પુરૂષે અર્ચન કરવું એમ પણ સૂચવ્યું. હવે જે પુરૂષ સકામભાવે મહાત્માની અર્ચના નથી કરતો પણ નિષ્કામભાવે તેને પૂજે છે તેને શું ફળ મળે છે તે કહેતાં સાધન સંપત્તિનો જ-વધુ મહિમા ગાતાં ઋષિ કહે છે કે હે પ્રિય શૌનક! આત્મજ્ઞ

પુરૂષ આ પરમ બ્રહ્મરૂપી ધામને જાણે છે, એ પરમ બ્રહ્મરૂપી ધામમાં સમસ્ત વિશ્વ રહે છે. તે પરમાત્મા અત્યંત શુદ્ધ છે અને પ્રકાશસ્વરૂપ છે. અર્થાત્ પરમાત્મા સ્વયંજ્યોતિ અને નિર્મલ છે. અને સમસ્ત વિશ્વનો એકમાત્ર આધાર છે! આવા પરમેશ્વરને જાણનાર પુરૂષને એટલે કે બ્રહ્મનિષ્ઠ મહાત્માને જે પુરૂષો કામનારહિત થઇને ઉપાસે છે એટલે કે નિઃસ્વાર્થભાવે ભજે છે તેઓ–તેવા ધીરપુરૂષો પણ વીર્યને ઓળંગી જાય છે. અર્થાત્ જે વિવેકી પુરૂષો આત્મજ્ઞ પુરૂષને નિઃસ્વાર્થભાવે પ્રેમની ખાતર પ્રેમથી સેવે છે તેઓ પણ જન્મના બીજરૂપ વીર્યને વટાવી જાય છે. અર્થાત્ સંત પુરુષનો જે નિષ્કામભાવે સત્સંગ કરે તે પણ જન્મમૃત્યુની ઘટમાળમાંથી મુક્ત થાય છે. ॥૧॥

**कामान् यः कामयते मन्यमानः सः कामभिः जायते तत्र तत्र ॥**
**पर्याप्तकामस्य कृतात्मनस्तु, इहैव सर्वे प्रविलीयन्ति कामाः ॥ २ ॥**

यः=જે कामान्=પદાર્થોને कामयते=ઇચ્છે છે, તેમને જ શ્રેષ્ઠ मन्यमानः= માનતો એવો सः=તે कामभिः=કામનાઓને અનુસાર तत्र तत्र=ત્યાં ત્યાં जायते= જન્મ લે છે. तु=પરંતુ पर्याप्तकामस्य=સમાપ્ત થઈ ગઇ છે કામનાઓ જેની તથા कृतात्मनः=પ્રાપ્ત કરી લીધો છે આત્માને જેણે તેની सर्वे=તમામ कामाः= ઇચ્છાઓ–ભાવિ જન્મની આરંભક તમામ વાસનાઓ इहैव=અહીં જ प्रविलीयन्ति=લીન થઇ જાય છે–નષ્ટ થઈ જાય છે. ॥ ૨ ॥

કામોને–પદાર્થોને જ શ્રેષ્ઠ માનતો જે પુરુષ પદાર્થોને ઈચ્છે છે તે, તે તે કામનાઓ અનુસાર, ત્યાં ત્યાં જન્મે છે. પરંતુ પર્યાપ્ત કામનાવાળા અને પ્રાપ્ત આત્મતત્ત્વવાળા માનવની તમામ ઈચ્છાઓ અહીં જ ખતમ થઈ જાય છે ॥ ૨ ॥

આમ આગલા મન્ત્રમાં સત્સંગનો મહામહિમા બતાવ્યો. હવે સકામ અને નિષ્કામ પુરૂષના જીવનનો મહાભેદ બતાવતાં કામના અને અકામનામાં જીવનમરણ અને મોક્ષ અનુક્રમે છૂપાયાં છે એમ સૂચિત કરી માણસને નિઃસ્વાર્થ બનવા પ્રેરણા કરતાં કહે છે કે હે શૌનક! જે મનુષ્ય દુનિયાના પદાર્થો જ શ્રેષ્ઠ છે એમ માની તે પદાર્થોની પ્રાપ્તિ માટે ઇચ્છે છે–પ્રયત્ન કરે છે તે મનુષ્ય પોતાની તે તે કામના અનુસાર ત્યાં ત્યાં જન્મે છે. અર્થાત્ જેનો વિવેક રુંધાઈ ગયેલો હોઇને, જેને દુનિયાના પદાર્થોમાં જ જીવનની કૃતિથી લાગે છે, અને આથી જે તૃષ્ણાના સાણસામાં જકડાઈને તે તે પદાર્થોની પ્રાપ્તિ માટે સતૃષ્ણ રહે છે તે મનુષ્ય તે તે ઇચ્છાને અનુરૂપ તે તે પદાર્થો જ્યાં જ્યાં મળે ત્યાં ત્યાં જન્મે છે. અર્થાત્ પદાર્થોની તૃષ્ણા જન્મમરણને

લીલાં રાખે છે. આમ તૃષ્ણાના તંતુને વધારવામાં જન્મમરણનો તન્તુ વધે છે. એટલે કે દુઃખની પરંપરાનો તેને માટે અસ્ત નથી. પરંતુ જે કૃતાત્મા છે એટલે જેણે પોતાના આત્માનો અનુભવ કર્યો છે તે માણસ તે આત્મદર્શનના બળે જ પર્યાપ્તકામ થાય છે. એટલે કે સમાપ્ત-સર્વાભિલાષવાળો થાય છે. એટલે કે આત્માના અનુભવમાં તૃષ્ણાનો વિલય છે. તેવા માણસને અન્ય જન્મ જ નથી. એવા પુરુષની તમામ જન્મદાત્રી ઇચ્છાઓ અહીં જ—આ જીવનમાં જ ખતમ થઇ જાય છે. અર્થાત્ આત્માનુભવી, સમાપ્તકામ પુરુષની ઇચ્છાઓ ટળી જાય છે. કેમકે આત્મા સૌથી રમણીય હોઇને કમનીય છે. આમ તૃષ્ણાની વૃદ્ધિમાં દુઃખવૃદ્ધિ છે. તૃષ્ણાની ક્ષતિમાં દુઃખની ક્ષતિ છે. ॥૨॥

**नायमात्मा प्रवचनेन लभ्यः न मेधया न बहुना श्रुतेन । यमेव एष वृणुते तेन लभ्यः तस्य एष आत्मा विवृणुते तनूं स्वाम् ॥ ३ ॥**

અર્થ=આ आत्मा=આત્મા प्रवचनेन=ગ્રન્થ ભણવાથી न लभ्यः=નથી મેળવાય એવો. न मेधया=ન તો બુદ્ધિથી કે न बहुना श्रुतेन=ન તો ઘણું સાંભળવાથી મળતો. यं=જેને एव=નિશ્ચય एषः=આ આત્મા वृणुते=પસંદ કરે છે तेन=તેના વડે તે लभ्यः=મેળવાય એવો છે. तस्य=તેને માટે एषः=આ आत्मा=આત્મા स्वां=પોતાનું तनूं=શરીર-સ્વરૂપ विवृणुते=ખોલી દે છે.—પોતાના શરીર ઉપરથી માયારૂપી પડદો ઉઠાવી લે છે. ॥ ૩ ॥

આ આત્મા પ્રવચન કે બુદ્ધિ કે ઘણું સાંભળવાથી મળે એવો નથી. જેને નિશ્ચય એ આત્મા પસંદ કરે તેને તે મળે. તેને માટે આ આત્મા પોતાનું નિજરૂપ ખોલી દે છે ॥ ૩ ॥

આગલા મંત્રમાં કૃતાત્માની કામનાઓ કપાઈ જાય છે એમ કહ્યું. પણ માણસને કૃતાત્મતા કેવી રીતે મળે? અર્થાત્ આત્માનું જ્ઞાન કેવી રીતે મળે? આત્માનું જ્ઞાન આત્માને અધીન હોવાથી આત્માની ઇચ્છા હોય તો જ આત્માનું જ્ઞાન સાધકને મળે છે એવો મધુર ઉલ્લેખ કરતાં પ્રભુકૃપાનો મહિમા વર્ણવતાં કહે છે કે હે પ્રિય શિષ્ય! આ આત્મા પ્રવચનથી, ગ્રંથને ધારણ કરવાની અદ્‌ભુત મેધાશક્તિથી કે તેને વિષે ખૂબ સાંભળવાથી મળતો નથી. અર્થાત્ વેદોનું કે વેદાન્તનું કે શાસ્ત્રોનું કેવળ અધ્યયન કે અધ્યાપન કરવા કરાવવાથી કે દુનિયાની તમામ પુસ્તકશાળાઓનાં પુસ્તકોને હૃદયસ્થ રાખવાથી કે આત્મા વિષે અતિશય સાંભળવાથી આત્મા-પરમાત્મા મળતો નથી. આ બધાંની એ તાકાત જ નથી. એમનો એ વિષય નથી. એ તો પથપ્રદર્શક બની શકે. પણ

વડે આત્માને પ્રાપ્ત કરવા यतते=પ્રયત્ન કરે છે तस्य=તેનો एषः=આ-શાસ્ત્રીય ઉપાયોથી પ્રાપ્ત કરાયેલ आत्मा=આત્મા ब्रह्मधाम=બ્રહ્મધામમાં विशते=પ્રવેશ કરે છે. ॥ ૪ ॥

આ આત્મા સાધનબલહીન પુરૂષથી પ્રાપ્ત કરાય એવો નથી, ન તો અસાવધાનીથી કે અશાસ્ત્રીય તપથી કદીપણ પ્રાપ્ત કરાય એવો. પરંતુ જે વિદ્વાન આ શાસ્ત્રમાં કહેલા ઉપાયો દ્વારા એ આત્માને પ્રાપ્ત કરવા યત્ન કરે છે તેનો એ આત્મા બ્રહ્મધામમાં પ્રવેશ કરે છે. ॥ ૪ ॥

સાધન સંપત્તિની સમૃદ્ધિ કરવામાં જ જીવનની મઝા છે. તેમાં જ તેનું સૌભાગ્ય છે. એ જ વાતને જુદી રીતે ઋષિ કહે છે કે હે પ્રિય શિષ્ય! આ આત્મા સાધનબળશૂન્ય પુરૂષને મળતો નથી, બેસાવધ પુરૂષને મળતો નથી, કે અશાસ્ત્રીય તપ કરનારને મળતો નથી. અર્થાત્ આત્મા સાધનબળસંપન્ન, સાવધ અને શાસ્ત્રીય તપ આચરનારને મળે છે. અને એ જ વાત કહેતાં ઋષિ વદે છે કે જે વિદ્વાન પુરૂષ આ શાસ્ત્રીય ઉપાયો દ્વારા તેને મેળવવા યત્નશીલ રહે છે તેનો આત્મા બ્રહ્મધામમાં પ્રવેશ કરે છે અર્થાત્ સાધનસંપત્તિ, જાગૃતિ, અને શાસ્ત્રીય તપ=સાત્વિક તપ દ્વારા બ્રહ્મધામમાં પ્રવેશવાની યોગ્યતા મળે છે. આથી સમજુ પુરૂષે સાધન, જાગૃતિ અને તપની આરાધનામાં સમગ્ર પુરૂષાર્થને કેન્દ્રિત કરવો. ॥ ૪ ॥

**संप्राप्य एनं ऋषयः ज्ञानतृप्ताः कृतात्मानो वीतरागाः प्रशान्ताः ।**
**ते सर्वगं सर्वतः प्राप्य धीराः युक्तात्मानः सर्वं एव आविशन्ति ॥५॥**

જે ऋषयः=વિદ્વાનો एनं=એ આત્માને संप्राप्य=પ્રાપ્ત કરીને ज्ञानतृप्ताः=જ્ઞાનમાં તૃપ્ત છે कृतात्मानः=વશમાં કરેલા મનવાળા છે वीतरागाः=રાગદ્વેષશૂન્ય તથા प्रशान्ताः=અત્યંત શાન્ત છે ते=તે धीराः=ધીરો બુદ્ધિમાનો सर्वतः=તમામ બાજુએથી सर्वगं=સર્વત્ર પહોંચેલા આત્માને प्राप्य=પ્રાપ્ત કરીને युक्तात्मानः=કર્મયોગમાં લાગેલા મનવાળા થઈ सर्वं=સર્વ રૂપમાં एव=જ आविशन्ति=પ્રવેશે છે. ॥ ૫ ॥

જે વિદ્વાનો આ આત્માને પ્રાપ્ત કરીને જ્ઞાનતૃપ્ત છે, જીતમના છે, રાગદ્વેષરહિત અને અત્યંત શાન્ત છે તે બુદ્ધિમાનો દરેક બાજુએથી સર્વત્ર પહોંચેલા આ આત્માને પ્રાપ્ત કરીને કર્મયોગમાં સંલગ્ન ચિત્તવાળા થઈને સર્વરૂપમાં જ પ્રવેશે છે. ॥ ૫ ॥

આત્માનો બ્રહ્મસદનમાં નિવાસ કેવી રીતે થાય છે તે બતાવ્યું. હવે આત્માના દષ્ટામાં જીવતાંજીવત કયાં લક્ષણોનો આવિર્ભાવ થાય છે-કયાં પ્રત્યક્ષ

આ આત્માના ધામમાં જવાનો તેમને પરવાનો નથી! એટલે યદ્યપિ વેદાધ્યયન-અંથાર્થ ધારણ કે શ્રવણની આવશ્યકતા છે પણ તે સાધનો ગૌણ છે! ત્યારે એ આત્માને લગતું જ્ઞાન થાય કેવી રીતે? ઋષિ એક ગૂઢતમ સિદ્ધાન્તનો ઉલ્લેખ કરે છે કે એ પરમાત્મા જેને પસંદ કરે તેને તે જોવા મળે. પરમાત્માની પસંદગી ઉપર પરમાત્માનું દર્શન અવલંબે છે, આપણી ધારણા ઉપર નહિ. રાજાએ પોતાનાં દર્શન નોકરને આપવાં કે નહિ તે રાજાની ઇચ્છાને અધીન છે. નોકરની ઇચ્છા ન હોય તોયે જો રાજાની ઇચ્છા હોય તો તે નોકર સમક્ષ આવીને ઉભો રહે. પણ નોકરની ઇચ્છા હોય છતાં રાજાની ન હોય તો નોકરના પ્રયત્ન છતાં તેને રાજદર્શન ન પણ થાય. તેમ પરમાત્માનું દર્શન પરમાત્માને અધીન છે. પણ રાજા જેમ અવિવેકી કે રાગદ્વેષવિદ્ધ સંભવી શકે છે તેમ પરમાત્મા નથી. તેની પસંદગી અતિ ન્યારી છે. અર્થાત્ તેને કોઇ આગળ પોતે પ્રકટ થવું કે ન થવું એ બાબતમાં દુરાગ્રહ નથી. લાયકની આગળ તે સ્વયં આવીને ઉભે છે. એટલે પરમાત્માની પસંદગી સાધકની લાયકાત ઉપર અવલંબે છે. નીતરો હૃદયભાવ પરમાત્માને પણ પરાધીન બનાવી દે છે! અને આથી જ પ્રલ્હાદના દષ્ટાન્તો છવનોજ્વાલક છે. જેને પરમાત્મા પસંદ કરે છે તેની આગળ પરમાત્મા પોતે જેવા છે તેવાં પોતાની જાતને ખોલી દે છે! આમાં શંકા નથી. અર્થાત્ કૃતાત્મતા માટે સાધનસંપત્તિનો અત્યંત પ્રકર્ષ એ જ એક માત્ર આધાર છે. અને સાધનસંપત્ પણ પરમાત્માની ઇચ્છાએ મળે છે. અર્થાત્ સાધકે તો સર્વભાવે ઇશ્વર શરણું જ લેવું. વિચક્ષણ માટે એના કરતાં સાદો સીધો સરળ બીજો સંતરણનો ઉપાય જ નથી. ॥ ૩ ॥

> नायमात्मा बलहीनेन लभ्यः न च प्रमादात्
> तपसो वापि अलिंगात्। एतैः उपायैः यतते यस्तु,
> विद्वान् तस्य एष आत्मा विशते ब्रह्मधाम ॥ ४ ॥

अयं=આ आत्मा=આત્મા बलहीनेन=સાધનબલહીન પુરુષ વડે न लभ्यः= પ્રાપ્ત કરાય એવો નથી. च=અને न=ન તો प्रमादात्=અસાવધાનીથી वा=અગર તો अलिंगात्=અશાસ્ત્રીય तपसः=તપથી अपि=કદીપણ મેળવી શકાય એવો છે. तु=પરંતુ यः=જે विद्वान्=વિદ્વાન एतैः=આ શાસ્ત્રોમાં કહેલા उपायैः=ઉપાયો

વડે આત્માને પ્રાપ્ત કરવા यतते=પ્રયત્ન કરે છે तस्य=તેનો एषः=આ-શાસ્ત્રીય ઉપાયોથી પ્રાપ્ત કરાયેલ आत्मा=આત્મા ब्रह्मधाम=બ્રહ્મધામમાં विशते=પ્રવેશ કરે છે. ॥ ૪ ॥

આ આત્મા સાધનબલહીન પુરૂષથી પ્રાપ્ત કરાય એવો નથી, ન તો અસાવધાનીથી કે અશાસ્ત્રીય તપથી કદીપણ પ્રાપ્ત કરાય એવો. પરંતુ જે વિદ્વાન આ શાસ્ત્રમાં કહેલા ઉપાયો દ્વારા એ આત્માને પ્રાપ્ત કરવા યત્ન કરે છે તેનો એ આત્મા બ્રહ્મધામમાં પ્રવેશ કરે છે. ॥ ૪ ॥

સાધન સંપત્તિની સમૃદ્ધિ કરવામાં જ જીવનની મઝા છે. તેમાં જ તેનું સૌભાગ્ય છે. એ જ વાતને જુદી રીતે ઋષિ કહે છે કે હે પ્રિય શિષ્ય! આ આત્મા સાધનબળશૂન્ય પુરૂષને મળતો નથી, બેસાવધ પુરૂષને મળતો નથી. કે અશાસ્ત્રીય તપ કરનારને મળતો નથી. અર્થાત્ આત્મા સાધનબળસંપન્ન, સાવધ અને શાસ્ત્રીય તપ આચરનારને મળે છે. અને એ જ વાત કહેતાં ઋષિ વદે છે કે જે વિદ્વાન પુરૂષ આ શાસ્ત્રીય ઉપાયો દ્વારા તેને મેળવવા યત્નશીલ રહે છે તેનો આત્મા બ્રહ્મધામમાં પ્રવેશ કરે છે અર્થાત્ સાધનસંપત્તિ, જાગૃતિ, અને શાસ્ત્રીય તપ=સાત્વિક તપ દ્વારા બ્રહ્મધામમાં પ્રવેશવાની યોગ્યતા મળે છે. આથી સમજુ પુરૂષે સાધન, જાગૃતિ અને તપની આરાધનામાં સમગ્ર પુરૂષાર્થને કેન્દ્રિત કરવો. ॥ ૪ ॥

**संप्राप्य एनं ऋषयः ज्ञानतृप्ताः कृतात्मानो वीतरागाः प्रशान्ताः ।**
**ते सर्वगं सर्वतः प्राप्य धीराः युक्तात्मानः सर्वं एव आविशन्ति ॥५॥**

જે ऋषयः=વિદ્વાનો एनं=એ આત્માને संप्राप्य=પ્રાપ્ત કરીને ज्ञानतृप्ताः=જ્ઞાનમાં તૃપ્ત છે कृतात्मानः=વશમાં કરેલા મનવાળા છે वीतरागाः=રાગદ્વેષશૂન્ય તથા प्रशान्ताः=અત્યંત શાન્ત છે ते=તે धीराः=ધીરો બુદ્ધિમાનો सर्वतः=તમામ બાજુએથી सर्वगं=સર્વત્ર પહોંચેલા આત્માને प्राप्य=પ્રાપ્ત કરીને युक्तात्मानः=કર્મયોગમાં લાગેલા મનવાળા થઈ सर्वं=સર્વ રૂપમાં एव=જ आविशन्ति=પ્રવેશે છે. ॥ ૫ ॥

જે વિદ્વાનો આ આત્માને પ્રાપ્ત કરીને જ્ઞાનતૃપ્ત છે, જીતમના છે, રાગદ્વેષરહિત અને અત્યંત શાન્ત છે તે બુદ્ધિમાનો દરેક બાજુએથી સર્વત્ર પહોંચેલા આ આત્માને પ્રાપ્ત કરીને કર્મયોગમાં સંલગ્ન ચિત્તવાળા થઈને સર્વરૂપમાં જ પ્રવેશે છે. ॥ ૫ ॥

આત્માનો બ્રહ્મસદનમાં નિવાસ કેવી રીતે થાય છે તે બતાવ્યું. હવે આત્માના દશામાં જીવતાંજીવત કયાં લક્ષણોનો આવિર્ભાવ થાય છે-કયાં પ્રત્યક્ષ

અને સ્વસંવેદ્ય લક્ષણો પ્રકટે છે તે બતાવતાં તેના બ્રહ્મધામ પ્રવેશને વધુ દઢ કરતાં કહે છે. દૃષ્ટાઓ–આત્મદર્શીઓ–એ આત્માને પ્રાપ્ત કરીને જ્ઞાનતૃપ્ત થાય છે, એટલે કે જ્ઞાનીની અવધિરૂપ પરમાત્માને જાણીને ધરાઇ જાય છે. એમનામાં જ્ઞાન માટેની અલંબુદ્ધિ–બસ–બસ–બુદ્ધિ પેદા થાય છે. આથી જ તેઓ કૃતાત્મા એટલે સ્વાધીન મનવાળા બને છે. આથી જ તેઓ વીતરાગ=રાગદ્વેષના પંઝામાંથી છૂટેલા થાય છે. અને આ રાગદ્વેષના વમળના અભાવને લઇને પ્રશાન્ત=નિર્વિકાર બને છે. આવા ધીર પુરુષો મનસા વાચા કર્મણા તમામ રીતે પરિપૂર્ણ આત્માને પ્રાપ્ત કરી જીવનભર યુક્તાત્મા બને છે એટલે કે નિષ્કામ કર્મયોગી બને છે અને જીવનના અંતે સર્વરૂપ પરમાત્મામાં પ્રવેશે છે. અર્થાત્ આ બધાં લક્ષણો ઉપર સાધકે જાતને કસી જોવી. એમાં જો એ સો ટચનું સોનું નીવડે તો તે જગત જીત્યો એમ જાણવું. જ્ઞાનતૃપ્તિ–કૃતાત્મતા–વીતરાગિતા પ્રશાન્તિ; ધીરતા, અને યુક્તાત્મતા એ જીવન્મુક્તનાં અનિવાર્ય લક્ષણો છે! ॥ ૫ ॥

**वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद् यतयः शुद्धसत्त्वाः ॥**
**ते ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे ॥ ६ ॥**

यतयः=જે જિતેન્દ્રિય પુરુષો संन्यसयोगात्=સંન્યાસપૂર્વક કર્મયોગથી शुद्धसत्त्वाः=શુદ્ધ મનવાળા છે અને वेदान्तविज्ञानसुनिश्चितार्थाः=વેદાન્તના શ્રવણથી આત્મારૂપી અર્થનો ઠીકઠીક નિશ્ચય કર્યો છે, એવા છે ते=તે सर्वे=બધા ब्रह्मलोकेषु=બ્રહ્મલોકમાં–બ્રહ્મજ્ઞાની શરીરોમાં परामृताः=પરમ અમૃત–જીવનમુક્ત સુખને પામેલા હોઇને परान्तकाले=મરણ વખતે परिमुच्यन्ति=ચોમેરથી–જન્મ મરણથી છૂટી જાય છે. ॥ ૬ ॥

જે જીતેન્દ્રિય પુરુષો સંન્યાસપૂર્વકના કર્મયોગથી શુદ્ધ હૃદયવાળા છે અને વેદાન્તના શ્રવણથી જેમણે આત્મારૂપી પદાર્થનો ઠીકઠીક નિશ્ચય કર્યો છે તે બધા બ્રહ્મજ્ઞાની–શરીરોમાં જીવન્મુક્તિ સુખને પામેલા હોઈને, મરણકાલે ચોમેરથી–જન્મમરણથી છૂટે છે. ॥ ૬ ॥

આત્મજ્ઞાની પુરુષની જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ સૂચવતાં તેની જીવન-ચર્યા બતાવતાં ઋષિ કહે છે કે હે શિષ્ય! જીતેન્દ્રિય પુરુષો સંન્યાસયોગથી શુદ્ધ સત્ત્વવાળા થાય છે. અર્થાત્ જીતેન્દ્રિયતા એ આત્મજ્ઞાનીનું પહેલું લક્ષણ છે. એ જીતેન્દ્રિય છે માટે જ સંન્યાસી–રાગદ્વેષનો ન્યાસ કરનાર એટલે કે નિષ્કામ કર્મયોગી છે. અને નિષ્કામ કર્મયોગી હોવાથી જ વિશુદ્ધ હૃદયવાળો

છે. આ હૃદયની પરમપવિત્રતાને લીધે તેઓ " વેદાન્ત વિજ્ઞાન સુનિશ્ચિતાર્થ " એટલે કે વેદાન્તના શ્રવણ-શબ્દતઃ અને અર્થતઃ અભ્યાસથી, સારી પેઠે= દૃઢતાથી નિશ્ચિત થયો છે જેમને અર્થ-પરમપદાર્થ-પરમાત્મા એવા તે પુરુષો બ્રહ્મલોકમાં પરામૃતને અનુભવે છે. બ્રહ્મલોક એટલે બ્રહ્મજ્ઞાની શરીરમાં-વર્તમાન જ્ઞાનમય જીવનમાં પરામૃત એટલે શ્રેષ્ઠને પરમાત્માનું જે સુખ છે તેને અનુભવે છે. અર્થાત્ તેઓ જીવનમુક્તિ અનુભવે છે. અને આથી જ પરાન્તકાલ એટલે છેવટનો જે મૃત્યુકાલ એટલે કે તેમનો આ દેહ છેવટનો હોઇને છેવટના મૃત્યુકાળે તે બધા ચોમેરથી છૂટી જાય છે. તમામ શરીરના ગ્રહમાંથી છેવટના છૂટે છે. અર્થાત્ વિદેહમુક્ત થાય છે. આમ જીતેન્દ્રિય, સંન્યાસી-પવિત્ર હૃદયી પુરુષ ધ્યેયનિષ્ઠ બની જીવતાંજીવત અને જીવન બાદ પણ અમૃતસુખનો અનુભવ કરે છે. માટે જીતેન્દ્રિયતા-સંન્યાસ-શુદ્ધહૃદય અને ધ્યેયનિષ્ઠા માટે જ પ્રયત્ન કરવો રહ્યો. ॥ ૬ ॥

**गताः कलाः पञ्चदश प्रतिष्ठाः देवाश्च सर्वे प्रतिदेवतासु ॥**
**कर्माणि विज्ञानमयश्च आत्मा परेऽव्यये सर्वे एकीभवन्ति ॥ ७ ॥**

તે મુક્તાત્માઓની પચ્ચદશ=પંદર કલાઃ=કલાઓ પોતપોતાના પ્રતિષ્ઠાઃ= કારણોમાં ચ=અને તેમની સર્વે=બધી દેવાઃ=ઇન્દ્રિયો પ્રતિદેવતાસુ=પોતપોતાના અનુગ્રાહક દેવતાઓમાં-સૂર્યાદિ દેવોમાં ગતાઃ=ગયેલી હોય છે-લીન થઈ જાય છે. कर्माणि=કર્મો ચ=અને विज्ञानमयः=બુદ્ધિમય-બુદ્ધિના રંગે રંગાયેલો आत्मा= આત્મા सर्वे=એ બધું परे=પરમ अव्यये=અવિનાશી બ્રહ્મમાં एकीभवन्ति= એક થઈ જાય છે. ॥ ૭ ॥

તે મુક્તાત્માઓની પંદર કલાઓ પોતપોતાના કારણોમાં તથા તેમની તમામ ઈન્દ્રિયો પોતપોતાના અનુગ્રાહક દેવોમાં લીન થઈ જાય છે. તેમના કર્મો અને વિજ્ઞાનપ્રચુર આત્મા-આ બધું તે પરમ અવિનાશી બ્રહ્મમાં એક થઈ જાય છે. ॥ ૭ ॥

આગલા મન્ત્રમાં તે બધા છૂટી જાય છે એમ કહ્યું તો તે કેની રીતે તે બતાવતાં કહે છે કે તે મુક્તાત્માઓની તમામ કલાઓ-એટલે કે પોતપોતાના કારણમાં આગલા ઉપનિષદ્‌માં કહેલી તમામ જીવકલાઓ અસ્ત થાય છે. બાદમાં તે કલાઓ પાછી ફુટતી નથી. તેમની તમામ ઇન્દ્રિયો પણ તે તે ઇન્દ્રિયના અનુગ્રાહક દેવતાઓમાં મળી જાય છે, પાછી ઉદ્‌ભવતી નથી. તેના સંચિત કર્મો જ્ઞાનબળે વન્ધ્ય થયેલાં હોઇને અને જ્ઞાનબળે જ ક્રિયમાણનો સ્પર્શ

तरति=તરી જાય છે पाप्मानं=પાપને तरति=તરી જાય છે गुहाग्रन्थिभ्यः=હૃદય ગુફાની ગાંઠોમાંથી विमुक्तः=અત્યંત મુક્ત એવો તે अमृतः=અમૃત भवति= થઈ જાય છે. ॥ ૯ ॥

તે જે કોઈ નિશ્ચય તે સર્વોચ્ચ બ્રહ્મને જાણે છે તે બ્રહ્મ જ થાય છે. તેના વંશમાં બ્રહ્મને ન જાણનારો કોઈ પાકતો નથી. તે શોકને તરી જાય છે. પાપને તરી જાય છે. હૃદયગુફાની ગાંઠોમાંથી અત્યંત મુક્ત એવો તે પુરુષ અમૃત થાય છે. ॥ ૯ ॥

એ જ વાતને વધુ સ્પષ્ટતાથી કહે છે કે હે પ્રિય! જે મનુષ્ય બ્રહ્મને જાણે છે તે બ્રહ્મ જ થાય છે. અર્થાત્ જીવ જો શિવને જાણે તો જાતે પણ શિવ જ થાય છે. તેની તમામ આવિદ્યક, અમંગલતા નષ્ટ થાય છે. એવા મહાત્માઓની પુત્ર કે શિષ્ય પરંપરામાં કોઇપણ અશિવજીવ રહેતો નથી. એટલે કે તેઓને પણ તેના બ્રહ્મદર્શનના પુણ્યે શિવતા મળે છે! તેવો પુરૂષ અસહ્ય ત્રિવિધ તાપરૂપી શોકને તરી જાય છે. કેમકે તેનાં પુણ્યપાપ જળી જાય છે. પુણ્યપાપના સદ્‌ભાવમાં જન્મમરણનો સદ્‌ભાવ હોઈને તાપત્રય મનુષ્યને પીડે છે. તે તાપત્રયનું મૂળ કારણ જ દગ્ધ થઈ જતું હોવાથી તેને હવે શોક નથી. તે હૃદયની તમામ મડાગાંઠો–અવિદ્યા વગેરે અદ્‌ભુત ગાંઠોથી મુક્ત થઇ જાય છે. અને આવો મહાભાગ પુરૂષ જ અમૃત–સદા જીવત્–કદી પણ ન મરે એવો સ્થૂલ અને સૂક્ષ્મ બન્ને દૃષ્ટિએ થાય છે. ઇતિહાસની દૃષ્ટિ એ સ્થૂલ દૃષ્ટિ છે. પારમાર્થિક દૃષ્ટિ એ સૂક્ષ્મ દૃષ્ટિ છે, ઇતિહાસ આવા પુરૂષને મરવા દેતો નથી અને તે જાતે તો મુક્ત હોય છે જ. ॥ ૯ ॥

**तद् एतत् ऋचा अभ्युक्तं-क्रियावन्तः श्रोत्रियाः ब्रह्मनिष्ठाः स्वयं जुह्वते एकर्षिं श्रद्धयन्तः। तेषां एव एतां ब्रह्मविद्यां वदेत, शिरोव्रतं विधिवद् यैस्तु चीर्णम् इति ॥ १० ॥**

तत्=તે एतत्=આ ऋचा=મંત્રથી अभ्युक्तं=કહેવામાં આવ્યું છે. क्रियावन्तः=જે કર્તવ્યબુદ્ધિથી સર્વ કર્મોને કરવાવાળા, श्रोत्रियाः= વેદ આદિ સમસ્ત વિદ્યાઓના જાણકાર ब्रह्मनिष्ठाः=બ્રહ્મમાં મનની અચળ સ્થિતિવાળા છે અને श्रद्धयन्तः=શ્રદ્ધાથી ભરપૂર હોઇને પ્રતિદિન स्वयं= જાતે एकर्षिं=અગ્નિમાં जुह्वते=હોમ કરે છે. तु=નિઃસન્દેહ यैः=જેઓએ વિદ્યાપ્રાપ્તિ માટે शिरोव्रतं=મૌલિક નિયમોને विधिवत्=વિધિપૂર્વક चीर्णं=પૂરા કર્યા છે तेषामेव=તેઓને જ एतां=આ ब्रह्मविद्यां=બ્રહ્મવિદ્યા वदेत=કહે इति=બસ ॥૧૦॥

તે આ ઋચામન્ત્રે કહ્યુ છે–"જે કર્મયોગીઓ શ્રોત્રિયો બ્રહ્મનિષ્ઠો જાતે શ્રદ્ધાથી ભરપૂર અગ્નિમાં હોમ કરે છે, નિઃસન્દેહ જેઓએ વિદ્યાપ્રાપ્તિ માટે મૌલિક વ્રતોને વિધિપૂર્વક પૂરાં આચર્યાં હોય તેઓને જ આ બ્રહ્મવિદ્યા કહે"–બસ. ॥૧૦॥

ન હોઇને, પ્રારબ્ધ કર્મો ભોગાવવાને લીન થાય છે. પાછાં ભોગદાથી થતાં નથી. તેનો વિજ્ઞાનમય આત્મા એટલે કે બુદ્ધિના રંગે રંગાયેલો આત્મા પણ બુદ્ધિના રંગથી નિર્લેપ થાય છે. એટલે કે સ્વરૂપાવસ્થિત થાય છે. આ બધું તે પરમ અવ્યય પરમાત્માની અંદર પ્રતિલોમ ક્રમે વિલીન થઇ જાય છે. અર્થાત્ પ્રકૃતિ અને તેનાં કાર્યો મુક્તાત્માને છેવટની અંજલિ આપીને વિદાય લે છે. અને આત્મા પરમાત્મારવરૂપ થઇ જાય છે. ॥ ૭ ॥

**यथा नद्यः स्यन्दमानाः समुद्रे अस्तं गच्छन्ति नामरूपे विहाय ।**
**तथा विद्वान् नामरूपाद् विमुक्तः परात् परं पुरुषं उपैति दिव्यम् ॥८॥**

यथा=જેમ स्यन्दमानाः=ઝરપતી नद्यः=નદીઓ नामरूपे=પોતપોતાના નામ અને રૂપને विहाय=છોડીને समुद्रे=સમુદ્રમાં अस्तं गच्छन्ति=લીન થઇ જાય છે. तथा=તેમ विद्वान्=વિદ્વાન-બ્રહ્મ-આત્માનો જાણકાર પુરુષ नामरूपात्=નામ અને રૂપમાંથી विमुक्तः=અત્યંત છૂટેલો परात्=અવ્યક્ત પ્રકૃતિથી परं=પર दिव्यं=અદ્ભુત पुरुषं=પુરુષ પરમાત્મામાં उपैति=મળી જાય છે. ॥ ૮ ॥

જેમ ઝરપતી નદીઓ પોતપોતાના નામ અને રૂપને તજીને સમુદ્રમાં લીન થઈ જાય છે તેમ પરબ્રહ્મનો જાણકાર નામ અને રૂપમાંથી અત્યંત છૂટેલો હોઈને અવ્યક્તથી પર એવા અદ્ભુત પરમપુરુષ પરમાત્મામાં મળી જાય છે. ॥ ૮ ॥

એ જ વાતને દૃષ્ટાન્તથી સ્પષ્ટ કરતાં કહે છે કે હે પ્રિય શિષ્ય ! જેમ ઝરપતી ગંગા વગેરે નદીઓ સમુદ્રમાં મળતી વખતે પોતપોતાનાં નામરૂપને તજીને સમુદ્રમય થઇ જાય છે તેમ નામરૂપમાંથી છૂટેલો વિદ્વાન સૌથી પર શ્રેષ્ઠ દિવ્ય પુરૂષને પ્રાપ્ત કરે છે. અર્થાત્ જીવનદી પણ પરમાત્મા સમુદ્રમાં નામરૂપને તજી તન્મય થઈ જાય છે. અર્થાત્ પરમાત્માને પ્રાપ્ત કર્યા બાદ પરમાત્મમયતા જ રહે છે. પરમાત્મામાંથી વિખૂટા પડવાનું રહેતું નથી. ॥૮॥

**स यो ह वै तत् परमं ब्रह्म वेद ब्रह्मैव भवति । नास्य अब्रह्मवित् कुले भवति । तरति शोकं तरति पाप्मानं, गुहाग्रन्थिभ्यः विमुक्तः अमृतो भवति ॥ ९ ॥**

सः=તે यः=જે ह=હોઇ वै=નિશ્ચય तत्=તે परमं=સર્વોચ્ચ ब्रह्म=બ્રહ્મને वेद=જાણે છે ब्रह्मैव=બ્રહ્મ જ भवति=થઇ જાય છે. अस्य=એના कुले=વંશમાં अब्रह्मविद्=બ્રહ્મને ન જાણનારો न भवति=નથી જન્મતો. તે शोकं=શોકને

तरति=તરી જાય છે पाप्मानं=પાપને तरति=તરી જાય છે गुहाग्रन्थिभ्यः=હૃદય ગુફાની ગાંઠોમાંથી विमुक्तः=અત્યંત મુક્ત એવો તે अमृतः=અમૃત भवति= થઈ જાય છે. ॥ ૯ ॥

તે જે કોઈ નિશ્ચય તે સર્વોચ્ચ બ્રહ્મને જાણે છે તે બ્રહ્મ જ થાય છે. તેના વંશમાં બ્રહ્મને ન જાણનારો કોઈ પાકતો નથી તે શોકને તરી જાય છે. પાપને તરી જાય છે. હૃદયગુફાની ગાંઠોમાંથી અત્યંત મુક્ત એવો તે પુરુષ અમૃત થાય છે. ॥ ૯ ॥

એ જ વાતને વધુ સ્પષ્ટતાથી કહે છે કે હે પ્રિય! જે મનુષ્ય બ્રહ્મને જાણે છે તે બ્રહ્મ જ થાય છે. અર્થાત્ જીવ જો શિવને જાણે તો જાતે પણ શિવ જ થાય છે. તેની તમામ આવિદ્યક, અમંગલતા નષ્ટ થાય છે. એવા મહાત્માઓની પુત્ર કે શિષ્ય પરંપરામાં કોઇપણ અશિવજીવ રહેતો નથી. એટલે કે તેઓને પણ તેના બ્રહ્મદર્શનના પુણ્યે શિવતા મળે છે! તેવો પુરૂષ અસહ્ય ત્રિવિધ તાપરૂપી શોકને તરી જાય છે. કેમકે તેનાં પુણ્યપાપ જળી જાય છે. પુણ્યપાપના સદ્ભાવમાં જન્મમરણનો સદ્ભાવ હોઈને તાપત્રય મનુષ્યને પીડે છે. તે તાપત્રયનું મૂળ કારણ જ દગ્ધ થઈ જતું હોવાથી તેને હવે શોક નથી. તે હૃદયની તમામ મડાગાંઠો–અવિદ્યા વગેરે અદ્ભુત ગાંઠોથી મુક્ત થઇ જાય છે. અને આવો મહાભાગ્ પુરૂષ જ અમૃત–સદા જીવત્–કદી પણ ન મરે એવો સ્થૂલ અને સૂક્ષ્મ બન્ને દષ્ટિએ થાય છે. ઇતિહાસની દૃષ્ટિ એ સ્થૂલ દૃષ્ટિ છે. પારમાર્થિક દૃષ્ટિ એ સૂક્ષ્મ દૃષ્ટિ છે, ઇતિહાસ આવા પુરૂષને મરવા દેતો નથી અને તે જાતે તો મુક્ત હોય છે જ. ॥ ૯ ॥

**तद् एतत् ऋचा अभ्युक्तं-क्रियावन्तः श्रोत्रियाः ब्रह्मनिष्ठाः स्वयं जुह्वते एकर्षिं श्रद्धयन्तः। तेषां एव एतां ब्रह्मविद्यां वदेत, शिरोव्रतं विधिवद् यैस्तु चीर्णम् इति ॥ १० ॥**

तत्=તે एतत्=આ ऋचा=મંત્રથી अभ्युक्तं=કહેવામાં આવ્યું છે. क्रियावन्तः=જે કર્તવ્યબુદ્ધિથી સર્વ કર્મોને કરવાવાળા, श्रोत्रियाः= વેદ આદિ સમસ્ત વિદ્યાઓના જાણકાર ब्रह्मनिष्ठाः=બ્રહ્મમાં મનની અચળ સ્થિતિવાળા છે અને श्रद्धयन्तः=શ્રદ્ધાથી ભરપૂર હોઇને પ્રતિદિન स्वयं= જાતે एकर्षिं=અગ્નિમાં जुह्वते=હોમ કરે છે. तु=નિઃસન્દેહ यैः=જેઓએ વિદ્યાપ્રાપ્તિ માટે शिरोव्रतं=મૌલિક નિયમોને विधिवत=વિધિપૂર્વક चीर्णं=પૂરા કર્યા છે तेषामेव=તેઓને જ एतां=આ ब्रह्मविद्यां=બ્રહ્મવિદ્યા वदेत=કહે इति=બસ ॥૧૦॥

તે આ ઋચામન્ત્રે કહ્યું છે–"જે કર્મયોગીઓ શ્રોત્રિયો બ્રહ્મનિષ્ઠો જાતે શ્રદ્ધાથી ભરપૂર અગ્નિમાં હોમ કરે છે, નિઃસન્દેહ જેઓએ વિદ્યાપ્રાપ્તિ માટે મૌલિક વ્રતોને વિધિપૂર્વક પૂરાં આચર્યાં હોય તેઓને જ આ બ્રહ્મવિદ્યા કહે"–બસ. ॥૧૦॥

આ વાતમાં વૈદિક પ્રમાણ ટાંકતાં ઋષિ કહે છે કે શિષ્ય! આ વિદ્યા કોને આપવી? આ કાચો પારો છે. સિંહણનું દૂધ છે. આથી આ વિદ્યાનો જે અધિકારી હોય તેને જ એ આપવી. અર્થાત્ જે ક્રિયાવાન છે-નિષ્કામ કર્મયોગી છે-વિદ્વાન છે-વેદનિષ્ઠ છે-એક પરમદ્રષ્ટા પરમાત્માને શ્રદ્ધાપૂર્વક સર્વસ્વનો હોમ આપી દેવા તૈયાર છે-જેણે આ વિદ્યા પ્રાપ્ત કરવાના મૌલિક નિયમો-અહિંસા-સત્ય-બ્રહ્મચર્ય વગેરેનું વિધિપૂર્વક પાલન કર્યું છે, તેનાઓને જ આ વિદ્યા દે. અર્થાત્ પરમાત્મવિદ્યા અધિકારીને જ જરતી હોવાથી સાધન સંપત્તિ રહિત હોઇને જે અનધિકારી છે તેને ન આપવી. સાધન સંપન્નને આપેલી આ વિદ્યા-પુષ્પિત પલ્લવિત-ફલિત થાય છે. સાધનરહિતને આપેલી આ વિદ્યા આપનાર અને લેનાર બન્નેનું જીવન બગાડે છે ॥ ૧૦ ॥

**तत् एतत् सत्यं ऋषिः अंगिराः पुरा उवाच-न एतत् अचीर्णव्रतः अधीते। नमः परमऋषिभ्यः नमः परमऋषिभ्यः ॥ ११ ॥**

तत्=તે एतत्=આ सत्यं=સત્ય अंगिराः ऋषिः=અંગિરા ઋષિએ पुरा= પહેલાં उवाच=કહ્યું છે. एतत्=એને अचीर्णव्रतः=અપૂર્ણ વ્રતવાળો न अधीते= નથી ભણી શકતો. नमः=નમસ્કાર હો परमऋषिभ्यः=પરમ ઋષિઓને नमः= નમસ્કાર હો परमऋषिभ्यः=પરમ ઋષિઓને. ॥ ૧૧ ॥

તે આ સત્ય પહેલાં અંગિરા ઋષિએ કહ્યું હતું અને એને અપૂર્ણવ્રતી પુરુષ નથી ભણી શકતો. વન્દન હો પરમઋષિઓને-વન્દન હો પરમઋષિઓને. ॥ ૧૧ ॥

સાધનસંપત્તિના સંગ્રહ ઉપર જ છેવટે સપ્રમાણ ભાર મૂકતાં ભગવતી શ્રુતિ ઉપસંહાર કરે છે કે તે આ સત્ય અંગિરા ઋષિએ પહેલાં કહ્યું હતું. કયું સત્ય? તે આ કે આ વિદ્યાને અચીર્ણવ્રતી-એટલે કે જેણે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટેના જે ધ્રુવ નિયમો છે-દીક્ષાઓ છે તેનું પાલન-સેવન નથી કર્યું તેને ન ભણાવવી. આ પરમ સત્ય બધાના હૃદયમાં ઠરે તો કેવું સારું? પરમાત્મા કાંઈ ભાગી જતા નથી. સાધનસંપત્તનો વિરહ હોવાથી પરમાત્મા છે છતાં પકડાતા નથી. આ કાંઈ જેવું તેવું સત્ય નથી. આ પાયાનું સત્ય છે! આમ ચીર્ણવ્રતીને જ આ વિદ્યા ફળદાયી થાય છે એવું છેવટનું વિધાન કરી બ્રહ્મવિદ્યાની સમાપ્તિ કરી છેવટે કૃતાર્થ અને કૃતજ્ઞ શિષ્ય વિદ્યાનો બીજો કોઈપણ બદલો દેવો અશક્ય હોવાથી કૃતાર્થ ગુરુના ચરણમાં અંજલિ આપતાં કહે છે કે "नमः परमऋषिभ्यः नमः परमऋषिभ्यः"=દુનિયાના તમામ શ્રેષ્ઠ દ્રષ્ટાઓને અમારા શિષ્યભાવી આત્માઓના વન્દન હો. વન્દન હો. આપણે પણ તેવા પરમઋષિઓના પરમઋષિ પરમાત્માને ભક્તિભાવે વન્દન કરી વિરમીએ ॥૧૧॥

**॥ इति तृतीयमुण्डके तृतीयः खण्डः ॥**

**॥ ॐ भद्रंकर्णेभिः इति शान्तिपाठः ॥**

**॥ हरिः ॐ तत्सत् ॥**



## ॥ शान्तिपाठः ॥

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः! भद्रं पश्येम अक्षिभिः यजत्राः! । स्थिरैः अंगैः तुष्टुवांसः तनूभिः व्यशेम देवहितं यदायुः। स्वस्ति नः इन्द्रः वृद्धश्रवाः । स्वस्ति नः पूषा विश्ववेदाः। स्वस्ति नः तार्क्ष्यः अरिष्टनेमिः । स्वस्ति नः बृहस्पतिः दधातु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

## ॥ अथ माण्डूक्योपनिषत् ॥

'ओम्' इति एतत् अक्षरं इदं सर्वम् । तस्य उपव्याख्यानम्-भूत भवद् भविष्यद् इति, सर्वं ओंकार एव । यत् च अन्यत् त्रिकालातीतं, तद् अपि ओंकारः एव ॥ १ ॥

ओम्=ઓમ્ इति=એવો एतत्=આ अक्षरं=અક્ષર જ इदं=આ सर्वं=બધું છે, तस्यं=તેનું उपव्याख्यानं=સંક્ષેપમાં વ્યાખ્યાન કરવામાં આવે છે, भूतं=ભૂત भवत्=વર્તમાન તથા भविष्यत्=ભવિષ્યત્ જે કાંઇ છે તે इति=આ सर्वं=બધું ओंकारः=ઓંકાર एव=નિશ્ચય છે. ઓંકારનું વાચ્ય હોવાને લીધે ઓંકાર જ છે च=અને यत्=જે अन्यत्=એના સિવાયનું त्रिकालातीतं=ત્રણે કાલથી પર છે तत्=તે अपि=પણ एव=નિશ્ચય ओंकारः=ઓંકાર-ઓંકારનું વાચ્ય હોવાથી ઓંકાર છે.

'ઓમ' એવો આ અક્ષર જ, આ બધું છે. તેનું સંક્ષેપમાં વ્યાખ્યાન કરવામાં આવે છે. "ભૂત, ભવિષ્ય, વર્તમાન, જે કાંઈ છે તે આ બધું, નિશ્ચય, ઓંકાર છે, અને જે એના સિવાયનું ત્રણે કાળથી પર છે તે પણ નિશ્ચય ઓંકાર છે." ॥ ૧ ॥

શાન્તિ મન્ત્રનું ભાષ્ય આગળ આપેલું હોવાથી પુનરાવર્તન કર્યું નથી. "માણ્ડૂક્ય" નામ, મણ્ડૂક નામના ઋષિનું આ દર્શન હોવાથી પડ્યું છે. તમામ ઉપનિષદોમાં માણ્ડૂક્ય ઉપનિષત્ ટૂંકામાં ટૂંકું-ગૂઢમાં ગૂઢ અને વેદાન્તવિચારના સારરૂપ છે. "माण्डूक्यमेकमेवालं मुमुक्षूणां विमुक्तये" આ વાક્ય પૂર્વમીમાંસકોના આ ઉપનિષદ્ પ્રત્યેના ઊંડા આદરનું સૂચક છે. ગૌડપાદાચાર્ય

જેવા વેદાન્તના મહાન આચાર્યે પણ પોતાના અજાતિવાદના મંડાણ માટે આ ઉપનિષદ્‌ને પાયારૂપ ગણ્યું છે. આ ઉપરથી આ કલેવરે નાનાં ઉપનિષદ્‌ની મહત્તા, તથા ભવ્યતાનો સ્હેજે ખ્યાલ આવશે. આ કૂટ–ગૂઢાર્થ પરિપૂર્ણ અને વિચારોદાર ઉપનિષદ્ ઉપર સ્વાન્તસ્તોષ માટે ભાષ્ય રચવા કટિબદ્ધ એવા અમોને પરમ ગુરૂ પરમાત્માનો અનુગ્રહ હો. ગુરૂદેવની કૃપા હો, તમામ સંતોનો આશીર્વાદ હો.

ભગવાન વ્યાસદેવ યોગસૂત્ર ઉપરના પોતાના ભાષ્યમાં આધ્યાત્મશાસ્ત્રમાત્રના પ્રયોજનનો ઉલ્લેખ કરતાં કહે છેઃ–

यथा चिकित्साशास्त्रं चतुर्व्यूहं–रोगः रोगहेतुः आरोग्यं भैषज्यं इति, एवं इदं अपि शास्त्रं चतुर्व्यूहं एव । तद् यथा संसारः, संसारहेतुः, मोक्षः, मोक्षोपायः इति । तत्र दुःखबहुलः संसारः हेयः । प्रधानपुरुषयोः संयोगः हेयहेतुः । संयोगस्य आत्यन्तिकी निवृत्तिः हानम् । हानोपायः सम्यक् दर्शनम् ।

આ ભાષ્ય કડિકાનો અર્થ નીચે મુજબનો થાય છે. જેમ ચિકિત્સા શાસ્ત્ર=વૈદક શાસ્ત્ર ચાર વ્યૂહવાળું છે. એટલે રોગ, રોગનું કારણ, આરોગ્ય અને દવા–એ ચાર મોરચાવાળું છે. તેમ આ અધ્યાત્મશાસ્ત્ર પણ ચાર વ્યૂહવાળું જ છે. જેમકે સંસાર, સંસારનું કારણ, મોક્ષ અને મોક્ષનો ઉપાય. આ ચારમાં સંસાર=ભવરોગ, દુઃખબહુલ–દુઃખપ્રધાન હોઇને દૂર કરવા યોગ્ય= ત્યાજ્ય છે. ત્યાજ્ય એવો જે સંસાર–હેય સંસાર–તેનું કારણ પ્રધાન પુરુષનો એટલે કે પ્રકૃતિ અને પુરુષનો સંયોગ છે. એ પ્રધાન અને પુરુષના સંયોગની છેવટની નિવૃત્તિ એટલે હાન એટલે કે મોક્ષ છે. અને સમ્યક્‌દર્શન–તત્ત્વજ્ઞાન એ હાનનો એટલે કે મોક્ષનો ઉપાય છે. અર્થાત્ વિવેકી પુરૂષને માટે દુઃખપ્રચુર સંસાર ત્યાજ્ય છે. એ ત્યાજ્ય સંસારનું કારણ પ્રકૃતિ પુરૂષનો અવિદ્યક સંયોગ છે. એટલે કે અજ્ઞાનને લઇને પ્રકૃતિ અને પુરૂષની જે ભેળસેળ થઈ ગઇ છે, એક બીજાના ગુણો અને ધર્મોનું જે અન્યોન્યના ઉપર આરોપણ થયું છે તે છે. આ અજ્ઞાનની છેવટની નિવૃત્તિનું નામ મોક્ષ છે. અને અજ્ઞાનનું વિરોધી જ્ઞાન હોઇને જ્ઞાનથી–સાચા જ્ઞાનથી જ અજ્ઞાનનો નાશ થાય છે. અર્થાત્ વિવેકી પુરૂષને માટે સમ્યક્‌જ્ઞાન સિવાય શરણું નથી. આ સમ્યગ્જ્ઞાન એટલે શું એનો ઉલ્લેખ કરતાં ભગવાન વ્યાસદેવ કહે છે કેઃ–

तत्र हातुः स्वरूपं उपादेयं वा हेयं वा न भवितुं अर्हति इति । हाने तस्य उच्छेदवादप्रसंगः उपादाने च हेतुवादः । उभयप्रत्याख्याने शाश्वतवादः इति एतत् सम्यग्दर्शनम् ॥ ( यो० भा० ३५–२ )

અર્થાત્ હાતુઃ– આત્માનું સ્વરૂપ=નિજરૂપ–પોતાનું અબાધિત–અનારોપિત નિજરૂપ, ઉપાદેય કે હેય હોવું–એટલે લેવું કે ત્યાગવું સંભવી શકતું નથી. એટલે કે આત્માનું સ્વરૂપ નવું ઉપજતું નથી કે નાશ પામતું નથી. સ્વરૂપનું જો હાન–ત્યાગ થતો હોય તો તો આત્માના નાશનો પ્રસંગ આવી ઉભો રહે. અને આત્માનો ઉચ્છેદ જો મોક્ષ હોય તો તે મોક્ષની કશી કિંમત નથી. કેમકે મોક્ષનો અધિકારી જો નાશ પામતો હોય તો તે મોક્ષ ન સમજાય એવું છે. આત્માને નવું મોક્ષ ક્યાંકથી બક્ષીસમાં પણ મળતું નથી, જો આત્માનું મોક્ષ આગન્તુક હોય તો તો હેતુવાદ–કાર્યકારણનો ભાવ આવીને ઉભો. એટલે કે આત્માનો 'મોક્ષ જો ક્યાંકથી ઉદ્‌ભવતો હોય તો જે ઉપજે તે કાર્ય હોઇને જરૂર નાશ પામે જ. અને જે મોક્ષ નાશ પામે એવું હોય તે મોક્ષ પણ નકામું જ છે. આથી આત્માની સ્વરૂપાવસ્થિતિરૂપ મુક્તિ નથી ઉપજતી કે નથી તો નાશ પામતી. અર્થાત્ આત્મા નિત્ય શુદ્ધ બુદ્ધ–મુક્ત–સ્વભાવ જ છે. એ જોવું–આત્માની સ્વરૂપાવસ્થિતિનો સાક્ષાત્કાર કરવો એનું જ નામ મોક્ષ છે. એનું જ નામ સમ્યક્‌દર્શન છે. આ સમ્યક્‌દર્શન–આત્મા જેવો છે તેવો તેને અનુભવવો–એ જ અધ્યાત્મશાસ્ત્રમાત્રનો એકમાત્ર ઉદ્દેશ છે. આ આત્માનું નિજરૂપનું દર્શન એ માણ્ડૂક્યઉપનિષદ્‌નો વિષય છે. સાધનસંપન્ન પુરૂષ, આ ઉપનિષદ્‌નાં જ્ઞાનના અવલંબે આત્મામાં આરોપિત સંસારને સાફ કરીને સ્વરૂપપ્રતિષ્ઠારૂપી મોક્ષસુખનો નિત્યાનુભવ કરે છે. આ શિવસ્વરૂપમાં પ્રતિષ્ઠા પામવા માટે આત્માને લગતું તત્ત્વજ્ઞાન આપવાની ભૂમિકા રચતાં મંડૂક ઋષિ પોતાનાં દર્શનની શરૂઆત કરે છે કે 'ॐ' એવો આ અક્ષર જ આ બધું છે. 'ॐ' એ પરમાત્માનું નામ છે. જે જેનું નામ તે તેનાથી જુદો હોઈ શકતો નથી. અર્થાત્ નામ અને નામી બન્ને એક જ છે. તેમાં પણ નામ ગૌણ છે અને નામી પ્રધાન છે. પણ વ્યવહારમાં નામ દ્વારા જ નામીનો ઉલ્લેખ થતો હોવાથી ઋષિ કહે છે કે 'ॐ' એ જ આ બધું છે. અર્થાત્ આ બધું–જે કાંઇ આપણા લૌકિક અનુભવમાં નામરૂપાત્મક જગત આવે છે તે બધુંય પરમાત્મા જ છે. અર્થાત્ નામરૂપાત્મક જે જગત આપણને પ્રતિત થાય છે–જેની આપણને અસ્તિ લાગે છે તે અસ્તિ માત્ર પરમાત્માની જ છે! પરમાત્માની બૃહદ્ અસ્તિનું, નામરૂપાત્મક જગત એક

પ્રતીકમાત્ર છે! 'ॐ' આ બધું છે-આ સૂત્રવાક્યનું ઋષિ સંક્ષેપમાં ભાષ્ય કરવાની પ્રતિજ્ઞા કરતાં કહે છે. तस्य उपव्याख्यानं; તે ૐકારનું સ્પષ્ટ સ્પષ્ટ પૂર્ણ વ્યાખ્યાન અમો કરી છીએ. એ ભાષ્ય કયું? તો ઋષિ કહે છે ભૂત વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે કાળથી મર્યાદિત જે કાંઇ છે-અર્થાત્ ત્રિકાળ મર્યાદિત નામરૂપાત્મક જગત એ નિશ્ચય ૐકાર જ છે. એટલું જ નહીં પણ ત્રણ કાળથી પર, કાળકલ્પનાનું પણ કારણ જે પ્રકૃતિ છે તે પ્રકૃતિ પણ ૐકાર જ છે. અર્થાત્ ટૂંકમાં પ્રકૃતિ અને તેના તમામ વિકારો પરમાત્માની સત્તાને લઇને સત્તાવાળા છે. પરમાત્માને આધારે ટકેલાં છે. પરમાત્માના જ સદંશના એ બધાં વાહક છે. પરમાત્મા જ પોતાની અચિન્ત્ય-વિભવા શક્તિ=પ્રકૃતિ અને તેના અનન્ત પરિવાર રૂપે પ્રતિત થાય છે. અને પરમાત્મા પ્રણવવાચ્ય હોવાથી પ્રણવ જ આ બધું છે. ॥ ૧ ॥

**सर्वं हि एतत् ब्रह्म । अयं आत्मा ब्रह्म । सोऽयं आत्मा चतुष्पाद् ॥२॥**

एतत्=આ सर्वं=બધું हि=જ ब्रह्म=બ્રહ્મ છે. अयं=આ-શરીરની અંદર-હૃદયમાં રહેલો आत्मा=આત્મા ब्रह्म=બ્રહ્મ છે. स=તે अयं=આ आत्मा=આત્મા चतुष्पात्=રૂપિયાની માફક, ચાર પગવાળો છે.

આ બધું જ બ્રહ્મ છે. આ આત્મા બ્રહ્મ છે. તે આ આત્મા, (રૂપિયાની માફક) ચાર પગવાળો છે. ॥ ૨ ॥

આગલા મન્ત્રમાં આ બધું પરમાત્મારૂપ છે એમ કહ્યું. પણ આટલાથી જ અર્થ સરતો નથી. આ બધું પરમાત્મારૂપ છે, એમ કહેતાં તો સંભવ છે કે પરમાત્મા એ બધાં ઉપરાંત પણ કશું હોઈ શકે! આ શંકાની નિવૃત્તિ કરતાં બીજા મન્ત્રમાં કહે છે કે જેમ આ બધું પરમાત્મરૂપ છે તેમ પરમાત્મા પણ આ બધાંરૂપ છે. અર્થાત્ વાચ્ય અને વાચક અભિન્ન છે પરમાત્મા અને નામરૂપાત્મક જગત અભિન્ન છે! પરમાત્મા જ કોઇ અકળ રીતે નામરૂપાત્મક થઇને ચમકી રહ્યા છે. એ નામરૂપાત્મક સ્વરૂપે કેમ વર્તી રહ્યા છે એ સંસારદશામાં અતિપ્રશ્ન છે! આમ પ્રકૃતિ અને તેનો પરિવાર જેમ પરમાત્માથી અભિન્ન છે તેમ આ આત્મા. શ્રુતિ માતા 'આ' સર્વનામથી

જીવ અને પરમાત્મા અભિન્ન છે અર્થાત્ પ્રકૃતિ અને તેના પરિવારમાં જેમ પરમાત્માનો સદંશ છે તેમ જીવાત્મામાં પણ તેનો સચ્ચિદંશ છે. પરમાત્માનો આનન્દાંશ પ્રકૃતિમાં અને જીવાત્મામાં તે જીવાત્મા રહે ત્યાં સુધી, અનુદ્‌ભૂત–અપ્રગટ–તિરોહિત અવસ્થામાં રહે છે. અર્થાત્ જ્યારે જીવમાંથી તેને જીવરૂપ બનાવતાં નિમિત્તોનો અભાવ થાય છે ત્યારે તેને પોતાના જ સ્વરૂપભૂત સચ્ચિદાનન્દ પરમાત્માનો સાક્ષાત્ અનુભવ થાય છે. આમ અત્યાર સુધીમાં શ્રુતિએ પ્રકૃતિ અને પુરૂષ બન્ને પરમાત્માનાં જ રૂપ છે એમ કહ્યું તેમાં પ્રકૃતિ ભોગ્ય હોઇને ત્યાજ્ય છે. અને પરમાત્મા એ જીવનું મૂળ સ્વરૂપ હોઇને તેનો ઉદ્ધાર કરવો એ યોગ્ય છે. અર્થાત્ સંસારદશામાં પરમાત્માની ભોગ્ય શક્તિના ફંદામાં પડેલા જીવનો તેમાંથી ઉદ્ધાર કરી પરમ સ્વરૂપમાં તેની પ્રતિષ્ઠા કરાવવી જોઇએ એવો શ્રુતિનો અહીં ધ્વનિ છે અને આથી જ "અયમાત્મા બ્રહ્મ" કહીને આત્મા એ પરમાત્મા જ છે એવું, અંગુલિનિર્દેશપૂર્વક શ્રુતિ બેભાન જીવને પોતાના સ્વરૂપનું સ્મરણ કરાવે છે. આ આત્મા બ્રહ્મસ્વરૂપ છે એનું પ્રતિપાદન એ હવે ઉત્તરગ્રંથનું પ્રયોજન છે. આત્મા બ્રહ્મ છે એ કયારે જણાય ? તો આત્મામાં–જીવાત્મામાં જે અધ્યારોપિત સંસાર છે, અવિદ્યાને લઇને ઉપજતો જે સંસારનો કોલાહલ છે, તેનો જો અપવાદ કરવામાં આવે તો. આથી હવે આગળ આત્માની ચાર અવસ્થાનો ઋષિ ઉલ્લેખ કરશે. અને એ ચારમાં આત્માની પોતાની મૂળ સ્વાભાવિક સ્થિતિ કઈ છે તે બતાવી તેની આગન્તુક-અસ્વાભાવિક અવસ્થાનો પ્રતિષેધ કરી, જીવને તેના શિવસ્વરૂપમાં પ્રતિષ્ઠિત કરશે. આ ઉદ્દેશને ધ્યાનમાં રાખી શ્રુતિ કહે છે કે તે આ આત્મા ચાર પગવાળો છે. આ ચાર પગો ગાયના ચાર પગ જેવા નથી. પણ રૂપીઆના ચાર પગ–ચાર પાવલી જેવા ચાર પગો છે. અર્થાત્ પગથી જેમ માણસ પ્રતિષ્ઠિત રહે છે, ઉભો રહે છે તેમ આ ચાર અવસ્થામાં, આત્મા ઉભો હોવાથી=સંસારમાં ઉભો રહેતો હોવાથી એ ચાર અવસ્થાને ચાર પાદ કલ્પવામાં આવે છે ! તેમાં પહેલાં ત્રણ પાદો અસત્ છે. છેલ્લો પાદ એની સાચી પ્રતિષ્ઠા છે એટલું સમજી લેવું. ॥ ૨ ॥

**जागरितस्थानः; बहिः प्रज्ञः; सप्तांगः, एकोनविंशतिमुखः, स्थूलभुग्, वैश्वानरः प्रथमः पादः ॥ ३ ॥**

जागरितस्थानः=જાગરિત જેનું સ્થાન છે, बहिः प्रज्ञः=બહાર–બાહ્ય પદાર્થોમાં જેની પ્રજ્ઞા–જ્ઞાન છે, જે सप्तांगः=સાત અંગોવાળો છે एकोनविंशतिमुखः=

ઓગણીસ મુખવાળો સ્થૂલભુક્=સ્થૂલ પદાર્થોનો ભોગવનાર–અનુભવનાર છે તે વૈશ્વાનરઃ=વૈશ્વાનર પ્રથમઃ=પહેલો પાદઃ=પાદ-પગ છે.

જાગરિત જેનું સ્થાન છે, બહારના પદાર્થોમાં જેની પ્રજ્ઞા છે, જે સાત અંગોવાળો છે, જે ઓગણીસ મુખવાળો છે, સ્થૂલ પદાર્થોનો ભોક્તા છે તે વૈશ્વાનર પહેલો પાદ છે. ॥ ૩ ॥

'ઓમ્' એ અક્ષર–વર્ણનો વાચ્ય=અર્થ જે બ્રહ્મ, તેનું બીજું નામ આત્મા છે. શરીરના સંબંધથી એ જ આત્માનું નામ જીવાત્મા અને જગતના સંબંધથી ઇશ્વરાત્મા છે. સ્થૂલ શરીરની માફક સ્થૂલ જગત્ ઇશ્વરાત્માની જાગૃત અવસ્થા, સૂક્ષ્મ શરીરની માફક સૂક્ષ્મ જગત્ સ્વપ્ન અવસ્થા, અને કારણ શરીરની માફક અવ્યાકૃત જગત્ ઇશ્વરાત્માની સુષુપ્તિ અવસ્થા છે. જાગૃત અવસ્થાવાળા જીવાત્માનું નામ વિશ્વ અને ઇશ્વરાત્માનું નામ વૈશ્વાનર છે. આટલો એમાં ભેદ છે. જાગરિત અવસ્થાવાળા જીવાત્માનું એક માથું, બે હાથ, બે જાંગ, અને શરીરનો ઊર્ધ્વભાગ તથા અધોભાગ એ સાત અંગો છે તથા જાગરિત અવસ્થાવાળા ઇશ્વરાત્માના ત્રણે લોકો તથા ચારે દિશાઓ-એ સાત અંગ છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણ, તથા મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર આ ઓગણીસ જીવાત્માના તથા બાર માસ, પાંચ ઋતુ અને બે અયન એ ઓગણીસ ઇશ્વરાત્માના મુખ છે.

આગલા મન્ત્રમાં આ બધું-પ્રત્યક્ષ દેખાતું જગત્ બ્રહ્મ છે, અને પ્રત્યેક પ્રાણીની હૃદયગુફામાં રહેલો પ્રત્યગાત્મા પણ બ્રહ્મ છે એમ ઋષિએ જણાવ્યું. આ પ્રત્યગાત્માની ચાર અવસ્થા છે એમ એને ચતુષ્પાદ–ચાર પગોવાળો કહી સૂચવ્યું. તો એ ચતુષ્પાદ આત્માનો પહેલો પાદ કયો છે? એ પહેલા પાદનું એટલે કે જાગૃત અવસ્થાનું સંક્ષેપમાં વર્ણન કરતાં ઋષિ કહે છે કે વૈશ્વાનર એ ચતુષ્પાદ આત્માનો પહેલો પાદ છે. અર્થાત્ જાગૃત અવસ્થાનો અભિમાની જીવ 'વૈશ્વાનર' નામની વિશિષ્ટ સંજ્ઞાથી ઓળખાય છે. આ વૈશ્વાનરનું સ્થાન=નિવાસસ્થાન=રહેઠાણ જાગૃત અવસ્થા છે. જાગૃત અવસ્થા એટલે તે અવસ્થા કે જેમાં ઇન્દ્રિયો, મન, અંતઃકરણ વગેરે બધાં અંતર્બાહ્ય કરણો પોતપોતાની ચેષ્ટા કરતાં હોય. જે અવસ્થામાં જીવ કાન દ્વારા સાંભળે, આંખ દ્વારા જુવે, ચામડી દ્વારા સ્પર્શ અનુભવે, વાણી દ્વારા બોલે, મન દ્વારા સંકલ્પે, અહંકાર દ્વારા અહંકાર કરે–આમ તે

તે ઇન્દ્રિય–સાધન ઉપર આરૂઢ થઇને તે તે ઇન્દ્રિયોની પ્રવૃત્તિ કરી તે તે પ્રવૃત્તિને આત્મસમવાયી કરે તે અવસ્થાને જાગૃત કહેવામાં આવે છે. અને સમસ્ત જગતના તમામ જીવોનો જાગૃત અવસ્થામાં આ એક જ સાધારણ કાર્યક્રમ છે. આથી જાગૃત અવસ્થા એ જીવ માટેનું વિહાર અને નિવાસસ્થાન છે અને આથી જ જાગૃતાભિમાની વૈશ્વાનરને ઋષિ જાગરિત સ્થાનવાળો કહે છે.

વળી આ જાગરિત સ્થાનવાળો જીવ જાગૃત અવસ્થામાં ધંધો શું કરે છે તે સૂચવતાં એક જ વિશેષણમાં એની પ્રવૃત્તિને સમેટી લેતાં કહે છે કે "બહિઃપ્રજ્ઞઃ"=બહારના પદાર્થોમાં ભાનવાળો છે. અર્થાત્ જાગૃત અવસ્થાનાં અભિમાની જીવને પોતાની જાતને છોડી બાકીનું બધું ભાન હોય છે. પોતે કોણ એટલી જ તેને ખબર નથી. આ સિવાયનું બધું જ્ઞાન તેને હોય છે. અને આ એક કરૂણ કથા છે. માણસને તે કોણ છે એટલી જ ખબર ન હોય અને તે સિવાયની બધી ખબર હોય તેથી તેનો દહાડો વળતો નથી. જીવનનું રહસ્ય તો પોતાને વિષે સંમ્યક્જ્ઞાન મેળવવામાં છે. અર્થાત્ આણસને સ્વરૂપ જાણવા જેવું છે. અને એટલું જ એને ખબર નથી. આથી તે જાણવા જેવું તેટલું જ ન જાણતો હોઇ, અને જે ન જાણે તો એ કાંઇ વાંધો નથી એવું બધું જ જાણતો હોઇને એવો જીવાત્મા દયાપાત્ર છે! આમ બાહ્ય વિષયોના અપાર જ્ઞાનથી ખચિત જીવાત્મા સ્વરૂપ વિષે બેભાન હોવાથી બહિષ્પ્રજ્ઞ છે. અને આથી જ તેની જીવનભર કરૂણ દશા થાય છે. આમ જાગૃત અવસ્થાનો બહિષ્પ્રજ્ઞ આત્મા સ્વરૂપ વિષે ગાફેલ હોઇને દયનીય છે એવું અહીં સૂચન છે. આ જાગરિત સ્થાનવાળા અને બહિષ્પ્રજ્ઞ આત્માના સાત અંગો છે. સાત અવયવો છે! આ સાતે અવયવો નોંધમાં આપ્યા છે. મૂળમાં નિરવયવ આત્માને અવયવવાળા થવું પડે એ જ એનું અધઃપતન છે! આમ સમાંગ આત્મા બેભાન હોવાથી તેને સજ્ઞાન કરવો જ રહ્યો અને તેની મૂળ અવસ્થા નિરવયવ–મુક્તાવસ્થા માટે યત્નશીલ રહેવું ઘટે એવો ધ્વનિ છે. વળી એ જાગૃત અભિમાની, બહિષ્પ્રજ્ઞ અને સમાંગ આત્માના ઓગણીસ મુખો છે. મુખ એટલે જ્ઞાનનાં દ્વારો છે. બહારના જગતનું જેટલું જ્ઞાન, તે તમામ જ્ઞાન મેળવવાનાં જે સાધનો–ઇન્દ્રિયો, તે ઇન્દ્રિયોરૂપી દ્વારવાળો આ આત્મા છે! અર્થાત્ એને ઓગણીસ મુખો છે એ પણ એક અવિદ્યાની જ મોંકાણ છે! મૂળમાં જે જેની સંપત્તિ જ નથી પણ વિપત્તિ જ છે, તે તેને જીવનભર મળે તો તેના દુઃખનો પાર ક્યાં? ઇન્દ્રિય વગેરે અશુદ્ધ દૃષ્ટિએ જીવની વિપત્તિ જ છે. એ વિપત્તિ એને જીવનભર સહેવી પડે એ સ્વમાની આત્માને માટે

વૈરાગ્યનું કારણ હોવું ઘટે. એ વૈરાગ્યનું કારણ થતું નથી એ જીવની ગાઢ બેભાનતા અને અનન્ય નફ્ફટાઈ બતાવે છે! આવો જાગૃતસ્થાની બહિષ્પ્રજ્ઞ સપ્તાંગ અને ઓગણીસ મુખો આત્મા જીવનભર "સ્થૂલભુક્" રહે છે. અર્થાત્ સ્થૂલ પદાર્થોનો તે સેવક રહે છે! પદાર્થો ભોગવવાને માટે નથી સરજાયા પણ જીવને વિરાગ આણવા માટે અને તે દ્વારા જાતને જાગૃત કરવા સરજાયા છે. પણ જીવ ઇન્દ્રિયો વગેરેના ફંદામાં પડી, રાતદિન, વિચારદૃષ્ટિએ નીરસ–રસહીન–શેરડીના કુચા જેવા પદાર્થોને ચુસવામાં જ રોકાયેલ રહે છે! કૂતરું જેમ હાડકું ચાવે અને પોતાના જ જડબામાંથી ઝરતાં લોહીનો સ્વાદ લેતાં હાડકાંનો એ રસ છે એમ માની હાડકાનું શોષણ ચાલુ રાખે છે તેમ અજ્ઞાનને લઇને કૂતરાવૃત્તિ સેવતો જીવ પદાર્થોને ચાખતો અને ચાવતો રહે છે! છતાં તેને તેમ કરવામાં કંટાળો, જુગુપ્સા કે ઘૃણા છૂટતી નથી. બેશરમની માફક તે ઈશ્વરના દેખતાં પણ એ કરતાં અચકાતો નથી. અજ્ઞાનની મહામોહકારિણી શક્તિ એને એટલી તો ક્ષુદ્ર બનાવી દે છે કે કવિની ભાષામાં કહીએ તો—

कृमिकुलचितं लालाक्लिन्नंविगन्धि जुगुप्सितं, निरुपमरसं प्रीत्या खादन्नरास्थि निरामिषम् ॥ सुरपतिमपि श्वा पार्श्वस्थं विलोक्य न शंकते ! न हि गणयति क्षुद्रो जन्तुः परिग्रहफल्गुताम् ! ! ॥

આવી શ્વવૃત્તિમાં તે મ્હાલે છે અને આ છે 'સ્થૂલભુક્' વિશેષણનું જીવનમાં સ્વારસ્ય અને વિનિયોગ!

આમ ચતુષ્પાદ આત્માનો પહેલો પાદ વિચાર કરતાં જુગુપ્સા ઉપજાવી એ પાદ વિનાનો થવામાં આત્માને પ્રેરનારો નિવડશે!

અહીં એક વાત નોંધી લેવા જેવી છે. વ્યક્તિમાં રુંધાયેલું આત્મ ચૈતન્ય–અહીં ઋષિ વર્ણવે છે. અને સિદ્ધાંત એ છે કે જેવું પિંડે તેવું બ્રહ્માંડે! પિંડનો જ અતિદેશ તે બ્રહ્માંડ છે. તો પિંડમાં નિમગ્ન આત્માની જેવી વૃત્તિ થાય છે–ને જે અવસ્થાઓ છે, તે તે અવસ્થાઓ બ્રહ્માંડાત્માની પણ જાણવી. એટલે કે જીવની જેમ ત્રણ અવસ્થાઓ છે તેમ ઈશ્વરાત્મા–સમષ્ટિના આત્માની પણ ત્રણ અવસ્થાઓ કલ્પી છે. એ કલ્પના પાછળ પિંડ બ્રહ્માંડની પારમાર્થિક એકતા સાધવાનો જ હેતુ છે. વ્યક્તિ અને સમષ્ટિ આત્માઓની તે તે અવસ્થામાં જે વિશિષ્ટ સંજ્ઞા છે તે નોંધમાં આપેલી છે. જે જાતને વિષે અભ્રાન્ત જ્ઞાન મેળવશે તે સમસ્ત જગતને લગતું અભ્રાંત

જ્ઞાન પણ મેળવશે. આમ જીવની જાગૃત અવસ્થા એ તમામ જીવોની-સમષ્ટિની અવસ્થા છે. એટલે જીવની જે વલે તે જ સંસાર સમસ્તની વલે છે. ॥ ૩ ॥

**स्वप्नस्थानः अन्तःप्रज्ञः सप्तांगः एकोनविंशतिमुखः प्रविविक्तभुक् तैजसः द्वितीयः पादः ॥ ४ ॥**

स्वप्नस्थानः-સ્વપ્ન જેનું સ્થાન છે अंतःप्रज्ञः=અંદર-શરીરની અંદર સ્વપ્નના પદાર્થોમાં-જેનું જ્ઞાન-પ્રજ્ઞા છે. सप्तांगः=જે સાત અંગોવાળો છે. एकोनविंशतिमुखः=ઓગણીસ મુખવાળો અને प्रविविक्तभुक्=સૂક્ષ્મ પદાર્થોનો ભોગવનારો છે તે तैजसः=તૈજસ द्वितीयः=બીજો पादः=પાદ-પગ છે.

સ્વપ્ન જેનું સ્થાન છે, અંદર જેની પ્રજ્ઞા છે, જે સાત અંગોવાળો છે, ઓગણીસ મુખવાળો અને સૂક્ષ્મ પદાર્થોનો ભોગવનારો છે તે તૈજસ બીજો પાદ છે. ॥૪॥

સ્વપ્ન સ્થાનીય જીવાત્માના પાંચ સૂક્ષ્મભૂતો, કર્મ તથા વાસના એ સાત, તથા ઈશ્વરાત્માના પાંચ સૂક્ષ્મભૂત, અહંકાર અને મહત્તત્વ-એ સાત અંગો છે. જાગરિત સ્થાનમાં જે ઓગણીસ મુખો છે, તે જ ઓગણીસ મુખો જીવાત્મા અને ઈશ્વરાત્માના છે.

આમ આગલા મન્ત્રમાં આત્માની જાગૃત અવસ્થા, બહિર્મુખતા, સશરીરતા, સાધનમયતા તથા સ્થૂલભોક્તૃભાવ બતાવ્યો. આત્માના મૂળ સ્વરૂપમાં આ કશું નથી. મૂળ સ્વરૂપે એ ઇન્દ્રિયગ્રાહ્ય વિષયોના જગતમાં, ઇન્દ્રિયો દ્વારા જાગતો નથી. પણ એ ચૈતન્યસ્વરૂપ હોવાથી હંમેશાં જ જાગતો હોય છે। અવિદ્યાએ આણેલી અશિવતાનો એ ભોગ થઇ પડેલો હોવાથી, એને આ સાંસારિક જાગૃત અવસ્થા અને તેનો બધો કારભાર કરવો પડે છે। વિવેકીને માટે આ અમંગળ દશા હોવી રહી। કેમકે વિવેક અસત્ય સાથે માંડવાળ કરવા અશક્ત છે. આથી આત્માની આવિદ્યક જાગૃત અવસ્થા અને એ અવસ્થાનો પ્રપંચ એને બલાની માફક વળગેલો છે. એ બલાને ફેંકીને પોતાના મૂળ સ્વરૂપમાં અવસ્થિત થવામાં પુરુષાર્થ છે. હવે આ જાગૃત અવસ્થા સિવાયની પણ બીજી બે અવસ્થાઓ આત્માની છે અને તે બન્ને પણ જાગૃતની માફક જ અવિદ્યા ખચિત છે અને તેથી જ વિવેકીને માટે ત્યાજ્ય છે. તેમાંની બીજી તે સ્વપ્નાવસ્થા છે. માણસને જાગૃત અવસ્થામાં જે જે અનુભવો થાય છે તે તમામ અનુભવો માણસના ચિત્ત

અને કર્મ અને વાસનાનો અભિમાની બને છે. બસ, તેનું આ અભિમાન હોવું-સાતમાં આત્મીયતા હોવી-એ જ એને સાંગ બનાવે છે. સમષ્ટિજીવ=ઇશ્વરનાં આ સ્વપ્નાવસ્થામાં પંચ મહાભૂતો-અહંકાર અને મહતત્ત્વ એ સાત અંગો કલ્પ્યાં છે! એ સ્વપ્નભિમાનીને, જાગૃત અભિમાની જીવનાં જે મુખો છે-જ્ઞાનનાં દ્વારો છે તે જ દ્વારો છે, કેમકે જાગૃતમાં મેળવેલા જ્ઞાનના સંસ્કારોજ આ અવસ્થામાં દેખાય છે. વળી આ સ્વપ્નસ્થાનીય, અંતઃપ્રજ્ઞ સપ્તાંગ અને ઓગણીસ મુખો તૈજસ્ 'પ્રવિવિક્તભુક્' છે. એટલે કે સૂક્ષ્મ પદાર્થોનો ભોગવનારો છે, 'પ્રવિવિક્ત' નો શબ્દાર્થ અત્યંત છૂટો પડેલો એવો થાય છે. સ્વપ્નાવસ્થામાં જે ભોગ્ય પદાર્થો જણાય છે તે સાક્ષાત્ ત્યાં હોતા નથી પણ તે તે પદાર્થોના મનઃસંચિત સંસ્કારો જ પદાર્થરૂપે લાગે છે. આમ સાક્ષાત્ પદાર્થોથી સંસ્કારો છૂટા પડી ગયેલા હોઇને એ સંસ્કારોનો-ભોક્તા " પ્રવિવિક્તભુક્" કહેવાય છે.

આમ અત્યાર સુધીમાં મન્ત્રદ્રષ્ટા ઋષિએ આત્માની જાગૃત અને સ્વપ્નાવસ્થા વર્ણવી. એ અવસ્થાઓ ભોગ્ય હોવાથી આત્માથી ભિન્ન છે. પણ આત્મા ઊંધી સમજણને લઇને એ બન્નેને પોતાનામાં માની બેઠો છે. આથી વિપરીત સમજણને લઇને અતત્ત્વમાં તત્ત્વની ભ્રાન્તિ ઉપજે છે અને જે જેનું મૂળમાં નથી જ, તે તેનું જાણે ચિરકાળનું-આત્મસમવાયી હોય-આત્માથી અવિભક્ત હોય એમ લાગે છે. આ બન્ને અવસ્થા આત્મામાં નથી એ જ જયારે પ્રમાણિક વિચાર દ્વારા નિર્ણીત થાય છે ત્યારે એ બન્ને ઉપરથી જીવ પોતાનું મમત્વ તોડી શિવસ્વરૂપની પ્રાપ્તિ માટે વધુ લાયક બનતો જ જાય છે. આ છે અહીં રહસ્ય. ॥ ૪ ॥

यत्र सुप्तः न कंचन कामं कामयते, न कंचन स्वप्नं पश्यति, तत् सुषुप्तम्। सुषुप्तस्थानः एकीभूतः प्रज्ञानघनः एव आनन्दमयः हि आनन्दभुक् चेतोमुखः प्राज्ञः तृतीयः पादः ॥ ५ ॥

यत्र=જે અવસ્થામાં सुप्तः=સુતેલો મનુષ્ય कंचन=કોઇપણ कामं=પદાર્થને न कामयते=નથી ચાહતો, कंचन=કોઇપણ स्वप्नं=સ્વપ્નને न पश्यति=નથી જોતો तत्=તેને सुषुप्तम्=સુષુપ્તિ કહે છે. सुषुप्तस्थानः=સુષુપ્તિ જેનું સ્થાન છે एकीभूतः=જે એકરૂપ થયેલો હોઇને एव=કેવલ प्रज्ञानघन=પ્રજ્ઞાનઘન-જ્ઞાનનું

સ્વરૂપ છે, જે હિ=નિશ્ચય आनन्दमयः=આનન્દરૂપ થઈ आनन्दभुक्=આનન્દનો ભોગવનારો અને चेतोमुखः=કેવલ્ ચેતનારૂપી મુખવાળો છે તે प्राज्ञः=પ્રાજ્ઞ तृतीयः=ત્રીજો पादः=પાદ છે.

જે અવસ્થામાં સુતેલો પુરુષ કોઈપણ પદાર્થને ચાહતો નથી, કોઈપણ સ્વપ્નને જોતો નથી, તેને સુષુપ્તિ જેનું સ્થાન છે, જે એકરૂપ જેવો થઈ ગયેલો હોઈને કેવલ પ્રજ્ઞાનઘન છે; જે નિશ્ચય આનન્દમય હોઈને આનન્દનો ભોક્તા છે, અને કેવલ ચેતનારૂપી મુખવાળો છે તે પ્રાજ્ઞ ત્રીજો પાદ છે. ॥ ૫ ॥

આગલા ગ્રન્થમાં આત્માની જાગૃત અને સ્વપ્નાવસ્થાનો ઉલ્લેખ કર્યો. આત્માને સ્વરૂપે આ અવસ્થાઓ નથી. આથી આત્મસ્વરૂપની પ્રાપ્તિ માટે ઝંખતા પુરુષે આ બે અવસ્થાને વિવેકપૂર્વક પોતાનામાંથી ભૂંસવી રહી. જાગૃત અને સ્વપ્ન એ બે કાર્યાવસ્થા છે. એ બેનું મૂળ કારણ સુષુપ્તિ અવસ્થા છે. અર્થાત્ સુષુપ્તિ એ કારણાવસ્થા છે. એટલે કે એ અજ્ઞાનાવસ્થા છે. બીજના નાશથી જેમ અંકુરનો સ્વયમેવ નાશ થાય છે તેમ અજ્ઞાનનો નાશ થતાં સ્વયમેવ અજ્ઞાનમય અવસ્થાઓનો નાશ થાય છે. અજ્ઞાનનો નાશ જ્ઞાનાધીન છે. સ્વરૂપજ્ઞાનનો ઉદય થતાં સ્વરૂપના અજ્ઞાનનો તિરસ્કાર થાય છે. આથી હવે આત્માની સુષુપ્તિ અવસ્થાનું વર્ણન કરતાં ઋષિ કહે છે કે જે અવસ્થામાં સુતેલો પુરુષ કોઇપણ પદાર્થને ઇચ્છતો નથી અને કોઈપણ સ્વપ્નને જોતો નથી, તે અવસ્થાને સુષુપ્તિ કહેવામાં આવે છે. અર્થાત્ ગાઢ નિદ્રાની અવસ્થામાં પડેલો પુરુષ જાગૃતમાં જેમ અનેક પદાર્થોને ઇચ્છે છે તેમ કોઇપણ પદાર્થને ઇચ્છતો નથી. સ્વપ્નમાં જેમ સંસ્કાર સ્વરૂપ પદાર્થોને જુવે છે તેમ જોતો નથી. અર્થાત્ જાગૃત અને સ્વપ્નાવસ્થાની વૃત્તિઓનો સુષુપ્તિમાં અભાવ થાય છે. એ અભાવનું કારણ આવરણશીલ તમોગુણ છે. એ તમોગુણનો જ્યારે અનુત્સાર્ય=ટાળ્યો ટળી ન શકે એવો ઉદ્રેક=ઉછાળો થાય છે ત્યારે રજોગુણ અને સત્વગુણના કાર્યોનો તિરસ્કાર થાય છે. અને તે વેળા જાગૃતની કે સ્વપ્નની વૃત્તિઓ શમી જાય છે. ચિત્તની આ અવસ્થાને સુષુપ્તિ અવસ્થા કહેવામાં આવે છે. આ અવસ્થામાં તન્મય જીવને પ્રાજ્ઞ કહેવામાં આવે છે. પ્રાજ્ઞ શબ્દના બે અર્થો થાય છે. અતિશય જ્ઞાની અને અતિશય અજ્ઞાની. સુષુપ્તિસ્થાનીય જીવ સ્વરૂપમાં પ્રતિષ્ઠિત હોવાથી અતિશય જ્ઞાની-જ્ઞાનમય પણ કહેવાય. અને સુષુપ્તિમાં કેવળ સૂક્ષ્મ તમોગુણને અવલંબ કરતો હોવાથી જાગૃત આદિમાં જેમ પદાર્થોનો તે જ્ઞાની હોય છે તેમ જ્ઞાની નથી હોતો, એટલે અતિશય

અજ્ઞાની=કાંઈપણ ન જાણનારો પણ કહેવાય છે. એ, સુષુપ્તિ અવસ્થાના જીવનું વર્ણન કરતાં કહે છે કે તે સુષુપ્તસ્થાન છે. એટલે કે ગાઢ નિદ્રામાં વિહરનાર છે. અર્થાત્ નિદ્રાના ક્ષેત્રમાં તે, તે વેળા ઉભો રહે છે. તે 'એકીભૂત' છે. જાગૃત અને સ્વપ્ન અવસ્થા સુષુપ્તિ અવસ્થામાં એકાકાર થઇ જતી હોવાથી પ્રાજ્ઞ એકીભૂત કહેવાય છે. અર્થાત્ કાર્યાવસ્થાઓ–કારણ અવસ્થામાં એક થઇ જતી હોવાથી પ્રાજ્ઞ એકીભૂત–જાણે એક થયેલો એટલે કે કેવળ સુષુપ્તિને જ અનુભવતો કહેવાય છે. વળી એ પ્રાજ્ઞ 'પ્રજ્ઞાનઘન' છે. પ્રજ્ઞાન એટલે તીવ્રજ્ઞાન એટલે કે જાગૃત અને સ્વપ્નાવસ્થાની અનેક અનુભૂત વૃત્તિઓ. આ જાગૃત સ્વપ્નના જે જે પ્રજ્ઞાનો, તે અજ્ઞાનોના સંસ્કારો તે વેળા=ગાઢ નિદ્રા વેળાએ ચિત્તમાં=પ્રસુપ્ત–અનુદ્‌ભૂત રહેતા હોવાથી, પ્રાજ્ઞને પ્રજ્ઞાનઘન કહેવામાં આવે છે. પ્રજ્ઞાનઘન એટલે જ્ઞાનનો ઘનીભાવ જ્ઞાનના કલેવરવાળો–અણુ અણુ જ્ઞાનથી ભરેલો. વળી પ્રાજ્ઞાવસ્થાનો અભિમાની–જીવ આનન્દમય હોય છે. અર્થાત્ નિદ્રાવસ્થા અનાયાસ સિદ્ધ હોઈને અને તેમાં જાગ્રત કે સ્વપ્ન અવસ્થાની માફક સેન્દ્રિય મનની કે કેવળ મનની ધમાલ ન હોવાથી આ અવસ્થા આનન્દથી ભરપૂર હોય છે. જાગૃતમાં જે પરિશ્રમ લાગે છે તે તેમાં નથી હોતો. જે ચિન્તાઓ હોય છે તે તેમાં નથી હોતી. આ પરિશ્રમ–ચિન્તા–હર્ષશોક– વગેરે તમામ વૃત્તિઓ તે વેળા દબાઇ ગયેલી હોવાથી તે અવસ્થામાં અનાયસ રૂપી આનન્દ ભરપૂર હોય છે. વળી આ પ્રાજ્ઞ એ અવસ્થામાં આનન્દભુક્–હોય છે. એટલે કે આનન્દનો ભોક્તા હોય છે. અર્થાત્ સ્વાપાવસ્થામાં કેવળ એક જ તમોમયી વૃત્તિ હોય છે. અને એ વૃત્તિમાં જીવ એકાગ્ર હોય છે. અને જ્યાં જ્યાં એકાગ્રતા ત્યાં ત્યાં આનન્દ હોય છે જ. અલબત્ત. સાત્વિક એકાગ્રતા–રાજસ એકાગ્રતા અને તામસી એકાગ્રતામાં મળતા આનન્દનાં સ્વરૂપ અને પરિણામ ભિન્ન હોય છે. સુષુપ્તિ-અવસ્થામાં ચિત્તની એકાગ્રતા એ સમાધિની એકાગ્રતા-નથી. કેમકે યોગસમાધિની એકાગ્રતા સત્વગુણમયી હોય છે; આ તમોગુણમયી છે. અર્થાત્ સમાધિ એ જ્ઞાનાવસ્થા-છે; નિદ્રા એ અજ્ઞાનાવસ્થા છે. આથી જ સુષુપ્તિ, સમાધિમાં અંતરાયરૂપ છે. આમ સમાધિનો–અતિ જાગૃત અવસ્થાનો આનન્દ અને સુષુપ્તિનો અતિપ્રસુપ્ત અવસ્થાનો આનન્દ ભિન્ન છે. અતિ અંધકાર અને અતિ પ્રકાશ–બન્નેમાં માણસ જોઇ શકતો નથી; માટે તે બન્ને સરખી ન હોય. આ સુષુપ્તસ્થાન, એકીભૂત, પ્રજ્ઞાનઘન, આનન્દમય અને આનન્દભુક્ પ્રાજ્ઞ, ચેતોમુખ છે. અર્થાત્ તે ચેતનાનું દ્વાર છે. અર્થાત્ સ્વપ્ન અને જાગૃત અવસ્થામાં જે ચેતનનો અનુભવ થાય છે–જે પ્રકાશનો અનુભવ

થાય છે તે પ્રકાશ, તે બધાંને આ પ્રાજ્ઞ દ્વારા મળે છે. અર્થાત્ સ્વપ્ન અને જાગૃતનું બીજ પ્રાજ્ઞ છે. આમ સુષુપ્તિ અવસ્થા યદ્યપિ અવિવેકીને આનન્દ આપે એવી છે પણ વિવેકીને તો દૂભવે એવી છે. મનુષ્ય કાંઈ અહીં અજ્ઞાન નિદ્રામાં ઘોરવા આવ્યો નથી પણ જે અજ્ઞાનની જાગૃત-નિદ્રાને લઇને એને સ્વપ્ન અને જાગૃતના, પરિણામે વિષ જેવા, અનુભવો થાય છે તે અનુભવોને ટાળી પોતાની મૂળ અવસ્થા-જે અતિક્રાન્ત અવસ્થા છે, તેની પ્રાપ્તિ કરવા માટે આવ્યોં છે. આથી વિવેકીને તો, આંખને જેમ રૂનો તાંતણો પણ ઉદ્વેગકારી થાય તેમ, આ તમામ અવસ્થાઓ અનાત્મરૂપ હોવાથી ઉદ્વેગકારિણી થાય. વિવેકી સિવાયના તો ખરશ જેવા છે. ઉપર ઐંરણીઉ પડે તો પણ ખાસ અસર નહીં. પણ તેમની તો અહીં વાત જ નથી. ॥ ૫ ॥

**एषः सर्वेश्वरः, एषः सर्वज्ञः, एषोऽन्तर्यामी ·**
**एषः योनिः सर्वस्य, प्रभवाप्ययौ हि भूतानाम् ॥ ६ ॥**

एषः=આ પ્રાજ્ઞ, सर्वेश्वरः=સૌનો ઇશ્વર છે. एषः=એ सर्वज्ञः=સૌને જાણનારો છે. एषः=એ अन्तर्यामी=અંતર્યામી છે. एषः=એ सर्वस्य=સૌનું योनिः= કારણ છે. એ हि=નિઃસન્દેહ भूतानां=સર્વભૂતોનું प्रभवाप्ययौ=ઉત્પત્તિ તથા પ્રલયનું સ્થાન છે.

આ પ્રાજ્ઞ સૌનો ઈશ્વર છે, એ સૌનો જાણનાર છે, એ અન્તર્યામી છે, એ સૌનું કારણ છે, એ નિઃસન્દેહ સર્વભૂતોનું ઉત્પત્તિ તથા પ્રલયસ્થાન છે. ॥ ૬ ॥

આગલા મન્ત્રમાં શરીરાભિમાની જીવની-પ્રાજ્ઞની સુષુપ્તાવસ્થા વર્ણવી. એ પ્રાજ્ઞ જ સમષ્ટિની દૃષ્ટિએ ઇશ્વર છે. ફેર એટલો કે પ્રાજ્ઞની ફક્ત વ્યક્તિ શરીર જ ઉપાધિ છે. ઇશ્વરની સમસ્ત બ્રહ્માંડ ઉપાધિ છે. એ બ્રહ્માંડની ઉપાધિવાળા ઇશ્વરની, જીવની માફક કારણાવસ્થા વર્ણવતાં ઋષિ કહે છે- આ પ્રાજ્ઞ સર્વેશ્વર છે. અર્થાત્ વ્યષ્ટિમાં રૂંધાયેલો જીવ જેમ પોતાના શરીરનો ઇશ્વર છે તેમ આ મહાપ્રાજ્ઞ ઇશ્વર, બ્રહ્માંડ શરીરનો-શાસક-સ્વામી છે. વળી એ સર્વજ્ઞ છે. જીવાત્મા જેમ પોતાના શરીર વગેરેને જાણે છે તેમ આ ઇશ્વર સમસ્ત અંતઃકરણની ઉપાધિવાળો હોવાથી સમસ્ત વસ્તુજાતને જાણે છે. શરીરમાં વસતો જીવ જેમ અંદરથી શરીરાદિનો નિયામક છે તેમ આ બ્રહ્માંડ શરીરમાં વસતો ઇશ્વરાત્મા, બ્રહ્માંડશરીરનું અંદરથી નિયમન કરે છે. વધુમાં એ ઇશ્વર સૌનું કારણ છે. કેમકે એ સમસ્ત અવિદ્યાની ઉપાધિવાળો

છે. એ ઇશ્વર ચતુર્વિધ ભૂતગ્રામની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ છે. અર્થાત્ પિંડબદ્ધ આત્માની જેમ ત્રણ અવસ્થાઓ છે તેમ બ્રહ્માંડબદ્ધ આત્માની પણ ત્રણ અવસ્થાઓ છે. અર્થાત્ વિવેકીને માટે અહીં સૂચન એ છે કે પિંડમાં અભિમાન રાખવાથી જેમ જીવની દુર્દશા જ થાય છે તેમ સમસ્ત બ્રહ્માંડમાં અભિમાન રાખવાથી પણ બ્રહ્માંડની મહત્તા અનુસાર જીવને દુન્યવી મહત્તા મળે પણ મુક્તિ મળતી નથી. તેની શિવતા મળતી નથી. શિવતા તો સ્વરૂપાવસ્થિતિમાં છે. અને સ્વરૂપઅવસ્થિતિ એ કેવળ સ્થિતિ છે. સમસ્ત પ્રકૃતિમાં આત્મીયભાવ પણ આસક્તિ સૂચવે છે. અને આસક્તિ સ્વભાવે જ દુઃખદાયિની છે. આથી જીવને માટે તો ઇશ્વર અવસ્થામાં પણ પ્રકૃતિનો સ્પર્શ અનુચિત છે. પ્રકૃતિનો અસ્પર્શ–એટલે કે કેવળ અસ્પર્શ યોગ એ જ એની સાધના હોવી ઘટે છે. કેમકે મૂળમાં આત્મા કાર્યકારણરૂપ પ્રકૃતિ અને તેની પરંપરાથી કેવળ અસ્પૃષ્ટ છે. ॥ ૬ ॥

**न अन्तःप्रज्ञं, न बहिःप्रज्ञं, न उभयतः प्रज्ञं, न प्रज्ञानघनं, न अप्रज्ञम् । अदृष्टं, अव्यवहार्यं, अग्राह्यं, अलक्षणम्, अचिन्त्यं, अव्यपदेश्यम्, एकात्मप्रत्ययसारं, प्रपञ्चोपशमं, शान्तं शिवं अद्वैत चतुर्थं मन्यन्ते, स आत्मा, स विज्ञेयः ॥ ७ ॥**

જે न=નથી अन्तःप्रज्ञः=અંદર પ્રજ્ઞાવાળો કે न=નથી बहिःप्रज्ञं=બહાર પ્રજ્ઞાવાળો, કે न=નથી તો उभयतः प्रज्ञन=બન્ને તરફ પ્રજ્ઞાવાળો, न=કે નથી તો प्रज्ञानघनं=પ્રજ્ઞાન ઘન, કે न=ન તો प्रज्ञं=જાણવાવાળો કે न=ન તો अप्रज्ञं=ન જાણવાવાળો; જે अदृष्टं=અદૃશ્ય છે अव्यवहार्यं=ન વ્યવહારમાં આવવા યોગ્ય–અકથ્ય अग्राह्यं=અગ્રાહ્ય છે. अलक्षणं=ચિહ્નરહિત છે: अचिन्त्यं=અચિન્ત્ય છે अव्यपदेश्यं=શબ્દથી કહેવાને યોગ્ય છે एकात्मप्रत्ययसारं=કેવલ આત્માનુભવગમ્ય છે–જાતે જ જાતને જાણવાવાળો છે प्रपञ्चोपशमं=સર્વથા જગતના સંબંધથી રહિત, शान्तं=શાન્ત, शिवं=શિવ તથા अद्वैतं=અખંડ છે તેને चतुर्थं=ચોથો–તુરીય, બ્રહ્મવાદીઓ मन्यन्ते=માને છે. स=તે જ आत्मा=આત્મા છે स=તે જ विज्ञेयः=જાણવાને યોગ્ય છે.

જે અન્તઃપ્રજ્ઞ કે બહિઃપ્રજ્ઞ કે ઉભયતઃપ્રજ્ઞ નથી, કે નથી તો પ્રજ્ઞાનઘન કે ન તો પ્રજ્ઞ કે ન તો અપ્રજ્ઞ છે, જે અદૃષ્ટ–અવ્યવહાર્ય, અગ્રાહ્ય, અલક્ષણ, અચિન્ત્ય, અવ્યપદેશ્ય, કેવલ આત્માનુભવગમ્ય છે, પ્રપંચરહિત, શાન્ત, શિવ અને અખંડ છે તેને બ્રહ્મવાદીઓ તુરીય–ચોથો કહે છે. તે જ આત્મા છે અને તે જ વિજ્ઞેય છે. ॥૭॥

આમ અત્યાર સુધી આત્માની આગન્તુક ત્રણ અવસ્થાઓ વર્ણવી અને એ ત્રણ અવસ્થામાં ખૂંચી બેઠેલા જીવની અંતે કરૂણ પરિસ્થિતિ જ થાય છે એમ સૂચવ્યું. તો હવે એ આત્માનું મૂળ સ્વરૂપ કેવું છે તે વર્ણવતાં ઋષિ કહે છે કે મૂળ સ્વરૂપે આત્મા અંતઃપ્રજ્ઞ કે બહિઃપ્રજ્ઞ નથી. એટલે કે સ્વપ્ન કે જાગૃત અવસ્થાવાળો નથી. તે બન્ને તરફ પ્રજ્ઞાવાળો પણ નથી. એટલે કે ન તો જાગતો કે ન તો સ્વપ્ન જોનો એટલે કે તન્દ્રાવસ્થાવાળો પણ નથી. તેમ તે 'પ્રજ્ઞાનઘન' નથી. એટલે કે સુષુપ્તિ અવસ્થાવાળો પણ નથી. અર્થાત્ આટલામાં આત્માની ત્રણે અવસ્થા અને ચોથી તંદ્રાવસ્થાનો ઋષિ નિષેધ કરે છે। તે સ્વરૂપે પદાર્થોને જાણનારો એટલે કે જ્ઞાતા નથી પણ ઇન્દ્રિયાદિના સંપર્કથી તે બાહ્ય પદાર્થોને જાણતો થયો છે એટલે કે તે પ્રજ્ઞ નથી. આનો અર્થ કોઈ તે જડ છે એમ ન કરે તેથી સાવધ ઋષિ તરત જ કહે છે કે 'ન અપ્રજ્ઞં' તે આત્મા ન જાણવાવાળો પણ નથી. અર્થાત્ ચૈતન્ય હોઇને એ સ્વયમેવ-સાધનાન્તર સિવાય જ બધું જાણનારો છે અર્થાત્ અહીં રહસ્ય આ છે. આત્માને શરીર છે, માટે ત્રણ અવસ્થાઓ છે અને એ અવસ્થાજન્ય બધી પ્રવૃત્તિઓ છે. પણ મૂળમાં આત્મા અશરીરિ છે. એને શરીર મળે છે અજ્ઞાનને લઇને. એ અજ્ઞાન જો ન હોય તો શરીર ન સંભવે અને અજ્ઞાનથી અસ્પૃષ્ટ આત્મા અવસ્થાત્રયથી રહિત છે, પણ છે, તે ચેતન સ્વરૂપ છે. આનન્દ સ્વરૂપ છે. આવો જે આત્મા છે તે તુર્ય છે, એટલે ચોથી અવસ્થાવાળો છે એટલે કે સ્વરૂપાવસ્થામાં તે આત્મા આવો છે. હવે આપણી પાસે જે સાધનો છે તે બધાં અવિદ્યાને લઇને આપણને પ્રાપ્ત છે. આથી, અવિદ્યાને લઇને મળેલાં સાધનો દ્વારા, અવિદ્યારહિત આત્માનું વર્ણન ભાવાત્મક રીતે શક્ય નથી. આથી ઋષિ તે આત્માનું નિષેધાત્મક રીતે વર્ણન કરે છે કે તે આત્મા અદૃષ્ટ છે એટલે કે આંખથી પકડાતો નથી. તે અવ્યવહાર્ય છે એટલે કે વાગિન્દ્રિયથી કહેવાય એવો નથી. તે અગ્રાહ્ય

કેવી રીતે? ઋષિ કહે છે તે "एकात्मप्रत्ययसारं" છે. એટલે કે કેવળ આત્માનુભવગમ્ય છે. આત્માનુભવગમ્ય-આત્મા સ્વરૂપે પ્રપંચશૂન્ય છે એટલે કે શરીરાદિ સમસ્ત તાંડવ સિવાયનો છે! આથી જ શાન્ત-સંસારના રાગદ્વેષજન્ય કોલાહલ સિવાયનો-નિર્વિકાર છે! આ આત્મા શિવ છે-કલ્યાણમય સ્વરૂપ છે. આનન્દનિધિ હોવાથી કલ્યાણતમ છે! અને અદ્વૈત છે! એટલે કે અખંડ છે. પ્રાણી માત્રમાં તેની સત્તા એકસરખી છે! આવા એકાત્મપ્રત્યયસાર, પ્રપંચોપશમ, શાન્ત, અદ્વૈત, શિવ આત્મા તુરીય-છે એમ વિજ્ઞપુરુષો માને છે. તે જ તેનું સ્વરૂપ છે! અને તે જ સંસાર અવસ્થામાં વિશેષરૂપે-ઉપર વર્ણવ્યો તે રીતે જાણવા યોગ્ય છે. આ ઉપરના વિશેષણોનો સાક્ષાત્કાર પર્યન્તનો વિચાર, આત્મસ્વરૂપને તેના મૌલિક વિભવમાં પ્રકટ કરે છે. આથી સાધક આ વિશેષણોનો જ નિદિધ્યાસનાન્ત વિચાર કરે, મનન કરે, એમાં શિવપ્રાપ્તિ છે! ॥ ૭ ॥

**सोऽयं आत्मा अध्यक्षरम्, ओंकारः अधिमात्रम्। पादाः मात्राः मात्राश्च पादाः, अकारः, उकारः, मकारः इति ॥ ८ ॥**

सः=તે अयं=આ आत्मा=આત્મા-ચતુષ્પાદ્-આત્મા ઓમ્‌નો વાચ્ય હોવાથી अध्यक्षरम्=' ઓમ્' અક્ષરના અધિકારમાં છે. ओंकारः=અને 'ઓમ્' અક્ષર માત્રારૂપ હોવાથી अधिमात्रं=માત્રાઓના અધિકારમાં છે. पादाः=પાદો मात्राः= માત્રાઓ છે च=અને मात्राः=માત્રાઓ पादाः=પાદો છે अकारः=અકાર, उकारः ઉકાર અને मकारः=મકાર इति=આ ત્રણ માત્રાઓ છે.

તે આ આત્મા 'ઓમ્' નો વાચ્ય હોવાથી, 'ઓમ્' અક્ષરના અધિકારમાં છે. અને 'ઓમ્' અક્ષર માત્રારૂપ હોવાથી, માત્રાઓના અધિકારમાં છે. પાદો માત્રાઓ છે અને માત્રાઓ પાદો છે. અકાર ઉકાર, અને મકાર એ ત્રણ માત્રાઓ છે. ॥ ૮ ॥

આગલા મન્ત્રમાં આત્માનું મૂળ સ્વરૂપ અવસ્થાત્રયાતીત છે-પ્રમાણાતીત છે-સ્વાનુભવગમ્ય છે-શાન્ત, અખંડ અને એકરસ છે અને તે આત્મા વિશેષપણે જાણવા યોગ્ય છે એમ કહ્યું. અર્થાત્ અસંપ્રજ્ઞાત સમાધિ દ્વારા એ આત્માનો અલૌકિક સાક્ષાત્કાર કરવો જોઇએ એમ કહ્યું. હવે ઉત્તરગ્રંથમાં ૐકાર અને આત્માનું તાદાત્મ્ય બતાવતાં કહે છે કે તે આ આત્મા ૐ નો વાચ્ય હોવાથી ૐ અક્ષરના અધિકારમાં છે. "તે એટલે પેલો પ્રસિદ્ધ-મૂળમાં પરમાત્મસ્વરૂપ" આ એટલે આ દેહમાં રહેલો પ્રત્યગાત્મા-જીવ એ ૐકારનો વાચ્ય છે, અર્થાત્ ૐ નો અર્થ છે. અને અર્થ હમેશાં શબ્દને અધીન હોય

છે. આથી ॐ નો વાચ્ય જે આત્મા છે તે ॐ અક્ષરના અધિકારમાં એટલે કે અધીનતામાં છે. અર્થાત્ ॐ ને અધીન આત્મા છે. ॐ નો ઉચ્ચાર થાય તો આત્માનું સ્ફુરણ થાય. આ ॐ અક્ષર વળી માત્રાઓનો બનેલો છે. આથી ॐ એ માત્રાઓને અધીન છે. જ્યાં સુધી ॐકારની ઘટક માત્રાઓનો મેળ ન થાય ત્યાં સુધી ॐનું ઉચ્ચારણ ન થાય. હવે આત્માના જે પાદો ગણાવ્યા તે ॐકારની માત્રાઓ સમજવી અને ॐકારની જે માત્રાઓ ગણાવી તે આત્માના પાદ છે એમ જાણવું. તેમાં अ, उ, म એ ત્રણ ॐકારની ઘટક માત્રાઓ છે. એ ત્રણ અનુક્રમે વિશ્વ, તૈજસ્ અને પ્રાજ્ઞની વાચક છે. ॥ ૮ ॥

**जागरितस्थानः वैश्वानरः अकारः प्रथमा मात्रा आप्तेः आदिमत्त्वाद्वा । आप्नोति ह वै सर्वान् कामान्, आदिश्च भवति यः एवं वेद ॥ ९ ॥**

जागरितस्थानः=જાગરિત જેનું સ્થાન છે એવો वैश्वानरः=વૈશ્વાનર प्रथमा= પહેલી मात्रा=માત્રા अकारः=અકાર છે. કેમકે आप्तेः=સૌથી પહેલી તેની પ્રાપ્તિ-ઉપસ્થિતિ થાય છે वा=અગર તો आदिमत्त्वात्=તે સૌથી આદિ-મુખ્ય છે. તે वै=નિઃસન્દેહ ह=અવશ્ય सर्वान्=તમામ कामान्=કામનાઓને आप्नोति=પ્રાપ્ત કરે છે च=અને आदिः=સૌથી મુખ્ય भवति=થાય છે यः=જે एवं=એવી वेद= ઉપાસના કરે છે-ચિન્તન કરે છે.

જાગરિત જેનું સ્થાન છે એવો વૈશ્વાનર પહેલી માત્રા અકાર છે. કેમકે સૌથી પહેલાં તેની પ્રાપ્તિ છે અગર તો તે સૌથી મુખ્ય છે. તે નિઃસન્દેહ અવશ્ય તમામ કામોને પ્રાપ્ત કરે છે, અને સૌથી મુખ્ય છે. તે નિઃસન્દેહ અવશ્ય તમામ કામોને પ્રાપ્ત કરે છે, અને સૌથી મુખ્ય થાય છે જે આવું જાણે છે. ॥ ૯ ॥

હવે માત્રાઓ પાદો છે અને પાદો માત્રાઓ છે એ કેવી રીતે તે સાધતાં કહે છે કે જાગ્રત અભિમાની વૈશ્વાનર એ ॐ કારની अकार નામની પહેલી માત્રા છે એમ જાણવું. અર્થાત્ ॐ ની अ માત્રા એ આત્માનો વિશ્વ નામનો પહેલો પાદ છે. ॐ કારની अ માત્રા અને આત્માનો વિશ્વ નામનો પહેલો પાદ, એ બે વચ્ચે સામ્ય કયું ? તો કહે છે કે એ બેની વચ્ચે બે પ્રકારનું સામ્ય છે. પહેલું "આપ્તિ" અને બીજું "આદિમત્ત્વ." આપ્તિ એટલે પ્રથમ ઉપસ્થિતિ અને આદિમત્ત્વ એટલે મુખ્યત્વ. ॐ કારમાં अ એ બીજા અક્ષરોની અપેક્ષાએ પહેલો આવીને ઉભે છે. તેમ આત્માના પાદોમાં

'વિશ્વપાદ' સૌથી પહેલો આવીને ઊભો છે. આ સામ્યને લઇને અકાર એ વિશ્વ છે. તેમજ ૐ કારમાં અકાર મુખ્ય છે-આખી ભાષાના તમામ અક્ષરોમાં અ સર્વવ્યાપક હોઇને સૌથી મુખ્ય છે. તેમ આત્માના તમામ પાદોમાં વિશ્વપાદ મુખ્ય છે. કેમકે તે બીજી અવસ્થાઓમાં વ્યાપેલો છે. અગર તો સંસારનો ઉપભોગ એ જ અવસ્થામાં ખાસ કરીને થતો હોવાથી એ મુખ્ય છે, અને આથી પણ અકાર એ વિશ્વ છે. જે માણસ આ પ્રમાણે જાણે છે-એટલે કે ૐનો અ એ આત્માનો 'વિશ્વ' પાદ છે એમ જે જાણીને ઉપાસના કરે છે તેને તમામ કામો-પદાર્થો પ્રાપ્ત થાય છે. અને સૌમાં તેવો પુરૂપ મોખરે-અગ્રેસર થાય છે અર્થાત આ ઉપાસનાનું બે પ્રકારનું ફળ છે. ઉપાસકને આ ઉપાસના સર્વ પદાર્થોની પ્રાપ્તિ અને અગ્રેસરપણું સિદ્ધ કરે છે. ॥ ૯ ॥

**स्वप्नस्थानः तैजसः उकारो द्वितीया मात्रा । उत्कर्षात्, उभयत्वात् वा। उत्कर्षति ह वै ज्ञानसन्तर्ति, समानश्च भवति, न अस्य अब्रह्मवित् कुले भवति, यः एवं वेद ॥ १० ॥**

स्वप्नस्थानः=સ્વપ્ન જેનું સ્થાન છે તે तैजसः=તૈજસ द्वितीया=બીજી मात्रा=માત્રા उकारः=ઉકાર છે. કેમકે તે उत्कर्षात्=ઊંચો છે वा=અગર તો उभयत्वात्=બન્નેની સાથે-અકાર તથા મકારની સાથે, એક જેવો સમાન છે, તે वै=નિઃસન્દેહ ह=અવશ્ય ज्ञानसन्तर्ति=જ્ઞાનની ધારા ને उत्कर्षति=ઊંચે કરે છે च=અને समानः=સૌની સાથે સમાન भवति=થાય છે अस्य=એના कुले=કુલમાં अब्रह्मवित्=અબ્રહ્મવિત્-બ્રહ્મને ન જાણનારો न भवति=નથી થતો यः=જે एवं= એમ वेद=ઉપાસે છે.

સ્વપ્ન જેનું સ્થાન છે તે તૈજસ બીજી માત્રા ઉકાર છે કેમકે તે ઊંચો છે અગર તો તે બન્ને સાથે સમાન છે. તે નિઃસન્દેહ અવશ્ય જ્ઞાનસન્તતિનો ઉત્કર્ષ સાધે છે અને સૌ સાથે સમાન થાય છે. એના કુલમાં બ્રહ્મનો ન જાણનાર નથી થતો જે આવું જાણે છે ॥ ૧૦ ॥

અકાર 'વિશ્વ' છે એમ બતાવ્યું. હવે उकार એ તૈજસ છે એમ સફળ નિર્દેશ કરતાં કહે છે કે સ્વપ્નાભિમાની તૈજસ પાદ એ ૐકારની उ નામની માત્રા છે. આ તાદાત્મ્યમાં પણ બે હેતુઓ છે ઉત્કર્ષ અને ઉભયત્વ. ઉત્કર્ષનો શબ્દાર્થ 'ઊંચે ખેંચાવું' એવો થાય છે. अ પછી उ આવતો હોવાથી

અકારની અપેક્ષાએ ઉકાર જાણે ઊંચો છે. તેમ વિશ્વ પછી તૈજસ આવતો હોવાથી વિશ્વની અપેક્ષાએ તૈજસ ઊંચો છે, આ ઉચ્ચતાની દૃષ્ટિએ ઉકાર અને તૈજસનું તાદાત્મ્ય જાણવું અગર તો ઉભયત્વની દૃષ્ટિએ એ બન્ને વચ્ચે ઐક્ય જાણવું. ઉભયત્વ એટલે બેની વચ્ચે સાધારણપણું=સમાનપણું. ઉકાર એ અકાર અને મકાર એ બેની વચ્ચે છે. બન્નેને સમાન છે. તેમ તૈજસ એ વિશ્વ અને પ્રાજ્ઞની વચ્ચે છે. બન્નેને સમાન છે. બે ઓરડાની વચ્ચે આવેલા ઉંબર પર મુકેલા દીવા જેવો તૈજસ પાદ છે. બન્ને ઓરડાને જેમ દીવો સાધારણ છે, તેમ તૈજસ અને ઉકાર એ બન્ને, વિશ્વ અને પ્રાજ્ઞ તથા અકાર અને મકાર ને સાધારણ છે. આ કારણે પણ અકાર અને તૈજસનું સામ્ય જાણવું. આ જાતની ઉપાસનાનું ત્રિવિધ ફળ છે. જ્ઞાનસન્તિતિનો ઉત્કર્ષ, સમાનતા, અને સ્વશિષ્ય કે પુત્રની પરંપરામાં 'બ્રહ્મવેત્તાની ઉત્પત્તિ. અર્થાત્ જે આવું જાણે છે તે માણસ પોતાની જ્ઞાનની સન્તતિ-વિવેક વૈરાગ્ય આદિ સન્તતિનો ઉત્કર્ષ-ઉન્નતિ સાધે છે. તેવો માણસ જીવનમાં સમાન-દર્શી થાય છે. અને તેના શિષ્યકુળમાં કે પુત્રકુળમાં અબ્રહ્મવેત્તા પાકતો નથી. અર્થાત્ જે કોઈ તેનો શિષ્ય થાય કે તેને ઘરે અવતરે તે લાંબે ગાળે બ્રહ્મવેત્તા થાય છે જ. આ છે ત્રિવિધ ફળ ઉકાર અને તૈજસના સામ્યજ્ઞાનનું. ॥ ૧૦ ॥

**सुषुप्तस्थानः प्राज्ञः मकारः तृतीया मात्रा । मितेः अपीतेः वा मिनोति ह वै इदं सर्वं । अपीतिः च भवति यः एवं वेद ॥११॥**

सुषुप्तस्थानः=સુષુપ્તિ જેનું સ્થાન છે એવો प्राज्ञः=પ્રાજ્ઞ तृतीया=ત્રીજી मात्रा=માત્રા मकारः=મકાર છે. કેમકે मितेः=તેને જાણવો પડે છે वा=અગર તો अपीतेः=તેમાં લય-વિશ્રામ થાય છે, તે ह=અવશ્ય वै=નિઃસન્દેહ इदं सर्वं= આ બધું मिनोति=જાણી લે છે च=તથા अपीतीः = સૌનાં લયનું-વિશ્રામનું સ્થાન भवति=થાય છે यः=જે एवं=આમ वेद=જાણે છે.

સુષુપ્તિ જેનું સ્થાન છે તે પ્રાજ્ઞ ત્રીજી માત્રા મકાર છે કેમકે તેને જાણવો પડે છે અગર તો તેમાં લય થાય છે, તે નિશ્ચય અવશ્ય આ બધું જાણી લે છે તથા સૌનાં લયનું સ્થાન થાય છે જે આમ જાણે છે. ॥ ૧૧ ॥

ઉકાર તૈજસ છે એમ બતાવ્યું હવે મકાર એ પ્રાજ્ઞ છે એમ બતાવતાં કહે છે કે સુષુપ્તિનો અભિમાની પ્રાજ્ઞ એ મકાર નામની ત્રીજી માત્રા છે. એમાં પણ=એ સામ્યમાં પણ બે હેતુ છે. 'મિતિ' અને 'અપીતિ' મિતિ

એટલે માપણી અને અપીતિ એટલે લય. ૐકારના ઉચ્ચારમાં અ અને ઉને અંતે મ્ આવતો હોઈને મ્ જાણે અ અને ઉ બન્નેને માપી લે છે તેમ વિશ્વ અને તૈજસ્‌ને અંતે પ્રાજ્ઞ આવતો હોઈને તે જાણે વિશ્વ અને તૈજસ્‌ને માપી લે છે. આ માપ એ બન્નેની વચ્ચે સાધારણ ધર્મ છે. માપવાનો અર્થ અહીં જાણવું એવો થાય છે. અર્થાત્ ૐકારના યથાર્થ ઉચ્ચારને માટે મકારને ખાસ જાણી લેવો પડે છે તેમ આત્માને યથાર્થપણે જાણવા માટે પ્રાજ્ઞને પણ ખાસ જાણી લેવો પડે છે. કેમકે પ્રાજ્ઞ એ કારણ અવસ્થા છે. એ કારણ અવસ્થામાંથી જ કાર્ય અવસ્થા ફુટે છે. કાર્યનું માપ કારણને અધીન હોય છે. આથી અહીં ' મિતિ ' રૂપ હેતુ દ્વારા મકાર અને પ્રાજ્ઞનું એકત્વ ઋષિ બતાવે છે. અગરતો ' અપિતિ ' રૂપ હેતુને લઈને એ બેની વચ્ચે સામ્ય જાણવું. અર્થાત્ અ અને ઉ માત્રા, જેમ ૐકારના ઉચ્ચારમાં છેવટે મકારમાં લીન થઈ જાય છે તેમ વિશ્વ અને તૈજસ્ અવસ્થા છેવટે પ્રાજ્ઞમાં લીન થઈ જતી હોવાથી એ બન્નેની–મકાર અને પ્રાજ્ઞની એકતા જાણવી. આમ જાણે છે તે માણસ સઘળું જાણી લે છે–જાણવા જેવું તેટલું પૂર્ણપણે જાણી લે છે અને અપીતિ થાય છે એટલે કે ત્રણે અવસ્થાનો જે લય તે લયનો આધાર થઈ જાય છે. અર્થાત્ ત્રણે અવસ્થાને, એ ત્રણે પછી આવતી જે અમાત્ર અવસ્થા છે તે અમાત્ર તુરીય અવસ્થામાં જ્ઞાનબળે લીન કરે છે. ॥૧૧॥

अमात्रश्चतुर्थः अव्यवहार्यः प्रपंचोपशमः शिवः अद्वैतः । एवं ओंकारः आत्मा एव । स विशति आत्मना आत्मानं य एवं वेद ॥१२॥

अमात्रः=જેની કોઈ માત્રા નથી તે ઓંકાર चतुर्थः=ચોથો તુરીય આત્મા છે. જે अव्यवहार्यः=વ્યવહારમાં આવવા યોગ્ય નથી, प्रपंचोपशमः=જગતના સંબંધથી રહિત છે शिवः=શિવ છે તથા अद्वैतः=અદ્વૈત છે–અખંડ છે. एवं= આ પ્રમાણે ओंकारः=ઓંકાર एव=નિઃસન્દેહ आत्मा=આત્મા છે. यः=જે एवं= આ પ્રમાણે वेद=ઉપાસે છે–જાણે છે सः=તે आत्मना=આત્મા વડે आत्मानं= આત્મામાં विशति=પ્રવેશ કરે છે–મળી જાય છે.

જે અમાત્ર છે તે ઓંકાર ચોથો આત્મા છે; જે અવ્યવહાર્ય તથા પ્રપંચશૂન્ય, શિવ તથા અખંડ છે. આમ ઓંકાર જ આત્મા છે. જે આ પ્રમાણે ઉપાસે છે તે આત્મા વડે આત્મામાં પ્રવેશ કરે છે. ॥ ૧૨ ॥

આમ અ, ઉ, મ્ નામની ૐકારની ઘટક માત્રાઓ અને વિશ્વ, તૈજસ્, પ્રાજ્ઞ નામના આત્માના ત્રણ પાદોની પરસ્પર એકતા જણાવી. તેમનાં ઐક્ય જ્ઞાનનું ફળ બતાવ્યું, પણ આત્માને તો ચતુષ્પાદ કહ્યો હતો. તો તે ચોથો પાદ કયો ? તે બતાવતાં ૐકારની જે અમાત્રાવસ્થા તે જ આત્માની તુરીય=ચોથી અપાદ અવસ્થા છે–મૂળ અવસ્થા છે એમ બતાવતાં

કહે છે કે 'અમાત્ર ઓમ્' એ 'અપાદ' ચોથો આત્મા છે. એ ચોથો-મૂળ આત્મા અવ્યવહાર્ય, પ્રપંચોપશમ, શિવ અને અદ્વૈત છે. અર્થાત્ આત્મા એના મૂળ સ્વરૂપમાં કહેવાય એવો નથી. એટલે કે શબ્દ દ્વારા તેને વ્યવહારમાં આણવો અશક્ય છે. અર્થાત્ પ્રમાણમાં પણ જે મુખ્ય-શબ્દ પ્રમાણ-તે શબ્દ પ્રમાણ દ્વારા પણ તે આત્મા કહી શકાય એમ નથી. કેમકે પ્રમાણ માત્રની આત્મામાં અયોગ્યતા હોવાથી તેમની ત્યાં પ્રવૃત્તિ સંભવતી નથી. વળી તે આત્મા મૂળ સ્વરૂપે ત્રણ અવસ્થાનો જે પ્રપંચ=ગુણાકાર, તે પ્રપંચગુણાકાર સિવાયનો-પ્રકૃતિ અને તેના પરિવારથી અસ્પૃષ્ટ છે! તે સ્વરૂપે શિવ-કલ્યાણી છે! મંગળમય છે! અને અદ્વૈત એટલે અખંડ એકરસ છે. યથાનિકાય, પ્રાણી માત્રમાં તે તે સ્વરૂપે દેખાતો હોવા છતાં મૂળમાં એકરસ છે! આબ્રહ્મસ્તમ્બપર્યન્તના કલેવરમાં, માળામાં પક્ષીની માફક રહેલો હોવા છતાં, તે તે કલેવરના ગુણ ધર્મથી અસ્પૃષ્ટ છે! આથી આત્માની ખંડિત સ્વરૂપે ઉપાસના-અમુક એક વસ્તુમાં જ ઉપાસના-અજ્ઞાન છે. પરિપૂર્ણ પરમાત્મા-સર્વત્ર સત્-ચિત્-આનન્દ સ્વરૂપ-પરમાત્માની ઉપાસના ફળે છે! આમ ઓંકાર જ આત્મા છે. અર્થાત્ ૐ કારથી આત્મા ભિન્ન નથી. જે માણસ આવા તુરીય આત્માને જાણે છે ગુરૂ કૃપા, પુરુષાર્થ અને પરમાત્માની કૃપાથી સાક્ષાત્ કરી ઉપાસે છે-તેને સેવે છે તે પુરૂષ આત્મા વડે આત્મામાં પ્રવેશે છે. અર્થાત્ તે જાતે જાતમાં પ્રવેશે છે. અર્થાત્ એની જાત જે જીવરૂપ હતી તે હવે શિવરૂપમાં પ્રવેશે છે. અર્થાત્ પ્રકૃતિ અને તેના પરિવારને છેલ્લી વન્દના કરી, તે પરમાત્મસ્વરૂપમાં પ્રતિષ્ઠિત થાય છે. અને સ્વરૂપમાં નિત્યપ્રતિષ્ઠા એ જ મોક્ષ છે. મોક્ષ ક્યાંક બહારથી આવતું નથી! બન્ધ અને મોક્ષ એ બન્ને અજ્ઞાનની કલ્પના હતી. અજ્ઞાનને લઈને જીવે જાત ઉપર અવસ્થાત્રય અને તેના પ્રપંચને કલ્પી લીધો હતો. તે વ્હેમ-તે અજ્ઞાન, સ્વરૂપનું સાચું ભાન થતાં એની મેળે જ ઉડી જાય છે. અને જે સ્વરૂપ, નિત્યસ્વરૂપ જ હતું તેમાં જ તે પ્રતિષ્ઠિત થાય છે. અર્થાત્ મોક્ષ એ પણ અજ્ઞાનની જ કલ્પના છે. આત્મા તો મૂળમાં જ નિત્ય શુદ્ધ-બુદ્ધ-મુક્ત હતો. તે જેવો હતો તેવો દેખાવો એ જ એનો મોક્ષ છે. અને આથી જ પ્રારંભમાં આપેલું વ્યાસ વચન સિદ્ધ થાય છે કે न तत्र हातु स्वरूपं उपादेयं वा हेयं वा भवति...सम्यग् दर्शनम् આવા તુરીય આત્માને જોવાનું સૌને ભાગ્ય મળો એટલું પ્રાર્થી વિરમીએ છીએ ॥ ૧૨ ॥

॥ ॐ भद्रं कर्णेभिः इत्यादि शान्तिपाठः ॥

॥ इति माण्डूक्योपनिषत् साधनभाष्यम् ॥

॥ हरिः ॐ तत्सत् परमात्मने नमः ॥

હરિઃ ૐ તત્સત્



॥ हरिः ॐ तत्सत् परमात्मने नमः ॥

## ॥ अथ ऐतरेयोपनिषत् ॥

ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता, मनो मे वाचि प्रतिष्ठितम् । आवीः आवीः मे एधि । वेदस्य मे आणीस्थः । श्रुतं मे मा प्रहासीः अनेन अधीतेन अहोरात्रान् संदधामि । ऋतं वदिष्यामि सत्यं वदिष्यामि । तत् माम् अवतु । तद् वक्तारं अवतु । अवतु माम्, अवतु वक्तारं ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ=હે પરમાત્મન્ मे=મારી वाग्=વાણી मनसि=મનમાં प्रतिष्ठिता=પ્રતિષ્ઠિત હો, मे=મારું मनः=મન वाचि=વાણીમાં प्रतिष्ठितं=પ્રતિષ્ઠિત હો. आवीः=પ્રકટ સ્વરૂપ मे=મારા મનમાં અને વાણીમાં आवीः=પ્રકટ एधि=થાઓ. હે મારાં મન અને વાણી ! તમો બન્ને मे=મારે માટે वेदस्य=વેદ વિદ્યાને आणीस्थः=સારી પેઠે પ્રાપ્ત કરાવનારાં હો. હે અંતર્યામી પરમાત્મન્ ! मे=મારું श्रुतं=ભણેલું मा=રખે प्रहासीः=ભૂલતા ! अनेन=આ अधीतेन=અધીત-ભણેલાંની સાથે अहोरात्रान्=દિનરાતને संदधामि=જોડું છે. હું ऋतं=ઋત वदिष्यामि=કહીશ सत्यं=સત્ય वदिष्यामि=બોલીશ तत्=તે સર્વત્ર પરિપૂર્ણ પરમાત્મા माम्=મને अवतु=રક્ષો तत्=તે પરમાત્મા वक्तारं=વક્તા આચાર્યને अवतु=રક્ષો. अवतु=રક્ષો मां=મને અને अवतु=રક્ષો वक्तारं=વક્તા આચાર્યને. ॐ=હે પરમાત્મન્ ! शान्तिः शान्तिः शान्तिः=આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો.

હે પરમાત્માન્ ! મારી વાણી મનમાં પ્રતિષ્ઠિત હો. મારું મન વાણીમાં પ્રતિષ્ઠિત હો. હે પ્રકટ સ્વરૂપ ! મારે માટે વાણી તથા મનમાં પ્રકટ હો ! હે મારી વાણી તથા મન ! તમો બન્ને મારે માટે વેદવિદ્યાને સારી પેઠે પ્રાપ્ત કરાવનારાં થાઓ ! હે અંતર્યામિ પરમાત્મન્ ! મારું ભણેલું રખે ભૂલતા ! હું આ અધીતની સાથે રાતદિન જોડું છું. હું ઋત કહીશ. હું સત્ય કહીશ. તે સર્વત્ર પરિપૂર્ણ પરમાત્મા મને રક્ષો. તે આચાર્યને રક્ષો. રક્ષો મને અને રક્ષો આચાર્યને. હે પરમાત્મન્ ! આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો.

ફલસહિત અધ્યાત્મવિદ્યાની નિર્વિઘ્નપણે પ્રાપ્તિ માટે અધ્યાત્મવિદ્યાના આરંભમાં જ શાન્તિપાઠનો સ્વાધ્યાય કરવાની પ્રાચીન પરંપરા છે. એ મંગલમય પ્રથા છે. કેમકે આપણાં પ્રત્યેક કર્મ મંગલાદિ, મંગલમધ્ય અને મંગલાન્ત હોવાં ઘટે. આથી ઐતરેય-ઉપનિષદ્-વિદ્યાના આરંભમાં પણ જીજ્ઞાસુ પ્રાર્થના કરે છે કે હે પરમાત્મન્! મારી વાણી મનમાં અને મન વાણીમાં પ્રતિષ્ઠિત હો! અર્થાત્ મારી વાણી અને મનમાં એકરૂપતા હો! મનમાં કાંઈ અને વાણીમાં કાંઈ કે વાણીમાં બીજું અને મનમાં તેનાથી જુદું એવું ન હો! મન વાણી અને કર્મમાં વિસંવાદ એ દુરાત્માનું લક્ષણ છે. એ ત્રણેમાં સંવાદ એ મહાત્માનું લક્ષણ છે! કેમકે મન, વાણી, કર્મમાં એકરૂપતારૂપી સરળતા એ સત્યમય પરમાત્માનું પૂજન છે. અને સત્ય પરમાત્માની પ્રાપ્તિ માટે તો આપણો પ્રયત્ન છે! આથી અહીં ઋષિ મન, વાણી અને કર્મનો પરસ્પર પ્રતિષ્ઠિત સુમેળ યાચે છે. વળી હે સર્વરૂપે પ્રકટ-સ્વરૂપ પરમાત્મન્! મારે માટે=આપ પરમાત્માના લાભને માટે, આપ મન તથા વાણીમાં પ્રકટ થાઓ! અર્થાત્ પરમાત્મા સર્વરૂપે આપણી સમક્ષ પુરોહિત છે-પ્રકટ છે! એ પરમાત્માનો મન અને વાણીમાં જો આપૂર થાય તો મન વાણી વગેરે સમસ્ત સાધનસામગ્રી પવિત્રતમ બની આધ્યાત્મવિદ્યાના સંપાદન માટે યોગ્ય બને! આમ પરમાત્માને મન અને વાણીમાં પ્રકટ થવાને પ્રાર્થી, હવે મન તથા વાણીને, પરમાત્મપ્રકાશને ઝીલાવનારી વેદવિદ્યાને ધારણ કરવાને માટે યોગ્ય બનવા પ્રાર્થના કરે છે કે હે મારાં મન તથા વાણી! તમો બન્ને મારે માટે વેદવિદ્યાને સારી પેઠે પ્રાપ્ત કરાવનારાં હો! આમ સત્યચિંતન અને સત્યવચન કે જે મન તથા વાણીનો ધર્મ છે તેને માટે પ્રાર્થના કરી વળી પરમાત્માને કહે છે કે હે અંતર્યામિ! મારું ભણેલું રખે આપ દૂર કરતા! અર્થાત્ હે પરમાત્મન્! મારી ભણેલી વિદ્યાને ધારણ કરવાને-સિંહણના દૂધને ધારણ કરવાને જેમ કનકપાત્ર તેમ-મારી મેધાને સબળ બનાવજો! હે પરમાત્મન્! આપની કૃપાથી હું પ્રતિજ્ઞા કરું છું કે હું મારા ભણતરની સાથે રાતદિનને જોડીશ. એટલે કે રાતદિન હું અભ્યાસમાં મગ્ન રહીશ. અને ભણતરને અનુકૂળ હોય એમ રાતદિન હું વર્તીશ! હું જીવનભર ઋતવાદી અને સત્યવાદી થઈશ! આથી ઋત અને સત્યની મૂર્તિરૂપ તે પરિપૂર્ણ પરમાત્મા મને અને મારા પરમ પ્રિય આચાર્યદેવને રક્ષો! અમો બન્નેને તે પરમગુરૂદેવ રક્ષો! હે પરમાત્મન્! આપના કૃપાકટાક્ષથી ત્રિવિધ દુઃખની નિવૃત્તિ હો! હે ભગવન્! કોણ આપના સિવાય ત્રિવિધ દુઃખને ટાળે?

ॐ आत्मा वा इदं एक एव अग्रे आसीत् । न अन्यत् किंचन मीषत् । स ईक्षत–लोकान् नु सृजै इति ॥ १ ॥

अग्रे=પહેલાં इदं=આ બધું एक=કેવળ એક आत्मा=આત્મા एव=જ वा=નિશ્ચય आसीत्=હતું. अन्यत्=બીજું किंचन=કાંઈપણ मीषत्=પલકારો મારતું न=ન હતું. सः=તે આત્માએ ऐक्षत्=જોયું–વિચાર્યું नु=હવે लोकान्=લોકોને सृजै=હું સરજું इति=બસ. ॥ ૧ ॥

આ બધું પહેલાં કેવળ એક આત્મા જ હતું. બીજું કાંઈપણ પલકારા મારતું ન હતું. તે આત્માએ વિચાર્યું કે હવે હું લોકોને સરજું ॥ ૧ ॥

પરમપિતા પરમાત્માએ શ્રીમુખે ગીતાજીમાં ગાયું છે કે–परधर्मो भयावहः–એટલે કે પરધર્મ ભયને નોતરનારો–લાવનારો છે. એટલે કે પારકાનો ધર્મ આપણે માટે ભય લાવનારો ઠરે છે. તો આપણે કોણ અને પારકો કોણ એ વિચારવું રહ્યું. સ્વધર્મ શો અને પરધર્મ શો એ ચિન્તવવું રહ્યું. સ્વધર્મ કેવી રીતે ભૂલાયો છે અને પરધર્મ કેવી રીતે પકડાયો છે એ સમજવું રહ્યું. સ્વધર્મ કેવી રીતે યાદ આવે અને પરધર્મ કેવી રીતે ભૂલાય એ જાણવું રહ્યું. સ્વધર્મરતિ કેવી રીતે પ્રાપ્ત થાય અને પરધર્મવિરતિ કેમ સિદ્ધ થાય એની વિવેકીએ મીમાંસા કરવી રહી! સ્વધર્મનિષ્ઠામાં નિર્ભયતા કઈ છે અને પરધર્મ સ્થિતિમાં ભય ક્યો છે, તે પણ જાણવું જ રહ્યું. આ બધા કોયડાઓનો ઉકેલ એટલે જ અધ્યાત્મજીવન છે! અને એ બધી મડાગાંઠોને ઉકેલનારી વિદ્યાનું નામ અધ્યાત્મવિદ્યા છે! અને આથી જ ભગવાને શ્રીમુખે अध्यात्मविद्या विद्यानां=વિદ્યાઓમાં હું સર્વશ્રેષ્ઠ અધ્યાત્મવિદ્યા છું એમ કહ્યું છે. અધ્યાત્મવિદ્યા એટલે આત્માને લગતી વિદ્યા. આત્મા શબ્દ એના ત્રણે અર્થમાં અહીં વિવક્ષિત છે. એટલે કે આત્મા શબ્દનો મૂળ અર્થ જે ચૈતન્ય સ્વરૂપ તે, અને તે ઉપરાંત તેના બીજા બે અર્થો શરીર અને ચિત્ત=મન. એ ત્રણે અર્થો આત્મશબ્દવાચ્ય છે. અને એ ત્રણે અર્થોને લગતી જે વિદ્યા તે અધ્યાત્મવિદ્યા છે! અર્થાત્ શરીર, મન અને આત્માને લગતું જે તત્ત્વજ્ઞાન તે તત્ત્વજ્ઞાનનું નામ અધ્યાત્મવિદ્યા છે અર્થાત્ પિંડને લગતી સંપૂર્ણ વિદ્યાનું નામ અધ્યાત્મવિદ્યા છે. અને પિંડે જે સાચું તે બ્રહ્માંડને માટે પણ તેટલું જ સાચું છે. અર્થાત્ અધ્યાત્મવિદ્યા સર્વશ્રેષ્ઠ છે. સર્વતોમુખી છે. સર્વતોગ્રહી છે! અને આથી જ એ અભ્યસનીય છે! શરીર, મન અને આત્માને લગતી વિદ્યાને અધ્યાત્મવિદ્યા કહી. અને આ

ત્રણને પણ લઈ ટૂંકાવી શકાય. શરીર વગેરે સમસ્ત પ્રપંચ પ્રકૃતિનું તાંડવ છે. આથી કુટુંબનો વ્યવહાર જેમ કુટુંબના વડાને નામે ચાલે તેમ પ્રકૃતિના પ્રપંચનો વ્યવહાર પ્રકૃતિને નામે ચાલે છે. અર્થાત્ સપરિવાર પ્રકૃતિ અને પુરુષ એ બેને લગતું વિવેકજ્ઞાન એ અધ્યાત્મવિદ્યાનો વિષય છે. પુરુષ શબ્દમાં પણ બે પ્યાલો સંમાયેલા છે. જીવાત્મા અને પરમાત્મા બન્ને પુરુષ શબ્દથી અભિપ્રેત છે. આ બેમાં એટલે કે પ્રકૃતિ અને પુરુષમાં પર કોણ છે અને સ્વ કોણ છે તે જાણવું રહ્યું. તેમાં પ્રકૃતિ પર છે. આત્મા-પુરુષ એ સ્વ છે. પ્રકૃતિના ધર્મો પુરુષ માટે અને પુરુષના ધર્મો પ્રકૃતિને માટે ભયાવહ છે. તો પુરુષ એ આપણું સ્વરૂપ છે અને પ્રકૃતિ એ આપણું સ્વરૂપ નથી-પણ આપણાથી પારકી છે-જુદી છે-આપણો અને તેનો મેળ જ ન ખાઈ શકે. અંધારું અને અજવાળું જો પરસ્પર સંવાદી થાય તો પ્રકૃતિ અને પુરુષ પણ પરસ્પર સંવાદી થાય! અને મૂળમાં તો અંધારા જેવી કોઈ ચીજ જ નથી. ઓછું અજવાળું એટલે અંધારું એ વિજ્ઞાની સ્પષ્ટ સમજી શકે છે. તે મૂળમાં આંધળી પ્રકૃતિ પણ આત્માનું જ ઓછું અજવાળું છે! પણ તે છેક છેવટની દૃષ્ટિ છે તે પહેલાં પ્રકૃતિ પારકી છે. અને આત્મા પોતાનું સ્વરૂપ છે! આપણે આત્મા કેમ છીએ અને પ્રકૃતિ કેમ નથી તે વિચારવું જોઈએ. એટલે કે આપણા અને પ્રકૃતિના ધર્મોનું નિઃશંક વિવેચન કરવું જોઈએ. આ વિવેચન કરી આપણા ધર્મો આપણે સ્વીકારવા જોઈએ. એટલે કે આપણા મૂળ ધર્મોને આત્મસાત્ કરવામાં અંતરાયરૂપ જે ચીજ હોય તેને દૂર કરવી જોઈએ. અર્થાત્ પોતાના ધર્મનું વિસ્મરણ કેમ થયું તે જાણી, પરધર્મનું ગ્રહણ કેમ થયું તે જોઈ-એટલે કે આત્મસ્વરૂપનું વિસ્મરણ અને પ્રકૃતિધર્મનું સતત સ્મરણ કેમ થયું તે જાણી, સ્વરૂપસ્મૃતિની સતતતા અને પરધર્મની સતત વિસ્મૃતિમાં રહી, નિર્ભય થવું જોઈએ.! કેમકે સ્વધર્મની વિસ્મૃતિ અને પરધર્મની સુસ્મૃતિમાં જન્મમરણનાં અનન્ત ભયોની હાર છે! અર્થાત્ ભયાવહ પરધર્મને ત્યાગી નિર્ભયાવહ સ્વધર્મમાં સ્થિતિ કરવા માટે વિવેક ઉપયોગી છે. વિવેકમાંથી જ પરમાં વિરાગ ઉપજે છે. અને વિરાગની જ પરમહદ એ સ્વરૂપમાં સ્થિતિ છે. અને સ્વરૂપ તો સચ્ચિદાનંદઘન છે. તેમાં મરણ નથી, જડતા નથી, દુઃખ નથી. અર્થાત્ આપણે જેને જીવાત્મા કહીએ છીએ તે જીવાત્મા મૂળમાં પરમાત્મા છે. અને આથી જ તેને કલેશ નથી, કર્મ નથી, કર્મફલ નથી, વાસના નથી. તે મૂળમાં નિષ્કલેશ, નિષ્કર્મા, નિર્લેપ અને નિરંજન છે! જે કલેશ, જે કર્માશય, જે સુખદુઃખાદિ, જે ભોગલોલુપતા આપણામાં છે તે આપણી પ્રકૃતિ નથી. પણ વિકૃતિ છે.

એ વિકૃતિને દૂર કરી આપણી પ્રકૃતિને પ્રાપ્ત થવું એ મનુષ્ય જીવનનું ધ્યેય છે. એ એનો આદર્શ છે. એ એનો એક ધર્મ છે। આ મૂળનું સ્વાસ્થ્ય પ્રાણીમાત્રને મેળવી આપવા માટે, ભવરોગહન્ત્રી, અનન્યચિકિત્સક, અશ્વિનીકુમાર અને ધન્વન્તરીની પણ અશ્વિનીકુમાર અને ધન્વન્તરી, અકારણ કરુણામયી, ભગવતી શ્રુતિમાતાની પ્રવૃત્તિ છે। સ્વાન્તસ્તોષ અને આત્મવિજ્ઞાન વિશુદ્ધિને માટે આ ઐતરેય શ્રુતિનું હાર્દ ખોલવાને તત્પર થયેલા અમોને અકારણ કરુણામય પરમપિતા પરમાત્માનો અનુગ્રહ હો। ગુરુદેવની કૃપા હો. ભગવાન્ ભાષ્યકારનો પ્રસાદ હો।

અધ્યાત્મશાસ્ત્રમાં સૃષ્ટિ પ્રકરણ ખૂબ અગત્યનું છે. વિવેકને માટે સૃષ્ટિ ક્યાંથી ઉપજી, કેવી રીતે ઉપજી, એ બધાનું તત્ત્વજ્ઞાન:જરૂરી છે. કેમકે જ્યાં સુધી આપણામાં અવિવેક જીવતો રહે છે ત્યાં સુધી વિવેકલભ્ય આત્મદર્શન થતું નથી. અને આત્મદર્શન—સ્વરૂપ દર્શન, સ્વરૂપની પ્રાપ્તિ અને સ્વરૂપમાં છેવટની સ્થિતિ માટે તો અધ્યાત્મશાસ્ત્રની પ્રવૃત્તિ છે. સૃષ્ટિના કારણ પરત્વે અનેક ચિન્તકોએ અનેક પ્રકારની ઉપપત્તિઓ—વાદો પ્રચલિત કર્યા છે. કેટલાક ચિન્તકોના મતે સૃષ્ટિનું કશું કારણ જ નથી. એની મેળે જ એની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે. બીજાના મતે સ્વભાવ જ જગતનું કારણ છે. ત્રીજા વળી માને છે કે કર્મમાંથી જગતની ઉત્પત્તિ છે. તો વળી બીજાઓનું દર્શન છે કે અચેતન પ્રકૃતિમાંથી જગત પ્રકટ થાય છે। આમ જ્યાં સૃષ્ટિ વિષયમાં અનેક વાદો હોય ત્યાં સામાન્ય પુરુષ મુંઝાઈ જાય અને મુંઝાયેલો ઊંધું સમજી બેસે. ઊંધું સમજીને અનર્થને પામે. કેમકે ઊંધી સમજ, અનર્થમાત્રની માતા છે. આથી એ બાબતમાં એટલે કે સૃષ્ટિની ઉત્પત્તિ વગેરેની બાબતમાં નિઃશંક નિર્ણય આપવો ઉચિત છે। આથી ઐતરેય ઉપનિષદ્‌ની શરૂઆતમાં જ વિવેકને માટે અને વિવેકજન્ય વૈરાગ્યને માટે અતિ ઉપયોગી એવા સૃષ્ટિજન્મના રહસ્યને પ્રકટ કરતાં શ્રુતિમાતા કહે છે: આ બધું પહેલાં કેવળ એક આત્મા જ હતું. આ બધું એટલે કે અત્યારે આપણી ઇન્દ્રિયો વગેરેથી જેની પ્રતીતિ થઈ રહી છે તે સ્થાવરજંગમ સમસ્ત જગત. નામ અને રૂપમય આ જગત, પહેલાં એટલે સૃષ્ટિ સરજાય તે પહેલાં કેવળ એક આત્મા જ હતું. અર્થાત્ આ જગત પહેલાં આત્મમય હતું. આત્માથી અભિન્ન હતું. પરમાત્મા જ એક સૃષ્ટિની શરૂઆતમાં હતા. પહેલાં એક પરમાત્મા જ હતા એમ કહેવાનું રહસ્ય એ છે કે તે જ પરમાત્મા જ અત્યારે પણ એકલા જ છે। પરમાત્માથી ભિન્ન એવું કોઈ જગત નથી. અર્થાત્

ભૂત-વર્તમાન અને ભવિષ્યમાં પણ એક પરમાત્મા જ છે! પહેલાં તે એક પરમાત્મ શબ્દ દ્વારા કહેવાયા. અત્યારે તે ફક્ત અનન્ત નામે અને અનન્ત રૂપે કહેવાય છે. આમ ત્રણે કાળમાં, કાળના પણ કાળ પરમાત્મા જ હોય છે! એ જ વાતને વધુ સ્પષ્ટ કરતાં કહે છે કે "બીજું કાંઇ પણ પલકારા મારતું ન હતું" અર્થાત્ સૃષ્ટિની આદિમાં એક પરમાત્મા સિવાય અત્યારે જે બધું વ્યાપારવત્-ક્રિયાવાળું જણાય છે તે ન હતું. અર્થાત્ અત્યારે અનન્ત નામ રૂપે ચમકી રહેલું જગત મૂળમાં પરમાત્મા સ્વરૂપ હતું, અત્યારે છે અને ભવિષ્યમાં પણ હશે. તે પરમાત્માએ ઈક્ષણ કર્યું. એટલે કે વિચાર્યું-કે હવે હું લોકોને સરજું અર્થાત્ તે એક અને કેવળ પરમાત્માએ પોતાની યોગનિદ્રાને અન્તે કોઇક ધન્યપળે વિચાર્યું કે હવે કલ્પરાત્રિ પૂરી થઈ છે! અને આથી હું હવે લોકોને સરજું. સમસ્ત બ્રહ્માંડને સરજવાની ઇચ્છાવાળા પરમાત્મા સર્વજ્ઞ અને સર્વશક્તિ છે. આથી સમસ્ત જગતને પરમાત્માએ કેવી રીતે સરજ્યું એ પ્રશ્ન અનુચિત છે! અલ્પજ્ઞ અને અલ્પશક્તિને સર્જન માટે સાધન જોઇએ-ઉપાદાન જોઇએ-આયાસ જોઈએ. પણ સર્વજ્ઞ અને સર્વશક્તિને માટે સાધનની, ઉપાદાનની કે આયાસની જરૂર નથી. તે તો પોતાની અચિન્ત્ય મહામાયા શક્તિ દ્વારા સંકલ્પમાત્રથી ચરાચર બ્રહ્માંડને ઉપજાવે છે! આથી તે પરમાત્માએ વિના સાધને-વિના કારણે-વિના આયાસે-સંકલ્પ માત્રથી સૃષ્ટિ સરજવા ઇચ્છ્યું. અને એમાં જ તે પરમસ્રષ્ટાની મહત્તા છે! સમસ્ત બ્રહ્માંડ એ પરમાત્માનો એક મૌલિક સંકલ્પમાત્ર છે! ॥ ૧ ॥

**સઃ इमान् लोकान् असृजत, अम्भः मरीचिः मरं आपः । अदः अम्भः परेण दिवं, द्यौः प्रतिष्ठा, अन्तरिक्षं मरीचयः पृथिवी मरः, या अधस्तात् ताः आपः ॥ २ ॥**

સઃ=તે પરમાત્માએ अम्भः=અંભ, मरीचिः=મરીચિ मरं=મર તથા आप=આપ इमान्=આ ચાર लोकान्=લોકોને असृजत=સરજ્યા. તેમાં अंभ=અંભ નામનો લોક છે अदः=તે दिवं=દ્યૌથી परेण=પર છે. તે द्यौः=દ્યૌ સૌની प्रतिष्ठा=પ્રતિષ્ઠા આશ્રય છેઃ अन्तरिक्षं=અંતરિક્ષ मरीचयः=મરીચિ નામનો લોક છે. पृथिवी=પૃથ્વી मरः=મર નામનો લોક છે. અને ताः=તે आपः=આપ નામનો લોક છે याः=જે अधस्तात्=નીચે છે-અર્થાત્ જે સમુદ્રતલ છે તે આપ નામનો લોક છે. ॥ ૨ ॥

તે પરમાત્માએ અંભ, મરીચિ, મર તથા આપ-આ ચાર લોકોને સરજ્યા. તેમાં તે અંભ નામનો લોક છે જે દ્યૌથી ઉપર છે અને દ્યૌ જે સૌનો આશ્રય છે. મરીચિ-અંતરિક્ષ, મર-પૃથ્વી અને આપ છે જે નીચે સમુદ્રતલ છે. ॥ ૨ ॥

. આમ સૃષ્ટિને સરજવાની ઇચ્છાવાળા સર્વજ્ઞ અને સર્વશક્તિ પરમાત્માએ અંભ, મરીચિ, મર અને આપ નામના ચાર લોકો સરજ્યા. લોક એટલે કે કર્મફલના ભોગ માટે નિવાસસ્થાન. જ્યાં રહીને જીવમાત્ર પોતાના કર્મનું ફળ ભોગવી શકે–એ ફલભોગી માટે નિવાસસ્થાન એટલે લોકો. અર્થાત્ પરમાત્માએ પહેલાં પોતાની પ્રકૃતિ નામની મહામાયા શક્તિના તરફ એકાગ્ર ભાવે જોયું. એટલે કિંકરીની માફક બદ્ધાંજલિ પ્રકૃતિએ પરમાત્માની ઇચ્છાનુસાર મહત્તત્ત્વાદિ ક્રમે પંચ મહાભૂતમાંથી અંભ મરીચિ વગેરે લોકોને સરજ્યા! અંભાદિ લોકોનું વિવરણ શ્રુતિ સ્વયં આપે છે કે અંભ એટલે પેલો લોક જે ઘૌથી પર છે અર્થાત્ દ્યુલોક કે જે સૌની લોકોની પ્રતિષ્ઠા છે. એ ઘૌલોક એટલે અંભ. કેમકે બ્રહ્મલોક એ કર્મજન્ય છેવટની ગતિ છે! 'મરીચિ, લોક એટલે અંતરિક્ષલોક. એટલે કે લૌકિક કલ્પનાનો સ્વર્ગલોક. આપણી આ પૃથ્વી તે 'મર' નામનો લોક છે. અર્થાત્ સમસ્ત ચરાચર જગતને પંચમહાભૂત દ્વારા પ્રકૃતિ શક્તિએ પરમાત્માની ઇચ્છાનુસાર સરજ્યું. ॥ ૨ ॥

**स ईक्षत, इमे नु लोकाः लोकपालान् नु सृजै इति। सः अद्भ्यः एव पुरुषं समुध्धृत्य अमूर्च्छयत् ॥ ३ ॥**

सः=તે પરમાત્માએ ईक्षत=વિચાર્યું इमे=આ लोकान्=લોકોને नु=તો સરજ્યા नु=હવે लोकपालान्=લોકપાલોને सृजै=સરજું इति=એમ વિચારીને सः=તેણે अद्भ्यः=પાણીમાંથી, एव=જ समुद्धृत्य=સમુદ્ધરીને લઈને पुरुषं= પુરૂષાકાર પિંડને अमूर्छयत्=બનાવ્યો. ॥ ૩ ॥

તેણે વિચાર્યું કે આ લોકોને તો સરજ્યા. તો હવે હું એના–લોકના પાલકોને સરજું. (એમ વિચારી) તેણે પાણીમાંથી જ ઉદ્ધારીને–લઈને પુરુષાકાર પિંડ બનાવ્યો.॥૩॥

આમ પરમપિતા પરમાત્માએ લોકોને સરજ્યા બાદ તેણે વિચાર્યું કે હવે આ સરજાયેલા તમામ લોકોના રક્ષણ માટે મારે લોકપાલો–લોકરક્ષક સરજવા રહ્યા. માટે લાવ હવે હું લોકપાલોની સૃષ્ટિ કરું. એમ વિચારી તે પરમાત્માએ આપોમયી–જલમયી જે પ્રકૃતિ, તે પ્રકૃતિના જ પરિવારરૂપ પંચમહાભૂતમાંથી જ પુરૂષાકૃતિને મળતો પિંડ સરજ્યો. અર્થાત્ કુંભાર જેમ પૃથ્વીમાંથી માટીનો લોચો બનાવે તેમ આ પરમપિતાએ પ્રકૃતિના પંચમહાભૂતમાંથી વિરાટ પુરૂષની સૃષ્ટિ કરી. ॥ ૩ ॥

**तं अभ्यतपत् । तस्य अभितप्तस्य मुखं निरभिद्यत, यथा अण्डम् । मुखाद् वाग्, वाचः अग्निर्नासिके निरभिद्येतां नासिकाभ्यां प्राणः । प्राणात् वायुः अक्षिणी निरभिद्येतां अक्षिभ्यां चक्षुः चक्षुषः आदित्यः कर्णौ निरभिद्येतां, कर्णाभ्यां श्रोत्रं श्रोत्रं श्रोत्रात् दिशः । त्वक् निरभिद्यत, त्वचः लोमानि, लोमभ्यः ओषधिवनस्पतयः हृदयं निरभिद्यत हृदयात् मनः मनसः चन्द्रमाः नाभिः निरभिद्यत नाभ्या अपानः अपानात् मृत्युः शिश्नं निरभिद्यत शिश्नात् रेतः रेतसः आपः ॥ ४ ॥**

तं=તે પુરૂષાકાર પિંડને अभ्यतपत्=તે પરમાત્માએ ચોમેરથી તપાવ્યો-(એકાગ્ર અનિરૂદ્ધ સંકલ્પ કર્યો ) अभितप्तस्य=ચોમેરથી તપાવેલા એવા तस्य તે પુરૂષાકાર પિંડના मुखं=મુખનો છેદ निरभिद्यत=ફૂટી નીકળ્યો यथा=જેમકે अण्डम्=ઈંડાનો=મુખ પછી वाग्=વાણી નીકળીઃ અને वाचः=વાણી પછી अग्निर्नासिके અગ્નિ અને બે નસકોરાં निरभिद्येतां = ફૂટી નીકળ્યાં; नासिकाभ्यां= બે નસકોરાં પછી प्राणः=પ્રાણ અને प्राणात्=પ્રાણ પછી वायुः = વાયુ અને अक्षिणी=બે અક્ષિ निरभिद्येतां=ફૂટી નીકળી; अक्षिभ्यां = બે અક્ષિ પછી चक्षुः= આંખ અને चक्षुषः=આંખ પછી आदित्यः = આદિત્ય અને कर्णौ = બે કાનો निरभिद्येतां=ફૂટી નીકળ્યા. कर्णाभ्यां=બે કાનો પછી श्रोत्रं=શ્રોત્ર અને श्रोत्रात्= શ્રોત્ર પછી दिशः=દિશાઓ અને त्वक्=ચામડી निरभिद्यत=ફૂટી નીકળી; त्वचः= ચામડી બાદ लोमानि=કેશો, लोमभ्यः=કેશો પછી ओषधिवनस्पतयः = ઓષધિ અને વનસ્પતિઓ અને हृदयं = હૃદય निरभिद्यत = ફૂટી નીકળ્યું; हृदयात् = હૃદય પછી मनः=મન અને मनसः=મન પછી चन्द्रमाः=ચન્દ્રમા અને नाभिः = ગુદેન્દ્રિય निरभिद्यत = ફૂટી નીકળી, नाभ्याः=ગુદેન્દ્રિય બાદ अपानः = અપાન અને अपानात्=અપાન પછી मृत्युः=મૃત્યુ તથા शिश्नं=જનનેન્દ્રિય निरभिद्यत= ફૂટી નીકળી, शिश्नात्=જનનેન્દ્રિય પછી रेतः=વીર્ય અને रेतस=વીર્યથી પછી आपः=આપ-જલ ફૂટી નીકળ્યું. ॥ ૪ ॥

તે પુરુષાકાર પિંડને પરમાત્માએ ચોમેરથી તપાવ્યો ચોમેરથી તપાવેલા એવા તે પુરુષાકાર પિંડના મુખનો છેદ, જેમ ઇંડાનો તેમ, નીકળ્યો. મુખ પછી વાણી નીકળી. અને વાણી પછી અગ્નિ અને બે નસકોરાં ફુટી નીકળ્યાં. નસકોરાં બાદ પ્રાણ અને પ્રાણ પછી વાયુ અને અક્ષિ નીકળ્યાં. અક્ષિ પછી ચક્ષુ અને ચક્ષુ પછી આદિત્ય અને બે કાનો નીકળ્યા. કાનો પછી શ્રોત્ર અને શ્રોત્ર પછી દિશાઓ અને ચામડી નીકળી. ચામડી પછી કેશો અને કેશો પછી ઓષધિ તથા વનસ્પતિઓ, તથા હૃદય બાદ મન,

અને મન પછી ચન્દ્રમા અને ગુદેન્દ્રિય નીકળી. ગુદેન્દ્રિય પછી અપાન અને અપાનથી પછી મૃત્યુ તથા જનનેન્દ્રિય નીકળી. જનનેન્દ્રિય પછી વીર્ય અને વીર્યથી પછી આપ-જલ નીકળ્યું. ॥ ૪ ॥

આમ લોકપાલની સૃષ્ટિ કરવા માટે પહેલાં પરમાત્માએ વિરાટ્ પુરુષપિંડને સરજ્યો. ત્યાર બાદ તે વિરાટ પુરુષના પિંડને તેણે-પરમાત્માએ ચોમેરથી તપાવ્યો. અર્થાત્ પરમાત્માએ તે પુરુષપિંડને ઉદ્દેશીને એકાગ્ર, અનિરુદ્ધ, સંકલ્પ કર્યો. પરમાત્માનાં આ એકાગ્ર અને અનિરુદ્ધ સંકલ્પને લઇને, ઈંડું જેમ ફાટે, તેમ પેલા પુરુષ પિંડમાં મુખનો છેદ થયો ! અર્થાત્ ક્રતુમય પરમાત્માના સત્ય સંકલ્પને લઇને પેલા વિરાટ પુરુષને મોઢું પ્રકટયું. અને મોઢાંના છેદ પછી વાણી પ્રકટી. અને વાણી પછી અગ્નિ પ્રકટયો. અર્થાત્ મોઢું એ વાગિન્દ્રિયનું ગોલક છે. વાણી એ સાક્ષાત્ ઇન્દ્રિય છે. અને અગ્નિ એ લોકપાલ અને વાગિન્દ્રિયનો અભિમાની દેવતા છે। આમ સૌથી પહેલાં પેલા વિરાટ પુરુષમાં ઇન્દ્રિય ગોલક, ઇન્દ્રિય અને લોકપાલ ઉપન્યા. મુખનો છેદ ઉઘડ્યા પછી પેલા પુરુષાકારમાં બે નસકોરાં ફુટયાં. એના પછી પ્રાણ ફુટી નીકળ્યો. અને પ્રાણ પછી વાયુ ફુટયો. અર્થાત્ ઘ્રાણેન્દ્રિયનું ગોલક નાક, ઘ્રાણેન્દ્રિય, અને ઘ્રાણેન્દ્રિયનો અધિષ્ઠાતા દેવ પ્રકટયો. એ જ મુજબ આખી ઋચામાં સંબંધ જાણવો. આંખનું ગોલક આંખની ઇન્દ્રિય અને આંખનો અધિષ્ઠાતા દેવ સૂર્ય ત્યારબાદ ફુટયા. ત્યાર બાદ કાનનું ગોલક કર્ણેન્દ્રિય અને દિશાઓરૂપી અધિષ્ઠાતા દેવ પ્રકટયા. પછી ચામડીનું ગોલક ફુટયું. ત્વગિન્દ્રિય બાદ રોમો ફુટયાં. અને વિરાટ દેહ ઉપર ત્યારબાદ ઓષધિ અને વનસ્પતિઓ ફુટી. ત્યારબાદ હૃદય. અને હૃદય પછી મન, મન પછી ચન્દ્ર અને ત્યાર બાદ ગુદેન્દ્રિય. ત્યારબાદ અપાન અને અપાન પછી તેનો અધિષ્ઠાતા મૃત્યુદેવ ફુટયો. ત્યારબાદ જનનેન્દ્રિય અને વીર્ય અને વીર્યના અધિષ્ઠાતા જલદેવ ફુટયા. અર્થાત્ અહીં રહસ્ય આ છે. આપણા પિંડમાં જે જે વસ્તુઓ અનુભવમાં આવે છે તે તે તમામ વસ્તુઓ વિરાટ દેહમાં પહેલાં ઇશ્વરના સંકલ્પે પ્રકટી. આપણા આ સ્થૂલ શરીરમાં ઇન્દ્રિયોના ગોલકો-એટલે કે અભિવ્યક્તિ સ્થાનો છે. તે તે ઇન્દ્રિયોની શક્તિઓ છે। આખી સૃષ્ટિને એક વિરાટ દેહ કલ્પીએ તો આ વાત તરત ખ્યાલમાં આવશે. અગ્નિ, વાયુ, સૂર્ય, દિશા દેવતા, ઔષધિઓ અને વનસ્પતિઓની દેવતા, ચન્દ્ર, મૃત્યુ અને જલદેવ-આટલા છે લોકપાલો. કેમકે સમસ્ત બ્રહ્માંડના આટલાં પાલક તત્ત્વો છે. એ પાલક તત્ત્વો દેવો એટલે કે

પરમાત્માની જ વિવિધ સૃષ્ટિ નિર્માણશક્તિનાં સ્વરૂપો છે! પિંડ બ્રહ્માંડની એકતા એ જ અહીં ઉદ્દિષ્ટ અર્થ છે! આમ પરમાત્માએ લોકે સરજ્યા. અને એ લોકોના રક્ષક દેવોને સરજ્યા. અર્થાત્ પરમાત્માએ મનુષ્ય શરીરની રચના કરી. અને તે રચનાને કર્મફલ ભોગવવાને માટે યોગ્ય બનાવવા ઇન્દ્રિય ગોલકો, ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોની રક્ષક તાકાત સોંપી. અને જે પિંડ શરીરમાં લાગુ પડે છે તે જ બ્રહ્માંડ શરીરને લાગુ પડતું હોવાથી અને પિંડ અને બ્રહ્માંડમાં બ્રહ્માંડનો વિચાર જ મુખ્ય હોઇને બ્રહ્માંડની-વિરાટ પુરૂષની અહીં શ્રુતિ કલ્પના આપે છે. પિંડનાં જે મુખાદિસ્થાનો છે-ઇન્દ્રિયોની શક્તિ છે તે જ બ્રહ્માંડમાં દેવરૂપે-અગ્નિ આદિ રૂપે વિચરી રહી છે એમ જાણવું. ॥ ૪ ॥

॥ इति प्रथमः खण्डः ॥

## ॥ अथ द्वितीयः खण्डः ॥

ता एताः देवताः सृष्टाः अस्मिन् महति अर्णवे प्रापतन्, तं अशनापिपासाभ्यां अन्ववार्जत् । ताः एनम् अब्रुवन्-आयतनं नः प्रजानीहि, यस्मिन् प्रतिष्ठिताः अन्नम् अदाम इति ॥ १ ॥

सृष्टाः=સરજાયેલા એવા ताः=તે एताः=આ देवताः=દેવો अस्मिन्=આ महति=મહાન अर्णवे=સંસારસાગરમાં प्रापतन्=તૂટી પડયા ! तं=તે પુરુષને પરમાત્માએ अशनापिपासाभ्यां=ભુખ અને તરસથી अन्ववार्जत्=જોડયો. ताः=તે દેવોએ एनं=આ પરમાત્માને इति=આમ अब्रुवन्=કહ્યું કે नः=અમારે માટે आयतनं=રહેઠાણ प्रजानीहि= નિર્મો-સૂચવો यस्मिन्=જેનાં प्रतिष्ठिताः=રહેલા અમો अन्नं=અન્નને अदाम=ખાઇએ ॥ ૧ ॥

સરજાયેલા તે દેવો આ મહાન સંસાર સાગરમાં પડયા. તે પુરુષને પરમાત્માએ ભૂખ અને તરસની સાથે જોડયો. તે દેવોએ આ પરમાત્માને એમ કહ્યું કે અમારે માટે રહેઠાણ નિર્મો જેમાં રહેલા અમો અન્નને ખાઈએ. ॥ ૧ ॥

આમ પહેલા અધ્યાયના પહેલા ખંડમાં આદિમાં પરમાત્મા એકલા જ હતા. નામ રૂપાત્મક જગત તે વેળા વ્યક્ત ન હતું અને આથી જ ત્રણે કાળમાં કેવળ એક પરમાત્મા જ હોય છે એમ સૂચવ્યું. તે પરમાત્માએ સૃષ્ટિ રચવાનું ઇક્ષિણ કર્યું. અને ત્યાર બાદ પોતાનાથી અભિન્ન એવા અંભાદિ લોકોને તેણે ઇક્ષણપૂર્વક સર્જ્યા. લોકની સૃષ્ટિ બાદ લોકના રક્ષણ માટે લોકપાલની રચના કરવા તેણે ઇચ્છયું. અને તે મુજબ પ્રકૃતિના પંચમહાભૂતમાંથી તેમણે વિરાટ પુરૂષનો પિંડ સરજ્યો. એ પિંડના ઉપર અભિધ્યાન કરવાથી અગ્નિ, વાયુ, સૂર્ય, ઔષધિ વનસ્પતિઓ, ચન્દ્રમા, મૃત્યુ અને જલદેવતા ઉપજ્યા. આ દેવતાઓ જ લોકપાલ છે. એટલે કે સ્થૂલ શરીરના રક્ષક છે. તે તે દેવતાઓથી અધિષ્ઠિત થયેલી તે તે વાગાદિ ઇન્દ્રિયો ઉપજી. અને શરીરમાં તે તે ઇન્દ્રિયોની શક્તિને અભિવ્યક્ત થવાનાં સ્થાનરૂપ તે તે ગોલકો ઉપજ્યાં. આટલી વાત પહેલા ખંડમાં ચર્ચી. ત્યાર બાદ શું થયું એ બતાવતાં, છેવટે વિવેકોપયોગી થાય, એ દૃષ્ટિએ શ્રુતિ કહે છે કે સરજાયેલા તે દેવો આ મહાન

સંસાર સમુદ્રમાં પડ્યા! અર્થાત્ પરમાત્માના ઇક્ષણથી ઉપજેલા પેલા અગ્નિ વગેરે દેવો પણ આ વિરાટ દેહાત્મભાવરૂપી સંસાર સમુદ્રમાં પડ્યા! જ્યારે દેવો પણ સંસાર સમુદ્રમાં પતિત થાય તો પછી મનુષ્યોની તો ગતિ જ શી? આ સંસાર એટલે શું? દેહ ઈન્દ્રિયો વગેરેની અંદર સજ્જડ આત્મભાવ હોવો એ જ સંસાર છે! અર્થાત્ ભગવાનની મહામાયા એવી તો અટપટી અને વિચિત્ર છે કે એ મહામાયા વૈષ્ણવી શક્તિના ઉલ્લાસમાં દેવ જેવા દેવો પણ ફસાઇ પડે છે! આથી અલ્પજ્ઞ અને પ્રાયઃ અસાવધ મનુષ્યે તો ખૂબ જ સાવધાની રાખવી રહી. શ્રુતિ આ દેહભાવને મહાન સમુદ્ર તરીકે વર્ણવે છે! સમુદ્રનું રૂપક અહીં ખૂબજ બંધ બેસતું છે. અશરીર આત્માનું શરીર ભાવમાં ડૂબી જવું એ અત્યંત અધોગતિનું ચિહ્ન છે. આ સંસાર સમુદ્ર અવિદ્યા-કામ અને કર્મજન્ય દુઃખરૂપી પાણીથી ભરપૂર છે. એમાં તીવ્ર રોગ, જરા, અને મૃત્યુરૂપી ભયંકર મગરો છે! એ અનાદિ છે. અનન્ત છે. અપાર છે. નિરાલંબ છે! વિષયેન્દ્રિય સયોગમાંથી જન્મતાં ક્ષણિક સુખ એમાં વિશ્રાન્તિ છે. વિષયોની ભોગ લાલસારૂપ ઝંઝાવાતથી ખળભળી ઉઠેલાં અનેક અનર્થ-રૂપી મહામોજાંઓ છે. મહારૌરવ વગેરે નર્કમાં સબડતા જીવોના 'હાયહાય'ના કરુણ આક્રન્દથી એ ભરપૂર છે. એમાં સત્ય, સરળતા, દાન, દયા, અહિંસા, શમ, દમ, ધૃતિ વગેરે આત્માના ગુણોરૂપ પાથેયથી ભરેલી જ્ઞાનરૂપી નૌકા છે. એ નૌકાના અવરજવરના, એમાં સત્સંગ અને સંગત્યાગરૂપી એ જ માર્ગો છે. મોક્ષ એનું તીર છે. ભગવાન ભાષ્યકારે વર્ણવેલા આવા સંસાર-રૂપી મહાસમુદ્રમાં પેલા બિચારા દેવો પડ્યા! અર્થાત્ દેવ-ભાવની પ્રાપ્તિમાં પણ છેવટની વિશ્રાન્તિ નથી. સ્વરૂપના સત્યજ્ઞાનમાં જ જન્મમરણની વિશ્રાન્તિ છે. આથી સત્યાત્મજ્ઞાન જ પ્રાપ્તવ્ય છે એટલું અહીં સૂચિત છે. આમ દેવોનું અધઃપતન થયું. ત્યાર બાદ શું થયું? તો અધઃપતનને જ વિસ્તારથી વર્ણવતાં કહે છે કે પેલા વિરાટ પુરુષને પરમાત્માએ ભૂખ અને તરસથી જોડ્યો! અર્થાત્ સૌના મૂળભૂત તે વિરાટ પુરુષને પરમાત્માએ ભૂખ અને તરસરૂપી બે ધર્મો સાથે જોડી આપ્યો. અને તે આદિ વિરાટ પુરુષની ભૂખ અને તરસ આજે પણ તેટલી જ તીવ્ર છે! પ્રાણીમાત્ર આ ભૂખ અને તરસથી તે દિવસથી= પોતાનામાં રહેલા દેવોના અધઃપતનના દિવસથી માંડીને આજ સુધી પીડાય છે. આ ભૂખ અને તરસ તે પેલી સૂક્ષ્મ ભોગ ભોગવવાની ભૂખ અને તેની અતૃપ્ત તૃષા જાણવી. સામાન્ય દુન્યવી વ્યવહારમાં પણ ભૂખ અને તરસ એક બીજાનાં માતપિતા છે. ભૂખની તૃપ્તિ થઇ કે તરસ લાગવાની જ. આ અંતરમાં રહેલી ભૂખ-ભોગની ભૂખ અને તરસ-આ બે ધર્મો પેલા વિરાટ

પુરૂષને પરમાત્માએ આપ્યા. એક વખત વિરાટ પુરૂષને ભૂખ અને તરસની લ્હાણી મળી કે પછી તરત જ ઉપજેલા પેલા દેવોને પણ ભૂખ અને તરસ પીડવા લાગી. એ ભૂખ્યા અને તરસ્યા દેવો જ્યાં સુધી એમને રહેવાની જગ્યા ન મળે ત્યાં સુધી નિરાલંબપણે કયાંથી ભોગ ભોગવે? આથી શ્રુતિ કહે છે કે તે દેવોએ આ પરમાત્માને કહ્યું "અમારે માટે કોઇ રહેઠાણુ આપ નિર્માણ કરો, કે જે રહેઠાણુમાં રહીને અમો અન્ન ખાઇએ." અર્થાત્ પ્રાણીમાત્રને પોતાની સૂક્ષ્મ વાસનાને ભોગવવાને માટે સ્થૂલદેહની જરૂર પડે છે. આ દેવોને પણ સૂક્ષ્મ વાસનાઓ દમતી હતી. એટલે તેમણે તે અદમ્ય ભૂખ અને તરસને તોષવા માટે પરમાત્મા પાસે કોઇ ભોગ ભોગવવાને યોગ્ય થઇ પડે એવી વિશિષ્ટ રહેવાની જગ્યા યાચી. અર્થાત્ સ્થૂલ દેહની યાચના કરી. અને અને તે પણ શા માટે? અન્નને ખાવા માટે એટલે કે ભોગ્ય વસ્તુઓનો આતૃપ્તિ ભોગ ભોગવવા માટે! અને આ વૃત્તિ પ્રાણીમાત્રમાં આજે પણ વિદ્યમાન છે! ઇન્દ્રિયોની તાણ થતાં તેમની તૃપ્તિને માટે વલખાં મારતું આખું જગત આજે પણ તેટલું જ અધઃપતિત છે! સ્વરૂપમાંથી પડેલ આત્માને વિષયોની ભૂખ અને તરસ લાગે છે. અને એને તોષવા માટે તેને દેહની યાચના કરવી પડે છે. આ છે અહીં ધ્વનિ ॥ ૧ ॥

તાભ્યઃ ગાં આનયત્, તાઃ અબ્રુવન્, ન વૈ નઃ અયં અલં ઇતિ।
તાભ્યઃ અશ્વં આનયત્, તા અબ્રુવન્ ન વૈ નઃ અયં અલં ઇતિ ॥ ૨ ॥

તાભ્યઃ=તે દેવો માટે ગાં=ગાય આનયત્=તે પરમાત્મા લાવ્યા. તાઃ=તે દેવોએ અબ્રુવન્=કહ્યું ઇતિ=કે નઃ=અમારે માટે વૈ=નિશ્ચય અયં=આ અલં=પૂરતી ન=નથી. તાભ્યઃ=તે દેવો માટે, ત્યારે પરમાત્મા અશ્વં=ઘોડો આનયત્= લાવ્યા. ત્યારે તાઃ=તે દેવોએ અબ્રુવન્=કહ્યું ઇતિ=કે નઃ=અમારે માટે વૈ=નિશ્ચય અયં=આ અલં=પૂરતો ન=નથી. ॥ ૨ ॥

તે દેવો માટે પરમાત્મા ગાય લાવ્યા. તે દેવોએ કહ્યું કે અમારે માટે આ પૂરતી નથી. ત્યારે પરમાત્મા તે દેવો માટે અશ્વ લાવ્યા. તે દેવોએ કહ્યું કે અમારે માટે નિશ્ચય આ પૂરતો નથી ॥ ૨ ॥

આમ દેવોએ જ્યારે કોઇ રહેઠાણુ માગ્યું ત્યારે પરમાત્માએ શું કર્યું? પરમાત્મા તે દેવોને રહેવા માટે ગાયની આકૃતિ-ગાયનો દેહ લાવ્યા. અને તેમને સુપ્રત કર્યો, પણ ગાયનો દેહ તે દેવોને ન ગમ્યો. કેમકે પશુયોનિમાં

પૂરા ભોગ ભોગવવાની સગવડ નથી ! એટલે તે તમામ દેવો બોલી ઉઠ્યા કે આ ગાયનો પિંડ અમારે માટે બસ નથી. "આ બસ નથી" એવો ભાવ–અતૃપ્તિ સૂચકભાવ–વાસનાની અતૃપ્યતા સૂચવતો ભાવ આજે પણ તેટલો જ તાજો છે ! પ્રાયઃ પ્રાણીમાત્ર "આ બસ નથી." એ ભાવથી આજે પણ મ્હાત થયેલાં છે ! કેમ જાણે તૃષ્ણાનું તલ હોય ? એટલે દેવોની આખ્યાયિકા દ્વારા શ્રુતિ ભગવતી પતિત આત્માની મોકાણ અહીં બતાવે છે! જ્યારે ગાયનો દેહ તેમને માટે પૂરતો ન ઠર્યો ત્યારે પરમાત્મા દેવોને માટે ઘોડાનો દેહ લાવ્યા. પણ ત્યાં પણ તેમને=દેવોને ચેન ન પડ્યું ! ક્યાંથી પડે ? ॥૨॥

**ताभ्यः पुरुषं आनयत्। ता अब्रुवन् सुकृतं बत इति। पुरुषो वाव सुकृतम् ता अब्रवीत्–यथा आयतनं प्रविशत इति ॥३॥**

ताभ्यः=તેઓ માટે, ત્યારબાદ પરમાત્મા पुरुषं=પુરુષાકૃતિ શરીર आनयत्= લાવ્યા. તે જોઈને પ્રસન્ન થયેલા ता=તે દેવો अब्रुवन्=બોલ્યા इति=કે बत= અહો सुकृतं=આ સુકૃત છે. वाव=નિશ્ચય पुरुष:=પુરૂષાકૃતિ सुकृतं=સુકૃત છે. ત્યારે ताः=તે દેવોને પરમાત્માએ अब्रवीत्=કહ્યું इति=કે यथाआयतनं=પોતપોતાના સ્થાન મુજબ આ પુરુષાકૃતિમાં प्रविशत=દાખલ થઇ જાઓ. ॥ ૩ ॥

ત્યારે પરમાત્માએ તે દેવો માટે પુરુષાકૃતિ શરીર આણ્યું. તે જોઈને પ્રસન્ન થયેલા દેવો બોલ્યા કે અહો ! આ સુકૃત છે. નિશ્ચય પુરૂષાકૃતિ સુકૃત છે. ત્યારે પરમાત્માએ કહ્યું કે હે દેવો ! એ શરીરમાં તમો પોતપોતાના સ્થાન મુજબ દાખલ થાઓ. ॥ ૩ ॥

ત્યાર બાદ શું બન્યું ? શ્રુતિ કહે છે કે જ્યારે પશુ શરીર દેવોને યોગ્ય ન લાગ્યું ત્યારે પરમ કારૂણિક પરમાત્માએ તે દેવોના ઉપર દયા લાવી તેમને માટે પુરૂષાકૃતિ શરીર–માનવીય શરીર આણ્યું. તે માનવીય શરીરની પરિપૂર્ણ રચના જોઇ તે દેવો પ્રસન્ન થઈને બોલી ઉઠ્યા–કે અહો ! આ સુકૃત છે. આ પુરૂષાકૃતિ સુકૃત છે ! પુરૂષાકારને અહીં દેવોએ પણ સુકૃત કહ્યું છે. કેમકે પુરૂષ શરીર–મનુષ્ય શરીર પુણ્યલભ્ય છે. એ પશુ શરીરની માફક કેવળ ભોગ ભોગવવા માટે જ નથી. પણ ભોગ ઉપરાંત એ અપવર્ગનું પણ સાધન બની શકે છે. આથી અહીં પુરુષાકૃતિની ધન્યતા બતાવે છે કે પુરુષ શરીર 'સુકૃત'–'પુણ્ય'–પુણ્યમય છે ! બ્રહ્મલોકાવધિ ઐહિક સુખ અને મોક્ષાવધિ આમુષ્મિક સુખ એ બન્ને મનુષ્ય શરીરથી જ પ્રાપ્ત થાય છે. આથી

વિવેકીએ એનો શો ઉપયોગ હોઇ શકે એ વિચારવું ઘટે એવું શ્રુતિનું અહીં હૃદય છે. પુરૂષાકૃતિને જોઇને પ્રસન્ન થયેલા દેવોને પ્રસન્ન થયેલા પરમાત્માએ આદેશ કર્યો-કે હે દેવો! તમો આ મનુષ્ય શરીરમાં પોતપોતાના સ્થાને દાખલ થઇ જાઓ! ॥ ૩ ॥

**अग्निः वाक् भूत्वा मुखं प्राविशत्, वायुः प्राणो भूत्वा नासिके प्राविशत्, आदित्यः चक्षुः भूत्वा अक्षिणी प्राविशत्, दिशः श्रोत्रं भूत्वा कर्णौ प्राविशन्, ओषधिवनस्पतयः लोमानि भूत्वा त्वचं प्राविशन्, चन्द्रमाः मनो भूत्वा हृदयं प्राविशत्, मृत्युः अपानो भूत्वा नाभिं प्राविशत्, आपः रेतो भूत्वा शिश्नं प्राविशन् ॥ ४ ॥**

ત્યારે अग्नि=અગ્નિ वाग्=વાણી भूत्वा=થઇને मुखं=મુખમાં प्राविशत्=પ્રવેશ્યો. वायुः=વાયુ प्राणः=પ્રાણ भूत्वा=થઇને नासिके=નાસિકામાં प्राविशत्=પ્રવેશ્યો आदित्यः=સૂર્ય चक्षुः=આંખ भूत्वा=થઇને अक्षिणी=અક્ષિમાં प्राविशत्=પ્રવેશ્યો दिशः=દિશાઓ श्रोत्रं=શ્રોત્ર भूत्वा=થઇને कर्णौ=કર્ણમાં प्राविशन्=પ્રવેશી. ओषधिवनस्पतयः=ઓષધિ અને વનસ્પતિઓ लोमानि=કેશ भूत्वा=થઇને त्वचं=ચામડીમાં प्राविशन्=પ્રવેશી चन्द्रमाः=ચંદ્રમા मनः=મન भूत्वा=થઇને हृदयं=હૃદયમાં प्राविशत्=પ્રવેશ્યો; मृत्युः=મૃત્યુ अपानः = અપાન भूत्वा=થઇને नाभिः=ગુદેન્દ્રિયાળો प्राविशन्=પ્રવેશ્યું: आपः=પ્રજાપતિ रेतः=વીર્ય भूत्वा=થઇને शिश्नं=જનનેન્દ્રિયમાં प्राविशत्=પ્રવેશ્યા. ॥ ૪ ॥

અગ્નિ વાણી થઈને મુખમાં, વાયુ પ્રાણ થઈને નાસિકામાં, સૂર્ય ચક્ષુ થઈને નેત્રમાં, દિશાઓ શ્રોત્ર થઈને કર્ણમાં, ઓષધિ તથા વનસ્પતિઓ વાળ તથા રોમ થઈને ચામડીમાં, ચન્દ્રમા મન થઈ હૃદયમાં, મૃત્યુ અપાન થઈને ગુદામાં, તથા પ્રજાપતિ વીર્ય થઈને જનનેન્દ્રિયમાં દાખલ થયા. ॥ ૪ ॥

અને જ્યાં પરમાત્માની આજ્ઞા થઇ કે તરત જેમ રાજાની આજ્ઞા થતાં ભૃત્યવર્ગ તેમ-તે તે દેવો તે તે સ્થાને મનુષ્ય શરીરમાં દાખલ થઇ ગયા. કોણ ક્યાં દાખલ થયો તે બતાવતાં શ્રુતિ કહે છે કે અગ્નિ વાણીનું રૂપ ધારણ કરી મુખમાં, વાયુ પ્રાણ થઈને નાકમાં, સૂર્ય ચક્ષુ થઇને નેત્રમાં, દિગ્દેવતા શ્રોત્ર થઇ ત્વચામાં, ચન્દ્રમા મન થઈ હૃદયમાં, મૃત્યુ અપાન થઇ ગુદામાં, તથા પ્રજાપતિ વીર્ય રૂપ થઇને જનનેન્દ્રિયમાં દાખલ થઈ ગયાં! અર્થાત્ મનુષ્ય શરીર એ બ્રહ્માંડનું પ્રતીક માત્ર છે! બ્રહ્માંડની મહાન શક્તિઓ

ઇન્દ્રિયો જાય છે, ત્યાં ત્યાં તેમની પાછળ પાછળ ભોગ ભોગવવાની ભૂખ અને તરસ પણ જાય છે જ! દેવો=ઇન્દ્રિયો મનુષ્ય શરીરમાં દાખલ થઇ! એટલે તે ઇન્દ્રિયોને હંમેશાં સક્રિય રાખતી પેલી ભૂખ અને તરસ પણ, કાયાની પાછળ છાયાની માફક, તે મનુષ્ય શરીરમાં જ દાખલ થઇ! આથી જ જે કોઇ દેવને-ઇન્દ્રિયને જે કોઈ વિષયરૂપી નજરાણું ધરાવવામાં આવે છે તે નજરાણામાં ભૂખ અને તરસનો ભાગ હોય છે! અર્થાત્ ભૂખ અને તરસ જ તે તે દેવને-ઇન્દ્રિયને તે તે વિષયભોગ લાવવા માટે પ્રેરે છે! અને આથી જ આજે પણ જ્યાં જ્યાં ઇન્દ્રિયની પ્રવૃત્તિ છે ત્યાં ત્યાં ભૂખ અને તરસનો સદ્ભાવ અચૂકપણે હોય છે જ. આ છે અહીં વિવેકી વિચારસૂચન. ॥ ૫ ॥

॥ इति द्वितीयः खण्डः ॥

મનુષ્ય શરીરમાં રહેલી મર્યાદિત શક્તિના ઉપર અનુગ્રહ કરે છે। અગ્ન્યાદિ મહાન શક્તિઓ આપણી વાચા વગેરેની ઇન્દ્રિય શક્તિના ઉપર મહાન અનુગ્રહ કરે છે। આથી અહીં પરમાત્માની આજ્ઞાથી દેવો મનુષ્ય શરીરમાં દાખલ થઈ ગયા એમ કહેવામાં આવ્યું છે। આમ ભોગ અને મોક્ષને માટે સંપૂર્ણ-પણે લાયક એવું મનુષ્ય શરીર ઇશ્વરની કૃપાથી બન્યું. ॥ ૪ ॥

**तं अशनापिपासे अब्रूतां आवाभ्यां अभिप्रजानीहि इति । स ते अब्रवीत् एतासु एव वां देवतासु आभजामि एतासु भागिन्यौ करोमि इति । तस्मात् यस्यै कस्यै च देवतायै हविः गृह्यते, भागिन्यौ एव अस्यां अशनापिपासे भवतः ॥ ५ ॥**

तं=તે પરમાત્માની સમક્ષ अशनापिपासे=ભુખ અને તરસે अब्रूतां=કહ્યું इति=કે आवाभ्यां=અમો બેને માટે अभिप्रजानीहि=સ્થાન નિર્મિત કરો. सः=તે પરમાત્માએ ते=તે બેને अब्रवीत्=કહ્યું इति=કે वां=તમને બેને एतासु=આ देवतासु=દેવતાઓમાં एव=જ, સ્થાન આપીને आभजामि=અનુગ્રહ કરું છું. एतासु=એ દેવતાઓમાં જ તમને બેને भागिन्यौ=ભાગીદાર, करोमि=હું કરું છું, तस्मात्=અને તેથી यस्यै=જે कस्यै=કોઈ च=પણ देवतायै=દેવતાને માટે हविः=હવિનું-બલિનું गृह्यते=ગ્રહણ કરાય છે अस्यां=એમાં-તેમાં अशनापिपासे=ભૂખ અને તરસ भागिन्यौ=ભાગીદાર भवतः=થાય છે एव=જ. ॥૫॥

આ પરમાત્માને ભૂખ તથા તરસે કહ્યું કે અમારે બેને માટે સ્થાન નિર્માણ કરો. તે ઈશ્વરે તે બન્નેને એમ કહ્યું કે તમને બન્નેને આ દેવોમાં જ સ્થાન આપીને અનુગ્રહ કરું છું. એ દેવોમાં જ તમને બન્નેને ભાગિયણ બનાવું છું. તેથી જે કોઈપણ દેવતાને માટે હવિનું ગ્રહણું કરાય છે તેમાં ભૂખ અને તરસ બન્ને ભાગિયણ થાય છે જ. ॥ ૫ ॥

આમ જ્યાં પેલા દેવો મનુષ્ય શરીરમાં દાખલ થયા કે તરત પેલી ભૂખ અને તરસ પરમાત્માની પાસે પહોંચી અને તેમને વિનવણી કરી કે "હે પરમાત્મન્। આપે અમારા દેવોને માટે સ્થાન નિર્મિત કર્યું તે પછી દેવોનાં અનુચર એવાં અમારા માટે પણ રહેઠાણ નિર્માણ કરો।" પરમાત્માએ તે બન્નેને કહ્યું કે તમો બન્નેને આ દેવોમાં જ સ્થાન આપીને તમારા ઉપર અનુગ્રહ કરું છું. આ દેવોમાં જ તમને ભાગીદાર કરું છું. અર્થાત્ અહીં એક ખૂબ સૂક્ષ્મ વાત શ્રુતિમાતા સૂચવે છે. જ્યાં જ્યાં અતૃપ્ત

ઇન્દ્રિયો જાય છે, ત્યાં ત્યાં તેમની પાછળ પાછળ ભોગ ભોગવવાની ભૂખ અને તરસ પણ જાય છે જ। દેવો=ઇન્દ્રિયો મનુષ્ય શરીરમાં દાખલ થઇ। એટલે તે ઇન્દ્રિયોને હંમેશાં સક્રિય રાખતી પેલી ભૂખ અને તરસ પણ, કાયાની પાછળ છાયાની માફક, તે મનુષ્ય શરીરમાં જ દાખલ થઇ! આથી જ જે કોઈ દેવને-ઇન્દ્રિયને જે કોઈ વિષયરૂપી નજરાણું ધરાવવામાં આવે છે તે નજરાણામાં ભૂખ અને તરસનો ભાગ હોય છે! અર્થાત્ ભૂખ અને તરસ જ તે તે દેવને-ઇન્દ્રિયને તે તે વિષયભોગ લાવવા માટે પ્રેરે છે। અને આથી જ આજે પણ જ્યાં જ્યાં ઇન્દ્રિયની પ્રવૃત્તિ છે ત્યાં ત્યાં ભૂખ અને તરસનો સદ્‌ભાવ અચૂકપણે હોય છે જ. આ છે અહીં વિવેકી વિચારસૂચન. ॥ ૫ ॥

॥ इति द्वितीयः खण्डः ॥

## ॥ अथ तृतीयः खण्डः ॥

स ईक्षत इमे नु लोकाः च लोकपालाः च, अन्नं एभ्यः सृजे इति ॥ १ ॥

सः=તે પરમાત્માએ ईक्षत=વિચાર્યું इति=કે इमे=આ लोकाः=લોકો च= અને लोकपाला=લોકપાલો च=એ બંન્નેને नु=તો મેં સરજ્યા. તો હવે एभ्यः= એમને માટે अन्नं=અન્ન सृजे=સરજું. ॥ ૧ ॥

તે પરમાત્માએ એમ વિચાર્યું કે પ્રસિદ્ધ એવા આ લોકો અને લોકપાલો એ બન્નેને મેં સરજ્યા. તો હવે એમને માટે હું અન્ન સરજું. ॥ ૧ ॥

આમ પહેલા અધ્યાયના બીજા ખંડમાં શ્રુતિએ ઘણી સૂચક વાત કરી. સંસારના ચક્રનું સતત ભ્રમણ કેમ રહે છે એ પણ અહીં સૂચિત કરી દીધું. અર્થાત્ મહામાયાની ભૂલભૂલામણીથી દેવોનું સંસારમાં પતન. ભૂખ અને તરસનું તેમની સાથે સંધાન. તેને માટે શરીર યાચન. પશુ શરીરની પ્રાપ્તિમાં અસંતોષ અને પુરૂષ શરીરની પ્રાપ્તિમાં સૂચક હર્ષ. એ પ્રાપ્ત થયેલાં માનવ શરીરમાં તે તે દેવોનો પ્રવેશ. અને પ્રવિષ્ટ દેવોની સાથે "અશના-પિપાસા"=ભૂખતરસનું ભાગીદારપણું એ બધું–અજ્ઞાની જીવનનું સૂચક છે! આપણા રોજીંદા જીવનનો એ કાવ્યમય ઇતિહાસ છે! આ ઇતિહાસનું કથન સંસ્કારીને માટે ઉદ્બોધક નીવડવું જોઇએ! એ ઉદ્બોધન માટે પૂરી ભૂમિકા રચતાં આ જીવનો કરુણ ઇતિહાસ આટલાથી જ પત્યો નથી, એ બતાવતાં ત્રીજા ખંડનો આરંભ કરે છે કે પરમાત્માએ વિચાર્યું કે આ લોકો અને લોકપાલો તો મેં સર્જ્યા! તે લોકપાલોને અન્ન ખાવાની= ભોગ ભોગવવાની લાલસા છે. અને એથી મેં તેમને ભૂખતરસ પણ આપી તો મારે હવે એ ભૂખ અને તરસને માટે અન્ન પણ ઉપજાવવું જોઇએ! કેમકે ખાદ્ય વિના ભોજન થાય કેવી રીતે? આમ પરમાત્માએ વિચાર્યું. ॥૧॥

सः आपः अभ्यतपत् । ताभ्यः मभितप्ताभ्यः मूर्तिः अजायत । या वै सा मूर्तिः अजायत अन्न वै तत् ॥ २ ॥

સઃ = અન્ન સર્જવાને ઇચ્છતા એવા તે પરમાત્માએ આપઃ = જલને અભ્યતપત્ = અભિધ્યાનપૂર્વક જોયું અભિતપ્તાભ્યઃ = અભિધ્યાનપૂર્વક જોવાયેલા એવાં તાભ્યઃ=તે જલમાંથી મૂર્તિઃ=મૂર્તિ અજાયત=ઉપજી તત્=તે વૈ=નિશ્ચય અન્નં = અન્ન છે. ॥ ૨ ॥

અન્ન સરજવાને ઇચ્છતા પરમાત્માએ જલને અભિધ્યાનપૂર્વક જોયું. અભિધ્યાનપૂર્વક જોવાયેલાં તે જલમાંથી મૂર્તિ ઉપજી. નિશ્ચય જે તે મૂર્તિ જન્મી તે નિશ્ચય અન્ન છે. ॥૨॥

આમ અન્ન-ભોગ્ય પદાર્થો સરજવાને ઇચ્છતા પરમાત્માએ જલને અભિધ્યાનપૂર્વક જોયું. જલ શબ્દ અહીં પ્રકૃતિનો વાચક જાણવો. પરમાત્માએ અભિધ્યાનપૂર્વક જોયું કે તરત પ્રકૃતિએ પરમાત્માના સંકલ્પ ગર્ભથી મૂર્તિ ઉપજાવી. મૂર્તિ એટલે ચરાચર જગત. આ ચરાચરનો આકાર-મૂર્તિ જ નિશ્ચય અન્ન છે. અર્થાત્ દુનિયાની તમામ ચીજો ભક્ષ્યભક્ષકભાવે વર્તી રહેલી છે! जीवो जीवस्य कारणम्-એ ન્યાયે ઉંદર જો સાપનો ખોરાક છે તો સાપ વળી નોળીઆનો ખોરાક છે! આમ સમસ્ત સૃષ્ટિ દરેકને માટે ભોગ્ય હોઇને અહીં અન્નરૂપે નિર્ણીત છે! અર્થાત્ માણસની ભૂખ અને તરસ અનન્ત હોઇને પરમાત્માએ અનન્ત આકારવાળી આ સૃષ્ટિ તેના ઉપભોગ માટે બનાવી. અને છતાં ખૂબી એ છે કે સમસ્ત સૃષ્ટિ પણ માણસની ભૂખ ભાંગવા પૂરતી નથી. તૃષ્ણા તો વાઘણની માફક નિત્ય ભૂખી જ રહે છે. ॥ ૨ ॥

**तद् एतत् सृष्टं पराङ् अत्यजिघांसत्। तत्वाचा जिघृक्षत्, तत् न अशक्नोत् वाचा गृहीतुम्। स यद् ह एनत् वाचा अग्रहैष्यत् अभिव्याहृत्य ह एव-अन्नं अत्रप्स्यत् ॥ ३ ॥**

तत्=તે एतत्=આ અન્ન લોકપાલોની सृष्टं=સન્મુખ મૂકાયું હોઇને पराङ् अत्यजिघांसत्=પલાયન કરવા લાગ્યું. તે અન્ન લોકપાલોની પકડમાંથી છટકવા લાગ્યું. तत्=તેને, वाचा=વાણી વડે जिघृक्षत्=તે પુરૂષાકાર પિંડે પકડવાને ઇચ્છ્યું. પણ तत्=તેને वाचा=વાણીથી गृहीतुं=પકડવાને अशक्नोत्=શક્તિમાન થયો न=નહીં. यत्=જો सः=તે एनत्=એને वाचा=વાણીથી ह=નિશ્ચય अग्रहैष्यत्=પકડી શકયો હોત તો ह=નિશ્ચય अभिव्याहृत्य='અન્ન' એમ વાચા દ્વારા જ બોલીને एव=જ अत्रप्स्यत्=તૃપ્ત થયો હોત ॥ ૩ ॥

તે આ અન્ન લોકપાલોની સન્મુખ ઈશ્વર વડે મૂકાયેલું હોઈને પલાયન કરવા લાગ્યું-તે અન્ન તે લોકપાલોની પકડમાંથી છટકવા ઈચ્છ્યું ત્યારે તે અન્નને તે પુરૂષાકૃતિ

ચિરે વાણી દ્વારા પકડવાને ઈચ્છ્યું, પણ તેને વાણીથી પકડવાને તે સમર્થ થયો નહીં. જો તે એને વાણીથી પકડી શકયો હોત તો નિશ્ચય તે દિવસથી લોક અન્નને વાણીથી જ 'અન્ન' એ વાચા-શબ્દ વડે બોલીને જ તૃપ્ત થયો હોત. ॥ ૩ ॥

तत् प्राणेन अजिघृक्षत् । तत् न अशक्नोत् प्राणेन ग्रहीतुम् । स यद् ह एनत् प्राणेन अग्रहैष्यत्, अभिप्राण्य ह एव अन्नं अत्रप्स्यत् ॥ ४ ॥

तत्=તેને તેણે प्राणेन=પ્રાણ-નાક દ્વારા अजिघृक्षत्=પકડવા ઇચ્છયું. प्राणेन=નાક દ્વારા तत्=તેને ग्रहीतुं=પકડવાને તે પુરૂષ अशक्नोत्=શક્તિમાન થયો न=નહીં यत्=જો ह=નિશ્ચય सः=તે एनत्=એને प्राणेन=પ્રાણથી-નાકથી अग्रहैष्यत्=પકડી શકયો હોત તો તે દિવસથી अन्नं=અન્નને ह=નિશ્ચય अभिप्राण्य=સુંઘીને एव=જ તે अत्रप्स्यत्=તૃપ્ત થયો હોત. ॥ ૪ ॥

તેણે તે અન્નને પ્રાણ દ્વારા પકડવા ઈચ્છ્યું, તેને તે પ્રાણ દ્વારા પકડવા સમર્થ ન થયો. જો તે નિશ્ચય તેને પ્રાણથી પકડી શકયો હોત તો તે દિવસથી જગત અન્નને સુંઘીને જ નિશ્ચય તૃપ્ત થાત. ॥ ૪ ॥

तत् चक्षुषा अजिघृक्षत् । तत् न अशक्नोत् चक्षुषा ग्रहीतुम् । स यद् ह एनत् चक्षुषा अग्रहैष्यत् दृष्ट्वा ह एव अन्नं अत्रप्स्यत् ॥५॥

तत्=તેને चक्षुषा=આંખથી अजिघृक्षत्=પકડવા ઇચ્છયું. પણ तत्=તેને તે चक्षुषा=આંખ વડે ग्रहीतुं=પકડવાને अशक्नोत्=શક્તિમાન થયો न=નહીં यद्=જો सः=તે एनत्=એને ह=નિશ્ચય अग्रहैष्यत्=પકડી શકયો હોત તો તે દિવસથી લોકો अन्नं=અન્નને दृष्ट्वा=જોઇને एव=જ ह=નિશ્ચય अत्रप्स्यत्=તૃપ્ત થયા હોત ॥ ૫ ॥

તેને આંખથી પકડવા ઈચ્છ્યું. તેને આંખથી પકડવાને તે સમર્થ ન થયો. જો તે નિશ્ચય એને આંખથી પકડી શકયો હોત તો તે દિવસથી લોક અન્નને જોઈને જ નિશ્ચય તૃપ્ત થયા હોત. ॥ ૫ ॥

तत् श्रोत्रेण अजिघृक्षत् । तत् न अशक्नोत् श्रोत्रेण ग्रहीतुम् । स यत् ह एनत् श्रोत्रेण अग्रहैष्यत् श्रुत्वा ह एव अन्नं अत्रप्स्यत् ॥६॥

તત્=તે અન્નને તેણે શ્રોત્રેણ=કાન દ્વારા અજિઘૃક્ષત્=પકડવા ઈચ્છયું. પણ તે તત્=તેને શ્રોત્રેણ=કાન દ્વારા ગ્રહીતું=પકડવાને અશક્નોત=શક્તિમાન થયો ન=નહીં યત્=જે સઃ=તે હ=નિશ્ચયે એનત્=એને શ્રોત્રેણ=કાન દ્વારા અગ્રહૈષ્યત્=પકડી શક્યો હોત તો તે દિવસથી લોકો અન્નં=અન્નને શ્રુત્વા=સાંભળીને એવ=જ હ=નિશ્ચય અત્રપ્સ્યત=તૃપ્ત થયા હોત ॥ ૬ ॥

તેને તેણે કાનથી પકડવા ઈચ્છયું. તેને તે કાનથી પકડવા શક્તિમાન થયો નહીં. જો તે તેને નિશ્ચય કાનથી પકડી શક્યો હોત તો અન્નને સાંભળીને જ નિશ્ચય તે તૃપ્ત થયો હોત. ॥ ૬ ॥

**तत् त्वचा अजिघृक्षत् । तत् न अशक्नोत् त्वचा ग्रहीतुम् । स यद् ह एनत् त्वचा अग्रहैष्यत् स्पृष्ट्वा ह एव अन्नं अत्रप्स्यत् ॥७॥**

તત્=તે અન્નને ત્વચા=ચામડી દ્વારા તેણે અજિઘૃક્ષત્=પકડવાને ઈચ્છયું. પણ તે તત્=તેને ત્વચા=ચામડી દ્વારા ગ્રહીતું=પકડવાને અશક્નોત્=શક્તિમાન થયો. ન=નહીં. યત્=જે સઃ=તે એનત્=એને હ=નિશ્ચય ત્વચા=ચામડીથી અગ્રહૈષ્યત્=પકડી શક્યો હોત તો તે દિવસથી અન્નં=અન્નને સ્પૃષ્ટ્વા=અડીને એવ=જ હ=નિશ્ચય લોકો અત્રપ્સ્યત=તૃપ્ત થયા હોત ॥ ૭ ॥

તેણે તેને ચામડી વડે પકડવા ઈચ્છયું. તેને તે ચામડીથી પકડવા શક્તિમાન ન થયો. જો તે નિશ્ચય એને ચામડીથી પકડી શક્યો હોત તો અન્નને અડકીને જ નિશ્ચય તે તૃપ્ત થયો હોત. ॥ ૮ ॥ —

**तत् मनसा अजिघृक्षत् । तत् न अशक्नोत् मनसा ग्रहीतुम् । स यद् ह एनत् मनसा अग्रहैष्यत् ध्यात्वा ह एव अन्नं अत्रप्स्यत् ॥८॥**

તત્=તે અન્નને તેણે મનસા=મનથી અજિઘૃક્ષત્=પકડવા ઈચ્છયું. તત્=તેને તે મનસા=મનથી ગ્રહીતું=પકડવાને અશક્નોત્=શક્તિમાન થયો ન=નહીં! યત્=જે સઃ=તે એનત્=અને હ=નિશ્ચય મનસા=મનથી અગ્રહૈષ્યત્=પકડી શક્યો હોત તો તે દિવસથી અન્નં=અન્નનું ધ્યાત્વા=ધ્યાન ધરીને હ=જ લોકો અત્રપ્સ્યત=તૃપ્ત થયા હોત ॥ ૮ ॥

તેને મનથી પકડવાને તેણે ઈચ્છયું. તેને મનથી પકડવાને તે શક્તિમાન ન થયો. તે જો નિશ્ચય એને મનથી પકડી શક્યો હોત તો અન્નનું ધ્યાન ધરીને જ નિશ્ચય તૃપ્ત થયો હોત. ॥ ૮ ॥

**तत् शिश्नेन अजिघृक्षत् । तत् न अशक्नोत् शिश्नेन ग्रहीतुम् । स यद् ह एनत् शिश्नेन अग्रहैष्यत् विसृज्य ह एव अन्नं अत्रप्स्यत् ॥ ९ ॥**

तत्=તેને शिश्नेन=જનનેન્દ્રિય વડે તેણે अजिघृक्षत्=પકડવાને ઇચ્છ્યું. પણ તે तत्=તેને शिश्नेन=જનનેન્દ્રિય વડે ग्रहीतुं=પકડવાને अशक्नोत्=શક્તિમાન થયો न=નહીં. यत्=જો सः=તે एनत्=એને ह=નિશ્ચય शिश्नेन=જનનેન્દ્રિય વડે अग्रहैष्यत्=પકડી શકયો હોત તો તે દિવસથી લોકો अन्नं=અન્નને विसृज्य= છોડીને एव=જ ह=નિશ્ચય अत्रप्स्यत्=તૃપ્ત થયા હોત. ॥ ૯ ॥

તેને જનનેન્દ્રિય વતી તેણે પકડવાને ઈચ્છ્યું. તેને તે જનનેન્દ્રિય વતી પકડવાને શક્તિમાન ન થયો જો તે તેને જનનેન્દ્રિય વતી પકડી શકયો હોત તો અન્નને ત્યાગીને જ નિશ્ચય તે તૃપ્ત થયો હોત ॥ ૯ ॥

આમ આગલી ઋચામાં પરમાત્માએ લોકપાલો માટે અન્નને સરજ્યું. ત્યાર બાદ શુ થયું? તો શ્રુતિ કહે છે કે તે અન્નને પરમાત્માએ લોકપાલની સમક્ષ મૂકયું લોકપાલોની સમક્ષ મૂકાએલું અન્ન પલાયન કરવા લાગ્યું. એટલે કે બિલાડીને જોઇને જેમ ઉંદર પલાયન કરે, કેમકે ઉંદર સમજી જાય છે કે હું ભક્ષ્ય છુ અને બિલાડી મારી ભક્ષક છે, તેમ અન્ન પણ સમજ્યું કે આ લોકપાલો મારા ભક્ષક છે, અને હુ તેમનું ભક્ષ્ય છું, અને પોતાની અસ્તિ કાયમ રાખવાનો તો સૌને આગ્રહ રહે છે. આથી લોકપાલ સમક્ષ મૂકાયેલું તે અન્ન ગભરાયેલું ચોમેર પલાયન કરવા લાગ્યું. અને તે લોકપાલની પકડમાં આવવા તેણે ન ઇચ્છ્યું. અર્થાત્ તે અન્ન બહાર જ રહ્યું. ખાનારનાં પેટમાં ન ગયું! આમ જ્યારે અન્ન છટકવા લાગ્યું ત્યારે પેલા આદિ વિરાટ પુરુષે તેને વાણી દ્વારા પકડવા ઈચ્છ્યું. પણ વાણી દ્વારા તે તેને પકડી ન શકયો! આનું તાત્પર્ય સમજાવતાં શ્રુતિ કહે છે કે જો તે આદિ પુરુષ અન્નને વાણી દ્વારા પકડી શકયો હોત તો તે દિવસથી માંડીને આજ સુધી લોકો અન્નને વાણીથી જ એટલે કે "આ અન્ન છે" એ શબ્દ બોલીને જ તૃપ્ત થયા હોત, પણ તેવું થયું નથી. અહીં રહસ્ય આ છે. ભોગ ભોગવવાના સાધનથી સંપન્ન મનુષ્ય શરીર પરમાત્માએ સરજી તેને માટે ભોગો ઉત્પન્ન કર્યા. એ ભોગોને ભોગવવા ભૂખી અને તરસી પેલી ઇન્દ્રિયો તલપાપડ થવા લાગી. પણ દરેક ઇન્દ્રિયનો વિષય જુદો જુદો છે. આંખ જોઈ જ શકે અને કાન સાંભળી જ શકે. એક ઇન્દ્રિય બીજીના વિષયોને ભોગવી શકતી નથી. આ પ્રત્યેક ઇન્દ્રિયની વિષય વ્યવસ્થા ભિન્ન છે! અને તેમાં પણ બધી ઇન્દ્રિયોને સતેજ રાખનાર અન્ન છે. ખોરાક જો આપણે ન આરોગીએ તો છતી ઇન્દ્રિયોએ આપણે નિર્બલ બની જઇએ. એટલે તમામ ઇન્દ્રિયોનું પોષણ કરનારું અન્ન છે! આથી અન્ન જ સૌમાં પ્રધાન છે એમ માનીને

શ્રુતિએ આપણા નિત્ય ખોરાક દ્વારા જ આ વાત સમજાવવા ધારી છે। પણ માણુસની ભૂખ અને તરસ એટલી પ્રબળ છે કે તેને પ્રત્યેક ઇન્દ્રિય દ્વારા બાકીની બીજી ઇન્દ્રિયોના ભોગ ભોગવવાની પણ તાલાવેલી લાગે છે. જો આંખથી જોવા ઉપરાંત સંભળાતું અને સુંઘાતું પણ હોત તો માણુસ આંખ દ્વારા જોવા ઉપરાંત સાંભળવાની અને સુંઘવાની ભૂખ તરસને પણ તૃપ્ત કરવા ચૂકયો ન હોત। એટલી એની ભોગ તૃષ્ણા સતેજ અને સબળ છે। પણ શાણા ભગવાને વ્યવસ્થા જ એવી કરી છે કે એક ઇન્દ્રિયનો એક જ વિષય આપીને મનુષ્યની ભોગ શક્તિ ઉપર મર્યાદા મૂકી છે। અને આથી જ એક ઇન્દ્રિય દ્વારા તે ઇન્દ્રિયની જ ભૂખ તરસ ભાંગવા માણુસ તત્પર રહી શકે છે. આથી શ્રુતિ અહીં પોતાની અનન્ય શૈલીમાં કહે છે કે જો માણુસ મોઢા ઉપરાંત વાણીથી અન્ન ખાઈ શકતો હોત તો તેણે પોતાની સમક્ષ થાળી પીરસી "દાળભાત" એમ બોલીને અન્નાહાર કર્યો હોત. પણ તેવું ઈશ્વરની સૃષ્ટિમાં થઈ શકયું નહીં, એટલે જ તેણે કર્યું નહીં. આમ અહીં વિષય તૃષ્ણાની અદમ્ય શક્તિનો સૂચક ઉલ્લેખ કર્યો છે. આ જ મુજબ નવમી ઋચા સુધીમાં અર્થ સમજવો. એકની એક જ વાતનો અહીં ઉલ્લેખ હોવાથી અમોએ વિસ્તાર કર્યો નથી. શબ્દાર્થ માટે વાકયાર્થ જોવો. ॥ ૩ થી ૯ ॥

तत् अपानेन अजिघृक्षत् तदावयत् । सैषोऽन्नस्य ग्रहः यत् वायुः अन्नायुः वा एषः यद् वायुः ॥ १० ॥

तत्=તેને अपानेन=અપાન વડે अजिघृक्षत=તેણે પકડવાને ઇચ્છયું तत्=તેને તેણે અપાન વડે आवयत्=પકડયું सः=તે एषः=આ अन्नस्य=અન્નનો ग्रहः=ગ્રાહક છે यत्=જે આ वायुः=અપાન વાયુ છે यत्=જે एषः=આ वायुः અપાન વાયુ છે તે वा=નિશ્ચય अन्नायुः=અન્નનું જીવન છે. ॥ ૧૦ ॥

તેને અપાન વડે તેણે પકડવાને ઈચ્છયું. તેને તેણે ગ્રહણ કર્યું. તે આ અન્નનો ગ્રાહક છે જે અપાન વાયુ છે. આ અપાન વાયુ છે તે નિશ્ચય અન્ન જીવન છે.॥૧૦॥

આમ વાણી, નાસિકા, ચક્ષુ, શ્રોત્ર, ત્વચા, મન, શિશ્નથી અન્ન ન પકડાયું. ત્યારે તેણે તેને–અન્નને મુખ દ્વારથી અંદર જતા અપાન વાયુ દ્વારા પકડવા ઇચ્છયું અને છેવટે મુખ દ્વારા અન્નને તેણે પકડયું. આ મુખ દ્વારે અંદર જતો અપાન વાયુ જેનો દેવતા મૃત્યુ છે તે અન્નનો ગ્રાહક થયો। આ અપાન વાયુ અન્ન દ્વારા જીવિત રહે છે। અપાન વાયુ મૃત્યુદેવથી

અધિષ્ઠિત છે ! એ જ્યારે નિર્બળ થાય-અન્ન ખાવાની તાકાત જ્યારે ઘટી જાય ત્યારે માણસની જીવવાની તાકાત જ ઘટી જાય છે. અને દુનિયામાં ભૂખે કોઇ ભાગ્યે જ મરે છે, વધારે ખાવાથી જ લોકો મરે છે ! ઇન્દ્રિયોના અતિમાત્ર ભોગથી જ ઉલટું મનુષ્ય-જીવન મૃત્યુનો ભોગ થઈ પડે છે. આમ અહીં અન્નના ગ્રહણ દ્વારા તે તે ઇન્દ્રિયોના વિષયગ્રહણનો ઉલ્લેખ સૂચિત છે ! ॥ ૧૦ ॥

**स ईक्षत कथं नु इदं मदृते स्यात्? इति । स ईक्षत कतरेण प्रपद्ये इति । स ईक्षत यदि वाचा अभिव्याहृतं, यदि प्राणेन अभिप्राणितं, यदि चक्षुषा दृष्टं, यदि श्रोत्रेण श्रुतं, यदि त्वचा स्पृष्टं, यदि मनसा ध्यातं, यदि अपानेन अभ्यपानितं, यदि शिश्नेन विसृष्टं अथ कोऽहं इति ॥ ११ ॥**

सः=તે પરમાત્માએ ईक्षत=વિચાર્યું इति=કે नु=ખરે ! इदं=આ બધું मदृते=મારા વિના कथं=કેવી રીતે स्यात्=હોઈ શકે ? सः=તેણે ईक्षत=વિચાર્યું इति=કે कतरेण=પાદાગ્ર અને બ્રહ્મરંધ્ર-એ બે પૈકી કયા માર્ગે प्रपद्ये=આ પુરુષાકારપિંડમાં હું પ્રવેશું ? सः=તેણે વળી ईक्षत=વિચાર્યું इति=કે यदि=જો वाचा=વાણીથી अभिव्याहृतं=બોલાતું હોય, प्राणेन=નાકથી अभीप्राणितं=સૂંઘાતું હોય चक्षुषा=આંખથી दृष्टं=જોવાતું હોય, श्रोत्रेण=કાનથી श्रुतं=સંભળાતું હોય त्वचा=ચામડીથી स्पृष्टं=અડાતું હોય, मनसा=મનથી ध्यातं=ચિંતવાતું હોય, अपानेन=અપાન વડે अभ्यपानितं=ખાવાતું હોય, અને शिश्नेन=જનનેન્દ્રિયથી विसृष्टं=ત્યજાતું હોય अथ=તો अहं=હું कः=કોણ ? ॥૧૧॥

તે પરમાત્માએ વિચાર્યું ખરે ! મારા વિના આ કેવી રીતે હોઈ શકે ? તેણે વિચાર્યું કે જો વાણીથી બોલાતું હોય, નાકથી સુંઘાતું હોય, આંખથી જોવાતું હોય, કાનથી સંભળાતું હોય, ચામડીથી અડકાતું હોય, અપાન વડે ખવાતું હોય અને જનનેન્દ્રિયથી ત્યજાતું હોય તો પછી હું કોણ ? તેણે વિચાર્યું કે હું પાદાગ્ર અને બ્રહ્મરંધ્ર એ બે પૈકી કયા એક માર્ગે આ પુરુષાકાર પિંડમાં પ્રવેશું ? ॥ ૧૧ ॥

આમ અત્યાર સુધી પુરુષપિંડમાં જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોની વાત કરી. અર્થાત્ પરમાત્માએ માનવ દેહ રચ્યો. તેમાં જ્ઞાન અને કર્મેન્દ્રિયો રચી. ભૂખ અને તરસ તેની સાથે જોડી અને ભૂખ અને તરસની તૃપ્તિ માટે તેણે ભોગ્ય પદાર્થો બનાવ્યા. પણ આ બધી તો વર વિનાની જાન છે. જાન તો કાઢી પણ વરરાજા ક્યાં છે? ભોગ્ય વસ્તુઓનો ભોક્તા હોવો

જોઇએ ! ભોક્તા વિનાના ભોગ્ય પદાર્થો અને ભોગ્ય પદાર્થોને ભોગવવાનાં સાધનો નિરર્થક છે ! અર્થાત્ ભોગ્ય અને ભોગનાં સાધનો હંમેશાં પરાર્થે હોય છે ! સ્વાર્થે હોતાં નથી ! તો જેને માટે આ દેહાદિ બુદ્ધયન્ત સાધનો અને બ્રહ્માદિ સ્થાવરાન્ત ભોગ્યજાન ઉપજાવી તે વર કર્યા છે ! આથી હવે આ બધું જેને માટે પરમાત્માએ નિર્મ્યું તેનો ઉલ્લેખ કરતાં શ્રુતિ એક અતિ રમણીય સિદ્ધાન્તનું સૂચન કરતાં કહે છે કે તે પરમાત્માએ પાછું વિચાર્યું. શું વિચાર્યું ? તો કહે છે કે "ખરે ! આ બધું મારા સિવાય કેવી રીતે હોઈ શકે ? અર્થાત્ આ બધું=ભોગ્ય, ભોગ સાધનનું તાંડવ મારા સિવાય-હું વર સિવાય-કેવી રીતે હોઇ શકે ? અર્થાત્ ચેતન ભોકતા સિવાય આ બધાનો શો અર્થ છે ? થરકંકણુ તો થયાં પણુ સૌભાગ્યના ચાંદલા સિવાય તેનો શો અર્થ ? મારા સિવાય-પરમાત્મા સિવાય-આ બધાનો કશો અર્થ નથી. એ જ વાતને સ્પષ્ટ કરતાં કહે છે કે જો વાણીથી બોલાતું હોય, નાકથી સુંઘાતું હોય-વગેરેથી માંડી જનનેન્દ્રિયથી જો વીર્ય ત્યાગાદિ થતું હોય, તો એ બધાં તો પરાર્થે હોઇને અને મારા સિવાય તો બીજો કોઈ પર ન હોઇને, મારે જ માટે એ બધું છે ! અર્થાત્ આ બધું સસાધન જગત ભોકતા જીવને માટે છે એ સમજાય તે માટે અને એ સમજ દ્વારા ભોકતા જીવનું પરમાર્થ સ્વરૂપ શું છે એ ખ્યાલ આવે એ માટે મારા પ્રવેશ દ્વારા આ બધાને સચેત કરવાં જોઇએ. જો મારા પ્રવેશ દ્વારા આ સાર્થક ન કરું તો પછી જીવાત્માનું સ્વરૂપ જ કોઇને ખ્યાલ ન આવે. અને જીવાત્માનું મૂળ સ્વરૂપ જ જયાં ન સુઝે ત્યાં કલ્યાણ કયાંથી હોય ? ટૂંકમાં સેન્દ્રિય દેહ ભોકતા જીવ માટે છે. અને આથી જ દેહાદિ બુદ્ધયન્તથી જીવાત્મા ભિન્ન છે. ચિત્ સ્વરૂપ છે. આવાં સચ્ચિદાનન્દમય સ્વરૂપનો ખ્યાલ આપવાને માટે જ આ બધાં ભોગ્ય જગતનું અસ્તિત્વ છે ! આમ વિચાર કરીને પરમાત્માએ વિચાર્યું કે હું સૌનો રાજા છું. એટલે આ શરીરરૂપી પ્રાસાદમાં દાખલ થવાના બે માર્ગો છે-એક પાદાગ્ર અને બીજો બ્રહ્મરંધ્ર. તો એ બેમાંથી મારે કયા એક માર્ગે એમાં દાખલ થવું ? ॥ ૧૧ ॥

**स एतं एव सीमानं विदार्य एतया द्वारा प्रापद्यत । सा एषा विदृतिः नाम द्वाः । तद् एतत् नान्दनं । तस्य त्रयः आवसथाः । त्रय स्वप्नाः । अयं आवसथः, अयं आवसथः अयं आवसथः इति ॥ १२ ॥**

सः=ने परमात्मा एतं=आ एव=ज सीमानं=शिरनी सीमाने विदार्य= चीरीने एतया=ए द्वारा=दरवाजाथी प्रापद्यत=आ पुरुषाकारपिंडमां प्रवेश्या सा= ते एषा=आ विदृतिः=विदृति नाम=नामनुं द्वाः=द्वार छे. तत्=ते एतत्=आ नान्दनं=नान्दन नामे पण प्रसिद्ध छे. तस्य=ते आत्माना त्रयः=त्रण आवसथाः=रहेठाणो छे. त्रय=त्रण स्वप्नाः=स्वप्न जेवां अस्थिर होईने ए रहेठाणो स्वप्न कहेवाय छे. अयं=तेमां पहेलुं आ आंख रूपी आवसथः= रहेठाण जागृत अवस्थामां अयं=बीजुं आ कंठरूपी आवसथः=रहेठाण सुषुप्ति अवस्थामां होय छे. इति=बस. ॥ १२ ॥

ते परमात्माए आ ज शिरनी सीमाने चीरीने ए दरवाजेथी आ पुरुषाकार पिंडमां प्रवेश कर्यो ते आ विदृति नामनुं द्वार छे अने ते ज आ नान्दन नामे प्रसिद्ध छे. ते आत्माना त्रण रहेठाण छे. त्रणे स्वप्ननी माफक अस्थिर होईने स्वप्न कहेवाय छे तेमां पहेलुं आ आंख जागृत अवस्थामां, बीजुं कंठ स्वप्न अवस्थामां, अने त्रीजुं हृदय सुषुप्ति अवस्थामां आत्मानुं रहेठाण छे, बस. ॥१२॥

आम परमात्माए विचार्युं के मारे कया एक मार्गे अंदर जवुं ? राजा तो सौथी प्रशस्त मार्गे ज प्रासादमां जाय ! नोकरोना मार्गे जवामां राजानुं गौरव नथी ! आथी पादाग्र द्वारे न जतां परमात्माए आ शिरनी सीमाने–ब्रह्मरंध्रने ज विदार्युं. ब्रह्मरंध्रने चीरीने ते दरवाजे ते देहमां तेमणे प्रवेश कर्यो ! आथी ज ए द्वारनुं नाम "विदृति" एवुं आपवामां आव्युं छे ! परमात्माए ब्रह्मरंध्रने चीरेलुं होवाथी एने "विदृति" कहेवामां आवे छे. आ द्वार "नान्दन" नामे प्रसिद्ध छे. 'नान्दन एटले परम आनन्द अर्पनार. शरीरमां जे बीजा इन्द्रिय द्वारा आनन्द मळे छे ते आनन्द क्षुद्र छे. आ द्वार द्वारा जे आनन्द मळे छे ते परमानन्दरूप छे. आथी

અર્થાત્ અજ્ઞાન ક્યારે અને કેવી રીતે ક્યાંથી પ્રવર્ત્યું એ મનુષ્યબુદ્ધિથી કળાય એમ નથી. મનુષ્ય, પ્રયત્ન અને ઇશ્વર કૃપાથી એ અજ્ઞાનને ભૂંસી નાંખી શકે છે. અને અજ્ઞાનના નાશથી જીવને પોતાના મૂળ સ્વરૂપમાં પ્રતિષ્ઠા મળે છે એટલું ચોક્કસ છે. આથી અવિદ્યા હંમેશાં અનાદિ છે પણ સાથે હંમેશાં સાન્ત છે। આટલું અહીં દરેકે ચોક્કસ સમજી લેવું.

અતઃ પરં જીવાત્માની કક્ષામાં-અવતરેલ પરમાત્માનાં ત્રણ સ્થાનોનો નિર્દેશ કરે છે. શ્રુતિ કહે છે-તે આત્માનાં ત્રણ રહેઠાણ છે। એ ત્રણે રહેઠાણો સ્વપ્નની માફક અસ્થિર હોઇને એટલે કે સ્વપ્નતુલ્ય-મિથ્યા હોઇને-જૂઠાં હોઇને-અનિત્ય હોઇને સ્વપ્ન કહેવાય છે। અર્થાત્ જીવાત્માની ત્રણ પ્રસિદ્ધ અવસ્થાઓનો અહીં ઉલ્લેખ છે। જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ નામે ત્રણે અવસ્થાઓ અજ્ઞાનપ્લાવિત હોઇને સ્વપ્ન સમાન છે। જાગૃત અવસ્થામાં આંખ એનું રહેઠાણ છે। કેમકે આંખ સામાન્ય રીતે નેત્રી છે। આથી અગત્યની હોઇને યદ્યપિ જીવ સમસ્ત દેહમાં વ્યાપૃત હોય છે છતાં તેને નેત્રસ્થ કહેવામાં આવે છે! તેજ મુજબ કંઠમાં જીવ સ્વપ્નાવસ્થામાં રહેતો હોઇને સ્વપ્નાવસ્થામાં તે કંઠ સ્થાનીય કહેવાય છે। તેજ મુજબ ગાઢ સુષુપ્તિની અવસ્થામાં જીવ હૃદયસ્થિત હોય છે! બસ. જીવનભર આ ત્રણે અવસ્થાઓમાં તે ક્રમે ઘૂમતો રહે છે। અને આ ત્રણે અવસ્થાઓના ભોગને જીવનભર ભોગવતો રહે છે. અર્થાત્ આખું જીવન સ્વરૂપ વિસ્મૃતિથી વિંધાયેલું હોઇને પરરૂપમાં સમાધિમય ગાળે છે। આ છે પ્રત્યેક જીવની કરુણ કથની ॥ ૧૨ ॥

स जातः भूतानि अभिव्यैख्यत् "किं इह अन्यं वावदिषत्" इति। स एतं एव पुरुषं ब्रह्म ततम् अपश्यत्। "इदं अदर्शं" इति॥१३॥

जातः=જીવરૂપે બનેલા सः=તે પરમાત્માએ भूतानि=તમામ ભૂતોને अभिव्यैख्यत्=આ અભિપ્રાયથી ધ્યાનપૂર્વક નિહાળ્યાં इति=કે તે ભૂતો इह=એમનામાં अन्यं=પોતાનાથી ભિન્ન બીજા किं=કોને वावदिषत्=કહે છે? सः=તેણે एतं=આ पुरुषं=પુરુષને જ ततं=સર્વવ્યાપક ब्रह्म=બ્રહ્મ अपश्यत्=જોયો. અને એમ કહ્યું इति=કે इदं=એને મેં अदर्शम्=જોયો. ॥ ૧૩ ॥

બ્રહ્મરંધ્રથી શરીરમાં પ્રવેશેલા તે આત્માએ તમામ ભૂતોને આ અભિપ્રાયથી ધ્યાનપૂર્વક નિહાળ્યાં કે "તેઓ એમનામાં પોતાથી ભિન્ન બીજા કોને કહે છે." તેણે આ પુરુષને જ "સર્વવ્યાપક બ્રહ્મ છે" એમ જોયો અને એમ કહ્યું કે મેં એને જોયો! ॥ ૧૩ ॥

આમ અનેક જન્મો જીવ પરરૂપમાં પ્રતિષ્ઠિત થઇને આ સંસાર સમુદ્રમાં અટવાતો રહે છે. જ્યારે એના કાંઇ પુણ્યકર્મો ફલિત થવાના હોય છે ત્યારે તેને કોઈ પરમ કારુણિક આચાર્યનો સંયોગ થાય છે. અને બ્રહ્મજ્ઞાની અને શ્રોત્રિય ગુરૂની સેવા દ્વારા તેને પોતાના મૂળ સ્વરૂપનું ભાન થાય છે। એ ભાન કેવું અને કઈ રીતે થાય છે તે બતાવતાં શ્રુતિ કહે છે કે કોઇક ધન્યપળે-સત્સંગ-સત્શાસ્ત્ર-અને સદ્‌ગુરૂની સેવાને બળે બ્રહ્મરંધ્રમાંથી શરીર સદનમાં પ્રવેશેલા તે આત્માએ નીચે જણાવેલા અભિપ્રાયથી તમામ ભૂતોને ધ્યાનપૂર્વક નિહાળ્યાં. અર્થાત્ કોઈક ધન્યપળે આત્માને વિચાર આવ્યો કે આ બધું શું છે? અને એ બધામાં હું કોણ છું? આ ધ્યાનમય વિચારમાં જ સુઝે છે. આત્માએ કયા અભિપ્રાયથી શરીરસ્થ ભૂતોને જોયાં? તો કહે છે કે આ બધાં ભૂતો પોતાનાથી ભિન્ન બીજા કોને કહે છે? અર્થાત્ આ બધાં ભૂતો-સમસ્ત સસાધન દેહાદિ સૃષ્ટિ, પરાર્થે હોઇને તે બધાથી ભિન્ન કોઈ પરને સતત કહી રહ્યાં છે। ઘર જેમ ઘર માટે નથી પણ ઘરમાં વસતા ગૃહી માટે છે, તેમ આ નિખિલ સૃષ્ટિ, સૃષ્ટિ માટે નથી પણ સૃષ્ટિમાં વસતા આત્મા માટે છે. અને આ બધાં ભૂતો અવ્યક્ત વાણીમાં સદાય એમ કહે છે કે અમો અમારે માટે નથી પણ અમારાથી ભિન્ન આત્માને માટે છીએ. એટલે આત્મા અમારાથી જુદો છે. એ આત્મા અમને એનું મૂળ સ્વરૂપ માની રહ્યો છે। બાકી એનું મૂળ સ્વરૂપ અમારાથી ભિન્ન છે-ભિન્ન છે." આમ ધ્યાનપૂર્વક જ્યારે આત્માએ જોયું તો તેને આ વાત સંભળાઇ કે આ બધાં ભૂતોથી ભિન્ન હું છું. આમ ધ્યાનમગ્ન પુરૂષ જ આત્માની અનાત્માથી ભિન્નતા સમજી શકે છે. આમ વિવિક્ત આત્મા છે એ દર્શનની જ અવધિરૂપ સિદ્ધાન્ત બતાવતાં શ્રુતિ આગળ કહે છે કે તે જીવે આ પુરૂષને જ સર્વવ્યાપક બ્રહ્મ છે એમ જોયો. અર્થાત્ તેણે પોતાને જ સર્વવ્યાપક તરીકે અનુભવ્યો। અર્થાત્ તેનું અજ્ઞાન ઉડી ગયું અને તેને સ્વરૂપનું ભાન થયું કે હું જ બ્રહ્મ છું. હું જ સર્વત્ર સર્વરૂપે પડયો પાથર્યો વર્તી રહ્યો છું. આથી તેવા ભાગ્યશાળી જીવાત્માનો આ સ્વાનુભવ હોય છે કે "મેં એને જોયો." મેં મારી જાતને મારામાં અનુભવી લીધી છે। અને આ જ બ્રહ્માનુભવ છે। ॥૧૩॥

**तस्मात् इदन्द्रो नाम। इदन्द्रो ह वै नाम। तं इदन्द्रं सन्तं इन्द्रः इति आचक्षते परोक्षेण। परोक्षप्रियाः इव हि देवाः परोक्षप्रियाः इव हि देवाः ॥ १४ ॥**

तस्मात्=તેથી એ જોનારનું नाम=નામ इदन्द्रः=ઇદન્દ્ર પડ્યું. इदन्द्र= ઇદન્દ્ર ह=જ वै=નિશ્ચય नाम=તેનું નામ છે. इदन्द्र=ઇદન્દ્ર सन्तं=હોનાર એવા तं=તેને इन्द्रः=ઇન્દ્ર इति=એમ परोक्षेण=પરોક્ષ રીતે-ગુપ્ત રીતે आचक्षते= વિદ્વાનો કહે છે. हि=કેમકે देवा=દેવો इव=માનો परोक्षप्रियाः=પરોક્ષપ્રિય હોય છે. ॥ ૧૪ ॥

તેથી એ જોનારનું નામ ઇદન્દ્ર પડ્યું. ઇદન્દ્ર જ નિશ્ચય નામ છે. તે ઇદન્દ્ર નામવાળા થયેલાને જ ઇન્દ્ર એમ પરોક્ષ-ગુપ્ત નામે વિદ્વાનો કહે છે. કેમકે વિદ્વાનો ઘણે ભાગે પરોક્ષપ્રેમીઓ હોય છે. કેમકે વિદ્વાનો ઘણે ભાગે પરોક્ષપ્રેમીઓ હોય છે. ॥૧૪॥

હવે ઇન્દ્ર શબ્દની વ્યુત્પત્તિ આપતાં અધ્યાયની પરિસમાપ્તિ કરતાં કહે છે કે તેથી એનું નામ 'ઇદન્દ્ર' છે. એટલે કે શરીરમાં રહેલા આત્માને જોનારાનું નામ ઇદન્દ્ર છે અર્થાત્ આત્માનો સાક્ષાત અનુભવ કરનાર इदं-द्र 'આને જોનારો' એમ કહેવાય છે. પણ આત્મા અતિશય પ્રેમાસ્પદ વસ્તુ હોઇને તેને 'ઇદન્દ્ર' ન કહેતાં 'ઇન્દ્ર' નામે વિદ્વાનો કહે છે. વિદ્વાનો વિદ્વાન હોવાથી જ=આત્મા પરમ પ્રેમાસ્પદ છે એમ જાણતા હોવાથી જ, તેને 'ઇન્દ્ર' એવા ગુપ્ત નામે પોકારે છે! કેમકે વિદ્વાનો ઘણે ભાગે પરોક્ષપ્રેમીઓ હોય છે. એટલે કે પરમાત્માના રહસ્યમય-પરોક્ષ નામના પ્રેમીઓ હોય છે! દ્વિરુક્તિ અધ્યાયની સમાપ્તિ સૂચવે છે! ॥ ૧૪ ॥

॥ इति प्रथमाध्याये तृतीयः खण्डः ॥

॥ इति प्रथमोध्यायः उपनिषदि ॥

॥ हरिः ॐ तत् सत् ॥

## ॥ अथ द्वितीयोऽध्यायः ॥

पुरुषे ह वा अयं आदितः गर्भः भवति । यद् एतद् रेतः । तद् एतत् सर्वेभ्यः अंगेभ्यः तेजः संभृतं आत्मनि एव आत्मनं विभर्ति । तद् यदा स्त्रियां सिञ्चति अथ एतत् जनयति । तद् अस्य प्रथमं जन्म ॥ १ ॥

यत्=જે एतत्=આ रेत=વીર્યરૂપે સ્થિતિ છે તે ह=પ્રસિદ્ધ पुरुषे=પુરૂષ શરીરમાં वा=નિશ્ચય, બ્રહ્મરંધ્ર દ્વારા પ્રવેશેલા अयं=આ આત્માનો आदितः= પ્રથમ गर्भः=છે. तत्=તે एतत्=આ सर्वेभ्यः=બધાં अंगेभ्यः= અંગોમાંથી संभृतं=એકઠાં થયેલાં तेजः=સારરૂપ आत्मानं=આત્માને એટલે કે આત્મા સહિત વીર્યને एव=નિશ્ચય पुरुषं=પિતા आत्मनि=પોતાના શરીરમાં विभर्ति= ધારણ કરે છે. तत्=તે ગર્ભરૂપે ધારણ કરેલા આત્મા સહિત વીર્યને यदा= જ્યારે स्त्रियां=સ્ત્રીમાં सिंचति=સીંચે છે अथ=ત્યારે एतत्=આને जनयति= તે જન્માવે છે. तत्=તે પુરૂષના શરીરમાંથી બહાર નીકળવું એ अस्य=આ આત્માનો प्रथमं=પહેલો जन्म=જન્મ છે. ॥ ૧ ॥

જે આ વીર્યરૂપે સ્થિતિ છે તે પ્રસિદ્ધ પુરુષ-શરીરમાં-પિતાના શરીરમાં નિશ્ચય બ્રહ્મરંધ્ર દ્વારા પ્રવેશેલા આ આત્માનો પહેલો ગર્ભ છે. તે આ બધાંય અંગોમાંથી સારરૂપ એકઠા થયેલા આત્માને-આત્માસહિત વીર્યને નિશ્ચય પુરુષ-પિતા પોતાના શરીરમાં ધારણ કરે છે. તે ગર્ભરૂપે ધારણ કરેલા આત્મા સહિત વીર્યને જ્યારે સ્ત્રીમાં સીંચે છે ત્યારે આને જન્માવે છે. તે પુરૂષના શરીરમાંથી બહાર નીકળવું એ આ આત્માનો પહેલો જન્મ છે. ॥ ૧ ॥

આગલા અધ્યાયને અંતે જીવ પોતાના બ્રહ્મભાવને જાણીને મુક્ત થાય છે એમ સૂચવ્યું. હવેના અધ્યાયમાં એ જ વાતને સ્પષ્ટ કરવા જીવના ત્રણ જન્મોનું વર્ણન કરે છે. સદા મુક્ત સ્વરૂપ આત્મા જો પોતાનું ઔપાધિક બંધન સમજે તો તે ઔપાધિક બંધનને દૂર કરવા પ્રયત્ન કરે. જીવનમાં ગુણસંગ-રાગ એ જ તો બંધનનું કારણ છે. આથી વિરાગ ઉત્પન્ન કરાવવાના ઉચ્ચ આશયથી શ્રુતિ જીવાત્માના જન્મત્રયનું નિરૂપણ કરે છે। જન્મથી

મરણ ઉપજે છે. અને જન્મ અને મરણના અંતરાલમાં અનેક અસહ્ય યાતનાઓ માણસને ભોગવવી પડે છે. આથી જન્મ અને મરણના અંતરાલમાં આવતી યાતનાઓને સમૂલ ઉચ્છેદવાને માટે વિવેકી જીવ જન્મના જ મૂળને ઉચ્છેદવા યત્નશીલ રહેશે! કેમકે મૂળનો ઉચ્છેદ થતાં મૂળજન્ય વૃક્ષનો સ્વયમેવ ઉચ્છેદ થાય છે! આથી મનુષ્ય દેહમાં આવેલા જીવે દેહ જ તેને ભાવિમાં ન મળે તે જોવા પ્રયત્ન કરવો જોઈએ. અર્થાત્ અતીતનું ચિન્તન છોડી, વર્તમાનને સહી લઇ, ભાવિમાં જન્મ ન થાય એ માટે વિવેકીનો યત્ન રહેશે આ માટે શ્રુતિ જીવના ત્રણ જન્મમાંથી પહેલાનો ઉલ્લેખ કરતાં કહે છે કે પુરૂષના શરીરમાં રહેલું જે વીર્ય છે તે વીર્ય બ્રહ્મરન્ધ્ર દ્વારા પ્રવેશેલા આ આત્માનો પહેલો ગર્ભ છે! શુક્ર શોણિતના સંયોગમાંથી જ દેહ જન્મે છે. તેમાં વીર્ય મુખ્ય હોઇને વીર્ય આત્માનો પહેલો ગર્ભ કહેવાય છે. આત્માનો આ પહેલો ગર્ભ એ માતાના ઉદરમાં રહેલો ગર્ભ નથી. પણ પિતાના જ શરીરમાં રહેલા વીર્યમાં સ્થિતિ રૂપ છે! એ વીર્ય, સમસ્ત શરીરની શક્તિના સારરૂપ છે. આથી કહે છે કે સમસ્ત શરીરના સારરૂપ આ વીર્યને એટલે કે આત્મા સહિત વીર્યને પિતા પોતાના શરીરમાં જ ધારણ કરે છે. પોતાના જ શરીરમાં રહેલાં આત્મા સહિત આ વીર્યને જ્યારે સ્ત્રીમાં સીંચવામાં આવે છે ત્યારે જીવને તે દેહરૂપે માતાના ગર્ભમાંથી જન્માવે છે. માતાના ગર્ભમાંથી શરીર ધારણ કરી તે દ્વારા જન્મવા પહેલાં આ આત્માની જે વીર્યરૂપે સ્થિતિ છે તે સ્થિતિ તેનો પહેલો ગર્ભ છે. એ આત્મા સહિત વીર્યનું બહાર નીકળવું એ આ આત્માનો પહેલો જન્મ છે. ॥ ૧ ॥

**तत् स्त्रियाः आत्मभूयं गच्छति यथा स्वं अंगं तथा । तस्मात् एनां न हिनस्ति । सा अस्य एतं आत्मानं अत्र गतं भावयति ॥ २ ॥**

तत्=તે સ્ત્રીમાં સીંચાયેલું પુરૂષનું આત્મા સહિત વીર્ય स्त्रियाः=સ્ત્રીનું સાથે જ आत्मभूयं=શરીર गच्छति=બની જાય છે. यथा=જેમ स्वं=પોતાનું अंग=સ્તન વગેરે અંગ तथा=તે રીતે तस्मात्=તેથી–અંગ બની જતું હોવાથી एनां=એ સ્ત્રીને हिनस्ति=પીડતું न=નથી. सा=તે સ્ત્રી अस्य=આ પુરૂષના एतं= આ વીર્યરૂપ आत्मानं=આત્માને अत्र=અહીં પોતાના શરીરમાં गतं=પ્રવેશેલા આત્માને भावयति=પોષે છે! પામે છે. ॥ ૨ ॥

તે આ સ્ત્રીમાં સીંચાયેલું પુરૂષનું આત્માસહિત વીર્ય સ્ત્રીનું ખરે જ શરીર બની જાય છે–જેમ તેનું પોતાનું સ્તનાદિ અંગ તેમ. તેથી તે આને નથી પીડતું. તે સ્ત્રી પોતાના શરીરમાં પ્રવેશેલા આ પુરુષના આ વીર્યસ્થ આત્માને પાળે છે– પોષે છે. ॥ ૨ ॥

પુરૂષનું વીર્ય સ્ત્રી શરીરમાં દાખલ થયા બાદ શું થાય છે? એ બતાવવાનાં કહે છે કે સ્ત્રીના શરીરમાં સીંચાયેલું તે આત્મા સહિત વીર્ય સ્ત્રીનું પોતાનું જ અંગ હોય તેમ અંગરૂપ થઈ જાય છે. અને જેમ પોતાનું અંગ પોતાનું હોઇને પોતાને પીડતું નથી તેમ તે વીર્ય પણ સ્ત્રીના પોતાના બીજાં અંગ જેવું જ થઈ જાય છે। પુરૂષનું પોતાનું વીર્ય સ્ત્રીના અંગ સમું બની ગયેલું હોઇને તેને પીડતું નથી. તેવી સ્ત્રી પોતાના શરીરમાં પ્રવેશેલા આ પુરૂષના આ વીર્યસ્થ આત્માને પાળે છે-પોષે છે. એટલે કે ગર્ભાધાનકાળના નીતિનિયમોના પાલન દ્વારા સ્વસ્થ વીર્યને તે પોષે છે. પોતાના લોહીથી તેનું તે પાલનપોષણ કરે છે। ॥ ૨ ॥

**सा भावयित्री भावयितव्या भवति, तं स्त्री गर्भं बिभर्ति, सः अग्रे एव कुमारं जन्मनः अधि भावयति । स यत् कुमारं जन्मनः अग्रे अधि भावयति, आत्मानं एव तद् भावयति एषां लोकानां संतत्यै । एवं संतताः हि इमे लोकाः । तद् अस्य द्वितीयं जन्म ॥३॥**

भावयित्री=ભરણ પોષણ કરનારી सा=તે સ્ત્રી भावयितव्या=ભરણપોષણ કરવા-માન આપવા યોગ્ય भवति=છે. स्त्री=સ્ત્રી तं=તે गर्भं=ગર્ભને बिभर्ति= ધારણ કરે છે. सः=તે પુરુષ પોતાનું અને પોતાની ભાર્યાનું ભરણપોષણ કરતો તે પુરૂષ एव=નિશ્ચય जन्मनः=જન્મની अग्रे=આગળ તથા अधि= પાછળ कुमारं=બાળકને भावयति=પાળેપોષે છે तत्=તે एषां=આ लोकानां= મનુષ્યવંશોના संतत्यै=વિસ્તારને માટે હોઇને आत्मानं=પોતાને एव=જ भावयति= પાળેપોષે છે. हि=કેમકે इमे=આ लोकाः=લોકો एवं=એ રીતે જ संतताः= વિસ્તરેલા છે. तद्=તે સ્ત્રીના શરીરમાંથી બહાર નીકળવું अस्य=આ આત્માનો द्वितीयं=બીજો जन्म=જન્મ છે. ॥ ૩ ॥

તે ભરણપોષણ કરનારી ભરણપોષણ કરવા યોગ્ય છે. સ્ત્રી તે ગર્ભને ધારણ કરે છે. પોતાનું અને પોતાની ભાર્યાનું ભરણપોષણ કરતો તે પુરુષ નિશ્ચય જન્મ પહેલાં તથા જન્મની પાછળ બાળકને પાળે પોષે છે તે પુરુષ જન્મની આગળ અને પાછળ બાળકનું જે ભરણપોષણ કરે છે તે આ મનુષ્ય વંશોના વિસ્તાર માટે હોઈને પોતાનું જ પાલનપોષણ કરે છે, કેમકે એ રીતે જ આ લોકો વિસ્તરેલા છે. જે આ સ્ત્રીના શરીરમાંથી બહાર નીકળવું છે તે આ આત્માનો બીજો જન્મ છે. ॥ ૩ ॥

અને આથી જ પુરૂષ વીર્યનું સ્વથી પોષણ કરનારી માતા ભરણપોષણ કરવાને યોગ્ય છે. પૂજવાને યોગ્ય છે। કેમકે માતાનું અપૂજન કૃતઘ્નતા છે। માતાનું ઋણ કદી પણ અદા થઈ શકે એમ નથી. આથી પિતાએ પણ પોતાની ભાર્યાનું ભરણપોષણ અને પૂજન કરવું જોઇએ. કેમકે "कृते च

प्रतिकर्तव्यं एव धर्मः सनातनः" એ આપણી જીવનસરણી છે! આમ પ્રસંગોપાત્ત સભ્યતાનો નિયમ બતાવી આગળ ચલાવે છે કે તે સ્ત્રી તે ગર્ભને ધારણ કરે છે. નવ મહિના સુધી અનેક યાતનાઓ જાતે સહી પરતું પોષણ કરવાનું માતાનું વ્રત છે! આટલું માતાના વિષયમાં જણાવી પિતા શું કરે છે તે બતાવતાં કહે છે : પોતાનું અને પોતાની સ્ત્રીનું ભાવન કરતો પુરૂષ બાળકના જન્મ પહેલાં અને જન્મ પછી પણ પોષણ કરે છે. એટલે કે તેને સીમન્તોન્નયન, નામકરણ આદિ સંસ્કારોથી સંસ્કૃત કરે છે. એ રીતે સંસ્કારોનું આધાન કરનાર પિતા પોતાના ઉપર જ ઉપકાર કરે છે! કેમકે પોતાના બાળકોને સંસ્કારી કરવામાં મનુષ્યવંશની સતતતા રહે છે.! માનવકુલની મહત્તા રહે છે! માનવકુલ સંસ્કારોને લઇને-સભ્યતા અને સંસ્કૃતિને લીધે તો દુનિયામાં જીવવા જેવું-વસવા જેવું છે. અસંસ્કારી જીવન પોતાનાં મર્યાદિત કુટુંબને અને વિશાળ માનવકુલને ભારરૂપ છે! આથી પોતાના બાળકોનું સંસ્કારાધાન દ્વારા પાલનપોષણ કરનાર પિતા વિશાળ અર્થમાં પોતાના ઉપર જ ઉપકાર કરે છે! આ બાળકરૂપે જે સ્ત્રીના ગર્ભમાંથી બહાર નીકળવું તે આ આત્માનો બીજો જન્મ છે. ॥૩॥

**स अस्य अयं आत्मा पुण्येभ्यः कर्मभ्यः प्रतिनिधीयते। अथ अस्य अयं इतरः आत्मा कृतकृत्यः वयोगतः प्रैति। स इतः प्रयन् एव पुनः जायते। तद् अस्य तृतीयं जन्म। तदुक्तं ऋषिणा ॥ ४ ॥**

स:=તે अस्य=આ પુરૂષનો अयं=આ પુત્રરૂપ आत्मा=આત્મા पुण्येभ्य=પુણ્ય कर्मभ्य=કર્મોને માટે प्रतिनिधीयते=પ્રતિનિધિ થાય છે. अथ=ત્યારબાદ अस्य=આ પુત્રરૂપ આત્માનો अयं = આ इतरः=બીજો પિતારૂપ आत्मा=આત્મા कृतकृत्य=કૃતકૃત્ય અને वयोगतः=વૃદ્ધ થયેલો હોઇને प्रैति=અહીંથી ચાલી નીકળે છે. सः=તે इतः=અહીંથી प्रयन्=ચાલી નીકળેલો एव=નિશ્ચય पुनः= ફરીથી जायते=જન્મે છે. तत्=તે अस्य=આ આત્માનો तृतीयं=ત્રીજો जन्म= જન્મ છે. तत्=તે આ આત્માના અનેક જન્મના હોવાપણાંની બાબતમાં ऋषिणा=ઋષિએ उक्तं=ઉચ્ચાર્યું છે. ॥ ૪ ॥

તે આ પુરુષનો આ પુત્રરૂપ આત્મા પુણ્યકર્મોને માટે પ્રતિનિધિ થાય છે. હવે આ પુત્રરૂપ આત્માનો આ બીજો પિતારૂપ આત્મા કૃતકૃત્ય અને વયોવૃદ્ધ થઈ અહીંથી ચાલી નીકળે છે. તે અહીંથી ચાલી નીકળેલો નિશ્ચય પુનઃ જન્મને પામે છે. તે આ આત્માને ત્રીજો જન્મ છે. તે આ આત્માના અનેક જન્મના હોવાપણાંને ઋષિએ કહ્યું છે. ॥ ૪ ॥

વીર્યરૂપે સ્થિતિ પહેલો. અને ગર્ભ દ્વારાં સશરીર બહાર નીકળવારૂપ બીજો જન્મ કહ્યો. હવે પિતા અને પુત્રનો આત્મા એક જ છે એમ સૂચવતાં આ પુરુષના ત્રીજા જન્મનું વર્ણન કરતાં કહે છે કે "તે આ પુરુષના=પિતાનો પુત્રરૂપ આત્મા, પુણ્ય કર્મોને માટે પ્રતિનિધિ થાય છે." અર્થાત્ દુનિયામાં પુત્રોની ઉત્પત્તિ પિતા શા માટે ચાહે છે? પોતે આદરેલાં પુણ્યકર્મોને પૂરાં કરવા માટે આ દુનિયામાંથી વિદાય થતાં પહેલાં કોઇ પ્રતિનિધિ તો સ્થાપવો જોઇએ! આથી આ પુત્રરૂપ પિતાનો આત્મા પુણ્યકર્મ કરવાને જ અધિકારી છે! અપુણ્યકર્મ કરવાં નહીં. પિતા અને પુત્ર જુદા નથી. આથી હવે કહે છે પિતા પુત્રને પેદા કરીને-પોતાનાં આદરેલાંને પૂરાં કરવા માટે-પુત્રને પેદા કરી કૃતકૃત્ય થાય છે! પુત્ર અને પિતા ભિન્ન ન હોવાથી શ્રુતિ કહે છે કે ત્યારબાદ પુત્રોત્પત્તિ-પુત્ર સંસ્કાર-પુત્ર ઉપર સંસારભારનો ન્યાસ-કર્યા બાદ કૃતકૃત્ય અને વયોવૃદ્ધ થયેલો આ, પુત્રરૂપ આત્માનો આ બીજો પિતારૂપ આત્મા, અહીંથી ચાલી નીકળે છે-એટલે કે સ્વસ્થાને પુત્રને સ્થાપી પિતા શરીર ત્યજે છે! શરીર ત્યજીને તે પિતાનો આત્મા પુનર્જન્મને ધારણ કરે છે. આ છે તેનો ત્રીજો જન્મ! અર્થાત્ પિતાપુત્રની પરંપરા દ્વારા આ આત્માને વીર્યરૂપ, ગર્ભરૂપ અને જન્મરૂપ ત્રણ જન્મ લેવા પડે છે. અને આ પ્રયોગ અનાદિ કાળથી ચાલતો જ આવે છે! અને આથી જ જગત્ પ્રવાહરૂપે અનાદિ અનન્ત લાગે છે! અર્થાત્ દરેક જીવને ઉત્પત્તિના આ ચક્રમાંથી પસાર થવું પડે છે! રાજા કે રંક કોઇનો એમાંથી છૂટકો નથી. વીર્યમાં રહેવું-વીર્યનું ગર્ભમાં જવું-ગર્ભરૂપે તેનું રહેવું-અને બાળકરૂપે પ્રકટવું-પછી પોતાનો વારો આવતાં પાછું પિતા થવું-અને પિતા થઇને અંતે મરી જવું અને પાછું કોઇના વીર્યમાં, કોઈના ગર્ભમાં રહેવું અને તેમાંથી પાછું બાળક થવું અને આમ ને આમ ચોર્યાસીના ફેરાથી ન કંટાળવું-અહો! એ પેલી અવિદ્યાનો મહિમા! મુક્ત સ્વરૂપ આત્મા બંધનમાં મોજ માને એ જ અવિદ્યાનો ચમત્કાર છે! એ ચમત્કારને ટાળવો એ આત્મવિદ્યાનું એકમાત્ર પ્રયોજન છે! અને એ પ્રયોજન સિદ્ધ કરી પોતે મુક્ત જ છે એ અતિ આશ્ચર્ય સિદ્ધ કરવું-એ અધ્યાત્મ વિદ્યાની મહત્તા છે ॥ ૪ ॥

गर्भे नु सन् अनु एषां अवेदम्, अहं देवानां जनिमानि विश्वा। शतं मा पुरः आयसीः अरक्षन्, अधः श्येनः जवसा निरदीयम् इति ॥ ५ ॥

इति=કે गर्भे=ગર્ભમાં सन्=હોઇને नु=જ એટલે કે ગૃહસ્થાશ્રમમાં જ રહેલા એવા अहं=મેં एषां=આ देवानां=વિદ્વાનોના અનુગ્રહથી મારા विश्वा=તમામ जनिमानि=જન્મો अनु+अवेदम्=જાણ્યા છે. આ शतं=સેંકડો અનેક आयसीः=લોખંડી पुरः=કિલ્લાઓએ मा=મને अरक्षन्=લાંબો વખત સુધી જકડી રાખ્યો હતો. હવે श्येन=બાજપક્ષીની માફક जवसा=વેગથી એ તમામને છિન્નભિન્ન કરી अधः निरदीयम्=બહાર નીકળી આવ્યો છું. ॥ ૫ ॥

'ગર્ભમાં હોઈને જ એટલે કે ગૃહસ્થાશ્રમમાં જ રહેલા એવા મેં મારાં તમામ જન્મોને આ વિદ્વાનોના અનુગ્રહથી જાણ્યા છે. આ અનેક લોખંડી કિલ્લાઓએ મને લાંબા વખત સુધી પોતાનામાં જકડી રાખ્યો! હવે હું વેગથી, બાજની માફક, જ્ઞાનાસ્ત્રથી એ તમામને છિન્નભિન્ન કરીને બહાર નીકળી આવ્યો છું બસ. ॥ ૫ ॥

આમ જન્મમરણની પરંપરાથી વિવેકી જીવે કંટાળવું જોઇએ. જન્મમરણનો નિરોધ કરવો જોઇએ! એ નિરોધ થઈ શકે છે. એ બાબતમાં પ્રમાણ ટાંકતાં શ્રુતિ કહે છે કે ગર્ભમાં હોઇને જે મેં મારા તમામ જન્મોને આ વિદ્વાનોના અનુગ્રહથી જાણ્યા છે! અહીં ગર્ભનો અર્થ ગૃહસ્થાશ્રમ જ લેવો. ઋષિ વામદેવે ગૃહસ્થાશ્રમ-કે જે આશ્રમ ગર્ભાનુકૂલ છે-તે આશ્રમમાં રહીને જ અનેક બ્રહ્મવેત્તા વિદ્વાનોના અનુગ્રહથી પોતાના અનેક જન્મો થઈ ગયા છે એ સાક્ષાત્ જાણ્યું. એ જાણવાથી જ તેમને શરીર ઉપર વિરાગ આવ્યો! અને આથી જ તેમણે કહ્યું કે અહો! આ અનેક લોખંડી કિલ્લાઓએ મને લાંબા વખત સુધી પોતાનામાં જકડી રાખ્યો! શરીર એ અદ્ભુત પોલાદી કિલ્લો છે! આ નવ દ્વારવાળા અને મહાપ્રયત્ને પણ, ઇશ્વરકૃપા સિવાય, ન ભેદાનારા શરીરરૂપી કિલ્લામાં પ્રત્યેક જીવ અનન્તકાળથી જકડાયેલ રહે છે. અર્થાત્ દેહાત્મભાવમાં અનેક જન્મો સુધી તે દટાયેલો રહે છે! જ્યારે કોઈ વિદ્વાન અને બ્રહ્મનિષ્ઠનો તેને સમાગમ થાય અને તેનું પોતાનું પુણ્ય કાંઇ પાંગરવાનું હોય ત્યારે તેને હું દેહભાવમાં શાને દટાયો છું-હું તો દેહનો પણ સ્વામી છું-નોકર નથી-દેહને તે મારે રહેજે સહિયારાં નથી-આથી સર્વ દુઃખના નિદાનરૂપ આ દેહાત્મભાવ ઉપર ઉદ્વેગ આવી, તેને ત્યાગવાની તીવ્ર ઇચ્છા કરી તેને છેવટે ત્યાગે છે! બસ, દેહાત્મભાવ દૂર થવો અને પરમાત્મભાવમાં સ્થિર થવું-એ જ પેલા દેહરૂપી લોખંડી કિલ્લો તોડવા બરોબર છે! સિવાય કે વિરાગ-દૃઢ વિરાગ અને ઈશ્વરકૃપા આ દેહાત્મભાવ ટળતો નથી! આથી જ વામદેવ કહે છે કે ઇશ્વરાનુગૃહીત દેવોના [illegible]

તમામ દેહગેહના જકડતા–પજવતા–મૂંઝવતા–રોવરાવતા દઢ ખ્યાલિરૂપી કિલ્લાઓમાંથી હું જ્ઞાનાસ્ત્ર દ્વારા વેગથી=વિનાવિલંબે ઝડપથી બહાર નીકળી આવ્યો છું. અર્થાત્ દેહાત્મભાવના કક્ષમાંથી ઉપર આવી ગયો છું. કોની માફક? શ્યેન પક્ષીની માફક જેમ શ્યેન પક્ષી ઝડપથી બંધક જાળને કાતરી નાંખી, મુક્ત આકાશમાં ઊંચે સ્વેચ્છાએ વિચરે છે તેમ દેહાત્મભાવની જટિલ જાળને જ્ઞાનકાતરથી કાતરી મુક્ત આત્મા મુક્ત પરમાકાશમાં સ્વેચ્છાએ–સ્વચ્છંદે વિચરે છે! બસ. આ છે લાખ વાતની એક વાત. ॥ ૫ ॥

**गर्भे एव एतत् शयानः वामदेवः एवं उवाच । स एवं विद्वान् अस्मात् शरीरभेदात् ऊर्ध्वः उत्क्राम्य अमुष्मिन् स्वर्गे लोके सर्वान् कामान् आप्त्वा अमृतः समभवत् समभवत् ॥ ६ ॥**

गर्भे=ગર્ભમાં–ગૃહસ્થાશ્રમમાં एव=જ शयानः=સુખપૂર્વક વસેલા वामदेवः=વામદેવે एतत्=આ एवं=આમ उवाच=કહ્યુ છે. सः=તે एवं=આમ विद्वान्=આત્માને જાણતો હોઇને अस्मात्=આ વર્તમાન शरीरभेदात्=શરીરના ભેદ ભંગ–નાશ પછી ऊर्ध्वं=જન્મમરણરૂપ સંસારચક્રથી ઉપર उत्क्राम्य=ચડીને अमुष्मिन्=પેલા–તે स्वर्गे=સુખમય लोके=બ્રહ્મલોકમાં सर्वान्=તમામ कामान्=કામનાઓને आप्त्वा=પ્રાપ્ત કરીને अमृतः=મુક્ત समभवत्=થયો समभवत्=થાય છે. ॥ ૬ ॥

આ ગૃહસ્થાશ્રમમાં સુખપૂર્વક રહેલા હોઈને જ વામદેવે આમ કહ્યું છે તે આ પ્રકારે આત્માને જાણતો હોઈને આ વર્તમાન શરીરના ભેદ–ભંગ–નાશ પછી જન્મમરણરૂપ સંસારચક્રથી ઉપર ચડી જઈને તે સુખમય બ્રહ્મલોકમાં તમામ કામનાઓને પ્રાપ્ત કરીને, મુક્ત થાય છે. ॥ ૬ ॥

આવો દઢ બ્રહ્માત્માનુભવ કેવળ સંન્યાસીઓનો જ ઇજારો નથી! સંન્યાસીને યદ્યપિ એ માટે અનુકૂલતા વધુ હશે પણ સંસ્કારની બલિહારી કોઇ ઓર છે. અને ઇશ્વરકૃપા અનવગાહ્ય છે. આથી શ્રુતિ માતા કહે છે કે ગૃહસ્થાશ્રમમાં જ સુખપૂર્વક વસતા વામદેવ નામના પરમર્ષિએ આ દર્શન કર્યું છે! અર્થાત્ સાધન-સંપન્ન અને સંસ્કારી અને ઇશ્વરકૃપાનો અધિકારી ગૃહસ્થ પણ, ગૃહસ્થાશ્રમમાં જ રહીને પણ, જો દઢ મુમુક્ષા હોય તો આ અનુભવ મેળવી શકે છે એવું શ્રુતિવાક્ય છે! જેમ સંન્યાસીમાત્ર મુક્તકોટિના

નથી જ હોઇ શકતા, તેમ ગૃહસ્થમાત્ર પણ બંધકોટિના જ નથી હોઇ શકતા. એટલું જ અહીં કહેવું બસ થશે! આ વિવાદનો વિષય નથી, પણ પ્રયોગનો છે એટલે લાંબી ચર્ચા અસ્થાને લાગે છે.!

હવે આ આત્મજ્ઞાનનું ફળ બતાવી અધ્યાયનો ઉપસંહાર કરતાં ઋષિ કહે છે કે તે વામદેવ આ પ્રકારે આત્માને જાણતા હોઈને વર્તમાન શરીરને, પ્રારબ્ધાન્તે તજી, જન્મમરણરૂપ સંસારચક્રથી ઉપર ચઢી જઇને, તે સુખમય- કેવળ સચ્ચિદાનન્દ સ્વરૂપમાં, નિરીહ થઇને સ્થિત થયા! આ સ્વરૂપાવસ્થિતિ જ મુક્તિ છે!. જે કોઇ આમ જાણે છે તેને પણ આ જ ફળ મળે છે. અર્થાત્ આત્મસ્વરૂપાવસ્થિતિમાં મોક્ષ છે. તે સિવાય બીજે બંધન છે. ॥ ૬ ॥

॥ इति द्वितीयोध्यायः ॥

॥ हरि ॐ तत् सत् ॥

॥ अथ ऐतरेयोपनिषदि तृतीयोऽध्यायः ॥

**सः अयं आत्मा इति वयं उपास्महे, कतरः स आत्मा ? येन वा पश्यति, येन वा शृणोति, येन वा गन्धं आजिघ्रति, येन वा वाचं व्याकरोति, येन वा स्वादु च अस्वादु च विजानाति ॥ १ ॥**

कतरः=કોણ છે सः=તે જેને अयं=આ सः=તે આત્મા છે इति=એ રીતે वयं=આપણે उपास्महे=ઉપાસીએ છીએ ? कतरः=જન્મમરણ રહિત અને જન્મમરણ સહિત-એ બેમાંથી કોણ છે सः=તે आत्मा=આત્મા ? येन=જેના વડે वा=નિશ્ચય पश्यति=જુવે છે, शृणोति=સાંભળે છે, गन्धं=ગન્ધને आजिघ्रति=સૂંઘે છે वाचं=વાણીને व्याकरोति=વદે છે, स्वादु=સ્વાદિષ્ટ च= અને अस्वादु=અસ્વાદિષ્ટ च=બન્ને विजानाति=જાણે છે તે આત્મા છે. ॥૧॥

એ કોણ છે જેને અમો આત્મા એમ ઉપાસીએ છીએ ? અને તે આત્મા જન્મમરણ સહિત અને જન્મમરણ રહિત એ બેમાંથી કોણ છે ? જેના વડે નિશ્ચય રૂપને જુવે છે, શબ્દને સાંભળે છે, ગંધને સૂંઘે છે, વાણીને વદે છે, સ્વાદુ તથા અસ્વાદુ બન્નેને જાણે છે તે આત્મા છે. ॥ ૧ ॥

આગલા અધ્યાયમાં જીવના ત્રણ જન્મ બતાવ્યા. જન્મબંધન-શરીરના લોખંડી કિલ્લામાં બંધનથી, સ્વભાવે મુક્ત-જન્મમરણ રહિત આત્માને શરીર રૂપી કિલ્લામાં ઉદ્વેગ થવો જોઈએ. તેને તેમાં વિરાગ આવવો જોઈએ. અને જન્મમરણ રૂપ સંસાર ઉપર વિરક્ત અને આત્મામાં પ્રતિષ્ઠિત વામદેવની મુક્તિ પણ બતાવી. એ જોઈને અત્યારના સાધકવર્ગને પણ મુક્ત થવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. અને મુક્તિ સત્ય વિચારને અધીન છે. આથી હવેના અધ્યાયમાં વિવેકી આત્મજ્ઞાન માટે વિચાર ચલાવી, આત્મા એ જેમ પૂર્વે એક જ હતો તેમ અત્યારે પણ એક જ છે અને તેનો જ પ્રજ્ઞાવિલાસ અનન્ત નામરૂપે ચમકી રહ્યો છે અને પરમાત્મા જ આત્માનું મૂળ સ્વરૂપ છે-એ નિશ્ચય કરાવશે. આત્મજ્ઞાનને સરળતાથી સમજાવવા માટે કેટલાક સત્ય મુમુક્ષુઓના પરસ્પર પ્રશ્ન દ્વારા શ્રુતિ અધ્યાયની શરુઆત કરે છે. સત્ય મુમુક્ષુઓ ભેગા મળીને પરસ્પર પૂછવા લાગ્યા કે જેને અમો "આત્મા" એમ ઉપાસીએ છે તે આત્મા મૂળમાં કોણ છે ? અર્થાત્ "હું" એવું જેને આપણે કહીએ છીએ તે આત્મા મૂળમાં કોણ છે ? "હું" એમ

જેને આપણે કહીએ છીએ તે 'હું' નું ભાન સુખ દુઃખથી મિશ્રિત છે. અર્થાત્ "અહંકાર" યુક્ત જે આત્માનું આપણને ભાન થાય છે તે આત્મા મૂળમાં "અહં"-મિશ્રિત છે કે તે સિવાયનો છે? એ જ વાતને વધારે સ્પષ્ટતાથી કહે છે કે જેને "હું" એમ આપણે કહીએ છીએ તે તો જન્મમરણથી આક્રાન્ત છે કે જન્મમરણથી રહિત-નિત્ય-અવિપરિલુપ્ત નિત્ય ચૈતન્ય રૂપ છે? અર્થાત્ દેહમાં ગોંધાયેલો આત્મા હંમેશાં વૃત્તિજ્ઞાનસ્વરૂપ આપણને લાગે છે. વૃત્તિજ્ઞાનરહિત લાગતો નથી. તો તે તે વૃત્તિજ્ઞાનસ્વરૂપ આત્મા છે કે મૂળમાં આત્મા વૃત્તિજ્ઞાનરહિત છે! પ્રશ્નનું રહસ્ય આ છે! જીવનભર આપણને આ અનુભવ થાય છે કે હું સુખી-હું દુઃખી-હું મૂઢ. આ સુખદુઃખમોહની જે વૃત્તિઓ છે તે જ રૂપ-તદ્રૂપ આત્મા આપણને લાગે છે. પણ જ્યારે માણસ "હું સુખી" એ વૃત્તિમાં તદ્રૂપ હોય છે ત્યારે, "હું દુઃખી" વૃત્તિ તેનામાં ઉદાર નથી હોતી. અને "હું દુઃખી" એ વૃત્તિ જ્યારે ઉદાર હોય છે ત્યારે, "હું સુખી" એ ભાન સ્ફુરતું નથી. પણ એ બન્ને વૃત્તિઓનું એને અનુસંધાન રહે છે. તે આ અનુસંધાન કરનાર આત્મા એ આત્માનું મૂળ સ્વરૂપ છે કે ક્ષણ પરિણામિની વૃત્તિમાં ક્ષણે ક્ષણે તદ્રૂપ પ્રતીત થતું ચૈતન્ય આત્મા છે? વૃત્તિઓ તો ક્ષણે ઉપજે અને ક્ષણે નાશ પામે છે. પણ ભિન્નકાલીય ભિન્ન વૃત્તિઓનું અનુસંધાન કરનાર અખંડ છે. એટલે કે વૃત્તિ પરિણામી છે. પણ વૃત્તિઓનો સાક્ષી અપરિણામી છે! તો આ સાક્ષી એ આત્મા છે કે "હું સુખી" કે "હું દુઃખી" એવી વૃત્તિઓમાં તદ્રૂપ બનેલો તે આત્મા છેઃ-આ છે પ્રશ્નનું સ્વારસ્ય.

આમ આ પ્રશ્ન ઉદ્‌ભાવીને તે જિજ્ઞાસુઓએ વિચાર કર્યો કે જે વૃત્તિ જ્ઞાનતદ્રૂપ આત્મા લાગે છે તે આત્માનું મૂળ સ્વરૂપ નથી. પણ વૃત્તિ જ્ઞાનનું અનુસંધાન કરનાર એટલે નષ્ટોત્પન્ન વૃત્તિનું અખંડપણે અનુસંધાન કરનાર જે સાક્ષી ચૈતન્ય છે તે જ આત્માનું મૂળ સ્વરૂપ છે! તે જ વાતને કહે છે કે જેના વડે નિશ્ચય જુવે છે-સાંભળે છે-સુંઘે છે-બોલે છે-સ્વાદુ અસ્વાદુ જાણે છે તે આત્મા છે! અર્થાત્ જે જુવે છે તે જ સાંભળે છે. એટલે કે દર્શન વૃત્તિનો અને શ્રવણ વૃત્તિનો અનુસંધાતા છે-તે બન્નેની ઉત્પત્તિ અને લયમાં પણ જેની ઉત્પત્તિ અને લય નથી-તે અનુત્પન્ન-અલીન-અખંડ-એકરસ-સ્વપર પ્રકાશ-નિત્ય ચૈતન્ય આત્મા છે. અર્થાત્ બીજી ભાષામાં કહીએ તો તે આત્મા આંખની પણ આંખ-કાનનો પણ કાન, નાકનું પણ નાક, વાણીની પણ વાણી અને જીભની પણ જીભ છે. અર્થાત્ આ બધાં કરણોની સત્તા આત્માને લીધે છે. આત્મા કરણરૂપ નથી. કરણો આત્માને લીધે પ્રાણિત થાય છે. જેના વડે સમસ્ત અંતઃકરણ પ્રાણિત થાય છે તે જ મૂળમાં આપણું સ્વરૂપ છે! ॥ ૧ ॥

**यद्, एतत् हृदयं, मनश्च एतत्, संज्ञानं, आज्ञानं, विज्ञानं, प्रज्ञानं, मेधा, दृष्टिः धृतिः, मतिः, मनीषा, जूतिः, स्मृतिः, संकल्पः, क्रतुः, असुः, कामः, वशः इति, सर्वाणि एव एतानि प्रज्ञानस्य नामधेयानि भवन्ति ॥ २ ॥**

यत्=જે एतत्=આ हृदयं=હૃદય च=અને જે एतत्=આ मनः=મન અને જે આ संज्ञानं=ચેતનતા, आज्ञानं=શાસન શક્તિ, विज्ञानं=વિશેષ જ્ઞાન, प्रज्ञानं=પ્રતિભા, मेधा-ધારણ શક્તિ, दृष्टिः=દર્શન શક્તિ, धृतिः=સ્તંભન શક્તિ मतिः=સમજ मनीषा=વિચાર શક્તિ, जूतिः=ઉદ્યમ, स्मृतिः=સ્મરણ શક્તિ, संकल्पः=નિર્માણ શક્તિ, क्रतुः=અધ્યવસાય-નિશ્ચય-શક્તિ असुः=પ્રાણ, कामः= સૃષ્ટિકામના, અને वशः=સ્વતંત્રતા इति=એમ કહેવાય છે एतानि=એ सर्वाणि=બધાં एव=જ प्रज्ञानस्य=જ્ઞાન સ્વરૂપ આત્માનાં नामधेयानि=નામો भवन्ति=છે. ॥૨॥

જે આ હૃદય, અને જે આ મન, અને જે આ ચેતનતા, શાસનશક્તિ, વિશેષજ્ઞાન, પ્રતિભા, ધારણશક્તિ, દર્શનશક્તિ, સ્તંભનશક્તિ, સમજ, વિચારશક્તિ, ઉદ્યમ, સ્મરણશક્તિ, નિર્માણશક્તિ, અધ્યવસાય, પ્રાણ, સૃષ્ટિ કામના, સ્વતંત્રતા એમ કહેવાય છે તે આત્મા છે. આ તમામ નિશ્ચય જ્ઞાનસ્વરૂપ આત્માનાં નામો છે. ॥ ૨ ॥

આત્મા મૂળમાં સાક્ષી સ્વરૂપ છે. દૃશ્ય સ્વરૂપ નથી. અર્થાત્ આત્મા નિરુપાધિ-ઉપાધિ રહિત ચૈતન્ય સ્વરૂપ છે. અંતઃકરણરૂપ ઉપાધિમાં, અજ્ઞાનને લઈને તદ્રૂપ જેવો એ લાગે છે. એટલે કે વૃત્યાત્મક લાગે છે. પણ મૂળમાં તે વૃત્તિ રહિત-અપરિણામી ચૈતન્ય સ્વરૂપ છે. એ વાત આગલી ઋચામાં કરી. હવે જે આ દૃશ્ય છે તે પણ આત્માને લીધે જ લબ્ધસત્તાક હોઈને, આત્માનું જ એ અનેક નામરૂપે વ્યાકરણ છે એમ બતાવતાં કહે છેઃ હૃદયથી માંડીને સ્વાતંત્ર્ય સુધીની અનેક વૃત્તિઓ તો આત્મા જ કહેવાય છે। આ બધાં-હૃદય મન વગેરે આત્માનાં જ પ્રજ્ઞાન-પ્રકૃષ્ટ જ્ઞાન સ્વરૂપ એટલે કે કેવળ જ્ઞાનઘન આત્માનાં જ જુદાં જુદાં નામો છે। આત્મા જ તે તે નામે-તે તે રૂપે-તે તે વૃત્તિ સ્વરૂપે વિહરી રહ્યો છે। કેમકે જો આત્મા ન હોય તો આ બધું પણ ન હોય. તો જેને લીધે આ બધું છે તે જ આ બધાં રૂપે પોતાની અતર્ક્ય શક્તિથી થઈને વર્તી રહ્યો છે। ॥ ૨ ॥

**एषः ब्रह्मा, एषः इन्द्रः, एषः प्रजापतिः, एते सर्वे देवाः इमानि च पंचमहाभूतानि, पृथिवी, वायुः, आकाशः आपः, ज्योतींषीत्येतानि इमानि च क्षुद्र मिश्राणि इव बीजानि इतराणि च इतराणि च अण्डजानि च जारुजानि च, स्वेदजानि च, उद्भिज्जानि च, अश्वाः गावः पुरुषाः हस्तिनः यत् किञ्च इदं प्राणि जंगमं च पतत्रि च यत् च स्थावरं, सर्वं तत् प्रज्ञानेत्रं, प्रज्ञाने प्रतिष्ठितं, प्रज्ञानेत्रो लोकः, प्रज्ञा प्रतिष्ठा, प्रज्ञानं ब्रह्म ॥ ३ ॥**

एषः = આ આત્મા ब्रह्म = મહત્તત્વ, एषः = એ इन्द्रः = અહંકાર एषः = આ प्रजापतिः = ભૂતસૂક્ષ્મ एते = આ सर्वे = બધી देवाः = ઇન્દ્રિયો च = અને इमानि = આ पच महाभूतानि = પાંચ મહાભૂતો पृथिवी = પૃથ્વી, वायुः = વાયુ आकाशः = આકાશ आपः = જલ, ज्योतिषि = જ્યોતિ इति = એમ एतानि = આ પાંચ મહાભૂતો च = અને इमानि = આ क्षुद्रमिश्राणि = ક્ષુદ્ર સાથે મિશ્ર થયેલાં इव = જાણે इतराणि = બીજી बीजानि = બીજો च = અને એ સિવાયનાં इतराणि = બીજાં બીજો अण्डजानि = અંડજ, च = जारुजानि = જરાયુજ स्वेदजानि = સ્વેદજ च = અને उद्‌भिज्जानि = ઉદ્‌ભિજ્જ अश्वाः = ઘોડાઓ, गावः = ગાયો, पुरुषाः = મનુષ્યો हस्तिनः = હાથીઓ च = અને यत् = જે किं = કાંઈ इदं = આ प्राणि = જીવનથી ધબકતું કે जंगमं = જંગમ च = કે पतत्रि = ઉડનારું च = કે यत् = જે કાંઈ स्थावरं = સ્થાવર सर्वं = બધું तत् = તે प्रज्ञानेत्रं = જ્ઞાન સ્વરૂપ આત્માથી સત્તા પામેલું અને ચલાવાયેલું હોઇને प्रज्ञाने = પ્રજ્ઞાનમાં જ प्रतिष्ठितं = ઠરેલું–આધારવાળું છે. लोकः = લોક प्रज्ञानेत्रः = પ્રજ્ઞાનેત્ર છે. प्रज्ञा = પ્રજ્ઞા प्रतिष्ठा = પ્રતિષ્ઠા–આધાર છે. प्रज्ञानं = પ્રજ્ઞાન ब्रह्म = બ્રહ્મ છે. ॥ ૩ ॥

એ આત્મા મહત્તત્વ, એ અહંકાર, એ ભૂત સૂક્ષ્મ, એ આ બધી ઈન્દ્રિયો, તથા પૃથિવી, વાયુ, આકાશ, જલ અને તેજ, બસ આ પાંચ મહાભૂતો એ બધાં અને આ અલ્પ સાથે જાણે મળેલાં બીજો, અને બીજાં નિશ્ચય અનેક બીજો, અંડજ, જરાયુજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ, તથા ઘોડા, ગાય, મનુષ્ય, હાથીઓ તથા જે કાંઈપણ આ શ્વાસ લેનારું કે જંગમ કે ઉડનારું કે સ્થાવર છે તે બધું જ્ઞાનસ્વરૂપ આત્માથી સત્તા પામેલું અને ચલાવાયેલું હોઈને પ્રજ્ઞાનમાં જ ઠરેલું છે. તમામ લોક પ્રજ્ઞાનેત્ર છે. પ્રજ્ઞાન પ્રતિષ્ઠા છે. પ્રજ્ઞાન બ્રહ્મ છે. ॥ ૩ ॥

જ્ઞાન સ્વરૂપ આત્મા જ આત્મામાં આત્મરૂપે અને અનાત્મરૂપે વર્તી રહ્યો છે. એ અતિસત્ય દર્શનનો જ વિસ્તાર કરતાં બધું જ આત્મા છે એમ સિદ્ધ કરતાં કહે છે આ આત્મા જ મહત્તત્વ–બુદ્ધિ–અહંકાર, ભૂતસૂક્ષ્મ ઇન્દ્રિયો, તથા સ્થૂલ ભૂતો સ્વરૂપ છે! ચતુર્વિધ ભૂતગ્રામ, સ્થાવર જંગમ–જે કાંઈ જગત છે તે બધું આત્માની સત્તાથી સત્તાવાળું છે. અર્થાત્ આત્મામાંથી ઉપજેલું, આત્મામાં રહેલું અને આત્મામાં લીન થનારું છે. આ સમસ્ત બ્રહ્માંડ પ્રજ્ઞાનેત્ર છે. નેત્રથી માણસ દોરાય છે. અર્થાત્ જ્ઞાન સ્વરૂપ આંખથી સમસ્ત બ્રહ્માંડ સ્વ સ્વ વ્યાપારમાં દોરાય છે! આ જે વિશુદ્ધ–અભિન્ન–વૃત્તિ સાથે ન સેળભેળ પામેલું જ્ઞાન છે, તે જ્ઞાન બ્રહ્મ છે. એટલે કે પરમાત્મા સ્વરૂપે જ્ઞાનઘન છે અને આ આત્મા પણ તત્સ્વરૂપ જ છે. અર્થાત્ જે આત્માની આપણે ઉપાસના કરીએ છીએ અને જેની ઉપાસનાનું અમૃતત્વ એ ફળ છે તે આત્મા પણ મૂળમાં પરમાત્મા જ છે! ॥૩॥

**स एतेन प्राज्ञेन आत्मना, अस्मात् लोकात् उत्क्रम्य, अमुष्मिन् स्वर्गे लोके सर्वान् कामान् आप्त्वा अमृतः समभवत् समभवत् ॥४॥**

सः = તે एतेन = આ प्राज्ञेन = પ્રજ્ઞાન સ્વરૂપ आत्मना = આત્માના જ્ઞાનને લઇને अस्मात् = આ लोकात् = લોકમાંથી શરીરમાંથી उत्क्रम्य = ઉપર ચડી अमुष्मिन् = પેલા स्वर्गे = સુખમય लोके = બ્રહ્મલોકમાં सर्वान् = તમામ कामान् = કામોને आप्त्वा = પ્રાપ્ત કરીને अमृतः = જન્મમરણથી રહિત समभवत् = થયો समभवत् = થાય છે. ॥ ૪ ॥

જેણે પ્રજ્ઞાન સ્વરૂપ આત્માને જાણ્યો છે, તે વિદ્વાન આ પ્રજ્ઞાન-બ્રહ્મ સ્વરૂપ આત્માને લીધે આ લોકમાંથી ઉપર ચડી, પેલા સુખ સ્વરૂપ બ્રહ્મલોકમાં તમામ કામોને પ્રાપ્ત કરી-તમામ કામનાઓથી રહિત થઈને, જન્મમરણથી રહિત થઈ ગયો-જન્મમરણથી રહિત થઈ ગયો. ॥ ૪ ॥

આમ આત્મા વિશુદ્ધ ચેતન સ્વરૂપ છે. સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, લયનું સર્વથા કારણ છે. તે આત્માના સ્વરૂપ-જ્ઞાનથી મળતું ફળ વર્ણવી ઉપનિષદ્‌ની ઇતિ ભણે છે. શ્રુતિ કહે છે ' જેણે આ પ્રજ્ઞા સ્વરૂપ-જ્ઞપ્તિ સ્વરૂપ-આત્માને જાણ્યો તે આ વિદ્વાન પુરૂષ આ પ્રજ્ઞાન સ્વરૂપ આત્માને લીધે, આ પ્રત્યક્ષ દેહમાંથી ઉપર ચઢી, નિત્યસુખ સ્વરૂપ બ્રહ્મમાં, નિરીહ થઇને, જન્મમરણથી રહિત થઈ ગયો જાણવો. અર્થાત્ સ્વરૂપ અને ધર્મને જાણી પરરૂપ અને પરધર્મમાંથી સદાને માટે નિવૃત્ત થયેલ પુરૂષ સ્વરૂપમાં સ્થિત થાય છે। અર્થાત્ ભયાવહ પરધર્મને તજી નિર્ભયાવહ સ્વધર્મમાં પ્રતિષ્ઠિત થઈ, તેવો પુરૂષ વિગતતૃષ્ણ થઈ, પ્રારબ્ધાન્તે, સ્વરૂપાવસ્થિત થાય છે। અર્થાત્ તેવો મહાભાગ માનવ સ્વયં નિષ્કલેશ, નિષ્કર્મા, જન્મમરણ અને જન્મમરણના અંતરાલમાં આવતાં સુખદુઃખાદિ તમામ ફળોને વટાવી અર્થાત્ અમૃત થઇ, નિરાશય થઇ, સ્વરૂપમાં પ્રતિષ્ઠિત થાય છે. આ ભૂમાનન્દમાં પ્રતિષ્ઠિત થવાનું ભગવાન પરમપુરૂષ પરમાત્મા સૌને ભાગ્ય આપો એટલું પ્રાર્થી તે પરમપુરૂષને પ્રેમથી વંદન કરી વિરમીએ છીએ ॥ ૪ ॥

॥ इति पञ्चमः खण्डः ॥

॥ ॐ वाङ् मे मनसीत्यादि शान्तिपाठः ॥

॥ इति ऐतरेयारण्यके षष्ठोऽध्यायः ॥

॥ उपनिषत्सु तृतीयोध्यायः ॥

॥ हरिः ॐ तत् सत् ॥



॥ ॐ तत् सत् परमात्मने नमः ॥

# ॥ अथ तैत्तिरीयोपनिषत् ॥

## ॥ अथ शिक्षावल्ली ॥

### ॥ तत्र शान्तिपाठः ॥

**ॐ शं नो मित्रः, शं वरुणः, शं नो भवतु अर्यमा । शं नः इन्द्रो बृहस्पतिः । शं नो विष्णुः उरुक्रमः । नमो ब्रह्मणे नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्म असि, त्वमेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि । ऋतं वदिष्यामि, सत्यं वदिष्यामि । तत् मां अवतु, तद् वक्तारं अवतु । अवतु मां अवतु वक्तारम् ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

ॐ=હે અનન્તશક્તિ પરમાત્મન્! मित्रः=મિત્ર नः=અમારે માટે शं=સુખકારી હો. इन्द्रः=ઇન્દ્ર તથા बृहस्पतिः=બૃહસ્પતિ नः=અમારે માટે शं=સુખકારી હો, उरुक्रमः=વિશાળ પહોંચવાળા–ગતિવાળા विष्णुः=વિષ્ણુ नः=અમારે માટે शं=સુખકારી હો. नमः=નમસ્કાર છે ब्रह्मणे=બ્રહ્મને वायो=હે સૌના પ્રાણ! જીવન! नमः=નમસ્કાર છે ते=તને. त्वं=તું एव=જ प्रत्यक्षं=પ્રત્યક્ષ ब्रह्म=બ્રહ્મ असि=છે. त्वां=તને एव=જ प्रत्यक्षं=પ્રત્યક્ષ ब्रह्म=બ્રહ્મ वदिष्यामि=હું કહીશ ऋतं=ઋત वदिष्यामि=કહીશ सत्यं=સત્ય वदिष्यामि કહીશ. तत्=તે સત્યસ્વરૂપ બ્રહ્મ मां=મને अवतु=રક્ષો. तत्=તે वक्तारं=વક્તા આચાર્યને अवतु=રક્ષો अवतु=રક્ષો मां=મને अवतु=રક્ષો वक्तारम्=વક્તાને ॐ=હે પરમાત્મન્! शान्तिः=આધ્યાત્મિક દુઃખોની शान्तिः=આધિદૈવિક દુઃખોની અને शान्तिः=આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો.

હે અનન્ત શક્તિ પરમાત્મન્! મિત્ર અમારે માટે સુખકારી હો. વરુણ સુખકારી હો. અર્યમા અમારે માટે સુખકારી હો. ઇન્દ્ર તથા બૃહસ્પતિ અમારે માટે સુખકારી હો. વિશાળ ગતિવાળા વિષ્ણુ અમારે માટે સુખકારી હો. નમસ્કાર છે બ્રહ્મને. હે સૌના પ્રાણ! નમન હો તને. તું જ પ્રત્યક્ષ બ્રહ્મ છે. તને જ પ્રત્યક્ષ બ્રહ્મ કહીશ. ઋત કહીશ. સત્ય સ્વરૂપ બ્રહ્મ મને રક્ષો. તે આચાર્યને રક્ષો. રક્ષો તે મને અને રક્ષો આચાર્યને. હે પરમાત્મન્! આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો.

"श्रेयांसि बहुविघ्नानि" = આત્યંતિક કલ્યાણનો માર્ગ અનેક વિઘ્નોથી ભરપૂર હોય છે; અને આથી જ રોગની નિવૃત્તિ ઇચ્છતો રોગાર્ત માણસ જેમ પહેલાં પથ્યની કાળજી લે છે અને પથ્યરૂપી રક્ષાનું સંવિધાન કરીને પછી દવાનું સેવન કરે છે તેમ શ્રેયઃ પ્રાપ્તિના માર્ગે સંચરનારે પહેલાં આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક અંતરાયો સામે રક્ષાનું સંવિધાન કરવું રહ્યું. આથી તેનાં શ્રેયો ટૂંક સમયમાં જ સિદ્ધ થાય છે. આથી જ તૈત્તિરીયોપનિષદ્‌ની શરુઆતમાં ઋષિ પરમાત્માની વન્દના દ્વારા નિર્વિઘ્નતાની પ્રાર્થના કરતાં કહે છે કે પરમાત્મન્! હે અનન્ત શક્તિ! દિવસ અને પ્રાણના અધિષ્ઠાતા મિત્રદેવ=મિત્ર=સૂર્યદેવરૂપી આપની શક્તિ અમારે માટે સુખકારી હો. રાત્રિ અને અપાનના અધિષ્ઠાતા વરુણદેવ આપની કૃપાથી, અમારે માટે સુખકારી હો. આંખના અને સૂર્યના અનુગ્રાહક અર્યમાદેવ અમારે માટે સુખકારી હો. શારીરિક અને માનસિક બળના અધિષ્ઠાતા ઇન્દ્રદેવ અમારે માટે સુખકારી હો. વાણી અને મતિના અધિષ્ઠાતા દેવ બૃહસ્પતિ અમારે માટે સુખકારી હો સર્વત્ર અકુતોભય સંચારી ગતિવાળા વિષ્ણુદેવ અમારે માટે સુખકારી હો. અર્થાત્ પ્રાણ અને અપાન, આંખ કાન વગેરે ઇન્દ્રિયો, શારીરિક અને માનસિક બળ, વાણી મતિ અને હાથપગની સાબૂતતા હોય તો આધ્યાત્મિક વિદ્યાને માટે જોઈતો પૂરો પ્રયત્ન થઈ શકે. "પહેલું સુખ તે જાતે નર્યાં" એ કહેવતનું રહસ્ય સાધકે જાણવું રહ્યું. આ શારીરિક, માનસિક અને આધ્યાત્મિક સ્વસ્થતા માટે ખબરદારી રાખવી રહી.

આમ શારીરિક અને માનસિક સ્વસ્થતા માટે પરમાત્માને પ્રાર્થી હવે પ્રધાન દેવ, જે પરમાત્મા તેને વન્દન કરી સ્તુતિ કરતાં કહે છે કે હે પરમાત્મન્! આપને મારા નમ્ર પ્રણામ હો! હે પરમાત્મન્! આપ વાયુરૂપ એટલે કે સર્વજીવન રૂપ છો! પ્રાણીમાત્રમાં ધબકતું જે જીવન છે એ જીવન આપની બક્ષિસ છે! આથી જ સર્વભૂત-જીવન-સ્વરૂપ આપ વન્દનીય છો. આથી જ આપને જ હું પ્રત્યક્ષ બ્રહ્મ તરીકે વદીશ. અર્થાત્ સર્વભૂતમાં રહેલા જીવનને-જીવનશક્તિને જ હું પરમપિતા પરમેશ્વર જાણીશ અને કહીશ. હે પરમાત્મન્! હું ઋત-એટલે કે યથાશાસ્ત્ર વચન ઉચ્ચારીશ. હું સત્ય યથાર્થ વાણી વદીશ. મારી આ સાધનાથી પ્રસન્ન થયેલા આપ મને રક્ષો. મારા ઉપદેષ્ટા-આચાર્યદેવને રક્ષો. મને અને આચાર્ય ઉભયને રક્ષો! હે પરમાત્મન્! ત્રિવિધ દુઃખોની નિવૃત્તિ હો! સર્વભૂતસ્થ જીવન પરમાત્માનું જ

છે! એ અહીં ન ભૂલાય એવો ધ્વનિ છે! સાધકે છેવટે એ જ પ્રધાનપણે સમજવાનું છે. કેમકે જ્યાં સુધી સર્વજીવનની એકતા ન સમજાય ત્યાં સુધી અધ્યાત્મવિદ્યા ચરિતાર્થ થતી નથી.

સૂચના:—શાન્તિપાઠની જ પુનરાવૃત્તિ એ પ્રથમ અનુવાક છે. જે નીચે મુજબ છે–

ॐ शं नो मित्र......शान्तिः ! सत्यं वदिष्यामि पञ्च च ।

॥ इति प्रथमः अनुवाकः ॥

ॐ शीक्षां व्याख्यास्यामः । वर्णः स्वरः, मात्रा बलम्, साम संतानः, इति उक्तः शीक्षाध्यायः (शीक्षां पञ्च) इति द्वितीयोऽनुवाकः

ॐ=હે પરમાત્મન્ શીક્ષા=શિક્ષાનું વ્યાખ્યાસ્યામઃ=અમો વ્યાખ્યાન કરીશું. वर्णः=અક્ષર स्वरः=સ્વર मात्रा=માત્રા बलं=બલ साम=સામ અને संतानः=સંતાન इति=એ शीक्षाध्यायः=શિક્ષાધ્યાય उक्तः=કહેવાયો છે.

ॐ। શિક્ષાનું અમો વ્યાખ્યાન કરીશું. વર્ણ, સ્વર, માત્રા, બલ, સામ અને સંતાન એ શિક્ષાધ્યાય કહેવાયો છે.

આમ પહેલા અનુવાકમાં ત્રિવિધ દુઃખની નિવૃત્તિ માટે અને શ્રેયની અચિર સિદ્ધિ માટે પરમાત્માની અનેક શક્તિ રૂપે પ્રાર્થના કરી. ઉપનિષદ્ સાહિત્ય એ અર્થપ્રધાન સાહિત્ય છે. એટલે કે એમાં અર્થનું જ્ઞાન મુખ્ય છે. એટલે શબ્દના ચોક્કસ અર્થ નિર્ણયના ઉપર એમાં ખૂબ જ ભાર મૂકવામાં આવે છે, કેમકે અર્થ નિર્ણય ઉપર તો જીવન નિર્માણનો આધાર છે. અને શબ્દશાસ્ત્ર જ્યાં સુધી બરોબર ન આવડે ત્યાં સુધી અર્થ નિર્ણય થતો નથી. પ્રત્યેક શબ્દનો યથાર્થ ઉચ્ચાર શબ્દશાસ્ત્રમાં મુખ્ય છે. એ ઉચ્ચારનું પણ આખું શાસ્ત્ર છે! એ ઉચ્ચાર વગેરેનું જો બરોબર જ્ઞાન ન હોય તો અર્થ નિર્ણયમાં ઘોટાળો થાય છે એટલું જ નહીં પણ અર્થનો અનર્થ પણ થઇ જાય છે! આથી શરૂઆતમાં શબ્દના ઘટક અવયવો=વર્ણોનું ઉચ્ચારણ શાસ્ત્ર, શિષ્યે અવશ્ય શીખી લેવું જ જોઇએ. આથી હવે વર્ણો વગેરેના ઉચ્ચારણ–શાસ્ત્રના આરંભની પ્રતિજ્ઞા કરે છે, કે હે પરમાત્મન્! અમો હવે શિક્ષા શાસ્ત્રનું સ્પષ્ટ વ્યાખ્યાન કરીશું. શિક્ષા શાસ્ત્રમાં વર્ણ, સ્વર, માત્રા, બલ, સામ અને સંતાન આટલાનો સમાવેશ થાય છે, એમાં અકાર વગેરે

વર્ણો છે. ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત એ ત્રણ સ્વરો છે. હ્રસ્વ, દીર્ઘ અને પ્લુત એ ત્રણ માત્રાઓ છે. ઉચ્ચારણના પ્રયત્ન વિશેષનું નામ બલ છે. સામ એટલે વર્ણોનું મધ્યમ સ્વરે-અવાજે ઉચ્ચારણ કરવું તે અને સંતાન એટલે સંહિતા એટલે કે શક્ય હોય ત્યાં સંધિ-વર્ણોના જોડાણ. આમ વર્ણ સ્વર, માત્રા, બલ, સામ અને સંધિ એ છનું વૈદિક વિદ્યાના અભ્યાસમાં જ્ઞાન જરૂરી છે. અર્થાત્ આ છનું જ્ઞાન મેળવવામાં જે પ્રમાદ થાય તો કહેવાને ઇષ્ટ અર્થની સિદ્ધિ નથી થતી એટલું જ નહીં પણ અનર્થની પ્રાપ્તિ થાય છે. પૂર્વાચાર્યોએ કહ્યું છે કેઃ—

**मन्त्रो हीनः स्वरतो वर्णतो वा, मिथ्या प्रयुक्तो न तमर्थमाह ।**
**स वाग्वज्रो यजमानं हिनस्ति यथेन्द्रशत्रुः स्वरतोऽपराधात् ॥**

આથી વૈદિક મન્ત્રની યથાર્થ અર્થ સિદ્ધિ માટે "શીક્ષાધ્યાય"- શિક્ષાનું શાસ્ત્ર-એટલે કે વર્ણ વગેરેના યથાશાસ્ત્ર ઉચ્ચારનું શાસ્ત્ર શિષ્યે પ્રયત્નપૂર્વક શીખી લેવું રહ્યું.

॥ इति द्वितीयः अनुवाकः ॥

**सह नौ यशः । सह नौ ब्रह्मवर्चसम् ।**

नौ=અમારો બન્નેનો-આચાર્ય અને શિષ્ય બન્નેનો यशः=યશ सह= સાથે હો. नौ=અમારું બન્નેનું ब्रह्मवर्चसम्=બ્રહ્મવર્ચસ-વિદ્યાતેજ सह=સાથે હો.

અમો બન્નેનો યશ સાથે હો. અમો બન્નેનું વિદ્યાતેજ સાથે હો.

આમ આગલા અનુવાકમાં અર્થ નિર્ણયમાં ઉપયોગી એવા વર્ણોચ્ચારાદિને લગતું શાસ્ત્ર ટૂંકમાં કહ્યું, "શીક્ષાધ્યાય" માં જે સંતાન=સંહિતા=વર્ણોની એટલે કે વ્યાકરણના નિયમ મુજબ એક બીજા સાથે સંધાઇ જાય-જોડાઇ જઈ શકે-એવા બે વર્ણોની સંધિનો ઉલ્લેખ કર્યો છે તેનું સાધક જીવનમાં શું રહસ્ય છે તે ગુરૂ શિષ્યને બતાવનાર છે. તે પહેલાં દેહલીદીપકન્યાયે પૂર્વ ગ્રન્થ અને ઉત્તર ગ્રન્થના સમાપ્તિ અને આરંભમાં સાધારણ મંગલ આચરે છે. એટલે કે જેમ ઉંબર ઉપર મૂકેલો દીવો બન્ને ઓરડાને અજવાળું આપે છે તેમ અત્યાર સુધી શીખવાઈ ચૂકેલા શિક્ષાધ્યાય અને હવે પછી આવનારાં સંહિતા-ઉપનિષદ્‌ની મધ્યમાં ભગવતી શ્રુતિ શિષ્યને શીખવવાના ઉદ્દેશથી જાતે શિષ્ય રૂપે મંગલાચરણ કરે છે કે અમો બન્નેનો યશ સાથે

હો. અમો બન્નેનું વિદ્યા તેજ સાથે હો. અર્થાત્ અમો-ગુરુ અને શિષ્યની એક સાથે કીર્તિ હો! અમુક અમુકનો શિષ્ય છે, અમુક અમુકનો ગુરુ છે એવા આકારની અમારી બન્નેની એક સાથે જગતમાં પ્રસિદ્ધિ હો. વળી વિદ્યાના પ્રભાવથી જન્મતું જે તેજ છે તે પણ અમો બન્નેનું હો. વિદ્યાનું હંમેશાં માનનીય ઓજસ્ હોય છે તે વિદ્યાજન્ય ઓજસ્ અમારામાં હો. આવી છે શિષ્યની શુભાકાંક્ષા ભણનારતામાં આટલી ભાવના તો જરૂર હોવી ઘટે.

**अथातः संहितायाः उपनिषदं व्याख्यास्यामः। पञ्चसु अधिकरणेषु। अधिलोकं, अधिज्योतिषं, अधिविद्यं, अधिप्रजं, अध्यात्मम्। ता महासंहिताः इति आचक्षते।**

अथ=હવે अतः=અહીંથી अधिलोकं=અધિલોક, અધિજ્યોતિષ, અધિવિદ્ય, અધિપ્રજ, અને અધ્યાત્મ એવા पञ्चसु=પાંચ अधिकरणेषु=અધિકરણોમાં પ્રકરણોમાં संहितायाः=સંહિતાનું उपनिषदं=રહસ્ય व्याख्यास्यामः=ખોલીને કહીશું ताः=તે પાંચને महासंहिताः=મહાસંહિતા इति=એમ आचक्षते=રહસ્યવિદો કહે છે.

હવે અહીંથી અધિલોક, અધિજ્યોતિષ, અધિવિદ્ય, અધિપ્રજ અને અધ્યાત્મ એવાં પાંચ પ્રકરણોમાં અમો સંહિતાનું રહસ્ય ખોલીને કહીશું. તે પાંચને મહાસંહિતા એમ રહસ્યવિદો કહે છે.

આમ શિષ્યભાવી આત્માએ વિદ્યાજન્ય કીર્તિ અને ઓજસ્‌ની પ્રાર્થના કરી. ત્યારબાદ ગુરુ કહે છે કે હવે અહીંથી અધિલોક, આદિ પાંચ પ્રકરણમાં અમો "સંહિતાનું ઉપનિષદ્" કહીશું. સંહિતા શબ્દનો શાસ્ત્રીય અર્થ થાય છે અક્ષરોની અતિશય નિકટતા. એટલે કે બે અક્ષરોની સંધિ-બે અક્ષરોનું નિયમ મુજબ જોડાણ. આ જોડાણનું ઉપનિષદ્ છે. ઉપનિષદ્‌નો અહીં રહસ્ય એવો અર્થ થાય છે. અર્થાત્ હવેના અનુવાકમાં સંહિતાનું રહસ્ય-સાધક જીવનમાં આ વર્ણોની સંધિ શું શીખવે છે તે રહસ્ય સ્પષ્ટપણે કહીશું. અધ્યાત્મ પ્રકરણમાં સધિનું-સહિતાનું રહસ્ય છે. જેમ ભાષાના અક્ષરો છૂટા છૂટા હોય છે તો તેમાંથી કશો અર્થ નીપજતો નથી; પણ તે જ અક્ષરો જો નિયમ મુજબ એકબીજા સાથે જોડાય તો તેમાંથી સુંદર અર્થ નીપજે છે, તેમ જેના જીવનમાં આજુબાજુના, સમસ્ત વિશ્વ પ્રપંચ સાથે સંધિ નથી, મેળ નથી, તેની જીવન-ભાષામાંથી કશો અર્થ નીકળતો નથી. તે અર્થહીન જીવન છે. પણ તેનાથી ઉલટું જેના જીવનમાં દેહ, ઇન્દ્રિયો, મન અને તેને

લીધે અનુભવમાં આવતાં સમસ્ત વિશ્વનો સુયોગ્ય, જીવનશાસ્ત્રના નિયમ મુજબનો સુમેળ છે-સંધિ છે તેનું જીવન સાર્થક છે. આથી શાસ્ત્ર ભણનાર શિષ્યે સંહિત-સંધિના નિયમોમાંથી કેવળ સ્થૂલ ભાષાના અક્ષરોની સંધિ જ શીખવાની નથી પણ તે દ્વારા જીવનની જે સૂક્ષ્મ ભાષા છે-તેના સંધિના નિયમો પણ શીખવાના છે. તેણે બહારના જગતની સાથે સંકળાયેલાં ઇન્દ્રિય આદિને આત્માની સાથે પણ જોડવાનાં છે. અર્થાત્ સ્થૂલતમ, સ્થૂલતર-સ્થૂલમાંથી સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ જે સંધિઓ છે તે પણ શીખવાની છે. સૂક્ષ્મતમ-સંધિ છે-બે મહા અક્ષરોના જોડાણમાં. એક અક્ષર તે જીવરૂપી અક્ષર અને બીજો અક્ષર તે પરમાત્મા અક્ષર. આ બે અક્ષરોની સંધિ એ જીવનમાં છેવટની સંધિ છે. અને એ બેની અતિશય નિકટતામાં સંહિતાનું ઉપનિષદ્ છે સામાન્ય ભાષાશાસ્ત્રમાં સંધિ માટે આટલી સામગ્રી જોઇએ. પૂર્વ અક્ષર, ઉત્તર અક્ષર, સંધિ અને સન્ધાન. એજ સામગ્રીઓનો અતિદેશ હવે પછી ઉપદેશવામાં આવનારી પાંચ અલૌકિક સંધિઓમાં જાણવો. હવે જે પાંચ સંહિતાઓ કહેવામાં આવનારી છે તેને "મહાસંહિતા" એમ સંહિતાના રહસ્યવેત્તાઓ કહે છે. એ સંહિતાઓનું મહત્વ અધિકારીને અંતર્મુખ કરી જીવનની સૂક્ષ્મ સંધિઓ ઉપર લઇ જવામાં છે. અર્થાત્ એનું મહાન ફલ બતાવી સૌથી જે સૂક્ષ્મ જીવાત્મા અને પરમાત્માની સંધિ છે તે તરફ લક્ષને એકતાન કરવામાં છે. આટલું જાણી લીધા પછી, હવે પછી આવનાર ગ્રંથનું સ્વારસ્ય સમજવામાં સરળતા થશે.

**अथ अधिलोकम् पृथिवी पूर्वरूपम् । द्यौः उत्तररूपम् ।**
**आकाशः सन्धिः । वायुः सन्धानम्-इति अधिलोकम् ।**

अथ=તે પાંચ મહાસંહિતાઓમાં હવે अधिलोकः=અધિલોક નામનું અધિકરણ અમો કહીએ છીએ पृथिवी=પૃથિવી पूर्वरूपं=પહેલું રૂપ=પ્રથમ વર્ણ છે. द्यौः=સ્વર્ગલોક उत्तररूपं=પાછલું રૂપ અંતિમ વર્ણ છે. आकाशः= આકાશ संधिः=સંધિ છે-જોડાણ છે. वायुः=વાયુ सन्धानं=સાંધનાર છે. इति= આમ अधिलोकम्=અધિલોક સંહિતા જાણવી.

તે પાંચ મહાસંહિતાઓમાં હવે અધિલોક નામનું અધિકરણ કહીએ છીએ. પૃથિવી પૂર્વરૂપ છે. સ્વર્ગ ઉત્તરરૂપ છે. આકાશ સંધિ છે. વાયુ સંધાન છે. આમ અધિલોક સંહિતા કહેલી જાણવી.

પાંચ પ્રકરણમાં પાંચ સંહિતાઓનું વ્યાખ્યાન કરવા પ્રતિજ્ઞા કરી હતી. તે મુજબ પહેલી મહાસંહિતા આ સ્થૂલ લોકને લગતી છે. તેને વર્ણવતાં કહે છેઃ જેમ સામાન્ય અક્ષરોની સંધિમાં પૂર્વ અક્ષર અને પાછલો અક્ષર આવે છે, સંધિ આવે છે અને તેનું સંધાન આવે છેઃ તેમ આ લોકરૂપી મહાસંધિમાં પૃથ્વીને પૂર્વ અક્ષર જાણવો સ્વર્ગને ઉત્તર અક્ષર જાણવો. મૃત્યુલોક અને સ્વર્ગલોકની અંતરાલમાં આવેલું આકાશ 'એ બેની વચ્ચેની સંધિ છે. અને એનું સંધાન કરનાર વાયુ છે. આ છે આ સ્થૂલ જગતને લગતી સંહિતા-સંધિ. પૃથ્વીલોક અને સ્વર્ગલોક વાયુરૂપી સંધાનથી જાણે આકાશમાં સંહિત થયેલાં જણાય છે. આ વિચાર ઉદાર છે. આવા ઉદાર વિચારોમાં એકાગ્રતા રાખનાર ક્ષુદ્ર વિચારોની પકડમાંથી છૂટે છે. અને એ કાંઇ જેવો તેવો લાભ નથી.

**अथ अधिज्यौतिषम् । अग्निः पूर्वरूपम् । आदित्यः उत्तररूपम् । आपः संधिः । वद्युतः सन्धानम् । इति अधिज्यौतिषम् ॥**

अथ=હવે अधिज्यौतिषम्=અધિજ્યોતિષ અધિકરણ કહીએ છીએ. अग्निः= અગ્નિ पूर्वरूपं=પૂર્વરૂપ છે. आदित्यः=સૂર્ય उत्तररूपम्=અંતિમ રૂપ છે. आपः= પાણી संधि=સંધિ છે. वैद्युतः=વિજળીઓ सन्धानम्=સંધાન છે. इति=આમ अधिज्यौतिषम्=અધિજ્યોતિષ જાણવું.

હવે અધિજ્યોતિષ. અગ્નિ પૂર્વરૂપ છે. સૂર્ય ઉત્તરરૂપ છે. પાણી સંધિ છે. વિજળીઓ સંધાન છે. આમ અધિજ્યોતિષ સંહિતા જાણવી.

હવે આકાશની જ્યોતિઓમાં રહેલી સંહિતાને સિદ્ધ કરતાં કહે છે કે અગ્નિ પૂર્ણ અક્ષર છે. સૂર્ય ઉત્તર અક્ષર છે. પાણી એની સંધિ છે અને વિજળીઓ એનું સંધાન છે. અર્થાત્ પૃથ્વીના કરતાં પણ આકાશનાં તત્વો વધુ આશ્ચર્યજનક છે. અને તેમની વચ્ચે રહેલી સંધિને જાણવાથી મન વધારે મોકળું થાય છે. અને મોકળું-ઉદાત્ત વિચારમાં એકાગ્ર મન આત્માભિમુખ થવા માટે વધુ લાયક હોય છે. આથી જેનું મન સહસા એકાગ્ર ન થતું હોય તેણે આભની અટારીમાં વર્તી રહેલી આ સંહિતા ઉપર નજર ફેરવવી.

**अथ अधिविद्यम् । आचार्यः पूर्वरूपम् । अन्तेवासी उत्तररूपं । विद्या सन्धिः । प्रवचनं सन्धानम् । इति अधिविद्यम् ।**

અથ=હવે અધિવિદ્યમ્=અધિવિદ્ય અધિકરણ કહીએ છીએ. आचार्यः=આચાર્ય પૂર્વરૂપં=પૂર્વરૂપ, अन्तेवासी=વિદ્યાર્થી उत्तररूपं=અન્તિમરૂપ विद्या=વિદ્યા सन्धिः= સન્ધિ અને प्रवचनं=પ્રવચન संधानं=સંધાન છે इति=એમ अधिविद्यं=અધિવિદ્ય અધિકરણ છે.

હવે અધિવિદ્ય અધિકરણ કહીએ છીએ. આચાર્ય પૂર્વરૂપ, વિદ્યાર્થી ઉત્તરરૂપ, વિદ્યા સન્ધિ, પ્રવચન સંધાન છે. એમ અધિવિદ્ય અધિકરણ છે.

પૃથ્વી અને આભની અટારીમાં ચમકતાં નક્ષત્રોની સંહિતા જાણનારને કુદરતી એમને લગતી વિદ્યા મેળવવાનું મન થાય. અર્થાત્ આ બધું શું છે–એને લગતી જીજ્ઞાસા થાય. આથી હવે એ જીજ્ઞાસાને ટાળનારી જે અધિવિદ્ય સંહિતા છે તેનો ઉલ્લેખ કરતાં કહે છે. આચાર્ય–વિદ્યાગુરૂ પૂર્વ અક્ષર છે. તેની નિકટ ગુરૂના હૈયામાં વસનારો વિદ્યાર્થી ઉત્તર અક્ષર છે. વિદ્યા એ બેની સધિ–ગાંઠ છે. અને પ્રવચન–પ્રશ્નોત્તરરૂપ પ્રવચન એ ગાંઠને સાંધનાર છે. આ અધિવિદ્ય સંહિતા મહામહિમા વાળી છે.

**अथ अधिप्रजं । माता पूर्वरूपं । पिता उत्तररूपम् । प्रजा सन्धिः-प्रजननं संधानं । इति अधिप्रजम् ॥**

અથ=હવે अधिप्रजं=અધિપ્રજ અધિકરણ माता पूर्वरूपं=માતાપૂર્વરૂપ पिता= પિતા उत्तररूपं=ઉત્તરરૂપ प्रजा=પ્રજા संधि=સંધિ प्रजननं=પ્રજનન संधानं= સંધાન છે इति=એમ अधिप्रजं=અધિપ્રજ અધિકરણ છે.

હવે અધિપ્રજ અધિકરણ. માતા પૂર્વરૂપ. પિતા ઉત્તરરૂપ, પ્રજા સંધિ, પ્રજનન સંધાન છે. એમ અધિપ્રજ અધિકરણ જાણવું.

ગુરુ પાસે ગયેલો વિદ્યાર્થી–અધ્યાત્મજ્ઞાન પિપાસુ વિદ્યાર્થી, વિશ્વની ઉત્પત્તિથી જ આધ્યાત્મ વિદ્યા ભણે છે. અને વિશ્વોત્પત્તિની પણ મહાસંહિતા છે. એનું વર્ણન કરતાં કહે છે કે માતા–જનની પૂર્વ અક્ષર છે પિતા–જનક ઉત્તર અક્ષર છે. પ્રજા એ બેની સંધિ છે અને પ્રજનનક્રિયા એ સંધાન છે.

**अथ अध्यात्मम् । अधराहनुः पूर्वरूपं । उत्तराहनुः उत्तररूपम् वाक् सन्धिः, जिह्वाम् सन्धान इति अध्यात्मम् ।**

अथ=હવે अध्यात्मम्=અધ્યાત્મ અધિકરણ કહીએ છીએ. अधराहनुः=નીચલી હડપચી पूर्वरूपम्=પૂર્વરૂપ છે. उत्तराहनुः=ઉપલી હડપચી उत्तररूपं=ઉત્તરરૂપ છે. वाक्=વાણી सन्धिः=સંધિ છે. जिह्वा=જીભ सन्धानं=સંધાન છે. इति=એમ अध्यात्मम्=અધ્યાત્મ અધિકરણ જાણવું.

હવે અધ્યાત્મ અધિકરણ. નીચલી હડપચી પૂર્વરૂપ, ઉપલી હડપચી ઉત્તરરૂપ છે. વાણી સંધિ છે. જીભ સંધાન છે. એમ અધ્યાત્મ અધિકરણ જાણવું.

હવે માતાપિતાની સંહિતાથી અસ્તિત્વમાં આવેલી પ્રજારૂપી સંધિનું નિજ રહસ્ય શું છે. અર્થાત્ પોતાને લગતું રહસ્ય શું છે એ વાતનો સ્ફોટ કરતાં કહે છેઃ નીચલી હડપચી–નીચલો હોઠ એ પૂર્વ અક્ષર છે. ઉપલી હડપચી–ઉપલો હોઠ ઉત્તર અક્ષર છે. વાણી એ સંધિ છે. અને જીભ એ સંહિતા કરાવનાર સંધાન છે. અર્થાત્ વાણી ઉપર જ જીવનરહસ્ય જાણવાનો મુખ્ય આધાર છે. ગુરુની આમ વાણી શિષ્યના અંતરમાં પ્રવેશી શિષ્યને ભવભારથી મુક્ત થવાનો ઉપદેશ આપે છે. અને એ શબ્દ પ્રમાણ જ તો અધ્યાત્મ વિષયમાં સૌથી અગત્યનું છે. આથી છેવટે આ મહાસંહિતાઓનો એકાગ્ર વિચાર શાસ્ત્રાધ્યયનમાં આવીને પરિણમે છે. અને શાસ્ત્રનો અભ્યાસ કરી તે મુજબ વર્તી મનુષ્ય છેવટે પેલી મહાસંહિતા–બે સ્વરૂપે અક્ષરની સંધિને જાણે છે.

**इति इमाः महासंहिताः। य एवं एताः महासंहिताः व्याख्याता वेद, संधीयते प्रजया, पशुभिः, ब्रह्मवर्चसेन, अन्नाद्येन सुवर्ग्येण लोकेन ।**

इति=આમ इमाः=આ महासंहिताः=મહાસંહિતાઓ છે. यः=જે મનુષ્ય एवं=આ પ્રમાણે व्याख्याताः=બોલીને કહેવાયેલી एताः=આ महासंहिताः=મહાસંહિતાઓને वेद=જાણે છે તે प्रजया=પ્રજાથી पशुभिः=પશુઓથી ब्रह्मवर्चसेन=બ્રહ્મવર્ચસથી अन्नाद्येन = ખાવાયોગ્ય અન્નથી તથા सुवर्ग्येण लोकेन = સ્વર્ગલોકથી संधीयते=યુક્ત થાય છે.

આમ આ મહાસંહિતાઓ છે. જે કોઈ આ પ્રમાણે કહેવાયેલી આ મહાસંહિતાઓને જાણે છે તે પ્રજા, પશુ, બ્રહ્મવર્ચસ, ખાવા યોગ્ય અન્ન તથા સ્વર્ગલોકથી સંપન્ન થાય છે.

આ પાંચ મહાસંહિતાઓની જે ઉપાસના કરે છે–એટલે કે એમના ઉપર જે એકાગ્ર ભાવે ચિન્તન કરે છે તેને શું ફળ મળે છે તે વર્ણવતાં કહે છે કે જે કોઇ પુરુષ આ મહાસંહિતાઓને જાણે છે તે પ્રજા-પશુ-અન્ન-બ્રહ્મવર્ચસ તથા સ્વર્ગલોકથી સંપન્ન થાય છે. આ ફલશ્રુતિ રોચક હોઇને માણસને પહેલાં પ્રવર્તાવે અને પાછળથી વધુ ઊંડા વિવેકી વિચારે તેમાંથી નિવૃત્તિ કરી સાચા માર્ગે લઇ જાય છે.

॥ इति तृतीयः अनुवाकः ॥

## ॥ अथ चतुर्थोऽनुवाकः ॥

यः छन्दसां ऋषभः विश्वरूपः, छन्दोभ्यो अधि अमृतात् संबभूव । स मा इन्द्रो मेधयास्पृणोतु । अमृतस्य देव ! धारणो भूयासम् । शरीरं मे विचर्षणम् । जिह्वा मे मधुमत्तमा । कर्णाभ्यां भूरि विश्रुवम् । ब्रह्मणः कोशोऽसि मेधया पिहितः । श्रुतं मे गोपाय ॥

यः=જે छन्दसां=વેદોનાં ऋषभः=સર્વશ્રેષ્ઠ-મુખ્ય અર્થ विश्वरूपः=સર્વરૂપ ઓમ્-બ્રહ્મ છે. તથા छंदोभ्यः=મન્ત્રોમાંથી अधिअमृतात्=અમૃત જીવનને માટે સૌને અમૃત જીવન દેવાને માટે संबभूव=પ્રકટ થયો છે सः= તે इन्द्रः=પરમૈશ્વર્યવાન્ પરમાત્મા मा=મને मेधया=બુદ્ધિથી स्पृणो=બળવાન બનાવે. देव=હે દેવ! अमृतस्य=અમૃત જીવનનો હું धारण=ધારણા કરનારો भूयासं=થાઉં. मे=મારું शरीरं=શરીર विचर्षणम्=કાર્ય કરવાને યોગ્ય હો. मे=મારી जिह्वा જીભ-વાણી मधुमत्तमा=મધમીઠી હો. कर्णाभ्यां=કાનો દ્વારા હું भूरि=અત્યંત-અનેકવિધ ઉપદેશ विश्रुवम्=સુણું. તું मेधया=પ્રજ્ઞથી पिहितः=ઢંકાયેલ ब्रह्मणः=વેદ આદિ સમસ્ત વિદ્યાઓમાં कोशः=ખજાનો असि=છે. मे=મારા श्रुतं=શ્રવણ કરેલા અર્થનું વિસ્મૃતિથી गोपाय=રક્ષણ કર.

સર્વરૂપ છે તથા મન્ત્રોમાંથી અમૃત જીવનને માટે પ્રકટ થયો છે તે પરમ ઐશ્વર્યવાન પરમાત્મા મને મેધાદશાએ બલવાન બનાવો. ૐ પરમાત્માનું નામ છે અને આથી જ તે સર્વશ્રેષ્ઠ છે. પરમાત્માના નામથી ઉત્તમ કંઇ ચીજ હોઇ શકે? ૐ અક્ષર સર્વ વાણીમાં ઓતપ્રોત છે. અને આથી જ તે સર્વરૂપ છે. એ ૐ થી પરમાત્મા જુદો નથી અને પરમાત્મા સર્વરૂપ છે. આ ૐકાર તમામ મન્ત્રોના સારરૂપ છે. અને એ ૐ અમૃત જીવન માટે પ્રગટ થયો છે. એટલે કે ૐકારના આલમ્બનથી મનુષ્યને અમૃત જીવન પ્રાપ્ત થાય છે. ૐ પરમાત્માનું શરણ અમૃત કેમ ન કરે? આવા ૐનામી પરમ ઐશ્વર્યવાન પરમાત્મા મને-શિષ્યને મેધાદશાએ બલવાન કરો અર્થાત્ મારી મેધાશક્તિને બલિષ્ઠ કરો. તે પરમાત્માને પ્રાર્થતાં કહે છે કે હે દેવોના દેવ! હે પરમાત્મન્! હું આપની પાસે મેધાની યાચના કેમ કરું છું?- કેમકે હું અમૃત જીવનનો ધારણ કરનાર બનવા ચાહું છું. અમૃતજીવન- એટલે કીર્તિકાયા અને આત્મદષ્ટિ-એ બન્ને રીતે અમૃત થવા ચાહું છું. આવું અમર જીવન નીરોગી અને કાર્યક્ષમ શરીર હોય તો જ સંભવે. આથી હે પરમાત્મન્! આપની કૃપાથી મારું શરીર કરવા યોગ્ય જે કર્મો તે કરવા માટે સમર્થ હો. મારી વાણી મધમીઠી હો. વાણીની મીઠાશ એટલે વાણીમાં સત્યતા-પ્રિયતા અને હિતતા. હે પરમાત્મન્! વાણીની મીઠાશ એ મહા વશીકરણ હોઇને આપની પાસે હું તેવી મધુમત્તમા વાણી ચાહું છું. હું મારાં બે કાનોથી અનેકવિધ ઉપદેશ સુણું કર્ણેન્દ્રિયની સાર્થકતા જ શાસ્ત્ર-શ્રવણ-હરિકથા શ્રવણ-પ્રભુ નામ સ્મરણમાં છે. વળી પ્રણવ સ્વરૂપ પરમાત્માની સ્તુતિ કરતાં કહે છે કે પ્રણવ સ્વરૂપ પરમાત્મન્! આપ વેદાદિ સમસ્ત વિદ્યાના ખજાના જેવા છો! વેદ સમસ્ત વિદ્યાનું બીજ છે. અને ૐ સમસ્ત વેદનું બીજ છે. અર્થાત્ તમામ વેદાદિ વિદ્યાઓ ૐરૂપી ખજાનામાં છૂપાયેલી છે. પણ એ ૐરૂપી સમસ્ત વિદ્યાનો કોશ બુદ્ધિથી આચ્છાદિત છે! આથી જ જેમ આચ્છાદિત વસ્તુ આચ્છાદનને લઇને જણાતી નથી તેમ પૃથગ્ બુદ્ધિના આચ્છાદનથી આચ્છાદિત આ ૐરૂપી ખજાનો પ્રાકૃત પુરૂષને એકાએક જણાતો નથી. આથી જ હે પરમાત્મન્! મારાં સાંભળેલાંનું આપ વિસ્મૃતિથી રક્ષણ કરો. એટલે હું જે કાંઈ ગુરૂદેવ પાસેથી વિદ્યા ભણું તે વિસ્મૃત ન હજો. સદા મારી સ્મૃતિમાં-મેધામાં તે તેજસ્વિતાથી હાજર રહેજો આમ અહીં તમામ શિષ્યભાની આત્માઓએ કરવા યોગ્ય પરમાત્માની સુન્દર પ્રાર્થના છે. આ મંત્રોના વિહિત જપથી મેધાશક્તિ વધે છે. હૃદયની શુદ્ધિ થાય છે. પ્રસન્નતા થાય છે.

**आवहन्ती वितन्वाना, कुर्वाणा चीरमात्मनः, वासांसि मम गावश्च । अन्नपाने च सर्वदा । ततो मे श्रियमावह । लोमशां पशुभिः सह स्वाहा । आ मा यन्तु ब्रह्मचारिणः स्वाहा । विमायन्तु ब्रह्मचारिणः स्वाहा । प्रमायन्तु ब्रह्मचारिणः स्वाहा । दमायन्तु ब्रह्मचारिणः स्वाहा । शमायन्तु ब्रह्मचारिणः स्वाहा ।**

હે પરમાત્મન્! आत्मनः=પોતાને માટે-મારે માટે सर्वदा=હમેશાં अन्नपाने=અન્નજળ आवहन्ती=લાવનારી હંમેશાં वासांसि=વસ્ત્રોને वितन्वाना= આપતી च=અને मम=મારે માટે च=નિશ્ચય गावः=ગાયરૂપી ધન अचिरं=તરત કરતી આપની લક્ષ્મી છે. ततः=તેથી હે પરમાત્મન્ मे=મારે માટે श्रियं= અપાર શ્રીને आवह=આણો. કે જે લક્ષ્મી लोमशां=રુંવાટીવાળાં, पशुभिः सह=પશુઓથી યુક્ત હોય. स्वाहा=સ્વાહા मा=મારા તરફ ब्रह्मचारिणः= બ્રહ્મચારીએ। आयन्तु=આવે मा=મારા તરફ ब्रह्मचारिणः=બ્રહ્મચારીઓ वि+यन्तु= વિવિધ દિશામાંથી આવે स्वाहा=સ્વાહા ब्रह्मचारिणः=બ્રહ્મચારીઓ प्रमायन्तु= અત્યંત બુદ્ધિવાળા હો. स्वाहा=સ્વાહા ब्रह्मचारिणः=બ્રહ્મચારીઓ दमायन्तु=દાન્ત હો स्वाहा=સ્વાહા ब्रह्मचारिणः=બ્રહ્મચરીઓ शमायन्तु=શાંત હો स्वाहा=સ્વાહા.

હે પરમાત્મન્! આપની લક્ષ્મી હંમેશાં મારે માટે અન્નજળને લાવનારી છે. વસ્ત્રો આપનારી છે. અને નિશ્ચય મારે માટે તરત ગોધન કરનારી છે. તેથી મારે માટે આપની તે શ્રીને આણો. જે શ્રી રુંવાટીવાળાં પશુઓથી યુક્ત-તત્સ્વરૂપ હોય-સ્વાહા. મારા તરફ બ્રહ્મચારીઓ આવો. સ્વાહા. મારા બ્રહ્મચારીઓ તેજસ્વી બુદ્ધિવાળા હો. સ્વાહા. દાન્ત હો. સ્વાહા. શાન્ત હો. સ્વાહા.

આમ આગલા વિભાગમાં મેધાકામ પુરુષને માટે પ્રણવોપાસના કહી. પણ વાત એ છે કે માણસ મતિમાન ભલે હોય જ્યાં સુધી તેની પાસે અર્થ સમૃદ્ધિ ન હોય-શ્રીની કૃપા ન હોય ત્યાં સુધી તે વિદ્યાધની હોય તોયે મહાદરિદ્ર છે. અને વિદ્યાવૃદ્ધ જ્યાં સુધી ધનવૃદ્ધ ન થાય ત્યાં સુધી તેને દુન્યવી વ્યવહારમાં નીરાંત વળતી નથી. એ નિરાંતના અભાવે છતી વિદ્યાએ તે વિદ્યાના સુખદાયી ફલથી વંચિત રહે છે. આ છે દુનિયાનો સામાન્ય નિયમ. અસામાન્ય પુરુષને માટે તો અર્થ એ અનર્થનું સાધન-વિચાર દૃષ્ટિએ હોય છે. પણ દુનિયા અસામાન્ય પુરુષોથી ઉભરાતી નથી. સામાન્યથી જ ઉભરાય છે. તેવા સામાન્ય પુરુષને જો શ્રીની કામના હોય તો તેને માટે "શ્રી હોમ" નું વિધાન ઉચિત છે. અને શ્રીની પ્રાપ્તિ માટે દુનિયાના કોઈ

માણસ પાસે દિન વદને ભીખ માંગવા કરતાં તો સમસ્ત શ્રીના સ્વામી=પરમાત્મા આગળ યાચના કરવી એ વિવેકદૃષ્ટિએ શોભન છે. આથી સર્વ શ્રીનિધાન પરમાત્માને જ પ્રાર્થના કરતાં "શ્રી હોમ"નું વિધાન સૂચવતાં કહે છે કે હે પરમાત્મન્! આપની શ્રી મારે માટે=આપના સેવક માટે હંમેશાં અન્ન, જળ, વસ્ત્ર ગોધનાદિને લાવનારી છે. આથી આપને આપની શ્રીનું વિભાવન કરવા વિનવું છું. હે પરમાત્મન્! લૌકિક શ્રી જ નહીં પણ વિદ્યાશ્રીની પણ હું અભિલાષવાળો છું. આથી વિવિધ દિશાઓમાંથી મારા તરફ બ્રહ્મચારીઓનાં ઝુંડો આવો. મારા બ્રહ્મચારીઓ-વિદ્યાર્થીઓ તેજસ્વી બુદ્ધિવાળા, દાન્ત અને શાન્ત હો! આવી ઇચ્છા છે. હે પરમાત્મન્! આપ તે પૂરી કરો કેમકે આપ જ સર્વશ્રીનિધાન છો!

**यशो जनेऽसानि स्वाहा । श्रेयान् वस्यसः असानि स्वाहा । तं त्वा भग प्रविशानि स्वाहा । स मा भग प्रविश स्वाहा । तस्मिन् सहस्रशाखे, निभगाहं त्वयि मृजे स्वाहा । यथा आपः प्रवता यन्ति, यथा मासा अहर्जरम्, एवं मां ब्रह्मचारिणः । धातरायन्तु सर्वतः स्वाहा । प्रतिवेशोऽसि प्र मा भाहि प्र मा पद्यस्व । ( वितन्वाना शमायन्तु ब्रह्मचारिणः स्वाहा धातरायन्तु सर्वतः स्वाहा एकं च )**

હે પરમાત્મન્ હું યશવાળા જને=મનુષ્યોમાં यशः=યશસ્વી असानि=હોઉં स्वाहा=સારા वस्यसः=મહાધનીઓમાં श्रेयान्=સૌથી મહાન ધની असानि=થાઉં स्वाहा=સ્વાહા भग=હે ભગવન્ तं=તે त्वा=તારામાં હું प्रविशानि=પ્રવેશ કરું. स्वाहा=સ્વાહા स=તે તું मा=મારામાં भग=હે ભગવન્! प्रविश=પ્રવિષ્ટ હો स्वाहा=સ્વાહા. भग=હે ભગવન્! तस्मिन्=તે सहस्रशाखे=હજારો શાખાઓવાળા-અનન્ત બ્રહ્માંડરૂપી શાખાવાળા પરમપવિત્ર એવા त्वयि=તારામાં સૌના મૂળમાં પ્રવિષ્ટ થયેલો अहं=હું મારી જાતને निमृजे=પવિત્ર કરું છું. स्वाहा=સ્વાહા यथा=જેમ आपः=પાણી प्रवता=નિમ્નમાર્ગથી સમુદ્રને यन्ति=પ્રાપ્ત થાય છે यथा=જેમ मासाः=મહિનાઓ अहर्जरम्=વરસને પ્રાપ્ત થાય છે एवं=એમ धातः=હે વિધાતા! मा=મારા તરફ सर्वतः=દરેક ઠેકાણેથી ब्रह्मचारिणः=બ્રહ્મચારીઓ आयन्तु=આવો! स्वाहा=સ્વાહા હે પૂજ્ય! તું સૌનું प्रतिवेशः=વિશ્રામસ્થાન असि=છે. मा=મને, આશ્રય દેતા એવા આપ प्रभाहि=જગતમાં ચમકીલો બનાવ અને मा=મને प्रपद्यस्व=આપ પ્રાપ્ત હો.

હે પરમાત્મન્! હું યશવાળા મનુષ્યોમાં યશવાળો થાઉં. સ્વાહા. હું મહાધનિકોમાં સૌથી શ્રેષ્ઠ ધનિક થાઉં સ્વાહા. હે ભગવન્! અનન્ત બ્રહ્માંડરૂપી શાખાઓવાળા પરમ પવિત્ર એવા તારામાં–સૌના મૂળરૂપ તારા તે રૂપમાં હું મારી જાતને પવિત્ર કરું છું સ્વાહા. જેમ પાણી નિમ્ન માર્ગે સમુદ્રને, કે જેમ મહિનાઓ વર્ષને, તેમ હે વિધાતા! મારા તરફ ચોમેરથી બ્રહ્મચારીઓ આવો. સ્વાહા. હે પૂજ્યતમ પરમાત્મન્! તું સૌનું વિશ્રામસ્થાન છે. સૌને આશ્રય દેતા એવા આપ મને જગતમાં ચમકીલો બનાવો. અને મને આપ પ્રાપ્ત થાઓ.

વળી આગળ પ્રાર્થના કરતાં કહે છે કે હે પરમાત્મન્! આપની કૃપાથી હું યશવાળા મનુષ્યોમાં સૌથી યશસ્વી થાઉં. ધનિકોમાં સૌથી ધનિક થાઉં. હે પરમાત્મન્! હું આપનામાં પ્રવિષ્ટ થાઉં. આપ મારામાં પ્રવિષ્ટ થાઓ. અર્થાત્ આપણી વચ્ચે ભેદ ન હો. જીવનો શિવમાં અને શિવનો જીવમાં પ્રવેશ સૌભાગ્યની હદ છે. હે ભગવન્! હું મેલો હોઇ શકું એટલે આપનામાં મારો પ્રવેશ અશકય પણ હોય. આથી હું પ્રાર્થું છું કે હે પરમાત્મન્! અનન્ત બ્રહ્માંડરૂપી અનન્ત શાખાવાળા આપમાં–સૌના મૂળરૂપ આપનામાં હું દાખલ થઇ પવિત્ર થાઉં. અર્થાત મારૂં હૃદય આપના મૂળ સચ્ચિદાનન્દ સ્વરૂપનું ચિન્તન કરતાં કરતાં પવિત્રતમ થાઓ. એટલું જ નહીં પણ હે પરમાત્મન્! પાણી જેમ નીચે માર્ગે સમુદ્ર તરફ તથા મહિનાઓ જેમ વર્ષ તરફ તેમ મારા તરફ હે વિધાતા! ચોમેરથી બ્રહ્મચારીઓ આવો. હે પૂજ્યતમ પરમાત્મન્! આપ સૌનું વિશ્રામસ્થાન છો. સૌના શરણરૂપ આપ મને જગતમાં ચમકીલો બનાવો. આપની મને પ્રાપ્તિ હો. કેમકે પરમાત્માની પ્રાપ્તિમાં ઇતિશ્રી છે!

આમ આ ચોથા અનુવાકમાં મેધા માટે, શ્રી માટે, પ્રાર્થના થઈ. યશ માટે પ્રાર્થના કરી. પાવિત્ર્ય માટે પ્રાર્થના કરી. બ્રહ્મચારીઓ માટે પ્રાર્થના કરી. અને પ્રભુની પ્રાપ્તિ માટે પ્રાર્થના કરી. આ ઉલ્લાસમય પ્રાર્થનાનો સ્વાધ્યાય માણસને શુદ્ધહૃદયી બનાવે છે. અને એ જ એનું મહાન ફલ છે! કેમકે શુદ્ધ હૃદય જ અધ્યાત્મવિદ્યામાં અધિકારી છે. પ્રાર્થનામય જીવન પરમાત્મ પ્રકરણમાં ઉપયોગી છે.

॥ इति चतुर्थोऽनुवाकः ॥

॥ अथ पञ्चमोऽनुवाकः ॥

भूर्भुवः सुवरिति वा एताः तिस्रः व्याहृतयः । तासां उ ह स्म एतां चतुर्थी माहाचमस्यः प्रवेदयते, महः इति । तद्ब्रह्म । स आत्मा । अंगानि अन्याः देवताः भूरिति वा अयं लोकः । भुवः इति अन्तरिक्षम् । सुवः इति असौ लोकः ॥

भूः भुवः स्वः इति=भूः भुवः स्वः એ નામની वा=નિશ્ચય एताः=આ तिस्रः=ત્રણ व्याहृतयः=વ્યાહૃતિઓ છે. तासां=તે વ્યાહૃતિઓમાં उ=નિશ્ચય एतां=આ महः=મહ इति=એ નામની ह=પ્રસિદ્ધ चतुर्थी=ચોથીને माहाचमस्य=મહા ચમસ્ય ઋષિ प्रवेदयतेस्म=સાક્ષાત્ જાણતા હતા तत्=તે ચોથી ब्रह्म=બ્રહ્મ છે. स=તે आत्मा=આત્મા છે. अन्याः=બીજા देवताः=દેવો अंगानि=તેના અંગરૂપ છે. भूः=ભૂઃ इति=એ वा=નિશ્ચય अयं=આ પ્રત્યક્ષ लोकः=લોક છે. भुवः=ભુવ इति=એ નિશ્ચય अन्तरिक्षम्=અન્તરિક્ષ લોક છે. सुवः=સ્વઃ इति=એ असौ=તે પ્રસિદ્ધ लोकः=સ્વર્ગલોક છે.

"ભૂઃ ભુવઃ સ્વઃ" એ ત્રણ નિશ્ચય આ મહા વ્યાહૃતિઓ છે. તે ત્રણમાં નિશ્ચય આ " નામની પ્રસિદ્ધ ચોથીને માહાચમસ્ય ઋષિ સાક્ષાત્ જાણતા હતા. તે બ્રહ્મ છે. બીજા દેવો તેના અંગરૂપ છે. "ભૂઃ" એ નિશ્ચય આ પ્રત્યક્ષ લોક જાણવો. "ભુવઃ" એ નિશ્ચય અંતરિક્ષ લોક જાણવો. "સ્વઃ" એ તે પ્રસિદ્ધ સ્વર્ગલોક જાણવો

આમ આગલા અનુવાકમાં પરમાત્મા પોતાને પ્રાપ્ત થાય એવી પ્રાર્થના ઋષિએ કરી. હવે વ્યાહૃતિ સ્વરૂપે પરમાત્માનું ચિન્તન કરવા માટે પાંચમા અનુવાકનો પ્રારંભ કરે છે. ભૂઃ ભુવઃ સ્વઃ એ ત્રણ મહાવ્યાહૃતિ છે. આ વ્યાહૃતિઓનો છેવટનો અર્થ સચ્ચિદાનન્દ પરમાત્મા એવો થાય છે. અને વેદ સમસ્તના સારરૂપ આ ત્રણ ઉપરાંત ચોથી મહાવ્યાહૃતિ "મહઃ" નામની છે. એ વ્યાહૃતિના દૃષ્ટા માહાચમસ્ય નામના ઋષિ હતા. એમાં "મહઃ"નો અર્થ ૐ થાય છે. ૐ પરમાત્માનું નામ છે. અને એ નામ મુખ્ય છે. એટલે તે બ્રહ્મસ્વરૂપ છે. તે આત્મ સ્વરૂપ છે-એમ કહ્યું છે. બીજા દેવતાઓ તે "મહઃ" બ્રહ્મની અપેક્ષાએ ગૌણ છે. એટલે અંગરૂપ છે. હવે ચાર વ્યાહૃતિ કેવી રીતે વર્તી રહી છે-તેમને કેવી રીતે સમજવી જોઇએ તે કહે છે કે ભૂઃ એ આ લોક છે. ભુવઃ અંતરિક્ષ લોક છે. સ્વઃ સ્વર્ગલોક છે. અને મહઃ એ આદિત્ય છે.

અર્થાત્ સ્વર્ગ, અંતરિક્ષ અને આ લોકમાં જેમ સૂર્ય મુખ્ય છે તેમ ચાર વ્યાહૃતિઓમાં મહઃ મુખ્ય છે. સૂર્યના પ્રભાવે જેમ બીજા લોકો મહિમાવાળા છે તેમ મહઃ વ્યાહૃતિથી બીજી વ્યાહૃતિઓ મહિમાવાળી થાય છે. આમ લોકોમાં વ્યાહૃતિની વ્યાપ્તિ બતાવી.

**मह इति आदित्यः । आदित्येन वाव सर्वे लोका महीयन्ते। भूरिति वा अग्निः भुवः इति वायुः । सुवः इति आदित्यः । महः इति चन्द्रमाः । चन्द्रमसा वाव सर्वाणि ज्योतींपि महीयन्ते। भूरिति वा ऋचः । भुवः इति सामानि । सुवः इति यजूँपि ॥**

मह=મહઃ इति=એ आदित्यः=સૂર્ય છે. आदित्येन=સૂર્ય વડે वाव=નિશ્ચય सर्वे लोकाः=તમામ લોકો महीयन्ते=મહિમા પામે છે. वा=અગર તો भूः=ભૂ इति=એ अग्निः=અગ્નિ છે. भुवः=ભુવ इति=એ वायुः=વાયુ છે. सुवः=સુવઃ इति=એ आदित्यः=આદિત્ય છે. महः=મહઃ इति=એ चन्द्रमाः=ચન્દ્રમા છે. चन्द्रमसा=ચન્દ્રમા વડે वाव=નિશ્ચય सर्वाणि=તમામ ज्योतिंपी=જ્યોતિઓ महीयन्ते=મહિમાને પામે છે. वा=અગર તો भूः=ભૂ इति=એ ऋचः=ઋચાઓ ઋગ્વેદ છે भुवः=ભુવ इति એ सामानि=સામવેદ છે सुवः=સ્વ इति=એ यजूँपि=યજુર્વેદ છે.

'મહઃ' એ આદિત્ય વડે નિશ્ચય સર્વે લોકો મહિમા પામે છે. અગર તો ભૂઃ એ અગ્નિ છે; ભુવઃ એ વાયુ છે; સ્વઃ એ આદિત્ય છે. મહઃ એ ચન્દ્રમા છે. ચન્દ્રમા વડે તમામ જ્યોતિઓ મહિમાને પામે છે 'ભૂઃ' એટલે ઋચા મન્ત્રો, 'ભુવઃ' એટલે સામ મન્ત્રો અને 'સ્વઃ' એટલે યજુર્વેદ જાણવો.

હવે બીજી રીતે વ્યાહૃતિની કલ્પના સમજાવે છે. ભૂઃ ભુવઃ અને સ્વઃ રૂપી ત્રણ વ્યાહૃતિઓને અનુક્રમે અગ્નિ, વાયુ અને તેજ જાણવાં. અને મહઃ ને ચન્દ્રમા જાણવો. લલિત સ્વરૂપ ચન્દ્રને લઈને જેમ આકાશસ્થ ઈતર જ્યોતિઓ રમણીય લાગે છે તેમ મહઃ થી ઈતર ત્રણ વ્યાહૃતિઓ રમણીય છે એમ જાણી મહઃની પ્રધાનતા સમજવી.

આ સિવાય પણ બીજી કલ્પનાથી વ્યાહૃત્યાત્મક પરમાત્માની ઉપાસના બતાવે છે. ભૂઃ ભુવઃ અને સ્વઃ એને અનુક્રમે ઋક્ સામ અને યજુર્મન્ત્રો જાણવા.

તાઃ=તે વાવ=નિશ્ચય એતાઃ=આ ચતસ્રઃ=ચાર ચતુર્ધા=ચાર પ્રકારની ચતસ્રઃ ચતસ્રઃ=ચારચાર વ્યાહૃતયઃ=વ્યાહૃતિઓ છે. તાઃ=તે ચારને યઃ=જે મનુષ્ય વેદ=જાણે છે સઃ=તે મનુષ્ય બ્રહ્મ=બ્રહ્મને વેદ=જાણે છે, સર્વે=તમામ દેવાઃ=દેવો અસ્મૈ=એ વ્યાહૃતિ વેત્તાને બલિં=બલિ આવહન્તિ=લાવે છે.

નિશ્ચય તે આ ચાર પ્રકારની ચાર ચાર વ્યાહૃતિઓ છે. તે ચારને જે જે જાણે છે તે બ્રહ્મને જાણે છે એ વ્યાહૃતિ વેત્તાની આગળ તમામ દેવો બલિનું આહરણ કરે છે.

આમ આ ચાર વ્યાહૃતિઓ પ્રત્યેક લોક, અગ્નિ આદિ દેવ, ઋગ્વેદાદિ વેદ અને પ્રાણાદિ શક્તિઓના ભેદને લઇને ચાર પ્રકારની થાય છે. એટલે એકંદરે આ ચાર વ્યાહૃતિઓના સોળ પ્રકાર થાય છે. આ સોળ પ્રકારે જે પરમાત્માની ઉપાસના કરે છે તે બ્રહ્મને જાણે છે. અને એ વ્યાહૃતિના રહસ્યને જે જાણે તેની સમક્ષ રાજા આગળ જેમ તેના નોકરો નજરાણું ધરે તેમ, તેવા પુરૂષ આગળ તમામ દેવો પોતપોતાની શક્તિરૂપી નજરાણું ધરે છે.

અર્થાત્ આખા અનુવાકનું રહસ્ય આ છે. પરમાત્માનો ભૂર્ભુવઃ સ્વઃ એ વાચક મન્ત્ર છે. એ મન્ત્રનો પણ સારભૂત મહઃ છે. મહઃ એટલે ૐ. ૐ એ પરમાત્માનું નામ છે. એ પરમાત્માનું નામ લેવાથી નામી પરમાત્મા જે સર્વવ્યાપક છે તે સામે આવે છે. અને સર્વવ્યાપક પરમાત્માને જે જાણે છે તેને સમસ્ત વિદ્યા અને ઉપાસનાનું ફળ સ્વતઃ પ્રાપ્ત થાય છે. અને સર્વત્ર સર્વરૂપે તે પરમાત્માની જ વિવિધ ભવનશક્તિનો પરચો અનુભવાય છે.

॥ इति पञ्चमोऽनुवाकः ॥

તાઃ=તે વાવ=નિશ્ચય એતાઃ=આ ચતસ્રઃ=ચાર ચતુર્ધા=ચાર પ્રકારની ચતસ્રઃ ચતસ્રઃ=ચારચાર વ્યાહૃતયઃ=વ્યાહૃતિઓ છે. તાઃ=તે ચારને યઃ=જે મનુષ્ય વેદ=જાણે છે સઃ=તે મનુષ્ય બ્રહ્મ=બ્રહ્મને વેદ=જાણે છે, સર્વે=તમામ દેવાઃ=દેવો અસ્મૈ=એ વ્યાહૃતિ વેત્તાને બલિં=બલિ આવહન્તિ=લાવે છે.

નિશ્ચય તે આ ચાર પ્રકારની ચાર ચાર વ્યાહૃતિઓ છે. તે ચારને જે જે જાણે છે તે બ્રહ્મને જાણે છે એ વ્યાહૃતિ વેત્તાની આગળ તમામ દેવો બલિનું આહરણ કરે છે.

આમ આ ચાર વ્યાહૃતિઓ પ્રત્યેક લોક, અગ્નિ આદિ દેવ, ઋગ્વેદાદિ વેદ અને પ્રાણાદિ શક્તિઓના ભેદને લઇને ચાર પ્રકારની થાય છે, એટલે એકંદરે આ ચાર વ્યાહૃતિઓના સોળ પ્રકાર થાય છે. આ સોળ પ્રકારે જે પરમાત્માની ઉપાસના કરે છે તે બ્રહ્મને જાણે છે, અને એ વ્યાહૃતિના રહસ્યને જે જાણે તેની સમક્ષ રાજા આગળ જેમ તેના નોકરો નજરાણું ધરે તેમ, તેવા પુરુષ આગળ તમામ દેવો પોતપોતાની શક્તિરૂપી નજરાણું ધરે છે.

અર્થાત્ આખા અનુવાકનું રહસ્ય આ છે. પરમાત્માનો ભૂર્ભુવઃ સ્વઃ એ વાચક મન્ત્ર છે. એ મન્ત્રનો પણ સારભૂત મહઃ છે. મહઃ એટલે ૐ. ૐ એ પરમાત્માનું નામ છે. એ પરમાત્માનું નામ લેવાથી નામી પરમાત્મા જે સર્વવ્યાપક છે તે સામે આવે છે. અને સર્વવ્યાપક પરમાત્માને જે જાણે છે તેને સમસ્ત વિદ્યા અને ઉપાસનાનું ફળ સ્વતઃ પ્રાપ્ત થાય છે. અને સર્વત્ર સર્વરૂપે તે પરમાત્માની જ વિવિધ ભવનશક્તિનો પરચો અનુભવાય છે.

॥ इति पञ्चमोऽनुवाकः ॥

ताः=તે वाव=નિશ્ચય एताः=આ चतस्रः=ચાર चतुर्धा=ચાર પ્રકારની चतस्रः चतस्रः=ચારચાર व्याहृतयः=વ્યાહૃતિઓ છે. ताः=તે ચારને यः=જે મનુષ્ય वेद= જાણે છે सः=તે મનુષ્ય ब्रह्म=બ્રહ્મને वेद=જાણે છે, सर्वे=તમામ देवाः=દેવો अस्मै=એ વ્યાહૃતિ વેત્તાને बलिं=બલિ आवहन्ति=લાવે છે.

નિશ્ચય તે આ ચાર પ્રકારની ચાર ચાર વ્યાહૃતિઓ છે. તે ચારને જે જે જાણે છે તે બ્રહ્મને જાણે છે એ વ્યાહૃતિ વેત્તાની આગળ તમામ દેવો બલિનું આહરણ કરે છે.

આમ આ ચાર વ્યાહૃતિઓ પ્રત્યેક લોક, અગ્નિ આદિ દેવ, ઋગ્વેદાદિ વેદ અને પ્રાણાદિ શક્તિઓના ભેદને લઇને ચાર પ્રકારની થાય છે, એટલે એકંદરે આ ચાર વ્યાહૃતિઓના સોળ પ્રકાર થાય છે. આ સોળ પ્રકારે જે પરમાત્માની ઉપાસના કરે છે તે બ્રહ્મને જાણે છે. અને એ. વ્યાહૃતિના રહસ્યને જે જાણે તેની સમક્ષ રાજા આગળ જેમ તેના નોકરો નજરાણું ધરે તેમ, તેવા પુરૂષ આગળ તમામ્ દેવો પોતપોતાની શક્તિરૂપી નજરાણું ધરે છે.

અર્થાત્ આખા અનુવાકનું રહસ્ય આ છે. પરમાત્માનો भूर्भुवः स्वः એ વાચક મન્ત્ર છે. એ મન્ત્રનો પણ સારભૂત મહઃ છે. મહઃ એટલે ૐ. ૐ એ પરમાત્માનું નામ છે. એ પરમાત્માનું નામ લેવાથી નામી પરમાત્મા જે સર્વવ્યાપક છે તે સામે આવે છે. અને સર્વવ્યાપક પરમાત્માને જે જાણે છે તેને સમસ્ત વિદ્યા અને ઉપાસનાનું ફળ સ્વતઃ પ્રાપ્ત થાય છે. અને સર્વત્ર સર્વરૂપે તે પરમાત્માની જ વિવિધ ભવનશક્તિનો પરચો અનુભવાય છે.

॥ इति पञ्चमोऽनुवाकः ॥

## ॥ अथ षष्ठोऽनुवाकः ॥

**सः यः एषः अन्तःहृदये आकाशः, तस्मिन् अयं पुरुषः मनोमयः । अमृतः हिरण्मयः । अन्तरेण तालुके, य एष स्तन इव अवलम्बते, सा इन्द्रयोनिः । यत्र असौ केशान्तः विवर्तते । व्यपोह्य शीर्षकपाले । भूरिति अग्नौ प्रतितिष्ठति । भुवः इति वायौ । सुव इति आदित्ये । मह इति ब्रह्मणि ॥**

सः=તે यः=જે एषः=આ हृदये=હૃદયમાં अन्तः=અંદર आकाशः=આકાશ છે तस्मिन्=તેમાં अयं=આ पुरुषः=પુરૂષ છે જે मनोमयः=મનરૂપ-મનનું મન, अमृतः=અમૃત તથા हिरण्मयः=સોનેરી જ્યોતિર્મય-પ્રકાશસ્વરૂપ છે. यः=જે एषः=આ तालुके=બન્ને તાળવાની अन्तरेण=મધ્યમાં स्तनः=સ્તનની इव=માફક માંસનો એક ટુકડો अवलम्बते=લટકે છે सा=તે इन्द्रयोनिः=ઇન્દ્રનું-જીવાત્માનું સ્થાન શરીરથી બહાર નીકળતી વેળા દ્વાર છે. यत्र=જે સ્થળમાં केशान्तः=કેશના અંતે મૂર્ધા સૂક્ષ્મ જીવાત્મા विवर्तते=રહે છે. તે જ, જીવાત્મા ઉત્ક્રમણ કાળે शीर्षकपाले=મસ્તકના કપાલને-બ્રહ્મરંધ્રને व्यपोह्य=ભેદીને, જો તેણે भूरिति=ભૂઃ એ વ્યાહૃતિની ઉપાસના કરી હોય તો अग्नौ=અગ્નિમાં-અગ્નિલોકમાં, भुवः इति=ભુવઃ એ વ્યાહૃતિની ઉપાસના કરી હોય તો वायौ=વાયુમાં-વાયુલોકમાં सुवः इति='સ્વ' એ વ્યાહૃતિની ઉપાસના કરી હોય તો आदित्ये=સૂર્યમાં સૂર્યલોકમાં महः इति=અને જો 'મહઃ' એ વ્યાહૃતિને ઉપાસી હોય તો ब्रह्मणि=બ્રહ્મમાં प्रतितिष्ठति=પ્રતિષ્ઠિત થાય છે.

હૃદયની અંદર જે તે આ આકાશ છે તેમાં આ મનોમય અમૃત પ્રકાશ સ્વરૂપ પુરુષ છે. જે આ બન્ને તાલુઓની મધ્યમાં આંચળની માફક એક માંસ-ખંડ લટકે છે તે ઇન્દ્ર જીવાત્માની યોનિસ્થાન છે. જે સ્થળમાં કેશાન્ત વર્તે છે-મૂર્ધાનો પ્રદેશ છે, તે જીવાત્મા, ઉત્ક્રમણકાલે બ્રહ્મરંધ્રને ભેદીને ભૂઃ ભુવઃ સ્વઃ મહઃ એ ચાર પૈકી જે ઉપાસના કરી હોય તે પ્રમાણે, અનુક્રમે, અગ્નિ, વાયુ, આદિત્ય કે બ્રહ્મલોકમાં પ્રતિષ્ઠિત થાય છે.

॥ अथ सप्तमोऽनुवाकः ॥

**पृथिवी, अन्तरिक्षं, द्यौः, दिशः, अवान्तर दिशाः। अग्निः, वायुः, आदित्यः, चन्द्रमाः नक्षत्राणि, आपः ओषधयः वनस्पतयः आकाशः आत्मा इति अधिभूतम्। अथ अध्यात्मम् प्राणः व्यानः अपानः उदानः समानः। चक्षुः, श्रोत्रं, मनो, वाक्, त्वक्। चर्म, मांस, स्नावा, अस्थि, मज्जा। एतत् अधिविधाय ऋषिः अवोचत् पांक्तं वा इदं सर्वं, पांक्तेन एव पांक्तं स्पृणोति इति। (सर्वमेकं च।)**

पृथिवी...दिशः=પૃથિવી, અંતરિક્ષ, દ્યૌ, દિશા અને અવાન્તર દિશાઓ; अग्नि...नक्षत्राणि=અગ્નિ, વાયુ, આદિત્ય, ચન્દ્ર અને નક્ષત્રો आपः.. आत्मा= પાણી, ઓષધીઓ, વનસ્પતિઓ, આકાશ અને આત્મા, इति=એમ अध्यात्मम्= અધિભૂત પાંક્ત જાણવાં अथ=હવે अध्यात्मं=અધ્યાત્મ પાંક્ત કહીએ છીએ. प्राण...समानः=પ્રાણ વ્યાન, અપાન, ઉદાન અને સમાન चक्षु...त्वक्=ચક્ષુ, કાન મન, વાણી અને ચામડી चर्म...मज्जा=ચામડી, માંસ, સ્નાયુ, અસ્થિ અને મજ્જા एतत्=આ अधिविधीय=કલ્પના કરીને ऋषिः=ઋષિ अवोचत्=બોલ્યા इदं=આ सर्वं=બધું वा=નિશ્ચય पांक्तं=પાંક્ત છે. पांक्तं=પાંક્તને पांक्तेन एव=પાંક્ત વડે જ स्पृणोति=પૂરે છે. इति=બસ.

પૃથિવી, અંતરિક્ષ, દ્યૌ, દિશા અને અવાન્તર દિશાઓ-આ લોકરૂપ પાંક્ત છે. અગ્નિ, વાયુ, આદિત્ય, ચન્દ્ર અને નક્ષત્રો-આ દેવતારૂપ પાંક્ત છે. પાણી, ઓષધિઓ, વનસ્પતિઓ, આકાશ અને આત્મા-આ ભૂતરૂપ પાંક્ત છે. એમ અધિભૂત પાંક્ત સમજવું. ત્યાર બાદ અધ્યાત્મ પાંક્ત કહીએ છીએ. પ્રાણ, વ્યાન, અપાન, ઉદાન અને સમાન-આ વાયુરૂપ પાંક્ત છે. ચક્ષુ, શ્રોત્ર, મન, વાક્ અને ચર્મ-આ ઈન્દ્રિયોરૂપી પાંક્ત છે. ચર્મ, માંસ, સ્નાયુ, અસ્થિ અને મજ્જા-આ ધાતુરૂપ પાંક્ત છે. આ પ્રમાણે પાંક્તની કલ્પના કરીને ઋષિએ કહ્યું-નિશ્ચય આ બધું પાંક્ત છે. પાંક્ત વડે જ પાંક્ત પૂરાય છે. બસ.

આગલા બે અનુવાકમાં વ્યાહૃતિ સ્વરૂપે પરમાત્માનું સફલ ચિન્તન કર્યું. વચ્ચે પ્રસંગોપાત્ત યોગીની સ્વચ્છંદે બ્રહ્મરંધ્ર ભેદીને ઉપાસનાનુસાર ગતિ પણ વર્ણવી. હવે પરમાત્માની પાંક્ત સ્વરૂપે ઉપાસનાનું વિધાન કહે છે. પંક્તિ ઉપરથી પાંક્ત શબ્દ ઉપજે છે. પંક્તિ નામનો એક વૈદિક છંદ છે.

એ છંદમાં પાંચ અક્ષરો હોય છે. આ બાજુ લૌકિક યજ્ઞમાં પણ પાંચ ચીજો-યજમાન-પત્ની-પુત્ર-દૈવવિત્ત અને મનુષ્યવિત્ત જોઇએ છે. પંક્તિ, છંદ અને લૌકિક યજ્ઞ એ બન્નેમાં "પાંચ" સંખ્યા સમાન છે. એ સમાનતાનો આશ્રય લઇને હવે દુનિયાભરના-પ્રકૃતિથી માંડીને તેના છેલ્લા વિકાર સુધીના સમસ્ત જગતના પાંચ પાંચ વિભાગો એક જ પરમાત્માની વિભૂતિરૂપ છે એમ બતાવી એ પંચકમાં પરમાત્મ દૃષ્ટિ રાખી, પરમાત્માની એકાગ્ર ચિત્તે ઉપાસના કરવી એમ અહીં રહસ્ય છે. તેમાં લોકપાંક્ત, દેવતાપાંક્ત, ભૂતપાંક્ત, વાયુપાંક્ત, અને ધાતુપાંક્ત રૂપી ૭ પાંક્તમાં કઈ કઈ ચીજનો સમાવેશ થાય છે તે અર્થમાં આપ્યું જ છે. આ પ્રમાણે સમસ્ત પ્રકૃતિ અને તેના વિકારને પાંક્તની કલ્પનામાં વહેંચી ઋષિએ કહ્યું કે આ બધું પાંક્ત છે. એટલે કે પાંચના સમૂહરૂપ છે! અર્થાત્ આ પાંક્તથી અતિરિક્ત કશું નથી. આ પાંક્ત=પાંચ પાંચના સમૂહો પરસ્પર ઉપકારક છે! કેમકે તેઓ પરસ્પરના પોષક છે! આ ઋષિનું દર્શન હંમેશાં ચિન્તનીય છે. દુનિયાની તમામ વસ્તુઓ પરસ્પરાર્થ છે. અને આથી જ પરસ્પરના ઉપર ઉપકાર કરનારી છે. આ પાંક્ત સ્વરૂપે પથરાયેલા પરમાત્માની ઉપાસના-ચિન્તન કરનારની દૃષ્ટિમાં સર્વત્ર પરમાત્માની વિભૂતિ જ રહેશે. બસ-પંચક રૂપે પ્રસરેલા પરમાત્મા જ છે. એ દર્શન કાંઇ ઓછું છે?

॥ इति सप्तमोऽनुवाकः ॥

---

## ॥ अथ अष्टमोऽनुवाकः ॥

ओमिति ब्रह्म । ओमिति इदं सर्वम् । ओम् इति एतत् अनुकृतिः ह स्म वा अप्यो श्रावयेति आश्रावयन्ति । ओमिति सामानि गायन्ति । ओम् शोम् इति शस्त्राणि शंसन्ति । ओम् इति अध्वर्युः प्रतिगरं प्रतिगृणाति । ओम् इति ब्रह्मा प्रसौति । ओम् इति अग्निहोत्रं अनुजानाति । ओम् इति ब्राह्मणः प्रवक्ष्यन् आह ब्रह्मोपाप्नवानीति । ब्रह्मैव आप्नोति ।

ओमिति=ઓમ્ એ ब्रह्म=બ્રહ્મ છે. ओमिति=એમ એ इदं=આ : सर्वं= બધું છે. ओमिति='ઓમ્' એનું एतत्=આ अनुकृतिः=અનુકરણ ह=પ્રસિદ્ધ છે. अपि=વળી હે આગ્નીધ્ર! आश्रावयस्व=સંભળાવ इति=એમ કહેતાં ओ- 'ઓ' એમ કરીને અધ્વર્યુઓ आश्रावयन्ति=સંભળાવે છે. ओमिति...गायन्ति= 'ઓમ્' એમ સામો ગાય છે. ओम्...शंसन्ति='ઓમ્ શોમ્' એમ શસ્ત્ર નામની ઋચાઓને કહે છે. ओम्...गृणाति='ઓમ્ એમ અધ્વર્યુ પ્રતિગરને સામો જવાબ વાળે છે. ओम्...प्रसौति='ઓમ્' એમ બ્રહ્મા પ્રેરણા કરે છે. ओमिति...जानाति='ઓમ્ એમ કહીને અગ્નિહોત્રની રજા આપે છે. प्रवक्ष्यन्= પ્રવચન કરવા ઇચ્છતો ब्राह्मणः=વેદ વિદ્વાન ओमिति=ઓમ્ એમ आह=કહે છે. ब्रह्म=બ્રહ્મને उपाप्नवानि=હું પામું इति=એમ ઇચ્છતો મનુષ્ય ब्रह्मैव= બ્રહ્મને જ आप्नोति=પ્રાપ્ત કરે છે.

'ઓમ્' એ બ્રહ્મ છે. આ બધું એ ઓમ્ છે. ઓમનું આ—નીચે કહેવાનારું– અનુકરણ પ્રસિદ્ધ છે. જેમકે હે આગ્નીધ્ર ! સંભળાવ એમ કહેતાં 'ઓમ્' એમ કહીને અધ્વર્યુઓ સંભળાવે છે. ઓમ્ એમ સામમન્ત્રો ગાય છે. 'ઓમ્ શોમ્' એમ બધે શસ્ત્રો નામની ઋચાઓને કહે છે. ઓમ્ એમ અધ્વર્યુ પ્રતિગરને સામો જવાબ વાળે છે. 'ઓમ્' એમ બ્રહ્મા પ્રેરણા કરે. 'ઓમ્' એમ કહીને અગ્નિહોત્રની રજા આપે છે પ્રવચન કરવા ઇચ્છતો વેદ વિદ્વાન 'ઓમ્' એમ કહે છે. હું બ્રહ્મને પામું એમ ઇચ્છતો બ્રહ્મને જ પ્રાપ્ત કરે છે.

આગલા અનુવાકમાં 'પાંચ' રૂપી સંખ્યાની સમાનતાના ધોરણે આ બધું 'પાંક્ત છે એમ કહ્યું. આ બધું વસ્તુગત્યા બ્રહ્મ છે. અને એ બ્રહ્મ

હૃદયસ્થ છે. અર્થાત્ પાંક્તરૂપી બ્રહ્મ પણ હૃદયસ્થ છે. એ બ્રહ્મનો વાચક શબ્દ ૐ છે. એ ૐની પુનઃ ઉપાસનાનું વિધાન કરતાં ૐની સર્વરૂપતા અને સર્વવ્યાપકતા સિદ્ધ કરતાં કહે છે કે ૐ એ બ્રહ્મ છે, કેમકે ૐ એ એનું નામ છે. નામ નામીથી જુદું નથી. એ બ્રહ્મ બધું છે એટલે અસ્તિમાત્ર બ્રહ્મની છે. અને બ્રહ્મ ૐ છે માટે અસ્તિમાત્ર ૐ છે! આમ ૐકાર સ્વરૂપ પરમાત્માની સર્વવ્યાપકતા બતાવી બાકીના અનુવાકમાં યજ્ઞીય કલ્પનાનો આશ્રય લઈ ૐની સર્વવ્યાપકતા બતાવે છે. એમાં છેલ્લું વાક્ય અતિ ઉપયોગી છે–સાધકની દૃષ્ટિએ શ્રુતિ કહે છે "હું બ્રહ્મને પામું" એમ ઇચ્છતો માણસ બ્રહ્મને જ પામે છે. અર્થાત્ મનુષ્યની ઇચ્છા જોઇએ-ભગવાનની પ્રાપ્તિ આઘે નથી. ઇચ્છા નથી માટે પરમાત્મા તેને મળતા નથી. કેમકે જેમ પરમાત્મા તેમ જીવાત્મા પણ ક્રતુમય–સત્યસંકલ્પ છે. પરમાત્માને પામવાની જેની તીવ્ર ઉમેદ છે તેની એ ઉમેદ જીવતાંજીવત બર આવે છે. અને આ કાંઈ જેવું તેવું આશ્વાસન છે? આ સિવાયનો આ અનુવાકમાં જે ભાગ છે તે સામાન્ય સાધકને માટે ખૂબ અગત્યનો ન હોઇને તેનું વિસ્તૃત વિવેચન અહીં આપ્યું નથી.

॥ इति अष्टमोऽनुवाकः ॥

## ॥ अथ नवमोऽनुवाकः ॥

ऋतं च स्वाध्यायप्रवचने च, सत्यं च स्वाध्यायप्रवचने च, तपश्च स्वाध्यायप्रवचने च, दमश्च स्वाध्यायप्रवचने च, शमश्च स्वाध्यायप्रवचने च, अग्नयश्च स्वाध्यायप्रवचने च, अग्निहोत्रं च स्वाध्यायप्रवचने च, अतिथयश्च स्वाध्यायप्रवचने च, मानुषं च स्वाध्यायप्रवचने च, प्रजा च स्वाध्यायप्रवचने च, प्रजनश्च स्वाध्यायप्रवचने च, प्रजातिश्च स्वाध्यायप्रवचने च ॥

ऋतं च स्वाध्याय प्रवचने च = ઋત-મનનું સત્ય, અને સ્વાધ્યાય=ભણવું અને ભણાવવું એ બન્ને, सत्यं...च=વાણીનું સત્ય અને સ્વાધ્યાય તથા પ્રવચન એ બન્ને, तपश्च...प्रवचने च=તપ અને સ્વાધ્યાય તથા પ્રવચન બન્ને दमश्च...=ઇન્દ્રિયોનો નિગ્રહ અને સ્વાધ્યાય તથા પ્રવચન બન્ને, शमश्च...=મનની વિષયોમાંથી નિવૃત્તિ અને સ્વાધ્યાય તથા પ્રવચન બન્ને, अग्नयश्च...=અગ્નિનું આધાન અને સ્વાધ્યાય તથા પ્રવચન બન્ને अग्निहोत्रं च...=અગ્નિહોત્ર અને સ્વાધ્યાય તથા પ્રવચન બન્ને अतिथयश्च...=અતિથિ સેવા અને સ્વાધ્યાય તથા પ્રવચન બન્ને मानुषं...=લોકવ્યવહાર અને સ્વાધ્યાય તથા પ્રવચન બન્ને, प्रजाच...=પ્રજા-સન્તાનનું પાલન અને સ્વાધ્યાય તથા પ્રવચન બન્ને प्रजनश्च...=પ્રજોત્પત્તિ અને સ્વાધ્યાય તથા પ્રવચન બન્ને, प्रजातिश्च...=પ્રજાની વૃદ્ધિ-પુત્રપૌત્ર રૂપે વૃદ્ધિ અને સ્વાધ્યાય તથા પ્રવચન બન્ને-પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય કર્મ છે.

મનઃસત્ય, વાણીનું સત્ય, તપ, દમ, શમ, અગ્ન્યાધાન, અગ્નિહોત્ર, અતિથિ સેવા, લોક વ્યવહાર, પ્રજાપાલન, પ્રજોત્પત્તિ પ્રજાવૃદ્ધિ, સ્વાધ્યાય, તથા પ્રવચન બન્ને (મનઃ સત્ય વગેરે દરેક પદ સાથે સ્વાધ્યાય અને પ્રવચન લેવાં) પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે.

આમ અત્યાર સુધી અનેક રીતે ઉપાસના બતાવી. પણ માણસનું મન મહાખંધુ છે. એ પ્રમાથી-બલવત્-દૃઢ અને ચંચલ મનને એકાગ્ર કરી અંતર્મુખ કરવામાં આટલી ઉપાસના બાદ પણ કદાચ મનુષ્ય નિષ્ફળ થાય. આથી આવા મહા બલિષ્ઠ મનને વશ કરવા માટે માણસે કયાં કર્મો નિત્ય કરવાં જોઇએ, જેથી મનને ઉપાસના દ્વારા વશ કરવામાં રાહત મળે એ બતાવતાં ઋષિ કહે છેઃ સત્ય ચિન્તન, સત્ય વચન, તપ, દમ, શમ, અગ્ન્યાધાન, અગ્નિહોત્ર, વગેરે તમામ કર્મોનું આચરણ એ મનુષ્યનું કર્તવ્ય છે. અને એ તમામ કર્તવ્યો કરતી વેળા પણ સ્વાધ્યાય અને પ્રવચન ન ભૂલવાં ઘટે. અર્થાત્ સ્વાધ્યાય અને પ્રવચન-એ સદા કરતા રહી ઉપલાં તમામ કર્મો કરતા રહેવું. સ્વાધ્યાય એટલે મોક્ષ શાસ્ત્રોનું અર્થપૂર્વકનું નિત્ય નિયમિત અધ્યયન.

પ્રવચન એટલે મોક્ષશાસ્ત્રનું સદા શ્રવણ કરાવવું તે. અર્થાત્ આ બન્ને= સ્વાધ્યાય અને પ્રવચન—એ તો પુરુષને માટે નિત્ય માનસસ્નાન જેવાં છે. હંમેશાં ધ્યેયનાં ઉજ્જવાલક અને પ્રકાશક છે. એટલે સમજુ માણસે તો હંમેશાં સ્વાધ્યાય અને પ્રવચન દ્વારા મનને ધોવું અને સાફ રાખવું અને તે પછી ઉપલાં કર્મોમાં યથાશક્તિ લગાતાર મંડ્યા રહેવું. અર્થાત્ ઋષિનો અહીં સ્વાધ્યાય અને પ્રવચન તરફ સાભિપ્રાય પક્ષપાત ધ્વનિપૂર્ણ છે. શબ્દાર્થ તો અર્થમાં આપ્યો છે એટલે અહીં પુનરાવૃત્તિ કરી નથી.

**सत्यं इति सत्यवचाः राथीतरः । तपः इति तपोनित्यः पौरुशिष्टिः । स्वाध्यप्रवचने एवेति नाको मौद्गल्यः । तद् हि तपः, तद् हि तपः । (प्रजा च स्वाध्यायप्रवचने च पद् च)**

सत्यमिति=સત્ય જ એક બસ છે એમ राथीतरः=રથીતર ગોત્રી सत्यवचाः= સત્યવચા ઋષિ કહે છે. तपः इति=તપ જ બસ છે એમ पौरुशिष्टिः=પુરુશિષ્ટનો પુત્ર तपोनित्यः = તપોનિત્ય માને છે. स्वाध्याय...एवेति=સ્વાધ્યાય અને પ્રવચન એ બન્ને જ બસ છે એમ मौद्गल्यः नाकः=મુદ્ગલનો પુત્ર નાક ઋષિ માને છે. हि=કેમકે तत्=તે तपः=તપ છે हि=કેમકે तत्=તે तपः=સત્ય-સ્વાધ્યાય અને પ્રવચન એ તપ બન્ને છે.

સત્ય જ એક બસ છે એમ રથીતર ગોત્રી સત્યવચા ઋષિ માને છે. તપ જ બસ છે એમ પુરુશિષ્ટનો પુત્ર તપોનિત્ય માને છે. સ્વાધ્યાય અને પ્રવચન એ જ બન્ને બસ છે એમ મુદ્ગલનો પુત્ર નાક માને છે. કેમકે તે-સ્વાધ્યાય અને પ્રવચન, સત્ય તથા તપ બન્ને છે. નિઃસન્દેહ તે સત્ય અને તપ બન્ને છે.

હવે ઉપર કહેલાં કર્મોમાં જે મતભેદ છે, તેમની પ્રધાનતાની બાબતમાં જુદા જુદા ઋષિઓની જે માન્યતા છે તે માન્યતાનો નિર્ણય આપતાં સ્વાધ્યાય અને પ્રવચન જ જીવનમાં મુખ્ય છે એમ બતાવતાં કહે છે કે રથીતર ગોત્રી સત્યવચા નામના ઋષિની દૃષ્ટિએ સત્ય એ જ જીવનમાં બસ છે. પુરુશિષ્ટનો પુત્ર નામે તપોનિત્યની નજરમાં 'તપ' એક જ જીવનમાં બસ છે. પણ મુદ્ગલનો પુત્ર નામે નાક તો સ્વાધ્યાય અને પ્રવચન જ બસ છે એમ માને છે. કેમકે સ્વાધ્યાય અને પ્રવચન બન્નેમાં સત્ય અને તપનો સમાવેશ થઈ જાય છે. અને આથી જ સાધક-જીવનમાં ધ્યેયનિષ્ઠા પ્રકાશિત કરનારાં શાસ્ત્રોનું સ્વાધ્યાયબુદ્ધિથી અધ્યયન અને પ્રવચન જ અગત્યનું છે! આ છે નિર્ણયવાકય. સ્વાધ્યાય અને પ્રવચનમાં પ્રચંડ શક્તિ વસે છે એમ એ બન્નેને આચરનારા ભદ્ર પુરુષો જાણે છે.

॥ इति नवमोऽनुवाकः ॥

॥ अथ दशमोऽनुवाकः ॥

अहं वृक्षस्य रेरिवा । कीर्तिः पृष्ठं गिरेरिव । ऊर्ध्वपवित्रो वाजिनि इव स्वमृतम्, अस्मि द्रविणं सुवर्चसम् । सुमेधाः अमृतोऽक्षितः । इति त्रिशंकोः वेदानुवचनम् ॥

अहं=હું વૃક્ષસ્ય=સંસારવૃક્ષનો રેરિવા=સૌથી વધુ જાણકાર છું. મારી कीर्तिः=કીર્તિ गिरेः=પર્વતના पृष्ठं इव=શિખરની માફક ઊંચી છે. હું ऊर्ध्वपवित्रः=સૌથી ઉચ્ચ પવિત્ર કરનારો તથા वाजिनि=ભૂમિ મંડલમાં इव= જાણે स्वमृतम्=શ્રેષ્ઠ જીવનવાળો છે. सुवर्चसं=સુન્દર ચમકીલાં द्रविणं=જ્ઞાન-ધનવાળો હું अस्मि=છું જ્ઞાન-ધન દેનારી सुमेधाः=ભલી બુદ્ધિવાળો હું છું. ત્રણે કાળમાં अक्षितः=ન ક્ષીણ હોનાર अमृतः=અમૃત-બ્રહ્મ હું છું. इति=આ त्रिशंकोः=ત્રિશંકુ ઋષિનું वेदानुवचनम्=વેદપાઠ-એટલે કે વેદપાઠની માફક પ્રતિદિનનું ચિન્તન છે.

હું સંસારવૃક્ષનો સૌથી વધુ જાણકાર છું. મારી કીર્તિ પર્વતના શિખરની માફક ઊંચી છે. હું સૌથી ઉચ્ચ પવિત્ર કરનારો તથા ભૂમિ મંડલમાં જાણે શ્રેષ્ઠ જીવનવાળો છું. સુંદર ચમકીલાં જ્ઞાનરૂપી ધનવાળો હું છું. જ્ઞાનધન દેનારી શોભન બુદ્ધિવાળો હું છું. ત્રણે કાળમાં ન ક્ષીણ થનાર અમૃત-બ્રહ્મ હું છું. આ છે ત્રિશંકુ ઋષિનું વેદાનુવચન-એટલે કે નિત્ય ચિન્તન.

આગલા અનુવાકમાં સાધકજીવન માટે સ્વાધ્યાય અને પ્રવચનની મહા આવશ્યકતા બતાવી. પણ સ્વાધ્યાય અને પ્રવચનના વિસ્તૃત ક્ષેત્રમાં વિચરવાની જેની શક્તિ નથી અને છતાં જેને સ્વાધ્યાય અને પ્રવચનજન્ય ચિત્તશુદ્ધિ આવશ્યક છે તેવા મનુષ્યને માટે કરૂણામયી શ્રુતિમાતા સ્વધ્યાય અને પ્રવચનના સારમાત્રનો ઉદ્ધાર કરી, તેનું નિત્ય ચિન્તન કરવા પ્રેરી, ત્રિશંકુ ઋષિના હૃદય દ્વારા ઉચ્ચરે છે કે હે મનુષ્યો ! અન્યકાર્યવ્યગ્ર હોઇને કદાચ આપ વધુ કાંઇ ન કરી શકો તો પણ આટલું તો પ્રતિદિન ચિન્તન કરો-શું ?-હું-મૂળમાં પરમાત્મ સ્વરૂપ-જીવાત્મા, સંસારવૃક્ષનો શ્રેષ્ઠ જાણકાર છું. અર્થાત્ ઊર્ધ્વમૂલ-અધઃશાખ-છન્દઃપર્ણાત્મક-અવ્યય અને અશ્વત્થ સંસાર વૃક્ષનો હું સર્વજ્ઞ પરમાત્મા હોઇને શ્રેષ્ઠ જાણકાર છું. અને જે સંસારને યથાર્થપણે જાણે તેને સંસાર ભોગ્ય નથી લાગતો, ત્યાજ્ય જ લાગે છે. આથી

હું સર્વજ્ઞ હોઇને સર્વસંગપરિત્યાગી મૂળે જ છું. અર્થાત્ મારામાં સંસારનું તાંડવનૃત્ય જ નથી. એ સંસારવૃક્ષના યથાર્થ જ્ઞાનનું ફલ છે! પર્વતનું શિખર જેમ સર્વોચ્ચ છે તેમ મારી કીર્તિ પણ સર્વોચ્ચ છે. બ્રહ્મજ્ઞાની કરતાં કોઇની પણ કીર્તિ વધુ ઉચ્ચ હોઇ શકતી નથી! સર્વજ્ઞ અને સુકીર્તિવાળો હું મૂળમાં જ નિર્દોષ હોઇને અત્યંત પવિત્ર છું. અને આથી જ સૌને પાવન કરનારો પણ હું જ છું. બ્રહ્માત્મજ્ઞાન મેં મેળવેલું હોઇને=મારામાં સ્વાભાવિક હોઇને હું આ ભૂમંડળમાં શ્રેષ્ઠ જીવનવાળો છું. કેમકે જીવનની સર્વોચ્ચતા બ્રહ્મજ્ઞાનના લાભમાં ઇતિ પામે છે. હું સૌથી સુંદર અને ચમકીલાં વિદ્યાધનવાળો છું. અને આથી જ સર્વ ધનીઓમાં હું પ્રધાન છું. અને આથી જ હું સુમેધા છું. સુમતિથી યુક્ત હોઇને મારી પાસે આવનારને પણ સુમતિનાં દાન દેનારો છું. ત્રણે કાળમાં ક્ષીણુ ન થતો હોઇને-સ્વરૂપે અક્ષર અને અવ્યય હોઇને હું અમૃત છું. સત્યનું પણ સત્ય છું. આ છે ત્રિશંકુ નામના ઋષિનું-જીવનદૃષ્ટા ઋષિનું અનુવચન એટલે કે સરવાળે ચિંતન. આવું જે માણસ નિત્ય ચિન્તન કરે છે તે પણ સ્વાધ્યાય અને પ્રવચનનું ફળ-ધ્યેય નિષ્ઠ-પરમાત્મભાવની પ્રાપ્તિને પામે છે. આમાં શંકા નથી. કેમકે ચિન્તનાનુસાર જ હંમેશાં ગતિ થાય છે!

॥ इति दशमोऽनुवाकः ॥

## ॥ अथ एकादशोऽनुवाकः ॥

**वेदं अनूच्य आचार्यः अन्तेवासिनं अनुशास्ति–सत्यं वद । धर्मं चर । स्वाध्यायात् मा प्रमदः । आचार्याय प्रियं धनं आहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः ॥**

वेदं=वेदने अनूच्य=भणावीने घरे जता अन्तेवासिनं=शिष्यने आचार्यः= आचार्य अनुशास्ति=उपदेश दे छे–हे पुत्र! सत्यं=सत्य वद=बोलजे. धर्मं= वेदविहित कर्म=धर्मनुं चर=आचरण करजे. स्वाध्यायात्=स्वाध्यायथी मा=न प्रमदः=प्रमाद करतो जाणी जोईने स्वाध्यायमां प्रमाद न सेवतो आचार्याय= आचार्यने माटे प्रियं=प्रिय धनं=धन आहृत्य=आणीने गार्हस्थ्यमां प्रवेश करवो प्रजातन्तुं=प्रजाना तांतणाने= संततितन्तुने मा=रखे व्यवच्छेत्सीः= कापतो!–अर्थात् विना विवाहे न रहेतो.

वेद भणावीने, आचार्य, घरे जता शिष्यने उपदेश दे छे–पुत्र! साचुं बोलजे. धर्म आचरजे. जाणी बुझीने स्वाध्यायमां प्रमाद न करतो. आचार्यने व्हालां धनने आणी संततिना तांतणाने उच्छेद न करतो.

आगला अनुवाकमां त्रिशंकु नामना महर्षिनुं वेददर्शन कह्युं. आम आ उपनिषद्नी शिक्षावल्लीना छेल्ला दश अनुवाकोमां अनेकविध उपासनाओ कही. उपासनानो शब्दार्थ थाय छे 'पासे बेसवुं.' अर्थात् अनेक जन्मो सुधी परमात्माथी खूब आघे बेठेलो मेलो जीव ज्यारे शास्त्राभ्यास, सत्संग आदिना परिणामे कोइक पुण्यनो उदय थवाथी हृदयमां शुद्धता पामे त्यारे तेने भगवाननी नजीक बेसवानुं मन थाय छे. केमके भगवाननो खोळो ए ज एनुं जन्मसिद्ध आसन छे. आ भगवान आघा तो हता ज नहीं. ऊंधी समजणने लइने जीव एम मान्य करे छे के हुं आघे छुं. भगवान सर्वव्यापी छे, सर्वरूप छे, सर्वनाम छे, जे कांइ छे ते बधुं ज ते छे. आथी योग द्वारा=उपासना द्वारा भगवाननी खूब नजदीक आववानुं जीवने भाग्य प्राप्त थाय छे. योग अने उपासना जुदां नथी. बन्नेमां चित्तनी एकाग्रता ज मुख्य छे: आथी जीवने योग्य बनाववा अत्यार सुधी अनेक जातनी उपासना, करुणा–सागर श्रुतिमाताए कही. हवेना अगीआरमां अनुवाकमां दरेक देश, दरेक काळ, अने दरेक जाति अने कोटिना मनुष्य मात्रने माटे यावज्जीव

આજીવન સુખપૂર્વક વસવા માટેની આચાર-સંહિતા આપે છે. જે મનુષ્ય અહીં બતાવેલી આચાર પરંપરાને જીવનમાં સ્વાભાવિક કરી દે છે તેને પ્રેય અને શ્રેય બન્નેે મળે છે. આથી હવે શ્રુતિમાતા મનુષ્ય માત્રને માટે કલ્યાણી ઉપદેશ કરે છે. અહીં ગુરુનો, ગુરૂકુળમાં રહીને વેદવિદ્યા સંપન્ન થયેલા અને પોતાનાં ઘરે પાછા ફરતા વિદ્યાર્થીને વાત્સલ્ય અને સુહૃદ્‌પણાથી ભરપૂર, સમસ્ત વેદવિદ્યાનો અને વૈદિક સંસ્કૃતિ અને સભ્યતાના સારરૂપ ઉપદેશ છે. વિદ્યા વર્તનમાં અવતારવાને માટે છે. વર્તનથી વ્હીલી પડેલી વિદ્યા ફક્ત શોભાનો ગાંઠીઓ છે. સરવાળે તે શાપરૂપ નિવડે, તોપણ આશ્ચર્ય નહીં એવો એનો ધ્વની છે! આટલા ઉપદેશનો નિત્ય સ્વાધ્યાય પણ આબાલવૃદ્ધ સૌને ઉપકારક નીવડશે. આ ઉપદેશ કોણે કોને કહ્યો છે એ બતાવતાં શ્રુતિ કહે છે કે વેદવિદ્યા ભણાવીને, આચાર્ય, ઘરે પાછા ફરતા અન્તેવાસીને અનુશાસન કરે છે. અર્થાત્ આ વાક્યના બધા શબ્દો વિચારણીય છે. આચાર્ય હમેશાં કૃતાર્થ હોવો ઘટે-હોવો જોઇએ. કેમકે ઉપદેશ દેવાનો કૃતાર્થને અધિકાર છે. આવા કોઇક કૃતાર્થ ગુરુ અન્તેવાસીને ઉપદેશે છે. અન્તે એટલે નિકટમાં. વાસી એટલે રહેનાર. અર્થાત્ શિષ્ય સ્થૂલદેહે પણ ગુરુની નજીક રહે છે, અને પ્રેમદેહે પણ ગુરુની હૃદયગુંહામાં રહે છે. અને તો જ, જેમ વત્સને જોઇને ગાયમાતાને પહાનો છૂટે છે, તેમ, હૃદયમાં વસતા શિષ્યને જોઇને વત્સલ ગુરૂના હૃદયમાંથી પ્રેમનો પ્હાનો છૂટે છે. આવા કોઇક ગુરૂદેવ કોઇક કલ્યાણગર્ભ ભાવિવાળા શિષ્યને અર્થસહિત ષડંગ વેદને ભણાવી હવે અનુશાસન કરે છે. અનુશાસન એટલે અનુલ્લંઘ્ય ઉપદેશ. અર્થાત્ ઇશ્વર પ્રેરિત વેદ ભગવાનનો ભૂલથી-પ્રમાદથી પણ ન ઓળંગવા જેવો ઉપદેશ.

તેમાં પહેલો ઉપદેશ છે કે પ્રિય પુત્ર! સત્ય વદ. સત્ય એ પરમાત્માનું સ્વરૂપ છે. અને જે સત્ય વદે છે તે પરમાત્માને જ કહે છે. આથી સત્યચિંતન અને સત્યવચન એ પરમાત્માની ઉચ્ચતમ ભક્તિ છે. આથી તેવો સત્યવાદી પરમાત્માની કૃપાનો ભાગી થાય છે. અને પરમાત્માની કૃપાવાળાને કશું અસાધ્ય નથી. આથી સૌ ઉપદેશના એકાયત ન જેવો આ ઉપદેશ છે! સત્ય-વચન ધર્માચરણનું જ અંગ છે. આથી ગુરૂદેવ કહે છે હે બેટા! ધર્મનું આચરણ કર. ધર્માચરણ એટલે જેનાથી આત્માનું કલ્યાણ થાય એવાં તમામ શાસ્ત્રવિહિત અને લોકસંમત કર્મોનું આચરણ. સત્ય ચિન્તન અને ઉચ્ચારણ તથા ધર્માચરણ યાવજ્જીવ કરવું જોઇએ એ બતાવનાર સ્વાધ્યાય છે. આથી ત્રીજા ઉપદેશમાં ગુરુ કહે છે કે હે બેટા! તું સદા સ્વાધ્યાયમાં અપ્રમત્ત

રહેજે. અર્થાત્ જાણી બુઝીને આળસનો માર્યો કદી તું સ્વાધ્યાય ન ત્યાગતો. સ્વાધ્યાય એટલે ધ્યેય પ્રદીપક આમગ્રંથોનો નિયમિત અભ્યાસ. જેનું જીવન સત્ય-ધર્મ અને સ્વાધ્યાયમય છે, તે કદી દુ:ખી થતો નથી! આ ઉપરાંત ગુરૂદેવ કહે છે કે હે બેટા! તું તારા આચાર્યને, વિદ્યાના નિષ્ક્રયરૂપ, જડચેતન જે કાંઇ વ્હાલું દ્રવ્ય હો તે આપજે. તે આપતાં ન ખંચકાતો. કેમકે વિદ્યાનો પૂરો બદલો તો વળી શકતો જ નથી! છતાં એક કૃતજ્ઞતા બતાવવા પૂરતી તારે આટલી વાત યાદ રાખવી કે ગુરુદક્ષિણા સિવાય તારે ગુરુકુલ ન છોડવું. અહીં ગુરૂ પોતાને માટે કશું યાચે છે એવું કોઈ ન માને. આ તો ભારતીય સભ્યતાનો અહીં ગુરુદેવ ઉલ્લેખ કરે છે. તે ઉપરાંત સંતનિના તાંતણાને ન ઉચ્છેદતો અર્થાત્ તું ગૃહસ્થાશ્રમી બનજે. પ્રજાની વૃદ્ધિ કરજે. એકદમ બાવો બની જવાનો ગાંડો વિચાર ન કરતો. કેમકે સંન્યાસ લોકો ધારે એટલો રહેલો અને સરળ નથી. આથી સામાન્ય માણસ માટે તો ગૃહસ્થાશ્રમ અતિ ઉચ્ચ છે. અર્થાત્ તું પણ હે શિષ્ય! વિધિપૂર્વક ગૃહસ્થાશ્રમનું પાલન કરજે.

**सत्यात् न प्रमदितव्यम् । धर्मात् न प्रमदितव्यम् । कुशलात् न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमादितव्यम् । देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् ।**

सत्यात्=સત્યમાં न=ન प्रमदितव्यम्=પ્રમાદ કરવો. धर्मात्=ધર્માચરણમાં न प्रमदितव्यम्=ન પ્રમાદ કરવો कुशलात्=શરીરની સ્વસ્થતામાં न, प्रमदितव्यम्= પ્રમાદ ન કરવો. भूत्यै=ઉન્નતિને માટે न प्रमदितव्यम्=ન પ્રમાદ કરવો स्वाध्यायप्रवचानाभ्यां= સ્વાધ્યાય અને પ્રવચનમાં न प्रदितव्यम्=ન પ્રમાદ કરવો देवपितृकार्याभ्यां= દેવ અને પિતરોના કાર્યોમાં न प्रमदितव्यं=ન પ્રમાદ કરવો.

સત્યમાં, ધર્માચરણમાં, શરીર સ્વાસ્થ્યમાં, ઉન્નતિ સંપાદાનમાં, સ્વાધ્યાય અને પ્રવચનમાં, દેવ તથા પિતૃઓના કાર્યોમાં તારે પ્રમાદ ન કરવો.

હવે ગૃહસ્થાશ્રમમાં તું કેવી રીતે રહેશે-તારે કેવી રીતે વર્તવું રહ્યું તે હું તને કહું છું. જો બેટા! ગૃહસ્થાશ્રમમાં કદી પણ સત્યમાં-ધર્મમાં-શરીર સ્વાસ્થ્યમાં-ઊન્નતિ સંપાદનમાં સ્વાધ્યાય, પ્રવચન, દેવ તથા પિતરોના કાર્યમાં પ્રમાદ કરીશ નહીં. અર્થાત્ ગૃહસ્થાશ્રમમાં સત્ય અને ધર્મનું તું પાલન કરજે. શરીરની સ્વસ્થતા રાખવા માટે તું ગાફેલ બનીશ નહીં. ઉન્નતિ

પામવા પ્રયત્નશીલ રહેજે. અને તે ઉપરાંત વિદ્યા તો ત્રિપાક્ષિકી હોવાથી સ્વાધ્યાય અને પ્રવચનમાં ઢીલ કરીશ નહીં. દેવયજ્ઞ અને પિતૃયજ્ઞમાં તારે પ્રમાદ કરવો નહીં કેમકે દેવો અને પિતરોની પ્રસન્નતામાં ગૃહસ્થાશ્રમ કલ્યાણી બને છે.

**मातृदेवो भव । पितृदेवो भव । आचार्यदेवो भव । अतिथिदेवो भव ।**

मातृदेवः = તું માતારૂપી દેવવાળો भव = હો. અર્થાત્ માતા તારે માટે દેવતા હો. पितृदेवः = પિતારૂપી દેવવાળો भव = હો. आचार्यदेवः = આચાર્યરૂપી દેવવાળો भव = હો. अतिथिदेवः = અતિથિરૂપી દેવતાવાળો भव = હો.

તું માતારૂપી દેવવાળો હો. પિતારૂપી દેવવાળો હો. આચાર્યરૂપી દેવવાળો હો. અતિથિરૂપી દેવવાળો હો.

તે ઉપરાંત હે બેટા ! તું માતાપિતાને દેવ જાણજે ! કેમકે માતાપિતાથી આદર્શ કોઇ દેવ નથી ! એ માતપિતાના ઋણમાંથી કોઇ કદી પૂર્ણપણે છૂટતું નથી ! જેણે સાધનસંપન્ન દેહ આપ્યો તેના ઉપકાર કેમ ભૂલાય ? તે ઉપરાંત આચાર્યને તું દેવ જાણજે ! જે દેહબંધમાંથી મુક્તિનો માર્ગ બતાવે તે તો માની પણ મા અને બાપનો પણ બાપ છે ! આથી તેનું ઋણ તો મુક્તાવસ્થામાં પણ ન છૂટે ! એ ઋણબંધન બંધન હોવા છતાં મધુરું છે. તેને તું હે પ્રિય બેટા ! અદા કરજે ! તે ઉપરાંત તું અતિથિને દેવ જાણજે ! અતિથિ રૂપે ભગવાન જ પધારે છે એમ માનજે ! જે આપણને પૂજનનો, દાનનો, સત્કારનો અવકાશ આપી આપણી ચિત્તશુદ્ધિને વધારે તેનું પૂજન કેમ ન કરવું ? આથી અતિથિને તું દેવ માનજે ! માણસ માણસને બારણે જવા પરવારતો નથી ! એ તું ન ભૂલતો. અતિથિ પૂજનમાં માણસાઇનો વિકાસ છે.

**यानि अनवद्यानि कर्माणि, तानि सेवितव्यानि । नो इतराणि ॥**

यानि = જે अनवद्यानि = નિર્દોષ कर्माणि = કર્મો હોય तानि = તે તારે सेवितव्यानि = સેવવાં જોઇએ. नो = નહીં કે इतराणि = બીજાં.

જે નિર્દોષ કર્મો હોય તે તારે માટે સેવ્ય છે. બીજાં સદોષ નહીં.

વળી હે બેટા ! જે કોઈ નિર્દોષ કર્મો હોય તે તારે માટે સેવ્ય છે. સદોષ નહીં. તમામ વિહિત કર્મો નિર્દોષ થઈ શકે જો રાગદ્વેષરૂપી મહાદોષોથી તે વિદ્ધ ન હોય તો. આથી રાગદ્વેષપૂર્વક તું નિયત કર્મો ન આચરતાં, વિના રાગદ્વેષે તારે કાળે આવેલાં તમામ કર્તવ્ય કર્મો કરજે.

**यानि अस्माकं सुचरितानि तानि त्वया उपास्यानि नो इतराणि। ये के च अस्मत् श्रेयांसो ब्राह्मणाः तेषां त्वया आसनेन प्रश्वसितव्यम् ॥**

यानि = જે કોઇ अस्माकं=અમારાં सुचरितानि = શોભન કર્મો હોય तानि = તે त्वया = તારે उपास्यानि = અનુકરણીય છે. इतराणि = બીજાં नो = નહીં. च = અને વળી ये = જે के = કોઈ अस्मत्=અમારાથી श्रेयांसः = શ્રેષ્ઠ ब्राह्मणाः = વિદ્વાનો છે तेषां = તેમનું त्वया = તારે आसनेन = આસન દ્વારા ઉત્થાનથી માંડી આસન દાન સુધીની ક્રિયાથી प्रश्वसितव्यम्=આશ્વાસન દેવું રહ્યું-તેમને માનપૂર્વક આરામ દેવો રહ્યો.

વળી જે કોઈ અમારાં શોભન કર્મો હોય તે તારે માટે કર્તવ્ય છે. બીજાં નહીં! વળી જે કોઈ અમારાથી શ્રેષ્ઠ વેદાદિ વિદ્યાના પારંગત વિદ્વાન હોય તેમનું તારે આસન વગેરેથી આશ્વાસન કરવું રહ્યું.

વળી હે બેટા ! તું અહીં ગુરુકુલમાં અત્યાર સુધી રહ્યો. તેં અમારાં–આચાર્યોનાં કર્મો પણ જોયાં જ હશે ! અને ગુરુનું અનુકરણ કરવું એ શિષ્યના સ્વભાવમાં આવી જાય છે. પણ હે બેટા ! હું આચાર્ય પણ છેવટે મનુષ્ય જ છું. મેં પણ અનેક વિચાર દૃષ્ટિએ શોભન જ નીવડે એવાં કર્મો ન કર્યાં હોય એ સંભવે છે ! આથી અમારાં આચરણોમાંથી પણ જે સુચરિતો હોય તેનું જ તારે ઉપાસન કરવું. ગુરુની ભૂલ શિષ્યે ચાલુ રાખવી એ તો વિવેકનો અંધાપો છે ! આથી અહીં નિરભિમાની ભાવે અને કેવળ શિષ્યહિત લાલસાથી ગુરૂ કહે છે કે અમારાં પણ સારાં આચરણો જ તારે ઉપાસવાં. બીજાં નહીં. વળી તારે એમ પણ ન માનવું કે મારા જ ગુરૂ સર્વશ્રેષ્ઠ છે ! અતિ ઉત્સાહમાં આવી જ્યારે કોઈ શિષ્ય પોતાના જ ગુરૂને સર્વશ્રેષ્ઠ મનાવવા મંડે છે ત્યારે તે પ્રજ્ઞાપરાધ કરે છે, કેમકે તેમાંથી સાંપ્રદાયિક, જાતિ–સંઘ–શક્તિ–વિનાશક રાગદ્વેષથી ભરપૂર–અનન્ત ઝઘડાઓ પેદા થાય છે. અને સર્વસત્તાનો ઇજારો તો ફક્ત પરમાત્માનો જ છે! આથી ગુરૂ પોતાના શિષ્યને

ચેતવે છે કે હે પ્રિય પુત્ર! અમારાથી શ્રેષ્ઠ વિદ્વાનો જગતમાં છે. તેમનું તારે યથાશક્તિ પૂજન કરવું. તેમની સાથે અમારે ખાતર નાહકનો મિથ્યા ઝગડો કરી સંઘશક્તિને નિર્બળ ન કરવી.

**श्रद्धया देयम् । अश्रद्धया अदेयम् । श्रिया देयम् । ह्रिया देयम् । भिया देयम् । संविदा देयम् ॥**

તું તારી કમાણીમાંથી જે કાંઇ સારાં કામોમાં આપે તે श्रद्धया = શ્રદ્ધાથી देयम् = આપવું. अश्रद्धया = અશ્રદ્ધાથી अदेयम् = ન આપવું. श्रिया = પોતાના ઐશ્વર્ય અનુસાર देयं = આપવું. ह्रिया = વિનીતભાવે देयं = આપવું. भिया = શાસ્ત્રના ભયથી देयं = દેવું. संविदा = દેશ કાળ અને પાત્રના ઠીકઠીક જ્ઞાનપૂર્વક देयम् = દેવું.

તારી ન્યાયી કમાણીમાંથી તું જે કાંઈ સારાં કામોમાં આપે તે શ્રદ્ધાથી દે. અશ્રદ્ધાથી નહીં દે. તારા ગૌરવાનુસાર દે. વિનીતભાવે દે. શાસ્ત્રભયે દે. દેશકાળ અને પાત્રનાં ઠીક ઠીક જ્ઞાનપૂર્વક દે.

વળી તું તારી ન્યાયી કમાણીમાંથી જે કાંઈ સત્કાર્યોમાં આપે અને તારે આપવું જ જોઇએ કેમકે કમાણીમાં રહેલાં પાપનું પ્રાયશ્ચિત્ત-દાન જ છે, ટ્રસ્ટીપણું રાખવું એ જ છે-તો તે શ્રદ્ધાથી દેજે. કદી અશ્રદ્ધાથી ન આપતો. તું આપતી વખતે ટીપ ના જોતો, તારૂં ઐશ્વર્ય જોજે. ભગવાને તને લોકોપકારને માટે આપ્યું છે તો એકી સ્વાર્થી દૃષ્ટિથી તું તારી મુક્તહસ્તતાને બાંધી ન દેતો. તારા પોતાના ઐશ્વર્ય અનુસાર દેજે. વળી આપે તો વિનીત ભાવે આપજે, ઘમંડથી નહીં. કેમકે દાનનું જે ફળ તે તો આપનારને જ મળે છે! આથી રખે કદી આપીને ઘમંડ કરતો! વળી દાનમાં ઘમંડ વિચાર વિવેક તો ટકી જ ન શકે! આપી આપીને માણસ શું આપી નાંખે? દેનારે જરા ભગવાનના અસીમ દાનગુણ તરફ નમ્રભાવે નજર કરવી ઘટે! સૂરજ, ચાંદ, પાણી, પવન આપનાર ક્યાંયે તકતી મરાવવાની ઇચ્છા રાખતો નથી! તો પછી કોઇના આપેલામાંથી ટૂકડો દેનાર તકતી માટે ફાંફાં મારે એ તો દયનીય છે! એટલું જ નહીં. કોઈ વેળા લોકના ભયથી પણ-સામાજિક પ્રતિષ્ઠા ખાતર કે શાસ્ત્રના ભયથી-પરલોકના ભયથી પણ આપવું ઘટે છે તો તે આપતાં તને સંકોચ ન હજો. પણ હે બેટા! તું આંધળું અને અવ્યવસ્થિત દાન ન કરતો. એ મૂર્ખનો ધંધો છે. વિવેકીનો નહીં. આથી ગુરૂ કહે છે કે "संविदा देयम्" દરેક દાન દેશ, કાળ અને પાત્રના ઠીક ઠીક વિચારપૂર્વક દેવું. અહો! કલ્યાણી ઉપદેશ!

**अथ यदि ते कर्मविचिकित्सा वा वृत्तविचिकित्सा वा स्यात्, ये तत्र ब्राह्मणाः संमर्शिनः युक्ताः अयुक्ताः अलूक्षाः धर्मकामाः स्युः, यथा ते तत्र वर्तेरन्, तथा तत्र वर्तेथाः ॥**

अथ=હવે यदि=જો ते=તને कर्मविचिकित्सा=કર્તવ્ય કર્મમાં સંશય स्यात्=થાય वा=અગર તો वृत्तविचिकित्सा=આચરણમાં સંશય स्यात्=થાય वा=અથવા બંન્નેમાં સંશય હોય તો तत्र=ત્યાં ये=જે ब्राह्मणाः=બ્રાહ્મણો संमर्शिनः=યથાર્થ નિર્ણય કરનાર, युक्ताः=રાજા વગેરે તરફથી નીમાયેલા હોય અગર તો अयुक्ताः=અનિયુક્ત-સ્વતંત્ર હોય अलूक्षा=લૂખા ન હોય=પ્રેમાળ હોય धर्मकामाः=ધર્મની કામનાવાળા હોય-અર્થાત્ અર્થ કે કામમાં આસક્ત ન હોય, स्युः=હોય, ते=તેવા બ્રાહ્મણો तत्र=તે કર્મમાં કે આચરણમાં यथा=જેમ वर्तेरन्=વર્તે तत्र=તે કર્મ કે આચરણમાં तथा=તેમ वर्तेथाः=વર્ત.

હવે જો તને કર્તવ્ય કર્મ કે આચરણ કે બન્નેમાં સંશય પડે તો તારા ગામમાં જે યથાર્થ નિર્ણય કરનારા, રાજા વગેરે તરફથી નિમાયેલા કે ન નિમાયેલા, પ્રેમાળ, ધર્મકામી બ્રાહ્મણો હોય તેવા બ્રાહ્મણો તેમાં-તે કર્મ કે આચરણમાં જેમ વર્તે તેમ તું વર્તજે.

વળી હે પ્રિય શિષ્ય! જીંદગીનો રસ્તો સરળ નથી. કાંટા ઝાંખરાંથી ભરપૂર છે. વિષમ છે. સંભવ છે કે જીવનમાં તને એવા પ્રસંગો પણ પ્રાપ્ત થાય જ્યારે તારે કેમ વર્તવું એ બાબતમાં તું મુંઝાય! તને શું કરવું અને શું ન કરવું-કેમ વર્તવું અને કેમ ન વર્તવું-એ બાબતમાં સમજ ન પડે-તું નિર્ણય ન પણ કરી શકે તો તેવે પ્રસંગે તારા ગામમાં જે કોઇ યથાર્થ નિર્ણય આપનારા, રાજશાસનથી નિમાયેલા કે ન નિમાયેલા પણ અલૂખા=સ્નેહાળ-પ્રેમાળ અને હિતકામી, કર્મે, અને ગુણે બ્રાહ્મણ પુરૂષો વસતા હોય તેમનું તારે શરણ લેવું. તેવે પ્રસંગે તેઓ જેમ વર્તે તેમ વર્તવું. તેઓ જેમ કરે તેમ કરવું. અર્થાત્ શિષ્ટાચાર પણ તારે માટે અનુસરણીય છે!

**अथ अभ्याख्यातेषु-ये तत्र ब्राह्मणाः संमर्शिनः युक्ताः अयुक्ताः अलूक्षाः धर्मकामाः स्युः यथा ते तत्र वर्तेरन् तथा तेषु वर्तेथाः ॥**

अथ=હવે अभ्याख्यातेषु=અભિશાપની બાબતમાં સંદિગ્ધ દોષવાળાઓની બાબતમાં तत्र=ત્યાં ये=જે ब्राह्मणः=બ્રાહ્મણો संमर्शिनः=યથાર્થ નિર્ણય

કરનારા, युक्ताः=રાજા વગેરેથી નિમાયેલા કે अयुक्ताः=ન નિમાયેલા, अलूक्षाः= અલૂખા-પ્રેમાળ धर्मकामाः=ધર્મકામી स्युः=હોય. ते=તેઓ तेषु=તેઓ સંદિગ્ધ દોષવાળાઓની બાબતમાં यथा=જેમ वर्तेरन्=વર્તે तथा=તેમ तेषु=તેઓની બાબતમાં वर्तेथाः=તું વર્ત.

હવે સંદિગ્ધ દોષોવાળાની બાબતમાં-ત્યાં જે કોઈ યથાર્થ નિર્ણય કરનારા, નિમાયેલા અગર તો ન નિમાયેલા, પ્રેમાળ, ધર્મકામી બ્રાહ્મણો હોય, તેઓ તેમાં જેમ વર્તે, તેમ તેઓ સાથે તું વર્ત.

વળી સમાજમાં એવા પણ ગુન્હેગાર પુરુષો હશે જેમની સાથે તારે કેમ વર્તવું તે બાબતમાં પણ, ઉપલા વિશેષણોથી વિશિષ્ટ શિષ્ટ પુરુષોના વર્તન અને વચનનો તારે ધડો લેવો ! અર્થાત્ સામાજિક દૃષ્ટિએ પતિત; સમાજ, જાતિ અને દેશદ્રોહી, સ્વાર્થાંધ અને સંસ્કાર પતિતોની સાથે તારે સમાજ-સંબંધ કેવો રાખવો,-તેમાં ઉપલાં વિશેષણો જેનામાં સ્વભાવ-સિદ્ધ થયાં હોય તેવા પુરુષોનો તારે ધડો લેવો !

**एषः आदेशः, एष उपदेशः, एषा वेदोपनिषत्, एतद् अनुशासनम् । एवं उपासितव्यम् । एवं उ च एतत् उपास्यम् ॥**

एषः=આ आदेशः=વેદની આજ્ઞા છે. एषः=આ उपदेशः=વેદનો ઉપદેશ છે. एषा=આ वेदोपनिषत=વેદનું રહસ્ય છે. एतत्=આ अनुशासनम्= મારો ઉપદેશ છે. एवं=આમ જ उपासितव्यम्=કરવું જોઈએ. च=નિઃસન્દેહ एवं=આમ उ=જ एतत्=આ બધું उपास्यम्=આચરવા યોગ્ય છે.

આ વેદની આજ્ઞા છે. આ વેદનો ઉપદેશ છે. આ વેદનું રહસ્ય છે. આ મારી શિક્ષા છે. આમ જ કરવું રહ્યું. આમ જ નિઃસંદેહ આ બધું આચરવા યોગ્ય છે.

હે બેટા ! આ ઈશ્વરપ્રેરિત વેદનો માણસ માત્ર માટે હુકમ છે. આ જ વેદનો ઉપદેશ છે ! આ વેદનું રહસ્ય છે ! આ મારું તને અનુશાસન છે ! તારે આમ જ કરવું. આમ જ નિઃસંદેહ તારે આચરવું. કેમકે આ આચરણનાં ફલસ્વરૂપ જીવનસિદ્ધિ છે ! અને જીવનસિદ્ધિ એટલે પ્રેય અને શ્રેય ઉભયની પ્રાપ્તિ માટે હે બેટા ! તારે આમ જીવન વિતાવવું-એવો ગુરુનો આગ્રહપૂર્વકનો ઉપદેશ છે. આજના વિદ્યાપીઠના પદવીદાન સમારંભે પણ આટલું મનોવેધક-સત્ય સ્પર્શી-અને જીવન ઉજાવાલક વ્યાખ્યાન અપાતું હોય તો ?

॥ इति एकादशोऽनुवाकः ॥

॥ अथ द्वादशोऽनुवाकः ॥

ॐ शं नो मित्रः, शं वरुणः, शं नो भवतु अर्यमा। शं न इन्द्रो बृहस्पतिः, शं नो विष्णुः उरुक्रमः। नमो ब्रह्मणे, नमस्ते वायो! त्वमेव प्रत्यक्षं ब्रह्माऽसि। त्वमेव प्रत्यक्षं ब्रह्म अवादिषम्। ऋतं अवादिषम्। सत्यं अवादिषम्। तन्मां आवीत्। तद्वक्तारं आवीत्। आवीत् माम् आवीद्वक्तारम्। ॐ शान्तिः शान्तिः शान्तिः

હે અન્તશક્તિ પરમાત્મન્! મિત્ર, વરુણ, અર્યમાં, ઈન્દ્ર, બૃહસ્પતિ, વિશાળ ગતિ વિષ્ણુ અમારે માટે સુખકારી હો. નમન હો બ્રહ્મને! હે સૌના જીવન! નમન હો. તને. તું જ પ્રત્યક્ષ બ્રહ્મ છે. તને જ મેં પ્રત્યક્ષ બ્રહ્મ કહ્યો છે. હું ઋત બોલ્યો છું. હું સત્ય બોલ્યો છું. તેણે મને રક્ષ્યો. તેણે વક્તાનું રક્ષણ કર્યું. મને રક્ષ્યો. હે પરમાત્મન્! ત્રિવિધ દુઃખોની નિવૃત્તિ હો.

આમ શિક્ષાવલ્લીનો ભવ્ય ઉપદેશ વેદાનુશાસનમાં પરિણમ્યો! અહીં શિક્ષાવલ્લી પૂરી થાય છે. એટલે પાછો શાંતિપાઠ ભણવાનો અહીં વિધિ છે. એ શાન્તિપાઠનો શબ્દાર્થ તથા ભાષ્યાર્થ આગળ શરૂઆતમાં આપ્યો છે. તેમાં જ્યાં ભવિષ્યકાળ હતો ત્યાં ભૂતકાળ કરી લેવો—એ સિવાય એમાં કશો ફેર નથી.

॥ इति द्वादशोऽनुवाकः ॥

॥ इति शिक्षाध्यायः ॥

॥ हरिः ॐ तत् सत् ॥

## ॥ अथ ब्रह्मानन्दवल्ली ॥

ॐ सह नौ अवतु, सह नौ भुनक्तु, सह वीर्यं करवावहै । तेजस्वि नौ अधीतं अस्तु । मा विद्विषावहै ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ = હે પરમાત્મન્ આપ नौ = અમો પતિપત્ની બન્નેને सह = એક સાથે अवतु = રક્ષા કરો. नौ = અમો બન્નેને આપ सह = એક સાથે भुनक्तु = ભોગ ભોગવાવો सह = બન્ને સાથે वीर्यं = બલ-સાંસારિક સુખના સાધનોને करवावहै = સંપાદિત કરીએ नौ = અમો બન્નેનું अधीतं = ભણેલું तेजस्वि = તેજસ્વી अस्तु = હો मा = અમો એ રખે विद्विषावहै = દ્વેષ કરીએ. ॐ = હે પરમાત્મન્ ! शान्तिः = આધ્યાત્મિક દુઃખોની નિવૃત્તિ હો. शान्तिः = આધિદૈવિક દુઃખોની નિવૃત્તિ હો. शान्तिः = આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો.

હે પરમાત્મન્! આપ અમો બન્ને-પતિ પત્નીને એક સાથે રક્ષો. અમો બન્નેને આપ એક સાથે ભોગ ભોગવાવો. અમો બન્ને એક સાથે બલને સંપાદિત કરીએ. અમો બન્નેનું ભણેલું તેજસ્વી હો. અમો આપસમાં દ્વેષ ન કરીએ. હે પરમાત્મન્! આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો.

ॐ सहनाववतु० વગેરે શાંતિપાઠનો અર્થ અહીં આપ્યો જ છે. એનું ભાષ્ય કઠોપનિષદ્‌ની શરૂઆતમાં આપ્યું છે. અહીં "અમો બન્ને" નો અર્થ પતિપત્ની એમ કર્યો છે. કેમકે શીક્ષાવલ્લીમાં શિષ્ય ઘરે જઈને સંસાર માંડે છે. અને ગૃહસ્થાશ્રમમાં પતિપત્ની ઉભયની રક્ષા ઉપર જ વ્યવહારનો આધાર છે. ગુરૂ અને શિષ્ય-એ બે એવો અર્થ લેવામાં આવે તો પણ યોગ્ય જ છે.

॥ इति शान्तिपाठः ॥

॥ अथ प्रथमोऽनुवाकः ॥

અત્યાર સુધી શીક્ષાવલ્લીમાં ગુરૂએ અનેક પ્રકારની ઉપાસનાઓ બતાવી. ઉપાસનાનું ફળ હૃદયની શુદ્ધિ છે. અને શુદ્ધ હૃદયમાં સૂક્ષ્મ પદાર્થને સાક્ષાત્ જોવાનું સામર્થ્ય હોય છે, હૃદયની શુદ્ધિ દ્વારા સાધક સપરિવાર પ્રકૃતિનું સાક્ષાત્ દર્શન કરી શકે છે. એ દર્શનને પરિણામે તે પ્રકૃતિનો સંગ ત્યાગી શકે છે. પ્રકૃતિનો સંગ ત્યાગી તે હૃદયસ્થ પ્રત્યગાત્માને જોઇ શકે છે. કેમકે પ્રકૃતિ કરતાં પણ પ્રત્યગાત્મા વધારે સૂક્ષ્મ છે. બારીક છે. આમ પ્રકૃતિ અને પ્રત્યગાત્માનો સાક્ષાત્કાર જેને થાય છે તે પ્રકૃતિ અને પ્રત્યગાત્માના પણ આત્મારૂપ, સૌક્ષ્મ્યાવધિ પરમાત્માને જોવાનો અધિકારી થાય છે. જીવનનું પરમશ્રેય પરમાત્માના સાક્ષાત્કારમાં છે. આથી હવેની બ્રહ્માનન્દવલ્લીમાં પરમપિતા પરમાત્માનાં સાક્ષાત્ દર્શન અને તેના–તે દર્શનના–ફલનું ગુરૂ વિધાન કરશે. આ રમણીય અને પરમ કલ્યાણી ઉપદેશને સ્વાન્તસ્તોષ માટે અને સ્વહિત માટે વિવૃત કરવાને તૈયાર એવા અમોને પરમપિતા પરમાત્માનો પ્રસાદ હો. ગુરૂદેવની કૃપા હો! તમામ સંતોનો અને આચાર્યોનો અનુગ્રહ હો!

ॐ ब्रह्मविद् आप्नोति परम्। तद् एषा अभ्युक्ता-सत्यं ज्ञानं अनन्तं ब्रह्म, यो वेद निहितं गुहायां, परमे व्योमन्। सः अश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता' इति।

ॐ=હે પરમાત્મન્ બ્રહ્મવિત્=બ્રહ્મને જાણનારો परं=તે સૌથી પર બ્રહ્મને आप्नोति=પ્રાપ્ત થાય છે. तत्=એમાં–આ બાબતમાં एषा=આ ઋચા–મન્ત્ર, अभ्युक्ता=કહેવાય છે–પ્રમાણ તરીકે ઉચ્ચારવામાં આવી છે. ब्रह्म=બ્રહ્મ, सत्यं=સત્ય=સદા એકરસ, ज्ञानं=જ્ઞાનચિત્-ચેતન' તથા अनन्तं=અન્તથી રહિત છે તથા गुहायां=હૃદયગુફામાં परमे=સૌથી શ્રેષ્ઠ व्योमन्=આકાશ હૃદયાકાશમાં निहितं=સ્થિત છે તેને यः=જે वेद=જાણે છે. सः=તે विपश्चिता=તે સૌને જોનારા ब्रह्मणा=બ્રહ્મની सह=સાથે सर्वान्=તમામ कामान्=કામનાઓને अश्नुते=પ્રાપ્ત થાય છે–બ્રહ્મને પ્રાપ્ત સર્વકામનાઓથી રહિત થાય છે. इति=બસ.

ॐ બ્રહ્મને જાણનારો પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. તેમાં [illegible] ણ તરીકે ટાંકવામાં આવી છે. બ્રહ્મ સત્ય, જ્ઞાન [illegible] છે. તથા [illegible] સૌથી શ્રેષ્ઠ હૃદયાકાશમાં સ્થિત છે. તેને [illegible] સર્વ [illegible] તમામ કામનાઓને પ્રાપ્ત થાય છે. બસ.

સમસ્ત બ્રહ્માનન્દવલ્લીનો વિષય એક સૂત્રમાં બતાવી દેતાં ભગવતી શ્રુતિ કહે છે–ૐ ब्रह्मविद् आप्नोति परम् । આ સમગ્ર વલ્લીનો સૂત્રભૂત અર્થ છે. ઉત્તર ગ્રન્થ આજ વાક્યનું વ્યાખ્યાન છે. આ સૂત્રનો અર્થ થાય છે "હે પરમાત્મન્! બ્રહ્મને જાણનારો 'પર'ને પામે છે." અર્થાત્ શ્રુતિ શરૂઆતમાં જ પરમાત્માને નામે આ પ્રતિજ્ઞા કરે છે. આ આખું સૂત્ર વાક્ય અનેક અર્થથી ભરપૂર છે. "બ્રહ્મને જાણનારો" આટલામાં બ્રહ્મ કોઇ વસ્તુ છે–એટલું સૂચવે છે. અર્થાત્ બ્રહ્મ જાણવા જેવી ચીજ છે. તો એમાંથી જ વિચાર કરતાં પ્રશ્ન થાય છે કે બ્રહ્મ શું છે? કેવું છે? ક્યાં છે? એ કેમ જાણવા જેવું છે? એને જાણવાથી શું ફળ? ન જાણવાથી શું બગડી જાય? એ કેવી રીતે જણાય? કોનાથી એ જણાય? વગેરે તમામ પ્રશ્નોનો વિચાર અહીં ગર્ભિત છે. અર્થાત્ અશેષપણે બ્રહ્મમીમાંસા અહીં સૂચિત છે. શ્રુતિ તો ફક્ત એટલું જ કહે છે કે "બ્રહ્મજ્ઞાનથી પરમને પ્રાપ્ત કરે છે." અર્થાત્ આટલા સૂત્ર વાક્યમાં બ્રહ્મ–બ્રહ્મનું લક્ષણ–બ્રહ્મની શક્તિઓ–બ્રહ્મનું ખાસ નિવાસ ધામ–એના જ્ઞાનની પરમ હિતકારિતા–એના જ્ઞાનમાં રહેલી પરમશ્રેયોવાપ્તિ, તેના અજ્ઞાનમાં જન્મમરણ રૂપ સંસારની સતતતા, એને જાણવાના ઉપાયોનું ચિન્તન અને પ્રયોગ, તથા એને જાણવાને માટે અધિકારી વગેરેનો વિચાર છૂપાયેલો છે. શ્રુતિ માતા સ્વયં બ્રહ્મસત્તા–તે સદ્બ્રહ્મનું લક્ષણ, તેની અનન્તવિભવા શક્તિ, તેનું નિવાસસ્થાન–બ્રહ્મજ્ઞાનની આવશ્યક્તા, તેના દ્વારા થતી શ્રેયઃ પ્રાપ્તિ, તેની પ્રાપ્તિના અભાવમાં રહેલી અનન્ત દુઃખમયતા, બ્રહ્મજ્ઞાનના ઉપાયો અને અધિકારીનો સાક્ષાત્ અને સૂચક ઉલ્લેખ કરશે.

'બ્રહ્મને જાણનારો, એટલા શબ્દમાં જ 'બ્રહ્મ છે' એટલું સૂચિત કર્યું છે. કેમકે જે વસ્તુ નથી તેનું કદી જ્ઞાન થતું નથી. જે હોય છે તેનું જ જ્ઞાન થાય છે, બ્રહ્મનું જ્ઞાન થાય છે. આથી બ્રહ્મ નામની કોઇક વસ્તુ–ભાવાત્મક ચીજ છે એમ સૂચિત કરી દીધું છે. એ બ્રહ્મ નામની વસ્તુને જાણનારો 'પર'ને પ્રાપ્ત કરે છે. એ ફલ શ્રુતિ છે. અર્થાત્ બ્રહ્મજ્ઞાનનું ફલ "પર પ્રાપ્તિ" છે. પર એટલે સૌથી ઊંચું. ફલદષ્ટિએ સૌથી ઊંચા પરમાત્મા જ છે. કેમકે પરમાત્મા સિવાયના જેટલા પદાર્થો જાણીએ તે બધાનું ફલ આબ્રહ્મસ્તમ્બાન્ત યોનિ જ છે અને જ્યાં સુધી જન્મમરણનો ફેરો રહે ત્યાં સુધી ગમે તેટલી ઉત્તમ યોનિ પણ વિચાર અને વિવેકને તો

દૂભવે જ. આથી અહીં 'પરપ્રાપ્તિ' એટલે પરમાત્માની પ્રાપ્તિ. અર્થાત્ પરમાત્માને જાણનાર પરમાત્માને જ પામે છે અને પરમાત્માની પ્રાપ્તિમાં સમસ્ત શ્રેયની અવધિ છે. એ વાતનો આગળ વધુ સ્પષ્ટ ઉકેલ આવશે.

પણ "બ્રહ્મ છે" એટલું કહી દેવાથી પ્રામાણિક એટલે કે પ્રમાણપૂર્વક વિચાર કરનારને સંતોષ વળતો નથી. અર્થાત્ વિચારમાત્રથી અર્થની સિદ્ધિ નથી. આથી પરમાત્મા છે એની સાબિતી આપવી જોઈએ. પરમાત્માના વિષયમાં સૌ સાબિતીઓમાં-એટલે કે તમામ પ્રમાણોમાં શ્રૌતપ્રમાણ એટલે કે વેદનું વચન સૌથી મુખ્ય છે. આથી ઋષિ કહે છેઃ तत् एषा अभ्युक्ता- અર્થાત્ તે પરમાત્માના વિષયમાં આ ઋચા મન્ત્ર કહેવામાં આવ્યો છે. અર્થાત્ બ્રહ્મના વિષયમાં નીચેનો મન્ત્ર પ્રમાણભૂત છે।

કયો મન્ત્ર ?-તો કહે છે-सत्यं ज्ञानं अनन्तं ब्रह्म-તે બ્રહ્મ બૃહત્ સત્તા-પરમાત્મા-સત્ય, જ્ઞાન અને અનંત સ્વરૂપ છે। બ્રહ્મ શબ્દ बृंह् वृद्धौ એ ધાતુ ઉપરથી નીપજે છે. અર્થાત્ બ્રહ્મ શબ્દ નિરતિશય વ્યાપક સત્તાનો વાચક છે। એ સત્તા સ્વરૂપ પરમાત્માનું લક્ષણ આપતાં ઋષિ કહે છે કે તે પરમાત્મા સત્ય છે. જ્ઞાનસ્વરૂપ છે. અનંત છે। સત્ય એટલે સદા હોનારા. સદા એકરસ. કદી પણ ન પરિણામ પામનારા. અર્થાત્ સદા સ્વરૂપે હોવું એ પરમાત્માનું લક્ષણ છે. દુનિયાના તમામ પદાર્થો સદા હોનારા નથી હોતા. આથી તે બધા અસત્ય છે. પણ પરમાત્મા સદા હોનારા હોઇને-ત્રિકાલાબાધિત તેનું સત્વ હોઇને સત્ય છે। અહીં શંકા ઉઠે કે પ્રકૃતિ પણ પરિણામી નિત્ય છે. એટલે કે પ્રતિપળ પરિણામ પામતી હોવા છતાં નિત્ય છે। જવાબ એ છે કે પ્રકૃતિ યદ્યપિ પરિણામી નિત્ય છે, પણ કૂટસ્થ નિત્ય નથી. પરમાત્મા કૂટસ્થ નિત્ય છે. એટલે કે સ્વરૂપે અપરિણામી અને છતાં નિત્ય છે અને આથી જ પ્રકૃતિથી તે ભિન્ન છે। પ્રકૃતિ જડ છે. અને જડ પ્રકૃતિથી, પરમાત્મા જ્ઞાનસ્વરૂપ હોઇને, ભિન્ન છે। અર્થાત્ કૂટસ્થ નિત્ય પરમાત્મા સદ્ હોઇને, પરિણામી નિત્ય જડ પ્રકૃતિથી, જ્ઞાન સ્વરૂપ હોઇને સચ્ચિદ્ સ્વરૂપ છે। જ્યાં કૂટસ્થ સત્તા હોય અને જ્ઞાન સ્વરૂપતા હોય ત્યાં આનન્દ હોય છે જ કેમકે શુદ્ધ જ્ઞાનમાં આનન્દરૂપતા જ હોય છે. અર્થાત્ પરમાત્મા સચ્ચિદાનન્દઘન છે એટલું 'સત્યં જ્ઞાનં' એ બેમાં સૂચવે છે. વળી પરમાત્મા અનંત છે. આનંત્ય ત્રણ પ્રકારનાં છે. વસ્તુમાત્ર દેશ, કાળ અને વસ્તુથી પરસ્પર મર્યાદિત છે. આ મર્યાદાકરણ પરમાત્માને સ્પર્શતું

નથી. અર્થાત્ પરમાત્મા સ્વયં દેશ, કાળ અને વસ્તુથી અપરિચ્છિન્ન છે. અને આથી જ તે દેશ કાળ- અને વસ્તુથી પરિચ્છિન્ન સમસ્ત જગતનું સર્વથા કારણ છે! કેમકે પરિચ્છિન્ન અપરિચ્છિન્નનું કદી કારણ સંભવી ન શકે. પણ અપરિચ્છિન્ન જ પરિચ્છિન્નનું કારણ થાય છે. અર્થાત્ પરબ્રહ્મ પરમાત્મા સ્વરૂપે સચ્ચિદાનંદઘન છે અને તે સમસ્ત જગતનું કારણ છે, સર્વથા કારણ છે એ અહીં સિદ્ધ થાય છે! પ્રત્યગાત્મા પણ પરમાત્મા જ મૂળમાં છે એ ભૂલવાનું નથી! પ્રત્યગાત્મા સ્વરૂપે પરમાત્મા હોવાથી જ બ્રહ્મજ્ઞાનીને 'પર પ્રાપ્તિ'=બ્રહ્મ પ્રાપ્તિ થઇ શકે, કેમકે જે સ્વરૂપે મૂળમાં જેવો નથી તેવો લાખ પ્રયત્ને પણ કદી ન થઇ શકે. ફક્ત બ્રહ્મજ્ઞાનથી થાય છે એટલું કે પહેલાં જે બ્રહ્મ=જે મૂળ સ્વરૂપ તેને અજ્ઞાનને લઇને અપ્રાપ્ત જેવું હતું તે જ્ઞાનથી પ્રાપ્ત જેવું થાય છે. બાકી બ્રહ્મજ્ઞાનથી જાતમાં કાંઈ સરવાળો કે બાદબાકી થતી નથી! અર્થાત્ અહીં જે 'પરપ્રાપ્તિ' રૂપી ફળ છે તે ફળ તો હતું જ પણ તેની સમજ ન હતી. તે હવે-જ્ઞાનથી આવી. એટલે જાણે 'પરપ્રાપ્તિ' થઈ હોય એમ વ્યવહારમાં કહેવાય છે. આમ, જે પરમાત્મા સર્વજ્ઞ અને સર્વશક્તિ હોય જ. તે અનંત જ્ઞાનક્રિયા શક્તિથી પરિપૂર્ણ હોય જ. અર્થાત્ સમસ્ત બ્રહ્માંડની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ પરમાત્માનો નિત્યોદિત મહિમા છે. એનું નિત્યૈશ્વર્ય છે! આવો નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સચ્ચિદાનંદ મૂર્તિ, જગજ્જન્માદિનું એક કારણ-પ્રાપ્તવ્ય હોય જ કેમકે બીજું હોઇ શકતું નથી. આથી એવો પરમાત્મા પ્રાપ્તવ્ય છે. એ પરમાત્માને ક્યાં પ્રાપ્ત કરવો? તો શ્રુતિ કહે છેઃ यो वेद निहितं गुहायां-परमे व्योमन्=આવા પરમાત્માને જે ગુહામાં=પરમ વ્યોમમાં નિહિત જાણે છે-અર્થાત્ ઉપર્યુક્ત પરમાત્મા ગુફામાં ભરાઇને બેઠેલા છે. એ ગુફા તે હૃદયની ગુફા. એ ગુહાને જ 'પરમ વ્યોમ' તરીકે ઉલ્લેખવામાં આવી છે. ભૌતિક વ્યોમમાં જેમ ચરાચર જગતનો જીવનદાતા-સ્વયંપ્રકાશ સૂર્ય રહે છે તેમ પેલાં હૃદયરૂપ આધ્યાત્મિક આકાશમાં સચરાચર જગતનો એક પ્રાણ સ્વયંપ્રકાશ પરમાત્મા રહે છે. જે જ્યાં રહે ત્યાં જવાથી તેનાં દર્શન થાય. અર્થાત્ પરમાત્મા હૃદયમાં રહેતા હોવાથી હૃદયમાં જવાય તો તે દેખાય. હૃદયમાં ત્યારે જ ઉતરાય જ્યારે હૃદય શુદ્ધ અને યોગમય હોય. અર્થાત્ હૃદયમાં ઉતરવાને માટે એક જ સાંકડો પણ નિર્ભયમી માર્ગ છે-અને તે શુદ્ધિનો. અને શુદ્ધિ માટે યોગ એ એક જ ઉપાય છે! અર્થાત્ હૃદયમંદિરમાં રહેલ સ્વરૂપભૂત પરમાત્માનાં દર્શન માટે અહીં સાંગોપાંગ યોગ-પરમપ્રેમરૂપા ભક્તિ જ સાધન છે એમ સૂચવે છે! આમ જે

તે આ આત્મામાંથી નિશ્ચય આકાશ ઉપન્યું. આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી પાણી, પાણીમાંથી પૃથિવી, પૃથિવીમાંથી ઓષધીઓ, ઓષધીઓમાંથી અન્ન, અન્નમાંથી વીર્ય અને વીર્યમાંથી પુરુષ ઉપજે છે.

બ્રહ્મવેત્તા પરને પામે છે એ સૂત્રાત્મક વાકયમાંથી ફળતું દર્શન ઉપર જોયું. અર્થાત્ સચ્ચિદાનંદ, જગજ્જન્માદિના કારણ, આત્મ સ્વરૂપ પરમાત્માનું યોગમયતાથી હૃદયમંદિરમાં દર્શન કરનાર બ્રહ્મનો સમાનધર્મા પુરુષ, બ્રહ્મમય થાય છે એમ ઋષિએ બતાવ્યું. બ્રહ્મમયતાથી મોક્ષ જુદું નથી. અર્થાત્ જીવનું જે મૂળ ધામ–મૂલસ્વરૂપ હતું તે તેને સમજાઇ જતાં તે સ્વરૂપાવસ્થિત થાય છે. આમ સંસારાસકત જીવને શિવ થવા માટે જે જે ઉપાય, જે જે સાધનો વગેરે જોઇએ એ તમામનો આટલામાં ઉલ્લેખ આવી જાય છે. અર્થાત્ પરમાત્માને લગતી અશેષમીમાંસા અહીં સૂચિત છે. આ પરમ વ્યોમ–નિવાસી પરમાત્મા કોઇ કહે એટલે તરત સામાન્ય પુરૂષને પ્રત્યક્ષ થઇ જતા નથી! કેમકે એ અતિ સૂક્ષ્મ વિષય છે. મન્દદર્શી પુરૂષને બૃહદાકાશમાં રહેલો બીજનો રેખામાત્રાકૃતિવાળો ચન્દ્ર જેમ તરત નજરે પડતો નથી તેમ અધ્યાત્મ માર્ગમાં મન્દદર્શી પુરૂષને પરમ બૃહત્ હૃવ્યાકાશમાં રહેલો સત્તામાત્ર આકારવાળો પરમાત્મા પણ સહસા પ્રત્યક્ષ થતો નથી. મન્દદર્શીને કોઇ સૂક્ષ્મદર્શી જેમ ક્રમશઃ ચન્દ્રદર્શન કરાવે તેમ મન્દાધિકારી પુરૂષને સૂક્ષ્મદર્શી શ્રુતિમાતા હવે ક્રમશઃ પૂર્વપ્રતિપાદિત પરમાત્માનું સ્વરૂપે દર્શન કરાવે છે. મનુષ્ય સ્વભાવે સ્થૂલદર્શી છે. તે સ્થૂલ ઉપરથી સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ પદાર્થોનો દ્રષ્ટા થઇ શકે છે. આગી હવે પેલાં પરમ વ્યોમ–હૃદયગુહામાં–અતિ સૂક્ષ્મ પ્રદેશમાં લઇ જવા માટે ભગવતી શ્રુતિમાતા પાંચ અન્નમયાદિ કોશનું નિરૂપણ કરે છે. "એક દર, બીજો દર અને ત્રીજા દરમાં દામોદર" એમ આપણી કહેવત છે. આ કહેવત મુજબ પરમાત્મા=દામોદર તો પેલા પાંચ કોશની પણ છેક અંદર અવસ્થિત છે. એ પાંચે કોશને વિવેક દ્વારા અને વૈરાગ્ય દ્વારા જે વટાવી જાય તે પરમવ્યોમમાં પ્રતિષ્ઠિત પરમ પુરૂષનાં તે પરમપુરૂષની કૃપાથી જ દર્શન કરી શકે છે. એ પાંચે કોશમાં પણ સ્થૂલતમ અન્નમય કોશ છે. એ સ્થૂલતમ=પ્રત્યક્ષ અન્નમય કોશનું વર્ણન આપવાની ભૂમિકા રચતાં, મનુષ્યદેહની ઉત્પત્તિનો ક્રમ બતાવતાં શ્રુતિમાતા કહે છે કે તે=પેલા પ્રસિદ્ધ પરમપુરુષ પરમાત્માં, કે જે આ=પ્રત્યગાત્મા સ્વરૂપ છે, તે પરમાત્મામાંથી આકાશ ઉપજે છે. એ આકાશમાંથી ક્રમશઃ પુરુષ દેહ પર્યન્તની ઉત્પત્તિ થાય છે અર્થાત્ અહીં સ્થૂલ ભૂતોનો જ શ્રુતિ ઉલ્લેખ કરે છે. પણ તેટલો જ

હ્રદયમંદિરમાં ઉતરીને, હ્રદયવેદી ઉપર નિત્ય વિરાજમાન, પરિપૂર્ણ સચ્ચિદાનન્દઘન મૂર્તિ પરમાત્માને જાણે છે-જુવે છે તેને પેલી "પરપ્રાપ્તિ" મળે છે. એ પરપ્રાપ્તિનું જ વ્યાખ્યાન કરતાં કહે છે કે, सः अश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता=તેવો પુરુષ વિપશ્ચિત્ બ્રહ્મની સાથે તમામ પદાર્થોને ભોગવે છે। વિપશ્ચિત્ શબ્દનો અર્થ સર્વજ્ઞ થાય છે। અર્થાત્ તેવો બ્રહ્મજ્ઞાની જીવનમાં જ્યાં સુધી રહે ત્યાં સુધી બ્રહ્મની સાથે તમામ કામોને ભોગવે છે. બ્રહ્મ સર્વજ્ઞ છે. પેલો બ્રહ્મજ્ઞાની પણ હવે સર્વજ્ઞ છે અને જ્યાં સર્વજ્ઞતા હોય ત્યાં પદાર્થોની ઉપભોગ લોલુપતા નથી હોતી. પણ પદાર્થોનો સ્વભાવ જાણીતો હોવાથી લોલુપતાનો જ અભાવ હોય છે। આથી જેમ સર્વરૂપ બ્રહ્મ, પદાર્થ માત્ર તેને પ્રાપ્ત હોવા છતાં, તે તે પદાર્થોમાં નિઃસંગ રહે, ભ્રમથી પણ લિપ્ત ન થાય તેમ, પેલો બ્રહ્મજ્ઞાની સમસ્ત જગતની રિદ્ધિસિદ્ધિ મળતી હોવા છતાં નિઃસંગપણે વર્તે છે। તેમાં ભ્રમથી પણ લિપ્ત થતો નથી। કેમકે આત્મા સ્વયં પૂર્ણકામ અને આપ્તકામ છે. જે કામનાવિદ્ધ છે તેને માટે તો દુનિયાના તમામ પદાર્થો પણ ઓછા છે. અને જે આપ્તકામ છે તેને માટે તેમાં કાંઇ પ્રાપ્તવ્ય ન હોવાથી તેને બધા પ્રાપ્ત હોવા છતાં પણ તે નકામા છે। આ આપ્તકામતાના અનુભવને લઇને તેવો પુરુષ બ્રહ્મની સાથે બ્રહ્મની રીતે તમામ પદાર્થોને ભોગવે છે એમ કહે છે। આપણે જેની સાથે બેઠા હોય તેની સાથે તેના જેવું જ વર્તન થાય છે. આ બ્રહ્મજ્ઞાની બ્રહ્મની હરોળમાં બેઠેલો હોઇને બ્રહ્મની માફક જ વર્તે છે। અર્થાત્ યદ્યપિ તેવા પુરુષને તમામ કામો-પદાર્થો સિદ્ધ થાય છે પણ તે સ્વભાવે જ સર્વ કામના રહિત થઈ જાય છે. અને અહીં જ પેલી પર પ્રાપ્તિ છે। બસ. આ છે સંપૂર્ણ જીવનદર્શન.

**तस्माद् वा एतस्माद् आत्मनः आकाशः संभूतः, आकाशात् वायुः, वायोः अग्निः अग्नेः आपः, अद्भ्यः पृथिवी, पृथिव्याः ओषधयः, ओषधीभ्यः अन्नं, अन्नात् रेतः रेतसः पुरुषः ।**

तस्मात्=તે एतस्मात्=આ आत्मनः=આત્મામાંથી वा=નિશ્ચય आकाशः= આકાશ संभूतः=ઉપજ્યું. आकाशात्=આકાશમાંથી वायुः=વાયો, वायोः=વાયુમાંથી अग्निः=અગ્નિ, अग्नेः=અગ્નિમાંથી आपः=પાણી अद्भ्यः=પાણીમાંથી पृथिवी= પૃથિવી पृथिव्याः=પૃથિવીમાંથી ओषधयः=ઓષધીઓ ओषधीभ्यः=ઓષધીઓમાંથી अन्नं=અન્ન અને अन्नात्=અન્નમાંથી रेतः=વીર્ય रेतसः=વીર્યમાંથી पुरुषः= પુરૂષ-પુરૂષનું સ્થૂલ શરીર ઉત્પન્ન થયું.

તે આ આત્મામાંથી નિશ્ચય આકાશ ઉપજ્યું. આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી પાણી, પાણીમાંથી પૃથિવી, પૃથિવીમાંથી ઓષધીઓ, ઓષધીઓમાંથી અન્ન, અન્નમાંથી વીર્ય અને વીર્યમાંથી પુરુષ ઉપજે છે.

બ્રહ્મવેત્તા પરને પામે છે એ સૂત્રાત્મક વાક્યમાંથી ફળતું દર્શન ઉપર જોયું. અર્થાત્ સચ્ચિદાનંદ, જગજ્જન્માદિના કારણ, આત્મ સ્વરૂપ પરમાત્માનું યોગબલતાથી હૃદયમંદિરમાં દર્શન કરનારે બ્રહ્મનો સમાનધર્મા પુરુષ, બ્રહ્મમય થાય છે એમ ઋષિએ બતાવ્યું. બ્રહ્મમયતાથી મોક્ષ જુદું નથી. અર્થાત્ જીવનું જે મૂળ ધામ-મૂલસ્વરૂપ હતું તે તેને સમજાઇ જતાં તે સ્વરૂપાવસ્થિત થાય છે. આમ સંસારાસક્ત જીવને શિવ થવા માટે જે જે ઉપાય, જે જે સાધનો વગેરે જોઇએ એ તમામનો આટલામાં ઉલ્લેખ આવી જાય છે. અર્થાત્ પરમાત્મોને લગતી અશેષમીમાંસા અહીં સૂચિત છે. આ પરમ વ્યોમ-નિવાસી પરમાત્મા કોઇ કહે એટલે તરત સામાન્ય પુરૂષને પ્રત્યક્ષ થઇ જતા નથી! કેમકે એ અતિ સૂક્ષ્મ વિષય છે. મન્દદર્શી પુરૂષને બૃહદાકાશમાં રહેલો બીજનો રેખામાત્રાકૃતિવાળો ચન્દ્ર જેમ તરત નજરે પડતો નથી તેમ અધ્યાત્મ માર્ગમાં મન્દદર્શી પુરૂષને પરમ બૃહત્ હૃદયાકાશમાં રહેલો સત્તામાત્ર આકારવાળો પરમાત્મા પણ સહસા પ્રત્યક્ષ થતો નથી. મન્દદર્શીને કોઇ સૂક્ષ્મદર્શી જેમ ક્રમશઃ ચન્દ્રદર્શન કરાવે તેમ મન્દાધિકારી પુરૂષને સૂક્ષ્મદર્શી શ્રુતિમાતા હવે ક્રમશઃ પૂર્વપ્રતિપાદિત પરમાત્માનું સ્વરૂપે દર્શન કરાવે છે. મનુષ્ય સ્વભાવે સ્થૂલદર્શી છે. તે સ્થૂલ ઉપરથી સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ પદાર્થોનો દ્રષ્ટા થઇ શકે છે. આથી હવે પેલાં પરમ વ્યોમ-હૃદયગુહામાં-અતિ સૂક્ષ્મ પ્રદેશમાં લઇ જવા માટે ભગવતી શ્રુતિમાતા પાંચ અન્નમયાદિ કોશનું નિરૂપણ કરે છે. "એક દર, બીજો દર અને ત્રીજા દરમાં દામોદર" એમ આપણી કહેવત છે. આ કહેવત મુજબ પરમાત્મા=દામોદર તો પેલા પાંચ કોશની પણ છેક અંદર અવસ્થિત છે. એ પાંચે કોશને વિવેક દ્વારા અને વૈરાગ્ય દ્વારા જે વટાવી જાય તે પરમવ્યોમમાં પ્રતિષ્ઠિત પરમ પુરૂષનાં તે પરમપુરૂષની કૃપાથી જ દર્શન કરી શકે છે. એ પાંચે કોશમાં પણ સ્થૂલતમ અન્નમય કોશ છે. એ સ્થૂલતમ=પ્રત્યક્ષ અન્નમય કોશનું વર્ણન આપવાની ભૂમિકા રચતાં, મનુષ્યદેહની ઉત્પત્તિનો ક્રમ બતાવતાં શ્રુતિમાતા કહે છે કે તે=પેલા પ્રસિદ્ધ પરમપુરુષ પરમાત્માં, કે જે આ=પ્રત્યગાત્મા સ્વરૂપ છે, તે પરમાત્મામાંથી આકાશ ઉપજે છે. એ આકાશમાંથી ક્રમશઃ પુરુષ દેહ પર્યન્તની ઉત્પત્તિ થાય છે અર્થાત્ અહીં સ્થૂલ ભૂતોનો જ શ્રુતિ ઉલ્લેખ કરે છે. પણ તેટલો જ

જરૂરી હોઇને આખો ઉત્પત્તિક્રમ અહીં આપ્યો નથી. અર્થાત્ પરમપુરુષમાંથી આકાશ જન્મ્યું એટલે કે પરમપુરુષ પરમાત્માની પ્રકૃતિરૂપી જગજ્જન્મદાત્રી મહામાયા શક્તિ, પરમાત્માના ઇક્ષણમાત્રથી મહદ્-અહંકાર-સૂક્ષ્મભૂતો-અગીઆર ઇન્દ્રિયો અને મહાભૂતો દ્વારા પરિણામ પરંપરા પામી સ્થૂલ પુરુષ દેહરૂપે છતી થાય છે એમ સમજવું.

આપણો આ પ્રત્યક્ષ દેહ અન્નમય કોશ છે. કોશ શબ્દનો અર્થ થાય છે તલવારની મ્યાન. મ્યાનમાં જેમ બેધારી ચકચકતી તલવાર રહે છે તેમ આ કોશરૂપી મ્યાનમાં જન્મમરણને છેદવાની તાકાત ધરાવનારી ચમકીલી આત્મારૂપી તલવાર છે. શૂરવીર રાજપુરુષ જેમ તલવારને મ્યાનમાંથી બહાર ખેંચી તેના વડે ધારેલા ખેલ ખેલી શકે છે તેમ શૂરવીર=પ્રકૃતિ-વિજયાકાંક્ષી પુણ્યશાળી ક્ષત્રિય પુરુષ આ કોશોમાંથી આત્મારૂપી અણિયાળી તલવારને બહાર ખેંચી તેના દ્વારા ધારેલા ખેલ ખેલી શકે છે. એટલે 'કોશ' શબ્દ દ્વારા આ આત્મજ્ઞાન એ ખાંડાના ખેલ છે કાયરના ખેલ નથી એમ શ્રુતિ સૂચિત કરે છે. અનુભવીનો પણ બોલ છે કે "હરિનો મારગ છે શૂરાનો નહીં કાયરનું કામ જો ને !" આટલું શરૂઆતમાં દરેક સાધકે સમજી લેવું.

**स वा एषः पुरुषः अन्नरसमयः । तस्य इदं एव शिरः । अयं दक्षिणः पक्षः । अयं उत्तरः पक्षः । अयं आत्मा । इदं पुच्छं प्रतिष्ठा । तद् अपि एषः श्लोकः भवति ।**

सः=તે एषः=આ पुरुषः=પુરુષનું સ્થૂલ શરીર वा=નિશ્ચય अन्नरसमयं=અન્નના સારનું બનેલું છે. तस्य=તેનું, અન્નરસમય પુરુષ-શરીરનું इदं=આ एव=જ शिर-શિર છે अयं=આ दक्षिणः=જમણો હાથ જમણી पक्षः=પક્ષ પાંખ છે. अयं=આ उत्तरः=ડાબો હાથ ડાબી पक्षः=પક્ષ-પાંખ છે. अयं=આ ધડ શરીરનો મધ્યભાગ તેનું आत्मा=ધડ છે. इदं=આ નાભિની નીચેનું અંગ पुच्छं=પૂછડું છે જે प्रतिष्ठा=સહારો અવલંબ છે. तद्=તેમાં अपि=નિશ્ચય एषः=આ श्लोकः=શ્લોક-શ્લોકનો સમુદાય પ્રમાણરૂપ भवति=છે.

તે આ પુરુષનું સ્થૂલ શરીર નિશ્ચય અન્નરસમય છે. તેનું આ માથું એ જ માથું છે. આ જમણો હાથ એની જમણી પાંખ છે. આ ડાબો હાથ ડાબી પાંખ છે. આ ધડ તેનું ધડ છે. આ નાભિની નીચેનો ભાગ તેનું પૂછડું છે કે જે પ્રતિષ્ઠા છે-સહારારૂપ છે. એ બાબતમાં નિશ્ચય આ શ્લોકસમુદાય પ્રમાણ રૂપ છે.

હવે આ અન્ન-રસમય કોશમાં ખૂંચી બેઠેલા પુરુષનું-આત્માનું પક્ષીનાં રૂપક દ્વારા વર્ણન કરતાં કહે છે કે તે આ પુરુષ એટલે કે પુરુષનું સ્થૂલ શરીર અન્નરસમય છે. અન્નરસમય એટલે કે અન્નના સારનું બનેલું છે. સવાર સાંજ ખાધેલા અન્નના પરિણામ રૂપ ધાતુઓથી ભરપૂર છે. આ સ્થૂલ પ્રત્યક્ષ ભોગાયતન શરીરરૂપી માળામાં આત્મારૂપી પક્ષી ભરાઇને બેઠું છે. આત્માને અહીં પક્ષી તરીકે કલ્પ્યો છે. પક્ષીની બે પાંખ હોય છે. આત્માને પણ બે પાંખ છે. એક જ્ઞાનની અને બીજી ક્રિયાની. બે પાંખ વડે જેમ પક્ષી સર્વત્ર સંચરી શકે છે તેમ જે આત્માની જ્ઞાન અને ક્રિયાશક્તિ રૂપ બે પાંખો સાબૂત તેનું સ્વેચ્છાએ સર્વત્ર અકુતોભય ઉડ્ડયન સંભવી શકે છે. દેહમાંથી-દેહના પ્રદેશમાંથી માંડીને પરમપુરુષ પરમાત્માના પ્રદેશ રૂપી સ્વધામ સુધી જવાની એનામાં તાકાત છે-જો એ ધારે તો-એમ અહીં આ રૂપક દ્વારા સૂચન છે. તો જેમ પક્ષીને માથું હોય છે-જમણી અને ડાબી પાંખ હોય છે. વચલું ધડ હોય છે અને ધડની નીચે ધડના સહારા રૂપ પૂછડું હોય છે-તો આ અન્નરસમય પુરુષરૂપી પક્ષીનું મસ્તક આદિ કયું? કેમકે તે બતાવે તો જ રૂપક પૂર્ણ થાય! આથી કહે છે કે આ અન્નરસમય પુરુષપક્ષીનું આ જે પ્રત્યક્ષ માથું છે તે જ માથું છે. આ જમણો હાથ એની જમણી અને ડાબો હાથ ડાબી પાંખ છે. આ ધડ તેનું ધડ છે. અને ધડની નીચેનો ભાગ તેનું પૂછડાં જેવું પૂછડું-સહારારૂપ છે. આમ અન્નરસમય પુરુષ પૂર્ણપણે પક્ષી જેવો છે.

અર્થાત્ ઉપર અન્નરસમય આત્માનું વર્ણન છે. એટલે કે અન્નમય કોશમાં રહેલા આત્માનું વર્ણન છે. અર્થાત્ જે જીવ જીવનભર દેહમાં ગોંધાઈ રહે છે તેવા દેહમાત્રમાં જ આત્મબુદ્ધિવાળા જીવનું વર્ણન છે, અર્થાત્ જેની દૃષ્ટિ જીવનભર, દેહ અને તે દેહ દ્વારા મળતા દુઃખગર્ભ સુખાભાસોમાં જકડાઈ રહેલી છે-દેહ જ જીવનમાં સર્વસ્વ છે-તેનું લાલન પાલન જ જીવનમાં કર્તવ્ય છે-એમ દૃષ્ટિરોધને લીધે માની બેસીને, જે જીવ આખી જીંદગી દેહના જ સુખમાં મસ્ત રહે છે તેનું વર્ણન છે. અર્થાત્ દેહમાં આસક્ત જીવ દેહાભિમાની હોઇને દેહની અવરજવર રૂપ સંસારમાં જ પુનઃ પુનઃ આવે છે એવો અહીં ધ્વનિ છે! અને આથી જ દેહ અને આત્માનો વિવેક કરી જાણનાર પુરુષ સિંહને માટે "દેહ જ આત્મા છે"-એ મહા વિનષ્ટિને નોતરનાર, પ્રાણીમાત્રને મરણપર્યન્ત પજવનાર, વિચાર દૃષ્ટિએ ગંદા ખ્યાલથી પર થવાનો આદેશ છે. આત્મારૂપી પક્ષી જાણે કે તેણે દેહના

ક્ષેત્રમાંથી ઉડી જવાનું છે. કેમકે તે તેનું અસલી નિવાસધામ નથી. કોઈ કાઢી મૂકે તેના કરતાં સ્વામાની તો પારકા ઘરમાંથી જાતે જ નીકળી જાય. આ દુઃખમાત્રના મૂળભૂત દેહાત્મ ખ્યાલથી પર થવા માટે પુરૂષે પ્રયત્ન કરવો જોઇએ એવો અહીં ગૂઢ આશય છે.

આમ વિવેક સૂચન કરી આ પુરૂષ અન્નરસમય છે એ બાબતમાં પ્રમાણ ટાંકતાં અને પ્રસઙ્ગોપાત્ત અન્ન શબ્દની અતિયોગ્ય વ્યુત્પત્તિ શીખવતાં શ્રુતિ કહે છે કે એ બાબતમાં આ શ્લોકો પ્રમાણભૂત છે.

॥ इति प्रथमोऽनुवाकः ॥

---

## ॥ अथ द्वितीयोनुवाकः ॥

**अन्नात् वै प्रजाः प्रजायन्ते, याः काश्च पृथिवीं श्रिताः । अथो अन्नेन एव जीवन्ति । अथ एनत् अपि यन्ति अन्ततः । अन्नं हि भूतानां ज्येष्ठम् । तस्मात् सर्वौषधम् उच्यते । सर्वं वै ते अन्नं आप्नुवन्ति ये अन्नं ब्रह्म उपासते । अन्नं हि भूतानां ज्येष्ठम्, तस्मात् सर्वौषधमुच्यते । अन्नाद् भूतानि जायन्ते, जातानि अन्नेन वर्धन्ते । अद्यते अत्ति च भूतानि, तस्मात् अन्नं तत् उच्यते इति ।**

अन्नात्=અન્નમાંથી वै=નિઃસન્દેહ સર્વ प्रजाः=પ્રજાઓ प्रजायन्ते=ઉપજે છે याः=જે काः=કોઇ च=પણ पृथिवी=પૃથિવી ને श्रिताः=આધારે છે. अथ=હવે अन्नेन=અન્નથી एव=જ जीवन्ति=જીવે છે. अथ=અને अन्ततः=અંતે एनत्=એ અન્નમાં જ अपियन्ति=લીન થાય છે. हि=નિઃસન્દેહ अन्नं=અન્ન भूतानां=તમામ પ્રાણીઓમાં ज्येष्ठं=વડિલ છે-મોટું છે-તમામ પ્રાણીઓનું ઉત્પત્તિ અને પ્રલયનું સ્થાન છે. तस्मात्=તેથી सर्वौषधं=સર્વૌષધ-ઔષધિઓની પણ ઔષધિ उच्यते=કહેવાય છે. ते=તે મનુષ્યો वै=નિશ્ચય सर्वं=દરેક પ્રકારના अन्नं=અન્નને आप्नुवन्ति=પ્રાપ્ત કરે છે ये=જેઓ આ સૌ પ્રાણીઓમાં ब्रह्म=મહાન अन्नं=અન્નને उपासते=ઉપાસે છે-અન્નના તત્ત્વને સમજે છે. हि=જે

કારણે अन्नं=અન્ન भूतानां=સૌ પ્રાણીઓમાં ज्येष्ठं=મહાન છે तस्मात्=તેથી सर्वौषधं=સર્વૌષધ उच्यते=કહેવાય છે. अन्नात्=અન્નમાંથી भूतानि=તમામ પ્રાણીઓ जायन्ते=જન્મે છે जातानि=જન્મેલાં તે પ્રાણીઓ अन्नेन=અન્નથી वर्धन्ते= મોટાં થાય છે तत्=તે અન્ન કેમકે પ્રાણીઓથી अद्यते=ખવાય છે च=અને અન્તમાં સૌ भूतानि=પ્રાણીઓને अत्ति=ખાઈ જાય છે तस्मात्=તેથી तत्=તેને अन्नं=અન્ન उच्यते=કહેવામાં આવે છે. इति=બસ.

જે કોઈ પ્રજા પૃથ્વીને આધારે છે તે તમામ પ્રજાઓ નિઃસન્દેહ અન્નમાંથી ઉપજે છે. ત્યાર બાદ અન્નથી જ જીવે છે. અને છેવટે એ અન્નમાં જ લીન થાય છે. નિઃસન્દેહ અન્ન તમામ પ્રાણીઓમાં જ્યેષ્ઠ છે. તેથી તે સર્વૌષધ કહેવાય છે. જેઓ આ સૌ પ્રાણીઓમાં જ્યેષ્ઠ અન્નને-અન્નના તત્ત્વને સમજે છે તેઓ નિશ્ચય સર્વ પ્રકારના અન્નને પ્રાપ્ત કરે છે. સૌ પ્રાણીઓમાં મહાન હોઈને અન્ન સર્વૌષધ કહેવાય છે. અન્નમાંથી તમામ પ્રાણીઓ જન્મે છે. જન્મેલાં અન્નથી વધે છે. તે અન્ન પ્રાણીઓથી ખવાતું હોઈને અને અંતે સૌ પ્રાણીઓને તે ખાઈ જતું હોઈને અન્ન કહેવાય છે. બસ.

પ્રમાણભૂત શ્લોકોનો નીચોડ અર્થ આ છે. પૃથ્વી ઉપર વસતાં તમામ પ્રાણીઓ અન્નમાંથી ઉપજે છે. અન્નથી જ જીવે છે અને અન્નમાં જ લીન થાય છે. આમ અન્ન એ પ્રત્યક્ષ જીવનમાં અતિ મહત્વનું હોઈને સૌના આધારરૂપ હોઈને સૌમાં જ્યેષ્ઠ છે. તેને સર્વૌષધ કહેવામાં આવે છે! જેઓ અન્નનું આ મહત્ત્વ સમજે છે તેઓ જીવનમાં અન્નની કિંમત આંકી શકે છે અને તેનો પૂરો વિવેકી ઉપયોગ કરી શકે છે. પ્રાણીમાત્ર જેને પહેલાં ખાય છે પણ અંતે પ્રાણીમાત્ર જેનાથી ખવાઈ જાય છે તે અન્ન છે! અને આનાથી વધુ સાચી વસ્તુ કઈ છે? અર્થાત્ અન્નરસમય કોશમાં મહાલતો બેભાન જીવ ખાવું-પીવું અને મોજ કરવી-આ સિવાય આગળ વધી શકતો નથી! અને છેવટે તે અન્નભોગી અન્નનો ભોગ થઈ પડે છે! આ ભોગલાલસા એ સ્વરૂપે આપ્તકામ આત્મા માટે એક કરૂણ બીના છે! આટલો અહીં ધ્વનિ છે.

तस्मात् वा एतस्मात् अन्नरसमयात् अन्यः अन्तरः आत्मा प्राणमयः। तेन एषः पूर्णः। स वा एषः पुरुषविधः एव। तस्य पुरुषविधतां अनु अयं पुरुषविधः। तस्य प्राणः एव शिरः। व्यानः दक्षिणः पक्षः, अपानः उत्तरः पक्षः, आकाशः आत्मा, पृथिवी पुच्छं प्रतिष्ठा। तद् अपि एषः श्लोकः भवति।

तस्मात्=તે एतस्मात्=આ अन्नरसमयात्=અન્નરસમય-સ્થૂલ શરીરથી वा=નિશ્ચય अन्यः=ભિન્ન अन्तरः=અંદર प्राणमयः=પ્રાણમય-પ્રાણરૂપ आत्मा=આત્મા છે. तेन=તે પ્રાણમયથી एषः=આ અન્નરસમય पूर्णः=પૂર્ણ ભરપૂર છે. स=તે एषः=આ નિઃસન્દેહ पुरुषविधः=પુરૂષાકાર एव=જ છે. तस्य=તે અન્નરસમયની पुरुषविधतां=પુરૂષાકારતાના अनु=જેવો अयं=આ પ્રાણમય पुरुषविधः=પુરૂષાકાર છે. प्राणः=પ્રાણ एव=નિશ્ચય तस्य=તે પ્રાણમયનું शिरः=શિર છે. व्यानः=વ્યાન दक्षिणः=જમણી पक्षः=પાંખ છે. अपान=અપાન उत्तरः=ડાબી पक्ष=પાંખ છે. आकाशः=આકાશ आत्मा=ધડ અને पृथिवी=પૃથિવી पुच्छम्=પૂછડું प्रतिष्ठा=અવલંબ છે. तद्=તે પ્રાણમયના વિષયમાં अपि=પણ एषः=આ श्लोकः=પ્રમાણભૂત શ્લોક સમુદાય भवति=છે.

તે આ અન્નરસમય સ્થૂલ શરીરથી નિશ્ચય ભિન્ન, અંદર પ્રાણમય આત્મા છે. તે પ્રાણમયથી આ અન્નરસમય આત્મા ભરપૂર છે. અને તે આ પ્રાણમય આત્મા નિઃસંદેહ પુરૂષાકાર જ છે. તે અન્નરસમયની પુરૂષાકારતાના જેવો આ પ્રાણમય પુરૂષાકાર છે. પ્રાણ તેનું નિશ્ચય શિર છે. વ્યાન જમણી પાંખ, અને અપાન ડાબી પાંખ છે. આકાશ ધડ છે અને પૃથિવી પૂછડું-અવલંબ છે. તેમાં પણ આ શ્લોક છે.

દેહમાં તાદાત્મ્ય સાધી બેઠેલા અન્નમય પુરૂષનું વર્ણન કર્યું પણ દેહમાં પ્રાણો રહેલા છે. પ્રાણો ઇન્દ્રિયોના અવલંબરૂપ છે. દેહસ્થ આત્મા ઇન્દ્રિયો દ્વારા વિષયભોગ ભોગવી શકે-જો તેની પ્રાણશક્તિ સાબૂત હોય તો. આથી ભોગલોલુપ આત્મા ભોગશક્તિને કાયમ રાખવા માટે પ્રાણની પૂજા કરે છે! એટલે કે તેવાને પ્રાણ ઉપર વધારે મમત્વ હોય છે. આવો પ્રાણપ્રિય આત્મા પ્રાણના લાલનપાલનમાં જીવનભર મશગૂલ રહે છે. તેને દેહ કરતાં પણ દેહમાં રહેલી પ્રાણનશક્તિ વધારે અગત્યની સમજાય છે. કેમકે સચેત અને સશક્ત જીવનશક્તિ હોય તો દેહના ભોગો વધારે તીવ્રતાથી માણી શકાય. દેહના સ્થૂલ આવરણથી ઘેરાયેલા આ પ્રાણો દેહભરમાં વ્યાપીને રહેલા છે! આથી હવે અન્નરસમયથી ભિન્ન એવા અને અન્નરસમય એટલે કે સ્થૂલ શરીરની અંદર-સ્થૂલ શરીરના આકારે વસતા, પ્રાણમય કોશનું વર્ણન કરતાં શ્રુતિ કહે છે કે સ્થૂલ શરીરની અંદર અને સ્થૂલ શરીરથી ગુણધર્મે થોડો ભિન્ન એવો પ્રાણમય આત્મા છે. પ્રાણમય એટલે પ્રાણશક્તિ. વળી શ્રુતિ કહે છે કે પ્રાણમયથી અન્નમય ભરપૂર છે! કેમકે પ્રાણમયતા=જીવનશક્તિ એ દેહમયનો આધાર છે! અર્થાત્ દેહની શક્તિ પણ પ્રાણ ઉપર આધાર રાખતી હોઈને પ્રાણમય આત્મા અન્નમય આત્માથી રહેજ

ચઢીઆતો છે ! એ પ્રાણમય આત્મા પણ પુરુષાકાર જ છે એટલે કે સ્થૂલ શરીરના આકારનો જ છે ! એટલે કે સ્થૂલ શરીર દ્વારા ભોગો ભોગવવા ઉપરાંત પ્રાણાસક્ત પુરુષની દૃષ્ટિ પણ આગળ વધતી નથી. અન્નરસમયનાં જેમ શિર, પાંખ, આદિ વર્ણવ્યું તેમ જ પ્રાણમયનાં પણ પ્રાણાદિ શિર વગેરે જાણવાં.

અર્થાત્ સ્થૂલ દેહથી પ્રાણ-શક્તિ સૂક્ષ્મ હોવાથી, સ્થૂલ દેહમાં મમત્વ અને તદનુરૂપ વર્તન નિન્દ્ય છે. તો સૂક્ષ્મ પ્રાણશક્તિમાં આસકતને માટે પ્રાણાશક્તિ તો કેટલી નિન્દ્ય હોવી ઘટે ? અર્થાત્ આ બન્ને કોશો આત્માનું મૂળસ્વરૂપ ન હોઈને તેમનાથી પર થવું જોઈએ. અર્થાત્ દેહથી આત્મા જુદો છે એમ જાણવું જોઈએ અને પ્રાણોથી-ઇન્દ્રિયોથી આત્મા જુદો છે એમ વિવેકીએ સમજવું જોઈએ અને એ સમજીને દેહ અને આત્મા ઉપરથી મમત્વ ઓછું કરવું જોઈએ અને ધીરે ધીરે તેણે મૂળ સ્વરૂપ તરફ વળવું જોઈએ !

॥ इति द्वितीयः अनुवाकः ॥

---

## ॥ अथ तृतीयोऽनुवाकः ॥

प्राणं देवाः अनुप्राणन्ति, मनुष्याः पशवश्च ये । प्राणो हि भूतानां आयुः, तस्मात् सर्वायुषं उच्यते । सर्वं एव ते आयुः यन्ति ये प्राणं ब्रह्म उपासते, प्राणो हि भूतानां आयुः तस्मात् सर्वायुषं उच्यते इति । तस्य एषः एव शारीरः आत्मा, यः पूर्वस्य ॥

देवाः=દેવો मनुष्याः=મનુષ્યો च=તથા पशवः=પશુઓ ये=જેટલાં પ્રાણીઓ છે. તે બધાં प्राणं=પ્રાણથી. अनुप्राणन्ति=જીવે છે. हि=કેમકે प्राणः=પ્રાણ भूतानां=સૌ પ્રાણીઓનું आयुः=આયુષ્ય છે तस्मात्=તેથી सर्वायुषं=સર્વાયુષ આયુષ્યનું આયુષ્ય उच्यते=કહેવાય છે. ये=જેઓ प्राणं=પ્રાણને ब्रह्म=સૌથી મહાન જાણીને उपासते=ઉપાસના કરે છે. તેને સ્વસ્થ રાખવા પ્રયત્ન કરે

છે તે તેઓ સર્વં=તમામ आयुः=આયુષ્યને एव=નિશ્ચય यन्ति=પ્રાપ્ત થાય છે. हि=કેમકે प्राणः=પ્રાણ भूतानां=સૌ પ્રાણીઓનું आयुः=આયુષ્ય છે तस्मात्= તેથી सर्वायुषं=સર્વાયુષ उच्यते=કહેવાય છે. इति=બસ तस्य=તે પ્રાણમયનો एषः આજ एव=નિશ્ચય शारीरः=શરીરમાં રહેનારો आत्मा=આત્મા છે यः=જે पूर्वस्य= પહેલા અન્નરસમયનો છે.

દેવો, મનુષ્યો તથા પશુઓ-જેટલાં પ્રાણીઓ છે તે બધાં પ્રાણથી જીવે છે. કેમકે પ્રાણ સૌ પ્રાણીઓનું આયુષ્ય છે તેથી તે સર્વાયુષ કહેવાય છે. જેઓ પ્રાણને સૌથી મહાન જાણી ઉપાસે છે-તેને સ્વસ્થ રાખે છે. તેઓ નિશ્ચય પૂરાં આયુષ્યને પ્રાપ્ત થાય છે. કેમકે પ્રાણ સૌ ભૂતોનું આયુ છે તેથી સર્વાયુષ કહેવાય છે. બસ. તે પ્રાણમયનો નિશ્ચય આજ શરીરમાં રહેલો આત્મા છે. જે પૂર્વના અન્નરસમયનો છે.

દ્વિતીય અનુવાકને અંતે આત્મા પ્રાણમય છે-એ વાતમાં પ્રમાણ ટાંકવાની પ્રતિજ્ઞા કરી તે મુજબ તૃતીય અનુવાકમાં પ્રમાણ ટાંકી પ્રાણની મહત્તા બતાવી છે। પ્રાણની મહત્તા પ્રાણની ઉપાસનાનું ફળ વગેરે બતાવ્યું છે તે સમજાય એવું છે. એક અગત્યનું વિધાન છેવટના ભાગમાં છે. શ્રુતિમાતા કહે છે કે અન્નમયને જે આત્મા છે તે જ પ્રાણમયનો પણ છે. અર્થાત્ અન્નમય અને પ્રાણમય એવી બે અવસ્થા એક જ આત્માની છે. આત્મા બન્નેમાં એક જ છે। અને અવસ્થા પરસ્પર ભિન્ન છે। અર્થાત્ આત્મા એ બન્નેથી ભિન્ન છે!

**तस्मात् वा एतस्मात् प्राणमयात् अन्यः अन्तरः आत्मा मनोमयः । तेन एषः पूर्णः । स वै एषः पुरुषविधः एव । तस्य पुरुषविधतां अनु अयं पुरुषविधः । तस्य यजुः एव शिरः । ऋग् दक्षिणः पक्षः । साम उत्तरः पक्ष । आदेशः आत्मा । अथर्वाङ्गिरसः पुच्छं प्रतिष्ठा । तद् अपि एषः श्लोको भवति ॥**

तस्मात्=તે एतस्मात् આ प्राणमयात्=પ્રાણમયથી वा=નિશ્ચય अन्यः=ભિન્ન अन्तरः=અંદર मनोमयः=મનોમય आत्मा=છે. तेन=તે મનોમયથી एषः=આ પ્રાણમય पूर्णः=ભરપૂર છે. सः=તે एषः=આ મનોમય वै=નિશ્ચય पुरुषविध-एव= પુરૂષાકાર જ છે. तस्य=તે પ્રાણમયની पुरुषविधतां=પુરૂષાકારતાથી अनु=તુલ્ય अयं=આ पुरुषविधः=પુરૂષાકાર છે. तस्य=તે મનોમયનું यजुः=યજુમન્ત્ર एव- નિશ્ચય शिरः=શિર છે. ऋग्=ઋચામન્ત્ર दक्षिणः=જમણી पक्षः=પાંખ છે. साम=

સામમન્ત્ર उत्तरः=ડાબી पक्षः=પાંખ છે. आदेशः=બ્રાહ્મણવિધિ आत्मा=ધડ છે. अथर्वाङ्गिरसः=અથર્વાંગિરસમન્ત્ર पुच्छं=પૂછડું છે-प्रतिष्ठा=અવલંબ છે. तद्= તેમાં-મનોમયમાં अपि=પણ एषः=આ श्लोकः=પ્રમાણરૂપ શ્લોક સમુદાય भवति=છે.

તે આ પ્રાણમયથી નિશ્ચય ભિન્ન અંદર મનોમય આત્મા છે. તે મનોમયથી આ પ્રાણમય ભરપૂર છે. તે આ મનોમય નિશ્ચય પુરુષાકાર જ છે. તે પ્રાણમયની પુરુષાકારતાની તુલ્ય આ પુરુષાકાર છે. તે મનોમયનું યજુમન્ત્ર નિશ્ચય શિર છે. ઋગ્મંત્ર જમણી પાંખ છે. સામમંત્ર ડાબી પાંખ છે. બ્રાહ્મણ ગ્રંથો ધડ છે. અથર્વવેદના મંત્રો પૂછડું છે-પ્રતિષ્ઠા છે. તે મનોમય આત્માના વિષયમાં પણ આ પ્રમાણભૂત શ્લોક સમુદાય છે.

આમ જેમ અન્નમયથી ભિન્ન અને અન્નમયને અણુઅણુમાં વ્યાપી રહેલો પ્રાણમય આત્મા છે તેમ પ્રાણમયથી ભિન્ન અને પ્રાણમયને અણુ-અણુમાં વળગીને રહેલો મનોમય આત્મા છે-એમ હવે શ્રુતિ કહે છે. અર્થાત્ સ્થૂલ દેહથી ઇન્દ્રિયો પર છે. અને ઇન્દ્રિયોથી ઇન્દ્રિયોનું નાયક મન પર છે. વિચારકને માટે સ્થૂલ દેહ કરતાં ઇન્દ્રિયોની તાકાત વધુ લાગશે. અને ઇન્દ્રિયો કરતાં પણ ઇન્દ્રિયોના નાયક મનની તાકાત વધુ લાગશે! એ મનોમય આત્મામાં આસક્ત, મનની પાસે અને મન દ્વારા ઇન્દ્રિયોને ભોગને માટે વધુ લાયક બનાવવા પ્રયત્ન કરશે. તેને સ્થૂલ ભોગો અને ઇન્દ્રિયોના ભોગો કરતાં માનસભોગો ભોગવવામાં મઝા પડે છે. તેવો પુરુષ મન દ્વારા લૌકિક અને અલૌકિક ભોગોની શોધમાં અને પ્રાપ્તિમાં અને ઉપભોગમાં મશગૂલ રહે છે! અનેક પ્રકારના ભોગો ભોગવવા તે વિધિનિષેધ શાસ્ત્રોની કલ્પના કરશે. અને દેહજન્ય તથા ઇન્દ્રિયજન્ય ભોગો કરતાં વધારે સૂક્ષ્મ અને આથી જ વધારે ભયંકર એવા મનોરાજ્યના ભોગોમાં મહાલશે: આથી હવે એવી કોટિના-મનોરાજ્યને સર કરવાના પ્રયત્નમાં ઉદ્યત મનોમય આત્માનું વર્ણન કરતાં શ્રુતિદેવી કહે છે કે પ્રાણમયથી ભિન્ન અને પ્રાણમયની અંદર રહેલો મનોમય આત્મા છે! બીજું બધું રૂપક આગળની માફક જ સમજવું. આ મનોમય આત્માના વેદાદિ અંગોપાંગ છે. અને આ વાત સૂચક છે! અન્નમય અને પ્રાણમયનાં જે અંગો બતાવ્યાં તેનાથી મનોમયના અંગો વિલક્ષણ છે! એમાં શ્રુતિનો આશય એ છે કે તેવો મનોમય આત્મા વિધિનિષેધ શાસ્ત્રોને શરણે જાય છે. અને વેદાદિ શાસ્ત્રોમાં જે સ્વર્ગાદિ ભોગ્ય પદાર્થોની કલ્પના આપી છે તેમને મેળવવા માટે યજ્ઞાદિ કર્મો કરે છે. અને અંતે સ્વર્ગાદિને

પ્રાપ્ત થાય છે! પણ સ્વર્ગ પણ ક્ષયિષ્ણુ છે. વિચારક અને વિવેકી પુરૂષને માટે સ્વર્ગ માટે નરક કરતાં કાંઇ ખાસ વધુ આકર્ષણ ન હોવું જોઇએ. કેમકે જે પ્રાપ્તિમાં જન્મ મરણનો ફેરો છે. અને જેનો કોટિ કલ્પે પણ અંત છે તે ગમે તેટલું સુંદર હોય પણ છેવટે તો દૂભવે છે. દુઃખસ્પર્શ કરાવે છે. દુઃખમાંથી મુક્તિ માટે તો શાસ્ત્રારંભ છે! આથી મનોમય આત્માના જે વેદાદિ અંગો છે તે પણ વિચાર અને વિવેકરમણીય નથી એમ ગૂઢપણે શ્રુતિ ભગવતી કહેવા માંગે છે. અને આ વાત ચતુર્થ અનુવાકની શરૂઆતમાં જ લાક્ષણિક શૈલીમાં કહેશે.

॥ इति तृतीयोऽनुवाकः ॥

---

## ॥ अथ चतुर्थोऽनुवाकः ॥

**यतो वाचः निवर्तन्ते अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणः विद्वान् न बिभेति कदाचन । इति तस्य एष एव शारीरः आत्मा यः पूर्वस्य ।**

यतः=જ્યાંથી मनसा सह=મનની સાથે वाचः=લોક તથા વેદવાણીઓ अप्राप्य=ન પહોંચીને निवर्तन्ते=પાછી ફરે છે તે ब्रह्मणः=બ્રહ્મના आनन्दं= આનન્દનો આનન્દમય સ્વરૂપનો विद्वान्=જાણકાર પુરુષ कदाचन=કોઈ કાળમાં પણ ન बिभेति=ડરતો નથી=શરીરના જન્મમરણથી પોતાનો જન્મમરણ થતાં નથી એમ જાણતો હોઇ નિડર બની જાય છે. इति=બસ तस्य=તે મનોમયનો एषः=આ एव=જ शारीरः=શારીર आत्मा=આત્મા છે यः=જે पूर्वस्य=આગલા પ્રાણમયનો છે.

જ્યાં આગળથી મન સહિત તમામ વેદ અને લોકની વાણીઓ ન પહોંચીને પાછી ફરે છે તે બ્રહ્મના આનન્દનો જાણકાર પુરુષ કોઈ કાળે પણ ડરતો નથી બસ, તે મનોમયનો આ જ શારીર આત્મા છે જે આગલા પ્રાણમયનો છે.

આમ આગલા અનુવાકમાં મનોમય આત્માના વેદાદિ અંગો વર્ણવ્યાં. અર્થાત્ ઋગ્વેદાદિથી વિહિત યજ્ઞ યાગાદિ કર્મો દ્વારા પ્રાપ્ત થતાં સ્વર્ગસુખ માટે તે વલખાં મારે છે. અને સ્વર્ગસુખ દુન્યવી સુખ કરતાં અનેકગણું વધારે છે. લાંબો વખત સુધી ટકે છે. અનન્ત જેવું લાગે છે. એટલે બેભાન આત્માને સ્વર્ગસુખમાં કૃતકૃત્યતા લાગે એ સંભવે. આથી સભાન આત્માને જાગૃત કરવા, શ્રુતિ માતા, રખે તે સ્વર્ગસુખમાં સૌભાગ્યની ઇતિ માને એમ બતાવતાં કહે છે કે જ્યાં આગળથી મન સહિત તમામ વૈદિક અને લૌકિક વાણીઓ ન પહોંચીને પાછી ફરે છે તે બ્રહ્મના આનન્દનો જાણકાર પુરૂષ કોઇપણ કાળે ડરતો નથી। અર્થાત્ વેદાદિનાં વચનો-સકામ કર્મકલાપને લગતાં વચનો અને તેને લગતી લૌકિક કલ્પનાઓ પરમાત્માના સ્વરૂપભૂત આનન્દ આગળ પહોંચી શકતાં નથી. તે ત્યાંથી પાછાં ફરે છે. અર્થાત્ તેમની ગતિ સ્વર્ગ સુધીની જ છે। અને સ્વર્ગ યદ્યપિ આ લોક કરતાં વધું સુખદાયી હશે તો પણ તે આ લોકની માફક જ ક્ષયિષ્ણુ છે. ભયથી-આવાગમનના ભયથી ભરપૂર છે. જ્યારે પરમાત્માના સ્વરૂપભૂત આનન્દને જાણનારો પુરૂષ કોઈ કાળે ડરતો નથી. મરણ કાળે પણ ભયભીત થતો નથી. આ છે સ્વર્ગાનન્દ અને બ્રહ્માનન્દનો તફાવત. સ્વર્ગાનન્દમાં ભય છે. બ્રહ્માનન્દમાં નિર્ભયતા છે. આથી વિચારકની પ્રગતિ સ્વર્ગ આગળ ન જ અટકવી જોઇએ. તેણે તો સીધા બ્રહ્માનન્દની તરફ જ પ્રગતિ-અસંગ પ્રગતિ કરવી જોઇએ. બસ. આ કારણે જ મનોમય આત્મા એ છેવટની ગતિ નથી. આથી સાધકે મનોમય આત્માથી પણ પોતાના સ્વરૂપને ભિન્ન કરી તેમાં તાદાત્મ્ય તજવું જોઇએ. આ જ વાતનો ઉલ્લેખ કરતાં કહે છે કે પ્રાણમયનો જે આત્મા છે તે જ આ મનોમયનો આત્મા છે. અર્થાત્ મનોમય આત્માથી મૂળ આત્મા ભિન્ન છે.

तस्मात् वा एतस्मात् मनोमयात् अन्यः अन्तरः आत्मा। विज्ञानमयः तेन एषः पूर्णः। स वा एषः पुरुषविधः एव। तस्य पुरुषविधतां अनु अयं पुरुषविधः। तस्य श्रद्धैव शिरः। ऋतं दक्षिणः पक्षः। सत्यं उत्तरः पक्षः। योगः आत्मा। महः पुच्छं. प्रतिष्ठा। तद् अपि एषः श्लोकः भवति।

तस्मात् = તે एतस्मात् = આ मनोमयात् = મનોમય આત્માથી वा = નિશ્ચય अन्य: = બીજો-ભિન્ન अन्तरः = અંદર विज्ञानमयः = વિજ્ઞાનમય आत्मा = આત્મા

છે. तेन=તે વિજ્ઞાનમયથી एषः=આ મનોમય पूर्णः=ભરપૂર છે. सः=તે एषः= આ વિજ્ઞાનમય वा=નિશ્ચય पुरुषविधः=પુરૂષાકાર एव=જ છે. तस्य=તે મનોમયની पुरुषविधतां=પુરૂષાકારતાના अनु=જેવો अयं=આ पुरुषविधः=પુરૂષાકાર છે. श्रद्धा= શ્રદ્ધા एव=નિશ્ચય तस्य=તે વિજ્ઞાનમયનું शिरः=શિર છે. ऋतं=માનસ સત્ય दक्षिणः=જમણી पक्षः=પાંખ છે. सत्यं=વાચિક સત્ય उत्तरः=ડાબી पक्षः=પાંખ છે. योगः=ચિત્તની એકાગ્રતા आत्मा=ધડ છે. महः=બ્રહ્મ-આત્મા पुच्छं=પૂચ્છું प्रतिष्ठा=અવલંબ છે. तद्=તે વિજ્ઞાનમયના વિષયમાં अपि=પણ एषः=આ श्लोकः=પ્રમાણભૂત લોક સમુદાય भवति=છે.

તે આ મનોમયથી નિશ્ચય અન્ય અંદર વિજ્ઞાનમય આત્મા છે. તે વિજ્ઞાનમયથી આ મનોમય ભરપૂર છે. તે આ વિજ્ઞાનમય નિશ્ચય પુરુષાકાર જ છે. તે મનોમયની પુરુષાકારતા જેવો આ પુરુષાકાર છે. તે વિજ્ઞાનમયનું શ્રદ્ધા નિશ્ચય શિર છે. માનસસત્ય જમણી પાંખ છે. વાચિકસત્ય ડાબી પાંખ છે. ચિત્તની એકાગ્રતા ધડ છે. બ્રહ્મ-આત્મા પૂંછડી છે-પ્રતિષ્ઠા છે. તે વિજ્ઞાનમયના વિષયમાં પણ આ શ્લોક સમુદાય પ્રમાણરૂપ છે.

આમ મનોમય-આત્મા પણ ત્યાજ્ય છે એમ બતાવ્યું. આ મનોમય આત્માથી પણ એક વિજ્ઞાનમય આત્મા છે એમ બતાવે છે. આ મનોમયથી ભિન્ન અને મનોમયની પણ અંદર વિજ્ઞાનમય આત્મા છે. મનોમય આત્મામાં વિજ્ઞાનમય આત્મા ઓતપ્રોત છે ! વળી આ વિજ્ઞાનમય આત્મા પણ પુરૂષાકૃતિજ છે. જેમ મનોમય તેમ વિજ્ઞાનમય પણ પુરૂષાકાર જ છે. આ વિજ્ઞાનમય આત્માનું શ્રદ્ધા શિર છે. માનસ સત્ય જમણી અને વાચિક સત્ય ડાબી પાંખ છે. ચિત્તની એકાગ્રતા ધડ છે. અને બ્રહ્મ આત્મા પૂંછડી=પ્રતિષ્ઠા છે. અર્થાત્ દેહથી ઉપર જેમ ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોથી ઉપર મન છે, તેમ મનથી ઉપર અને મનથી પણ સૂક્ષ્મ અને મનને પણ આપૂરિત કરનાર બુદ્ધિ છે. આ બુદ્ધિ જીવનમાં સર્વની નેતા છે. આ બુદ્ધિમાં-નિશ્ચય સ્વરૂપ બુદ્ધિમાં તન્મય આત્મા વિજ્ઞાનમય આત્મા કહેવાય છે. આ બુદ્ધિ, મન વગેરે તમામ સાધનો કરતાં શ્રેષ્ઠ છે. આથી એમાં તન્મયતા=સ્વરૂપાભાસનો આનન્દ પણ તેટલો જ ઉચ્ચ છે. કેમકે આ બુદ્ધિ આત્માની છેક નજીક છે. માન વગેરેમાં તો બુદ્ધિ દ્વારા પરંપરાએ આત્માનન્દની સંક્રાન્તિ થાય છે. બુદ્ધિમાં અવ્યવહિતપણે આત્મા પ્રતિબિંબિત થતો હોવાથી આત્માનન્દ પણ અવ્યવહિતપણે પ્રતિબિંબિત થાય છે. અર્થાત્ કેવળ બુદ્ધિજીવી આત્માનું જીવનવર્ણન અહીં શ્રુતિમાતા આપે છે, તેવા પુરૂષના જીવનમાં શ્રદ્ધા હોય છે, માનસિક

વિજ્ઞાનમય આત્મા યજ્ઞને ફેલાવે છે અને બીજાં કર્મોને પણ ફેલાવે છે. તે વિજ્ઞાનમય સૌથી મોટા આત્માને તમામ દેવો–ઇન્દ્રિયો ઉપાસે છે. જો કોઈ વિજ્ઞાનમય આત્માને જાણે અને જો તેનાથી પ્રમાદ ન કરે તો શરીર હોવા છતાં એ તે પાપોને દૂર ફેંકી તમામ કર્મોને પ્રાપ્ત કરે છે. બસ. તે વિજ્ઞાનમયનો આજ શારીર આત્મા છે જે પહેલા મનોમયનો છે.

આગલા દર્શનમાં પ્રમાણુ ટાંકતાં વિજ્ઞાનમય અવસ્થાની મહત્તા ગાતાં અને પરિણામે તેની પણ અકમનીયતા બતાવતાં કહે છે કે વિજ્ઞાનમય આત્મા તમામ કર્મોને જગતમાં ફેલાવે છે। અર્થાત્ બુદ્ધિ સૌની નેત્રી હોઇને તમામ કર્મો કરવામાં નિશ્ચયદાન કરી તમામ કર્મોને પ્રસારે છે। આ વિજ્ઞાનમય આત્મા પ્રકૃતિના આપૂરનું દ્વાર હોઈને તમામને–મન વગેરે તમામને પોતાના સત્વથી ભરપૂર કરે છે. આથી મન વગેરે તમામ દેવો–ઇન્દ્રિયો પોતાના જીવનાધાર રૂપ બુદ્ધિદેવીને જ ઉપાસે છે। આ વિજ્ઞાનમય આત્માનો જાણકાર અને તેને જાણી તેની ઉપાસનામાં અપ્રમત્ત પુરુષ સશરીરે તમામ પાપોને ત્યજે છે. કેમકે એ સંપ્રજ્ઞાત યોગની અવસ્થા છે। એ અવસ્થા નિતાન્ત સત્વગુણમયી હોય છે. અને આથી તેમાં તમામ પાપોમાંથી છૂટવાનું સામર્થ્ય છે। અને એવો માણસ યોગસિદ્ધિ દ્વારા તમામ કર્મોને પોતાના સંકલ્પ દ્વારા પ્રાપ્ત કરી ભોગવી શકે છે। અને એમાં જ એનું પતન પણ છે. આથી જ શ્રુતિ સૂચક ઉદ્ગાર કરે છે કે તે વિજ્ઞાનમયનો પણ આ જ આત્મા છે જે મનોમયનો છે. અર્થાત્ વિજ્ઞાનમય કોશથી પણ મૂળ આત્મા તો જુદો જ છે। અને આથી જ વિજ્ઞાનમય સાથે પણ સહિયારાં અસહ્ય છે।

**तस्माद् वा एतस्माद् विज्ञानमयात् अन्यः अन्तरः आत्मा आनन्दमयः तेन एषः पूर्णः । स वै एषः पुरुषविधः एव । तस्य पुरुषविधतां अनु अयं पुरुषविधः । तस्य प्रियं एव शिरः । मोदः दक्षिणः पक्षः । प्रमोदः उत्तरः पक्षः । आनन्दः आत्मा । ब्रह्म पुच्छं प्रतिष्ठा । तद् अपि एषः श्लोकः भवति ।**

तस्मात्=તે एतस्माद्=આ विज्ञानमयात्=વિજ્ઞાનમયથી अन्यः=ભિન્ન वा=નિશ્ચય अन्तरः=અંદર आनन्दमयः=આનન્દમય आत्मा=આત્મા છે. तेन=તે આનન્દમયથી एषः=આ વિજ્ઞાનમય पूर्णः=ભરપૂર છે. सः=તે एषः=આ वै=નિશ્ચય पुरुषविधः=પુરુષાકાર एव=જ છે. तस्य=તે, વિજ્ઞાનમયની पुरुषविधतां अनु=પુરુષાકારતા જેવી अयं=આ पुरुषविधः=પુરુષાકાર છે. प्रियं=પ્રિય=દર્શનજન્ય સુખ एव=જ तस्य=તેનું शिरः=શિર છે मोदः=મોદ–પ્રાપ્તિજન્ય સુખ दक्षिणः

पक्षः=જમણી પાંખ છે. प्रमोदः=ભોગજન્ય સુખ उत्तर-पक्षः=ડાબી પાંખ છે, आनन्दः=આનન્દ आत्मा=ધડ છે અને ब्रह्म=બ્રહ્મ-આત્મા पुच्छं=પૂછડું છે-प्रतिष्ठा=અવલંબ છે. तद्=તે આનન્દમયમાં अपि=પણ एषः=આ श्लोकः=પ્રમાણભૂત શ્લોક સમુદાય છે.

તે આ વિજ્ઞાનમયથી ભિન્ન નિશ્ચય અંદર આનન્દમય આત્મા છે. તે આનન્દમયથી આ વિજ્ઞાનમય ભરપૂર છે. તે આ નિશ્ચય પુરુષાકાર જ છે. તે વિજ્ઞાનમયની પુરુષાકારતા જેવો આ પુરુષાકાર છે તે આનન્દમયનું પ્રિય એ જ શિર છે. મોદ જમણી પાંખ છે. પ્રમોદ ડાબી પાંખ છે. આનન્દ ધડ છે. અને બ્રહ્મ પુચ્છ છે-અવલંબ છે. તે આનન્દમયના વિષયમાં પણ આ પ્રમાણરૂપ શ્લોક સમુદાય છે.

હવે આખી વિચારસરણિના મૂળમાં આવતાં કહે છે કે હે મનુષ્યો! આ વિજ્ઞાનમય આત્માથી પણ ભિન્ન અને તે વિજ્ઞાનમયની પણ અંદર આનન્દમય આત્મા છે! તે આનન્દમયના આપૂરથી આ વિજ્ઞાનમય ભરપૂર છે! આ આનન્દમય આત્મા પણ પુરુષાકાર જ-પ્રવાહપતિત હોવાને લઇને સમજવો! તે આનંદમય આત્માનું 'પ્રિય' એ જ શિર છે. મોદ જમણી અને પ્રમોદ ડાબી પાંખ છે. આનન્દ એનું ધડ છે. બ્રહ્મ એનો આધાર છે! અર્થાત્ આ આનન્દમય અવસ્થા એ આત્માની મૂળ અવસ્થા છે! આ આનંદમય આત્માના આનંદની ઉછળતી છોળોને લઇને વિજ્ઞાનમયથી માંડીને તે અન્નરસમય સુધીના બધા કોશોમાં આનન્દ ઉછળે છે! અર્થાત્ વિજ્ઞાનમયથી માંડીને અન્નરસમય સુધીનાં કોશોમાં જે આનંદ છે તે આત્મા તરફથી તે સૌને ઉછીનો મળેલો છે. વાસી આનન્દ છે! નિત્ય તાજો આનંદ આ આનંદમયનો જ છે! આથી એ જ પ્રાપ્તવ્ય છે! આ આનન્દમય આત્માનો યદ્યપિ કોઇ આકાર નથી છતાં રૂપકની પૂર્તિ માટે તેનો પણ આકાર કલ્પતાં શ્રુતિ કહે છે કે તેનાં પ્રિયાદિ અવયવો છે! વસ્તુના દર્શનજન્ય જે આનન્દ તે પ્રિય કહેવાય છે. દૃષ્ટ વસ્તુની પ્રાપ્તિજન્ય જે આનન્દ તે મોદ કહેવાય છે. દૃષ્ટ અને પ્રાપ્ત વસ્તુના ઉપભોગજન્ય જે આનન્દ તેનું નામ પ્રમોદ કહેવાય છે. બસ. અહીં-આનન્દમય કોશમાં આત્માનું દર્શન-પ્રાપ્તિ અને ઉપભોગ હોવાથી પ્રિયાદિ તેના અવયવો કલ્પ્યા છે. આનન્દ એનું ધડ છે અને બ્રહ્મ એ ધડની પ્રતિષ્ઠા છે! અર્થાત્ અહીં કેવળ આનન્દ જ છે! અને આ અવિનાશી સત્ય આનન્દથી, વિજ્ઞાનમયથી આરંભી અન્નમય કોશ સુધી બધા કોશો આપ્લાવિત થઈ જાય છે!

॥ इति पञ्चमोऽनुवाकः ॥

## ॥ अथ षष्ठोऽनुवाकः ॥

**असत् एव स भवति, असत् ब्रह्म इति वेद चेत् । अस्ति ब्रह्म इति चेद् वेद, सन्तं एनं ततः विदुः इति । तस्य एष एव शारीर: आत्मा यः पूर्वस्य ।**

चेत्=જો કોઇ ब्रह्म=બ્રહ્મને-આત્માને असत्=અસત્=નથી इति=એમ वेद=જાણે તો सः=તે જાતે एव=નિશ્ચય असत्=અસત્=નથી भवति=થઈ જાય છે. અને चेद्=જો કોઇ ब्रह्म=બ્રહ્મ अस्ति=છે इति=એમ वेद=જાણે તો, ततः=તે જાણવાથી एनं=એને લોકો सन्तं=સંત-છે विदुः=જાણે છે. તો બસ. तस्य=તે આનન્દમયનો एषः एवः=આજ शारीरः आत्मा=શારીર આત્મા છે यः-જે પહેલા વિજ્ઞાનમયનો છે.

જો કોઈ બ્રહ્મને અસત્-નથી એમ જાણે તો તે જાતે નિશ્ચય અસત્-નથી થાય છે. અને જો કોઈ આત્માને છે એમ જાણે, છે તો તે જાણવાથી એને લોકો સન્ત-છે-એમ જાણે છે. બસ. તે આનન્દમયનો નિશ્ચય આ જ શારીર આત્મા છે જે પહેલા વિજ્ઞાનમયનો છે.

આ આનન્દમય કોશના વિષયમાં પણ પ્રમાણ ટાંકવા સન્ત અને અસન્ત કોને કહેવા એનો નિર્ણય આપતાં કહે છે કે જે કોઈ સચ્ચિદાનન્દ બ્રહ્મ પરમાત્માને 'અસત્' એમ જાણે છે-અર્થાત્ જે કોઇ પરમાત્મા નથી એમ દુર્ભાગ્યવશાત્ સમજી બેસે છે તે જાતે પણ 'અસત્'-'નથી' થઇ જાય છે. અર્થાત્ 'છે' અને 'નથી' એ બેનો જ તો નિર્ણય જીવનમાં છેવટનો નિર્ણાયક છે. શ્રુતિ કહે છે કે જે પુરુષ પરમાત્મા નથી એમ જાણે છે તે 'નથી' થઇ જાય છે. અટવાઇ જાય છે. તેનું જીવન તો શાપરૂપ છે. પરમાત્મા છે માટે જ જે તેને 'છે' એમ જાણે છે તે હમેશને માટે 'છે' એમ થઇ જાય છે. અર્થાત્ તેવો પુરુષ જાતે પણ પોતાની અમરતા સમજી શાશ્વત બ્રહ્માનન્દનો સદેહે અનુભવ કરી વિદેહમુક્ત થાય છે! માટે નિર્મળહૃદયી પુરુષને તો 'પરમાત્મા છે' એમ જ પ્રમાણિકતાથી સમજવું રહ્યું. કેમકે 'નથી' બુદ્ધિમાં ભયાનક શાપ છે, અને 'છે' બુદ્ધિમાં અભય વરદાન છે! આ આનન્દમય આત્માનો પણ તે જ આત્મા છે જે વિજ્ઞાનમયનો છે. અહીંથી આગળ કોઇ કોશનું વર્ણન નથી. એટલે અહીં જ આનન્દ બ્રહ્મનો વિચાર ખતમ થતો હોઇને આનન્દમય કોશ એ જ આત્માનું મૂળ સ્વરૂપ છે એમ શ્રુતિને અભિપ્રેત છે એમ જાણવું.

**अथ अतः अनुप्रश्नाः–उत अविद्वान् अमुं लोक प्रेत्य कश्चन गच्छति ? आहो विद्वान् अमुं लोकं प्रेत्य कश्चित् समश्नुते उ ? ॥**

अथ=હવે अतः=આથી આગળ अनुप्रश्नाः=ઉક્ત અર્થને અનુકૂલ=સાધક પ્રશ્નો છે. उत=શું આનન્દમય આત્માને अविद्वान्=ન જાણતો હોઇને कश्चन=કોઇપણ प्रेत्य=મરીને अमुं लोकं=તે લોકને–આનન્દમય બ્રહ્મને गच्छति=પ્રાપ્ત થાય છે। आहो=અથવા विद्वान्-જાણતો હોઈને જ कश्चित्=કોઇક प्रेत्य=મરીને अमुं लोकं=તે લોકને समश्नुते=પ્રાપ્ત થાય છે. उ=અગર તો બન્ને જ પ્રાપ્ત નથી થતા!

હવે અહીંથી આગળ ઉક્ત અર્થને અનુકૂલ પ્રશ્નો છે. શું આનન્દમય આત્માનો ન જાણનાર કોઈ પણ મરીને તે આનન્દમય લોકને પામે છે ખરો? કે જાણનાર જ કોઈક મરીને તે લોકને પ્રાપ્ત કરે છે? કે બન્ને જ પ્રાપ્ત થતા નથી?

આમ અહીં સુધી અન્નમયાદિ પાંચ કોશોનું વિવેક માટે શ્રુતિએ વર્ણન કર્યું. અર્થાત્ જીવનમાં દરેક જીવ પોતાના દર્શન અનુસાર આ પાંચ ભૂમિકામાંથી કોઇ એકાદમાં ઘૂમતો હોય છે. પ્રાણીજાતની બહુમતિ દેહાત્મભાવમાં જ મશગૂલ હોય છે. એટલે કે અન્નરસમય કોશમાં જ મહાલતી હોય છે. અન્નરસમયાદિમાં મળતો આનન્દ એઠો છે–અજીઠો છે–વાસી છે. એમાં મહાલવામાં વિવેકનો અપરાધ થાય છે એમ વિચારકે જાણવું જોઇએ. આથી અન્નમય–પ્રાણમય–મનોમય કે વિજ્ઞાનમય કોશ=જીવનની દેહાત્મ પ્રધાન–ઇન્દ્રિયાત્મભાવ પ્રધાન–મન આત્મભાવ પ્રધાન કે બુદ્ધયાત્મભાવ પ્રધાન ભૂમિકામાંથી વિચારી પુરુષે ઊંચે ચઢી આનન્દમય અવસ્થામાં પ્રતિષ્ઠિત થવું રહ્યું. અર્થાત્ સપરિવાર પ્રકૃતિથી અસ્પૃષ્ટ આત્મસ્વરૂપમાં અવસ્થિત થવું રહ્યું. અને એ જ વાત ઓછું બોલતી અને છતાં થોડામાં ઘણું કહેતી શ્રુતિમાતાએ "ब्रह्मविद् आप्नोति परं" એટલાં સૂત્ર વાક્યમાં કરી હતી. બ્રહ્મને જાણનારો "પર"ને પ્રાપ્ત કરે છે–એટલે કે પરમાનંદ સ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત કરે છે–એમ જે કહ્યું હતું તેના જ સમર્થન માટે હવેથી આગળના ગ્રંથમાં પ્રશ્નોત્થાન દ્વારા શ્રુતિની પ્રવૃત્તિ છે.

શ્રુતિ કહે છે કે હવેથી આગળના ગ્રંથમાં ઉક્તાર્થને અનુકૂળ એટલે કે અત્યાર સુધી જે આનંદમય આત્મા પ્રાપ્તવ્ય છે એમ કહ્યું તે જ વાતના સાધક પ્રશ્નો પૂછીને ઉક્તાર્થનું છેવટનું સમર્થન કરવામાં આવે છે. તે

પ્રશ્નો કયા! પહેલો પ્રશ્ન એ છે કે શું આનંદમય આત્માને ન જાણનાર પુરુષ મર્યા બાદ તે આનંદમયને પ્રાપ્ત થાય છે ખરો? બીજો પ્રશ્ન છે કે શું જાણનાર જ કોઈ ભાગ્યવાન મરીને તેને પ્રાપ્ત થાય છે? કે પછી જાણકાર અને ન જાણકાર બન્ને જ તેને પ્રાપ્ત કરતા નથી? અર્થાત્ આનંદમયની પ્રાપ્તિ આત્મજ્ઞાનીને થાય છે કે આત્માના અજ્ઞાનીને? કે તે બેમાંથી એકેને નહીં? આત્મજ્ઞાનીને જ આનન્દમયની પ્રાપ્તિ થાય છે-એ વાતને વિસ્તારપૂર્વક કહેવાની તૈયારી કરતી શ્રુતિ બીજા બે પ્રશ્નો પરત્વે મૂંગી જ રહે છે! અર્થાત્ શ્રુતિનું મૌન જ આવા પ્રશ્નનો યોગ્ય નિર્ણય છે! અનાત્મવેત્તાને જો આનંદપ્રાપ્તિ હોય તો તો પછી આત્મજ્ઞાન માટે આટલો બધો પ્રયાસ જ નકામો છે! અને બન્ને જ-એટલે કે આત્મવિદ્ અને અનાત્મવિદ્ બન્નેને જ જો તે આનંદપ્રાપ્તિ ન થતો હોય તો પણ શાસ્ત્ર પ્રવૃત્તિ અને પુરુષાર્થનો વિષય જ ન રહે! આથી છેલ્લા બે પ્રશ્નો ઉપર છીણાજોડી ન કરવામાં જ સજ્જનતા છે! અને શ્રુતિ તો સતીમાં પણ શિરોમણી છે. આથી આત્મવેત્તા જ બ્રહ્માનંદની પ્રાપ્તિ કરે છે એ વાતને વિસ્તારથી કહેવા માટે શ્રુતિ કટિબદ્ધ થાય છે.

सः अकामयत ' बहु स्यां प्रजायेय ' इति। सः तपः अतप्यत। सः तपः तप्त्वा इदं सर्वं असृजत यद् इदं किंच। तत् सृष्ट्वा तद् एव अनुप्राविशत्। तत् अनुप्रविश्य सत् च त्यत् च अभवत्, निरुक्तं च अनिरुक्तं च, निलयनं च अनिलयनं च, विज्ञानं च अविज्ञानं च, सत्यं च अनृतं च, सत्यं अभवत्। यद् इदं किञ्च तत् सत्यं इति आचक्षते। तद् अपि एषः श्लोकः भवंति-असद् वै इदं अग्रे आसीत् ततो वै सद् अजायत। तद् आत्मानं स्वयं अकुरुत। तस्मात् तत् सुकृतम् उच्यते इति।

सः= તે આનન્દમય બ્રહ્મ પરમાત્માએ इति=આમ अकामयत=ઇચ્છયું. बहुस्यां=હું ઘણો થાઉં प्रजायेय=હું પ્રજાવાળો થાઉં सः=તે પરમાત્માએ तपः= તપ अतप्यत=તપ્યું. सः=તેણે तपः=તપ तप्त्वा=તપીને इदं=આ सर्वं=બધું यद्=જે इदं=આ किंच=કાંઇ છે તે असृजत=સરજ્યું. तत्=તે सृष्ट्वा=સરજીને तत्=તેમાં अनुप्रविश्य=પ્રવેશ કરીને તે सत्=સત્=પ્રત્યક્ષ વસ્તુ च = અને त्यत्= અપ્રત્યક્ષ વસ્તુ च=અન્ને अभवत्=થયા. निरुक्तं = નિરૂક્ત,-ને ને બીજાઓને અલગ કરીને કહી શકાય છે તે, च=અને अनिरुक्तं=અનિરૂક્ત-જે બીજાને

અલગ કરીને ન કહી શકાય એવું ચ=અને નિલયનં=નિલયન-બીજાના આધારભૂત ચ=અને અનિલયનં=અનિલયન-અનાધાર ચ=અને વિજ્ઞાનં=વિજ્ઞાન-ચેતન=અને અવિજ્ઞાનં=અવિજ્ઞાન-અચેતન ચ=અને સત્યં=સત્ય-સ્થાયી ચ=અને અનૃતં=અનૃત-અસ્થાયી ચ=અને, સત્યં=તે સત્ય બ્રહ્મ અભવત્=થયા. આથી યદ્=જે ઇદં=આ કિંચ=કાંઈપણ છે તત્=તે સત્યં=સત્ય બ્રહ્મ છે ઇતિ=એમ આચક્ષતે=કહે છે. તત્=તેમાં અપિ=પણ એષઃ=આ શ્લોકઃ=શ્લોક ભવતિ=છે. ઇદં=આ બધું વૈ=નિશ્ચય અગ્રે=પહેલાં અસત્=અસત્-વ્યક્ત નામરૂપથી રહિત બ્રહ્મ આસીત્=હતું. તતઃ=તેમાંથી વૈ=નિશ્ચય સત્=સત્-વ્યક્ત નામરૂપ જગત્ અજાયત=ઉત્પન્ન થયું. તત્=તેણે સ્વયં=પોતાની મેળે જ-બીજાની સહાય સિવાય જ આત્માનં=પોતાની જાતને અકુરુત=અનેક રૂપે બનાવી-કરી. તસ્માત્=તેથી તત્=તે સુકૃતમ્=સુન્દર બનાવનાર ઉચ્યતે=કહેવાય છે. ઇતિ=બસ.

તે આનંદમય બ્રહ્મ-પરમાત્માએ એમ ઈચ્છ્યું કે "હું ઘણો થાઉં-હું પ્રજાવાળો થાઉં" તે પરમાત્માએ તપ તપ્યું. તેણે તપ તપીને, આ બધું જે કાંઈ છે તે આ સરજ્યું. તે સરજીને તેણે તેમાં નિશ્ચય પ્રવેશ કર્યો. તેમાં પ્રવેશ કરીને તે પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ બન્ને થયા. નિરુક્ત અને અનિરુક્ત બન્ને, સાધાર અને નિરાધાર બન્ને, ચેતન અને અચેતન બન્ને, સ્થાયી અને અસ્થાયી બન્ને, તે સત્ય પરમાત્મા થયા. તેથી જે કાંઈ પણ આ છે તે બધું સત્ય પરમાત્મા છે એમ કહે છે. તે બાબતમાં પણ શ્લોક છે. આ બધું નિશ્ચય પહેલાં અસત્ પહેલાં અસત્ હતું. તેમાંથી નિશ્ચય સત્ થયું. તેણે પોતાની મેળે જ પોતાને અનેક રૂપે કર્યો. તેથી તે સુકૃત-સારો સરજનાર કહેવાય છે. બસ.

બ્રહ્મવેત્તા સર્વવિદ્ છે. અને સર્વવિદ્ પરમાત્માને કેવી રીતે સમજે છે એનો સૂચક ઉત્તર આપતાં પોતાની અનન્ય લાક્ષણિક શૈલીમાં શ્રુતિ સૃષ્ટિ પ્રકરણનું રહસ્ય સમજાવતાં કહે છે કે કોઈક ધન્ય પળે તે આનંદમય પરમપિતા પરમાત્માએ ઈચ્છ્યું કે-"હું અનેક થાઉં!-હું પ્રજાવાળો થાઉં!" પ્રજાના સર્જન માટે પરમાત્માએ જ્ઞાનમય તપ આદર્યું-એટલે કે ગંભીરતમ વિચાર એકાગ્રતાથી કર્યો, કેમકે અનંત સૃષ્ટિ નિર્માણમાં ગંભીરતમ વિચાર જ જોઈએ! તેણે પૂર્ણ વિચારને અન્તે આ બધું સરજ્યું. સરજ્યા પછી તેણે જોયું કે આ બધું પોતાના વિના અકિંચિત્કર-વ્યર્થ છે! પરમાત્માની સત્તા સિવાય કોની સાર્થકતા હોઈ શકે? આથી સર્જેલી તમામ વસ્તુઓમાં તે તે રૂપે અને નામે પરમાત્માએ જાતે જ પ્રવેશ કર્યો! અને આ વિચાર અતિ ભવ્ય અને રમણીય છે! પ્રત્યેક વસ્તુની ભીતરમાં પરમપિતા પરમાત્મા ઓતપ્રોત

છે. વસ્તુમાત્ર સચ્ચિદાનંદ પરમાત્મારૂપી મહામૂલ્ય રત્નની પેટી છે! આમ વસ્તુમાત્ર સચ્ચિદાનંદ પરમાત્માનું સદ્વાહક=Good conductor-છે! પરમાત્મા જ જ્યારે બધામાં દાખલ થયા ત્યારે તે તે વસ્તુ તે તે વસ્તુરૂપ મટી પરમાત્મમય જ છે! આથી કહે છે કે તે પરમાત્મા પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ બન્ને રૂપે થયા. નિરૂક્ત અને અનિરૂક્ત થયા! સાધાર અને નિરાધાર થયા! ચેતન અને અચેતન-સ્થાયી અને અસ્થાયી-તે પરમાત્મા જ થયા! આથી આ બધું-સ્થાવર જંગમ જગત પરમાત્મસ્વરૂપ છે! આ બાબતમાં પણ પ્રમાણ ટાંકતાં કહે છે કે આ નામરૂપાત્મક જગત, સૃષ્ટિની પૂર્વે અસત્-એટલે કે નામરૂપાત્મક સ્વરૂપે ન હતું. તે નામરૂપ સહિત થઇને પ્રકટ્યું. એટલે કે પરમાત્મા જ જાતે અનેકરૂપ થયા! આથી તે આનન્દમય પરમાત્મા 'સુકૃત' કહેવાય છે એટલે કે સૌથી સુન્દર, શ્રેષ્ઠ અને જ્યેષ્ઠ સર્જક કહેવાય છે!

॥ इति षष्ठोऽनुवाकः ॥

---

## ॥ अथ सप्तमोऽनुवाकः ॥

**यद् वा एतत् सुकृत, रसो वै सः । रसं हि एव अयं लब्ध्वा आनन्दीभवति । को हि एव अन्यात्, कः प्राण्यात्, यद् एषः आकाशः आनन्दो न स्यात्? । एष हि एव आनन्दयाति ।**

यद्=જે एतत्=આ वै=નિશ્ચય सुकृतं=સુન્દર સરજનાર છે सः=તે જ वै= નિશ્ચય रसः=આનન્દ-આનન્દમય બ્રહ્મ છે. एव=નિશ્ચય रसं=તે આનન્દમયને लब्ध्वाहि=પામીને,જ अयं=આ બ્રહ્મવેત્તા आनन्दीभवति=આનંદી થાય છે. कः= કોણ हि=નિશ્ચય अन्यात्=જીવી શકે कः=કોણ एव=નિશ્ચય प्राण्यात्=શ્વાસ લે यद् = જો एषः=આ आनन्दः=આનન્દસ્વરૂપ आकाशः=બ્રહ્મ न स्यात्=ન હોય? एषः=આ આનન્દમય બ્રહ્મ एव=જ हि=નિશ્ચય आनन्दयाति=સૌને આનન્દવાળા કરે છે.

નિશ્ચય જે આ સુકૃત છે તે જ નિશ્ચય આનન્દમય બ્રહ્મ છે. નિશ્ચય તે આનન્દમયને પામીને જ આ બ્રહ્મવેત્તા આનન્દી થાય છે. કોણ ખરે! જીવી શકે?-કોણ ખરે! શ્વાસ લે જો આ આનંદમય બ્રહ્મ ન હોય તો! આ આનન્દમય બ્રહ્મ જ નિશ્ચય સૌને આનન્દિત કરે છે.

આમ આગલા અનુવાકમાં-પરમાત્માએ સમસ્ત જડચેતન સૃષ્ટિને સરજી તેમાં આત્મસ્વરૂપે પ્રવેશ કર્યો, અને આથી જ સૃષ્ટિનો સરજનહાર 'સુકૃત' છે-એમ કહ્યું. આ 'સુકૃત' પરમાત્મા સ્વરૂપે કેવો છે તે બતાવતાં કહે છે કે હે મનુષ્યો! નિશ્ચય જે આ સુકૃત છે તે નિશ્ચય આનન્દમય છે. એટલે કે આનન્દસ્વરૂપ છે. અર્થાત્ કર્તું અકર્તું અન્યથાકર્તું સમર્થ પરમપિતા પરમાત્મા રસરાજ છે. તે મૂળ સ્વરૂપે આનન્દનો અખૂટ ખજાનો છે! હવે આત્મવેત્તા-બ્રહ્મવેત્તાને જ નિત્યાનન્દની જીવતાં અને મર્યા પછી પ્રાપ્તિ થાય છે એ મૂળ પ્રશ્નનો જવાબ આપતાં કહે છે કે આ આનન્દમય પરમાત્માને પામીને જ આ બ્રહ્મવિદ્ પુરુષ આનંદી થાય છે! અર્થાત્ બ્રહ્મવેત્તા રસરાજને પામીને જ રસમય થાય છે. એટલે કે આનન્દધામ પરમાત્માને જ્ઞાન દ્વારા પ્રાપ્ત કરીને જ્ઞાનવાન્ પ્રાપ્તબ્રહ્મસંપત્=આનન્દ સ્વરૂપ થાય છે! આ જ વાતને શ્રુતિ ભગવતી આક્ષેપપૂર્વક પૂછતાં કહે છે કે હે મનુષ્યો! કોણ ખરે જીવત! કોણ ખરે શ્વાસ લેત જો આ આકાશ-ચોમેર પ્રકાશ સ્વરૂપ અને સર્વવ્યાપી આનન્દસ્વરૂપ પરમાત્મા ન હોત તો! અર્થાત્ જીવન જીવવામાં જે સર્વ અવસ્થામાં મઝા લાગે છે તે આ આનન્દરાજની અસ્તિને લીધે જ છે! પરમાત્માની ગેરહાજરીમાં જીવનમાત્ર નિરાનન્દ છે! એ પરમાત્મા સર્વત્ર સર્વરૂપે વર્તમાન હોઈને જ જીવન જીવવા જેવું લાગે છે. આથી જેને આનન્દમયની પ્રાપ્તિ થઈ નથી તેનું જીવન ખારું છે-એ જ અર્થાત્ સિદ્ધ થાય છે! આ આનન્દમય પરમાત્મા જ સૌને આનન્દિત કરે છે!

**यदा हि एव एषः एतस्मिन् अदृश्ये अनात्म्ये अनिरुक्ते अनिलयने अभयं प्रतिष्ठां विन्दते, अथ सः अभयं गतः भवति। यदा हि एव एष एतस्मिन् उदरं अन्तरं कुरुते, अथ तस्य भयं भवति। तत् तु एव भयं विदुषो मन्वानस्य। तदपि एषः श्लोकः भवति।**

यदा हि=જ્યારે ખરે! एव=નિશ્ચય एषः=આ બ્રહ્મવેત્તા, एतस्मिन्=આ अदृश्ये=અદૃશ્ય, अनात्म्ये=અશરીર, अनिरुक्ते=અનિરૂક્ત, अनिलयने=અનાધાર આનન્દમય બ્રહ્મમાં अभयं=અક્ષય प्रतिष्ठां=પ્રતિષ્ઠા-ચ્યુત થવાના ભયથી રહિત અચલસ્થિતિને विन्दते=પ્રાપ્ત કરે છે अथ=ત્યારે सः=તે अभयं=અભયને गतः= પામેલો भवति=થાય છે यदा=જ્યારે हि=ખરે एव=નિશ્ચય एषः=આ બ્રહ્મજ્ઞાની एतस्मिन्=આ હૃદયસ્થ આનન્દમય બ્રહ્મમાં उदरं=રહેજે अन्तरं=ભેદ कुरुते=કરે છે अथ=ત્યારે तस्य=તેને भयं=જન્મમરણનો ભય भवति=થાય છે. तु=પરંતુ

तत् भयं=તે ભય एव-નિશ્ચય વિદ્વાન ન હોવા છતાં જાતને विदुषः-વિદ્વાન मन्वानस्य=માનનાર અજ્ઞાનીને જ થાય છે. तद्-તેમાં अपि=પણ एषः = આ श्लोकः=પ્રમાણરૂપ શ્લોક भवति=છે.

જ્યારે ખરે! નિશ્ચય આ બ્રહ્મજ્ઞાની, આ અદૃશ્ય, અશરીર, અનિરુક્ત, અનાધાર આનન્દમય બ્રહ્મમાં અભય પ્રતિષ્ઠાને પામે છે ત્યારે તે અભયને પામેલો થાય છે. પરંતુ જ્યારે ખરે નિશ્ચય આ, એ હૃદયસ્થ આનન્દમય બ્રહ્મમાં સ્હેજે ભેદ કરે છે ત્યારે તેને ભેદ થાય છે. પરંતુ તે ભય નિશ્ચય પંડિતંમન્ય અવિદ્વાનોને જ હોય છે. તેમાં પણ આ શ્લોક છે.

આ આનન્દમય પરમાત્મા કોને ક્યારે પોતાના આનન્દથી આનંદિત કરે છે?–એ બતાવતાં સ્વરૂપ પ્રાપ્તિનું રહસ્ય ખોલતાં કહે છે કે જ્યારે કોઈ પરમ પુણ્યશાળી, બ્રહ્મનો જાણકાર પુરૂષ, આ પરમાત્મામાં નિર્ભયપણે પ્રતિષ્ઠા પામે છે ત્યારે તે અભયને પામેલો થાય છે! અર્થાત્ પરમાત્માની પ્રાપ્તિમાં પરમાત્મા સચ્ચિદાનન્દ સ્વરૂપ છે અને તે મારો આત્મા છે આથી હું પણ સચ્ચિદાનન્દરૂપ છું; અનૃત–જડ–કે દુઃખરૂપ હું નથી.–આવો અનુભવ મેળવવા માણસે અનેક ભયસ્થાનોને વટાવવાં પડે છે! પ્રકૃતિની સાથે જીવલેણ યુદ્ધો ખેલવાં પડે છે! દેહથી માંડીને પ્રકૃતિ પર્યન્તના તમામ પદાર્થોના રોમરોમમાંથી આસક્તિ હઠાવવામાં આત્મેચ્છેદની બીતિ પણ માણસને પીડે છે! એટલે કે અજ્ઞાન જાતે મરે તે પહેલાં તેને મારનારને તે અધમુવો કરી નાંખવા પોતાનું પુરું બળ અજમાવે છે! અને જ્યારે અજ્ઞાનને મર્યા વગર છુટકો નથી જ થતો ત્યારે જ તે મરે છે. અને અજ્ઞાન મરી જાય એટલે આત્માનું અસલી સ્વરૂપ પ્રકટે છે. તે અસલી સ્વરૂપમાં જે નિર્ભયપણે અભ્યાસ વિવેક વૈરાગ્ય અને ઇશ્વરકૃપાના બળે ટકે છે ત્યારે તેને જીવનનો અખંડ આનન્દ મળે છે! એ અખંડ એકરસ આનન્દ જ્યારે તેને સમજાય છે ત્યારે તે સાચા અર્થમાં અભયને પ્રાપ્ત થાય છે. એટલે કે જન્મમરણના અંતરાલમાં જે અનેક દુઃખોનો ભય તે ભયમાંથી મુક્ત થાય છે! અર્થાત્ પરમાત્મમય થવાથી જ માણસ જન્મમરણ રૂપ ભયભરિત સંસારમાંથી મુક્ત થાય છે. આ પરમાત્મા-સચ્ચિદાનન્દ રૂપ પરમાત્મા સૌને સાક્ષાત્ જોનારા છતાં સૌને અદૃશ્ય જેવા રહે છે. એટલે કે જોનારને દેખાતા છતાં ઘણા ભાગના માણસ સમુદાય માટે અદૃશ્ય જ છે! એ સૌને શરીરદાન દેનારા છતાં જાતે શરીરરહિત–અનાત્મ્ય છે! એ પરમાત્મા સ્થાવર જંગમ જગતની નિરૂક્તિ એટલે કે ગુણધર્મે વિભાગ કરનારા છતાં જાતે

સર્વરૂપ હોઇને-સર્વમય હોઇને અનિરુક્ત-અમુક સ્વરૂપ જ છે એમ કહેવાવા અયોગ્ય છે! એ પરમાત્મા સ્થાવર જંગમ જગતના આધાર-આશ્રય હોવા છતાં જાતે અનાધાર-નિરાધાર-અનાશ્રય છે! આવા સર્વસાક્ષી અને અવિત્ત માટે અદસ્ય સર્વશરીરદાતા અને જાતે અશરીર-જગતનું નિર્વચન કરનાર અને જાતે અનિરુક્ત, સૌના આધાર અને સ્વયં નિરાધાર પરમાત્મામાં જે અદ્વૈતભાવે નિર્ભય થઇને વસે છે તે માણુસ નિર્ભય થાય છે. અર્થાત્ પરમાત્માનો જાતમાં અનુભવ કરનાર-હું પરમાત્મા સ્વરૂપ છું એવો નિર્બાધ સ્વાભાવિક અનુભવ કરનાર જન્મમૃત્યુને તરી જાય છે.

પરમાત્માથી આત્માનો અભેદ જાણુનાર નિર્ભય થાય છે એ ઉપરથી ફળનું વિધાન કરતાં કહે છે કે જ્યારે આ મનુષ્ય હૃદયસ્થ આનન્દમય આત્મામાં રહેજે ફરક કરે છે-એટલે કે જાત અને પરમાત્મામાં વાળ જેટલું પણુ અંતર જુવે છે ત્યારે તેવા માણુસને ભય થાય છે. એટલે કે જાતથી પરમાત્મામાં વાળ જેટલું અંતર સેવનારને જન્મમરણુનો મહાન ભય આવીને ઉભો રહે છે! અર્થાત્ અકૃતાત્માને ભય ડરાવે છે. કૃતાત્મા ભયને ડરાવે છે! આવો જન્મમરણુ અને તેના અંતરાલમાં આવતો ભય કોને પીડે છે?-તો કહે છે કે વિદ્વાનને-આત્માને પરમાત્મ સ્વરૂપ જાત અનુભવે જાણુનારને ભય નથી. પરંતુ તે ભય પોતાની જાતને પંડિત માનનાર અપંડિતને હોય છે. અર્થાત્ જે "अहं ब्रह्मास्मि" ના અનુભવ સિવાયનો છે છતાં જાતે "अहं ब्रह्मास्मि' માનનાર આ જગતમાં તેવી માન્યતાનું ડિંડિમ વગાડનાર હોય, તેને એવો ભય છે. આવો ભય પણુ સ્વાનુભવસંવેદ્ય જ છે! દંભ છેવટે-ફલ અસત્ય હોઇને, નિર્બલ છે! અને આથી જ ખરી વેળાએ કર્ણુની વિદ્યાની માફક એવા દાંભિકને તેની પોપટીઆ વિદ્યા અટ્ટહાસ્ય કરી તરછોડી-દીન બનાવી ચાલી જાય છે! આથી અકૃતાત્માએ પોતે કૃતાત્મા છે એવો ડોળ ન કરવો.

**भीषा अस्मात् वातः पवते भीषा उदेति सूर्यः। भीषा अस्मात् अग्निः च इन्द्रः च, मृत्युर्धावति पञ्चमः इति ॥**

अस्मात् = એની भीषा = બીકથી वायुः = પવન पवते = વાય છે. એની भीषा = બીકથી सूर्यः = સૂરજ उदेति = ઉગે છે अस्मात् = એની भीषा = બીકથી अग्निः = અગ્નિ च = અને इन्द्र = ઇન્દ્ર વીજળી च = તથા पञ्चमः = પાંચમું मृत्युः = કાળ धावति = દોડે છે. इति = બસ.

એની બીકથી પવન વાય છે. અને એની બીકથી સૂરજ ઉદય પામે છે. એની બીકથી અગ્નિ અને ઇન્દ્ર–વીજળી તથા પાંચમું મૃત્યુ દોડે છે. બસ.

આ વિષયમાં પણ પ્રમાણ ટાંકતા કહે છે કે એ પરમાત્માની બીકથી પવન વાય છે. સૂરજ ઉદિત થાય છે ! અગ્નિ અને વિજળી તથા પાંચમું મૃત્યુ ચોમેર દોડ કરી રહ્યું છે. અર્થાત્ જેના ધાકથી સ્થાવર જંગમ જગત સ્વસ્વ પ્રવૃત્તિમાં પ્રાંજલિ પ્રવર્તી રહ્યું છે તેનો ધાક અપંક્તિ અને છતાં પંક્તિંમન્યને લાગ્યા સિવાય રહેતો નથી. બસ આજ કારણસર અધ્યાત્મવિદ્યાના જિજ્ઞાસુ માટે દંભ વર્જ્ય છે. સરલતા વિહિત છે. અને સરલતા એ સત્યનું જ ચમકીલું પાસું હોઇને, તેવા સરલહૃદયના હૃદયમાં રસરાજનો નિત્યોદય હોય છે !

इति सप्तमोऽनुवाकः ॥

## ॥ अथ अष्टमोऽनुवाकः ॥

**सा एषा आनन्दस्य मीमांसा भवति–युवा स्यात् साधु युवा, अध्यायकः आशिष्ठः दृढिष्ठःबलिष्ठः तस्य इयं पृथिवी सर्वा वित्तस्य पूर्णा स्यात्, स एकः मानुष्यः आनन्दः ।**

सा = તે एषा = આ आनन्दस्य = આનન્દની मीमांसा = મીમાંસા વિચાર भवति = છે. युवा = યુવાન स्यात् = હોય साधु युवा = સારો સર્વાંગ પૂર્ણ–યુવાન હોય, अध्यायकः = ભણેલો, आशिष्ठः = સ્ફુર્તિયુક્ત, दृढिष्ठः = દઢ અને बलिष्ठः = અતિ બલવાન હોય, वित्तस्य = ધનથી पूर्णा = પૂર્ણ एयं = આ सर्वा = આખી પૃથ્વી = પૃથ્વી तस्य = તેની स्यात् = હોય सः = તે एकः = એક मानुषः = आनन्दः = આનન્દ–મનુષ્ય સુખનું એકમ છે.

તે આ આનન્દની મીમાંસા છે. કોઈ યુવાન હોય અને સાધુશીલ યુવાન હોય ભણેલો, આશાવાન, દઢ અને બલિષ્ઠ યુવાન હોય અને ધનથી ભરેલી આ આખી પૃથ્વી તેની હોય તો તે એક માનુષ્ય આનન્દ છે–મનુષ્ય સુખનું એકમ છે.

**ते ये शतं मानुषाः आनन्दाः, स एकः पितृणां चिरलोक लोकानां आनन्दः श्रोत्रियस्य च अकामहतस्य ।**

ते=તેવા ये=જે शतं=એકસો मानुषाः=માનુષી आनन्दाः=આનન્દો છે. सः=તે एकः=એક चिरलोक लोकानां=ચિરલોક-લોક (ચિર કાળ સુધી પોતાનાં કર્મોના ફલો ભોગવનારા) पितृणां=પિતરોનો आनन्दः=આનન્દ છે. च=અને अकामहतस्य=કામથી ન હણાયેલા श्रोत्रियस्य=વેદ-વિદ્વાન શ્રોત્રિયનો છે.

તેવા જે એકસો માનુષી આનન્દો હોય તો તે એક ચિરલોકલોક પિતરોનો આનન્દ કહેવાય છે. અને કામથી ન હણાયેલા શ્રોત્રિયનો આનન્દ છે.

**ते ये पितृणां चिरलोक लोकानां आनन्दाः, सः एकः आजानजानां देवानां आनन्दः श्रोत्रियस्य च अकामहतस्य ।**

ते=તે ये=જે शतं=સો पितृणां...आनन्दाः=ચિરલોકલોક પિતરોના આનન્દો છે स=તે एकः=એક आजानजानां=આજાનજ-જન્મસિદ્ધ देवानां દેવોનો आनन्दः=આનન્દ છે श्रोत्रियस्य.=અને કામનાથી ન હણાયેલ શ્રોત્રિયનો છે.

તેવા જે સો ચિરલોકલોક પિતરોના આનન્દો, તેની બરાબર આજાનજ દેવોનો એક આનન્દ છે અને કામથી ન હણાયેલા શ્રોત્રિયનો છે.

**ते ये शतं आजानजानां देवानां आनन्दाः स एकः कर्मदेवानां देवानां आनन्दः ये कर्मणा देवान् अपियन्ति श्रोत्रियस्य च अकामहतस्य ।**

ते=તે ये=જે शतं=સૌ आजा...आनन्दाः=આજાનજ દેવોના આનન્દો છે सः=તે एकः=એક कर्मदेवानां=કર્મદેવ નામના देवानां=દેવોનો, કે જેઓ कर्मणा=કર્મ દ્વારા देवान्=દેવોમાં अपियन्ति=ભળી જાય છે श्रोत्रियस्य...स्य=એ કામથી ન હણાયેલા શ્રોત્રિયનો આનન્દ છે.

તેવા જે સો આજાનજ દેવોના આનન્દ છે તેની બરોબર કર્મદેવ નામના દેવો કે જેઓ કર્મદ્વારા દેવપણાને પામેલા છે તેમનો એક આનન્દ છે તથા અકામહત શ્રોત્રિયનો છે.

ते ये शतं कर्मदेवानां देवानां आनन्दाः सः एकः देवानां आनन्दः श्रोत्रियस्य च अकामहतस्य ।

ते = તે ये=જે शतं=સો कर्म...आनन्दाः = કર્મદેવ દેવોના આનન્દો છે તેની બરોબર स = તે एकः=એક देवानां = મુખ્ય દેવોનો आनन्दः=આનન્દ છે. श्रोत्रियस्य...स्य અને અકામહત શ્રોત્રિયનો આનન્દ છે.

તે જે સો કર્મદેવોના આનન્દો છે તેની બરોબર મુખ્ય દેવોનો એક આનન્દ છે અને અકામહત શ્રોત્રિયનો આનન્દ છે.

ते ये शतं देवानां आनन्दाः स एकः इन्द्रस्य आनन्दः श्रोत्रियस्य च अकामहतस्य ।

ते = તે ये = જે देवानां = દેવોના शतं = સો आनन्दाः = આનન્દો છે તેની બરોબર सः = તે इन्द्रस्य = ઇન્દ્રનો एकः = એક आनन्दः = આનન્દ છે તથા श्रोत्रियस्य...स्य કામનાથી ન હણાયેલા શ્રોત્રિયનો છે.

તેવા જે દેવોના સો આનન્દો તેની બરોબર ઈન્દ્રનો એક આનન્દ છે અને તેવો અકામહત શ્રોત્રિયનો આનન્દ છે.

ते ये शतं इन्द्रस्य आनन्दाः स एको बृहस्पतेरानन्दः श्रोत्रियस्य च अकामहतस्य ।

ते = તે ये=જે इन्द्रस्य = ઈન્દ્રના शतं = સો आनन्दाः = આનન્દો છે તેની બરોબર सः=તે बृहस्पतेः=બૃહસ્પતિનો एकः = એક आनन्दः = આનન્દ છે च=તથા તેવા अकामहतस्य श्रोत्रियस्य = કામથી ન ધવાયેલા શ્રોત્રિયનો છે.

તે જે ઈન્દ્રના સો આનન્દો તેની બરોબર બૃહસ્પતિનો એક આનન્દ છે અને તેવો કામનાથી ન હણાયેલા શ્રોત્રિયનો છે.

ते ये शतं बृहस्पतेः आनन्दाः सः एकः प्रजापतेः आनन्दः श्रोत्रियस्य च अकामहतस्य ।

ते = તે ये = જે बृहस्पतेः=બૃહસ્પતિના शतं = સો आनन्दाः = આનન્દો છે सः = તે एकः = એક प्रजापतेः=પ્રજાપતિનો आनन्दः=આનન્દ છે च = અને તેવો આનન્દ अकामः=કામથી ન ઘવાયેલ શ્રોત્રિયનો છે.

તે જે બૃહસ્પતિના સો આનન્દો છે તે એક પ્રજાપતિનો આનન્દ છે, અને તેવો આનન્દ અકામહત શ્રોત્રિયનો છે.

**ते ये शतं प्रजापतेः आनन्दाः स एको ब्रह्मणः आनन्दः श्रोत्रियस्य च अकामहतस्य ।**

ते=તે ये=જે प्रजापतेः=પ્રજાપતિના शतं=સો आनन्दाः=આનન્દો છે स=તે एकः=એક ब्रह्मणः=બ્રહ્મનો आनन्दः=આનન્દ છે च=અને તેવો આનન્દ अकामहतस्य श्रोत्रियस्य=કામથી ન ધવાયેલ શ્રોત્રિયનો છે.

તે જે પ્રજાપતિના સો આનન્દો છે તે એક બ્રહ્મનો આનન્દ છે અને તેવો આનન્દ કામથી ન ઘવાયેલા શ્રોત્રિયનો છે.

આમ સાતમા અનુવાકમાં સર્જક પરમપિતા પરમાત્મા રસસ્વરૂપ છે–એ રસસ્વરૂપની છબિમાં ખરી રસિકતા છે. એ રસહીનતામાં જીવનની વૈધવ્યદશા છે–એમ બતાવ્યું. પરમાત્મા જ પોતાની એક આનન્દકલાથી જગતને આનન્દિત કરે છે. એ પરમાત્મામાં જે અભય પ્રતિષ્ઠ થાય છે તે નિર્ભય થાય છે એમ પણ સૂચવ્યું. જે પરમાત્મા અને પોતાના પ્રત્યગાત્મામાં રહેજે ફેર સમજે છે તે ભયભીત થાય છે. અને આથી જ અપંડિત પંડિતંમન્ય થઈ જાતને અને જગતને છેતરવી ન જોઈએ એમ પણ ઉપદેશ્યું. હવે રસરાજ પરમાત્માના આનન્દનો ખ્યાલ આપવા માટે આઠમું અનુવાક આરંભે છે! યદ્યપિ કવિ કહે છે તેમ,

> "असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे,
> सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।
> लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
> तदपि तव गुणानां देव ! पारं न याति ॥"

આ ન્યાયે પરમાત્માના આનન્દનું વર્ણન અશક્ય છે છતાં તે આનન્દ જેને હજી સુધી મળ્યો નથી તેને માટે તે આનન્દ મેળવવાની પ્રેરણા પાવી ઉચિત છે. અને આથી જ અહીં શ્રુતિ, જીવજાતના ઉપર કરુણા કરી, બ્રહ્માનન્દની મીમાંસા કરી, તે દ્વારા જીવમાત્રને બ્રહ્માનન્દ ભોગવવા અને ક્ષુદ્રાનન્દ ત્યાગવા આવાહન કરે છે! અહીં શ્રુતિ માનુષ આનન્દનું એકમ આપી તે દ્વારા બ્રહ્માનન્દ માનુષ આનન્દથી કેટલો વધારે છે તે બતાવે છે! હવે પછીના દરેક વાક્યમાં એક ધ્રુવપદ છે તે ખૂબ જ ધ્યાન રાખવા લાયક છે. દરેક

આનન્દની સાથે શ્રુતિ "श्रोत्रियस्य च अकामहतस्य" એટલા શબ્દોનું આવર્તન કરે છે. તેનું રહસ્ય આ છે. જે શ્રોત્રિય છે એટલે કે શબ્દ બ્રહ્મમાં નિષ્ણાત છે અને તે ઉપરાંત બ્રહ્મનિષ્ઠ હોઇને, એટલે કે પરમાત્મામાં અત્યંત સ્થિત હોઇને, આપ્તકામ હોવાથી અકામહત છે-કામનાથી-તૃષ્ણાથી ઘવાયેલો નથી, પણ દુન્યવી કે અદુન્યવી કામનાઓથી અક્ષત છે, તેને શ્રુતિ જે જે આનન્દોની ગણના કરશે, તે બધા સ્વયમેવ પ્રાપ્ત થાય છે. અને તે ઉપરાંત આનન્દોમાં પણ સર્વશિરોમણિ જે બ્રહ્માનન્દ છે તે તો તેને મળે છે! અર્થાત્ હાથીના પગમાં જેમ બીજા તમામ પગ આવી જાય છે, તેમ બ્રહ્માનન્દમાં બીજા તમામ આનન્દો સ્વયમેવ સમાઈ જાય છે! ફક્ત શ્રોત્રિયતા અને અકામહતતામાં જીવનો સમસ્ત પુરુષાર્થ છે! આટલું સમજ્યા બાદ આખી આનન્દ મીમાંસાનું રહસ્ય હૃદયસ્થ થઈ જશે. મનુષ્ય સુખનાં એકમથી સો ગણો આનંદ પિતરોનો છે. એવા પિતરોના આનંદ કરતાં સો ગણો આનંદ જન્મસિદ્ધ દેવોનો છે. તેના કરતાં સો ગણો આનંદ પોતાના કર્મે જેઓ દેવત્વને પામ્યા છે તેમનો છે. એવા સો કર્મદેવોના આનન્દ બરાબર એક આનંદ મુખ્ય દેવોનો છે. મુખ્ય દેવોના આનંદથી સો ગણો ઇન્દ્રનો આનંદ છે. તેનાથી સો ગણો બૃહસ્પતિનો, અને તેનાથી સો ગણો પ્રજાપતિનો આનંદ છે! અને એવા પ્રજાપતિના આનંદથી સો ગણો આનંદ તે એક બ્રહ્મનો આનંદ છે. અને આ બધા આનંદોનો સમુદાય અકામહત શ્રોત્રિયનો છે. અર્થાત્ તે બ્રહ્માનંદ સંસારાસક્ત મનુષ્ય જીવનના આનંદથી કંઈ પરાર્ધો ગણો વધારે છે. અને તે આનંદની પ્રાપ્તિનો અધિકારી શ્રોત્રિય અને વિતૃષ્ણ માણસ છે. આથી દરેક સાધકે શ્રોત્રિયતાપૂર્વકની વિતૃષ્ણતા પ્રાપ્ત કરવામાં દિનરાત પ્રતિપળ ઉદ્યુક્ત રહેવું ઘટે!.

**स यश्च अयं पुरुषे, यश्च असौ आदित्ये, स एकः । स य एवंवित्, अस्मात् लोकात् प्रेत्य एतम् अन्नमयं आत्मानं उपसंक्रामति, एतं प्राणमयं आत्मानं उपसंक्रामति, एतं मनोमयं आत्मानं उपसंक्रामति, एतं विज्ञानमयं आत्मानं उपसंक्रामति, एतं आनन्दमयं आत्मानं उपसंक्रामति । तदपि एषः श्लोकः भवति ।**

स=તે यः=જે अयं=આ આનન્દમય બ્રહ્મ च=નિશ્ચય पुरुषे=પુરુષમાં-પુરુષ શરીરમાં છે च=અને यः=જે असौ=તે आदित्ये=સૂર્યમંડલમાં છે सः=તે एकः=એક છે यः=જે एवंवित्=આવું જાણનાર છે सः=તે अस्मात्=આ

लोकात्=લોકમાંથી प्रेत्य=મરીને एतं=આ अन्नमयं=અન્નમય आत्मानं=આત્માને उपसंक्रामति=પ્રાપ્ત કરે છે, एतंप्राण-આ પ્રાણમય આત્માને પ્રાપ્ત કરે છે. एतं मनो.=આ મનોમય આત્માને પ્રાપ્ત કરે છે, एतं विज्ञान.=આ વિજ્ઞાનમય આત્માને પ્રાપ્ત કરે છે. एतं आनन्द.=આ આનન્દમય આત્માને પ્રાપ્ત કરે છે.

તે જે આ આનંદરૂપ બ્રહ્મ નિશ્ચય પુરુષ શરીરમાં છે અને જે તે આદિત્યમાં છે તે એક છે. જે આવું જાણે છે તે આ લોકમાંથી મરીને આ અન્નમય આત્માને પ્રાપ્ત કરે છે, આ પ્રાણમય આત્માને પ્રાપ્ત કરે છે, આ મનોમય આત્માને પ્રાપ્ત કરે છે, આ વિજ્ઞાનમય આત્માને પ્રાપ્ત કરે છે, આ આનંદમય આત્માને પ્રાપ્ત કરે છે. તેમાં પણ આ શ્લોક પ્રમાણભૂત છે.

આમ શ્રુતિ ભગવતીએ આનંદની મીમાંસા કરી, હવે વિદ્વાનને જ આ આનંદમય પ્રાપ્તિ થાય છે એમ છેવટનો નિર્ણય આપતાં કહે છે કે જે આનંદમય પરમાત્મા આ દેહમાં વસે છે તે જ આનંદમય પરમપુરુષ આદિત્ય મંડળમાં રહે છે. અને સ્થૂલ સૃષ્ટિ, એ પ્રાણાત્મક સૂર્યની જ થીજેલી શક્તિ છે! અર્થાત્ આપણા વ્યક્તિ શરીરમાં જે આનંદમય આત્મા છે તે જ આનંદમય આત્મા અખિલ બ્રહ્માંડનો છે! આથી માણસને માટે-વિદ્વાનને માટે ભેદદૃષ્ટિ અયોગ્ય છે! જે આવી અખિલ બ્રહ્માંડમાં રહેલી પરમાત્માની એકતા અને એકરસતાને જાણે છે તે આ શરીરમાંથી મરીને અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનંદમય આત્માને પ્રાપ્ત કરે છે, અર્થાત્ આ પાંચે કોશમાં જે જે આનંદ છે તે તમામ આનંદોને પ્રાપ્ત કરવા ઉપરાંત તે પરમાનંદમાં પ્રતિષ્ઠિત થાય છે! અર્થાત્ તેને પ્રેય શ્રેય બધું મળે છે! આમ મરીને પણ વિદ્વાનને જ આ આનંદમય લોકોની પ્રાપ્તિ થાય છે એ શ્રુતિનો નિર્ણય છે! આ બાબતમાં પણ પ્રમાણ ટાંકતાં નવમા અનુવાકની શરુઆત કરશે.

॥ इति अष्टमोऽनुवाकः ॥

---

॥ अथ नवमोनुवाकः ॥

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान् । न बिभेति कुतश्चन इति । एतं ह वाव न तपति किमहं साधु नाकरवं, किमहं पापमकरवम् इति । स य एवं विद्वान् एते आत्मानं स्पृणुते, उभे हि एव एष एते आत्मानं स्पृणुते य एवं वेद । इति उपनिषद् ।

यतः=જ્યાં આગળથી मनसा सह=મનની સહિત अप्राप्य=ન પહોંચીને वाचः=લોક તથા વેદ વાણીઓ निवर्तन्ते=પાછી ફરે છે. તે ब्रह्मणः=બ્રહ્મના

आनन्दम् = આનન્દને विद्वान् = જાણતો પુરુષ कुतश्चन = કયાંથી એ न = નથી बिभेति = ડરતો इति = બસ. एतं = આને-આનન્દમય બ્રહ્મને જાણવાવાળાને ह = કદી वाव = નિશ્ચય इति = આ કલ્પના न तपति = નથી તપાવતી કે किं = શાને अहं = મેં साधु = પુણ્ય કર્મ न अकरवं = ન કર્યું ! किं = શાને अहं = મેં पापं = પાપ अकरवं = કર્યું ! કેમકે यः = જે एवं = આ પ્રમાણે આનન્દમય આત્માનો विद्वान् = જાણકાર છે स = તે एते = આ પુણ્ય પાપ બન્નેના आत्मानं = અન્તરાત્મા-એ બન્નેની પકડથી પર આત્માને स्पृणुते = પ્રાપ્ત થયેલ છે. एव = નિશ્ચય एषः = આ हि = અવશ્ય एते = આ उभे = બન્નેના-પુણ્ય પાપ બન્નેના आत्मानं = અંતરાત્માને स्पृणुते = પ્રાપ્ત થાય છે. यः = જે एवं = આ પ્રમાણે આનન્દમય આત્માને वेद = જાણે છે. इति = બસ આ उपनिषद् = રહસ્ય-ગોપ્ય બ્રહ્મ વિદ્યા છે.

જ્યાં આગળથી ન પહોંચીને મનસહિત વાણીઓ પાછી ફરે છે તે બ્રહ્મના આનંદને જાણતો પુરુષ કયાંથી એ ડરતો નથી. બસ. આ આનંદમય બ્રહ્મના જાણનારને કદી નિશ્ચય આ કલ્પના તપાવતી નથી કે શાને મેં પુણ્યકર્મ ન કર્યું ? શાને મેં પાપ કર્યું ? કેમકે જે આ પ્રમાણે આનંદમય આત્માને જાણે છે તે આ પુણ્યપાપ બન્નેના આત્માને પ્રાપ્ત થાય છે. નિશ્ચય આ અવશ્ય આ બન્નેના અંતરાત્માને પ્રાપ્ત થાય છે જે આમ આત્માને જાણે છે. બસ. આ ઉપનિષદ્-રહસ્ય વિદ્યા છે.

આ બ્રહ્માનંદ વાઙ્મનસા અગોચર છે એ બતાવતાં કહે છે કે જ્યાં આગળથી મનસહિત વેદ વાણી પણ પોતાનું વર્ચસ્વ ગુમાવી નિષ્પ્રભ થઇ પાછી ફરે છે તે બ્રહ્માનંદને જાણનાર પુરુષ અકુતોભય થાય છે ! તે જાતે અદ્વૈત થવાથી દ્વૈતની કલ્પનામાંથી ઉપજતા ભયમાત્ર તેની આગળથી ઓસરી જાય છે ! તેવો માણસ તાપથી પર થાય છે. એટલે કે હૃદયને અજ્ઞાનકાળમાં તપાવતો જે શોક, તે શોકથી પર થાય છે ! તે શોકનો આકાર બતાવતાં કહે છે કે "હાય ! મેં શાને પુણ્ય ન કર્યું ! શાને પાપ કર્યું !" આ પાપપુણ્યના તપવતા ખ્યાલો બ્રહ્મજ્ઞાનીને છોડી જાય છે ! કેમકે જે આનંદમય પરમાત્માને જાણે છે તે પાપપુણ્ય બન્નેના આત્માને પ્રાપ્ત થાય છે. એટલે કે તે બન્નેની પકડથી પર જે આત્મા, તેને તે પ્રાપ્ત થાય છે. અર્થાત્ મોહજન્ય જે શોક, તે શોકની, મોહના મરણથી સ્વયમેવ નિવૃત્તિ થતી હોવાથી, તે શોકને તરી જાય છે ! જે આમ જાણે છે તે નિશ્ચય વીતશોક થાય છે ! આ છે ઉપનિષદ્-એટલે કે રહસ્ય વિદ્યા, એટલે કે ब्रह्मविद् आप्नोति परं" એ વાક્યમાં રહેલી સાંગોપાંગ આત્મવિદ્યાનું શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુ દ્વારા સાધન સંપન્ન અને આથી જ અધિકારી શિષ્યને મળતું જીવન રહસ્ય. અકારણ કરુણ પરમાત્મા સૌને આ રહસ્ય વિદ્યાનો અનુભવ આપો !

॥ इति नवमोऽनुवाकः ॥

## ॥ अथ भृगुवल्ली ॥

हरिः ॐ। सह नाववतु। सह नौ भुनक्तु। सह वीर्यं करवावहै। तेजस्वि नावधीतमस्तु। मा विद्विषावहै। ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

॥ इति शान्तिपाठः ॥

( શબ્દાર્થ આગળ આપી ગયા છે )

**ॐ। भृगुः वै वारुणिः वरुणं पितरं उपससार अधीहि भगवः! ब्रह्म इति। तस्मै स एतत् प्रोवाच-"अन्नं प्राणं चक्षुः श्रोत्रं मनः वाचं" इति। तं ह उवाच-यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति, यत् प्रयन्ति अभिसंविशन्ति, तत् विजिज्ञासस्व, तद् ब्रह्म इति।**

वारुणिः=વરુણનો પુત્ર નામે वै=નિશ્ચય भृगुः=ભૃગુ पितरं=પોતાના પિતા वरुणं=વરુણની उपससार=પાસે પહોંચ્યો અને इति=એમ કહ્યું भगवः=હે ભગવન્! મને ब्रह्म=બ્રહ્મનો अधीहि=ઉપદેશ કરો. तस्मै=તે ભૃગુને सः=તે વરુણે एतत्=આ प्रोवाच=કહ્યું अन्नं=અન્ન-શરીર चक्षुः=श्रोत्रं=આંખ-કાન આદિ જ્ઞાનેન્દ્રિયો સહિત प्राणं=પ્રાણને તથા वाचं=વાણી આદિ કર્મેન્દ્રિયો સહિત मनः=મન इति=આને તું બ્રહ્મ જાણ तं=તે ભૃગુને ह=વળી તેણે उवाच=કહ્યું. यतः=જેમાંથી वा=નિશ્ચય इमानि=આ भूतानि=સર્વ પ્રાણીઓ जायन्ते=જન્મે છે. जातानि=જન્મેલાં येन=જેના વડે जीवन्ति=જીવે છે અને प्रयन्ति=મરતાં यत्=જેમાં अभिसंविशन्ति=પ્રવેશ કરે છે-લીન થાય છે तद्=તેને विजिज्ञासस्व=જાણવાની ઇચ્છા-પ્રયત્ન કર. इति=બસ तत्=તે ब्रह्म=બ્રહ્મ છે.

વરુણનો પુત્ર નિશ્ચય ભૃગુ પોતાના પિતા વરુણ પાસે પહોંચ્યો અને એમ કહ્યું કે હે ભગવન્! મને બ્રહ્મનો ઉપદેશ કરો. તેને તેણે આ કહ્યું-અન્ન, ચક્ષુ શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયો સહિત પ્રાણ તથા વાણિ આદિ કર્મેન્દ્રિયો સહિત મનને તું બ્રહ્મ જાણ. તેને તેણે ફરીથી કહ્યું કે જેમાંથી નિશ્ચય આ તમામ પ્રાણીઓ જન્મે છે, જન્મેલાં જેના વડે જીવે છે અને મરતાં જેમાં પ્રવેશ કરે છે તેને જાણવાની ઇચ્છા કર. બસ. તે બ્રહ્મ છે.

અન્ન બ્રહ્મ છે એમ જાણ્યું. કેમકે અન્નથી જ નિશ્ચય આ તમામ પ્રાણીઓ જન્મે છે. જન્મેલાં અન્નથી જ જીવે છે તથા મરતાં અન્નમાં જ પ્રવેશ કરે છે-તેથી અન્ન બ્રહ્મ છે.

**तद् विज्ञाय पुनरेव वरुणं पितरं उपससार अधीहि भगवः! ब्रह्म इति । तं ह उवाच-तपसा ब्रह्म विजिज्ञासस्व, तपो ब्रह्म इति। स तपः अतप्यत, सः तपः तप्त्वा-**

तत्=તેને विज्ञाय=જાણીને-અન્નને બ્રહ્મ જાણીને તે पुनः=ફરીથી एव=નિશ્ચય पितरं=પિતા वरुणं=વરુણની उपससार=પાસે પહોંચ્યો અને इति=આમ કહ્યું કે भगवः=હે ભગવન્! મને ब्रह्म=બ્રહ્મનો अधीहि=ઉપદેશ કરો. तं=તે ભૃગુને ह=પ્રસિદ્ધ વરુણે उवाच-इति=આમ કહ્યું तपसा=તપથી ब्रह्म=બ્રહ્મને विजिज्ञासस्व=જાણવાની ઇચ્છા કર तपः=તપ જ ब्रह्म=બ્રહ્મ છે-બ્રહ્મજ્ઞાનનું સાધન છે. सः=તેણે तपः=તપ अतप्यत=તપ્યું सः=તેણે तपः=તપ तप्त्वा=તપીને.

તેને જાણીને તે ફરીથી નિશ્ચય પિતા વરુણ પાસે ગયો. અને આમ કહ્યું કે હે ભગવન્! મને બ્રહ્મનો ઉપદેશ કરો. તે ભૃગુને તે પ્રસિદ્ધ વરુણે કહ્યું કે તપથી બ્રહ્મને જાણવાને ઈચ્છ, તપ જ બ્રહ્મ છે. તેણે તપ તપ્યું. તેણે તપ તપીને-

આ વિચારને અંતે તે નિર્ણય ઉપર આવ્યો કે અન્ન જ બ્રહ્મ છે! કેમકે બ્રહ્મનું જે જગજ્જન્માદિ લક્ષણ છે તે તેને અન્નમાં બંધ બેસતું લાગ્યું. દુનિયામાં પ્રત્યક્ષ જ છે કે અન્નમાંથી જ પ્રાણીઓ જન્મે છે. અન્ન વડે જ જીવે છે અને અન્નમાં જ છેવટે લીન થાય છે! આમ વિચાર કરીને-નિશ્ચય કરીને તે અન્નને બ્રહ્મ જાણવા લાગ્યો! પણ તેને આ વિચારથી મનનું સમાધાન ન થયું. જ્યાં સુધી અસત્ય હોય છે ત્યાં સુધી સત્યાત્માને કળ વળતી નથી! તેના હૃદયમાં શંકા ઉઠી કે અન્નમાં યદ્યપિ આ લક્ષણ ઉપર ઉપરથી તો બંધબેસતું ભાસે છે પણ અન્ન સ્વયં કાર્યરૂપ છે કેમકે તે તો જન્મે છે! તો જે કાર્યરૂપ હોય તે નિરતિશય કારણરૂપ કેવી રીતે

અન્નથી બંધાતું શરીર લેવું. અર્થાત્ શરીર અને શરીરમાં રહેલી પ્રાણસહિત અગીઆર ઇન્દ્રિયોને તું બ્રહ્મ જાણ. શરીર-ઇન્દ્રિયો અને પ્રાણની સ્વસ્થતા, નીરોગિતા અને સ્વકાર્યક્ષમતા આધ્યાત્મિક જીવનમાં અતિશય ઉપયોગિની છે. એટલે તેની અત્યંત ઉપયોગિતાનો પૂરો ખ્યાલ આપવા પિતાએ તેને જ બ્રહ્મ છે એમ જાણવા કહ્યું કેમકે શરીરથી માંડીને વિજ્ઞાન પર્યન્તમાં રહેલો અને છતાં તે બધાંથી જુદો આત્મા વિવેકપૂર્વક દ્રષ્ટવ્ય છે! વિવિક્ત આત્મદર્શનની જ પરમ હદ બ્રહ્માત્મસ્વરૂપ-દર્શન છે! આટલું કહીને પ્રિય પુત્રને પિતા બ્રહ્મનું લક્ષણ કહે છે કે જેમાંથી સમસ્ત પ્રાણીઓ જન્મે છે, જન્મેલાં જેના વડે જીવે છે-અને મરતાં જેમાં પ્રવેશ કરે છે તેને વિશેષપણે જાણવાની ઇચ્છા કર. તે બ્રહ્મ છે. બસ. અર્થાત્ પિતા અહીં બ્રહ્મનું લક્ષણ આપી દે છે તે એ હેતુથી કે પુત્ર વિચાર કરે. અને આ લક્ષણનો વિચારપૂર્વક જ્યાં વિનિયોગ થઈ શકતો હોય ત્યાં અટકે. અને તેને વિશેષપણે જાણે એટલે કે આત્મસ્વરૂપે પરમાત્મા છે એમ અનુભવે. અર્થાત્ આ લક્ષણમાંથી પરમાત્મા આ જગતનું અભિન્ન નિમિત્તોપાદાન છે-જગત તેનાથી કોઈપણ અવસ્થામાં જુદું નથી-એ ફળે છે! આવા પરમાત્માને હૃદયસ્થ આત્મા તરીકે વિશેષપણે જાણવાનો અહીં પુત્રને ઉપદેશ છે! પિતાએ આમ કહ્યું એટલે પુત્ર મૂંગો રહ્યો. એકાન્તમાં ગયો અને પિતાએ કહેલી વાત ઉપર એકાગ્રચિત્તે ચિન્તન કરવા લાગ્યો અર્થાત્ પિતાએ બ્રહ્મનું જે લક્ષણ આપ્યું તે લક્ષણને એકચિત્તે વિચાર્યું ॥૧॥

॥ इति प्रथमोऽनुवाकः ॥

---

## ॥ अथ द्वितीयोऽनुवाकः ॥

**अन्नं ब्रह्मेति व्यजानात् । अन्नाद् ह्येव खल्विमानि भूतानि जायन्ते अन्नेन जातानि जीवन्ति, अन्नं प्रयन्त्यभिसंविशन्ति इति ।**

हि=કેમકે अन्नाद् एव=અન્નથી જ खलु=નિશ્ચય इमानि=આ તમામ भूतानि=પ્રાણીઓ जायन्ते=જન્મે છે. जातानि=જન્મેલાં अन्नेन=અન્નથી જ जीवन्ति=જીવે છે તથા प्रयन्ति=મરતાં अन्नं=અન્નમાં-પૃથ્વીમાં જ अभिसंविशन्ति=પ્રવેશ કરે છે इति=આથી અન્ન બ્રહ્મ છે.

**स तपः अतप्यत। स तपः तप्त्वा।**

स=તે ભૃગુએ तपः=તપ अतप्यत=તપ્યું-એકાગ્રમનથી વિચાર્યું स=તેણે तपः=તપ तप्त्वा=તપીને.

તેણે તપ તપ્યું. તેણે તપ તપીને–

બ્રહ્માનન્દવલ્લીમાં બ્રહ્મવિદ્ પરંને પ્રાપ્ત થાય છે એવી પ્રતિજ્ઞા કરી. તે પ્રતિજ્ઞા અનુસાર બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ આપ્યું. એ કોને પ્રાપ્ત થાય છે તે સૂચવ્યું. ક્યાં પ્રાપ્ત થાય છે તે સૂચવ્યું. અને બ્રહ્મના જાણકારને શું ફળ મળે છે તે આનન્દની મીમાંસા કરીને બતાવ્યું. અર્થાત્ પરમાત્માને જાણી પ્રાપ્ત કરનાર પુરુષને પરમાત્મા મળે છે. તેના હૃદયની તમામ ગ્રંથીઓ ભેદાય છે. તેને અક્ષય્ય આનન્દની પ્રાપ્તિ થાય છે! તે સંતાપથી પર થાય છે. જીવન્મુક્ત અને વિદેહમુક્ત થાય છે! આમ અત્યાર સુધી બ્રહ્મવિદ્ પરંને પ્રાપ્ત છે એમ મીમાંસા કરી. હવે બ્રહ્મવિદ્ બ્રહ્મને ક્યાં સાધન દ્વારા પ્રાપ્ત થાય છે એ બતાવવું રહ્યું. કેમકે સાધન ઉપર જ વિચક્ષણ પુરુષનો વિશેષ ભાર હશે! ઉપેય કરતાં ઉપાય ઉપર જે માણસ પોતાના પ્રયત્નોને કેન્દ્રિત કરે છે તેને જલદી સિદ્ધિ વરે છે. કેમકે ઉપાય જ જ્યારે નિરતિશય બને છે ત્યારે તે ઉપેય બની જાય છે! આથી હવેની ભૃગુવલ્લીમાં બ્રહ્મપ્રાપ્તિના સાધનનો. આખ્યાયિકા દ્વારા ઉલ્લેખ કરે છે! આ વલ્લીને "ભાર્ગવી વારુણી" વિદ્યા પણ કહેવામાં આવે છે. કેમકે આ વલ્લીમાં વરુણના પુત્ર ભૃગુને વરુણે બ્રહ્મદર્શન કરાવ્યું છે! અન્નમય કોશથી માંડીને આનન્દમય કોશમાં કેવી રીતે ધીરે ધીરે સાધકે પહોંચવું તેનો અહીં સુન્દર રીતે ઉલ્લેખ કરવામાં આવનાર છે.

વરુણ પિતા અને ભૃગુ પુત્ર. પુત્રના સંસ્કારી હૃદયમાં પરમાત્માને જાણવાની ઇચ્છા થઇ. આવી હિતતમ વાતનો પિતા કરતાં કોણ વધુ વાત્સલ્યથી ઉપદેશ આપે! એટલે તે વિધિપૂર્વક પિતા પાસે શિષ્યભાવે પહોંચ્યો અને પિતાને કહ્યું કે હે ભગવન્! મને બ્રહ્મનો ઉપદેશ કરો. પ્રિય પુત્રની આવી કલ્યાણી મતિ જોઇ વધુ પ્રસન્ન થયેલા પિતાએ તેને કહ્યું હે બેટા! તેં જે પ્રશ્ન પૂછ્યો છે તે તારું ભાવિ કલ્યાણ સૂચવે છે! તું કુલનન્દન તો હતો જ. પણ તારા આ પ્રશ્નથી હવે તું કુલતારક થયો છું! હે બેટા! અન્ન, આંખ, કાન વગેરે જ્ઞાનેન્દ્રિયો સહિત પ્રાણને તથા વાણી આદિ કર્મેન્દ્રિયો સહિત મનને તું બ્રહ્મ જાણ. અન્નનો અર્થ અહીં

અન્નથી બંધાતું શરીર લેવું. અર્થાત્ શરીર અને શરીરમાં રહેલી પ્રાણસહિત અગીઆર ઇન્દ્રિયોને તું બ્રહ્મ જાણ. શરીર-ઇન્દ્રિયો અને પ્રાણની સ્વસ્થતા, નીરોગિતા અને સ્વકાર્યક્ષમતા આધ્યાત્મિક જીવનમાં અતિશય ઉપયોગિની છે. એટલે તેની અત્યંત ઉપયોગિતાનો પૂરો ખ્યાલ આપવા પિતાએ તેને જ બ્રહ્મ છે એમ જાણવા કહ્યું કેમકે શરીરથી માંડીને વિજ્ઞાન પર્યન્તમાં રહેલો અને છતાં તે બધાંથી જુદો આત્મા વિવેકપૂર્વક દ્રષ્ટવ્ય છે! વિવિક્ત આત્મદર્શનની જ પરમ હદ બ્રહ્માત્મસ્વરૂપ-દર્શન છે! આટલું કહીને પ્રિય પુત્રને પિતા બ્રહ્મનું લક્ષણ કહે છે કે જેમાંથી સમસ્ત પ્રાણીઓ જન્મે છે, જન્મેલાં જેના વડે જીવે છે-અને મરતાં જેમાં પ્રવેશ કરે છે તેને વિશેષપણે જાણવાની ઇચ્છા કર. તે બ્રહ્મ છે. બસ. અર્થાત્ પિતા અહીં બ્રહ્મનું લક્ષણ આપી દે છે તે એ હેતુથી કે પુત્ર વિચાર કરે. અને આ લક્ષણનો વિચારપૂર્વક જ્યાં વિનિયોગ થઈ શકતો હોય ત્યાં અટકે. અને તેને વિશેષપણે જાણે એટલે કે આત્મસ્વરૂપે પરમાત્મા છે એમ અનુભવે. અર્થાત્ આ લક્ષણમાંથી પરમાત્મા આ જગતનું અભિન્ન નિમિત્તોપાદાન છે-જગત તેનાથી કોઈપણ અવસ્થામાં જુદું નથી-એ ધ્રુવે છે! આવા પરમાત્માને હૃદયસ્થ આત્મા તરીકે વિશેષપણે જાણવાનો અહીં પુત્રને ઉપદેશ છે! પિતાએ આમ કહ્યું એટલે પુત્ર મૂંગો રહ્યો. એકાન્તમાં ગયો અને પિતાએ કહેલી વાત ઉપર એકાગ્રચિત્તે ચિન્તન કરવા લાગ્યો અર્થાત્ પિતાએ બ્રહ્મનું જે લક્ષણ આપ્યું તે લક્ષણને એકચિત્તે વિચાર્યું ॥૧॥

॥ इति प्रथमोऽनुवाकः ॥

---

## ॥ अथ द्वितीयोऽनुवाकः ॥

**अन्नं ब्रह्मेति व्यजानात् । अन्नाद् हि एव खलु इमानि भूतानि जायन्ते अन्नेन जातानि जीवन्ति, अन्नं प्रयन्ति अभिसंविशन्ति इति ।**

हि=કેમકે अन्नाद् एव=અન્નથી જ खलु=નિશ્ચય इमानि=આ તમામ भूतानि=પ્રાણીઓ जायन्ते=જન્મે છે. जातानि=જન્મેલાં अन्नेन=અન્નથી જ जीवन्ति=જીવે છે તથા प्रयन्ति=મરતાં अन्नं=અન્નમાં-પૃથ્વીમાં જ अभिसंविशन्ति=પ્રવેશ કરે છે इति=આથી અન્ન બ્રહ્મ છે.

અન્ન બ્રહ્મ છે એમ જાણ્યું. કેમકે અન્નથી જ નિશ્ચય આ તમામ પ્રાણીઓ જન્મે છે. જન્મેલાં અન્નથી જ જીવે છે તથા મરતાં અન્નમાં જ પ્રવેશ કરે છે–તેથી અન્ન બ્રહ્મ છે.

**तद् विज्ञाय पुनरेव वरुणं पितरं उपससार अधीहि भगवः। ब्रह्म इति । तं ह उवाच–तपसा ब्रह्म विजिज्ञासस्व, तपो ब्रह्म इति। स तपः अतप्यत, सः तपः तप्त्वा–**

तत्=તેને विज्ञाय=જાણીને–અન્નને બ્રહ્મ જાણીને તે पुनः=ફરીથી एव=નિશ્ચય पितरं=પિતા वरुणं=વરુણની उपससार=પાસે પહોંચ્યો અને इति=આમ કહ્યું કે भगवः=હે ભગવન્! મને ब्रह्म=બ્રહ્મનો अधीहि=ઉપદેશ કરો. तं=તે ભૃગુને ह=પ્રસિદ્ધ વરુણે उवाच–इति=આમ કહ્યું तपसा=તપથી ब्रह्म=બ્રહ્મને विजिज्ञासस्व=જાણવાની ઇચ્છા કર तपः=તપ જ ब्रह्म=બ્રહ્મ છે–બ્રહ્મજ્ઞાનનું સાધન છે. स=તેણે तपः=તપ अतप्यत=તપ્યું स=તેણે तपः=તપ तप्त्वा=તપીને.

તેને જાણીને તે ફરીથી નિશ્ચય પિતા વરુણ પાસે ગયો. અને આમ કહ્યું કે હે ભગવન્! મને બ્રહ્મનો ઉપદેશ કરો. તે ભૃગુને તે પ્રસિદ્ધ વરુણે કહ્યું કે તપથી બ્રહ્મને જાણવાને ઈચ્છ, તપ જ બ્રહ્મ છે. તેણે તપ તપ્યું. તેણે તપ તપીને–

આ વિચારને અંતે તે નિર્ણય ઉપર આવ્યો કે અન્ન જ બ્રહ્મ છે! કેમકે બ્રહ્મનું જે જગજ્જન્માદિ લક્ષણ છે તે તેને અન્નમાં બંધ બેસતું લાગ્યું. દુનિયામાં પ્રત્યક્ષ જ છે કે અન્નમાંથી જ પ્રાણીઓ જન્મે છે. અન્ન વડે જ જીવે છે અને અન્નમાં જ છેવટે લીન થાય છે! આમ વિચાર કરીને–નિશ્ચય કરીને તે અન્નને બ્રહ્મ જાણવા લાગ્યો! પણ તેને આ વિચારથી મનનું સમાધાન ન થયું. જ્યાં સુધી અસત્ય હોય છે ત્યાં સુધી સત્યાત્માને કળ વળતી નથી! તેના હૃદયમાં શંકા ઉઠી કે અન્નમાં યદ્યપિ આ લક્ષણ ઉપર ઉપરથી તો બંધબેસતું ભાસે છે પણ અન્ન સ્વયં કાર્યરૂપ છે કેમકે તે તો જન્મે છે! તો જે કાર્યરૂપ હોય તે નિરતિશય કારણરૂપ કેવી રીતે બની શકે? માટે આમાં કાંઇ–મારી સમજમાં ઘોટાળો છે! આથી તેણે ફરીથી સમાધાન રહિત હૃદયે પિતા પાસે આવીને પહેલાનો જ પ્રશ્ન કર્યો. પિતાએ જાણ્યું કે પુત્ર સ્વયમેવ વિચાર કરે છે! પણ તેના હૃદયમાં હજી સમાધાન નથી. બ્રહ્મ કોઈના ઉપદેશથી જણાતું નથી. સ્વાનુભવથી જણાય છે. અને એને માટે જાતનો નીતરો વિચાર જ ઉપયોગી છે! આથી પિતાએ તેને એક જ ઉ[illegible] આપ્યો! [illegible] વાને

ધ્રરુ૭. તપ જ બ્રહ્મ છે! અર્થાત્ અહીં બ્રહ્મવિજ્ઞાનમાં તપ જ મુખ્ય સાધન છે એમ શ્રુતિનો સબાર ઉલ્લેખ છે! "तपि आलोचने"=તપ ધાતુ આલોચન -ચોમેરથી પૂરા વિચારના અર્થમાં છે! અર્થાત્ યોગમય હૃદયની વિચારણા એ જ તપ છે! ચિત્તની એકાગ્રતા એ સર્વશ્રેષ્ઠ તપ છે! એ યોગશાસ્ત્ર વિહિત ચિત્તની પરમ એકાગ્રતામાં પરમાત્માનું દર્શન થાય છે! આથી દરેક સાધકે એકાગ્રતા કેળવવા યથાવકાશ યોગની ઉપાસના કરવી રહી. ભૃગુનું વારંવાર પિતા પાસે જવું અને પિતાનું વારંવાર એકની એક જ વાતનું કહેવું-એ એમ સૂચવે છે કે જ્યાં સુધી હૃદયનું સ્વયં સમાધાન ન થાય ત્યાં સુધી અનિર્વિણ્ણતાથી યોગની-ચિત્તની એકાગ્રતાપૂર્વક વિચારણા કરવી. ભગવાને શ્રીમુખે કહ્યું છે કે-तत् स्वयं योगसंसिद्धः कालेन आत्मनि विन्दते= માણસ જ્યારે યોગથી યોગ્ય અધિકારી બને છે ત્યારે એની મેળે-વિના ઇતર પ્રયત્ને કાલક્રમે તે પરમાનન્દ સ્વરૂપ પરમાત્માને હૃદયમાં પામે છે! આથી દરેક સાધકે યોગનો અનિર્વિણ્ણ ચિત્તે આસમાધાન અભ્યાસ કરવો એ સૂચિત થાય છે! ॥ ૨ ॥

॥ इति द्वितीयोऽनुवाकः ॥

---

## ॥ अथ तृतीयोऽनुवाकः ॥

**प्राणो ब्रह्मेति व्यजानात् । प्राणात् हि एव खलु इमानि भूतानि जायन्ते, प्राणेन जातानि जीवन्ति, प्राणं प्रयन्ति अभिसंविशन्ति इति ।**

प्राणः=પ્રાણ ब्रह्म=બ્રહ્મ છે इति=એમ व्यजानात्=જાણ્યું हि=કેમકે प्राणात्-एव=પ્રાણમાંથી જ खलु=નિશ્ચય इमानि=આ તમામ भूतानि=પ્રાણીઓ जायन्ते=જન્મે છે.जातानि=જન્મેલાં प्राणेन=પ્રાણથી જ जीवन्ति=જીવે છે અને प्रयन्ति=મરતાં प्राणं=પ્રાણમાં જ अभिसंविशन्ति=પ્રવેશ કરે છે. इति=આથી પ્રાણ બ્રહ્મ છે.

તેણે પ્રાણ બ્રહ્મ છે એમ જાણ્યું. કેમકે પ્રાણથી જ નિશ્ચય આ તમામ પ્રાણીઓ જન્મે છે, જન્મેલાં પ્રાણથી જ જીવે છે અને મરતાં પ્રાણમાં જ પ્રવેશ કરે છે. આથી પ્રાણ બ્રહ્મ છે.

**तद् विज्ञाय, पुनरेव वरुणं पितरं उपससार, अधीहि भगवः! ब्रह्मेति। तं ह उवाच-तपसा ब्रह्म विजिज्ञासस्व। तपो ब्रह्म इति। स तपः अतप्यत। स तपस्तप्त्वा ॥**

तत्=तेने-प्राणने विज्ञाय=બ્રહ્મ જાણીને તે पुनः=ફરીથી एव=નિશ્ચય पितरं=પિતા वरुणं=વરુણની उपससार=પાસે આવ્યો અને इति=એમ કહ્યું કે भगवः=હે ભગવન્! મને ब्रह्म=બ્રહ્મનો अधीहि=ઉપદેશ કરો. तं=તે ભૃગુને ह=પ્રસિદ્ધ વરુણે इति=આમ उवाच=કહ્યું કે तपसा=તપથી ब्रह्म=બ્રહ્મને विजिज्ञासस्व=જાણવાની ઈચ્છા કર. तपः=તપ ब्रह्म=બ્રહ્મ છે. सः=તેણે तपः=તપ अतप्यत=તપ્યું. स=તેણે तपः=તપ तप्त्वा=તપીને.

તેને બ્રહ્મ જાણીને તે ફરીથી નિશ્ચય પિતા વરુણ પાસે પહોંચ્યો અને આમ કહ્યું કે હે ભગવન્! મને બ્રહ્મનો ઉપદેશ કરો. તેને પ્રસિદ્ધ વરુણે એમ કહ્યું કે તપથી બ્રહ્મને જાણવાને ઈચ્છ. તપ જ બ્રહ્મ છે, તેણે તપ તપ્યું. તેણે તપ તપીને-

અન્નને બ્રહ્મ જાણીને સંતોષ ન થવાથી અન્નમયકોશને ત્યાગી-જ્ઞાનપૂર્વક દેહાત્મભાવ ટાળીને, અધિકારી પુત્રે વિચારબળે પ્રાણને બ્રહ્મ જાણ્યો! તેને પ્રાણમાં જ તત્કાળને માટે બ્રહ્મના લક્ષણનો સમન્વય જણાયો. પણ પ્રાણમય કોશ પણ અન્નમય કોશની માફક આલ કોટિમાં-પ્રકૃતિ પક્ષમાં પડતો હોઈને તેને આત્મા પ્રાણથી જુદો લાગ્યો. એટલે ફરીથી તે ગુરુ=પિતા પાસે દોડયો. પિતાએ ફરી તપનો આશ્રય લેવા કહ્યો. પુત્ર પાછો વિચાર કરવા લાગ્યો.

॥ इति तृतीयोऽनुवाकः ॥

---

## ॥ अथ चतुर्थोऽनुवाकः ॥

**मनो ब्रह्मेति व्यजानात्। मनसः हि एव खलु इमानि भूतानि जायन्ते, मनसा जातानि जीवन्ति, मनः प्रयन्ति अभिसंविशन्ति इति।**

मनः=મન ब्रह्म=બ્રહ્મ છે इति=એમ व्यजानात्=જાણ્યું हि=કેમકે मनसः=મનમાંથી एव=જ खलु=ખરે इमानि=આ भूतानि=ચારે પ્રકારનાં પ્રાણીઓ जायन्ते=જન્મે છે मनसा=મનથી जातानि=જન્મેલાં जीवन्ति=જીવે છે प्रयन्ति=જતાં એવાં मनः=મનમાં જ अभिसंविशन्ति=પ્રવેશે છે-इति

મન બ્રહ્મ છે એમ જાણ્યું. કેમકે મનમાંથી નિશ્ચય આ તમામ પ્રાણીઓ જન્મે છે. મનથી જ જન્મેલાં જીવે છે. અને મનમાં જ મરતાં પ્રવેશ કરે છે તેથી મન બ્રહ્મ છે.

**तत् विज्ञाय, पुनरेव वरुणं पितरं उपससार अधीहि भगवः ! ब्रह्मेति । तं ह उवाच-तपसा ब्रह्म विजिज्ञासस्व, तपः ब्रह्मेति । सः तपः अतप्यत, स तपः तप्त्वा ।**

तत्=तेने બ્રહ્મ विज्ञाय=જાણીને, पुनः=ફરીથી एव=નિશ્ચય તે पितरं= પિતા वरुणं=વરુણની उपससार=પાસે પહોંચ્યો. અને इति=એમ કહ્યું કે भगवः=હે ભગવન્ ! મને ब्रह्म=બ્રહ્મનો अधीहि=ઉપદેશ કરો. तं=તેને ह=તે પ્રસિદ્ધ વરુણે उवाच=કહ્યું तपसा=તપથી ब्रह्म=બ્રહ્મને विजिज्ञासस्व=જાણવાને ઇચ્છ. तपः=તપ જ ब्रह्म=બ્રહ્મ છે इति=એમ सः=તેણે तपः=તપ अतप्यत= તપ્યું सः=તેણે तपः=तप्त्वा=તપીને.

તેને બ્રહ્મ જાણીને ફરીથી નિશ્ચય તે પિતા વરુણની પાસે પહોંચ્યો અને આમ કહ્યું કે હે ભગવન્ ! મને બ્રહ્મનો ઉપદેશ કરો. તેને તે પ્રસિદ્ધ વરુણે કહ્યું કે તપથી બ્રહ્મ જાણવાને ઇચ્છ. તપ જ બ્રહ્મ છે. તેણે તપ તપ્યું. તેણે તપ તપીને-

અન્નમય અને પ્રાણમય ભૂમિકાને જ્ઞાનબળે=વિચારબળે વટાવી ભૃગુ મનોમય ભૂમિકામાં આવી પહોંચ્યો. તેને વિચાર કરતાં મનમાં જ સર્જનાદિની શક્તિ લાગી આથી તે મન જ બ્રહ્મ છે. એમ નિશ્ચયવાળો થયો. પણ "મન બ્રહ્મ છે" એ નિશ્ચય પણ તેને અવિવેકવિદ્ધ લાગ્યો ! મન તો સાધન છે. અને સાધન પ્રકૃતિના પક્ષમાં પડેલું છે. આથી મન પણ આત્મગ્રાહ્ય હોવાથી બ્રહ્મ હોઈ શકતું નથી. એટલે તે પાછો પિતા પાસે પહોંચ્યો અને તપનો જ આશ્રય લેવાનું ફરમાન સાંભળી પાછો તપમાં મશગૂલ થયો ! ૪

॥ इति चतुर्थोऽनुवाकः ॥

---

## ॥ अथ पञ्चमोऽनुवाकः ॥

**विज्ञानं ब्रह्मेति व्याजानात् । विज्ञानाद् हि एव खलु इमानि भूतानि जायन्ते । विज्ञानेन जातानि जीवन्ति, विज्ञानं प्रयन्ति अभिसंविशन्ति इति ।**

विज्ञानं=વિજ્ઞાન-વિજ્ઞાનમય આત્મા ब्रह्म=બ્રહ્મ છે इति=એમ व्याजानात्=તેણે જાણ્યું. हि=કેમકે विज्ञानात्=વિજ્ઞાનમાંથી एव=જ खलु=નિશ્ચય इमानि=આ

समस्त भूतानि=પ્રાણીઓ जायन्ते=જન્મે છે विज्ञानेन=વિજ્ઞાનથી જ जातानि=જન્મેલાં जीवन्ति=જીવે છે અને प्रयन्ति=મરતાં विज्ञानं=વિજ્ઞાનમાંજ अभिसंविशन्ति=પ્રવેશે છે इति=આથી વિજ્ઞાન બ્રહ્મ છે.

વિજ્ઞાન બ્રહ્મ છે એમ જાણ્યું. કેમકે વિજ્ઞાનમાંથી જ નિશ્ચય આ સમસ્ત પ્રાણીઓ જન્મે છે. જન્મેલાં વિજ્ઞાનથી જ જીવે છે અને મરતાં વિજ્ઞાનમાં જ પ્રવેશ કરે છે. આથી વિજ્ઞાન બ્રહ્મ છે.

**तद् विज्ञाय पुनरेव वरुणं पितरं उपससार। अधीहि भगवः! ब्रह्मेति। तं ह उवाच-तपसा ब्रह्म विजिज्ञासस्व, तपो ब्रह्मेति। सः तपः अतप्यत। स तपस्तप्त्वा।–**

तत्=તે વિજ્ઞાનને બ્રહ્મ विज्ञाय=જાણીને पुनः=ફરીથી एव=નિશ્ચય તે पितरं=પિતા वरुणं=વરુણની उपससार=પાસે પહોંચ્યો અને इति=આમ કહ્યું કે भगवः=હે ભગવન્! મને ब्रह्म=બ્રહ્મનો अधीहि=ઉપદેશ કરો. तं-તે ન ह=તે પ્રસિદ્ધ વરુણે इति=આમ उवाच=કહ્યું. तपसा=તપથી ब्रह्म=બ્રહ્મને विजिज्ञासस्व જાણવાને ઇચ્છ तपः=તપ ब्रह्म=બ્રહ્મ છે. सः=તેણે तपः=તપ अतप्यत=તપ્યું सः=તે तपः=તપ तप्त्वा=તપીને–

તે વિજ્ઞાનને બ્રહ્મ જાણીને તે ફરીથી નિશ્ચય પિતા વરુણની પાસે પહોંચ્યો અને આમ કહ્યું કે હે ભગવન્! મને બ્રહ્મનો ઉપદેશ કરો. તેને તે પ્રસિદ્ધ વરુણે કહ્યું કે તપથી બ્રહ્મને જાણવા ઈચ્છ. તપ બ્રહ્મ છે. તેણે તપ તપ્યું. તેણે તપ તપીને—

અન્નમય-પ્રાણમય અને મનોમય કોશની ભૂમિકાને વટાવી ભૃગુનું આત્મપક્ષી વિજ્ઞાનમય કોશની સીમામાં આવ્યું. વિજ્ઞાનમાં બ્રહ્મલક્ષણનો સમન્વય તેને ભાસ્યો! પણ ત્યાંથી પણ પેલાં તપોબળે જ તેને પાછો ફેરવ્યો! વિજ્ઞાન એટલે બુદ્ધિ. બુદ્ધિ યદ્યપિ શરીરાદિથી ઉચ્ચતમ છે છતાં તે પ્રકૃતિનું જ બાળક છે! અને આથી જડ છે. અને આથી જ ચેતન આત્મા સાથે તેને સહિયારાં ન હોઈ શકે. એટલે તેને બુદ્ધિના પ્રદેશમાં પણ ચેન ન પડ્યું. હૃદયની કળ ન વળી. "હાશ" એવી કૃતકૃત્યતાની લાગણી ન સ્ફુરી એટલે એણે પુનઃ પિતાનો પાલવ પકડ્યો! પિતાએ તેને વળી તે જ આદેશ સંભળાવ્યો! ખંતીલા અને ઉદ્યોગી પુત્રે પિતાના આદેશાનુસાર હવે છેવટનું મહાતપ તપ્યું. ॥ ५ ॥

॥ इति पञ्चमोऽनुवाकः ॥

## ॥ अथ षष्ठोऽनुवाकः ॥

आनन्दो ब्रह्मेति व्यजानात् । आनन्दाद् हि एव खलु इमानि भूतानि जायन्ते, आनन्देन जातानि जीवन्ति, आनन्दं प्रयन्ति अभिसंविशन्ति इति ।

आनन्दः=આનન્દમય આત્મા ब्रह्म=બ્રહ્મ છે. इति=એમ व्यजानात्=જાણ્યું. हि=કેમકે आनन्दात्=આનન્દમાંથી एव=જ खलु=નિશ્ચય इमानि=આ સમસ્ત भूतानि=પ્રાણીઓ जायन्ते=જન્મે છે. आनन्देन=આનન્દથી जातानि=જન્મેલાં जीवन्ति=જીવે છે અને प्रयन्ति=મરતાં आनन्दं=આનન્દમાં જ अभिसंविशन्ति=પ્રવેશે છે इति=આથી આનન્દ બ્રહ્મ છે.

આનન્દમય આત્મા બ્રહ્મ છે, એમ જાણ્યું. કેમકે આનન્દમાંથી જ નિશ્ચય આ સમસ્ત પ્રાણીઓ જન્મે છે. આનન્દથી જન્મેલાં જીવે છે. અને મરતાં આનન્દમાં જ લીન થાય છે તેથી આનન્દમય આત્મા બ્રહ્મ છે.

सा एषा भार्गवी वारुणी विद्या, परमे व्योमन् प्रतिष्ठिता । य एवं वेद प्रतितिष्ठति । अन्नवान् अन्नादो भवति । महान् भवति प्रजया पशुभिः ब्रह्मवर्चसेन । महान् कीर्त्या ।

सा=તે एषा=આ भार्गवी=ભૃગુને वारुणी=વરુણે ઉપદેશેલી विद्या=વિદ્યા परमे=સૌથી ઊંચા व्योमन्=આનન્દમય બ્રહ્મમાં प्रतिष्ठिता=પ્રતિષ્ઠિત થયેલી છે. यः=જે एवं=આ પ્રકારે આનન્દમય બ્રહ્મને वेद=જાણે છે. તે प्रतितिष्ठति=પ્રતિષ્ઠાવાળો થાય છે. अन्नवान्=અન્નવાળો તથા अन्नादः=અન્નને ખાનાર-સ્વસ્થ भवति=થાય છે. प्रजया=પુત્રપૌત્ર આદિ પ્રજાથી पशुभिः=પશુઓથી ब्रह्मवर्चसा=બ્રહ્મવર્ચસથી=વિદ્યાતેજથી महान्=મહાન भवति=થાય છે તથા कीर्त्या=કીર્તિથી=યશથી महान्=મહાન થાય છે.

તે આ ભૃગુને વરુણે ઉપદેશેલી વિદ્યા, પરમ વ્યોમ-આનન્દમય બ્રહ્મમાં પ્રતિષ્ઠિત થયેલી છે. જે આમ જાણે છે તે પ્રતિષ્ઠાવાળો થાય છે. અન્નવાન્ અને અન્નાદ થાય છે. પ્રજા-પશુ-વિદ્યાતેજથી મહાન થાય છે તથા કીર્તિથી મહાન થાય છે.

આમ અન્નમય-પ્રાણમય-મનોમય અને વિજ્ઞાનમય ભૂમિકાથી આગળ વધેલો ભૃગુ, હૃદયની કેવળ અવસ્થામાં આવી પહોંચ્યો ! અને હૃદયમાં તો તે રસરાજ રહે છે ! એટલે સ્વરૂપભૂત જે આનન્દ તે આનન્દ તેને ત્યાં લાગ્યો !

આ નિષ્કારણ આનન્દ જ તેને બ્રહ્મ જણાયો. અને તેને તેમાં બ્રહ્મનું પૂર્ણ લક્ષણ અનુગત લાગ્યું. આ અવસ્થા આવતાં જ તેનું હૃદય સમાધાનમય બની ગયું. તેને સ્વયં ખાત્રી થઈ ગઈ કે આજ તત્ત્વ છે! અને મીઠાંની પુતળી સમુદ્રમાં જતાં જેમ સમુદ્રમય થઇ જાય તેમ ભૃગુ તન્મય થઈ ગયો! એટલે તે જાતે કશું પિતાને કહેવા યે ન આવ્યો! કેમકે તે ધામમાં ગયેલો પાછો ફરતો નથી એવું ભગવાનનું વચન છે! એટલે તે ધામને પામેલો ત્યાં શું છે એ કહેવા કેમ પાછો ફરે? આથી હવે શ્રુતિ જ ભૃગુને બદલે આ પરમાનન્દ સ્વરૂપ વિદ્યાનો ઉપસંહાર કરતાં, સાધક માત્રને, આત્મા ક્યાં છે એનો સ્પષ્ટ નિર્દેશ કરતાં કહે છે કે તે આ ભાર્ગવી વારુણી વિદ્યા "પરમ વ્યોમ" માં પ્રતિષ્ઠિત છે! તે પરમ=સૌથી શ્રેષ્ઠ હૃદયાકાશમાં રહે છે! અર્થાત્ બ્રહ્મસ્વરૂપ આત્મા હૃદયવાસી છે! જે આમ જાણે છે તે જાતે પણ તેમાં–આત્મામાં અચ્યુતભાવે સ્થિર થયેલો હોઇને દુનિયામાં ખૂબ જ આબરૂદાર બને છે! અન્નવાળો અને અન્નાદ થાય છે. પુત્રપૌત્રાદિ પ્રજાપશુધન અને બ્રહ્મવિદ્યાજન્ય વર્ચસથી યુક્ત થાય છે! મહાન થાય છે-કીર્તિની દૃષ્ટિએ! કેમકે આત્મજ્ઞાનીની કીર્તિ તો ભગવાનની કીર્તિ છે!

॥ इति षष्ठोऽनुवाकः ॥

---

## ॥ अथ सप्तमः अनुवाकः ॥

**अन्नं न निन्द्यात् । तद् व्रतम् । प्राणः वा अन्नम् । शरीरं अन्नादम् । प्राणे शरीरं प्रतिष्ठितम् । शरीरे प्राणः प्रतिष्ठितः तद् एतत् अन्नं अन्ने प्रतिष्ठितम् । स य एतत् अन्नं अन्ने प्रतिष्ठितं वेद प्रतितिष्ठति । अन्नवान् अन्नादो भवति । महान् भवति प्रजया पशुभिः ब्रह्मवर्चसेन महान् कीर्त्या ।**

अन्नं=અન્નને न निन्द्यात्=ન નિન્દે तद्=તે व्रतम्=નિયમ છે. प्राणः=પ્રાણ वा=નિશ્ચય अन्नं=અન્ન છે. शरीरं=શરીર अन्नादं=અન્નને ખાનારું છે. प्राणे=પ્રાણમાં शरीरं=શરીર प्रतिष्ठितम्=પ્રતિષ્ઠિત છે. शरीरे=શરીરમાં प्राणः=પ્રાણ प्रतिष्ठितः=પ્રતિષ્ઠિત છે. तत्=તે एतत्=આ अन्नं=અન્ન अन्ने=અન્નમાં प्रतिष्ठित પ્રતિષ્ઠિત છે. यः=જે एतत्=આ अन्नं=અન્નને अन्ने=અન્નમાં प्रतिष्ठितं=

પ્રતિષ્ઠિત વેદ=જાણે છે સઃ=તે અન્નવાન્=અન્નવાળો અને અન્નાદઃ=અન્નને ખાનાર–સ્વસ્થ ભવતિ=થાય છે. પ્રજયા...=પ્રજા, પશુઓ અને વિદ્યાતેજથી મહાન્=મહાન ભવતિ=થાય છે. મહાન્=મહાન થાય છે કીર્ત્યા=કીર્તિથી.

અન્નને ન નિંદે તે વ્રત છે. પ્રાણ નિશ્ચય અન્ન છે. શરીર અન્નને ખાનારૂં છે. પ્રાણમાં શરીર પ્રતિષ્ઠિત છે. શરીરમાં પ્રાણ પ્રતિષ્ઠિત છે. તે આ અન્ન અન્નમાં પ્રતિષ્ઠિત છે. જે આ અન્નને અન્નમાં પ્રતિષ્ઠિત જાણે છે તે પ્રતિષ્ઠાવાળો થાય છે. અન્નવાળો અને અન્નને ખાનારો બને છે. પ્રજા, પશુઓ અને વિદ્યાતેજે તથા કીર્તિએ મહાન થાય છે.

આમ બ્રહ્મવિદ્યા ફલસહિત ઉપદેશી. પરમાત્મવિષયક જ્ઞાન સંપૂર્ણપણે કહ્યું. હવે અવશિષ્ટ ગ્રંથમાં કેટલીક જીવનોપયોગી વાતનો પહેલાં ઉલ્લેખ કરે છે. આ જીવનમાં માણસે કૃતજ્ઞ થવું ઘટે, કેમકે ધૂળના કણનો પણ તેના ઉપર ઉપકાર છે। આથી જે શરીરાદિએ તેને પરમ આનન્દની પ્રાપ્તિમાં મદદ કરી તે શરીરાદિના પોષક તત્ત્વ તરફ માણસે સદા કૃતજ્ઞભાવે વર્તવું રહ્યું. આ કૃતજ્ઞતાનો ઉલ્લેખ કરતાં કહે છે કે અન્નને ન નિન્દે। એ માણસનું વ્રત–નિયમ હોવો ઘટે. પ્રાણ નિશ્ચય અન્ન છે અને એ પ્રાણરૂપી અન્નને ખાઇને જીવતું શરીર એ અન્નને ખાનારું છે। પ્રાણમાં શરીર અને શરીરમાં પ્રાણ પ્રતિષ્ઠિત છે। આમ પ્રાણ અને શરીર પરસ્પરના ઉપકારક છે. અને તે બન્ને અન્નમય છે. આથી અન્નમાં અન્નને રહેલું જાણવું. જે આ જાણે છે તે અન્નનું જીવનમાં રહસ્ય જાણે છે. તેને મૂળમાં કહેલું ફળ મળે છે.

॥ इति सप्तमोऽनुवाकः ॥

---

## ॥ अथ अष्टमोऽनुवाकः ॥

अन्नं न परिचक्षीत । तद्व्रतम् । आपो वा अन्नम् । ज्योति-
अन्नादम् । अप्सु ज्योतिः प्रतिष्ठितम् । ज्योतिषि आपः प्रतिष्ठिताः
तद् एतद् अन्नं अन्ने प्रतिष्ठितम् । स य एतद् अन्नं अन्ने प्रतिष्ठितं
वेद प्रतितिष्ठति । अन्नवान् अन्नादः भवति । महान् भवति प्रजया
पशुभिः ब्रह्मवर्चसेन । महान् कीर्त्या ।

अन्नं = અન્નની न परिचक्षीत=ટીકા કરે. तद्व्रतम्=એ નિયમ છે. आपः= પાણી वा=નિશ્ચય अन्नम्=અન્ન છે. ज्योतिः = તેજ अन्नादं=અન્નને ખાનારું છે. अप्सु=પાણીમાં ज्योतिः=તેજ प्रतिष्ठितम्=પ્રતિષ્ઠિત છે ज्योतिषि=તેજમાં आपः= પાણી प्रतिष्ठिताः=પ્રતિષ્ઠિત છે. तत्=તે एतत् = આ अन्नं = અન્ન अन्ने = અન્નમાં प्रतिष्ठितम् = પ્રતિષ્ઠિત છે. यः=જે एतत् = આ अन्नं=અન્નને अन्ने= અન્નમાં प्रतिष्ठितं=પ્રતિષ્ઠિત वेद=જાણે છે सः = તે प्रतितिष्ठति=પ્રતિષ્ઠિત થાય છે. अन्नवान्...कीर्त्या = અન્નવાન અને અન્નાદ થાય છે. પ્રજા, પશુ, વિદ્યાતેજ અને કીર્તિએ મહાન થાય છે.

અન્નની ટીકા ન કરે. તે નિયમ છે. પાણી નિશ્ચય અન્ન છે. તેજ અન્નાદ છે. પાણીમાં તેજ પ્રતિષ્ઠિત છે. તેજમાં પાણી પ્રતિષ્ઠિત છે. તે આ અન્ન અન્નમાં પ્રતિષ્ઠિત છે. જે આ અન્નને અન્નમાં પ્રતિષ્ઠિત જાણે છે તે પ્રતિષ્ઠિત જાણે છે તે પ્રતિષ્ઠિત થાય છે. અન્નવાન અને અન્નાદ થાય છે. પ્રજા, પશુ, વિદ્યા તેજ અને કીર્તિએ મહાન થાય છે.

અન્નની ટીકા ન કરે! કેમકે તે વ્રત છે! અર્થાત્ મનુષ્યે અન્નદેવની કદી ટીકા ન કરવી ઘટે એવું તેનું વ્રત હોવું ઘટે. આમ કહી પાણી અને તેજમાં અન્ન અને અન્નાદભાવનું આરોપણ કરે છે. તેને આગલા અનુવાકના શરીર અને અન્નની માફક જ વ્યાખ્યાત સમજવું.

॥ इति अष्टमोऽनुवाकः ॥

---

## ॥ अथ नवमोऽनुवाकः ॥

अन्नं बहु कुर्वीत। तद्व्रतम्। पृथिवी वा अन्नम्। आकाशः अन्नादः पृथिव्यां आकाशः प्रतिष्ठितः। आकाशे पृथिवी प्रतिष्ठिता। तद् एतद् अन्नं अन्ने प्रतिष्ठितम्। स य एतत् अन्नं अन्ने प्रतिष्ठितं वेद प्रतितिष्ठति अन्नवान् अन्नादो भवति। महान् भवति प्रजया पशुभिः ब्रह्मवर्चसेन। महान् कीर्त्या।

बहु=પુષ્કળ अन्नं=અન્ન कुर्वीत = સંપાદિત કરે. तद्व्रतम्=તે નિયમ છે. पृथिवी = પૃથિવી वा = નિશ્ચય अन्नं=અન્ન છે. आकाशः=આકાશ अन्नादः = અન્નાદ છે. पृथिव्यां=પૃથિવીમાં आकाशः=આકાશ प्रतिष्ठितः=પ્રતિષ્ઠિત છે.

आकाशे=આકાશમાં पृथिवी=પૃથિવી प्रतिष्ठिता=પ્રતિષ્ઠિત છે. तत्=તે एतत्=આ अन्नं=અન્ન अन्ने=અન્નમાં प्रतिष्ठितम्=પ્રતિષ્ઠિત છે. यः=જે एतत्=આ अन्नं=અન્નને अन्ने=અન્નમાં प्रतिष्ठितं=પ્રતિષ્ઠિત वेद=જાણે છે स=તે प्रतितिष्ठति=પ્રતિષ્ઠિત થાય છે अन्नवान्...कीर्त्या=અન્નવાન અને અન્નાદ થાય છે પ્રજાએ પશુઓએ વિદ્યાતેજે અને કીર્તિએ મહાન થાય છે.

પુષ્કળ અન્ન ઉત્પન્ન કરે તે વ્રત છે. પૃથિવી નિશ્ચય અન્ન છે. આકાશ અન્નાદ છે. પૃથિવીમાં આકાશ પ્રતિષ્ઠિત છે. આકાશમાં પૃથિવી પ્રતિષ્ઠિત છે. તે આ અન્ન અન્નમાં પ્રતિષ્ઠિત છે. જે આ અન્નને અન્નમાં પ્રતિષ્ઠિત જાણે છે તે પ્રતિષ્ઠિત થાય છે. અન્નવાન અને અન્નાદ થાય છે. પ્રજા, પશુ, વિદ્યાતેજ અને કીર્તિએ મહાન થાય છે.

સમજુ માણસે બહુ અન્નનો સંગ્રહ કરવો જોઇએ એમ કહી પૃથિવી અને આકાશમાં અન્ન અને અન્નાદ ભાવ કલ્પી તેનું જેને જ્ઞાન છે તેનું ફળ વર્ણવે છે તે મૂળમાં જોવું.

॥ इति नवमोऽनुवाकः ॥

---

## ॥ अथ दशमोऽनुवाकः ॥

**न कंचन वसतौ प्रत्याचक्षीत। तद्व्रतम्। तस्मात् यया कया च विधया बह्वन्नं प्राप्नुयात्। अराधि अस्मै अन्नं इति आचक्षते।**

कंचन=કોઇને પણ वसतौ=રહેવાને માટે न प्रत्याचक्षीत=ન નકારે तद्व्रतम्=એ નિયમ છે. तस्मात्=તેથી यया कया च विधया=જે કોઈ પણ ઉપાયે बह्वन्नं=પુષ્કળ અન્નને प्राप्नुयात्=પ્રાપ્ત કરે. अस्मै આને માટે अन्नं=અન્ન अराधि=પ્રસન્ન છે इति=એમ आचक्षते=કહે છે.

કોઈ પણ અતિથિને વસવા માટે ના ન પાડે એ નિયમ છે. આથી જે તે કોઈપણ ઉપાયે ગૃહસ્થ પુષ્કળ અન્નને પ્રાપ્ત કરે. એવા પુષ્કળ અન્નવાળાને "આના ઉપર અન્ન પ્રસન્ન છે" એમ લોકો કહે છે.

**एतद् वै मुखतः अन्नं राद्धम्, मुखतः अस्मै अन्नं राध्यते। एतत् वै मध्यतः अन्नं राद्धम् मध्यतः अस्मै अन्नं राध्यते। एतद् वै अन्ततः अन्नं राद्धम् अन्ततः अस्मै अन्नं राध्यते। य एवं वेद।**

જેના વડે वै=નિશ્ચય मुखतः=ઉત્તમ પ્રકારે एतत्=આ अन्नं=અન્ન राद्धं=સધાયું છે अस्मै=એને मुखतः=ઉત્તમ પ્રકારે अन्नं=અન્ન राध्यते= સિદ્ધ થાય છે. જેના વડે वै-નિશ્ચય मध्यतः=મધ્યમ પ્રકારે अन्नं=અન્ન राद्धं= સધાયું છે अस्मै=એને मध्यतः=મધ્યમ પ્રકારે अन्नं=અન્ન राद्धते=સિદ્ધ થાય છે. જેના વડે वै=નિશ્ચય अन्ततः=કનિષ્ઠ પ્રકારે अन्नं=અન્ન राद्धं= સધાયું છે अस्मै=એને अन्ततः=કનિષ્ઠ પ્રકારે अन्नं=અન્ન राध्यते=સિદ્ધ થાય છે. यः=જે एवं=આમ वेद=જાણે છે તેને તે ફળ મળે છે.

જે નિશ્ચય ઉત્તમ પ્રકારે આ અન્ન સાધે છે તેને ઉત્તમ પ્રકારે અન્ન મળે છે. જે નિશ્ચય મધ્યમ પ્રકારે અન્ન સાધે છે તેને મધ્યમ પ્રકારે અન્ન મળે છે. જે નિશ્ચય અધમ પ્રકારે અન્ન સાધે છે તેને અધમ પ્રકારે અન્ન મળે છે. જે આ જાણે છે તેને આ ફળ મળે છે.

હવે અતિથિ પૂજનનું વિધાન કરતાં કહે છે કે ઘરે આવેલા કોઈ અતિથિને વસવા ના ન પાડે. કેમકે એ સામાજિક જીવનનો કલ્યાણી નિયમ છે। આવા સમજુ માણસે અતિથિને માટે પણ પુષ્કળ અન્ન પ્રાપ્ત કરવું. કેમકે અન્નસમૃદ્ધની લોકમાં મહાન કીર્તિ થાય છે। આમ અન્નનું જીવનમાં સર્વોત્તમ મૂલ્યાંકન કરી અન્નદાતાને પોતાની ભાવનાનુસાર અન્નદાનનું ફળ મળે છે એમ બતાવે છે.

**क्षेम इति वाचि। योगक्षेम इति प्राणापानयोः। कर्मेति हस्तयोः। गतिरिति पादयोः। विमुक्तिरिति पायौ। इति मानुषीः समाज्ञाः।**

क्षेम=ક્ષેમ પ્રાપ્તનું રક્ષણ इति=એમ वाचि=વાણીમાં, योगक्षेम= યોગ અને ક્ષમ इति=એમ प्राणापानयोः=પ્રાણ અને અપાનમાં, कर्म=કર્મ इति=એમ हस्तयोः=હાથમાં गति इति=એમ पादयोः=પગમાં विमुक्तिः=મલ વિસર્જન इति=એમ पायौ=ગુદામાં બ્રહ્મની શક્તિનું ચિન્તન કરે. इती=આ मानुषीः= મનુષ્યને લગતી समाज्ञाः=વેદાજ્ઞા છે.

ક્ષેમ એ રૂપે વાણીમાં, યોગક્ષેમ એ રૂપે પ્રાણ અને અપાનમાં, કર્મ એ રૂપે હાથોમાં, ગતિ એ રૂપે પગોમાં અને મલ વિસર્જન એ રૂપે ગુદામાં બ્રહ્મની શક્તિ કામ કરી રહી છે એમ ચિન્તન કરે. આ માનુષી-શરીરને લગતી સમાજ્ઞાઓ છે.

હવે બ્રહ્મની અનન્ત શક્તિઓ કઈ વસ્તુમાં કયારૂપે વર્તી રહેલી જાણી ચિન્તવવી તે કહેતાં કહે છે કે ક્ષેમરૂપે વાણીમાં, વગેરે તે તે વસ્તુમાં તે તે

રૂપે પરમાત્માની શક્તિ વર્તી રહી છે એમ સમજી માણસે ચિન્તવન કરી તે તે ઇશ્વરદત્ત વસ્તુને સ્વસ્થ રાખવી. આ મનુષ્ય શરીરને લગતી જ્ઞાનવૃત્તિઓ જાણવી.

अथ दैवीः । तृप्तिः इति वृष्टौ । बलं इति विद्युति । यश इति पशुषु । ज्योतिरिति नक्षत्रेषु । प्रजापतिः अमृतं आनन्दः इति उपस्थे । सर्वं इति आकाशे ।

अथ=હવે દૈવી=દેવને લગતી આધિદૈવિક સમાજ્ઞાઓ કહેવામાં આવે છે. वृष्टौ=વરસાદમાં तृप्तिरिति=તૃપ્તિ એ રૂપે, विद्युति=વિજળીમાં बलमिति=બલ એ રૂપે पशुषु=પશુઓમાં यशः इति=યશ એ રૂપે नक्षत्रेषु=નક્ષત્રોમાં ज्योतिरिति=જ્યોતિ એ રૂપે उपस्थे–જનનેન્દ્રિયમાં प्रजापतिः अमृतंआनन्द इति=પ્રજાપતિ, અમૃત, આનન્દ એ રૂપે आकाशे=આકાશમાં सर्वमिति=સર્વ એ રૂપે બ્રહ્મની શક્તિનું ચિન્તવન કરે.

હવે આધિદૈવિક સમાજ્ઞાઓ કહેવામાં આવે છે. વરસાદમાં તૃપ્તિ એ રૂપે, વિજળીમાં બલરૂપે, પશુઓમાં યશરૂપે, નક્ષત્રોમાં જ્યોતિરૂપે, જનનેન્દ્રિયમાં પ્રજાપતિ–અમૃત–આનન્દરૂપે અને આકાશમાં સર્વરૂપે બ્રહ્મની ઉપાસના કરે.

હવે આધિદૈવિક જ્ઞાનમય વૃત્તિ ક્યાં કેવી રીતે રાખવી તે બતાવતાં કહે છે કે વરસાદમાં તૃપ્તિ વગેરે રૂપે પરમાત્માની શક્તિ વર્તી રહી છે એમ જાણવું.

तत् प्रतिष्ठा इति उपासीत प्रतिष्ठावान् भवति । तन्महः इति उपासीत, महान् भवति । तन्मनः इति उपासीत मानवान् भवति । तन्नमः इति उपासीत, नम्यन्ते अस्मै कामाः । तद् ब्रह्म इति उपासीत ब्रह्मवान् भवति । तद् ब्रह्मणः परीमर इति उपासीत पर्येण म्रियन्ते द्विषन्तः सपत्नाः परि ये अप्रिया भ्रातृव्याः ।

तत्=તે બ્રહ્મને જો કોઇ प्रतिष्ठा=પ્રતિષ્ઠા इति=એ રૂપે उपासीत= ઉપાસે તો प्रतिष्ठावान्=પ્રતિષ્ઠાવાળો भवति=થાય છે. तन्महः इति=તેને 'મહાન્' એ રીતે उपासीत=જો ઉપાસે તો महान् भवति=મહાન થાય છે. तन्मन... भवति...તેને 'મન' એ રીતે જો ઉપાસે તો માનવાળો થાય છે तन्नमः इति...कामाः=જો તેને 'નમ' એજ ઉપાસે તો એને માટે તમામ કામો

નમેલા થાય છે. तद्ब्रह्म=તેને બ્રહ્મ-વેદ વિદ્યા इति=એ રૂપે उपासीत=ઉપાસે તે ब्रह्मवान्=વિદ્યાવાન भवति=થાય છે. तत्=તેને ब्रह्मणः=બ્રહ્મનો परिमरः= પરિમર इति उपासीत=એમનો ઉપાસે તો पर्येण=ચોમેરથી તેના द्विषन्तः सपत्नाः=દ્વેષી શત્રુઓ તથા अप्रियाः=અપ્રિય भ्रातृव्याः=ભ્રાતૃવ્યો परिम्रियन्ते= મરે છે.

જો તે બ્રહ્મને કોઈ પ્રતિષ્ઠા રૂપે ઉપાસે તો પ્રતિષ્ઠાવાન્ થાય છે તેને મહાન્ એ રીતે ઉપાસે તો મહાન થાય છે. 'મન' એ રીતે ઉપાસે તો માનવાન થાય છે. તેને 'નમઃ' એ રીતે ઉપાસે તો એની આગળ તમામ પદાર્થો નમે છે. તેને વેદવિદ્યારૂપે ઉપાસે તો વિદ્વાન થાય છે. તેને બ્રહ્મના પરિમર તરીકે ઉપાસે તો ચોમેરથી એના દ્વેષી શત્રુઓ અને અપ્રિય ભ્રાતૃવ્યો મરી જાય છે.

હવે આવા અનન્ત શક્તિરૂપે વર્તી રહેલા પરમાત્માને જે જેવા ભાવે ભજે છે તેને તેવા ભાવે તે અનુગૃહીત કરે છે એ બતાવતાં પ્રતિષ્ઠા રૂપે ઉપાસનાર પ્રતિષ્ઠા વગેરેને પામે છે એમ કહે છે.

**सः यश्च अयं पुरुषे, यश्च असौ आदित्ये, स एकः ॥**

सः=તે य=જે च=નિશ્ચય अयं=આ આત્મા पुरुषे=પુરુષ શરીરમાં છે. च= અને જે असौ=પેલો य=નિશ્ચય आदित्ये=આદિત્યમાં છે सः= તે एकः=એક છે.

તે જે નિશ્ચય આ આત્મા પુરુષ શરીરમાં છે અને જે નિશ્ચય પેલો આદિત્યમાં છે તે એક છે.

ટૂંકમાં પિંડ અને બ્રહ્માંડમાં એક જ અંતર્યામિ દેવાધિદેવ રસમય પરમ પુરુષ પરમાત્મા છે એમ સિદ્ધ થાય છે.

**स य एवंवित्, अस्मात् लोकात् प्रेत्य, एतं अन्नमयं आत्मानं उपसंक्रम्य, एतं प्राणमयं आत्मानं उपसंक्रम्य, एतं मनोमयं आत्मानं उपसंक्रम्य, एतं विज्ञानमयं आत्मानं उपसंक्रम्य, एतं आनन्दमयं आत्मानं उपसंक्रम्य, इमान् लोकान् कामान् नीकामरूपी अनुसंचरन् एतत् साम गायन् आस्ते ।**

स=તે यः=જે કોઈ एवंवित्=આ પ્રમાણે જાણકાર છે अस्मात्=આ लोकात्=શરીરમાંથી प्रेत्य=અત્યંત નીકળી જઈને, एतं...क्रम्य=આ અન્નમય આત્માને ઓળંગી જઈને, एतं...क्रम्य=આ પ્રાણમય આત્માને ઓળંગી

જઈને एतं...क्रम्य=આ વિજ્ઞાનમય આત્માને ઓળંગી જઈને एतं...क्रम्य= આ આનન્દમય આત્માને ઓળંગી જઈને इमान्=આ कामान्लोकान्=કામપૂર્ણ લોકોમાં नीकामरूपी=નિષ્કામરૂપી થયેલ હોઇને अनुसंचरन्=વર્તતો તે एतत्= આ साम=સામમંત્રને गायन्=ગાતો आस्ते=રહે છે.

જે કોઈ આ પ્રમાણે જાણે છે તે આ શરીરમાંથી અત્યંત નીકળી જઈને-અનાસક્ત થઈને, આ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય તથા આનન્દમય આત્માને ઓળંગી જઈ, આ કામનાવિદ્ધ લોકોમાં નિષ્કામ થયેલ હોઈને વર્તતો, આ સામમંત્ર ગાતો યાવજ્જીવ રહે છે.

**हा३वु हा३वु हा३वु । अहं अन्नं अहं अन्नं अहं अन्नं । अहं अन्नादः २ अहं अन्नादः २ अहं अन्नादः । अहं श्लोककृत् अहं श्लोककृत् अहं श्लोककृत् । अहं अस्मि प्रथमजा ऋता३स्य । पूर्वं देवेभ्यो, अमृतस्य ना३भायि । यो मा ददाति स इद् एव मा३वाः । अहं अन्नं अन्नं अदन्तमा ३ द्मि । अहं विश्वं भुवनं अभ्यभवां ३ । सुवर्णज्योतिः । य एवं वेद । इति उपनिषत् ॥**

हा३वु...हा३वु=અહો ! અહો ! અહો ! अहं अन्नं=હું અન્ન છું હું અન્ન છું. હું અન્ન છું. अहं अन्नाद...अन्नादः=હું અન્નને ખાનાર છું-હું અન્નાદ છું. હું અન્નાદ છું. अहं श्लोककृत्...=હું શ્લોક કરનાર છું, હું શ્લોક કરનાર છું, હું શ્લોક કરનાર છું. देवेभ्यः=દેવોથી पूर्वं=પહેલી अहं= હું अस्य=આ પરમાત્માની प्रथमजा=સૌથી પ્રથમ ऋता=સત્યશક્તિ છું. તેમજ હું अमृतस्य ना३भायि=અમૃતની નાભિ છે, यः=જે मा=મને ददाति=દે છે स=તે इद्=એ પ્રમાણે मा एव=મને જ अवाः=રક્ષે છે. अन्नं=અન્નરૂપ अहं=હું अन्नं अदन्तं=અન્નને લઈ જનારને आद्मि=ખાઈ જાઉં છું, अहं=હું विश्वं= સમસ્ત भुवनं=જગતને अभ्यभवां=ઉપસંહરું છું. सुवः=સૂર્યના नः=જેવી ज्योतिः=જ્યોતિવાળો હું છું. यः=જે પુરૂષ एवं=આમ वेद=જાણે છે તેને ઉપર્યુક્ત ફળ મળે છે. इति=આમ उपनिषत्=ઉપનિષદ છે.

અહો! અહો! અહો! હું અન્ન છું. હું અન્ન છું. હું અન્ન છું. હું અન્નાદ છું. હું અન્નાદ છું. હું અન્નાદ છું. હું શ્લોકકર્તા છું. હું શ્લોકકર્તા છું. હું શ્લોકકર્તા છું. દેવોથી પણ પહેલી હું આ પરમાત્માની સૌથી પ્રથમ સત્યશક્તિ છું. હું અમૃતની નાભિ છું. જે મને અન્ન દે છે. તે તેમ કરીને મને જ રક્ષે છે. અન્નરૂપ હું, અન્ન ન દઈને, ખાનારને ખાઈ જાઉં છું. હું સમસ્ત જગતને ઉપસંહરું છું. હું સૂર્યના જેવી સ્વપર પ્રકાશ જ્યોતિવાળો છું. જે આમ જાણે છે તેને આ ફળ મળે છે. આમ આ ઉપનિષદ્ છે.

આવી પિંડ બ્રહ્માંડમાં આત્માની એકતા જાણનાર બ્રહ્મવિદ્ આ શરીરમાં અનાસક્ત થઇ અન્નમયાદિ કોશોને ઓળંગી જાય છે! અર્થાત્ પરમ વિરાગી થઈ પરમાત્મ સ્વરૂપ થઇ જાય છે! અન્નમયાદિને ઓળંગી જવું એટલે તેમના પ્રભાવે ન ધવાતાં સ્વપ્રભાવે તેમને પરાસ્ત કરી દેવાં. એટલે કે પરિપૂર્ણ આત્મ સ્વરૂપમાં મહાલતો હોઇને અનાત્મ સ્વરૂપમાંથી નિતાન્ત ભિન્ન થઇ જવું તે. આવો પ્રકૃતિથી અસ્પૃષ્ટ પુરુષ કેમ જીવે છે? શ્રુતિમાતા કહે છે કે આ કામનાથી વીંધાયેલા સમસ્ત જગતમાં પેલો અકામહત શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ પુરુષ નિષ્કામભાવે સંચરતો રહે છે! તેના જીવનમાં આ સ્વાનુભવનો નિત્યનૂતન ઉલ્લાસમય આવેગપૂર્ણ આશ્ચર્યપૂર્ણ ભાવ હોય છે. એ આનન્દપૂર્ણ ભાવ કયો?–તો કહે છે કે અહો! અહો! અહો! હું અન્ન છું. હું અન્ન છું. હું અન્ન છું. એટલે કે ભોગ્ય હોઇને અહીં અન્ન એટલે પ્રકૃતિ છું. હું જાતે સર્વરૂપ હોઇને પ્રકૃતિરૂપ છું. હું અન્નાદ છું. એટલે કે સમસ્ત ભોગ્યપ્રકૃતિનો ભોગવનાર જીવમાત્ર હું છું. હું શ્લોકકૃત એટલે શરીરાદિ સંઘાતને સંહિત કરનાર હું છું. હું આ પરમપિતા પરમાત્માની સૌથી પહેલી સત્યશક્તિ=ચેતન શક્તિ છું. હું અમૃતની નાભિ છું. પરમાત્માનું કેન્દ્રસ્થાન છું. જે મને અન્ન દે છે તે મને જ તે દ્વારા રક્ષે છે. અન્નરૂપ પણ હું જ હોઇને અન્નનું દાન કર્યા સિવાય જે ખાનાર છે તેને હું અન્નરૂપે છેવટે ખાઈ જાઉં છું. હું સમસ્ત જગતને ઉપસંહરું છું. હું સૂર્યની માફક સ્વયંજ્યોતિ છું. અર્થાત્ આત્મા એ બ્રહ્મ સ્વરૂપ છે એમ જેને અનુભવમાં આવ્યું તે સર્વાત્મભાવમાં ડૂબી જાય છે. તેનું પૃથક્ અસ્તિત્વ ટળી જાય છે તે સ્વરૂપે સર્વરૂપ થઇ જાય છે! અત્યાર સુધી આ બ્રહ્મવેત્તાને આ આશ્ચર્યમય સત્ય લાધ્યું ન હતું. તે તેને પ્રાપ્ત થતાં એ આશ્ચર્યમાં હમેશને માટે ગરકાવ થઇ જાય છે! કેમકે સર્વભૂતાત્મભૂતાત્મભાવ એ જ જીવનનું છેવટનું રહસ્ય છે! આવો રહસ્યવેત્તા પુરુષ જન્મમૃત્યુના ભાવને ગળી જાય છે! તે જીવનમુક્તિ અને વિદેહમુક્ત થાય છે! જ્ઞાતાને આ ફળ મળે છે, બીજાને નહીં. આ છે જીવનનું પરમ ઉપનિષદ્ તે રસરાજ પરમ પુરુષ આ ઉપનિષદ્ સૌના હૃદયમાં આવિર્ભૂત કરો એટલી નમ્રભાવે પ્રાર્થના ॥ ૧૦ ॥

॥ इति दशमोऽनुवाकः ॥

ॐ शं नो मित्रः इत्यादि शान्ति पाठः ॥

इति तैत्तिरीयोपनिषत्

"यस्यान्तः प्रेरणात् भाष्यं प्रसादाच्च विनिर्मितम् ।
तस्मै देवाय हरये हृत्प्रेम्णेदं निवेद्यते ॥"

॥ हरिः ॐ तत् सत् ॥

॥ श्री कृष्णाय रसस्वरूपाय नमः ॥



## ॥ अथ श्वेताश्वतरोपनिषत् ॥

ॐ सह नौ अवतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै। तेजस्वि नौ अधीतमस्तु। मा विद्विषावहै ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥

(નોંધઃ-શાંતિપાઠનો અર્થ તથા ભાષ્ય અન્યત્ર આપેલાં હોઈને અહીં તેનો પુનરુદ્ધાર કર્યો નથી.)

આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક એવાં ત્રણ પ્રકારનાં દુઃખો પ્રાણીમાત્રને પીડે છે. એ ત્રિવિધ દુઃખના અસહ્ય સતત આઘાતથી પીડાયેલાં પ્રાણીઓ તેની નિવૃત્તિનો ઉપાય શોધે એ ઉચિત છે! ઇશ્વરરચિત આ સૃષ્ટિમાં સુખ અને દુઃખ ઉભયનાં પૂરાં સાધનો સર્વત્ર ભરપૂર છે! માણસમાં તે સાધનોનો વિવેક કરી તેમનો ઉપયોગ કરવાની દાનત જોઇએ. જો એ સાધનોનો વિવેકપૂર્વક ઉપયોગ કરે તો ત્રિવિધ દુઃખના આઘાતથી પર થઇ એ પરિપૂર્ણ સ્વાધીન સુખને જીવતાંજીવત પ્રાપ્ત કરી શકે છે! અર્થાત્ મનુષ્ય જો ઇચ્છે તો તે આ ત્રણે પ્રકારનાં દુઃખોને ઓળંગી સ્વાધીન સુખનો અધિકારી બની શકે છે. અને માણસ જાતે આ ત્રણે પ્રકારના દુઃખોની નિવૃત્તિના બને તેટલા ઉપાયો શોધ્યા જ છે! આધ્યાત્મિક દુઃખમાં શારીર અને માનસ સંતાપનો સમાવેશ થાય છે. જ્યારે માણસને તાવ પીડે છે-માથું દુઃખે છે-બીજા શારીરિક અસ્વસ્થતાના કારણો પ્રવર્તે છે ત્યારે એ શારીરિક દુઃખને મટાડવા ઔષધનો ઉપયોગ કરે છે. અને તત્કાળને માટે તે પીડા નિવૃત્ત થતી પણ અનુભવે છે. તેને જ્યારે કામ-ક્રોધ આદિ માનસ ભાવો પીડે ત્યારે તેનાથી ઉગરવા માટે તે કામિની આદિના ઉપભોગને સેવે છે. અને તેની કામાદિ લાગણીઓ તુષ્ટ થતી જણાય છે! આજ મુજબ, આધિદૈવિક અને આધિભૌતિક પીડાઓને નિવૃત્ત કરવા તે યથાશક્તિ મથે છે, પણ અનુભવે માણસને જણાય છે કે તે તે દુઃખોને દૂર કરવાના તેના તે તે

ઉપાયો તેને ફક્ત તાત્કાલિક રાહત જ આપે છે. તે તે દુ:ખોને દૂર કરવાને માટે–હંમેશને માટે તેમને વિદાય આપવાને માટે તે ઉપાયો અસમર્થ નિવડે છે! આથી વધુ વિવેકી માણસ આ દુ:ખોને હંમેશને માટે નિવૃત્ત કરવાના ઉપાય શોધવાની પેરવી કરે છે. આ દુનિયાનાં દુ:ખો તે પરદુનિયાના સુખના લોભે સહી લેવા જહેમત ઉઠાવે છે! તે સ્વર્ગાદિ સુખમય લોકની પ્રાપ્તિ માટે યજ્ઞાદિ કર્મો કરવામાં દિનરાત મશગૂલ રહે છે! અને દુનિયામાં આવો પ્રયત્ન કરનારાનો પણ ટોટો નથી! દુ:ખ–ત્રયને નિવૃત્ત કરવાને પ્રત્યક્ષ ઉપાયો અજમાવી અજમાવીને લાચાર બનેલું મનુષ્ય પ્રાણી આવા–પુનર્જન્મે ફળનારા ઉપાયોનો આશ્રય લે છે. અને તેને તેના તે પુણ્ય કર્મોનું ફળ મળે છે. પણ તે ફળ પણ બકરી કાઢીને ઊંટને દાખલ કરવા જેવું નીકળે છે! દુ:ખત્રયના નિવારક પ્રત્યક્ષ ઉપાયો દુ:ખત્રયને તત્કાળને માટે રોકી રાખે છે. તેમ આવા યજ્ઞયાગાદિ ઉપાયો તે દુ:ખને ભાવિ માટે સંચિત કરી રાખે છે! ફેર ફક્ત સમયનો છે! પણ માણસમાં રહેલી વિવેકબુદ્ધિ તેને ઠરવા નથી દેતી. ચ્હેન પડવા નથી દેતી. તેને અંદરથી પ્રતિપળ પરોણીની આરની માફક કોચ્યા જ કરે છે. તેને કોઇક એવો ઉપાય શોધી કાઢવા માટે પ્રેર્યા કરે છે કે જે ઉપાયનું અનુષ્ઠાન ત્રણે પ્રકારનાં દુ:ખોને અવશ્ય દૂર કરે અને ઉંવટને માટે દૂર કરે એટલું જ નહીં પણ તેને નિત્ય સુખ આપે અને અવશ્ય આપે અને હંમેશને માટે આપે. તેને તેવું સુખ આપે જેનો કદી વિયોગ ન હોય! આવાં શુદ્ધ–અક્ષય્ય અને તારતમ્યશૂન્ય સુખની પ્રાપ્તિનો ઉપાય પણ શુદ્ધ હોવો જોઇએ. પ્રત્યક્ષ ઉપાય માત્ર અવિશુદ્ધ છે. કેમકે દરેક ઉપાયને અજમાવવામાં ક્યાંક કોઇને કોઈક રીતે પણ સ્હેજ પણ પીડા છે! એટલે કે દુ:ખત્રયના અવશ્ય અને આત્યંતિક નિવારણ માટે સ્વાધીન શુદ્ધ અને અહિંસક ઉપાય શોધવો જોઇએ. આ છે માણસની ચિરંતન શોધનો વિષય. આ દૃષ્ટિને ઉદ્દેશીને જ પ્રાચીન ઋષિઓ પોકારી ગયા છે કે–" आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः मन्तव्यः निदिध्यासितव्यः " અર્થાત્ આત્માનું શ્રવણ–મનન–નિદિધ્યાસન અને તેનું પ્રત્યક્ષ દર્શન એ જ ઉપર બતાવ્યો તેવો શુદ્ધ અને વિવેક ઉપાય છે. અર્થાત્ ત્રિવિધ દુ:ખની આત્યંતિક અને અવશ્ય નિવૃત્તિપૂર્વક બ્રહ્માનન્દની પ્રાપ્તિ માટે વિવિક્ત આત્મદર્શન એ જ માનવપ્રાણી માટે એકમાત્ર ઉપાય છે! આ આત્માનું પ્રકૃતિ વગેરેથી વિવિક્ત દર્શન અને એ આત્મામાં અવસ્થિતિ વિવેકને અધીન છે! અર્થાત્ વ્યક્ત, અવ્યક્ત અને જ્ઞ=પુરુષના વિજ્ઞાનમાં ત્રિવિધ દુ:ખને દૂર કરવાની અને બ્રહ્માનંદ આપવાની શક્તિ છે! આ વિવેકદર્શન

સફલ-સોપાય વિવેક દર્શન એ અધ્યાત્મશાસ્ત્રનો એકમાત્ર વિષય છે! અવિદ્યાના દુઃસંગના ફાંસામાંથી પુરુષને છોડાવી, પ્રકૃતિથી તેને પોતાની જાત જુદી જણાવી, તેની જાતમાં તેને નિષ્ઠ કરવો એ શાસ્ત્રનું ધ્યેય છે! યોગ=સાત્ત્વિક ચિત્તની નિતાન્ત નિરુદ્ધ અવસ્થા એનો ઉપાય છે. અને ત્રિવિધ દુઃખની અવશ્ય અને અત્યન્ત નિવૃત્તિપૂર્વક ભૂમાનન્દની પ્રાપ્તિ=સ્વરૂપ=પરમાત્મરૂપમાં પ્રતિષ્ઠારૂપી કૈવલ્ય=મોક્ષ એ શાસ્ત્રનું પ્રયોજન છે! આ સફલ-સોપાય-વિવેકદર્શન એ કૃષ્ણયજુર્વેદીય શ્વેતાશ્વતર ઉપનિષદ્નો વિષય છે! આ સરળ-અલ્પાર્થ-લલિત-વિચારરમણીય-વિવેકોદાર અને ચિત્તચોર ઉપનિષદ્નું સ્વાન્તસ્તોષ અને આત્મવિચારવૈશારદ્ય માટે યથામતિ સાધન ભાષ્ય રચવા તૈયાર થયેલા અમને શિવૈકસ્વરૂપ પરમપિતા પરમાત્મા સહાયક હો! ગુરુદેવનો પ્રતિભાપ્રદ અનુગ્રહ હો! તમામ સંતોના આશીર્વાદ હો!

॥ अथ प्रथमोऽध्यायः ॥

**ॐ ब्रह्मवादिनः वदन्ति। किं कारणं ब्रह्म? कुतः स्म जाताः? जीवेम केन? क्व च संप्रतिष्ठाः? अधिष्ठिताः केन सुखेतरेषु वर्तामहे ब्रह्मविदः! व्यवस्थाम् ॥ १ ॥**

ब्रह्मवादिनः=વેદવાદીઓ એક બીજાને वदन्ति=કહે છે-પૂછે છે-કે ब्रह्मविदः=હે વેદવાદીઓ! किं=શું कारणं=જગતનું કારણ ब्रह्म=બ્રહ્મ છે? कुतः=ક્યાંથી અમો जाताःस्म=જન્મ્યા છીએ? केन=કોના વડે जीवेम=આપણે જીવીએ છીએ? તથા केन=કોના વડે अधिष्ठिताः=અધિષ્ઠિત થયેલા હોઈને सुखेतरेषु=સુખ તથા દુઃખમાં व्यवस्थां=નિયમને સુખ તથા દુઃખના ભોગના નિયમને वर्तामहे=વર્તીએ છીએ-પાળીએ છીએ. च=તથા આનો क्व=ક્યાં संप्रतिष्ठा=આપણે ઠરીએ છીએ, લીન થઈએ છીએ?

વેદવાદીઓ એકબીજાને પૂછે છે:-હે વેદવાદીઓ! શું જગતનું કારણ બ્રહ્મ છે? ક્યાંથી આપણે જન્મ્યા છીએ? કોના વડે આપણે જીવીએ છીએ? તથા કોને અધીન થઈને આપણે સુખ તથા દુઃખમાં વ્યવસ્થાને વર્તીએ છીએ? તથા અન્તે ક્યાં આપણે લીન થઈએ છીએ? ૧

વિવેક વિચારના અવતાર માટે ભૂમિકા રચતાં શ્રુતિ કહે છે-કોઈક ધન્ય પળે કેટલાક બ્રહ્મવાદીઓ એક બીજાને મળ્યા અને પરસ્પર મળીને પૂછવા લાગ્યા. પહેલો મંત્ર એ પ્રશ્નનું સ્વરૂપ છે. બ્રહ્મ શબ્દના અનેક અર્થો

છે. અહીં તેનો વેદવાદી એવો અર્થ લીધો છે. કેમકે વેદને પ્રમાણ માનનારાઓ સાત્ત્વિક હોવા જોઈએ એવો આપણો ખ્યાલ હોય છે! અને વેદવાદીઓ વિવેકનિમ્ન હોઇને વાહિયાત વાતમાં પોતાનો સમય વેડફી નાંખતા નથી. ધ્યેયાનુકૂલ વાત સિવાયની વાતમાં જે સાચે જ વેદવાદી છે તેને રસ નથી હોતો, ન હોવો જોઇએ. આથી સાત્ત્વિકતાના ઉદ્રેકથી પૂર્ણ એવા અને આથી જ જિજ્ઞાસુ-કેટલાક વેદવાદીઓ માંહોમાંહે પૂછે છે એમ શ્રુતિ ઉપક્રમ કરે છે! જિજ્ઞાસા એ સાત્ત્વિક હૃદયમાં અનિવાર્યપણે ઉદ્‌ભવનારી વૃત્તિ છે! પ્રભુકૃપાએ જેમને વેદજ્ઞાન પ્રાપ્ત કરવાનું સૌભાગ્ય મળ્યું છે તેવા વેદવાદીઓને-વિવેક સમૃદ્ધ થયેલ હોવાથી-ઇશ્વર સિવાયની ચર્ચામાં રસ ન હોવો જોઇએ એમ શ્રુતિ સૂચવે છે. એવા વેદવાદી સાત્ત્વિક જિજ્ઞાસુ પુરૂષોએ પરસ્પર શું પૂછ્યું? શ્રુતિ કહે છે કે તેમણે આ પ્રમાણે અન્યોન્યને પ્રશ્ન કર્યો. હે બ્રહ્મવાદીઓ! આપણી સમક્ષ આ એક અતિ વિકટ સમસ્યા છે. આ જગતનું એકમાત્ર સર્વથા કારણ શું છે? આપણે પરંપરાથી સાંભળતા આવ્યા છીએ કે બ્રહ્મ નામની કોઇક વસ્તુ આ જગતનું કારણ છે, તો શું આ જગતનું કારણ બ્રહ્મ જ છે? કેમકે સાંભળવું અને જાતે જોવું એ બેમાં ફેર છે! સાંભળેલામાં સંશય હોય શકે છે. પ્રત્યક્ષમાં સંશય ટકી શકતો નથી. અર્થાત્ શ્રુતિ જ્ઞાન કરતાં, પ્રત્યક્ષ સબળ હોઇને આપણે સ્વાનુભવે જાણવું જોઇએ કે 'બ્રહ્મ આ જગતનું કારણ છે' એ વાત નિઃસંશય છે કે સંશયવિદ્ધ છે. કેમકે નિઃસંશય તત્ત્વજ્ઞાનમાંથી સિદ્ધિ ફળે છે! આ છે પહેલી સમસ્યા!

બીજું આપણે બધા કયાંથી જન્મ્યા છીએ? આપણે તો સાંભળ્યું છે કે જીવ સ્વરૂપે જન્મતો નથી. એ અજ અને અમર છે. તો તેને દેહરૂપે જન્મમરણ કયાંથી આવ્યાં? આ છે બીજો પ્રશ્ન.

વળી આપણે કોના વડે જીવીએ છીએ? અર્થાત્ આપણે સ્વાધીનપણે જીવનકાળે જીવીએ છીએ કે પરાધીનપણે? અર્થાત્ આપણું જીવનકાળે જીવન કેટલા અંશમાં સ્વાધીન છે અને કેટલા અંશમાં પરાધીન છે? આ છે ત્રીજો પ્રશ્ન.

એ જ વાતને વધુ સ્પષ્ટ કરતાં કહે છે કે જીવનકાળે સુખ અને દુઃખની જે વ્યવસ્થા જણાય છે તેમાં કોના વડે-કોના અધિષ્ઠાન વડે આપણે વર્તીએ છીએ. અર્થાત્ સુખદુઃખરૂપી ફળ જીવને અવશપણે ભોગવવાં જ પડે છે તો જીવને અવશ બનાવનાર સ્વવશ કોણ છે? આ છે ચોથો પ્રશ્ન.

અને મરતી વખતે આપણે બધા કયાં લીન થઇએ છીએ? પ્રત્યક્ષ તો દેહનાશ જણાય છે! તો દેહના નાશ સાથે જીવન ખતમ થઇ જાય છે કે તે પછી પણ આપણું જીવન અન્ય દેહે કાયમ રહે છે? આ છે પાંચમો પ્રશ્ન.

આ પાંચે પ્રશ્ન અતિ સૂક્ષ્મ છે. આ પ્રશ્નોના નિઃસંશય ઉત્તરમાં જીવનની સિદ્ધિ છે! ૧

**कालः स्वभावः नियतिः यदृच्छा, भूतानि योनिः पुरुषः इति चिन्त्यम् । संयोगः एषां न तु आत्मभावात् आत्मा अपि अनीशः सुखदुःखहेतोः ॥ २ ॥**

कालः=કાલ, स्वभावः=સ્વભાવ नियतिः=નિયતિ यदृच्छा=યદૃચ્છા, भूतानि= પંચ મહાભૂતો તથા पुरुषः=જીવાત્મા એ એક એક योनिः=કારણ છે અથવા एषां=એ બધાંનો संयोगः=સંયોગ કારણ इति=એ चिन्त्यम् વિચારણીય છે. न= ન એક એક કારણ છે. ન તો એમનો સંયોગ કારણ છે. કેમકે એ તથા એમનો સંયોગ બન્ને अनात्मभावात्=અનાત્મા–જ્ઞાનશૂન્ય છે. अपि=અને आत्मा=જીવાત્મા सुखदुःखहेतोः=સુખદુઃખના ભોગ માટે પરાધીન હોવાથી अनीशः=જગતને બનાવવામાં અશક્ત છે.

કાળ, સ્વભાવ, નિયતિ, યદૃચ્છા, પંચભૂતો તથા જીવાત્મા એ એક એક જગતનું કારણ છે કે એ બધાંનો સંયોગ કારણ છે એ વિચારણીય છે. ન તો એ એક એક કારણ છે કે ન તો એમનો સંયોગ કારણ છે કેમકે એ એક તથા એમનો સંયોગ એ બન્ને અનાત્મા–જ્ઞાન શૂન્ય-છે. અને જીવાત્મા પણ સુખદુઃખના ભોગમાં પરાધીન હોવાથી જગતને સર્જવામાં અશક્ત છે. ॥ ૨ ॥

આમ આગલા મંત્રમાં, જગતનું કારણ, જીવની શરીરદષ્ટિએ ઉત્પત્તિ, શરીરે ઉત્પન્ન થયેલા જીવનું જીવનકાળે જીવન, સુખદુઃખાદિ ભોગનું નિયન્તૃત્વ તથા અંતે પ્રલય–આ પાંચ પ્રશ્નો તે બ્રહ્મવાદીઓએ પરસ્પર ઉઠાવ્યા. આ પ્રશ્નોના ઉદ્ભવ સાથે જ તે બધા વેદવાદીઓ વિચારવા લાગ્યા. તેમને વિચારતાં જગતના કારણ માટે જોખમદાર એવી એ પાંચ વસ્તુઓ લાગી. તેમણે વિચાર્યું કે કાળ, સ્વભાવ, નિયતિ, યદૃચ્છા, પાંચ મહાભૂતો તથા જીવાત્મા–આ બધાં કારણ તરીકે આવીને ઉભાં રહે છે. તો શું તે બધાંમાંથી પ્રત્યેક જગતનું કારણ હશે કે તે બધાંનો સંયોગ એ જગતનું કારણ છે. આ વિચારણીય વાત આવીને ઊભી છે. કાલ સર્વ વસ્તુઓના પરિણામનું

ધ્યાનરૂપી યોગમાં લીન થયેલા તે વેદવાદીઓએ પોતાના ગુણોથી ઢંકાયેલી દેવોના દેવ પરમાત્માની સૃષ્ટિ નિર્માણશક્તિને જોઈ જે પરમાત્મા એકલા તે કાલ તથા જીવાત્મા સહિત તમામ કારણોને પોતાના વશમાં રાખે છે. ॥ ૩ ॥

આમ સાધારણ વિચારકને પણ ખ્યાલમાં આવી જાય એટલાં બધાં કારણોનો વધુ વિચારે નિષેધ થતાં તે વેદવાદીઓ મૂંઝવણમાં પડયાં! જ્યારે આ બધાં દેખીતાં કારણો નિષ્ફળ જણાયાં ત્યારે કોઇ ન દેખાતું કારણ તો હોવું જ જોઇએ. કેમકે જગતમાં કાર્યના બધા ધર્મો છે. અને જગત્ કાર્ય હોઇને કારણવાળું તો હોવું જ જોઇએ. આથી હવે તે ઋષિઓએ તે મૂળ કારણને શોધી કાઢવા માટે શું કર્યું તે બતાવતાં શ્રુતિ કહે છે કે તે તમામ વેદવાદીઓ ધ્યાનયોગમાં લીન થયા! ધ્યાન એટલે સાત્ત્વિક ચિત્તની લક્ષ્યમાં એકતાનતા. યમનિયમ સંપન્ન પુરુષ–આસનજયી થઈ, પ્રાણના ઉપર વિજય મેળવી, ઇન્દ્રિયોને સ્વચિત્તમય કરી જ્યારે લક્ષ્યમાં સાત્ત્વિક ચિત્તની એકતાનતા કરે છે ત્યારે તેને પહેલાં ન સમજાયેલી એવી અનેક ચીજો એની મેળે સમજાય છે! કેમકે ધ્યાનયોગમાં અપ્રતિહત દર્શનશક્તિ હોય છે! આજે પણ જેણે પરમકારણનું સાક્ષાત્ દર્શન મેળવવું હોય તેને ધ્યાનયોગનો આશ્રય લીધે જ છૂટકો છે! કેમકે ધ્યાન એ જ આત્માનો ઉપહાર છે. આત્માનું ધ્યાન એ જ મહા અર્ચન છે! આત્મા ધ્યાનથી જ પ્રસન્ન થાય છે! આમ દર્શનરોધને તોડનાર ધ્યાનયોગ છે! પેલા મહર્ષિઓએ પણ ધ્યાનયોગમાં ડૂબકી મારી. સાત્ત્વિક ચિત્તની ગાઢ એકાગ્રતાની પરમ મનોહર–કમનીય દશામાં તેઓએ શું જોયું ! શ્રુતિ કહે છે તે વેદવાદીઓએ તે ધ્યાનદશામાં 'સ્વગુણથી નિગૂઢ દેવાત્મશક્તિને જોઇ.' સ્વ એટલે પોતાના–ગુણ એટલે સત્વ, રજસ્, 'તમસ્. આ સત્વાદિ ત્રણ પોતાના ગુણોથી અત્યંત ગૂઢ એટલે છુપાયેલી એટલે કે સત્વાદિ ત્રણ ગુણોમાં સામાન્ય દૃષ્ટાને નજરમાં ન આવે એવી રીતે ઢંકાયેલી. અર્થાત્ ધ્યાનનિષ્ઠા સિવાય કદી પકડમાં ન આવે એવી દેવાત્મશક્તિને તેમણે જોઇ. દેવ એટલે દેવોના પણ દેવ-પરમાત્મા. એ દેવાધિદેવ પરમપિતા પરમાત્માની શક્તિ એટલે સૃષ્ટિ નિર્માણ દક્ષ–ચતુર તાકાતને જોઈ. અર્થાત્ સત્વ, રજ અને તમોગુણથી ઢંકાયેલી સમસ્ત સૃષ્ટિ નિર્માણ કરવામાં સમર્થ એવી પરમપિતા પરમાત્માની પ્રકૃતિ–સ્વધા–નામની મહામહિમ શક્તિને તેમણે જોઇ. જોઈ એટલે કે સૃષ્ટિના કારણ તરીકે હૃદયમાં નિશ્ચિત કરી. અર્થાત્ ધ્યાનમાં નિમગ્ન પુરુષને એ સમજાય છે કે આ પરમાત્મા જ પોતાની અઘટ–ઘટના પટીયસી માયાશક્તિ દ્વારા આ સ્થાવર

જગતને અકથ્ય રીતે સર્જે છે. અર્થાત્ પરમાત્મા જ-સર્વજ્ઞ અને સર્વશક્તિ પરમાત્મા જ આ જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે. આ છે વેદવાદીઓનો ધ્યાનયોગ લબ્ધ નિશ્ચય. અને આથી જ એ નિશ્ચય સત્ય છે. કેમકે ધ્યાનયોગ સત્યનિશ્ચાયક છે! આમ પરમાત્મા જ સૃષ્ટિનિર્માતા નિશ્ચિત થયો તો તે કેવી રીતે સૃષ્ટિને વ્યક્ત કરે છે? તો તે વેદવાદીઓએ જોયું કે તે પરમાત્મા એકલા તે કાલ તથા આત્મા-જીવાત્મા સહિત તમામ સ્વભાવાદિ કારણોને પોતાના વશમાં રાખે છે. અર્થાત્ મૂળ કારણ પરમાત્મા જ પોતાની અચિન્ત્ય શક્તિરૂપે કાલાદિને નિર્માણ કરી તે દ્વારા જગત રૂપે પ્રકટ થાય છે! અર્થાત્ ત્રિગુણમયી પોતાની મહામાયા દ્વારા પરમપિતા પરમાત્મા સચરાચરનું અભિન્નનિમિત્તોપાદાન કારણ છે એ વેદવાદીઓનો છેવટનો નિશ્ચય છે. ॥ ૩ ॥

**तमेकनेमिं त्रिवृतं षोडशान्तं शतार्धारं विंशतिप्रत्यराभिः ॥**
**अष्टकैः षड्भिः विश्वरूपैकपाशं त्रिमार्गभेदं द्विनिमित्तैकमोहम् ॥४॥**

તે વેદવાદી ઋષિઓએ तं=તે સંસારરૂપી ચક્રને एकनेमिं=એક નેમિવાળું त्रिवृतं=ત્રણ પાટાવાળું, षोडशान्तं=સોળ અંતવાળું, शतार्धारं = પચાસ આરાવાળું विंशतिप्रत्यराभिः=વીસ નાના આરાઓ સહિત षड्भिः अष्टकैः=૭ અષ્ટકો વડે विश्वरूपैकपाशं=વિશ્વરૂપ એક પાશાવાળું त्रिमार्गभेदं=ત્રણ માર્ગથી ભેદવાળું द्विनिमित्तैकमोहं=બે નિમિત્ત અને એક મોહવાળું જોયું.

ધ્યાનયોગમાં લીન થયેલા તે વેદવાદી ઋષિઓએ તે સંસારરૂપી ચક્રને એક નેમિ, ત્રણ પાટા, સોળ આંતરા, પચાસ આરા તથા વીસ નાના આરાઓ સહિત છ અષ્ટકો વડે વિશ્વરૂપી એક પાશવાળું તથા ત્રણ માર્ગવાળું, બે નિમિત્ત અને એક મોહવાળું જોયું ॥ ૪ ॥

આમ આગલા મન્ત્રમાં ધ્યાનયોગ દ્વારા વેદવાદી ઋષિઓએ દેવાત્મશક્તિને કારણ તરીકે સાક્ષાત્ નિહાળી. એ દેવાત્મ શક્તિ જ સંસારચક્રરૂપે વર્તી રહી છે. આથી હવે દેવાત્મશક્તિનું સંસારકાલે ચિત્ર રજૂ કરતાં ઋષિઓ પોતાનો અનુભવ કહે છે કે અમો વેદવાદી ઋષિઓએ ધ્યાનકાળમાં તે સંસારરૂપી ચક્રને જોયું! ચક્રનાં રૂપકને પૂરું કરતાં કહે છે—આ સંસારચક્ર એક નેમિ-ત્રણ પાટા-સોળ આંતરા-પચાસ આરા-વીસ નાના આરાઓ—૭ અષ્ટકો દ્વારા વિશ્વરૂપી એક પાશવાળું, ત્રણ માર્ગવાળું, બે નિમિત્ત અને એક મોહવાળું જોયું. અને આ કલ્પના સમજવા જેવી છે! કેમકે

એમાં સંક્ષેપમાં શાસ્ત્રના વિષયોનું સંપૂર્ણ નિરૂપણ છે! પરમાત્માનું આ સંસારચક્ર એક નેમિવાળું છે. નેમિ એટલે અહીં ચક્રનો મૂળ ઘેરાવો. નેમિ બહાર ચક્રનો એક પણ ભાગ ન હોઇ શકે. આ સંસારરૂપી ચક્રની નેમિ એ પ્રકૃતિ છે। કેમકે પ્રકૃતિના વર્તુળમાંથી કોઇપણ તત્ત્વ-સ્ફુટિતત્ત્વ બહાર નથી. સંસારચક્ર ત્રણ પાટાવાળું છે. આ પાટાઓ આરાઓને કાબૂમાં રાખે છે. આ ત્રણ પાટા તે સત્ત્વાદિ ત્રણ ગુણો। પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને એક મન તથા પાંચ મહાભૂતો મળીને સાંખ્ય શાસ્ત્રમાં જેને કેવળ વિકારો જ કહ્યા છે તે સોળ વિકારરૂપી આંતરાઓ છે. ચક્રના બે આરાઓનો જેમ આંતરો હોય છે. તેમ આ સંસારચક્રના આરાઓની વચ્ચેનો આંતરો તે આ સોળ વિકારો છે. એ વિકારો સર્વત્ર પરિપૂર્ણ છે। અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ રૂપી પાંચ અજ્ઞાનના ભેદો, અગિયાર ઇન્દ્રિયોની અશક્તિ-ખોડખાંપણ રૂપી અગીઆર અશક્તિઓ, તથા નવ તુષ્ટિઓ અને આઠ સિદ્ધિઓનો વિપર્યય મળીને સત્તર અને તે બધાં મળીને એકંદરે અઠ્ઠાવીશ અશક્તિઓ, નવ તુષ્ટિઓ આઠ સિદ્ધિઓ પણ પરિણામે ભયાનક હોઇને–સત્તર એમ પાંચ અજ્ઞાન, અઠ્ઠાવીસ અશક્તિ, નવ તુષ્ટિ અને આઠ સિદ્ધિરૂપી એકંદરે પચાસ વૃત્તિઓ એ જ આ સંસારચક્રના આરાઓ છે. ચક્રના ભ્રમણ સાથે આરાઓ જેમ નિત્ય ભ્રમણ અનુભવે છે, તેમ આ વૃત્તિરૂપી આરાઓ નિત્ય ભ્રમણ–એક પછી એક નિમિત્તવશાત્ પરિણામ પામ્યા કરે છે. આ પચાસ ભેદો માટે અમારું સાંખ્યકારિકા પ્રદીપભાષ્ય જીજ્ઞાસુ એ જોવું. દિવ્ય અને અદિવ્ય ભેદે વીસ થતા શબ્દાદિ અને વચનાદિ ઇન્દ્રિયોના વિષયો એ જ આ સંસારચક્રના નાના આરાઓ છે. પેલા પચાસ મોટા અને આ વીસ નાના. આ વીસ નાના આરાઓ સહિત આ સંસારચક્ર ૭ અષ્ટકોવાળું છે. અષ્ટક એટલે આઠનો સમૂહ. આ ૭ અષ્ટકોમાં પહેલું તે પ્રકૃતિ અષ્ટક. એમાં પાંચ મહાભૂતો-મન-બુદ્ધિ અને અહંકારનો સમાવેશ થાય છે. ત્વગિન્દ્રિય-તેનું ચામડીરૂપી ગોલક, માંસ, રૂધિર, મેદ, અસ્થિ, મજ્જા અને વીર્યરૂપી ધાતુ અષ્ટક છે. અણિમાદિ આઠ સિદ્ધિ અષ્ટક છે. ધર્મ, જ્ઞાન, વિરાગ, ઐશ્વર્ય, અધર્મ, અજ્ઞાન, રાગ અને અનૈશ્વર્યરૂપી ભાવ અષ્ટક. બ્રહ્મા, પ્રજાપતિ દેવ, ગન્ધર્વ, યક્ષ, રાક્ષસ, પિતૃ અને પિશાચરૂપી દેવ અષ્ટક. ક્ષાન્તિ, દયા, અનસૂયા, શૌચ, નિવૃત્તિ, મંગલતા, ઔદાર્યરૂપી ગુણાષ્ટક. આમ ૭ અષ્ટકોવાળું આ સંસારચક્ર "વિશ્વરૂપૈકપાશ" છે, એટલે તમામ રૂપોને બાંધનારાં એક બંધનવાળું છે. એટલે કે તેમાં ઉત્પન્ન થયેલા તમામ જીવોને બાંધી રાખનાર

સંસારનું ચક્રરૂપે દર્શન ઋષિઓએ કર્યું. તે જ ઋષિઓએ સંસારને હવે એક મહા નદીરૂપે જોઇ એમ બતાવતાં શ્રુતિ કહે છે. તે વેદવાદી ઋષિઓએ પાંચ ઝરણાનાં પાણીવાળી સંસારનદીને જોઇ. આ પાંચ ઝરણાં તે પાંચ જ્ઞાનેન્દ્રિયો. આ પાંચ ઝરણાં જેવી ઇન્દ્રિયો દ્વારા બુદ્ધિરૂપી અંતઃસ્થ સલિલ બહાર નીકળે છે અને સર્વત્ર પ્રસરે છે! વળી આ સંસારનદી પાંચ કારણોને લીધે ઉગ્ર એટલે કે ભયંકર અને વાંકીચૂકી છે. આ પાંચ કારણો તે પાંચ મહાભૂતો. કેમકે એ ભૂતો સ્થૂલ જગતનાં કારણરૂપ છે! એમાં પાંચ પ્રાણાદિ વાયુઓ એ જ મોજાં છે! આ સંસારનદીનું મૂળ પેલી પાંચ જ્ઞાનેન્દ્રિયોના પણ નાયકરૂપ મન છે! પાંચ વિષયોરૂપી ભમરી એમાં છે. ગર્ભવાસ-જન્મ-જરા-વ્યાધિ અને મૃત્યુનાં દુઃખોનો જે સમૂહ તે સમૂહરૂપી વેગવાળી છે! ઉપર વર્ણવેલા પચાસ આરાઓરૂપી વિભાગવાળી આ સંસારનદી છે. અને એના પાંચ અવિદ્યાદિ પર્વો એટલે કે બંધનો છે. અર્થાત્ પાંચ જ્ઞાનેન્દ્રિયોના ઝરણથી પાણીવાળી, પંચ મહાભૂતોને લઇને, વાંકીચૂકી અને આથી જ ભયંકર, પાંચ પ્રાણોરૂપી મહા મોજાંવાળી, પાંચ જ્ઞાનેન્દ્રિયના મૂલરૂપ મનમાંથી નીકળનારી, ગર્ભવાસ આદિ મહાદુઃખોના વેગવાળી, પાંચ વિષયોરૂપી જીવને ડુબાડનાર ભમરીવાળી, અનન્ત ભેદવાળી અને કલેશાદિ પાંચ પર્વોવાળી આ સંસારનદી અહર્નિશ, વિના વિરામે વહી રહી છે. અંદર અનન્ત જીવો ઘસડાઇ રહ્યા છે! આવી સંસારનદીને પેલા બ્રહ્મવાદી ઋષિઓએ ધ્યાનનેત્રે સાક્ષાત્ જોઇ-અનુભવી. આ આવી નદી છે અને આપણે બધા એમાં અવશપણે ઘસડાતા જઇએ છીએ. માટે જ એને તરી પેલે પાર જવાનો ઉપાય માણસે શોધવો જોઇએ એવું અહીં સૂચિત છે! ॥૫॥

**सर्वाजीवे सर्वसंस्थे बृहन्ते तस्मिन् हंसः भ्राम्यते ब्रह्मचक्रे ।**
**पृथग् आत्मान प्रेरितारं च मत्वा जुष्टः ततः तेन अमृतत्वं इति ॥६॥**

જે सर्वाजीवे=સૌનું જન્મસ્થાન છે તથા सर्वसंस्थे=સૌનું મરણસ્થાન છે तस्मिन्=તે बृहन्ते=સૌથી મોટા ब्रह्मचक्रे=બ્રહ્મચક્રમાં-બ્રહ્મ ચલાવેલા સંસાર ચક્રમાં हंसः=જીવાત્મા भ्राम्यते=ભ્રમણ કરાવાય છે. તે જીવાત્મા જ્યારે आत्मानं=પોતાની જાતને च=તથા प्रेरितारं=ભમાવનારને पृथग्=શરીરથી ભિન્ન मत्वा=સમજીને तेन=તેની સાથે जुष्टः=પ્રીતિ કરાયેલી બને છે-ભક્તિપૂર્વક કર્મયોગથી તેની પ્રીતિનું પાત્ર બને છે. ततः=ત્યારે अमृतत्वं=અમૃતત્વને एति=પ્રાપ્ત કરે છે.

જે સૌનું જન્મસ્થાન તથા સૌનું મરણસ્થાન છે તે સૌથી મોટા સંસારચક્રમાં જીવાત્મા ભ્રમણ કરે છે. તે જ્યારે પોતાની જાતને અને પોતાને પ્રેરનારને શરીરથી ભિન્ન સમજી તે પ્રેરકની સાથે પ્રીતિવાળો થાય છે ત્યારે અમૃતત્વને પ્રાપ્ત કરે છે. ॥૬॥

આમ આગલા મન્ત્રમાં પ્રશ્નો ઉઠયા. બીજામાં સંભવિત કારણ માત્રનું નિરાકરણ કર્યું. ત્રીજામાં ઈશ્વરના ઈક્ષણથી સચરાચરને પ્રકૃતિ જન્માવે છે એમ બતાવ્યું. ચોથામાં પ્રકૃતિના અનન્ત બ્રહ્મચક્રને સંક્ષેપમાં વર્ણવ્યું. અને પાંચમા મન્ત્રમાં સંસારની મહાનદીનું દર્શન કરાવ્યું. હવે આ બ્રહ્મચક્ર-સંસારનદીમાં પતિત જીવનો છૂટકારો કેવી રીતે થાય તે બતાવતાં ઋષિઓ કહે છે. પરવશ જીવાત્માને આ મહાન સંસારચક્રમાં સ્વકર્મવશ પરમાત્મા ભ્રમણ કરાવે છે. આ સંસારચક્ર મહાન છે. એનો ક્યાં આરો? આ સંસારનું ચક્ર બ્રહ્મચક્ર છે એટલે ઇશ્વરે ચલાવેલું આ ચક્ર છે! અને આથી જ ઇશ્વરની મરજી સિવાય એના ભ્રમણમાંથી મુક્ત ન થવાય. આ ચક્ર 'સર્વાજીવ' અને 'સર્વસંસ્થ' છે. એટલે કે પ્રાણીમાત્રના દેહનું જન્મસ્થાન છે અને લયસ્થાન છે. અર્થાત્ જીવમાત્રના દેહો પ્રકૃતિમાંથી પ્રકટે છે અને પ્રકૃતિમાં અંતે લીન થાય છે. અને પ્રકૃતિ પરમપુરુષની નિત્ય શક્તિ છે! આથી પરમાત્માને આધારે છે! તો આ બ્રહ્મચક્રમાંથી છૂટાય ક્યારે? શ્રુતિ કહે છે કોઈક પુણ્યશાળી જીવ જ્યારે પોતાની જાતને અને પોતાને પ્રેરનારને શરીરથી ભિન્ન સમજે છે, અને ભિન્ન જાણીને તે પ્રેરકની સાથે પ્રીતિવાળો થાય છે ત્યારે અમૃતત્વને-જન્મમરણના ચક્રને ઓળંગી સ્વસ્થતાને પામે છે. અર્થાત્ અહીં બ્રહ્મચક્રમાંથી છૂટવાના ઉપાયનું દર્શન છે! અને તે ઉપાય તે વિવેક છે. આત્મા, પ્રકૃત્યાત્મક દેહમાં પોતાપણું સમજી બેસીને વર્તે છે તેથી ભમે છે. જ્યારે વસ્તુગત્યા પ્રકૃતિ જડ હોઈને, સ્વરૂપ સંભવતું નથી! આત્મા ચેતન છે તો જીવ જ્યારે દેહરૂપે પરિણમેલી પ્રકૃતિથી પોતાની જાતને વિવેકબળે જુદો સમજે અને તે ઉપરાંત પોતાના અને પ્રકૃતિના પ્રેરક પરમાત્માને પણ સમજે ત્યારે તે અમૃતત્વ પામે છે. જીવાત્મા અને પરમાત્મા બન્ને શરીરરૂપી વૃક્ષથી ભિન્ન છે! પહેલાં પુરુષ દેહને વળગેલો હોય છે. એ દેહની વળગણમાંથી વિવેકબળે છૂટેલો જીવ, તે જ વિવેકની અત્યંત તીવ્રતાથી પોતાને કોની સાથે પ્રીતિ કરવી જોઇએ એ સમજી શકે છે. જીવાત્માના પરમપ્રેમનું એક જ પાત્ર છે અને તે પરમાત્મા. પ્રકૃતિથી છૂટીને જ્યારે જીવાત્મા આ પરમાત્મા સાથે પ્રીતિ બાંધે છે ત્યારે તે અમૃત થાય છે. એટલે કે જન્મમરણના ફેરામાંથી છૂટે છે. અર્થાત્ પ્રકૃતિની પકડમાંથી વિવેક અને વિરાગ દ્વારા છૂટી અને પરમાત્માના ઉપર અતિશય, નિષ્કામભાવે પ્રીતિ એ અમૃત થવાનું સાધન છે. ॥ ૬ ॥

**उद्गीतमेतत् परमं तु ब्रह्म, तस्मिन्त्रयं, सुप्रतिष्ठं अक्षरं च।**
**अत्र अन्तरं ब्रह्मविदः विदित्वा लीना ब्रह्मणि तत्पराः योनिमुक्ताः॥७॥**

જે एतत् = આ तु=નિશ્ચય परमं = સર્વોત્તમ ब्रह्म = બ્રહ્મ उद्गीतं = ઉપનિષદોમાં ગાવામાં આવ્યું છે तस्मिन् = તે બ્રહ્મમાં त्रयं=ત્રણ ભોગ્ય-સંસાર ભોક્તા-જીવ, અને પ્રેરક (ઇશ્વર) એ ત્રણે છે. તે सुप्रतिष्ठाः = શ્રેષ્ઠ આશ્રય છે. च=તથા अक्षरं=નાશ રહિત છે. अत्र=આ મનુષ્ય શરીરની अन्तरं=અંદર विदित्वा=પ્રાપ્ત કરીને तत्पराः = તત્પરાયણ થયેલા ब्रह्मणि=બ્રહ્મમાં લીન થયેલા, ब्रह्मविदः = બ્રહ્મવેત્તાઓ योनिमुक्ताः=યોનિમાં આવવા જવાથી મુક્ત થાય છે.

જે આ નિશ્ચય સર્વોત્તમ બ્રહ્મ ઉપનિષદોમાં ગવાયેલું છે તેમાં ભોગ્ય, ભોક્તા અને ભોજયિતા એ ત્રણે છે. તે બ્રહ્મ સર્વોત્તમ આશ્રય છે તથા તે અવિનાશી છે. આ મનુષ્ય શરીરની અંદર તે બ્રહ્મને પ્રાપ્ત કરીને તત્પરાયણ, બ્રહ્મલીન, બ્રહ્મવેત્તાઓ યોનિમાં આવાગમનથી મુક્ત થાય છે. ॥ ૭ ॥

પ્રકૃતિ, જીવાત્મા અને પરમાત્મા એ ત્રણ તત્ત્વજ્ઞાનનો વિષય છે. તો શું એ ત્રણે જુદા છે? ઋષિઓનું ધ્યાનસ્થ દર્શન આ બાબતનો નિર્ણય આપતાં કહે છે કે ભોગ્ય=પ્રકૃતિ, ભોક્તા=જીવ અને ભોજયિતા=પરમાત્મા એ ત્રણે બ્રહ્મમાં છે. અર્થાત્ બ્રહ્મ જ પોતાની અકળ ગતિથી આ ત્રિવિધ રૂપે વર્તી રહ્યું છે. પરમાત્માની જ અનવગાહ્ય ઇચ્છાથી તેની સૃષ્ટિ નિર્માણશક્તિ જડ જેવી બની પ્રકૃતિ રૂપે પથરાયેલી છે. એ પોતાની જ મહામાયામાં એ પોતે જ જીવ રૂપે સંસારદશામાં ભોક્તા થઇ પ્રવર્તે છે. અને એ પોતે જ પોતાના સ્વરૂપ મહિમામાં સદા વિરાજમાન છે। અર્થાત્ પરમાત્મા એક છે અને તેની બે શક્તિઓ છે. એક ભોગ્ય અને બીજી ભોક્તા. તે પરમાત્મા જ સૌના આશ્રય છે. તે જ અક્ષરતત્ત્વ છે. બ્રહ્મ-જીવ અને જગત રૂપે આપણને તે જણાય છે. બાકી તે જેવા છે તેવા જ-એક જ-અદ્વિતીય જ છે। આવા અદ્વિતીય પરમાત્માને 'अत्र' એટલે અહીં મનુષ્ય શરીરમાં જ 'अन्तरं' એટલે હૃદયની અંદર જાણીને તત્પરાયણ-બ્રહ્મલીન-બ્રહ્મવેત્તાઓ યોનિમુક્ત એટલે દેહમુક્ત થાય છે. અર્થાત્ આ મન્ત્રમાં પરમાત્મા ક્યાં ગોતવાના છે તે બતાવે છે. મનુષ્યના શરીરમાં હૃદયની ગુફામાં તે પરમાત્મા છે તેને જાણવાના છે. એટલે કે તે જ જીવ, જગત અને જગતકર્તા છે એમ સમજવાનું છે. અને એ જાણીને પ્રતિક્ષણ તત્પરાયણ થઇ બ્રહ્મમય થવાનું છે. જે હૃદયસ્થ પરમાત્માને જાણી તત્પર થઇ તલ્લીન થાય છે તે જ 'યોનિ મુક્ત'

એટલે કે દેહની પ્રાપ્તિથી મુક્ત થાય છે. અર્થાત્ અમૃત થાય છે. આ છે ઋષિઓનું ધ્યાનસ્થ દર્શન. જે હૃદયમંદિરમાં તેને જાણે છે અને સાચી રીતે જાણે છે તેને તેના ઉપર અવ્યભિચારી પ્રીતિ થયા વિના નહીં રહે. અને જેની જ્યાં પ્રીતિ તેમાં જ તેનો માનસિક વાસ હોય છે. એટલે ઇશ્વરનો પ્રિય મનુષ્ય ઇશ્વરપરાયણ જ રહે છે. અને ધીરે ધીરે તેની અને ઇશ્વરની વચ્ચે અભેદભાવ થઇ જાય છે. એટલે તેવા ઇશ્વરપ્રેમીઓ સદેહે ઇશ્વરમાં લીન થાય છે. અને ઇશ્વરમાં લીન થયેલાઓને પુનઃ દેહાકાર ધારણ કરવો પડતો નથી. કેમકે દેહનું કારણ જ ત્યાં રહેતું નથી. અર્થાત્ જીવતાંજીવ અને મર્યા બાદ તેવા પુરૂષો મુક્ત થઇ જાય છે! ॥ ૭ ॥

**संयुक्तं एतद् क्षरं अक्षरं च व्यक्ताव्यक्तं भरते विश्वं ईशः ।**
**अनीशश्च आत्मा बध्यते भोक्तृभावात्, ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥ ८ ॥**

एतत् = આ संयुक्तं = સંયુક્ત क्षरं = ક્ષર–નાશવાન્ કાર્ય च = તથા अक्षरं = અવિનાશી–કારણ–અક્ષર व्यक्ताव्यक्तं = વ્યક્ત અને અવ્યક્ત = સ્થૂલ અને સૂક્ષ્મ विश्वं = વિશ્વને ईशः = ઇશ્વર–પરબ્રહ્મ પરમાત્મા भरते = બનાવે છે અને મટાડે છે. अनीशः = અનીશ્વર = સાધન સામગ્રી ન હોવાથી અસમર્થ आत्मा = જીવાત્મા भोक्तृभावात् = સુખદુઃખનો ભોક્તા હોવાથી એ જગતમાં बध्यते = બંધાય છે. च = અને देवं = દેવોના દેવ પરમાત્માને ज्ञात्वा = જાણીને–સાક્ષાત્કાર કરીને सर्वपाशैः = તમામ બંધનોમાંથી मुच्यते = મુક્ત થાય છે.

સેળભેળ થયેલા આ કાર્ય અને કારણ તથા સ્થૂલ અને સૂક્ષ્મ સમસ્ત જગતને પરમાત્મા બનાવે છે અને ટાળે છે. અનીશ્વર જીવાત્મા ભોક્તાપણાને લીધે સંસારમાં બંધાય છે. અને દેવના દેવ પરમાત્માને જાણીને તમામ પાશોમાંથી મુક્ત થાય છે. ॥૮॥

દેવને–પરમાત્માને જાણીને જ અમૃતત્વ પમાય છે. એ દર્શનની દૃઢતા સાધતાં વળી પેલાં બ્રહ્મવાદીઓ કહે છે. આ સ્થૂલ અને સૂક્ષ્મ–કાર્ય કારણભાવે અવિભાજ્ય–સેળભેળ થઇ ગયેલાં–મિશ્ર–સમસ્ત જગતને પરમાત્મા –ઇશ્વર–સર્વસત્તાશીલ પરમાત્મા બનાવે છે અને ટાળે છે. અર્થાત્ આ વ્યક્તાવ્યક્ત ક્ષરાક્ષર સંયુક્ત જગતનું ઉત્પત્તિકાળે પરમાત્મા સર્જન કરે છે. અને વિનાશકાળે તેનો ઉપસંહાર કરે છે! આ જગતને–સંસારને પરમાત્મા કેમ ઉપજાવે છે? તો ભોક્તા–જીવના ભોગ માટે. અર્થાત્ આ સંસારમાં અનીશ્વર જીવાત્મા=અજ્ઞાનવિદ્ધ અને આથી જ લાચાર જીવાત્માને ભોક્તૃભાવ

હોવાથી તે બંધાય છે. જો એનો ભોક્તાભાવ ટળે–"મારે અમુક જોઈએ" એવો રાગવિદ્ધ ભાવ જ્ઞાનથી મરે, તો તે મુક્ત થાય–તે ઇશ થાય! અર્થાત્ સ્વરૂપે પરમાત્મા, છતાં આ જીવ, ભોક્તૃભાવથી સંસારમાં અનીશ–અલ્પશક્તિ બને છે. અને અલ્પશક્તિ હોઇને લાચાર બની બંધાય છે! આ ભોક્તૃભાવના મારણનો ઉપાય શો? દેવને જાણીને તમામ પાશોમાંથી તે છૂટે છે. અર્થાત્ આવો બદ્ધજીવ પુરુષાર્થ કરી પરમાત્માની કૃપાથી પરમાત્માને સાક્ષાત્ પોતાનામાં જાણે તો સર્વ બંધનમાંથી તેની મુક્તિ થાય છે. અર્થાત્ પરમાત્માના વિજ્ઞાનમાં પાશમુક્તિ છે. પરમાત્માના અજ્ઞાનમાં સર્વપાશના બંધન છે! પરમાત્માના જ્ઞાનથી ભોક્તૃભાવની નિવૃત્તિ થાય છે એટલે કે પરમ વિરાગની અવસ્થા પ્રાપ્ત થાય છે. અને પરમવિરાગ પરમાત્માની પ્રાપ્તિમાં મુખ્ય અંતરંગ સાધન છે! ॥ ૮ ॥

**ज्ञाज्ञौ द्वौ अजौ ईशानीशौ, अजा ह्येका भोक्तृभोगार्थयुक्ता।**
**अनन्तश्चात्मा विश्वरूपः ह्यकर्ता त्रयं यदा विन्दतेब्रह्ममेतत् ॥९॥**

ज्ञाज्ञौ=જ્ઞ અને અજ્ઞ–સર્વજ્ઞ અને અલ્પજ્ઞ, ईशानीशौ=ઇશ અને અનીશ–સર્વશક્તિ અને અલ્પશક્તિ द्वौ=એ બે अजौ=અજન્મા છે. તથા एका=એક अजा=અજન્મા हि=નિશ્ચય જગજ્જનની મહામાયા પ્રકૃતિ છે જે भोक्तृभोगार्थयुक्ता=ભોક્તા જીવાત્માને સુખદુઃખનો ભોગ કરાવવાને નિયુક્ત થયેલી છે. आत्मा=પરમાત્મા अनन्तः=અનન્ત–જન્મમરણરૂપી અન્તથી રહિત च=તથા विश्वरूपः=સમસ્ત જગતને બતાવનારો છે. તે हि=નિઃસન્દેહ अकर्ता= શુભાશુભ કર્મનો અકર્તા છે તથા અભોક્તા–સુખદુઃખનો અભોક્તા છે. यदा= જ્યારે મનુષ્ય त्रयं=એ ત્રણેને विन्दते=મેળવે છે–ત્રણેના સ્વરૂપને જાણી લે છે ત્યારે एतत्=આ ब्रह्मं=બ્રહ્મને પ્રાપ્ત કરે છે.

સર્વજ્ઞ અને અલ્પજ્ઞ, સર્વશક્તિ અને અલ્પશક્તિ એ બે (અનુક્રમે ઈશ્વર અને જીવ) અજન્મા છે તથા એક અજન્મા છે નિશ્ચય પ્રકૃતિ–કે જે જીવાત્માને–ભોક્તાને ભોગ આપવામાં નિયુક્ત છે. પરમાત્મા અનન્ત તથા સમસ્ત વિશ્વનો બનાવનાર છે. તથા નિઃસન્દેહ તે અકર્તા અને અભોક્તા છે. જ્યારે મનુષ્ય આ ત્રણેને–પ્રકૃતિ–પુરુષ અને પરમાત્માને સ્વરૂપે જાણી લે છે ત્યારે એ બ્રહ્મને જાણે છે. ॥ ૯ ॥

આગલા મન્ત્રમાં પરમાત્માને જાણીને બંધમુક્ત થાય છે એમ બતાવ્યું. તો પરમાત્માનું જ્ઞાન એટલે શું? તેનો નિર્ણય આપતાં કહે છે કે સર્વજ્ઞ અને સર્વશક્તિ ઈશ્વર તથા અલ્પજ્ઞ અને અલ્પશક્તિ જીવ એ બન્ને

અજ છે! સ્વરૂપે અજન્મા છે! આ બેમાં અલ્પજ્ઞ અને અલ્પશક્તિ જીવને સ્વકર્માનુસાર ભોગ આપવા માટે નિયુક્ત થયેલી પ્રકૃતિ એ પણ એક અને અજન્મા છે! અર્થાત્ ભોક્તા હોય તે ભોગ્ય હોઇ ન શકે. આથી પ્રકૃતિ અને પરમાત્મા એ બેમાં પ્રકૃતિ એ ભોગ્ય હોઇને જીવનું સ્વરૂપ ન હોઇ શકે. જ્યારે પરમાત્મા એ જીવાત્માનું સ્વરૂપ છે, અને સ્વરૂપની પ્રાપ્તિ એ તો આપણો જન્મસિદ્ધ હક્ક છે! આથી આ અલ્પજ્ઞત્વ અને અલ્પશક્તિત્વ આપણને કેમ પ્રાપ્ત થયું તેનું કારણ વિચારી કારણ દૂર કરવાથી સ્વયમેવ કાર્ય દૂર થતાં આપણને આપણી સ્વરૂપસ્થિતિ સમજાય. આવા વિવેકી આત્માને શું સમજાશે?–ઋષિઓ કહે છે પરમાત્મા અનન્ત-અન્તશૂન્ય છે. વિશ્વકર્તા છે. અને આમ છતાં તે અકર્તા અને અભોક્તા છે. કેમકે પરમાત્મા પરિપૂર્ણ છે! તો જીવ પણ સ્વરૂપે તે જ હોઇ અકર્તા અને અભોક્તા જ હોવો ઘટે. એ સ્વરૂપે અભોક્તા અને અકર્તા થાય જો–પ્રકૃતિનું પોતાનું અને પરમાત્માનું આ તત્ત્વ જાણે તો. અને આ ત્રણે તત્ત્વનો વિશુદ્ધ નિશ્ચય એ જ બ્રહ્મજ્ઞાન છે! અર્થાત્ પ્રકૃતિનું ભોગ્યત્વ–જાતનું ભોક્તૃત્વ અને પરમાત્માનું અકર્તૃત્વ અને આથી જ અભોક્તૃત્વ જાણનાર પોતે પણ પરમાત્માનો સજાતીય હોવાથી પરમાત્મા જેવો છે, એમ સમજી મુક્ત થાય છે! ॥ ૯ ॥

**क्षरं प्रधानं अमृताक्षरं हरः क्षरात्मानौ ईशते देवः एकः। तस्य अभिध्यानात् योजनात् तत्त्वभावात् भूयश्च अन्ते विश्वमाया-निवृत्तिः ॥ १० ॥**

क्षरं=ક્ષર=કાર્યજગત્ प्रधानं=અક્ષરરૂપ પ્રકૃતિ તથા अमृताक्षरं=કૂટસ્થ અક્ષરરૂપ हरः=જીવાત્મા છે. क्षरात्मानौ=પ્રકૃતિ તથા જીવાત્મા એ બન્ને પર देवः=પરમાત્મા एकः=એકલા ईशते=સત્તા ચલાવે છે. तस्य=તે મહા દેવના अभिध्यानात्=વારંવાર ચિન્તનથી, योजनात्=તેમાં મનને જોડવાથી च=તથા भूयः=ત્યાર બાદ तत्त्वभावात्=તદ્રૂપ થઇ જવાથી પ્રારબ્ધ ભોગના अन्ते=અન્તે विश्वमायानिवृत्तिः=વિશ્વજનની મહામાયાની નિવૃત્તિ થાય છે.

ક્ષર અક્ષર રૂપ પ્રકૃતિ તથા કૂટસ્થ અક્ષર રૂપ જીવાત્મા છે. પ્રકૃતિ અને જીવાત્મા એ બન્ને ઉપર પરમાત્મા એકલા હકૂમત ચલાવે છે. તે પરમાત્માના વારંવાર ચિન્તનથી, તેમાં મનના જોડાણથી તથા ત્યાર બાદ તદ્રૂપ થઈ જવાથી પ્રારબ્ધ ભોગને અંતે વિશ્વજનની માયાની નિવૃત્તિ થાય છે.

પ્રકૃતિ અને પુરુષનો સ્વરૂપભેદ બતાવતાં મુકત થવાની ચાવી દર્શાવતાં કહે છે કે આ સમસ્ત કાર્યરૂપ જગત એ પ્રકૃતિરૂપ પ્રધાન છે! કેમકે કારણથી કાર્ય નોખું નથી હોતું. તો પ્રકૃતિ યદ્યપિ અજન્મા છે છતાં તે પરિણામિની છે! અને પ્રકૃતિનું પરિણામ તે જ આ જગત છે. તેમાં-એ પ્રકૃતિના પરિણામોમાં અમૃત અક્ષર હર છે. એટલે કે અપરિણામી જીવાત્મા હર છે. અર્થાત્ પ્રકૃતિ અને પુરુષ બન્ને સ્વરૂપે અજન્મા છે છતાં તે બેમાં એક મોટો ભેદ છે પ્રકૃતિ ક્ષણ પરિણામિની છે અને પુરુષ-જીવાત્મા સદા અપરિણામિ છે. અને અધ્યાત્મ પ્રકરણમાં આ ભેદ ખૂબ જ અગત્યનો છે! આ પરિણામી અક્ષર રૂપ પ્રકૃતિ અને કૂટસ્થ અપરિણામી અક્ષર રૂપ હર= જીવાત્મા ઉપર એક પરમાત્મા હકૂમત ચલાવે છે. અર્થાત્ આ બન્નેના શાસક પરમાત્મા છે! આ પ્રકૃતિની પરિણામ પરંપરામાં જકડાયેલો જીવ કયારે પોતાના સ્વરૂપમાં અવસ્થિત થાય છે? ઋષિઓ કહે છે કે પ્રકૃતિ અને પુરુષ ઉભયના અંતર્યામિ પરમાત્માના વારંવાર પરમપ્રેમથી ચિન્તન-તેમનામાં મનોયોગ અને ત્યાર બાદ તદ્રૂપતા થાય ત્યારે પ્રારબ્ધાન્તે વિશ્વમાયાની નિવૃત્તિ થાય છે. અર્થાત્ સંસારમાંથી છૂટવાના ત્રણ ઉપાયો અહીં બતાવે છે. પરમાત્માનું પરમ પ્રેમથી ચિન્તન, તેમનામાં પરમપ્રેમથી વારંવાર મનનો યોગ-જોડાણ તથા છેવટે તદ્રૂપતા. ચિન્તન-યોગ-અને તત્ત્વભાવ જ્યારે પરિપકવ થાય છે ત્યારે અજ્ઞાન નાશ પામે છે. આથી ક્રિયમાણ કર્મનો લેપ લાગતો નથી. સંચિતનો નાશ થાય છે. અને પ્રારબ્ધ તેટલાં જ ભોગવવાનાં હોઇને તે ભોગવીને તેવો જીવ મુકત થાય છે. એટલે કે એવા કૃતકૃત્ય-કૃતાર્થ આત્માની આગળથી ગુણમયી પ્રકૃતિ ભોગ અને અપવર્ગરૂપી પ્રયોજન ખતમ થયેલું હોઇને છેવટની વંદના કરી ચાલી જાય છે.! ॥૧૦॥

**ज्ञात्वा देवं सर्वपाशापहानिः क्षीणैः क्लेशैः जन्ममृत्यु प्रहाणिः।**
**तस्य अभिध्यानात् तृतीयं देहभेदे विश्वैश्वर्यं केवलः आप्तकामः ॥११॥**

देवं=પરમાત્માને ज्ञात्वा=જાણીને सर्वपाशापहानिः=તમામ કર્મ આદિ બંધનોનો નાશ થઈ જાય છે. क्लेशैः=કલેશ કર્મ આદિ બંધનો क्षीणैः=ક્ષીણ થઇ જતાં તેનાથી जन्ममृत्युप्रहाणिः=જન્મમરણની અત્યંત નિવૃત્તિ થઈ જાય છે. तस्य=તે મહા દેવ પરમાત્માના अभिध्यानात्=અભિધ્યાનથી તન્મય થઇ જવાથી केवलः=ત્રિગુણાતીત आप्तकामः=આપ્તકામ થયેલ મનુષ્ય देहभेदे= દેહનો ભેદ થતાં તે विश्वैश्वर्यं=સૌના ઈશ્વર तृतीयं=ત્રીજા તે પરમાત્માને પ્રાપ્ત થાય છે.

પરમપિતા પરમાત્માને જાણીને તમામ પાશોનો નાશ થાય છે. તમામ કલેશ કર્મ આદિ, ક્ષીણ થયેલા પાશોને લીધે જન્મમરણની અત્યંત નિવૃત્તિ થાય છે. તે મહાદેવ પરમાત્માના અભિધ્યાનથી તન્મય બની જવાથી, ત્રિગુણાતીત અને સમાપ્તકામ થયેલો મનુષ્ય, દેહનો ભંગ થતાં તે સૌના ઈશ્વર એવા-ત્રીજાને-એટલે કે પરમાત્માને પામે છે. ॥ ૧૧ ॥

યોગ અને તત્ત્વભાવમાં પણ અભિધ્યાન મુખ્ય છે. કેમકે અભિધ્યાનનો જ પ્રકર્ષ એટલે યોગ અને યોગનો જ પ્રકર્ષ એટલે તત્ત્વભાવ છે. આથી અભિધ્યાનની=પરમાત્માના પરમપ્રેમથી વારંવાર ચિન્તનની જ ઉપયોગિતા સમર્થિત કરતાં ઉક્તાર્થને દૃઢ કરે છે કે પરમપિતા પરમાત્માને આત્મસ્વરૂપ જાણીને સંસારદશામાં પુરૂષ-પશુને બાંધનારા તમામ માયાના પાશોની નિવૃત્તિ છે. એ પાશો એટલે અવિદ્યા વગેરે પાંચ કલેશો જ છે! અર્થાત્ સર્વપાશાપહાનિનો જ અર્થ બતાવતાં કહે છે કે અવિદ્યાદિ પાંચ કલેશોની ક્ષીણતા થતાં-એટલે કે તેમની કાર્યશક્તિ ડંભાઇ જતાં, જન્મ અને મૃત્યુનો અત્યંત નાશ થાય છે! આવો નિવૃત્ત-કલેશ માનવ પરમાત્માના અભિધ્યાનથી-ચિન્તનથી પરમાત્મમય બની જાય છે. એટલે કે પરમાત્માની માફક ત્રણ ગુણમાં રહેતો છતાં તેમની પકડથી પર થાય છે. કેમકે તે સ્વરૂપ-પ્રાપ્તિ થઇ હોવાથી વિગતતૃષ્ણ=આપ્તકામ થાય છે. અર્થાત્ પ્રભુના ચિન્તનથી મનુષ્ય ત્રિગુણાતીત અને આપ્તકામ એટલે કે પરમ વિરાગી થાય છે! આવો ત્રિગુણાતીત-આપ્તકામ મનુષ્ય ચાલુ દેહનો નાશ થતાં, ભવિષ્યમાં દેહ જન્મનું કારણ બાકી ન રહેતું હોવાથી, સૌના શાસક પેલા પરમપિતા પરમાત્મા-કે જે પ્રકૃતિ પુરૂષ અને પરમાત્મા એ ત્રણમાં ત્રીજા છે-તેમને પામે છે. અને આ પ્રાપ્તિ પછી તો આગળ જવાનું નથી એવો સૌ શાસ્ત્રોનો અને અનુભવીઓનો એકરાર છે! ॥ ૧૧ ॥

**एतत् ज्ञेयं नित्यं एव आत्मसंस्थं नातः परं वेदितव्यं हि किंचित् ।**
**भोक्ता भोग्यं प्रेरितारं च मत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्ममेतत् ॥१२॥**

आत्मसंस्थं=શરીરની અંદર હૃદયનાં રહેલ एतत्=આ બ્રહ્મ एव=નિઃસન્દેહ नित्यं=સદા ज्ञेयं=જાણવા યોગ્ય છે. अतः=એનાથી परं=પર किंचित्=બીજું કાંઈપણ वेदितव्यं=જાણવા જેવું न=નથી. भोक्ता=ભોક્તા જીવાત્મા, भोग्यं=ભોગ્ય-પ્રકૃતિ च=તથા प्रेरितारं=પ્રેરક ઇશ્વરને मत्वा=જાણી સેવાથી બ્રહ્મ ભણાયેલ થાય છે. કેમકે एतत्=આ सर्वं=બધું त्रिविधं=ત્રણ પ્રકારનું ભોક્તા ભોગ્ય અને ભોજયિતા-ब्रह्म=બ્રહ્મ છે એમ प्रोक्तं=કહેવામાં આવેલું છે.

શરીરમાં હૃદયની અંદર રહેલ આ બ્રહ્મ નિઃસંદેહ હંમેશાં જાણવા યોગ્ય છે. એનાથી પર કોઈપણ જાણવા યોગ્ય નથી. ભોક્તા-ભોગ્ય અને ભોજયિતાને જાણી લેવાથી બ્રહ્મ જણાયેલું થાય છે કેમકે આ બધું બ્રહ્મ છે જે ત્રણ પ્રકારે ભોક્તા-ભોગ્ય અને ભોજયિતા એમ કહેવામાં આવેલું છે. ॥ ૧૨ ॥

આગલા મન્ત્રમાં પરમાત્માનું અભિધાન મનુષ્યને શ્રેયઃ પ્રાપ્તિ કરાવી આપે છે એમ કહ્યું. એ પરમાત્મા જ જ્ઞેય–મનુષ્યજીવનમાં એક જ જાણવા જેવો પદાર્થ છે. એવું દૃઢ કરતાં પરમાત્માનું જ્ઞાન એ જ્ઞાનની અવધિ છે એમ કહેતાં પેલા વેદવાદી ઋષિઓ કહે છે કે હંમેશાં જાણવા જેવી જો કોઇ ચીજ હોય તો તે આ આત્મસંસ્થ બ્રહ્મ છે. અર્થાત્ માણસના હૃદયમાં રહેલું આત્મતત્ત્વ બ્રહ્મસ્વરૂપ છે. એ જ જાણવા જેવું–હંમેશાં જાણવા જેવું છે. એ હૃદયસ્થ પરમાત્માથી પર–બીજું કશું જાણવા જેવું નથી. પ્રભુ સિવાયનું જેટલું માણસ જાણે તે અજ્ઞાન જ છે. અજ્ઞાનનો જ અપરિમિત સંગ્રહ છે! આ પરમાત્માનું જ્ઞાન એટલે ભોક્તા = જીવાત્માનું–પ્રકૃતિ = ભોગ્યનું અને તે ઉભયના પ્રેરક પરમાત્માનું નિઃસંશય તાત્ત્વિક જ્ઞાન છે. કેમકે ભોગ્ય ભોક્તા અને ભોજયિતા એ ત્રણે બ્રહ્મ છે! આથી આ ત્રણેનું તત્ત્વજ્ઞાન મેળવવાથી જ જન્મમૃત્યુપ્રહાણિ થાય છે. કેમકે તત્ત્વજ્ઞાનથી હાનોપાદાન સુઝ પડશે. પ્રકૃતિનું હાન અને પરમાત્માનું ઉપાદાન માણસને નિહાલ કરી દે છે. ॥૧૨॥

**वन्हेः यथा योनिगतस्य मूर्तिः न दृश्यते नैव च लिंगनाशः।**
**स भूयः एव इन्धनयोनिगृह्यः तद्वोभयं वै प्रणवेन देहे ॥१३॥**

यथा=જેમ योनिगतस्य=પોતાના કારણ રૂપ ઇંધણમાં રહેલા वन्हेः=અગ્નિનું मूर्तिः=સ્વરૂપ, તે પ્રકટ થાય તે પહેલાં न दृश्यते=જણાતું નથી च=અને છતાં તે અગ્નિનું लिंगनाशः=સૂક્ષ્મ સ્વરૂપનો नाशः=નાશ नैव=નથી જ, અને सः=તે एव=જ અગ્નિ भूयः=પાછળથી ઇંધણમાં પ્રકટ થતાં इन्धनयोनिगृह्यः=ઇંધણરૂપી પોતાના કારણમાં જાણવાને યોગ્ય થાય છે तत्=તે જ મુજબ वा=નિઃસંદેહ देहे=દેહમાં प्रणवेन=ૐકાર દ્વારા वै=નિશ્ચય उभयं=પર અને અપર બન્ને પ્રકારનું બ્રહ્મ પકડાય છે.

જેમ પોતાના કારણરૂપ કાષ્ઠમાં રહેલા અગ્નિનું સ્વરૂપ તે પ્રકટ થાય તે પહેલાં દેખાતું નથી અને છતાં તે અગ્નિના સૂક્ષ્મ સ્વરૂપનો નાશ નથી જ; અને તે જ અગ્નિ પાછળથી પોતાના કારણરૂપ કાષ્ઠમાં પ્રદીપ્ત થતાં દેખાવા યોગ્ય બને છે, તેમ નિઃસન્દેહ પોતાના શરીરમાં પ્રણવ દ્વારા નિશ્ચય પ્રગટ થતાં, પર અને અપર બ્રહ્મ પકડાવાને યોગ્ય થાય છે. ॥ ૧૩ ॥

આ પરમાત્મા નિત્ય જાણવા જેવો છે અને એનાથી પર બીજું કશું જાણવા જેવું નથી, એટલું કહેવા માત્રથી પરમાત્મા જણાતા નથી. કેમકે પરમાત્મા અપ્રત્યક્ષ છે. તો અપ્રત્યક્ષ પરમાત્માનું જ્ઞાન કેવી રીતે થાય? પહેલાં તો તે 'છે' એની પ્રતીતિ થવી-શ્રદ્ધા થવી મુશ્કેલ છે. જ્યાં શ્રદ્ધા જ ન હોય ત્યાં પરમાત્માની પ્રાપ્તિ માટે પ્રયત્ન કેમ થાય? આથી શ્રદ્ધા=ઇશ્વર છે એવી બુદ્ધિ-ઉપજે તો તેને મેળવવાનો યત્ન કરવા માણસ પ્રેરાય. આથી સૂક્ષ્મ પરમાત્મા છે એમ દૃષ્ટાન્ત દ્વારા બતાવી તેની પ્રાપ્તિ માટે પ્રણવોપાસનાનું વિધાન કરતાં કહે છેઃ– કાષ્ઠમાં અગ્નિ છે છતાં તે અગ્નિ જ્યાં સુધી પ્રદીપ્ત ન થાય ત્યાં સુધી જણાતો નથી. પણ તે જણાતો નથી માટે નથી, એમ માનવું જેમ ભૂલભરેલું છે-કેમકે જે જ્યાં ન હોય તે ત્યાં પાછળથી પણ, પ્રયત્ને પણ, હોઈ શકતો નથી. અગ્નિ કાષ્ઠમાં છૂપાયેલો છે અને આથી જ યોગ્ય પ્રયત્ને તે પ્રત્યક્ષ દેખાય છે. તે જ મુજબ પરમાત્મા આ દેહમાં છે, પણ દેખાતો નથી. પણ પ્રણવ દ્વારા-ૐકારના, પરમપ્રેમથી જપ દ્વારા તે દેહમાં પ્રકટ થાય છે! એ જ્યારે ૐ દ્વારા પ્રકટ થાય છે ત્યારે પરાપર બ્રહ્મ માણસની સમજમાં આવે છે! અર્થાત્ કોઈ વસ્તુ પ્રત્યક્ષ ન જણાય તો તે 'નથી' એમ માની લેવાની, બુદ્ધિવૃદ્ધો ઉતાવળ કરતા નથી. બાલબુદ્ધિ એવું સમજી બેસે છે. બુદ્ધિસમૃદ્ધ પુરુષો તો પ્રત્યક્ષ ઉપરાંત પણ ઇતર પ્રમાણોને જ્ઞાનસાધક માને છે! એટલે ઇશ્વર પ્રત્યક્ષ નથી દેખાતા એટલે 'ઇશ્વર નથી' એમ માની તેઓ હાથપગ સંકોચી બેસી રહેતા નથી. પણ પ્રત્યક્ષની ઇશ્વરને પકડવામાં અયોગ્યતા હોવાથી તેઓ પ્રત્યક્ષ પ્રમાણ દ્વારા જ ઇશ્વર પ્રત્યક્ષ થવો જોઈએ એવો અસદાગ્રહ રાખતા નથી. વળી ઇશ્વર સમાધિપ્રત્યક્ષ છે! અને આ પ્રત્યક્ષ-સમાધિ પ્રત્યક્ષ જ-સાચું પ્રમાણ છે. આથી તેવા પુરુષો નિગૂઢ પરમાત્માને પ્રેમબળે પ્રણવ દ્વારા અંતરમાં સાક્ષાત્ જોઈ શકે છે! અર્થાત્ પરમપ્રેમપૂર્વક પ્રભુનું વિરહીની માંફક નામ સ્મરણ તેને મેળવવાનો ઉપાય છે ॥ ૧૩ ॥

स्वदेहं अरणिं कृत्वा प्रणवं उत्तरारणिम् ।
ध्याननिर्मथनाभ्यासात् देवं पश्येत् निगूढवत् ॥ १४ ॥

स्वदेहं=પોતાના દેહને अरणिं=નીચેની અરણી कृत्वा=કરીને च=તથા प्रणवं=ૐકારને उत्तरारणिं=ઉપરની અરણી કરીને, ध्यान=ધ્યાન રૂપી મંથનના અભ્યાસથી निगूढवत्=દેહમાં અતિશય છૂપાયેલા देवं=પરમદેવ પરમાત્માને पश्येत्=સાક્ષાત્ સાધક જુએ.

પોતાના દેહને નીચલી અરણી તથા ૐકારને ઉપરની અરણી કરીને ધ્યાનરૂપ મંથનના અભ્યાસથી, અતિશય છૂપાયેલાની માફક રહેલા દેવને સાક્ષાત્ જુએ ॥૧૪॥

પ્રણવ દ્વારા, અપ્રત્યક્ષ ઇશ્વર હૃદય પ્રત્યક્ષ થાય છે. તો તે પ્રણવોપાસના કેમ કરવી ? વેદવાદીઓ સ્વાનુભવે કહે છે કે સાધકે પોતાના દેહને નીચેની અરણી સમજવી અને ૐકારને ઉપરની અરણી જાણવી. ધ્યાનરૂપી મન્થનના અભ્યાસથી તે બન્ને અરણીઓને પરમપ્રેમથી, બળ પૂરી, વિના થાકયે ઘસવી અને એમ ધ્યાનરૂપ મંથનના અભ્યાસથી અતિશય છૂપા એવા ભગવાનને તે જાતમાં જુવે ! અર્થાત્ જેમ કાષ્ઠમાં-અરણિ નામના પવિત્ર કાષ્ઠમાં-છૂપાયેલો અગ્નિ, તે બન્ને અરણિઓના ઘર્ષણથી પ્રકટ થઇ તે બન્ને અરણીને પણ ભસ્મસાત્ કરી દે છે, તેમ દેહરૂપી નીચલી અને પ્રાણવરૂપી ઉપલી અરણીને સાધકે ધ્યાનરૂપી મન્થનના અભ્યાસે ઘસવી. અર્થાત્ પોતાના દેહ હૃદયાકાશમાં 'ૐ' નું પરમ એકાગ્રભાવે વારંવાર દિનરાત ચિન્તન કરવું-રટણ કરવું. આ હૃદયાપ્રદેશમાં ૐના વારંવાર ધ્યાનપૂર્વક રટણથી હૃદયમાં અતિશય છૂપા રહેલા પરમાત્મા સાધકના પ્રેમબળથી અકળાઇને તેને માટે પ્રત્યક્ષ થઈ જાય છે ! આ છે સરળ, સીધો અને સર્વગમ્ય ઇશ્વિરપ્રાપ્તિનો અમૂલ્ય ઉપાય ! આમ જ્યારે ધ્યાન નિર્મથનના અભ્યાસથી પરમાત્મરૂપી પરમ અગ્નિ પ્રદીપ્ત થાય છે ત્યારે પેલી દેહ અરણી, અને પેલી ૐ-અરણી બન્ને ભસ્મસાત્ થઇ જાય છે ! એટલે કે દેહ એ છેવટનો દેહ થઇ જાય છે. અને જાતે તેવો સાધક પરમાત્મરૂપ થઇ જતો હોઇને તેને હવે પોતાના જ નામનું રટણ કરવાનો અર્થ રહેતો નથી. અર્થાત્ તેવો ભાગ્યવાન પુરૂપ ભાવિમાં કોઇ માતાના યૌવનને છેદતો નથી. તે કૃતાર્થ થાય છે. '

**तिलेषु तैलं दधनिइव सर्पिः आपःस्रोतःसुअरणीषु च अग्निः । एवं आत्मा आत्मनि गृह्यते असौ सत्येन, एनं तपसा योऽनुपश्यति ॥ १५ ॥**

इव=જેમ तिलेषु=તલોમાં तैलं=તેલ दधनि=દહીંમાં सर्पिः=માખણ स्रोतस्सु= ભૂમિના અંદરના પ્રવાહોમાં आपः=પાણી च=તથા अरणीषु=અરણીમાં अग्निः= અગ્નિ, પીલવાથી, વલોવવાથી, ખોદવાથી અને ઘસવાથી દેખાવમાં આવે છે एवं=એમ आत्मनि=શરીરની અંદર હૃદયમાં असौ=તે आत्मा=પરમાત્મા गृह्यते= જાણવામાં આવે છે. यः=જે एनं=એને सत्येन=સત્ય તથા तपसा=તપથી अनुपश्यति=દેખે છે.

જેમ તલોમાં તેલ, દહીંમાં માખણ, ભૂમિના આંતર પ્રવાહોમાં પાણી તથા અરણીઓમાં અગ્નિ, અનુક્રમે પીલવાથી-વલોવવાથી-ખોદવાથી અને મન્થન કરવાથી પકડાય છે જે એને સત્ય અને તપ દ્વારા જુવે છે. ॥ ૧૫ ॥

પરમાત્માનું દર્શન મન્દાધિકારીને સહેલાઇથી થઇ જતું નથી. એટલે રખે તેવો પુરુષ પ્રયત્નમંદતા સાધતો-આથી વેદવાદી ઋષિઓ પરમાત્મા ખૂબ જ ગૂઢ છે, એમ અનેક દ્રષ્ટાન્તો દ્વારા કહી સાધકને પ્રયત્ન સાતત્ય કરવા અને પરમાત્માની પ્રાપ્તિના સાધનાન્તરોથી સંપન્ન થવા સૂચવે છે-કે સત્ય અને તપ દ્વારા જે માણસ પરમાત્માને પકડવા યત્ન કરે છે તે માણસ પોતાના હૃદયમાં તેને પકડી શકે છે. અર્થાત્ ૐકારની ઉપાસના સાથે સત્ય અને તપનો સંયોગ હોવો જોઇએ. વળી પરમાત્મા સ્વહૃદયસ્થ જ છે. તેને તે સિવાય બીજે ક્યાંયે શોધવાની જરુર નથી. અર્થાત્ સૌને પોતાના હૃદયમાં જ તેની ખોજ કરવા અહીં પ્રેરણા છે! તલોમાં તેલ છે પણ તે મહા મહેનતે કોઇ પીલનારને જ મળે છે! તેમ હૃદયમાં સ્નિગ્ધ પરમાત્મા છે પણ તે હૃદયને ૐની ઘાણીમાં પીલનારને જ તે મળે છે! દહીંમાં માખણ છે, પણ તે વલોવવાનો પ્રયત્ન ન કરનારને મળતું નથી. તેમ અંતરમાં પુષ્ટિવર્ધક પરમાત્મા છે. પણ તે વિવેકદંડથી જે હૃદયને ન વલોવે તેને મળતા નથી. ભૂમિની અંદરના જળપ્રવાહોમાં જળ છે પણ તેને-ભૂમિના પડોને ન ચીરનારને તે પાણી મળતું નથી. તેમ પાંચ કોશમાં ગૂઢ પરમાત્માનું જીવન જળ છે. પણ તે સમ્યક્ દૃષ્ટિરૂપી કોદાળીથી જે તે પાંચે કોશને ન ખોદે તેને મળતું નથી. અરણીમાં અગ્નિ છે તેમ હૃદયમાં પરમાત્મા છે, પણ બે અરણીનું ઘર્ષણ ન કરનારની ટાઢ ટળતી નથી, તેમ હૃદયસ્થ પરમાત્માને ૐની અરણીથી ઘર્ષણ ન કરનારનાં સંસારશીત ટળતાં નથી. એ તો જે કોઇ પીલે-વલોવે-ખોદે અને ઘસે તેને જ મળે. માટે રખે કોઇ પ્રયત્નમંદ થતું-આવો વેદવાદીઓનો હિતકર બોલ છે. ॥૧૫॥

सर्वव्यापिनं आत्मानं क्षीरे सर्पिः इव अर्पितम् ।
आत्मविद्यातपोमूलं तद् ब्रह्म उपनिषत्परम् तद् ब्रह्मोपनिषत् परम् ॥१६॥

क्षीरे=દૂધમાં सर्पि=માખણની इव=માફક अर्पितं=ગૂઢ सर्वव्यापिनं=સર્વમાં વ્યાપેલા, અને आत्मविद्यातपोमूलं=આત્મજ્ઞાનના વિચારમાં કારણભૂત, तत्=તે उपनिषत्=ગૂઢ परं=પર ब्रह्म=બ્રહ્મ સ્વરૂપ आत्मानं=આત્માને સાધન દ્વારા સાધક અનુભવે છે. દ્વિરુક્તિ અધ્યાય સમાપ્તિ બતાવે છે.

દૂધમાં માખણની પેરે ગૂઢ, સર્વમાં રહેલા અને આત્મવિદ્યાના વિચારમાં કારણભૂત, તે ગૂઢ પરબ્રહ્મ પરમાત્માને સાધક સાધનો દ્વારા પોતાના હૃદયમાં અનુભવે છે! ॥ ૧૬ ॥

આમ પ્રયત્નમાં અશિથિલ પુરુષને જ પરમાત્મા દીર્ઘકાળના યોગે, પોતાનું દર્શન આપે છે એ વાતને દૃઢ કરતાં અધ્યાયનો ઉપસંહાર કરતાં કહે છે કે સાધક સાધનો દ્વારા પરમાત્માને પોતાના હૃદયમાં જ અનુભવે. બીજે ક્યાંયે ફાંફાં ન મારે. સાધનસંપન્ન થાય અને હૃદયમાં ઉતરી હૃદયસ્થને જુવે! એ પરમાત્મા કેવા છે? દૂધમાં માખણની પેરે ગૂઢ. દૂધના કણ કણમાં દૂધનું સત્વ માખણ વ્યાપ્ત છે તેમ અણુ અણુમાં સૌ સત્વોનું પણ સત્વ પરમાત્મા વ્યાપ્ત છે. વળી તે સર્વવ્યાપી છે! દેહમાત્રમાં તે પરિપૂર્ણ છે! વળી તે પરમાત્મા અધ્યાત્મવિદ્યાના વિચારમાં કારણભૂત છે! પરમાત્માનો વિચાર જ અધ્યાત્મવિદ્યા છે. તેના સિવાય અધ્યાત્મવિદ્યાની અસ્તિ જ નથી. આવા ગૂઢ સર્વવ્યાપી–અધ્યાત્મવિદ્યાના વિચારના કારણભૂત પરમાત્માને હૃદયમાં સાધનસંપન્ન થઇને અનુભવે. ૧૬.

॥ इति प्रथमोऽध्यायः ॥
॥ हरिः ॐ तत् सत् ॥

---

## ॥ अथ द्वितीयोऽध्यायः ॥

**युञ्जानः प्रथमं मनः तत्त्वाय सविता धियः ।**
**अग्नेः ज्योतिः निचाय्य पृथिव्याः अध्याभरत् ॥ १ ॥**

अग्नेः=અગ્રણી પરમાત્માની ज्योतिः=જ્યોતિ पृथिव्याः अधि=પાર્થિવ શરીરની અંદર છે એમ निचाय्य=નિશ્ચય કરીને तत्त्वाय=તે પરમાત્માના જ્યોતિઃ સ્વરૂપ=પ્રકાશ સ્વરૂપની પ્રાપ્તિ માટે मनः=મનને युञ्जानः=યોગ યુક્ત કરનાર प्रथमं=પહેલાં એમ પ્રાર્થે કે सविता=જગદુત્પાદક અંતર્યામિ પ્રેરક પુરુષ પરમાત્મા, અમારી धियः=બુદ્ધિઓને आभरत्=પૂર્ણ કરો–સ્વાધીન કરો.

અગ્રણી પરમાત્માની જ્યોતિ પાર્થિવ શરીરની અંદર ચમકી રહી છે એમ શાસ્ત્ર સત્સંગ વગેરે દ્વારા નિશ્ચય કરીને, તે પરમાત્માના પ્રકાશ સ્વરૂપની પ્રાપ્તિ માટે મનને યોગયુક્ત કરનાર પુરુષ-સાધક, શરુઆતમાં એમ પ્રાર્થે કે સવિતા-જગત્પ્રેરક પરમાત્મા અમારી બુદ્ધિઓને સ્વાધીન કરો. ॥ ૧ ॥

જગતનું અભિન્ન નિમિત્તોપાદન કારણ પરમાત્મા જ છે. જીવાત્માને અવિદ્યાને લઈને જ શરીર પ્રાપ્તિ થાય છે. તેનો દેહ પ્રકૃતિમાંથી ઉપજી પ્રકૃતિમાં જ છેવટે લીન થાય છે. સુખ અને દુઃખનો તે ઈશ્વરવશ થઈને આમોક્ષ ભોગ કરે છે. આવો અવિદ્યાબદ્ધ જીવાત્મા પ્રકૃતિ અને પોતાનું સ્વરૂપ વિવેકદ્વારા સાક્ષાત્ જાણી છેવટે અંતર્યામિ પરમાત્માના અભિધ્યાન-મનોયોગ અને તત્ત્વભાવથી જાતે અવિદ્યામુક્ત થાય છે. અને આ ઉપાયોમાં પણ મુખ્ય ભગવાનનું સપ્રેમ નામસ્મરણ છે. એ નામસ્મરણના પ્રભાવે ધીરે ધીરે વિશુદ્ધ હૃદયવાળો થયેલો જીવ અંતે પરમાત્માની દયાથી મુક્ત થાય છે. આમ વેદવાદી ઋષિઓને ધ્યાનયોગ દ્વારા આટલાં દર્શન સાંપડ્યાં. અને આટલાના સવિસ્તર વિચારમાં અધ્યાત્મશાસ્ત્ર પૂરું થાય છે. આથી પહેલા અધ્યાયમાં ઋષિઓએ પરમાત્માને જગત્કારણ તરીકે નિશ્ચિત કરી, તેનાં હૃદયસ્થ અવલોકન ઉપર જ ભાર મૂક્યો. હવે હૃદયમાં ઉતરવાને માટે પણ ચોકખાઈ જોઈએ છે. એ ચોકખાઈ ઉપાસનાથી પ્રાપ્ત થાય છે. આથી હવેના અધ્યાયમાં ઉપાસનાનો સૂર પ્રધાન છે. યોગની શરૂઆતમાં સાધકે શું કરવું-તે બાબતમાં વેદવાદી ઋષિઓ કહે છે કે પહેલાં તો પ્રાણીમાત્રના હૃદયમાં રહી સૌને જગતમાં દોરતા પરમાત્માની જ્યોતિ=પ્રકાશ સ્વરૂપ, પાર્થિવ શરીરની અંદર-હૃદયમાં છે એમ સાધકે નક્કી કરવું. અર્થાત્ પરમાત્મા હૃદયમાં હોઈને હૃદયમાં જ તેની શોધ માટે પ્રયત્ન કરવાનો છે. એમ શાસ્ત્રો દ્વારા-સંતસંગ દ્વારા પ્રાથમિક અભ્યાસીએ નક્કી કરવું. તે પ્રકાશ સ્વરૂપ પરમાત્માની જ્યોતિનાં દર્શન માટે તેવા પુરુષે શરૂઆતમાં આટલો નિશ્ચય કરી પ્રભુની પ્રાર્થના કરવી. કેમકે પ્રાર્થના એ હૃદયના મેલ કાઢવા માટે સર્વોત્તમ વિરેચન છે! નમ્ર હૃદયની પ્રાર્થનાથી પરમાત્મા તરત પીગળે છે. અને પ્રાર્થના કરનાર ઉપર અનુગ્રહ કરે છે. આથી તેવા પુરુષે "જગતના સવિતા પ્રેરક પરમાત્મા અમારી બુદ્ધિને સ્વાધીન કરો" એવા આકારની પ્રાર્થના કરવી. સ્વાધીન એટલે કે આત્માને અધીન-આત્માકાર કરો. કેમકે જગદાકાર બુદ્ધિ બંધનનું કારણ છે. આત્માકાર બુદ્ધિ મુક્તિનું કારણ છે. આથી શરૂઆતમાં સાધકે પ્રાર્થનાનો આશ્રય લેવો. ॥ ૧ ॥

युक्तेन मनसा वयं देवस्य सवितुः सवे। सुवर्गेयाय शक्त्या ॥ २ ॥

वयं=જ્યોતિઃ સ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ માટે સાધનસંપન્ન થવા ઈચ્છતા અમો સાધકો युक्तेन=એકાગ્ર मनसा=મનથી सुवर्गेयाय=સુખસ્વરૂપ

પરમાત્માની પ્રાપ્તિ માટે शक्त्या=અમારી શક્તિ મુજબ देवस्य=દેવોના દેવ सवितुः=જગત્પ્રેરક પરમાત્માની सवे=પ્રેરણામાં–આજ્ઞામાં વર્તીએ.

અમો સાધકો, એકાગ્ર મનથી, સુખસ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ માટે, તે દેવોના દેવ પરમાત્માની આજ્ઞામાં યથાશક્તિ વર્તીએ. ॥ ૨ ॥

પરમાત્માની પ્રાર્થના એટલે ભક્તિ, એટલે ઈશ્વરની આજ્ઞાનું યથાશક્તિ સહૃદયતાથી પાલન. ઈશ્વરની આજ્ઞાઓનું પાલન એ પ્રતિપળ વ્યાપી પ્રાર્થના છે. આથી ઈશ્વરાજ્ઞાના પાલનરૂપ સતત પ્રાર્થનામય જીવન માટે સાધકે તે આજ્ઞાઓના પાલનમાં એકાગ્ર મને ચોંટી રહેવું જોઈએ–એમ સૂચવતાં કહે છે કે અમો સાધકો પરમાત્માની આજ્ઞામાં યથાશક્તિ રહીએ. યથાશક્તિ–કેમકે જીવાત્મા છેવટે તો અલ્પજ્ઞ અને અલ્પશક્તિ છે! આજ્ઞાપાલનમાં એકાગ્ર મનથી રહીએ! એ આજ્ઞાપાલન શાને માટે? તો દેવના દેવ અને સર્વ પુરૂષાર્થની અવધિરૂપ પરમાત્માની પ્રાપ્તિ માટે. પરમાત્માની પ્રાપ્તિમાં ચતુર્વિધ પુરૂષાર્થની પ્રાપ્તિ છે. એટલે કે જીવનની કૃતાર્થતા છે. આથી એકાગ્ર મને અમો દેવદેવની આજ્ઞામાં યથાશક્તિ રહીએ–એટલી સાવધ મનોદશા સાધકની હોવી ઘટે. ॥ ૨ ॥

युक्त्वाय मनसा देवान् सुवर्यतः धिया दिवम् ॥
बृहज्ज्योतिः करिष्यतः सविता प्रसुवाति तान् ॥ ३ ॥

જે દેવોને=ઇન્દ્રિયોને सविता=પરમાત્મા प्रसुवाति=હિતમાર્ગે પ્રેરે છે तान्=તે बृहज्ज्योतिः=વિશાળ પ્રકાશ करिष्यतः=કરનારા देवान्=દેવોને–ઇન્દ્રિયોને मनसा=મન સહિત धिया=નીતરી બુદ્ધિ દ્વારા युक्त्वाय=એકાગ્ર કરીને यतः=જેમાંથી दिवं=પ્રકાશમય सुवः=સુખ ઝરે છે તે પરમાત્મામાં જ જોડો.

જે દેવોને–ઇન્દ્રિયોને, પરમાત્મા હિતમાર્ગે પ્રેરે છે તે વિશાળ પ્રકાશ કરનારી ઇન્દ્રિયોને મનસહિત નીતરી બુદ્ધિ વડે એકાગ્ર કરી જેમાંથી–જ્યાંથી પ્રકાશમય સુખ ઝરે છે તેમાં પરમાત્મામાં જોડો. ॥ ૩ ॥

એકાગ્ર મને પ્રાર્થનાનું ઉપર વિધાન કર્યું. ઈશાજ્ઞાનું પાલન એકાગ્ર હૃદયે કરવાનું સૂચવ્યું. પણ ઇન્દ્રિયો જ્યાં સુધી વ્યગ્ર હોય–વિષયોમાં વેરાયેલી હોય, ત્યાં સુધી મનની એકાગ્રતા નીપજતી નથી. આથી ઇન્દ્રિયોને ક્યાં જોડવી તે બતાવતાં સાધકને માટે અતિશય સુન્દર વાત બતાવે છે કે હે સાધક જીવો! વિશાળ પ્રકાશ કરનારી તમારી ઇન્દ્રિયોને તેના નાયક મન

સહિત તમો નીતરી બુદ્ધિ દ્વારા એકાગ્ર કરો ! આ ઇન્દ્રિયો કેવી છે !–વિશાળ પ્રકાશ કરનારી પાંચે ઇન્દ્રિયો દ્વારા તો આપણે આખા જગતને મનમાં ઠાલવીએ છીએ ! આવી વિશાળ છે પ્રકાશશક્તિ ઇન્દ્રિયોની. અને એ ઇન્દ્રિયોને પરમાત્મા જ હિત માર્ગે દોરે છે ! નહીંતર એ ખૂબ આડે માર્ગે દોરી જાય અને અવળે રસ્તે ચઢી ગયેલી એ દુષ્ટ ઇન્દ્રિયો જીવાત્માને ભવારણ્યમાં ભૂલો પાડી અફાળે છે. માટે પરમાત્માની પ્રેરણાથી જ હિતમાર્ગે–શ્રેયોમાર્ગે વળતી આ ઇન્દ્રિયોને મન સહિત નીતરી બુદ્ધિથી ધ્યેયમાં એકાગ્ર કરો. અર્થાત્ ઇન્દ્રિયોનું નાયક મન છે. અને મનની નેત્રી બુદ્ધિ છે. બુદ્ધિ જો શુદ્ધ થાય તો મન, અને મનથી ચપળ બનતી ઇન્દ્રિયો પણ વશમાં આવે. આથી ચતુર સાધકે ઇન્દ્રિયોને અને મનને વશમાં આણવા માટે પોતાની મતિને નિર્મલ બનાવવી. નિર્મલ થયેલી મતિમાં એકાયતન પામેલી, મન સહિત બધી ઇન્દ્રિયોને પછી ક્યાં જોડવી ? વેદવાદી ઋષિઓ કહે છે કે જ્યાંથી પેલું પ્રકાશમય પરમ સુખ ઝરે છે તે પરમાત્મામાં–અર્થાત્ પરમાત્માનું સુખ જ્ઞાનમય છે ! એ જ્ઞાનમય અક્ષય સુખ દેનાર પરમાત્મામાં જ ઇન્દ્રિયોને એકાગ્ર કરી દેવી. અર્થાત્ શબ્દાદિમાં પરમાત્માની જ ઝલક વર્તી રહી છે એવી સભાન દૃઢ ભાવના કરવી. ॥ ૩ ॥

**युञ्जते मन उत युञ्जते धियः विप्राः विप्रस्य बृहतः विपश्चितः ।**
**विहोत्रा दधे वयुना–विद् एकः इत् मही देवस्य सवितुः परिष्टुतिः ॥४॥**

જે वयुनाविद्=અન્તઃકરણની વૃત્તિઓના સાક્ષી एकः = એક इत्=જ होत्रा=કલ્યાણી વેદક્રિયાઓને વેદ દ્વારા विदधे=વિહિત કરી છે તે विप्रस्य = સર્વવ્યાપી बृहतः=અનન્ત विपश्चितः=સર્વજ્ઞ, देवस्य=પ્રકાશમય सवितुः=જગત્પ્રેરક પરમાત્માની मही=મહાન परिष्टुतिः=સર્વભાવે સ્તુતિ તે યોગીઓએ કરવી જોઇએ જે विप्राः=મેધાવી યોગીઓ मनः=મનને युञ्जते=સમ્પ્રજ્ઞાત સમાધિમાં યુક્ત કરે છે उत=તથા धियः=બુદ્ધિઓને युञ्जते = અસમ્પ્રજ્ઞાત સમાધિમાં યુક્ત કરે છે.

જે પરમાત્મા એક જ સર્વ વૃત્તિઓના સાક્ષી છે, જે કલ્યાણી વેદક્રિયાઓને વેદ દ્વારા વિહિત કરે છે તે સર્વવ્યાપી, અનન્ત, સર્વજ્ઞ, પ્રકાશમય, જગત્પ્રેરક પરમાત્માની મહાન સ્તુતિ સર્વભાવે તે યોગીઓ કરે. જે મેધાવી યોગીઓ મનને તથા મતિને અનુક્રમે સમ્પ્રજ્ઞાત તથા અસમ્પ્રજ્ઞાત યોગમાં યુક્ત કરે છે. ॥ ૪ ॥

વિમલ મતિથી ઇન્દ્રિયોને મન સહિત પરમાત્મામાં જોડી દેવી એટલે જ સમસ્ત યોગ છે ! એ યોગ દ્વારા પરમાત્માનું જ સ્વરૂપગર્ભ વર્ણન કરતાં

જેમાં અગ્નિ ચોમેરથી પ્રદીપ્ત થાય છે, જેમાં પ્રાણવાયુ નિરુદ્ધ થાય છે, જેમાં માદક અન્નનો ત્યાગ થાય છે, તે યોગમાં યોગીનું મન ઉપજે છે. ॥ ૬ ॥

આમ સસાક્ષિક પ્રતિજ્ઞા કરી. હવે શરુઆતના યોગીને યોગનું પ્રાથમિક ફળ બતાવે છે કે યોગાભ્યાસથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. પ્રાણવાયુ વશ થાય છે. અને માદક અન્નને ત્યાગવાની શુદ્ધમતિ ઉપજે છે. અર્થાત્ યોગ માણસને શરૂઆતમાં આ ત્રણ ફળ આપે છે. અગ્નિમાંદ્ય દૂર કરે છે. પ્રાણની અનિયત ગતિને વશ કરે છે. આથી શરીરમાં સદૈવ જીવનશક્તિ સ્ફુરતી લાગે છે. અને માણસ વિવેકી બનતો હોવાથી રાજસ અને તામસ અન્નમાં તેની રુચિ ટળી, સાત્ત્વિક, યોગ સહાયક આહારમાં અભિરુચિ થાય છે! યોગ શરુઆતમાં આ ત્રણ-યોગજીવનમાં અતિ અગત્યની ચીજો સાધી આપે છે. આથી યોગના પ્રાથમિક અભ્યાસીનું મન પણ સ્વાનુભવે જ યોગ માટે અભિરૂચિવાળું થાય છે! અર્થાત્ યોગીનું મન યોગમાં થાય છે એટલે કે યોગ જ યોગનો ઉપાધ્યાય બને છે. તેને સ્વાનુભવે તેનું ઉમદા ફળ જોવાતું મળતું હોવાથી તેને હવે બાહ્ય પ્રેરણાની જરૂર રહેતી નથી. ॥ ૬ ॥

**सवित्रा प्रसवेन जुपेत ब्रह्म पूर्व्यम् ।**
**यत्र योनिं कृण्वसे, नहि ते पूर्वं अक्षिपत् ॥ ७ ॥**

सवित्रा = પ્રેરક પરમાત્માની प्रसवेन=પ્રેરણાથી જો पूर्व्यं=સનાતન ब्रह्म= બ્રહ્મ-પરમાત્માને जुपेत = કોઈ ભજે तत्र=તે પરમાત્માની સેવામાં योनिं= નિષ્ઠા कृण्वसे = કરે તો ते=તારાં पूर्वं = પૂર્વકર્મ अक्षिपत्=સંસારના ચક્રમાં ફેંકશે नहि=નહીં.

પ્રેરક પરમાત્માની પ્રેરણાથી સનાતન પરમાત્માને ભજે. જો તું તેમાં નિષ્ઠા પામશે તો તારાં પૂર્વ કર્મ તને જન્મમરણરૂપ સંસારમાં ફેંકે નહીં. ॥૭॥

આ યદ્યપિ સાધક સ્વાનુભવે જ યોગમાં અભિરૂચિવાળો બને છે. છતાં એ માર્ગે જતાં કવચિત્ એ માર્ગની વિષમતાને લઇને ખેદ ઉપજવાનો સંભવ છે. અને થાકેલો જીવ કદાચ પ્રયત્નવિરામ કરે. આથી પરમાત્માની ભક્તિનું મહાફળ બતાવતાં સાધકને નિત્ય પ્રેરણા પાતાં, પેલા વેદવાદીઓ સ્વાનુભવે કહે છે કે હે સાધક! સાંભળ! જો તું પ્રેરક પરમાત્માની પ્રેરણાથી સનાતન પરમાત્માને ભજશે અને તે ભક્તિમાં છેવટની નિષ્ઠા કેળવશે તો તારાં પૂર્વકર્મો તને જન્મમરણરૂપ સંસારમાં ફેંકશે નહીં. અર્થાત્ પરમાત્મા સૌને

પ્રેરક છે. તેના તરફથી જ્યારે સાચી પ્રેરણા થાય છે– ત્યારે જ જીવને તેને ભજવાની તાલાવેલી લાગે છે. અર્થાત્ હે જીવ! કોઇની પ્રેરણાથી તું ભગવાનને ભજવા જશે તો થાકી જશે. કેમકે ભક્તિની પ્રેરણા પણ સ્વયંભૂ હોવી ઘટે! કોઇની તૃપ્તિથી આપણે તૃપ્તિનો ઢોંગ કરીએ તો ભૂખ્યા જ મરીએ! આથી તારાં પુણ્યકર્મના પ્રભાવે તને પરમાત્માની પ્રેરણાથી તેને ભજવાનો છંદ લાગે ત્યારે તું થાકશે નહીં અને પરમાત્મા તેવાને પણ અનેક કસોટીઓ કરીને જ પોતાનામાં નિષ્ઠા આપે છે. નચિકેતા પ્રભુને પામ્યો તે પહેલાં જગતની અષ્ટાંગ સિદ્ધિસિદ્ધિનાં પ્રલોભનો તેની સમક્ષ આવ્યાં હતાં. આ ઐશ્વર્યપ્રાપ્તિ યોગીને લલચાવવા યત્ન કરે છે. તેવી વેળા તું જો તેમનાથી ન ચળતાં તારી ભકિતમાં જ નિષ્ઠા કેળવશે તો છેવટે નિર્લોભી એવા તારા ઉપર પરમાત્મા પ્રસન્ન થશે. અને તેની કૃપાથી તું કર્મ બન્ધનમાંથી છૂટીશ. માટે હે સાધક! તું પરમાત્માની આજ્ઞા પાલનરૂપ ભકિતમાં એકનિષ્ઠ થજે! કદી નિષ્ઠામાંથી ચલિત ન થતો. ધ્રુવ થવામાં પુરુષાર્થ છે! ॥૭॥

**त्रिः उन्नतं स्थाप्य समं शरीरं, हृदि इन्द्रियाणि मनसा संनिरुध्य।**
**ब्रह्मोडुपेन प्रतरेत विद्वान् स्रोतांसि सर्वाणि भयावहानि ॥ ८ ॥**

त्रिः=છાતી, ગર્દન અને શિર એ ત્રણ સ્થાનોથી उन्नतं=ઊંચે સીધું समं=એક જેવું शरीरं=શરીરને स्थाप्य=રાખીને તથા मनसा=મન સહિત इन्द्रियाणि=ઇન્દ્રિયોને हृदि=હૃદયમાં संनिरुध्य=એકઠી કરીને ब्रह्मोडुपेन=ૐકારરૂપી નૌકાથી भयावहानि=ભય લાવનાર सर्वाणि=તમામ स्रोतांसि=ઝરણાંઓને– વિષયોમાં વહેતા ઇન્દ્રિયોના પ્રવાહોને विद्वान्=યોગક્રિયાનો જાણકાર प्रतरेत= સારી પેઠે ઓળંગે.

છાતી, ગરદન અને શિર એ ત્રણે સ્થાનોથી સીધું, એકસરખું શરીરને રાખી, તથા મન સહિત તમામ ઈન્દ્રિયોને હૃદયમાં એકઠી કરીને, ઓંકારરૂપી નૌકાથી, ભય લાવનાર તમામ વિષયોમાં વહનારા ઈન્દ્રિયોના પ્રવાહોને યોગક્રિયાનો જાણકાર પુરુષ સારી પેઠે તરી જાય. ॥ ૮ ॥

આમ અત્યાર સુધી યોગમયતા–ધ્યાનાવસ્થાનાં ગુણગાન ગાયાં. હવે એ યોગની પ્રત્યક્ષ સાધના બતાવતાં કહે છે કે વિદ્વાન પુરુષ છાતી, ડોક અને માથું, એ ત્રણે અંગોને સીધાઈમાં રાખી શરીરને સરખું રાખે. અર્થાત યોગ સાધનાની આ પહેલી શરત છે. એક તો યોગસાધક વિદ્વાન પુરુષે

આસનજય શીખવો જોઇએ. આસન એટલે બેસવાની રીત. યોગમાં આસનસિદ્ધિ ઘણી જ ઉપયોગીની છે. આથી શાસ્ત્રસિદ્ધ-પોતાને અનુકૂળ એવું આસન-બેસવાની રીત-વિદ્વાને સિદ્ધ કરવું. ગમે તે એક આસને તે બેસે પણ બધામાં એક વાત ધ્યાનમાં રાખવી. કેડથી ઉપરનો માથા સુધીનો ભાગ સીધો-ટટાર રાખવો. ખુંધા બેસવું નહીં. કેમકે વિષમ આસન પરિણામે ખતરનાક નિવડે છે. આમ પહેલાં અભ્યાસ દ્વારા આસનસિદ્ધિ કેળવવી.

ત્યાર બાદ ઇન્દ્રિયોને મન દ્વારા હૃદયમાં એકઠી કરવી. અર્થાત્ વિવેકી મને, મન સહિત હૃદયમાં તમામ ઇન્દ્રિયોને વિષયભૂમિકામાંથી વાળી, મનને વિષય સંકલ્પમાંથી છોડવી, હૃદયના લાગણીપ્રધાન=ભાવનાપ્રધાન દેશમાં ઉતારવું. અર્થાત્ સાધકે વિવેકપૂર્વક ઇન્દ્રિયો અને મનને સ્વાધીન કરી ભાવનાની ભાવના તેમને આપવી. આમ ભાવનામય હૃદયની પ્રધાનતા કેળવવી. તર્કવિતર્કને વટાવી શ્રદ્ધાભક્તિ અને ભાવનાની દૃઢતા કેળવવી એવું રહસ્ય "हृदि इन्द्रियाणि मनसा संनिरुध्य"–આ વાક્યમાં છે.

આમ સીધા બેસવાની ટેવ પાડી, હૃદયથી ભાવનાપ્રધાન થઈ વિદ્વાન સાધકે ૐકારનો આશ્રય લેવો. 'ૐ-પરમાત્માનું' નામ એ વહાણ છે. એ વહાણમાં બેસીને તમામ ભયાવહ ઝરણાઓને તરી જવાં. અર્થાત્ અહીં ભયાવહ ઝરણાં તે બહાર વિષયોમાં અવિરતપણે વહતાં ઇન્દ્રિયોના પ્રવાહો. આ બહિર્મુખ ઇન્દ્રિયો માણસના માર્ગમાં મહાન ભય ઉપજાવે છે. સંયમ એ સંપતનો માર્ગ છે. અસંયમ વિપદનો માર્ગ છે. અધ્યાત્મયાત્રી સંયમતા માર્ગે જાય. કેમકે તે સંપત્કામી છે. સંપત્ એટલે પેલી પરમ સંપત્તિ-પરમાત્માની પ્રાપ્તિ. આથી ઇન્દ્રિયોના રાત્રિદિવા ઘુઘવતા ભયાવહ પ્રવાહોમાં ૐની-શરણતા લઇ પેલે પાર ચાલી જવું. અર્થાત્ ભગવન્નામનો પરમ ભાવનામય હૃદયે જાપ જપવો. એ ભગવન્નામ જાપથી સંસારના મહા સમુદ્રને પણ નિર્બલ માણસ પણ તરી જાય છે! ભગવાનના નામનો જાપ મહામહિમ છે. આમ નામયોગ કેવી રીતે કેળવવો તે બતાવ્યું. ॥ ૮ ॥

**प्राणान् प्रपीड्य इह युक्तचेष्टः, क्षीणे प्राणे नासिकया उच्छ्वसीत।**
**दुष्टाश्वयुक्त इव वाहं एनं विद्वान् मनो धारयेत अप्रमत्तः॥ ९॥**

इह=એ સમયમાં-યોગાભ્યાસ કાળમાં युक्तचेष्टः=શરીરની તમામ ક્રિયાઓ જેણે વશમાં આણી છે સ=તે प्राणान्=પ્રાણોને प्रपीड्य=અંદર અને બહાર

નીહાર...=નીહાર, ધુમ્ર, સૂર્ય, અગ્નિ, તથા વાયુનાં ખદ્યોત...=આગિયા, વિજળી, સ્ફટિક તથા ચન્દ્રમાના एतानि=આ रूपाणि=રૂપો આકારો योगे=યોગાભ્યાસમાં पुरःसराणि=સામે આવેલાં હોઇને ब्रह्मणि=બ્રહ્મમાં अभिव्यक्तिकराणि=અભિવ્યક્તિના જનક બ્રહ્મપ્રાપ્તિનાં સૂચક ચિન્હ થાય છે.

નીહાર, ધૂમ્ર, સૂર્ય, અગ્નિ તથા વાયુના આગિયો, વિજળી સ્ફટિક તથા ચન્દ્રનાં-આ પ્રત્યક્ષ આકારો યોગાભ્યાસમાં સામે આવેલા હોઈને બ્રહ્મમાં અભિવ્યક્તિના જનક એટલે બ્રહ્મપ્રાપ્તિનાં સૂચક ચિન્હ હોય છે. ॥ ૧૧ ॥

આમ જે માણસ અનુકૂળ વાતાવરણમાં બેસી, શાસ્ત્રીય પ્રયત્ન દ્વારા યોગસાધના કરે છે તેને તે યોગની સાધના પરિપક્વ થતાં બ્રહ્મપ્રાપ્તિનાં શુકન બતાવનારાં કેટલાંક ચિહ્નો માલૂમ પડે છે. અર્થાત્ તે યોગ્ય માર્ગે ચાલી રહ્યો છે એ બતાવનારી કેટલીક આંતર પ્રતીતિઓ તેને સ્ફુરે છે. આથી તેની શ્રદ્ધા સમૃદ્ધ થાય છે. અને યોગ જ યોગનો ગુરૂ બની તેવા સાધકને યોગની ચરમભૂમિકા સુધી લઇ જઈ સતત પ્રેરણા પાય છે. આ બતાવતાં કહે છે. જ્યારે સાધક યોગાભ્યાસ કરતો જાય છે ત્યારે તેની આંતરદષ્ટિ સમક્ષ નીહાર=તુષાર=બરફના જેવી શર્મદાયિની ઉજ્જ્વલ પ્રભા, ધૂમ્ર=નીલા ધૂમાડા જેવી નીલી કાંતિ, સૂર્ય=સૂર્યના જેવી જાજ્વલ્યમાન પાવન પ્રભા, કે આગિયાના જેવી શાંત-સ્ફટિકના જેવી નિર્મલ અગર તો ચન્દ્રના જેવી લાવણ્યમય પ્રભાનો આકાર દેખાય છે! અર્થાત્ તેને અંતરમાં કોઇ અવર્ણ્ય પ્રકાશનાં દર્શન થાય છે. આ પ્રકાશ સુખમય અને શાંતિમય હોય છે. ગાઢ પ્રસન્નતા ઉપજાવનારો હોય છે. આવાં આંતર ચિન્હો તેની યોગ પ્રગતિનાં સૂચક છે! આવાં ચિહ્નો-સ્વાનુભવ સંવેદ્ય ચિહ્નો જ્યારે હૃદયમાં સ્વયંપ્રતીત થાય ત્યારે તેને હૃદયમાં ખાત્રી જ થઈ જાય છે કે તે પ્રભુના માર્ગે છે! અને તે તેવાં દર્શનથી ઉત્સાહિત થઇને આગળ વધે છે. ॥૧૧॥

**पृथिव्यप्तेजोऽनिलखे समुत्थिते, पञ्चात्मके योगगुणे प्रवृत्ते ।**
**न तस्य रोगो न जरा न मृत्युः प्राप्तस्य योगाग्निमयं शरीरम् ॥ १२ ॥**

पृथिवीः...=પૃથિવી, જલ, તેજ, વાયુ તથા આકાશરૂપી સ્થૂલ સૂક્ષ્મ શરીર समुत्थिते=યોગથી પ્રત્યક્ષ પ્રકટ થતાં તથા पञ्चात्मके=પંચતન્માત્રારૂપી योगगुणे=યોગનો ગુણ प्रवृत्ते=અપરોક્ષ થતાં योगाग्निमय=યોગાગ્નિથી જાજ્વલ્યમાન शरीरं=શરીરને प्राप्तस्य=પ્રાપ્ત થયેલા तस्य=તે યોગીને रोगः=રોગ जरा=બુઢાપો કે मृत्युः=મોત न=આવતું નથી.

પ્રાણ છે તેને કાબૂમાં રાખી મનને સ્થિર રાખે. એટલે કે સાત્વિકતાના સંતત ઉદ્રેકમાં સુસ્નાત રાખે! પ્રાણાયામથી રજોગુણ અને તમોગુણરૂપી, સત્ત્વગુણના આવરણો ભેદાય છે. અને ભેદાયેલાં આવરણોવાળો સત્વગુણ એક પ્રવાહે વહેતો થાય છે. આ સત્વગુણના એકતાન પ્રવાહમાં વિશ્વદર્શનનું સામર્થ્ય છે. અને આથી જ યોગસાધનામાં પ્રાણજયને ખૂબ મહત્વ આપેલું છે. ભગવાન પતંજલિએ કહ્યું છે:–" ततः प्रकाशावरणक्षयः " –પ્રાણાયામથી પ્રકાશનાં આવરણનો ક્ષય થાય છે. માટે અપ્રમત્ત વિદ્વાને મનને–બધા મનને વશમાં લાવવા ઝણુલેણ પ્રયત્ન કરવાનો છે. એક વખત તે પૂરું કાબૂમાં આવી ગયા પછી કામધેનુ જેવું થઇ રહે છે. છે. ॥ ૯ ॥

**समे शुचौ शर्करावह्नि वालुका विवर्जिते, शब्दजलाश्रयादिभिः । मनोनुकूले, न तु चक्षुपीडने गुहानिवाताश्रयणे प्रयोजयेत् ॥ १० ॥**

समे=સમતલ शुचौ=શુદ્ધ शर्करा=કાંકરી, ગરમી, રેતી વગરના शब्दजला= પક્ષિઓના શબ્દ, પાણી, લતામંડપ વગેરેથી मनोनुकूले=મનપસંદ तु=તથા જે चक्षुपीडने=આંખને પીડા દે એવું न=હોય એવા દર્શનીય गुहानिवाताः= ગુહા અગર તો વાયુના ઝંઝાવાત રહિત બીજા કોઇ સ્થાનમાં प्रयोजयेत्= યોગાભ્યાસ કરે.

સમતલ, શુદ્ધ, કાંકરી–ગરમી–રેતી વગેરેથી રહિત તથા પક્ષીઓના શબ્દ, જલ, લતામંડપ વગેરેથી મનોપસંદ તથા જ્યાં આંખને પીડા દે એવું ન હોય એવી દર્શનીય ગુફા તથા વાયુના ઝંઝાવાત રહિત બીજા કોઈ સ્થાનમાં યોગાભ્યાસ કરે. ॥૧૦॥

યોગના અભ્યાસ માટે વાતાવરણની શુદ્ધ અને રમણીયતા જોઇએ. અશુદ્ધ અને અસુંદર વાતાવરણ મનના ઉપર ખરાબ અસર કરે છે. તેનાથી વિપરીત–યોગ વિઘાતક અસર નીપજાવે છે. આથી યોગાભ્યાસ માટે સ્થળ પસંદગીમાં વાતાવરણની શુદ્ધ, રમણીયતા–પ્રસન્નતાની સદા તકેદારી રાખવી. અને મનુષ્યકૃત વિકૃત કળાસ્થાનો કરતાં પ્રકૃતિકૃત સુકૃત સ્થાનો સ્વભાવે જ વધુ રમણીય હોય છે. આથી વિદ્વાને સમતલ, શુદ્ધ, કાંકરી–ગરમી–રેતી વગેરેથી રહિત, પક્ષીઓના કિલકિલાટ–જળાશય–લતામંડપ વગેરેથી રમણીય અને દર્શનીય સ્થાનોમાં બેસી યોગાભ્યાસ કરવો. અર્થાત્ બને ત્યાં સુધી માણસે કુદરતના ખોળામાં બેસી યોગાભ્યાસ કરવો. ॥ ૧૦ ॥

**नीहारधूमार्कानलानिलानां खद्योतविद्युत् स्फटिकशशीनाम् । एतानि रूपाणि पुरःसराणि ब्रह्मणि अभिव्यक्तिकराणि योगे ॥ ११ ॥**

નીહાર...=નીહાર, ધુમ્ર, સૂર્ય, અગ્નિ, તથા વાયુનાં ખદ્યોત...=આગિયા, વિજળી, સ્ફટિક તથા ચન્દ્રમાના एतानि= આ रूपाणि=રૂપો આકારો योगे= યોગાભ્યાસમાં पुरःसराणि=સામે આવેલાં હોઇને ब्रह्मणि=બ્રહ્મમાં अभिव्यक्तिकराणि= અભિવ્યક્તિના જનક બ્રહ્મપ્રાપ્તિનાં સૂચક ચિન્હ થાય છે.

નીહાર, ધૂમ્ર, સૂર્ય, અગ્નિ તથા વાયુના આગિયો, વિજળી સ્ફટિક તથા ચન્દ્રનાં-આ પ્રત્યક્ષ આકારો યોગાભ્યાસમાં સામે આવેલા હોઈને બ્રહ્મમાં અભિવ્યક્તિના જનક એટલે બ્રહ્મપ્રાપ્તિનાં સૂચક ચિન્હ હોય છે. ॥ ૧૧ ॥

આમ જે માણસ અનુકૂળ વાતાવરણમાં બેસી, શાસ્ત્રીય પ્રયત્ન દ્વારા યોગસાધના કરે છે તેને તે યોગની સાધના પરિપક્વ થતાં બ્રહ્મપ્રાપ્તિનાં શુકન બતાવનારાં કેટલાંક ચિહ્નો માલૂમ પડે છે. અર્થાત્ તે યોગ્ય માર્ગે ચાલી રહ્યો છે એ બતાવનારી કેટલીક આંતર પ્રતીતિઓ તેને સ્ફુરે છે. આથી તેની શ્રદ્ધા સમૃદ્ધ થાય છે. અને યોગ જ યોગનો ગુરૂ બની તેવા સાધકને યોગની ચરમભૂમિકા સુધી લઇ જઈ સતત પ્રેરણા પાય છે. આ બતાવતાં કહે છે. જ્યારે સાધક યોગાભ્યાસ કરતો જાય છે ત્યારે તેની આંતરદૃષ્ટિ સમક્ષ નીહાર=તુષાર=બરફના જેવી શર્મદાયિની ઉજ્જ્વલ પ્રભા, ધૂમ્ર=નીલા ધૂમાડા જેવી નીલી કાંતિ, સૂર્ય=સૂર્યના જેવી જાજ્વલ્યમાન પાવન પ્રભા, કે આગિયાના જેવી શાંત-સ્ફટિકના જેવી નિર્મલ અગર તો ચન્દ્રના જેવી લાવણ્યમય પ્રભાનો આકાર દેખાય છે! અર્થાત્ તેને અંતરમાં કોઇ અવર્ણ્ય પ્રકાશનાં દર્શન થાય છે. આ પ્રકાશ સુખમય અને શાંતિમય હોય છે. ગાઢ પ્રસન્નતા ઉપજાવનારો હોય છે. આવાં આંતર ચિન્હો તેની યોગ પ્રગતિનાં સૂચક છે! આવાં ચિહ્નો-સ્વાનુભવ સંવેદ્ય ચિહ્નનો જ્યારે હૃદયમાં સ્વયંપ્રતીત થાય ત્યારે તેને હૃદયમાં ખાત્રી જ થઈ જાય છે કે તે પ્રભુના માર્ગે છે! અને તે તેવાં દર્શનથી ઉત્સાહિત થઇને આગળ વધે છે. ॥૧૧॥

**पृथिव्यप्तेजोऽनिलखे समुत्थिते, पञ्चात्मके योगगुणे प्रवृत्ते ।**
**न तस्य रोगो न जरा न मृत्युः प्राप्तस्य योगाग्निमयं शरीरम् ॥ १२ ॥**

पृथिवीः...=પૃથિવી, જલ, તેજ, વાયુ તથા આકાશરૂપી સ્થૂલ સૂક્ષ્મ શરીર समुत्थिते=યોગથી પ્રત્યક્ષ પ્રકટ થતાં તથા पञ्चात्मके=પંચતન્માત્રારૂપી योगगुणे= યોગનો ગુણ प्रवृत्ते=અપરોક્ષ થતાં योगाग्निमय=યોગાગ્નિથી જાજ્વલ્યમાન शरीरं= શરીરને प्राप्तस्य=પ્રાપ્ત થયેલા तस्य=તે યોગીને रोगः=રોગ जरा=બુઢાપો કે मृत्युः=મોત न=આવતું નથી.

પૃથિવી, જલ, તેજ, વાયુ તથા આકાશરૂપી સ્થૂલસૂક્ષ્મ શરીર યોગથી પ્રત્યક્ષ થતાં પંચતન્માત્રારૂપી યોગનો ગુણ પ્રત્યક્ષ થતાં, યોગાગ્નિથી જાજ્વલ્યમાન શરીરને પ્રાપ્ત થયેલ તે યોગીને રોગ, વૃદ્ધાવસ્થા કે મૃત્યુ આવતાં નથી. ॥ ૧૨ ॥

યોગાભ્યાસની દૃઢતા જેમ જેમ વધે છે તેમ તેમ સાધકમાં શા ફેરફાર થાય છે તે બતાવતાં કહે છે; જેમ જેમ યોગાભ્યાસ પ્રવૃદ્ધ થાય છે તેમ તેમ શરીરસ્થ પંચ મહાભૂતો સમુત્થિત થાય છે. એટલે કે તેમની અશુદ્ધિ ખરી જાય છે અને વિશુદ્ધિ વધે છે. સોનાને તપાવતાં જેમ તેનો મેલ નીકળી જાય છે તેમ યોગાગ્નિમાં શરીરરૂપી ઘરેણાંમાં રહેલું પંચતત્ત્વરૂપી સોનું નિર્મલ બની દીપી ઉઠે છે. અર્થાત્ યોગાભ્યાસ વધતાં રોગ-જરા-બેચેની વગેરે શરીરને વૃદ્ધ બનાવનારાં કારણો દૂર થાય છે. સદા કાર્યક્ષમ, નીરોગી શરીર જ યોગીને પ્રત્યક્ષ થાય છે એમ અહીં કહ્યું છે. અર્થાત્ પાંચ મહાભૂતોના સમુદાયરૂપ આ શરીર હીરા જેવું દૃઢ અને અભેદ્ય બને છે. આવી અભેદ્ય-સુદૃઢ નીરોગી કાયાવાળો યોગી આગળ જેમ જેમ યોગમાં વધે છે તેમ તેને "પંચાત્મક યોગગુણ પ્રવૃત્ત" થાય છે. એટલે કે સૂક્ષ્મ તન્માત્રાઓનો સાક્ષાત્કાર થાય છે, એટલે કે શબ્દ, સ્પર્શ વગેરેના શુદ્ધ સ્વરૂપનો તેને અનુભવ થાય છે. આપણી સંસારદશામાં આપણને જે શબ્દાદિનો અનુભવ થાય છે તે અશુદ્ધ છે. આ યોગીને શુદ્ધ-દિવ્ય શબ્દ સંભળાય છે. દિવ્ય સ્પર્શ અનુભવમાં આવે છે. દિવ્યરૂપ જોવા મળે છે. દિવ્યરસ ચાખવા મળે છે. દિવ્યગંધ સૂંઘવા મળે છે. અર્થાત્ તન્માત્રાનો તેને સાક્ષાત્કાર થતો હોઇને સ્થૂલ વિષયાનન્દ કરતાં વધારે સૂક્ષ્મ અને વ્યાપક આનંદનો તેને ભોગ મળે છે! આમ યોગના નિરન્તર અપ્રમાદી અભ્યાસથી તેનું શરીર અંદર અને બહાર યોગાગ્નિમય થાય છે. આવા યોગાગ્નિથી જાજ્વલ્યમાન કાયાવાળાને લાંબા કાળ સુધી રોગ, વૃદ્ધાવસ્થા કે મૃત્યુ આવતાં નથી. અશુદ્ધિમાં આ બધાં આવવાની ઉતાવળ કરે છે. શુદ્ધિથી તે બિચારાં ભાગતાં ફરે છે. આ બધાં સૂચક ચિહ્નો યોગમાર્ગમાં પ્રગતિ માટે જ છે. એ સિદ્ધિઓ અંતરાયરૂપ છે એમ સૌ જાણે. પણ સૂક્ષ્મ વિષયમાં સહસા શ્રદ્ધા નથી ઉપજતી તેથી આવી પ્રતીતિ શ્રદ્ધાજનક નીવડતી હોઇને તેટલા જ અંશમાં તેની ઉપયોગિતા જાણવી. ॥ ૧૨ ॥

**लघुत्वमारोग्यं अलोलुपत्वं, वर्णप्रसादं स्वरसौष्ठवं च ॥**
**गन्धः शुभः मूत्रपुरीषं अल्पं, योगप्रवृत्तिं प्रथमां वदन्ति ॥ १३ ॥**

लघुत्वं=શરીરનું હલકાપણું, आरोग्यं=નીરોગિતા अलोलुपत्वं=વિષયવાસનાની નિવૃત્તિ, वर्णप्रसादं=શરીરના રંગની ઉજ્જવલતા, च=અને स्वरसौष्ठवं=અવાજની મધુરતા गन्धः=શરીરના ગંધની शुभः=શુભતા मूत्रपुरीषं=મલમૂત્રની अल्पं=અલ્પતા આટલાંને प्रथमा=પહેલી योगप्रवृत्ति=યોગસિદ્ધિ યોગાચાર્યો वदन्ति=કહે છે.

શરીરનું હલકાપણું, નીરોગિતા, વિષયલાલસાની નિવૃત્તિ, શરીરની કાન્તિ અને સ્વરની મધુરતા, શરીરનો શુભ ગંધ, મળમૂત્રની અલ્પતા,–આટલાંને યોગાચાર્યો યોગની પહેલી સિદ્ધિ કહે છે. ॥ ૧૩ ॥

હવે યોગની પ્રત્યક્ષ=જાતને અને બીજાને પણ સમજાય એવી કુદરતી સિદ્ધિઓનું, સાધકને પોતાને તે મળી છે કે નહીં તેનો તાળો મેળવી જોવા માટે, વર્ણન આપતાં કહે છે કે, શરીરનું હલકાપણું, નીરોગિતા, વગેરે યોગની પ્રથમ ભૂમિકાઓની સિદ્ધિ છે. શરીરમાં જ્યારે તમોગુણની પ્રધાનતા હોય છે ત્યારે આળસ-પ્રમાદ-કફ વગેરેની વૃદ્ધિને લઇને શરીર ભારી લાગે છે. દુનિયામાં ઘણાંને હંમેશાં પોતાનું શરીર ભારરૂપ લાગે છે! યોગીને તેનું શરીર રૂના તાંતણા જેવું-શિરીષના ફુલ જેવું હલકું લાગે છે. કેમકે યોગાભ્યાસથી તેના સત્વગુણની અત્યંત વૃદ્ધિ થાય છે. આથી શરીરનું હલકાપણું એ પહેલી સિદ્ધિ છે. નીરોગિતા એ બીજી સિદ્ધિ છે. કુદરતનું બનાવેલું શરીર માણસ જો કુદરતી રીતે જીવે તો માંદું જ ન પડે. પણ જીવનને વિકૃતપણે-કૃત્રિમપણે જીવતો હોઇને માણસ અનેક રોગોનો ભોગ થઇ પડે છે. યોગીનું જીવન કુદરત સાથે સંવાદી હોવાથી અને કુદરત મૂળે જ સર્જનપ્રધાન હોવાથી તેવા યોગીને રોગ પીડતા નથી. નીરોગિતા એ યોગી જીવનનું બીજું લક્ષણ છે!

તે ઉપરાંત 'અલોલુપત્વ' એ ત્રીજું લક્ષણ છે. લોલુપતા એટલે ઇન્દ્રિયોની ભોગ ભોગવવામાં લંપટતા. યોગીના માનસમાં સત્વગુણનો સદા ઉભરો રહેતો હોઇને રજોગુણ તથા તમોગુણ નિર્બળ બની જાય છે. આથી યોગી માનસને વિષયોની લાલસાનું આકર્ષણ ખેંચી શકતું નથી. આ વિષય રસાસ્વાદની લંપટતાનો અભાવ સ્વસંવેદ્ય છે. અને જગતને પણ તે સમજાય છે. આ છે આંતર સિદ્ધિ અને તે બહુ ઉપયોગી છે!

વળી યોગીનું શરીર પણ કાંચન જેવું તામ્રવર્ણું-તેજસ્વી થાય છે. આહાર વગેરેની શુદ્ધિને લઇને તેનું લોહી શુદ્ધ થાય છે. અને આથી તેના યોગીની શરીર-કાંતિ ચમકીલી અને આકર્ષક હોય છે. આ છે ચોથું લક્ષણ.

તે ઉપરાંત યોગાભ્યાસીનો અવાજ પહાડી હોય છતાં કાન્ત-રમણીય અને મધુરો લાગે છે. કર્કશ લાગતો નથી. આ સ્વરની મધુરતા એની પાંચમી સિદ્ધિ છે. આ ઉપરાંત તેના શરીરનો પરસીનો વગેરે દુર્ગંધ મારતાં નથી! તેનો મલમૂત્ર વધુ પ્રમાણમાં-એટલે કે માત્રાથી વધુ પ્રમાણનો હોતો નથી. મલમૂત્રની અતિશયતા શરીરની વિકૃતિ બતાવે છે. યોગી નીરોગી હોવાથી, નિયમિત હોવાથી, મલમૂત્રજન્ય વ્યાધીઓથી પીડાતો નથી. આ બધી સિદ્ધિઓ યોગની પ્રથમ સિદ્ધિઓ છે. અને એ આગેકૂચ માટે પ્રાપ્ત કરવા જેવી છે. શરીરયાત્રાના અનાયાસે નિર્વાહ માટે પણ એ કિંમતી છે. ॥ ૧૩ ॥

**यथा एव बिम्बं मृदया उपलिप्तं तेजोमयं भ्राजते तत् सुधौतम्**
**तद् वा आत्मतत्त्वं प्रसमीक्ष्य देही एकः कृतार्थः भवते वीतशोकः ॥१४॥**

यथा = જેમ एव = નિશ્ચય मृदया=માટીથી उपलिप्तं=ખરડાયેલું बिम्बं= રત્ન तत्=પાછળથી सुधौतं = સારી પેઠે ધોયેલું હોઇને तेजोमयं=તેજોમય થઇને भ्राजते=ચમકે છે तत्=તેવી રીતે वा=જ देही=જીવાત્મા યોગ સમાધિથી आत्मतत्त्वं=પોતાના વાસ્તવરૂપને प्रसमीक्ष्य = ઠીક ઠીક જોઇને-સાક્ષાત્ કરીને एकः=એક કેવળ પ્રકૃતિના સંબંધથી રહિત થયેલ वीतशोक=શોકરહિત कृतार्थः= કૃતકૃત્ય भवते=થાય છે.

જેમ નિશ્ચય માટીથી લપેટાયેલું રત્ન પાછળથી સારી પેઠે ધોવાતાં તેજોમય થઈને ચમકે છે તેમજ નિશ્ચય જીવાત્મા યોગ સમાધિ દ્વારા પોતાના વાસ્તવ રૂપનો ઠીક ઠીક સાક્ષાત્કાર કરીને કેવલ શોકરહિત બની કૃતાર્થ થાય છે. ॥ ૧૪ ॥

આમ પ્રાથમિક પ્રાકૃતિક સિદ્ધિઓ બતાવી. હવે જે મૂળ સિદ્ધિ અર્થે યોગી યોગાભ્યાસની મહેનત ઉઠાવે છે તે ક્યારે, કેવી રીતે, ક્યાં, પ્રાપ્ત થાય છે એ બાબતમાં કહે છે કે જેમ પહેલાં માટીથી ખરડાયેલું કોઈ રત્ન પાછળથી સારી પેઠે ધોવાતાં તેજોમય થઇને ચમકી ઉઠે છે તેમ જીવાત્મા યોગ દ્વારા પોતાના વાસ્તવ સ્વરૂપને સાક્ષાત્ જોઈ, કેવળ બની, શોકરહિત અને કૃતાર્થ થાય છે. આ મન્ત્ર ગુહ્યાર્થથી ભરપૂર છે. જીવાત્મા એ રત્ન છે. રત્ન હોઇને જ મૂળમાં જ કિંમતી છે-ચમકીલો છે. જેમ રત્ન માટીમાં દટાયેલું હોય તો તે છે એવી ખબર નથી પડતી. તેમ જીવરૂપી મહા કિંમતી રત્ન આ દેહની માટીમાં દટાયેલું છે. તે છે છતાં પહેલાં તો સમજાતો નથી. જ્યારે કોઇ ભૂસ્તરવિદ્ આવીને જમીનમાં દટાયેલા હીરાને બતાવે-ત્યારે માણસને હીરાની

અસ્તિ વિષે ખ્યાલ આવે! શરીર-ભૂસ્તરવિદ્ શાસ્ત્રો છે. સંતો છે. એ શાસ્ત્રો અને સંતો જ્યારે જીવાત્માનું અસ્તિત્વ છે એમ બતાવે ત્યારે તેનો આપણને ખ્યાલ આવે. જેમ મહામહેનતે માટીમાંથી રત્નને કોઇ ખોદી કાઢીને લાગલો જ જુવે તો માટીથી તે ખરડાયેલો અને આથી જ નિસ્તેજ લાગે છે. તેમ મહામહેનતે જ્યારે આપણે આ દેહ માટીમાંથી જીવાત્મા નામના રત્નને કેવળ શાસ્ત્રજ્ઞાનની કોદાળીથી ખોદી કાઢીએ તો પણ તે તેના મૂળ-સ્વરૂપમાં ચમકીલો લાગતો નથી. પણ જ્યારે પાણીથી તે રત્નને કોઈ સાફ કરે ત્યારે તેની ચમક બહાર આવે. તેમ શાસ્ત્ર વગેરેને કોરે મૂકી, યોગાભ્યાસરૂપી સલિલથી, આસક્તિરૂપી ચીકણી માટીથી લપેટાયેલા આ જીવરૂપી રત્નને કોઇ સ્વચ્છ કરે, ત્યારે ધોવાયેલો-સ્વચ્છ-નિર્મલ-રાગદ્વેષાદિ મેલરહિત જીવ પોતાના મૌલિક તેજમાં ચમકે છે. અર્થાત્ હૃદયમાં તે જીવ પોતાની જાતને સાક્ષાત્ જુવે છે. અને જીવ જાતે તો પરમાત્મા જ છે. આથી પોતાની જાતને વિવેકપૂર્વક સાક્ષાત્ જોઇને તેવો દેહી-જીવાત્મા પહેલાં તો એક થઇ જાય છે. એટલે કે પ્રકૃતિથી છૂટો-કેવળ થઇ જાય છે. પ્રકૃતિથી વિયુક્ત થવું એટલે કે પ્રકૃતિના ભોગ અને અપવર્ગરૂપી પ્રયોજનનો અભાવ થવો એ જ જીવની કૃતાર્થતા છે. આથી આવો સ્વચ્છ જીવ કૃતાર્થ થાય છે. અને કૃતાર્થ હોવાથી જ વીતશોક થાય છે. શોક વિયોગમાં હોય છે. અહીં તો પરમાત્માનો યોગ છે. એટલે તેવા જીવને પ્રકૃતિના વિયોગમાં જ ઇશ્વરનો યોગ હોવાથી શોકનો અવસર જ રહેતો નથી. આ છે જીવનની મહાસિદ્ધિ. ॥૧૪॥

**यदा आत्मतत्त्वेन तु ब्रह्मतत्त्वं दीपोपमेन इह युक्तः प्रपश्येत् ।**
**अजं ध्रुवं सर्वतत्त्वैः विशुद्धं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥१५॥**

यदा=જ્યારે इह=આ શરીરમાં दीपोपमेन=દીપકના જેવા आत्मतत्त्वेन=આત્મતત્ત્વથી तु=નિશ્ચય ब्रह्मतत्त्वं=બ્રહ્મતત્ત્વને युक्तः=યોગયુક્ત થઇને प्रपश्येत्=સાક્ષાત્ કરે છે ત્યારે अजं=અનાદિ ध्रुवं=નિર્વિકાર, सर्वतत्त्वैः=તમામ પદાર્થોથી विशुद्धं=નિર્મલ देवं=દેવોના દેવને ज्ञात्वा=જાણીને सर्वपाशैः=તમામ બંધનોથી मुच्यते=છૂટી જાય છે.

જ્યારે આ શરીરમાં દીવા જેવા આત્મતત્ત્વથી નિશ્ચય બ્રહ્મતત્ત્વને યોગયુક્ત થઈને સાક્ષાત્ જુવે છે ત્યારે અનાદિ, નિર્વિકાર, તમામ પદાર્થોથી નિર્મલ, દેવોના દેવને જાણીને તમામ બંધનોમાંથી મુક્ત થાય છે. ॥ ૧૫ ॥

આમ પ્રકૃતિની માટીથી છૂટેલો જીવ પહેલાં તો સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે. અને સ્વરૂપના સાક્ષાત્કાર પછી છેવટની સિદ્ધિઓની પણ સિદ્ધિ પરમાત્મા સ્વરૂપનો ઉદય-સાક્ષાત્ દર્શન થાય છે. જેનું આગલા મન્ત્રમાં સૂચન કરી ચૂક્યા છે-તે પરમાત્મ દર્શનને પામે છે એ બતાવતાં કહે છે. યોગની ચરમભૂમિકામાં પરવિરાગના બળે પ્રવેશીને જ્યારે આ સાધક પુરુષ પોતાના સ્વપર-પ્રકાશ દીવા જેવા આત્મતત્ત્વને-બ્રહ્મતત્ત્વને જુવે છે એટલે મૂળમાં પોતે બૃહત્ સત્તા સ્વરૂપ છે-પરિચ્છિન્ન નથી-સમસ્ત ચરાચરમાં તે તે રૂપે વ્યાપેલો છે એમ સાક્ષાત્ જુવે છે; ત્યારે તે દર્શનના બળે તે અનાદિ, નિર્વિકાર, તમામ પદાર્થોથી વિશુદ્ધ દેવોના દેવને જાણે છે. અને જાણીને બંધમુક્ત થાય છે. અર્થાત્ આ મન્ત્રમાં પરમાત્માના દર્શનથી જીવ પણ જીવત્વ છોડી પરમાત્મ સ્વરૂપ થાય છે એમ સ્પષ્ટ બતાવે છે. પોતાનો આત્મા દીવા જેવો છે. એટલે કે સ્વપ્રકાશ અને પરપ્રકાશ બન્ને છે. પોતાના આ નિર્મલ દર્શન શક્તિ યુક્ત સ્વરૂપે તે અસંપ્રજ્ઞાત યોગમાં પરમાત્માને જુવે તે તત્સ્વરૂપ થાય છે. આ સાક્ષાત્ પરરૂપ દર્શન વિમુક્તિનું એક સાધન છે. આ સૌથી મહાન સિદ્ધિ છે. એ જ સૌને માટે પ્રાપ્તવ્ય છે. ॥ ૧૫ ॥

**एषः ह देवः प्रदिशः अनुसर्वाः, पूर्वः ह जातः, स उ गर्भे अन्तः।**
**स एव जातः, स जनिष्यमाणः, प्रत्यङ् जनाः तिष्ठति सर्वतोमुखः ॥१६॥**

एषः=આ देवः=દેવોના દેવ પરમાત્મા ह=નિશ્ચય सर्वाः=તમામ प्रदिशः= દિશાઓ અને પ્રદિશાઓમાં अनु=વ્યાપેલ છે. ह=નિશ્ચય पूर्वः=સૌથી પ્રથમ जातः=જન્મેલ છે उ=અને सः=તે જ गर्भे=ગર્ભમાં अन्तः=અંદર છે. सः=તે एव= જ સર્વત્ર जातः=જન્મેલ છે. सः=તે જ जनिष्यमाणः=ભાવિમાં પણ જન્મનાર છે અને તે જ सर्वतोमुखः=સર્વત્ર મુખવાળા પરમાત્મા जनाः=સર્વ મનુષ્યોની प्रत्यङ्=અંદર तिष्ठति=રહેલા છે.

આ દેવોના દેવ પરમાત્મા જ તમામ દિશાઓ અને પ્રદિશાએ વ્યાપેલ છે. નિશ્ચય તે જ સૌથી પ્રથમ આવિર્ભાવ પામેલ છે. અને તે જ ગર્ભની અંદર પણ છે. તે જ સર્વત્ર સર્વરૂપે જન્મેલ છે. અને તે જ ભાવિમાં પણ જન્મનાર છે. અને તે જ સર્વતોમુખ પરમાત્મા પ્રાણીમાત્રના હૃદયની અંદર વર્તમાન છે. ॥ ૧૬ ॥

બ્રહ્મતત્ત્વને સાક્ષાત્ જુવે છે એમ આગલા મંત્રમાં કહ્યું એ બ્રહ્મદર્શનનો આકાર બતાવતાં કહે છે કે તેવા પુરુષનું આવું દર્શન હોય છે. તેને જાતે

સમજાય છે કે આ દેવના દેવ પરમપિતા પરમાત્મા ચોમેર વ્યાપેલા છે. તે જ સર્વરૂપે પ્રકટેલા છે. તે જ ગર્ભરૂપે છે. તે જ જન્મેલા અને તે જ જન્મનારા છે! આ સર્વતોમુખ પરમાત્મા પ્રાણીમાત્રના હૃદયની અંદર વર્તમાન છે! અર્થાત્ સર્વત્ર બ્રહ્મદર્શન એ જ છેવટનું લક્ષ્ય છે. અને તે લક્ષ્ય આવો યોગી વીંધે છે. ॥ ૧૬ ॥

**यः देवः अग्नौ यः अप्सु यः विश्वं भुवनं आविवेश ।**
**यः ओषधीषु यः वनस्पतिषु, तस्मै देवाय नमो नमः ॥ १७ ॥**

यः=જે देवः=પરમ દેવ પરમાત્મા अग्नौ=અગ્નિમાં છે. यः=જે अप्सु=પાણીમાં તથા यः=જે विश्वं=સમસ્ત भुवनं=જગતમાં यः=તે ओषधीषु=વ્રીહિ વગેરે ઔષધીઓમાં તથા यः=જે वनस्पतिषु=વડ વગેરે વનસ્પતિમાં आविवेश=અનન્ત કાળથી છૂપાયેલા છે तस्मै=તે देवाय=દેવાધિદેવ પરમાત્માને नमः=નમસ્કાર હો नमः=નમસ્કાર હો.

જે પરમદેવ અગ્નિ, પાણી, ઔષધી તથા વનસ્પતિ તથા સમસ્ત ભુવનમાં અનન્તકાળથી ગૂઢ છે તે દેવાધિદેવ પરમાત્માને નમન હો-નમન હો. ॥ ૧૭ ॥

આવો બ્રહ્મદર્શી યોગી જીવનભર પ્રણામમય-પ્રણત જ રહે છે તે બતાવતાં કહે છે-જે પરમદેવ સમસ્ત ભુવનમાં સચરાચરમાં પરિપૂર્ણ છે-ગૂઢ રીતે વર્તી રહેલા છે. અનન્ત કાળથી પ્રવિષ્ટ છે તે ત્રણે કાળમાં સર્વરૂપે એક હોનારા પરમાત્માને દેવાધિદેવ-પરમપિતાને નમન હો! નમન હો! અર્થાત્ સૌમાં રહેલા પરમાત્માને નમન, તેની આગળ-સૌની આગળ પ્રનમ્ર વર્તાવ એ જ જીવનભર પેલા યોગીની હૃદયસ્થિતિ હોય છે. કેમકે તે જાણે છે-તેણે જોયું છે કે સર્વત્ર સર્વજ્ઞ સર્વશક્તિ પરમાત્મા પરિપૂર્ણ છે! અને જ્યાં પરમાત્મા હોય ત્યાં તો નમન જ સંભવે! દ્વિરુક્તિ અધ્યાયની પરિસમાપ્તિ બતાવે છે. ॥ ૧૭ ॥

॥ इति द्वितीयोऽध्यायः ॥

॥ हरि ॐ तत्सत् ॥



## ॥ अथ तृतीयोऽध्यायः ॥

**यः एकः जालवान् ईशते ईशनीभिः, सर्वान् लोकान् ईशते ईशनीभिः**
**यः एव एकः उद्भवे संभवे च, य एतत् विदुः अमृताः ते भवन्ति ॥१॥**

यः=જે एकः=અદ્વિતીય जालवान्=જીવપશુઓને બાંધનારી સંસારરૂપી જાળવાળો હોઇને ईशनीभिः=પોતાની નિયામક શક્તિઓ વડે ईशते=રાજ્ય ચલાવે છે જે ईशनीभिः=પોતાની નિયામક શક્તિઓ દ્વારા सर्वान्=સમસ્ત लोकान्=લોકોને ईशते=કાબૂમાં રાખે છે यः=જે एकः=એક एव=જ उद्भवे=જગતની ઉત્પત્તિ માટે च=તથા संभवे=સ્થિતિ માટે શક્તિમાન છે एतत्=એ તત્ત્વને ये=જેઓ विदुः=જાણે છે ते=તેઓ अमृताः=અમૃત भवन्ति=થાય છે.

જે એક જાળનો માલિક હોઈને પોતાની શક્તિઓ દ્વારા સમસ્ત જગત ઉપર એકહથ્થુ રાજ્ય ચલાવે છે, જે પોતાની શક્તિઓ દ્વારા સમસ્ત લોકોને કાબૂમાં રાખે છે, જે એક જ જગતની ઉત્પત્તિ સ્થિતિ, અને લય માટે શક્તિમાન છે, એ એક તત્ત્વને જેઓ જાણે છે તેઓ અમૃત થાય છે. ॥ ૧ ॥

બીજા અધ્યાયમાં યોગમય પ્રાર્થના એ પ્રભુ પ્રાપ્તિનું દ્વાર છે એમ બતાવી યોગ વિદ્યાનું સંક્ષેપમાં સમાલોચન કરી, યોગ દ્વારા છેવટે પરમાત્મ ભાવની પ્રાપ્તિ, અને પ્રાપ્ત્યુત્તર સદા પ્રાંજલિ-પ્રનમ્ર વર્તન બતાવ્યું. ત્રીજા અધ્યાયમાં એ જ પરમાત્માનું વર્ણન, તેમની શક્તિઓનો મહિમા વગેરેનો પાવન ખ્યાલ ઋષિઓ આપે છે. ઋષિ કહે છે-જે પરમાત્મા આ પ્રકૃતિરૂપી જાળનો માલિક હોઇને પોતાની શક્તિઓ દ્વારા સમસ્ત જગત ઉપર એકહથ્થુ રાજ ચલાવે છે, જે એક હાથે સૌના ઉપર કાબૂ રાખે છે, જે એક જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય માટે શક્તિમાન છે તે એક પરમાત્માને જે જાણે છે તે અમૃત થાય છે. માછલું જેમ જાળમાં તેમ જીવ પ્રકૃતિની જાળમાં સપડાય છે. અર્થાત્ પરમાત્મા પ્રકૃતિનો માલિક છે. સમસ્ત સપરિવાર વિજ્ઞાનાત્મા સહિત પ્રકૃતિનો શાસક છે. નિયન્તા છે. જગતની ઉત્પત્તિ સ્થિતિ લયમાં સમર્થ છે-એવા સર્વનાથ-સર્વશાસ્તા-સર્વ નિયન્તા-સર્વશક્તિ-સર્વજ્ઞ પરમાત્માને જે જાણે છે તે અમૃત થાય છે। પરમાત્માનું વેદન જ અમૃતત્વ આપે છે. અહીં આપેલાં સર્વનાથ આદિ વિશેષણો-એ પરમાત્માની પૂરી પ્રાર્થના છે। ॥ ૧ ॥

**एको हि रुद्रो, न द्वितीयाय तस्थुः, य इमान् लोकान् ईशते ईशनीभिः।
प्रत्यङ्जनाः तिष्ठति संचुकोप अन्तकाले संसृज्य विश्वा भुवनानि
गोपा ॥ २ ॥**

નિશ્ચય एकः=એક हि=જ रुद्रः=ઈશ્વર છે. द्वितीयाय=બીજા ઈશ્વર માટે न तस्थुः=પ્રમાણો કે યુક્તિઓ ટકતી નથી. यः=જે ઈશ્વર इमान्=આ लोकान्= સ્થાવરજંગમ જગતને ईशनीभिः=પોતાની નિયામક શક્તિઓ દ્વારા ईशते= નિયમમાં રાખે છે. જે ઈશ્વર जनाः=માણસોની प्रत्यङ्=અંદર तिष्ठति=રહે છે જે अन्तकाले=પ્રલય વેળાયે संचुकोप=કુપિત થઈ પ્રલય કરે છે. અને विश्वाः= સમસ્ત भुवनानि=ભુવનોને संसृज्य=સરજીને गोपा=સ્થિતિ કાળે તેનું રક્ષણ કરનારો છે.

નિશ્ચય એક જ ઈશ્વર છે. બીજા ઈશ્વર માટે પ્રમાણો નથી. જે ઈશ્વર આ લોકોને પોતાની નિયામક શક્તિઓ દ્વારા નિયમનમાં રાખે છે, જે પ્રાણીના હૃદયમાં રહે છે, જે પ્રલયકાળે જગતનો પ્રલય કરે છે અને સમસ્ત ભુવનોને ઉત્પત્તિકાળે ઉપજાવી, સ્થિતિકાળે રક્ષે છે. ॥ ૨ ॥

પરમાત્મા એક જ છે એ વાતને સમર્થિત કરતાં કહે છે કે પરમાત્મા એક છે! પરમાત્માનો-ઈશ્વરનો કોઈ ઈશ્વર નથી. કેમકે બે ઈશ્વરનું હોવાપણું કોઈપણ પ્રમાણથી સિદ્ધ થઈ શકે એમ નથી. એ એક સર્વશક્તિ પરમાત્મા પોતાની નિયમનમાં રાખનારી અતર્ક્ય શક્તિથી સમસ્ત જગતનું અહર્નિશ નિયમન કરે છે. તે પરમાત્મા ઉત્પત્તિ સ્થિતિ અને લય કરે છે. તે પ્રાણીઓના હૃદયમાં રહે છે! આવા પરમપિતા પરમાત્માની પ્રાપ્તિથી મનુષ્ય અમૃતત્ત્વ પામે છે. જગતની ઉત્પત્તિ વગેરે પરમાત્માનું લક્ષણ છે. ॥ ૨ ॥

**विश्वतः चक्षुः उत विश्वतोमुखः, विश्वतो बाहुः उत विश्वतस्पात्
सं बाहुभ्यां धमति सं पतत्रैः द्यावाभूमी जनयन् देवः एकः ॥३॥**

द्यावाभूमी=દ્યૌ અને પૃથ્વીને जनयन्=જન્માવનાર एकः=એક देवः= દેવાધિદેવ પરમાત્મા विश्वतःचक्षुः=ચોમેર ચક્ષુવાળા છે उत=તથા विश्वतोमुखः= ચોમેર મુખવાળા છે. विश्वतोबाहुः=ચોમેર હાથવાળા છે उत=તથા विश्वतस्पात्= ચોમેર પગવાળા છે તે बाहुभ्यां=પોતાની જડચેતન ઉભય શક્તિથી આકાશ અને પૃથ્વીને સંયોજિત કરે છે. पतत्रैः=પતનશીલ પંચમહાભૂતો સાથે પ્રાણીમાત્રને संधमति=સયોજિત કરે છે.

અન્તરિક્ષ અને પૃથ્વીને જન્માવનાર એક દેવ પરમાત્મા ચોમેર ચક્ષુવાળા, ચોમેર મુખવાળા, ચોમેર બાહુવાળા તથા ચોમેર ચરણવાળા છે. તે પ્રાણીમાત્રને પોતાની દ્વિવિધ જડ-ચેતન શક્તિ સાથે સંયોજિત કરે છે. પતન સ્વભાવવાળાં પંચ મહાભૂતો સાથે પ્રાણીમાત્રનો સંયોગ કરે છે. ॥ ૩ ॥

આ પરમાત્માની અચિન્ત્ય મહામહિમ શક્તિનું વર્ણન કરતાં ઋષિઓ કહે છે કે આ પરમાત્મા અન્તરિક્ષ અને પૃથિવી અને બીજાં તમામ ભુવનોને જન્માવે છે. તે પરમાત્મા જ સર્વરૂપ હોઇને સર્વત્ર ચક્ષુવાળા, મુખવાળા, બાહુ તથા ચરણવાળા છે. અર્થાત્ પ્રભુ સર્વત્ર પરિપૂર્ણ છે. એક તસુભર જગ્યા પણ તેના પ્રવેશ સિવાયની નથી. આવા સર્વવ્યાપી સર્વશક્તિ સમન્વિત પરમાત્મા પોતાની દ્વિવિધ-જડ ચેતન-શક્તિ દ્વારા પ્રાણી માત્રને સંયોજિત કરે છે. અર્થાત્ પ્રાણીમાત્રમાં રહેલી જડ અને ચેતન શક્તિ પરમાત્મદત્ત છે! વળી તે પરમાત્મા પંચ મહાભૂતો સાથે પ્રાણીમાત્રનો સંયોગ કરાવે છે. અર્થાત્ દેહાદિની બક્ષિસ પણ પરમાત્મા જ આપે છે. કોણ ઇશ્વર સિવાય આવાં દેહાદિનાં પરમદાન દઇ શકે? આવા મહિમાવાળા પરમાત્માનો જાણકાર અમૃત બને છે. ॥ ૩ ॥

**यो देवानां प्रभवः य उद्भवश्च विश्वाधिपः रुद्रःमहर्षिः ।**
**हिरण्यगर्भं जनयामास पूर्वं सनो बुद्धया शुभया संयुनक्तु ॥ ४ ॥**

यः=જે देवानां=દેવોની प्रभवः=ઉત્પત્તિનું च=અને उद्भवः=ઉન્નતિનું કારણ છે च=તથા विश्वाधिपः=વિશ્વપાલક रुद्रः=અવિદ્યા નાશક અને महर्षिः= મહાન દ્રષ્ટા છે જેણે पूर्वं=સર્ગારંભે हिरण्यगर्भं=પ્રથમ જીવને जनयामास=પ્રકટ કર્યો તે પરમાત્મા नः=અમને शुभया=કલ્યાણી बुद्धया=બુદ્ધિ સાથે संयुनक्तु= સંયોજિત કરો.

જે પરમાત્મા દેવોની ઉત્પત્તિ અને વિભૂતિનું કારણ છે તથા જે વિશ્વપાલક, અવિદ્યાનાશક તથા મહાન દ્રષ્ટા છે, જેણે સર્ગારંભે હિરણ્યગર્ભને ઉપજાવ્યા છે તે પરમાત્મા અમને કલ્યાણી બુદ્ધિ સાથે સંયુક્ત કરો. ॥ ૪ ॥

મતિની નિર્મલતા સાથે ઇશ્વરગતિની પ્રાપ્તિનો ગાઢો સંબંધ છે. વિમલમતિ પુરુષ અનાયાસે પરમપિતાને પામે છે. આથી સાધક પરમાત્મા પાસેથી પ્રાર્થનાગર્ભ યાચના કરતાં કહે છે કે જે પરમાત્મા દેવોની ઉત્પત્તિ અને તેમની ઉન્નતિનું કારણ છે, જે વિશ્વપાલક છે, જે અવિદ્યાનો સપરિવાર નાશ કરે છે, જે દ્રષ્ટાઓના પણ દ્રષ્ટા-મહર્ષિ છે-જેણે પ્રથમ જીવને જન્માવ્યો

છે તે પરમાત્મા અમોને કલ્યાણી બુદ્ધિનો યોગ કરાવો. કેમકે કલ્યાણી બુદ્ધિ જ કલ્યાણની પ્રસૂતિ કરાવે છે! મેલી મતિ અધ્યાત્મ જીવનમાં પ્રતિરોધક છે! અર્થાત્ અહીં પરમાત્માની ધંતર શક્તિઓનું ઋષિને દર્શન થાય છે! દેવો-ઇન્દ્રિયોની ઉત્પત્તિ અને તેમનું ઊર્ધ્વગમન ઇશ્વરની કૃપાથી થાય છે, તે ઉપરાંત વિશ્વંભરત્વ, અવિદ્યાનાશકત્વ-મહર્ષિત્વ પરમાત્માનું જ છે! આવા પરમાત્માને કલ્યાણી મતિથી જ સમજી શકાય. આથી ઋષિની શુભ મતિની યાચના યોગ્ય છે. ॥ ૪ ॥

या ते रुद्र! शिवा तनूः अघोरा अपापकाशिनी ।
तया नः तनुवा शंतमया गिरिशन्त! अभिचाकशीहि ॥ ५ ॥

रुद्र=હે મિથ્યાભાષીને રોવડાવનાર! गिरिशन्त=હે શુદ્ધ સત્વગુણરૂપી પર્વત ઉપર રહેલ હોઇને કલ્યાણ પ્રસારક! ते=તારી-આપનું या=જે शिवा=કલ્યાણી अघोरा=અભયપ્રદ अपापकाशिनी=પુણ્ય પ્રકાશમય तनूः=સ્વરૂપ છે तया=તે शंतमया=પૂર્ણ આનન્દમય तनुवा=સ્વરૂપે नः=અમારા ઉપર अभिचाकशीहि=દ્રષ્ટિપાત કરો.

હે રુદ્ર! હે ગિરિશન્ત! આપનું જે કલ્યાણી, અભયપ્રદ, પુણ્યપ્રકાશમય સ્વરૂપ છે તે પૂર્ણાનન્દમય સ્વરૂપે અમારા ઉપર દ્રષ્ટિપાત કરો. ॥ ૫ ॥

આર્દ્ર હૃદયની પ્રાર્થના તત્કાળ કલ્યાણપ્રસૂ થાય છે. આથી ભગવાનની મંગલદૃષ્ટિ પોતાના ઉપર થાય એ માટે પ્રાર્થના કરતાં કહે છે હે રુદ્ર! હે ગિરિશન્ત! આપનું જે કલ્યાણી-અભયપ્રદ-પુણ્યપ્રકાશમય સ્વરૂપ છે તે પૂર્ણાનન્દમય સ્વરૂપ અમારા ઉપર દૃષ્ટિપાત કરો. અર્થાત્ પરમાત્માનું સ્વરૂપ મંગલમય-અભયપ્રદ-પ્રકાશમય-આનન્દમય છે. એ નિજ સ્વરૂપનો જેના ઉપર કૃપાકટાક્ષપાત પણ થાય તેનું 'ભવદારિદ્ર્ય ફીટી જાય છે! પરમાત્માના' પાવન રૂપનો સ્પર્શ ભવભવના પાપોને ક્ષણમાં પ્રજાળી દે છે! આ છે ભગવાનની મંગલ દૃષ્ટિનો મહિમા. ॥ ૫ ॥

यामिषुं गिरिशन्त! हस्ते बिभर्षि अस्तवे ।
शिवां गिरित्र! तां कुरु, मा हिंसीः पुरुषं जगत् ॥ ६ ॥

गिरिशन्त=હે શંકર! यां=જે इषुं=બાણને=અનિષ્ટફલ પ્રદાન શક્તિરૂપ જે બાણને अस्तवे=પાપીઓ ઉપર ફેંકવાને हस्ते=હાથમાં बिभर्षि=આપ ધારણ કરો છો तां=તેને गिरित्र=ધર્મજ્ઞાન પ્રકાશના આવરણ કરનાર તમોગુણમાંથી

રક્ષણ કરનાર હે પરમાત્મન્! શિવાં=મંગલમય કરો. પુરુષં જગત્=પુરુષત્વ પ્રધાન જગતને–વિશિષ્ટ પ્રકારના ધર્મ્ય કાર્ય કરવામાં સમર્થ કોઇપણ પુરુષને મા હિંસીઃ=રખે આપ હણતા!

હે શંકર! (પાપનું ફળ જે દુઃખ, તે દુઃખના કારણરૂપ જે અનિષ્ટ ફલ પ્રદાનશક્તિ એ શક્તિરૂપ) જે બાણ–(પાપીઓ ઉપર) ફેંકવાને આપ હાથમાં ધારણ કરો છો તેને હે જ્ઞાનાવરણમાંથી રક્ષક પરમપિતા! મંગલમય કરો. કોઈપણ પુરુષાર્થ પક્ષપાતી પુરુષને જગતમાં રખે આપ હણતા. ॥ ૬ ॥

રુદ્ર, ગિરિશન્ત વગેરે ભગવદ્વિશેષણોનો અર્થ શબ્દાર્થમાં જોવો. ભગવાનના મંગલેક્ષણની પ્રાર્થના કરી. પણ ભગવાનમાં જેમ અનુગ્રહની શક્તિ છે તેમ નિગ્રહની પણ નિરંકુશ શક્તિ છે. અર્થાત્ ભગવાન જેમ પુણ્યકર્મીને અભયદ છે તેમ પાપકર્મીને ભયપ્રદ પણ છે. પાપકર્મીને સ્પર્શતી ભયાવહ–ભગવાનની ભયદાયિની નિગ્રહશક્તિ કોઈ પણ સાધક જીવને ન સ્પર્શો એવી ભદ્ર પ્રાર્થના કરતાં પોતાની ભદ્રતા સૂચવતાં સાધક કહે છે કે હે શંકર! આપ પાપીઓને દંડ દેવાની શક્તિ ધરાવો છો! હે પિતા! અમો સાધકગણ માટે તે શક્તિ પણ મંગલમય હો! ભગવાનનો તો શાપ પણ વરદાનરૂપ બનો! ઋષિ પુરુષાર્થના પણ પક્ષપાતી છે. કેવળ વિના અધિકારે–વિના પ્રયત્ને ભગવાનની કૃપા યાચનારા નથી. તે કહે છે કે હે ભગવન્! આપ કરુણા કરી આ જગતમાં જે કોઇ પુરુષાર્થ પક્ષપાતી જીવ હોય તેને રખે હણતા! ભગવાન યદ્યપિ કોઇને વિના કારણે હણતા નથી છતાં સંતની સંતતા તો સૌનું જ ભદ્ર યાચવામાં છે: આથી કોઇના પણ આદર્યાં અધૂરાં ન રહે એવી મંગલ પ્રાર્થના ઋષિ કરે છે. ॥ ૬ ॥

**ततः परं ब्रह्म परं बृहन्तं यथा निकायं सर्वभूतेषु गूढम् ।**
**विश्वस्य एकं परिवेष्टितारं ईशं तं ज्ञात्वा अमृताः भवन्ति ॥ ७ ॥**

ततः=જીવાત્મયુક્ત જગતથી परं=સૂક્ષ્મ परं=અતિશય बृहन्तं=બૃહત્–વિશાળ–વ્યાપક, यथानिकायं=યથા શરીર. सर्वभूतेषु=તમામ પ્રાણીઓમાં गूढं=છૂપાયેલ विश्वस्य=વિશ્વને परिवेष्टितारं=ચોમેરથી વીંટળાઇ રહે[illegible]ક ईशं=સત્તાધારી तं=તે પ્રસિદ્ધ ब्रह्म=પરમ[illegible] [illegible]ાનકો [illegible] अमृताः=અમર भवन्ति=થાય છે.

પ્રકૃતિ અને જીવથી સૂક્ષ્મ, [illegible] યથાશરીર [illegible]યેલ, વિશ્વને ચોમેરથી વીંટળાઈને રહેલ, [illegible] પ્રસિદ્ધ [illegible] ત [illegible] અનુસરી, સાધકો અમર થાય છે!

આમ ભગવાનની ભાવભરી પ્રાર્થના કરી. ભાવુક હૃદયની પ્રાર્થના અતૂટ-યુગયુગના મૌનને પણ ટપ તોડાવી શકે છે. અર્થાત્ હૃદયની અતિપવિત્ર દશામાં જીવ શિષ્ય બની જાય છે અને પરમાત્મા જ તેના ગુરૂ બની જાય. તે પોતાને વિષે સમ્યક્જ્ઞાન તેવા ભાગ્યશાળી જીવને આપી દે છે. અને તેવાં પરમાત્મદત્ત જ્ઞાનવાળો જીવ-ઋષિ જગતને માટે દર્શન મૂકી જાય છે કે મનુષ્ય અમર થઈ શકે છે. કેવી રીતે?-પરમાત્માને સાક્ષાત્ પોતાનામાં અનુભવીને. એ પરમાત્મા કેવા છે?-પ્રકૃતિ અને જીવથી પણ સૂક્ષ્મ. તે બન્નેના અંતર્યામી. પરમવિશાળ: અર્થાત્ અણુમાં અણુ અને મહાનમાં મહાન-ટૂંકમાં આકાશની માફક સર્વવ્યાપક. કીડીમાં કીડી રૂપે, કુંજરમાં કુંજર રૂપે અને બ્રહ્મામાં બ્રહ્મા રૂપે-છાનામાના રહેલા. અર્થાત્ આબ્રહ્મસ્તમ્બપર્યન્તમાં મેલાથી ન પકડાય એવી રીતે ગૂઢ રહેલા. એટલું જ નહીં. એટલે કે તે અંતઃપૂર્ણ જ નથી પણ તે ઉપરાંત બહિઃપૂર્ણ પણ છે. તે વિશ્વને વિંટળાઈ રહેલા છે. અર્થાત્ અંતર્બહિર્નિરન્તર ઘન સત્સ્વરૂપ ચિત્સ્વરૂપ આનંદ છે! અને સર્વ સત્તાધીશ છે. આવા પરમાત્માને પુરુષાર્થ અને પ્રભુકૃપાથી જાતમાં સાક્ષાત્ અનુભવીને મનુષ્ય અમર થાય છે. ચરમદેહી થાય છે. જીવનમુક્ત અને વિદેહમુક્ત થાય છે. ॥ ૭ ॥

**वेदाहं एतं पुरुषं महान्तं आदित्यवर्णं तमसः परस्तात् ।**
**तमेव विदित्वा अति मृत्युं एति नान्यः पन्थाः विद्यते अयनाय ॥ ८ ॥**

एतं=આ સર્વભૂતાન્તરાત્મા महान्तं=સર્વવ્યાપક तमसः=પ્રકૃતિથી परस्तात्=પર. आदित्यवर्णं=તેજોમય સ્વરૂપ पुरुषं=પરિપૂર્ણ પરમાત્માને अहं=હું वेद=જાણું છું. तम्=તે પરિપૂર્ણ પરમાત્માને एव=જ विदित्वा=જાણીને મનુષ્ય मृत्युं=મૃત્યુને अत्येति=ઓળંગી જાય છે. अयनाय=મૃત્યુને ઓળંગવાને अन्यः=બીજો पन्थाः=ઉપાય न विद्यते=લોક કે વેદમાં નથી.

આ સર્વભૂતાન્તરાત્મા સર્વવ્યાપક, પ્રકૃતિથી પર, તેજોમય સ્વરૂપ પૂર્ણ પરમાત્માને હું જાણું છું. તેને જ જાણીને મનુષ્ય મૃત્યુને ઓળંગી જાય છે. મૃત્યુને ઓળંગવાને લોક કે વેદ-ક્યાંયે બીજો ઉપાય નથી. ॥ ૮ ॥

પ્રભુને જાણ્યા સિવાયનો મોક્ષ ન સમજાય અને ન સમજાવી શકાય એવો છે! આથી હવેના મંત્રમાં પરમાત્માનું જ્ઞાન એ જ એક મૃત્યુ તરવાનો ઉપાય છે એમ જાત અનુભવના ઉલ્લાસમાં ઋષિ ઉચ્ચ સ્વરે જગતને સંબોધે છે-કે આ સર્વભૂતના અંતરાત્મા, સર્વવ્યાપક, પ્રકૃતિથી પર,

તેજોમય સ્વરૂપ, પૂર્ણ પરમાત્માને હું જાણું છું. અને જેને ભગવાનનું જ્ઞાન થાય છે તેને પણ સર્વભૂતાત્મભૂતાત્મ–સર્વવ્યાપક, પ્રકૃતિથી પર–તેજોમય–પૂર્ણ સ્વરૂપે જ થાય છે. આટલા વિશેષણોમાં પરમાત્મા સચ્ચિદાનન્દ છે એવું ગર્ભિત સૂચન છે. પરમાત્માને જાણીને અમર થયેલો આત્મા ભાવિ યુગને સંબોધીને નિઃશંકપણે કહે છે કે હે મનુષ્યો! તેને જ જાણીને મનુષ્ય મૃત્યુને તરી જાય છે. આ સિવાય મૃત્યુને ઓળંગવા–એટલે કે જન્મમરણરૂપી સંસારને તરી જવા, લોકમાં કે વેદમાં ઉપાયાન્તર નથી. આથી મુમુક્ષુ તે પરમાત્માને શરણે જ જાય. તેને જ પ્રાર્થે. તેને જ પોકારે. ॥ ૮ ॥

यस्मात् परं नापरं अस्ति किञ्चित् यस्मान्
अणीयः न ज्याज्योऽस्ति कश्चित् ।
वृक्षः इव स्तब्धः दिवि तिष्ठति एकः
तेन इदं पूर्णं पुरुषेण सर्वम् ॥ ९ ॥

यस्मात्=જેનાથી न=ન તો કાંઇ परं=પર अस्ति=છે न अपरंअस्ति किञ्चित्=કાંઈપણ વધારે સારું નથી यस्मात्=જેનાથી न=નથી તો કાંઈપણ अणीयः=નાનું કે न ज्यायः=ન તો મોટું अस्ति=છે कश्चित्=કોઇપણ જે एकः=એકલા वृक्षः=આકાશમાં વૃક્ષની इव=માફક પોતાના दिवि=પ્રકાશમાં तिष्ठति=રહે છે–સ્થિતિ છે तेन=તે पुरुषेण=પરમ પુરુષથી इदं=આ सर्वं=સમસ્ત જગત पूर्णं=અંદર બહાર પરિપૂર્ણ–ભરપૂર છે.

જેનાથી નથી તો કોઈ પર, કે નથી તો કાંઈપણ અપર જેનાથી નથી તો કોઈ નાનું કે નથી કોઈપણ મોટું, જે આકાશમાં વૃક્ષની માફક પોતાના પ્રકાશમાં સ્થિત છે તે પરમ પુરુષ વડે આ સમસ્ત જગત પરિપૂર્ણ છે. ॥ ૯ ॥

પરમાત્મા પૂર્ણ છે. એ દર્શનનું જ વિવરણ કરતાં ઉલ્લાસના ઉદ્રેકમાં ઋષિ ઉચ્ચરે છે કે આ પરમાત્માથી પેલી પાર કોઇ વસ્તુ નથી. અર્થાત્ પરમાત્મા જ્ઞેયની અવધિ છે. એનાથી વધુ સારું બીજું કશું નથી. અર્થાત્ પરમાત્માનો લાભ એ લાભની પ્રતિ છે. કેમકે શ્રેય અને પ્રેય ઉભય તેની પ્રાપ્તિમાં સમાઇ જાય છે! એ અણુથી અણુ છે. મહાનથી મહાન છે કેમકે તે સર્વાધાર અને સર્વવ્યાપી છે. આવા પરમજ્ઞેય–લાભાવધિ–પરિપૂર્ણ પરમાત્મા પોતાના પ્રકાશમાં એટલે કે પોતાના મહામહિમામાં, સદા આકાશમાં વૃક્ષની માફક પ્રતિષ્ઠિત છે. એટલે કે પોતાના મહામહિમામાં, સદા આકાશમાં વૃક્ષની

માફક પ્રતિષ્ઠિત છે. એટલે કે ક્ષુદ્ર પ્રાણી જો પોતાની ક્ષુદ્રતા ત્યાગતું નથી તો મહામહિમ પરમાત્મા પોતાનો મહામહિમા કદી ત્યાગતા નથી. આવા પરમપુરુષ પરમાત્મા વડે જગત ભરચક છે! ॥ ૯ ॥

**ततः यद् उत्तरतरं तत् अरूपं अनामयम् ।**
**ये एतत् विदुः अमृताः ते भवन्ति अथ इतरे दुःखं एव अपियन्ति ॥१०॥**

ततः=તેથી यद्=જે उत्तरतरं=પ્રકૃતિ અને જીવાત્માથી પણ વધારે સૂક્ષ્મ તત્=પેલું अरूपं=રૂપાદિરહિત अनामयं=ઉપદ્રવ રહિત સ્વરૂપ છે एतत्=એ સ્વરૂપને ये=જેઓ विदुः=સાક્ષાત્કરે છે ते=તેઓ अमृताः=અમર भवन्ति=થાય છે. अथ= અને इतरे=બીજાઓ-અવિદ્વાનો दुःखं=દુઃખ एव=જ अपियन्ति=પામે છે.

તેથી પેલું જે પ્રકૃતિ અને જીવાત્માથી પણ સૂક્ષ્મ રૂપાદિ રહિત અને સર્વ ઉપદ્રવશૂન્ય સ્વરૂપ છે એ સ્વરૂપને જેઓ સાક્ષાત્ જાણે છે તેઓ અમૃત થાય છે અને બીજા ન જાણનારા દુઃખ જ પામે છે. ॥ ૧૦ ॥

પરમાત્માના સ્વરૂપ જ્ઞાનમાં સર્વ દુઃખની પૂર્ણાહુતિ છે-ઇતિ છે. અને તેના અજ્ઞાનમાં દુઃખમાત્રના શ્રીગણેશ છે-એ બતાવતાં પરમાત્માને જ જાણવા યત્નશીલ થવું જોઇએ એમ સૂચવતાં ઋષિ કહે છે કે સૂક્ષ્મ પ્રકૃતિ અને સૂક્ષ્મતર જીવાત્મા કરતાં પણ સૂક્ષ્મતમ પરમાત્મા છે. એ પરમાત્મા રૂપ રંગ વિનાના છે. એટલે બાહ્ય ઇન્દ્રિયોની પકડમાં આવે એવા નથી. છતાં છે અને અનામય છે. એટલે કે સૌ રોગોના પ્રભવસ્થાન-વૃદ્ધિસ્થાન અને વિસ્તાર સ્થાનરૂપ ભવરોગરહિત છે. પૂર્ણ આરોગ્યવાળા પરમાત્મા છે. એ ભવરોગ રહિત પૂર્ણ નિરોગી સ્વરૂપને જે જાણે છે તે પણ પૂર્ણ નીરોગી થાય છે. તે સિવાયના બીજા દુઃખને જ પામે છે. બ્રહ્માની પદવી પણ સાન્ત હોઇને વિવેકી માટે નિરર્થક જ છે! આથી ઋષિ વિદ્વાનોના જીવનની વરદાનતા અને બીજાની શાપમયતાનો ભારપૂર્વક નિર્દેશ અહીં કરે છે. ॥ ૧૦ ॥

**सर्वाननशिरोग्रीवः सर्वभूतगुहाशयः ।**
**सर्वव्यापी स भगवान् तस्मात् सर्वगतः शिवः ॥ ११ ॥**

सर्वानन॰=તમામ મુખ મસ્તક અને કંઠવાળા, सर्वभूत॰=તમામ પ્રાણીઓના હૃદયગુફામાં રહેનારા, सर्वव्यापी=સૌને ઘેરનારા, सः=તે शिवः= મંગલરૂપ भगवान्=ભગવાન છે. तस्मात्=તેથી જ सर्वगतः=તમામ ઠેકાણે વિદ્યમાન છે.

તમામ મુખ, મસ્તક તથા કંઠવાળા, સમસ્ત પ્રાણીઓની હૃદયગુહામાં વસનારા સૌને વ્યાપી વળેલા તે મંગલ રૂપ ભગવાન છે. તેથી જ તે તમામ જગ્યાએ વિદ્યમાન છે. ॥ ૧૧ ॥

સ્વરૂપે ભગવાનને ઓળખી ચૂકેલા ઋષિ ભાવિ યુગને માટે ભગવાનની ઓળખ આપતાં કહે છે કે હે મનુષ્યો! હે સાધકો! પ્રાણીમાત્રનું મુખ, મસ્તક, કંઠ, હાથપગ વગેરે તમામ તે પરમાત્માનું જ છે! તે સૌના હૃદયમાં સદા વિદ્યમાન છે! સૌને વળગી રહેલા તે પરમાત્મા મંગલમય છે! એ મંગલમય પરમાત્મા સૌ રૂપ હોવાથી જ સર્વત્ર છે! તેના સિવાયનું અણુ પણ નથી. અર્થાત્ મંગલમય ભગવાનથી ભરપૂર હોઇને આ જગત અને તેમાંની પ્રત્યેક વસ્તુ મંગલમય છે! અમંગલતા અજ્ઞાનની છાયા છે. તે મંગલમય ભગવાનને હે સાધકો! આથી જ તમે પ્રપન્ન થાઓ. ॥ ૧૧ ॥

महान् प्रभु वै पुरुषः सत्त्वस्य एषः प्रवर्तकः ।
सुनिर्मलां इमां प्राप्तिं ईशानः ज्योतिः अव्ययः ॥ १२ ॥

वै=નિશ્ચય તે પરમાત્મા महान्=મહાન છે. प्रभुः=સમર્થ છે. एषः=એ पुरुषः=પરિપૂર્ણ પરમાત્મા सत्वस्य=પ્રાણીમાત્રના प्रवर्तकः=ઇષ્ટાનિષ્ટમાં પ્રવર્તાવનાર છે. એ પરમાત્મા इमां=આ सुनिर्मलां=અત્યંત નિર્મલ प्राप्तिं=પરમપદની પ્રાપ્તિના ईशानः=નિયામક છે. ज्योतिः=પ્રકાશ સ્વરૂપ અને अव्ययः= અપરિણામી છે.

નિશ્ચય તે પરમાત્મા મહાન સમર્થ છે. તે પરિપૂર્ણ પરમાત્મા પ્રાણીમાત્રના પ્રવર્તક છે. તે જ આ અત્યંત નિર્મલ પદની પ્રાપ્તિના નિયામક છે. તે જ્યોતિઃ સ્વરૂપ અને અપરિણામી છે.

વળી તે મંગલમય પરમાત્મા કેવા છે? તે મહાન છે. સ્વરૂપે અને ગુણે તેની કોઇ બરોબરી કરી શકે એમ નથી. તે સમર્થ છે. એટલે કે સર્વ શક્તિના ભંડાર છે. વળી તે પરમાત્મા પ્રાણીમાત્રને પોતપોતાના કર્માનુસાર ઇષ્ટ કે અનિષ્ટમાં પ્રવર્તાવે છે. અર્થાત્ તે સૌના કર્મફલના દાતા છે. આથી જ અતિશય નિર્મલ એવી જે પરમપદની પ્રાપ્તિના તે નિયામક છે. સિવાય કે ઇશ્વરાનુગ્રહ, તેના પરમ પવિત્ર પરમપદની પ્રાપ્તિ થતી નથી જ. તે પરમાત્મા જ્યોતિઓની પણ જ્યોતિ છે. અને પરિણામી પદાર્થોમાં પરિણામ પરંપરા પેદા કરતા હોવા છતાં પણ જાતે અપરિણામી છે. એટલે કે તેમનો સ્વરૂપે કે ધર્મે ઉદય કે વ્યય થતો નથી. તે જેવા છે તેવા જ છે. તેમનામાં ધર્મ-લક્ષણ કે અવસ્થા એ ત્રણ પરિણામો નથી. ॥ ૧૨ ॥

अंगुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये संनिविष्टः ।
हृदा मनीषा मनसा अभिक्लृप्तः ये एतत् विदुः अमृतास्ते भवन्ति ॥१३॥

अंगुष्ठमात्रः = અંગૂઠા પરિમાણ, पुरुषः = દેહ નગરીમાં રહેલ अन्तरात्मा = અન્તરાત્મા પુરુષ सदा = દિનરાત जनानां = પ્રાણીઓનાં हृदये = હૃદયમાં संनिविष्टः = સારી પેઠે સંપૂર્ણપણે રહેલો છે તે हृदा = હૃદયથી–હૃદયની શ્રદ્ધાથી, मनीषा = સૂક્ષ્મ બુદ્ધિથી मनसा = એકાગ્ર મનથી अभिक्लृप्तः = ક્રમે કરીને સામે પ્રકાશિત થયેલ હોય એવો જણાય છે. ये = જેઓ एतत् = આને विदुः = જાણે છે ते = તેઓ अमृताः = અમૃત भवन्ति = થાય છે.

અંગૂઠા જેવડો, દેહ નગરીમાં રહેલ અંતરાત્મા પુરુષ હંમેશાં પ્રાણીઓનાં હૃદયમંદિરમાં સારી પેઠે પૂર્ણપણે રહેલ છે તે હૃદયની શ્રદ્ધા સૂક્ષ્મ બુદ્ધિ અને એકાગ્ર મનથી ક્રમે કરીને સામે પ્રકાશિત હોય નહીં એવો જણાય છે. જેઓ આને જાણે છે તેઓ અમૃત થાય છે. ॥૧૩॥

આવા પરમાત્માની પ્રાપ્તિ ક્યાં કેવી રીતે કરવી તે બતાવતાં કહે છેઃ– તે પરમાત્મા પરમપુરુષ અંગૂઠા જેવડા છે. એટલે કે હૃદય અંગૂઠા જેવડું હોઈને તે હૃદયમાં રહેતા પરમાત્મા પણ અંગૂઠા જેવડા છે એમ ઋષિ કહે છે. તે પ્રભુ દિનરાત પ્રાણીમાત્રના હૃદયમાં સારી પેઠે–અક્રપણે અને પરિપૂર્ણપણે રહેલા છે. મહામહેનતે તે પરમ સૂક્ષ્મ પરમાત્મા હૃદયની સાચી શ્રદ્ધા સૂક્ષ્મ સમજશક્તિ અને એકાગ્ર મનથી પકડમાં આવે છે. અર્થાત્ નિર્મલ હૃદય એટલે પવિત્ર ભાવો, સૂક્ષ્મ સમજ એટલે નિર્મળ નિશ્ચય અને એકાગ્ર મન એટલે ધ્યાનયોગ–આ ત્રણ સાધનો દ્વારા પરમાત્મા દરેકને અંતરમાં જણાય છે. આ સિવાય તેના દર્શન નથી. આ રીતે આ પરમાત્મા જે સૌના હૃદયમાં સદા રહેનાર જાણે છે તે અમૃત થાય છે! બીજા મરણશીલ જ રહે છે ॥ ૧૩ ॥

सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्
सभूमिं विश्वतो वृत्वा अत्यतिष्ठत् दशांगुलम् ॥ १४ ॥

સૌના ઉત્પાદક पुरुषः = સૌમાં અંતરાત્મા રૂપે પરિપૂર્ણ પરમાત્મા सहस्रशीर्षा = હજારો શિર = દ્યુલોકવાળા છે. सहस्राक्षः = હજારો અસંખ્યાત આંખો–સૂર્યોવાળા, તથા सहस्रपात् = હજારો પગો–ભૂમિઓવાળા છે. स = તે

भूमिं = દ્યૌ, અંતરિક્ષ ભૂમિ-સમસ્ત બ્રહ્માંડને विश्वतः = ચોમેરથી वृत्वा = ઘેરીને दशांगुलम् = દશ આંગળ-અસંખ્યાત હાથ अति+अतिष्ठत् = આગળ વધીને સ્થિત-ઠરેલા છે.

સૌના ઉત્પાદક, સૌમાં અંતરાત્મા રૂપે પરિપૂર્ણ પરમાત્મા હજારો શિર, હજારો આંખ અને હજારો પગોવાળા છે. તે સમસ્ત બ્રહ્માંડને ચોમેરથી ઘેરીને તેનાથી દશ આંગળ આગળ વધીને રહ્યા છે. ॥ ૧૪ ॥

હવે વિશ્વરૂપ ભગવાનની અનન્ત વિભૂતિઓ દ્વારા સમજ આપતાં પરમાત્માના અનન્તત્વનો ખ્યાલ આપે છે કે તે સૌના ઉપજાવનારા અંતરાત્મરૂપે પરિપૂર્ણ પરમાત્મા હજારો માથાં, આંખ અને પગવાળા છે. પરમાત્માના મસ્તકો ક્યાં તે શબ્દાર્થમાં જોવું. આ ઉપરાંત પણ તે પરમાત્મા સમસ્ત બ્રહ્માંડને ઘેરીને દશ આંગળ આગળ વધીને રહેલા છે. એટલે કે પરમાત્મા બ્રહ્માંડ જેવડા જ નથી. બ્રહ્માંડો પરમાત્માના એક રોમકૂપમાં રહે છે! અર્થાત્ પરમાત્મા અનન્ત છે! ॥ ૧૪ ॥

**पुरुषः एव इदं सर्वं यद् भूतं यत् च भव्यम् ।**
**उत अमृतत्वस्य ईशानः यद् अन्नेन- अतिरोहति ॥ १५ ॥**

पुरुषः = પરમાત્મા एव = જ इदं = આ सर्वं = બધું છે यत् = જે કાંઇ भूतं = આજ સુધી થઇ ચૂક્યું છે च = તથા यत् = જે કાંઇ भव्यम् = આગળ હશે. उत = તથા તે अमृतत्वस्य = અમરપણાનો ईशानः = સ્વામી છે यत् = જે અમરપણું अन्नेन = સવાર સાંજ યથારુચિ ખાધેલાં અન્નથી अतिरोहति = વધે છે.

પરમાત્મા જ આ બધું જે કાંઈ આજ સુધી થઈ ચૂક્યું છે તથા જે કાંઈ આગળ થવા યોગ્ય છે તે છે. તથા તે અમરપણાનો તે સ્વામી છે જે અમરપણું અન્નથી વધે છે. ॥ ૧૫ ॥

વળી ભૂત ભવિષ્ય અને વર્તમાનમાં જે કાંઈ થયું, થનારું અને થતું રહે છે તે બધું પરમાત્મા જ છે! અર્થાત્ ત્રિકાલમાં જે કાંઇ છે તે પરમાત્માથી વ્યતિરિક્ત નથી. પરમાત્મા સિવાયનું કોઇ છે જ નહીં. તેની સત્તાથી આ બધું સચરાચર જગત ઉચ્છ્વાસ લઈ રહ્યું છે. ॥ ૧૫ ॥

**सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।**
**सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १६ ॥**

तत् = તે પરમાત્મા सर्वतः = ચોમેર पाणिपादं = હાથપગવાળું सर्वतः = ચોમેર अक्षिशिरोमुखम् = આંખ, શિર, વદનવાળું सर्वतः = ચોમેર श्रुतिमत् = કાનવાળું છે. તે लोके = જગતમાં सर्वं = સમસ્ત વસ્તુને आवृत्य = આવરીને तिष्ठति = સ્થિત છે.

તે પરમાત્મા ચોમેર હાથ પગવાળા, આંખ, શિર, મુખવાળા તથા કાનવાળા છે. લોકમાં સૌને ઘેરીને તે ઉભા છે. ॥ ૧૬ ॥

તે પરમાત્મા ઇન્દ્રિય રહિત છે છતાં સમસ્ત ઇન્દ્રિયોની શક્તિવાળા છે, એ એમનો અદ્‌ભુત પ્રભાવ છે એમ બતાવતાં કહે છે કે તે પરમાત્મા ચોમેર હાથપગવાળા, આંખ-શિર-મુખ તથા કાનવાળા છે. અર્થાત્ આ બધી ઇન્દ્રિયો પરમાત્માને નથી, છતાં તેની પકડથી પર કોઇ નથી. તે સર્વત્ર સંચારી છે. સર્વસાક્ષી સર્વ વિચારક-સર્વવાદી અને સર્વસાંભળનાર છે! આ કાંઈ ઓછો મહિમા છે? તે સૌને ઘેરીને ઉભા છે આથી તેની પકડમાંથી પ્રકૃતિ પણ છટકી શક્તી નથી. ॥ ૧૬ ॥

सर्वेन्द्रियगुणाभासं सर्वेंद्रिय - विवर्जितम् ।
सर्वस्य प्रभुं ईशानं सर्वस्य शरणं बृहत् ॥ १७ ॥

सर्वेन्द्रियः = તે તમામ ઇન્દ્રિયોના ગુણો દ્વારા વિષયગ્રહણ શક્તિઓ દ્વારા ચમકનારા છતાં सर्वेन्द्रियवि०... = તમામ ઇન્દ્રિયોરહિત છે. सर्वस्य = સૌના प्रभुं = સ્વામી ईशानं = શાસક તથા बृहत् = વિશાળ शरणं = આશ્રય છે.

તે પરમાત્મા, તમામ ઇન્દ્રિયોના ગુણો દ્વારા ચમકનારા છતાં તમામ ઇન્દ્રિયો રહિત છે. સૌના પ્રભુ છે. સૌના પરમ આશ્રય છે. ॥ ૧૭ ॥

ઉપલી જ વાતને જુદી રીતે વર્ણવતાં કહે છે-તે તમામ ઇન્દ્રિયોના વ્યાપારો દ્વારા ચમકે છે છતાં તે તમામ ઇન્દ્રિયરહિત છે. અર્થાત્ ઇન્દ્રિયોની પણ શક્તિ પરમાત્મા તરફથી ઉછીની મળે છે। તે પરમાત્મા સૌના શાસક-સ્વામી અને આશ્રય છે એટલે કે સર્વ દુઃખભંજક છે। ॥ ૧૭ ॥

नवद्वारे पुरे देही हंसो लेलायते बहिः ।
वशी सर्वस्य लोकस्य स्थावरस्य चरस्य च ॥ १८ ॥

नवद्वारे = નવબારણાં વાળા पुरे = દેહરૂપી શહેરમાં देही = જીવરૂપ થયેલાં हंस = પરમાત્મા (અવિદ્યાની હિંસા કરનાર) बहिः = બહાર વિષયોને ભોગવવાને लेलायते = જાણે ઇચ્છે છે. જે પરમાત્મા सर्वस्य = તમામ स्थावरस्य = સ્થાવર च = તથા चरस्य = જંગમ लोकस्य = લોકના वशी = નિયામક છે.

હોવાથી सर्वगतं=સર્વત્ર મોજૂદ છે. यस्य=જેના जन्मनिरोधं=જન્મના અભાવને મહાત્માઓ प्रवदन्ति=સત્ય કહે છે हि=અને જેનો ब्रह्मवादिनः=વેદવાદીઓ नित्यं=સદા એકરસ प्रवदन्ति=કહે છે.

મેં આ પુરુષને જાણ્યો છે કે જે અજર, સનાતન, સૌનો આત્મા તથા સર્વવ્યાપી હોઈને સર્વત્ર મોજૂદ છે. જેના જન્મના અભાવને મહાત્માઓ સત્ય કહે છે અને જેને વેદવાદીઓ સદા એકરસ કહે છે. ॥ ૨૧ ॥

આમ અત્યાર સુધી પ્રભુનો મહિમા ગાયો. તેનો ઉલ્લાસ સર્વત્ર જોયો! હવે સાધક સ્વાનુભવે પણ પરમાત્માને જે રીતે જાણે છે તે રીતે વર્ણવતાં અને પોતાના જ્ઞાનની 'અલંતા'-બસપણું બતાવતાં અધ્યાયનો ઉપસંહાર કરે છે કે મેં આ પુરુષને જાણ્યો છે. અર્થાત્ ઉપર્યુક્ત સ્વરૂપ-ધર્મ-મહિમાવાળા પરમાત્માને મેં જાત અનુભવે જોયો છે! કેવા સ્વરૂપે?-તો કહે છે કે તે અજર છે. સનાતન છે. સર્વાત્મા છે. સર્વવ્યાપી છે. સર્વત્ર વિદ્યમાન છે! એ પરમાત્માને જન્માદિ નથી એમ જે પૂર્વના મહાત્માઓએ કહ્યું હતું તે સત્ય છે એમ મેં પણ જોયું. વળી એ પરમાત્મા સદા એકરસ છે. એટલે કે સચ્ચિદાનંદ રૂપે સર્વદા ત્રિકાલમાં હોય છે. આવા પરમપિતા પરમાત્માને મેં જાણ્યા છે. એમ કહીને ઋષિ સ્વાનુભવની મુદ્રા લગાવી, સાધકને આ સૂક્ષ્મ વિષયમાં નિઃશંક કરી નિરતિશય શ્રદ્ધા ઉપજાવે છે. સૌને આવો અનુભવ ભગવાન આપો એટલી પ્રાર્થના ॥ ૨૧ ॥

॥ इति तृतीयोऽध्यायः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

ॐ

## ॥ अथ चतुर्थोऽध्यायः ॥

**य एकः अवर्णः बहुधा शक्तियोगात् वर्णान् अनेकान् निहितार्थो दधाति । विचैति चान्ते विश्वमादौ स देवः स नो बुद्ध्या संयुनक्तु ॥ १ ॥**

यः = જે एकः = એક अवर्णः = વિના રંગના હોઇને પણ बहुधा=અનેક પ્રકારની शक्तियोगात्=શક્તિના સંબંધથી अनेकान् = અનેક वर्णान् = રંગોવાળા પદાર્થોને निहितार्थः = છૂપા ગૂઢ પ્રયોજનવાળો હોઈને दधाति=બનાવે છે चः= અને જે देवः = દેવ આ विश्वं = વિશ્વને आदौ=આરંભે व्येति=અલગ અલગ કરે છે च=અને अन्ते=અન્તમાં संव्येति=એકઠું કરે છે स=તે દેવ नः=અમોને शुभया=હમેશની શાન્તિ દેનારી बुद्ध्या=બુદ્ધિ સાથે संयुनक्तु = જોડો.

જે એક, અરંગી હોવા છતાં અનેકરંગી પદાર્થોને, ગૂઢ પ્રયોજનવાળા હોઈને, અનેક પ્રકારની શક્તિના યોગથી બનાવે છે અને જે દેવ આ વિશ્વને શરૂઆતમાં અલગ અલગ કરે છે તથા અંતમાં એકઠું કરે છે તે દેવ અમોને શુભ બુદ્ધિ સાથે જોડો. ॥ ૧ ॥

આગલા અધ્યાયમાં પરમાત્માની અનન્ત શક્તિનું ઋષિઓએ અથાક વર્ણન કર્યું. સાધકોએ સદા શુદ્ધ બુદ્ધિયુક્ત હોવું જોઇએ એમ બતાવ્યું. સાથે સાથે પરમાત્માના સ્વરૂપ દર્શનમાં જ મુક્તિ છે એમ પૂર્વોક્તને દૃઢ કર્યું. હૃદયમાં નિહિત પરમાત્માને મનુષ્યે શ્રદ્ધા–નીતરી મતિ અને એકાગ્ર મને, સચ્ચિદાનન્દ સ્વરૂપે સર્વત્ર સર્વરૂપે વર્તી રહેલા સમજવા. પરમાત્મા ક્લેશ, કર્મ, વિપાક, આશયથી અસ્પૃષ્ટ; સદૈવ ઇશ્વર અને સદૈવ શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવ છે એમ જાત અનુભવે જણાવ્યું. હવેના અધ્યાયમાં પણ એ પરમાત્માનાં જ ગુણગાન, વચ્ચે વચ્ચે સાધક માટે ધ્યેય અને સદા વિવેક માટે વિચારણીય બાબતો રજૂ કરતાં, પુનઃ મતિની વિમલતા માટે સ્તુતિ કરતાં, ઋષિઓ કહે છે કે પરમાત્મા એક છે, અરંગી છે અને નિહિતાર્થ છે. છતાં તે પરમાત્મા પોતાની અનન્ત શક્તિને લીધે અનેક બહુરંગી અને અનિહિતાર્થ પદાર્થોને બનાવે છે. એક પરમાત્મા અનેકને સર્જે, અરંગ પરમાત્મા બહુરંગી વિશ્વને બનાવે, નિહિતાર્થ–એટલે ગૂઢ પ્રયોજન પરમાત્મા આપણી અલ્પદૃષ્ટિએ સ્પષ્ટ–અગૂઢ પ્રયોજનવાળા અનેક પદાર્થોને ઉ

ખરે! આશ્ચર્ય છે! અર્થાત્ કારણના ગુણો આપણી સૃષ્ટિમાં-કાર્યમાં આવે જ પણ અહીં તો કારણ અને કાર્યમાં વિલક્ષણ વૈષમ્ય છે. છતાં એ વિષમતામાં જ કોઈ અનેરી સમતા છે એમ ઋષિ જુવે છે! વળી ઋષિ કહે છે કે આ પચરંગી વિશ્વને સૃષ્ટિકાલે પરમાત્મા અલગ અલગ કરે છે એટલે વસ્તુમાત્રને બીજી વસ્તુમાત્રથી ગુણે-ધર્મે-સ્વરૂપે-સ્વભાવે જુદી જુદી કરે છે! ભગવાનનું આ અજબ પૃથક્કરણ નવાઈ ઉપજાવે એવું છે! વળી અંતે એ પૃથક્કૃત વિશ્વને તે એકીકૃત કરે છે-સંયોજિત કરી મૂકે છે! દરેક વસ્તુમાંથી તે તે ગુણ ધર્મોને ખેંચી લઈ એકાકાર કરી મૂકે છે! આ બધું તે શા માટે કરે છે તે આપણને શી ખબર? પણ આવી અતિ વિચિત્ર શક્તિ પરમાત્મામાં છે! કેમકે તે નિહિતાર્થ છે. નિહિતાર્થ એટલે ગૂઢ-પ્રયોજનવાળા છે! એ ગૂઢ છે માટે જ તો બુદ્ધિ દ્વારા, તર્ક દ્વારા માનવને "આ બધું આમ કેમ" એ સમજાતું નથી. આવા અનન્ત આશ્ચર્યમય શક્તિથી સંપન્ન તે દેવના દેવ, અમને શુભ મતિ દો! અર્થાત્ ચોકખી બુદ્ધિથી જ જીવનરહસ્ય સમજાતું હોવાથી એ એક જ માંગવા જેવી ચીજ છે. આથી ઋષિ શુભ બુદ્ધિનો સંયોગ યાચે છે. ॥ ૧ ॥

**तदेवाग्निः तदादित्यः तद्वायुः तदु चन्द्रमाः ।**
**तदेव शुक्रं तद्ब्रह्म तदापः तत् प्रजापतिः ॥ २ ॥**

तद्=તે પરમાત્મા एव=જ अग्निः=અગ્નિ છે. तद्=તે પરમાત્મા જ आदित्यः=સૂર્ય છે तद्वायुः=તે જ વાયુ છે उ=તથા चन्द्रमाः=તે જ ચન્દ્રમા છે. तदेव=તે જ शुक्रं=જ્યોતિષ્માન્ નક્ષત્રાદિ છે. तद्ब्रह्म=તે જ બ્રહ્મ છે तदापः=તે જ જલ દેવતા છે. तत्=તે જ प्रजापति=સૃષ્ટ પ્રજાના રક્ષક છે.

તે પરમાત્મા જ અગ્નિ, સૂર્ય, વાયુ તથા ચન્દ્રમા છે તે જ નક્ષત્રાદિ છે. તે જ બ્રહ્મ અને તે જ જલદેવતા તથા તે જ પ્રજાપાલક છે. ॥ ૨ ॥

પૂર્વ મંત્રોક્ત દેવનો જ મહીમા સર્વરૂપે વિસ્તર્યો છે એવો નિશ્ચય બનાવતાં કહે છે-તે પરમાત્મા જ અગ્નિ છે. સૂર્ય છે. વાયુ છે. ચન્દ્ર છે. નક્ષત્રો છે. તે જ બ્રહ્મ છે. તે જ જલ છે. તે જ પ્રજાપાલક છે. અર્થાત્ સૃષ્ટિને જીવાડનારી તમામ તાકાતનો ભંડાર પરમાત્મા હોઇને ભિન્ન ભિન્ન દૈવતરૂપે તે જ પ્રજાપાલન કરી રહ્યા છે! ॥ ૨ ॥

**त्वं स्त्री त्वं पुमान् असि त्वं कुमारः उत वा कुमारी ।**
**त्वं जीर्णः दण्डेन वञ्चसि त्वं जातो भवसि विश्वतोमुखः ॥ ३ ॥**

હે પરમાત્મન્! त्वं=આપ स्त्री=સ્ત્રી સ્વરૂપ છો તથા આપ જ पुमान्=પુરૂષરૂપ असि=છો. त्वं=આપ જ कुमारः=કુમારરૂપ છો. उत=તથા वा=નિશ્ચય कुमारी=કુમારી સ્વરૂપ છો. त्वं=આપ જ जीर्णः=વૃદ્ધરૂપે હોઇને दण्डेन=લાકડીના ટેકાએ वञ्चसि=ચાલી રહ્યા છો. त्वं=આપ જ जातः=સર્વરૂપે આવિર્ભુત છો. આપ જ विश्वतोमुखः=વિશ્વતોમુખ=સર્વવ્યાપી भवसि=છો.

હે પરમાત્મન્! આપ જ સ્ત્રી, પુરૂષ, કુમાર તથા નિશ્ચય કુમારીરૂપે વર્તી રહ્યા છો. આપ જ વૃદ્ધરૂપે લાકડીને ટેકે ચાલી રહ્યા છો. આપ જ સર્વરૂપે ઉપજેલા હોઈને સર્વવ્યાપી છો. ॥ ૩ ॥

સર્વત્ર બ્રહ્મદર્શન પામેલા ઋષિની સમદૃષ્ટિનું વર્તન ખોલતાં કહે છે કે હે પિતા!, હે પરમાત્મન્! જેમ આપ બહારની દુનિયામાં સૂર્યરૂપે છો તેમજ મનુષ્યની દુનિયામાં પણ આપ એક જ કુટુંબમાં બાળક રૂપે, સ્ત્રી રૂપે, પુરૂષ રૂપે, વર્તી રહ્યા છો! આપ જ ત્રણે અવસ્થા અને નર નારીના અવસ્થા યુક્ત દેહ રૂપે વર્તી રહ્યા છો! અર્થાત્ જેની દૃષ્ટિમાં પરમાત્માનો મહિમા આવી ગયો છે તેને બાળકરૂપે-સ્ત્રીરૂપે-પુરૂષરૂપે-સર્વ રૂપે પરમાત્મા જ વર્તી રહેલ જણાય છે. આથી તેવા પુરૂષના વિષય ખ્યાલો ટળી જાય છે! તે જ કહે છે કે આપ જે સર્વરૂપે ઉપજેલા હોઇને સર્વરૂપ છો! ભગવાનનું સર્વભૂતાત્મભાવે ભજન એ બ્રહ્મદર્શનની નિશાની છે! ॥ ૩ ॥

नीलः पतंगः हरितः लोहिताक्षः तडिद् गर्भः ऋतवः समुद्राः ।
अनादिः त्वं विभुत्वेन वर्तसे यतो जातानि भुवनानि विश्वा ॥४॥

હે પરમાત્મન્! આપ नीलः=કાળા पतंगः=ભ્રમરરૂપ છો. અને આપ જ लोहिताक्षः=લાલ આંખવાળા हरितः=અને લીલા વર્ણવાળા પોપટ આદિ આદિ રૂપ છો. આપ तडिद्गर्भः=મેઘરૂપ છો. ऋतवः=ત્રણ ઋતુઓરૂપ છો. समुद्राः=સમુદ્રોરૂપ છો. यतः=જેમાંથી विश्वा=સમસ્ત भुवनानि=ભુવનો जातानि=જન્મેલાં છે એવા त्वं=આપ જાતે अनादिः=કારણ સિવાયના છો અને આથી જ આપ विभुत्वेन=વિભુ હોઈને સર્વ રીતે સર્વત્ર वर्तसे=વર્તી રહ્યા છો.

હે પરમાત્મન્! આપ કાળા ભ્રમર રૂપે તથા લાલ આંખવાળા અને લીલા વર્ણવાળા પોપટ આદિરૂપે છો. આપ જ મેઘ, ઋતુ તથા સમુદ્રરૂપે છો. જેમાંથી તમામ બ્રહ્માંડો ઉપજ્યાં છે એવા આપ જાતે અનાદિ છો. અને આથી વિભુ હોઇને સર્વત્ર વર્તી રહ્યા છો! ॥ ૪ ॥

સૂર્યાદિ દૈવતરૂપે અને સ્ત્રી પુરૂષ બાળકરૂપે જ નહીં પણ પરમાત્મા પશુપક્ષી આદિ રૂપે પણ વર્તી રહ્યા છે એવી સર્વવ્યાપક પરમાત્માની મહિમામયી સ્થિતિનું દર્શન કરતાં ઋષિ કહે છે કે આપ કાળા ભ્રમરરૂપે અને લાલ આંખ અને લીલા રંગવાળા પોપટરૂપે પણ વર્તી રહ્યા છો. અર્થાત્ પશુપક્ષીરૂપે પણ આપનો જ વિસ્તાર છે! આપ જ મેઘરૂપે ઋતુઓ રૂપે અને સમુદ્રરૂપે છો. સર્વના કારણરૂપ આપ અકારણ છો! આથી આપ સર્વવ્યાપક હોઇને સર્વરૂપે વર્તી રહ્યા છો! ॥ ૪ ॥

**अजां एकां लोहितशुक्लकृष्णां, बह्वीः प्रजाः सृजमानां सरूपाः ।**
**अजोह्येको जुषमाणः अनुशेते जहाति एनां भुक्तभोगां अजः अन्यः ॥५॥**

એકાં=એક લોહિતશુક્લકૃષ્ણાં=લાલ ધોળી અને કાળી (રજોગુણ સત્વગુણ તથા તમોગુણમયી) તથા સરૂપાઃ=પોતાના જેવી બહ્વીઃ=અનેક પ્રજાઃ=પ્રજાઓને સૃજમાનાં=સરજતી અજાં=બકરીને પ્રકૃતિમાં એકઃ=એક અજઃ=અજ બકરો-જીવાત્મા હિ=નિશ્ચય જુષમાણઃ=પ્રેમ કરતો હોઇને અનુશેતે=લપેટાય છે જ્યારે અન્યઃ=બીજો અજઃ=બકરો-જીવ એનાં=એને ભુક્તભોગાં=અનેકવાર ભોગવાયેલી સમજીને જહાતિ=ત્યજી દે છે.

લાલ, સફેદ તથા કાળા રંગવાળી (રજ-સત્વ-તમોગુણમયી) તથા પોતાના જેવી અનેક પ્રજાને (મહત્તત્ત્વાદિને) સરજતી એક બકરી-અજા-પ્રકૃતિને નિશ્ચય એક અજ-બકરો-જીવ પ્રેમ કરતો હોઈ સેવે છે. જ્યારે બીજો બકરો-જીવ-એ અજાને-પ્રકૃતિને અનેકવાર ભોગવાઈ ગયેલી સમજીને ત્યજી દે છે. ॥ ૫ ॥

આમ યદ્યપિ પરમાત્માને જોઇ ચૂકેલા પુરૂષને માટે તો પરમાત્મા જ સર્વરૂપે દેખાય છે અને એ જ છેવટનું દર્શન છે. પણ જેનું અજ્ઞાન હજી જીવતું છે તેને માટે પરમાત્માની ત્રિવિધરૂપે વર્તી રહેલી સ્થિતિનું-પરમાત્માની સર્વરૂપે, પુરૂષરૂપે અને પ્રકૃતિરૂપે-સ્થિતિનું, એક અતિ ઉચિત રૂપકદ્વારા વર્ણન આપતાં કહે છે કે એક છે અજા. એટલે બકરી. તે બકરી લાલ, સફેદ અને કાળા રંગવાળી છે! તે બકરી પોતાના જ રૂપ રંગ વાળી અનેક પ્રજાને સરજે છે અને એક છે નિશ્ચય અજ એટલે બકરો. પેલી બકરીને આ બકરો પ્રેમપૂર્વક સેવી રહ્યો છે. જ્યારે બીજો કોઇ બકરો, એ બકરીને અનેકવાર ભોગવાઈ ચૂકેલી હોઇને, નીરસ સમજી ત્યજી દે છે. અહીં અજા અને અજ બન્ને શબ્દના ઉપર શ્લેષ છે. અજા એટલે ન જન્મેલી-એવો

શબ્દાર્થ છે. એનો બીજો અર્થ બકરી છે. આ અજા તે મૂળ પ્રકૃતિ છે. કેમકે તે જન્મતી નથી. આ પ્રકૃતિરૂપી અજાને ત્રણ રંગો છે. તેમાં લાલ રંગ એટલે રજોગુણ. સફેદ રંગ એટલે સત્ત્વગુણ અને કાળો રંગ એટલે તમોગુણ. આ અજા પ્રકૃતિ સાધારણ બકરી જેમ ત્રિરંગી છે, તેમ ત્રિરંગયુક્ત ત્રણ ગુણમયી છે। જેમ સામાન્ય બકરી પોતાના જ રૂપ રંગવાળી અનેક બીજી પ્રજાને સરજે, તેમ આ ત્રિગુણમયી પ્રકૃતિરૂપી બકરી પોતાની મહત્તત્ત્વાદિ તેવીસ સ્થાવરાન્ત પ્રજાને સરજે છે। અને સામાન્ય બકરી ઉપર જેમ કોઈ બકરો ભોગાસક્ત હોઇને પ્રેમપૂર્વક તેનું સેવન કરે છે તેમ આ અનન્ત પ્રજાવાળી ત્રિગુણમયી પ્રકૃતિરૂપી અજાને એક અજ અજન્મા-ન જન્મતો જીવરુપી બકરો આસક્તિપૂર્વક સેવે છે. અને આટલામાં સમસ્ત જીવ જાતનો સંક્ષેપમાં જીવનવર્તાવ આવી જાય છે। પણ જીવોમાં પ્રત્યેક જીવ આવા બકરા જેવા આંધળા-અવિવેકી અને ભોગાતુર અને ભોગાસક્ત નથી હોતા. કોઈ કોઇ જીવ આ પ્રકૃતિરૂપી બકરીના વારંવાર ભોગથી કંટાળેલા હોઇને તેને નીરસ સમજી ત્યાગી દેનારા પણ હોય છે. અર્થાત્ આ સંસારમાં ભોગી અને ત્યાગી એમ બે પ્રકારના જીવો છે. ભોગી જીવ ભોગે ભોગે વધુ ભોગકુશળ બની પ્રકૃતિના ઉપર દિનરાત આરુઢ હોય છે. પ્રકૃતિના ભોગની નીરસતા, ભોગના જ વિવેકી વિચારે નિશ્ચિત કરી, ત્યાગી જીવ ત્યાગે ત્યાગે વધુ ત્યાગકુશળ બની પ્રકૃતિના ઉપરથી દિનરાત અનારુઢ થાય છે। આમાં ભોગીની હમેશાં બહુમતિ હોય છે। અને ત્યાગીની હંમેશાં નજીવી લઘુમતિ હોય છે. પણ કેટલીક વેળા લઘુમતિ જ સાચા પક્ષમાં હોય છે તેમ અહીં પણ ત્યાગી પછી ભલે તે નજીવી લઘુમતિમાં હોય-સત્યપક્ષમાં વર્તે છે. ॥ ૫ ॥

**द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।**
**तयोरन्यः पिप्पलं स्वादु अत्ति अनश्नन् अन्यः अभिचाकशीति ॥ ६ ॥**

द्वा = બે सुपर्णा=પક્ષીઓ (જીવાત્મા તથા પરમાત્મા) सयुजा=સાથે રહેનારા તથા सखाया=મિત્ર છે. समानं=તે બન્ને એક वृक्षं=શરીરરુપી વૃક્ષને परिषस्वजाते=ભેટીને રહ્યા છે-સ્વસ્વામિ ભાવે ભેટીનેરહ્યાં છે. तयोः=તે બેમાંથી अन्यः=એક જીવાત્મા તેના स्वादु=સ્વાદિષ્ટ पिप्पलं=ફળને अत्ति=ખાય છે. અને अन्यः =બીજો ઇશ્વર अनश्नन्=નખાતો હોઇને अभिचाकशीति=જુવે છે,

બે પક્ષીઓ સાથે રહેનારાં તથા મિત્રો છે તે બન્ને એક જ શરીરરુપી વૃક્ષને ભેટીને રહે છે. તે બેમાંથી એક તેનાં સ્વાદિષ્ટ ફળને ખાય છે જ્યારે બીજું તે ન ખાતું હોઈને ફક્ત જુએ છે ॥ ૬ ॥

આમ પ્રકૃતિમાં આસક્ત અને અનાસક્ત એ કોટિના જીવો બનાવ્યા એટલે કે પ્રકૃતિ અને પુરુષ રૂપે પ્રભુની વૃત્તિ બતાવી. હવે પુરુષ-જીવાત્મા અને પરમાત્મા રૂપે સ્થિતિ બતાવતાં કહે છે કે સુંદર પાંખવાળાં પક્ષીઓ છે. તે સદા સાથે રહે છે. સદા મિત્ર છે. તે બન્ને એક જ શરીર વૃક્ષને વળગીને ઉભાં છે! પણ તે બેમાં એક ભેદ છે. તે બેમાંથી એક પેલાં શરીર વૃક્ષનાં સ્વાદિષ્ટ ફળ આરોગે છે; જ્યારે બીજું તે ફળ ન ચાખતાં ફક્ત જુએ છે. અર્થાત્ જીવ અને પરમાત્મારુપી બે સુંદર પાંખવાળાં પક્ષીઓ છે. તે બે પાંખો તે જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિની છે. એ બન્ને પક્ષી જન્મોજન્મ સાથે જ રહે છે! કેમકે તે બન્ને સમજાતી છે. કદી છૂટાં પડતાં નથી. જીવને છોડીને પરમાત્મા ક્યાં જાય? વળી તે બન્ને વચ્ચે અતૂટ મિત્રભાવ છે જીવાત્મા અને પરમાત્મા વચ્ચે તો લક્ષ્મણ અને રામ જેવી અભંગ પ્રીતિ છે? તેમાં એ લક્ષ્મણ કદાચ જરા સરખો પણ ચળે, પણ રામ તો રામ જ. તે બન્નેનો માળો પણ એક જ છે. અને તે આ પ્રત્યક્ષ શરીર. શરીર રૂપી માળાના અંતરભાગમાં-હૃદયમાં તે બન્ને શરીરને વળગીને ઉભાં છે! આમ સ્વરૂપે આ બન્ને પક્ષીઓની અત્યાર સુધી એકતા વર્ણવી. પણ તે બેમાં એક મહાન-અતિમહાન તફાવત છે. એક જીવ-બકરા જેવો-અતિભોગલોલુપ જીવ-શરીર વૃક્ષનાં સ્વાદિષ્ટ ફળો ચાખે છે! એટલે કે સ્વકૃત કર્મનાં શુભાશુભ ફલોને ભોગવ્યે જ જાય છે. જ્યારે પેલું બીજું-પરમાત્મા-પક્ષી તેને ચાખતું નથી. તે ફક્ત તેને જુવે છે. અર્થાત્ પરમાત્મા જ્ઞાનમય હોઇને તેને કર્મફલ ચાખવાનાં નથી. તે સર્વકર્મફલદાતા હોઇને પ્રત્યેક જીવનાં કરેલાં કર્મોનું ફલદાન તેની અધ્યક્ષતામાં થાય છે! આ છે જીવાત્મા અને પરમાત્મા વચ્ચેનો મહાન ભેદ. જીવ જો ત્યાગકુશળ બને તો તે પરમાત્મા સરૂપ થાય એવો અહીં રહસ્યમય ઉપદેશ છે! આગળ આ મંત્ર આવી ગયો છે તો વધુ વિવેચન માટે ત્યાં જોવું. ॥ ૬ ॥

**समाने वृक्षे पुरुषो निमग्नः अनीशया शोचति मुह्यमानः ।**
**जुष्टं यदा पश्यति अन्यं ईशं अस्य महिमानं इति वीतशोकः ॥ ७ ॥**

समाने=તે એક वृक्षे=શરીરરૂપી વૃક્ષમાં निमग्न=આસક્ત થયેલો अनीशया=માયાથી मुह्यमानः=વિવેકશૂન્ય થયેલ पुरुषः=પુરૂષ-જીવાત્મા, રાત્રિદિવા शोचति શોક કહે છે. તથા यदा=જે ઘડીએ પોતાના अन्यं=બીજા जुष्टं=પ્રિયતમ (મિત્ર) ईशं=ઇશ્વરને पश्यति=જુવે છે-તથા વધારે આ બધું अस्य=એનો એનો महिमानं=મહિમા છે इति=એમ જુવે છે-અનુભવ કરે છે તેજ ઘડીએ वीतशोकः=શોક રહિત થાય છે.,

તે એક શરીરરૂપી વૃક્ષમાં આસક્ત થયેલો માયાથી વિવેક રહિત થયેલ જીવાત્મા રાતદિવસ શોક કરે છે. પરંતુ જ્યારે તે પોતાના બીજા પ્રિયતમ મિત્ર ઈશ્વરને સાક્ષાત્ દેખે છે તથા આ બધો એનો જ મહિમા છે એમ અનુભવે છે ત્યારે તરત જ શોકરહિત થાય છે. ॥ ૭ ॥

આવો ભોગલોલુપ દુઃખાહત જીવ ક્યારે સ્વરૂપસ્થિત થાય છે તે બતાવતાં ત્યાગીની જીવનસરણીનો ઉલ્લેખ કરતાં કહે છે કે પેલું જીવરૂપી પક્ષી શરીર વૃક્ષમાં ડૂબી ગયેલું છે! ડુબી ગયેલો જળથી વિભક્ત છતાં જળમય જણાય છે, તેમ આવો અવિવેકી જીવ, શરીરમાં સદા જૂદો છતાં તે જાતને શરીરમય માને છે! આવો દેહાસક્ત જીવ "અનીશા"–માયાથી ગુણમયી પ્રકૃતિના પ્રબળ પ્રભાવથી વિવેક રહિત થઈ જાય છે. અને વિવેક ભ્રષ્ટ જીવ, ગંગાની માફક, શતમુખ વિનિપાત અનુભવે છે. અર્થાત્ તે સ્વયં અશોચ્ય છતાં દિનરાત દેહગેહના સંયોગવિયોગમાં, હર્ષ પણ ક્ષણ સ્થાયી હોઇને–પરિણામે દિનરાત સંતાપ કરે છે! એની આવી કરુણ સ્થિતિમાંથી ક્યારે છૂટકારો થાય? કરુણાસાગર ઋષિ કહે છે કે જ્યારે તે ભોગાસક્ત–ભોગૈકસ્પૃહ દીનજીવ પોતાના પેલા પ્રિયતમ મિત્રને સાક્ષાત્ જુવે છે તથા આ બધો તેનો જ મહિમા છે એમ અનુભવે છે ત્યારે તરત જ શોક રહિત થાય છે. અર્થાત્ ભોગી જીવ ભોગ મશગુલ હોઇને પરમાત્મદત્ત ભોગ ઉપર જ નજર કરતો રહે છે. અને એકી વખતે તો બે વસ્તુ ઉપર નિધા ન રહે! આથી ભોગનાં કડવાં ફળ ચાખી ચાખીને દીન બનેલો જીવ જ્યારે ભોગ વિરત થઈ અન્યત્ર નજર કરે છે–પોતાની અંદર દૃષ્ટિ કરે છે ત્યારે તેનો પેલો પરમમિત્ર–પરમાત્મા તેની નજરે પડે છે. તે પરમાત્માને જોઇને પછી તે જ્યારે જગત તરફ જુવે છે ત્યારે તેનો ભ્રમ ભાંગી જાય છે! તેને સમસ્ત જગત પેલા પરમ પ્રિય મિત્રનું મહિમાવાહક જણાય છે! તેને તે વખતે શરમ લાગે છે કે અહો! હું મૂળ કોણ અને અત્યાર સુધી મેં શો ધંધો કર્યો! અહો! મહાસમૃદ્ધ હું અત્યાર સુધી મહાદારિદ્રમાં અમસ્તો જ સબડતો રહ્યો! તેનું આ ભોગ સ્વપ્ન એકાએક ઉડી જાય છે! અને તેને પોતાનું મૂળ રૂપ લાધતાં તેવે શોકનું કોઇ કારણ ન હોવાથી શોકરહિત થઈ જાય છે! અર્થાત્ પરમાત્માનાં દર્શનથી જ પેલો–આ જીવ શોકરહિત થાય છે! ॥ ૭ ॥

**ऋचो अक्षरे परमे व्योमन् देवाः अधि विश्वे निषेदुः ।**
**यः तत् न वेद किं ऋचा करिष्यति ये इत् तत् विदुः ते इमे समासते ॥८॥**

ऋचः=ઋચાઓ=યજુઃ સામ તથા ઋચામન્ત્રો પેલાં परमे=સૌથી ઊંચા व्योमन्=વ્યાપક अक्षरे=અક્ષર-અવિનાશી બ્રહ્મમાં પ્રતિષ્ઠિત છે. यस्मिन्=જેમાં विश्वे=સમસ્ત देवाः=દેવો, અગ્નિ વાયુ સૂર્ય આદિ દેવો ) अधिनिषेदुः=સ્થિત છે यः=જે तत्=તે અક્ષરબ્રહ્મને नवेद=નથી જાણતો તે ऋचा=ઋચાઓથી તેમના નિત્ય પઠનપાઠનથી किं=શું करिष्यति=કરશે ? ये=જેઓ इत्=નિશ્ચય तत्=તેને विदुः=જાણે છે-સાક્ષાત્ કરે છે ते=તે इमे=આ જ્ઞાની-સત્ય મહાત્માઓ समासते=બેસી જાય છે. ઉપર નીચે જવાથી છૂટી જાય છે અર્થાત્ હંમેશને માટે આવાગમનના ચક્રમાંથી બહાર થઈ જાય છે.

ઋચાઓ પેલા સૌથી ઊંચા, વ્યાપક અક્ષરબ્રહ્મમાં પ્રતિષ્ઠિત છે જે અક્ષર બ્રહ્મમાં સમસ્ત દેવો સ્થિત છે. જે તેને જાણતો નથી તે ઋચાઓ વડે શું કરી શકશે ? જેઓ નિશ્ચય તેને જાણે છે તે આ જ્ઞાની સત્ય મહાત્માઓ હંમેશને માટે બેસી જાય છે. ॥ ૮ ॥

પરમાત્માને જેણે ન જાણ્યો તેણે સમસ્ત દુનિયાને જાણી તોયે શું થયું ? જ્ઞાનનો સમસ્ત ભાર ભારરૂપ છે-જો ભગવાનને ન જોયો તો. આ મિથ્યાજ્ઞાનના કરુણ બોજાથી પીડાતા જીવને કરુણાથી ઉદ્‌બોધિત કરતાં ઋષિ પરમદર્શન ઉચ્ચરે છે કે વેદાદિ સમસ્ત વિદ્યાઓ પેલા પરમપિતા પરમાત્મામાં પ્રતિષ્ઠિત છે-એટલે કે આબરુવાળી છે ! અર્થાત્ વિદ્યાની સાચી આબરૂ પરમાત્માના જ્ઞાનમાં જ છે. ઈશ્વર સિવાયના મનુષ્યે ઉપજાવેલા દેવો, પણ ઈશ્વરને લીધે જ આબરૂવાળા છે ! તો જે મનુષ્ય સમસ્ત વિદ્યાઓ જાણ્યા પછી પણ તમામ દેવોને પૂછી પૂજીને પણ જો ભગવાનને ન જાણે, તો તે તેની વિદ્યા અને તે તેનું દેવતાર્ચન શું જોર મારે ? વિદ્યાઓ અને દેવો તો સૌભાગ્યનાં ચિન્હમાત્ર છે ! જીવના સૌભાગ્યનો સ્વામી તો પરમાત્મા છે. તે સ્વામી જ ન જણાયો તો પછી છતે સૌભાગ્યે તે વૈધવ્ય જ અનુભવે છે. આમ પરમાત્માને જેણે ન જાણ્યો તેને જન્મ એળે ગયો એમ કહી, જેણે જાણ્યો તેનું ફળ કહે છે કે જેણે તેને જાણ્યો તે આ મહાત્મા પુરુષ તેમાં હંમેશને માટે બેસી જાય છે. અર્થાત્ પ્રકૃતિના ખોળામાંથી ઉઠી પરમાત્માના ઉછરંગમાં તે બેસી જાય છે. અને આટલો આસનફેર એજ જીવનનું મહા સૌભાગ્ય છે. ॥ ૮ ॥

**छन्दांसि यज्ञाः क्रतवो व्रतानि भूतं भव्यं यच्च वेदाः वदन्ति ।**
**अस्मान् मायी सृजते विश्वमेतत् तस्मिन् च अन्यः मायया**
**सन्निरुद्धः ॥ ९ ॥**

छन्दांसि=ગાયત્ર્યાદિ છંદો, यज्ञाः=પંચમહા યજ્ઞરૂપી સ્માર્ત યજ્ઞો क्रतवः= શ્રૌતયજ્ઞો व्रतानि=ચાન્દ્રાયણાદિ વ્રતો भूतं=બની ચૂકેલું यत् च=અને જે भव्यं= બનનારું છે એવું પ્રયોજન वेदाः=વેદો वदन्ति=પ્રતિપાદિત કરે છે. अस्मात्= આ કારણસર-યજ્ઞાદિ પ્રયોજનને માટે मायी=માયાસ્વામી પરમાત્મા=एतत्= આ विश्वं=જગતને सृजते=રચે છે. च=અને तस्मिन्=તે જગતમાં अन्यः= બીજો જીવ मायया=અવિદ્યાથી सन्निरुद्धः=સારી પેઠે જકડાયેલો છે.

ગાયત્રી આદિ છન્દો, પંચ મહા યજ્ઞો રૂપી સ્માર્ત યજ્ઞો, દર્શાદિ શ્રૌત યજ્ઞો, ચાન્દ્રાયણાદિ વ્રતો, ભૂત વર્તમાન અને ભવિષ્ય એવું જે સૃષ્ટિનું પ્રયોજન વેદો વદે છે તે પ્રયોજનને લીધે-તે માટે-વ્રતાદિના આચરણ માટે માયા સ્વામી પરમાત્મા આ વિશ્વને સરજે છે. અને એ સરજાયેલાં વિશ્વમાં બીજો-જીવ માયાથી સારી પેઠે જકડાયેલ છે. ॥ ૯ ॥

આમ જીવનું અંતિમ ધ્યેય બતાવ્યું, પણ તે ધ્યેયની જેને સમજ નથી, તેને માટે આ સૃષ્ટિ ભગવાને કેમ સરજી તે બતાવતાં એટલે કે આ સૃષ્ટિનું વિવેકદશાએ ગૌણ પ્રયોજન બતાવતાં કહે છે કે પરમાત્માએ શ્રૌત સ્માર્ત યજ્ઞરૂપી કર્મો, સાધન સહિત, મનુષ્યને માટે સરજ્યા છે। અર્થાત્ શ્રૌત સ્માર્ત કર્મોના આચરણ માટે ભગવાને જગત જન્માવ્યું છે। આથી જેને પરમ વિવેક ન સૂઝે તેણે તે કર્મોનું વિધિપૂર્વક આચરણ આજીવન કરવું. એનું ફળ સ્વર્ગાદિ છે। આ સ્વર્ગાદિ ફળવાળા વૈદિક કર્મકાંડથી વ્યાપ્ત જગતમાં અવિવેકને લઇને જીવ ફસાયેલો રહે છે આવું અહીં રહસ્ય છે। ॥૯॥

मायां तु प्रकृतिं विद्यात् मायिनं तु महेश्वरम् ।
तस्य अवयवभूतैः तु व्याप्तं सर्वं इदं जगत् ॥ १० ॥

मायां=સૃષ્ટિનિર્માણશક્તિ-માયાને तु=નિશ્ચય प्रकृतिं=પ્રકૃતિ तु=તથા मायिनं=માયાવાળાને महेश्वरं=મહેશ્વર विद्यात्=જાણે तस्य=તે માયાવાળાના अवयवभूतैः=અવયવરૂપી જીવોથી तु=નિશ્ચય इदं=આ सर्वं=સમસ્ત जगत्= જગત व्याप्तं=વ્યાપ્ત છે.

માયાને નિશ્ચય પ્રકૃતિ તથા માયીને નિશ્ચય મહેશ્વર જાણે. તે માયાવીના અવયવરુપ જીવોથી આ સમસ્ત જગત ભરપૂર છે ॥ ૧૦ ॥

માયા વડે જીવ સ્વર્ગાદિ ભોગની પ્રાપ્તિના યજ્ઞાદિ સાધનમાં જકડાયેલ રહે છે એમ બતાવ્યું. તો તે માયા વગેરે શું છે? જવાબ આપે છે કે

માયા એટલે પ્રકૃતિ. એ માયા જેની છે-જેની મિલકત છે-એ માયાનો જે સ્વામી છે તેને-માયીને મહેશ્વર જાણો. તે મહા માયાવી પરમાત્મા-મહાન્ ઇશ્વરના અવયવરૂપ જીવાત્માઓથી આખું જગત વ્યાપ્ત છે. અર્થાત્ માયાવીની જ અનન્ત જીવરૂપી ચિનગારીઓ વર્તા રહેલી છે એટલે મૂળમાં એક પરમાત્મા જ છે એમ સિદ્ધ થાય છે. ॥ ૧૦ ॥

**यो योनिं योनिं अधितिष्ठति एकः यस्मिन् इदं सं च विचैति सर्वम्।**
**तमीशानं वरदं देवं ईड्यं निचाय्य इमां शान्ति अत्यन्तं एति ॥ ११ ॥**

यः = જે एकः=એક योनिंयोनिं=યોનિયોનિનો મનુષ્ય પશુ પક્ષી આદિ દરેક યોનિનો ) अधितिष्ठति=અધિષ્ઠાતા છે. यस्मिन् = જેમાં इदं = આ सर्वम्= બધું જગત પ્રલયકાળમાં सं+एति=એકાકાર થઇ જાય છે च = તથા ઉત્પત્તિ. કાળમાં च નિશ્ચય वि+एति = અલગ અલગ થઈ જાય છે. तं=તે ईशानं= શાસક वरदं = વાંછિત પદાર્થોને દેનાર ईड्यं = સ્તુત્ય देवं=દેવોના દેવ પરમાત્માને निचाय्य = જોઇને, સાક્ષાત્કારીને इमां = આ શાસ્ત્રસિદ્ધ મુક્તિરૂપી अत्यन्तं= સદાની शान्ति=શાન્તિને एति = પામે છે.

જે એક પ્રત્યેક યોનિમાં અધિષ્ઠિત છે. જેમાં આ સમસ્ત જગત પ્રલયકાળે એકાકાર થઈ જાય છે અને ઉત્પત્તિ કાળે નિશ્ચય પૃથક્ પૃથક્ થઈ જાય છે. તે સર્વશાસક, વરદ, સ્તુત્ય દેવાધિદેવનો સાક્ષાત્કાર કરીને આ શાસ્ત્રસિદ્ધ મુક્તિરૂપી હંમેશાની શાન્તિને પામે છે. ॥ ૧૧ ॥

એ મહામાયાવી પરમાત્માનાં યશોગાન ગાતા ઋષિ તેના સાક્ષાત્કારમાં જ સાચી શાન્તિ છે એમ બતાવતાં કહે છે કે આ માયાવી કેટલો અદ્દ્ભુત છે! એ પ્રત્યેક યોનિ-મનુષ્ય-સર્પ-પશુ-સ્થાવર-જંગમ-સર્વ યોનિમાં છે છતાં સૌથી ઉપર છે. અંદર હોવું છતાં સૌથી ઉપર હોવું-એટલે કે તે તે યોનિમાં રહ્યા છતાં તે તે યોનિના ગુણ કર્મ સ્વભાવથી અલિપ્ત રહેવું-એ આશ્ચર્ય છે. અને એ જ વાત "अधितिष्ठति" શબ્દમાં સૂચવે છે. આવા મહામહિમ માયાવી જગતનું પ્રલયકાળે એકીકરણ કરે છે. ઉત્પત્તિકાળે પૃથક્કરણ કરે છે. વાક્યનું પથક્કરણ તો બાળક પણ કરે! પણ આ તો સમસ્ત વિશ્વનું એકીકરણ અને પૃથક્કરણ છે! પોતાનામાંથી જ જગત્ વ્યક્ત કરે છે અને પોતાનામાં જ લીન કરે છે એ સંક્ષેપ છે. આવા પરમાત્મા સર્વના શાસક, વાંછિત પદાર્થોના દાતા, દેવાધિદેવ અને સ્તુતિ યોગ્ય છે. આવા સ્તુત્ય પરમાત્માને સાક્ષાત્ કરી મુક્તિરૂપી પરમશાન્તિને-પરમાનન્દની પ્રાપ્તિપૂર્વક ત્રિવિધ દુઃખની નિવૃત્તિ પામે છે. ॥ ૧૧ ॥

**यो देवानां प्रभवः च उद्भवः च विश्वाधिपः रुद्रः महर्षिः ।**
**हिरण्यगर्भं पश्यति जायमानं स नः बुद्ध्या शुभया संयुनक्तु ॥१२॥**

यः=જે દેવાનાં=દેવોની પ્રભવઃ-ઉત્પત્તિ ચ=તથા ચ-નિશ્ચય ઉદ્ભવઃ= ઐશ્વર્યનું કારણ છે. વિશ્વાધિપઃ=વિશ્વપાલક છે રુદ્રઃ=અજ્ઞાનનાશન છે મહર્ષિઃ= સર્વજ્ઞ છે જે જાયમાનં=જન્મતા હિરણ્યગર્ભં=હિરણ્યગર્ભને પશ્યતિ=કૃપાદૃષ્ટિથી વિલોકે છે સઃ=તે પરમાત્મા નઃ=અમોને શુભયા=કલ્યાણની બુદ્ધ્યા=બુદ્ધિ સાથે સંયુનક્તુ=જોડો.

જે દેવોની ઉત્પત્તિ તથા ઐશ્વર્યનું કારણ છે. વિશ્વપાલક, અજ્ઞાનહન્તા તથા સર્વજ્ઞ છે, જે જન્મતા હિરણ્યગર્ભને કૃપાદૃષ્ટિથી વિલોકે છે તે પરમાત્મા અમને શુભ બુદ્ધિ સાથે જોડો. ॥ ૧૨ ॥

આવા વરદ પરમાત્માની સ્તુતિ કરતાં, વાંછિત પદાર્થ યાચતાં, ઋષિ કહે છે કે જે પરમાત્મા દેવોની ઉત્પત્તિ અને ઐશ્વર્યનું કારણ છે, જે વિશ્વંભર છે, જે અજ્ઞાનહન્તા છે, જે સર્વજ્ઞ છે, જે પ્રથમ જીવ હિરણ્યગર્ભને જન્મતાની સાથે જ કૃપાદૃષ્ટિથી જોઇને તેને જ્ઞાનદાનથી નવાજે છે તે પરમાત્મા અમોને ઇષ્ટ એવી શુભ કલ્યાણી મતિનું દાન કરો. ॥ ૧૨ ॥

**यो देवानां अधिपः यस्मिन् लोकाः अधिश्रिताः ।**
**य ईशे अस्य द्विपदः चतुष्पदः कस्मै देवाय हविषा विधेम ॥१३॥**

यः=જે પરમાત્મા દેવાનાં=દેવોના અધિપઃ-સ્વામી છે યસ્મિન્=જેમાં લોકાઃ=સમસ્ત બ્રહ્માંડો અધિષ્ઠિતા=રહેલાં છે યઃ=જે અસ્ય=આ જગતના તમામ દ્વિપદ=બેપગાં અને ચતુષ્પદઃ=ચોપગાંઓને ઈશે=નિયમનમાં રાખે છે તે કસ્મૈ=સુખ અને આનન્દમય દેવાય=દેવાધિદેવ પરમાત્માને હવિષા= હવિથી સ્તુત્યાદિથી વિધેમ=સેવીએ છીએ.

જે પરમાત્મા દેવોના સ્વામી છે, જેમાં સમસ્ત બ્રહ્માંડો રહ્યાં છે, જે આ જગતના તમામ બેપગાં તથા ચોપગાંઓને નિયમનમાં રાખે છે, તે દેવાધિદેવ સુખમય પરમાત્માને અમો સ્તુતિરૂપ હવિથી સેવીએ છીએ. ॥ ૧૩ ॥

આવા સ્તુત્ય પરમાત્માની સ્તુતિ કરતાં ઋષિ વદે છે કે જે પરમાત્મા દેવોના સ્વામી છે, જેના એક રોમકૂપમાં સમસ્ત બ્રહ્માંડો ચળવળી રહેલાં છે, જે ચોપગાં પશુઓ અને બેપગાં મનુષ્ય, પક્ષીઓ વગેરેને વિના કોઈ ચોપદારની

સહાય, નિયમનમાં રાખી રહ્યા છે તેવા પરમ મહાન સુખ અને આનન્દ સ્વરૂપ પરમાત્માને અમો નિષ્કિંચન સાધકો સ્વાધીન સ્તુતિરૂપી હવિથી સેવીએ છીએ. સેવાતુષ્ટ પરમાત્મા અમને શુભ મતિ દો. ॥ ૧૩ ॥

**सूक्ष्मातिसूक्ष्मं कलिलस्य मध्ये विश्वस्य स्रष्टारं अनेकरूपम् ।**
**विश्वस्य एकं परिवेष्टितारं ज्ञात्वा शिवं शान्तिं अत्यन्तं एति ॥१४॥**

सूक्ष्मातिसूक्ष्मं = સૂક્ષ્મથી સૂક્ષ્મ, कलिलस्य = સ્ત્રી પુરુષના મળેલાં વીર્યની मध्ये=વચ્ચે विश्वस्य=સર્વના स्रष्टारं = સરજનાર अनेकरूपं=અનેક આકારવાળા एकं = એકલા विश्वस्य=સમસ્ત જગતના परिवेष्टितारं=ઘેરનાર शिवं=મંગળરૂપ પરમાત્માને ज्ञात्वा = જાણીને મનુષ્ય अत्यन्तं = હંમેશની शान्तिं=શાન્તિને एति = પ્રાપ્ત કરે છે.

સૂક્ષ્મથી સૂક્ષ્મ, સ્ત્રી પુરુષના મિલિત વીર્યમાં સૌના સરજનારા, અનેક આકારવાળા એકલા સમસ્ત વિશ્વને ઘેરનારા મંગલરૂપ પરમાત્માને જાણીને મનુષ્ય સદાની શાન્તિ પ્રાપ્ત કરે છે. ॥ ૧૪ ॥

સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ એવા આ પરમાત્મા અદૃશ્યપણે કેવા વર્તી રહ્યા છે તે બતાવતાં કહે છે કે સ્ત્રી પુરુષના રજોવીર્યમાં સૂક્ષ્માતિસૂક્ષ્મરૂપે વર્તીને તેમાંથી તે નિખિલ સૃષ્ટિના સર્જનારા છે. રજોવીર્યમાં પણ પરમાત્માની શક્તિ ન હોય તો તે જન્મ દેવામાં નિષ્ફળ નીવડે છે. વળી તે પરમાત્મા પરસ્પર ભિન્ન અનન્તરૂપે થઈ જાય છે! તે એકલા સમસ્ત વિશ્વને ઘેરીને ઉભા છે. આવા પરમસર્જક મંગલમય પરમાત્માને હૃદયચક્ષુથી જોઇને મનુષ્ય પરમશાન્તિ પામે છે! ॥ ૧૪ ॥

**स एव काले भुवनस्य गोप्ता विश्वाधिपः सर्वभूतेषु गूढः ।**
**यस्मिन् युक्ताः ब्रह्मर्षयः देवताश्च तमेवं ज्ञात्वा मृत्यु पाशान् छिनत्ति ॥ १५ ॥**

स=તે एव = જ काले=સ્થિતિકાલે भुवनस्य = બ્રહ્માંડનો गोप्ता = રક્ષક છે તેજ विश्वाधिपः = વિશ્વનો સ્વામી છે. તેજ सर्वभूतेषु = તમામ પ્રાણીઓમાં गूढः = ગૂઢ છે. यस्मिन्=જેમાં ब्रह्मर्षयः = બ્રહ્મર્ષિઓ च=તથા देवताः=દેવો युक्ताः = યુક્ત છે. तं=તેને एवं=આ પ્રમાણે ज्ञात्वा = જાણીને मृत्युपाशान्= મૃત્યુના પાશોને छिनत्ति = છેદે છે.

તે પરમાત્મા જ સ્થિતિકાળે ભુવનનો ગોપ્તા છે. તે જ વિશ્વસ્વામી છે. તે જ તમામ પ્રાણીઓમાં છુપાયા છે. તેનામાં જ દેવો અને બ્રહ્મર્ષિઓ સંલગ્ન છે. તેને આમ જાણીને મનુષ્ય મૃત્યુના પાશોને છેદે છે. ॥ ૧૫ ॥

પરમાત્માનું જ્ઞાનમય દર્શન જ-શાંતિ કહો, મુક્તિ કહો, મૃત્યુમાંથી છૂટી કહો-સૌનું એક સાધન છે. અને એ પરમાત્મા ખૂબ જ બારીક છે. એટલે કહેલી વાતના ઉપર જ અવલંબન હોવાથી વારંવાર તેને તે વાત કહેતાં શ્રુતિને આળસ નથી. કેમકે મનુષ્ય અપસ્મારથી-પરમાત્માની-ધ્યેયની વિસ્મૃતિથી પીડાય છે. આથી વળી કહે છે કે પરમાત્મા જ સ્થિતિકાળે ચૌદે બ્રહ્માંડના પાલક છે. તે જ વિશ્વના માલિક છે. તે જ સૌ પ્રાણીઓના નામરૂપમાં છૂપાયા છે. આવા પરમાત્મામાં જ સુજ્ઞ દેવો અને વિશાળ સમજવાળા બ્રહ્મર્ષિઓ જીવનકાળે સંલગ્ન રહે છે. તે પરમાત્માને આવા-ઉપર વર્ણવ્યા તેવા-જાણીને મનુષ્ય મૃત્યુના રોગાદિ પાશોને-મૂળ-અવિદ્યાને છેદવા સમર્થ થાય છે. તે સિવાય બીજી ગતિ નથી. ॥ ૧૫ ॥

**घृतात् परं मण्डमिवातिसूक्ष्मं ज्ञात्वा शिवं सर्वभूतेषु गूढम् ।**
**विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥१६॥**

घृतात्=ઘીથી परं=પર मण्डं=મંડ-સારભૂત ઘીની इव=માફક सर्वभूतेषु= તમામ પ્રાણીઓમાં अतिसूक्ष्मं=અત્યંત સૂક્ષ્મ गूढं=ગૂઢ शिवं=મંગલરૂપ ભગવાનને ज्ञात्वा=જાણીને-સાક્ષાત્ કરીને કે જે મંગળમય ભગવાન विश्वस्य=વિશ્વના एकं=કેવળ એક परिवेष्टितारं=ઘેરનારા છે. તે देवं=દેવાધિદેવને ज्ञात्वा=જાણીને सर्वपाशैः=તમામ બંધનોમાંથી मुच्यते=છૂટે છે.

ઘીની અંદર ઘીથી શ્રેષ્ઠ સૂક્ષ્મ સારભૂત ઘી જેવા, તમામ પ્રાણીઓમાં સારભૂત અત્યંત સૂક્ષ્મ અને ગૂઢ, વિશ્વના એક ઘેરનારા દેવાધિદેવ, મંગલમય પરમાત્માને જાણીને જ તમામ બંધનોમાંથી મનુષ્ય છૂટે છે. ॥ ૧૬ ॥

સર્વપાશમાંથી મુક્તિ પરમાત્મજ્ઞાનમાં જ છે એ સિદ્ધાન્તને દૃષ્ટાન્ત દ્વારા સમજાવતાં કહે છે-ઘીમાં જેમ ઘીનો સૂક્ષ્મ સાર વર્તી રહ્યો છે તેમ પ્રાણીમાત્રમાં પ્રાણીમાત્રના સારભૂત અને અત્યંત સૂક્ષ્મ અને આથી જ ગૂઢ-અપ્રત્યક્ષ, પરમાત્મા વર્તી રહ્યા છે. પરમાત્મા જો ન હોય તો પ્રાણીમાત્રનાં ખોળીઆં કુગાઇ જાય ! તે વિશ્વને વીંટળાઇ વળેલા પરમ શિવ મંગલસ્વરૂપને જાણીને મનુષ્ય તમામ બંધનોમાંથી મુક્ત થાય છે. ॥ ૧૬ ॥

**एष देवः विश्वकर्मा महात्मा सदा जनानां हृदये संनिविष्टः ।**
**हृदा मनीषा मनसा अभिक्लृप्तो ये एतत् विदुः अमृताः ते भवन्ति ॥१७॥**

एषः = આ देवः=દેવાધિદેવ પરમાત્મા विश्वकर्मा=વિશ્વરૂપી કર્મવાળા છે. महात्मा=મહાત્મા છે. सदा=નિરન્તર जनानां=પ્રાણીમાત્રના हृदये=હૃદયમાં संनिविष्टः= અંતરાત્મારૂપે પ્રવેશેલા છે. તે हृदा=હૃદયની શ્રદ્ધાથી, मनीषा = સૂક્ષ્મ બુદ્ધિથી અને मनसा = એકાગ્ર મનથી अभिक्लृप्तः=અભિવ્યક્ત થાય છે. ये= જેઓ एतत्=આને विदुः = જાણે છે ते=તેઓ अमृताः=અમૃત भवन्ति=થાય છે.

આ દેવાધિદેવ પરમાત્મા વિશ્વકર્મા, મહાત્મા તથા સદા પ્રાણીના હૃદયમાં અંતરાત્મરૂપે વસનારા છે તે હૃદયની શ્રદ્ધાથી, સૂક્ષ્મ બુદ્ધિથી તથા એકાગ્ર મનથી અભિવ્યક્ત થાય છે. જેઓ આને જાણે છે તે અમૃત થાય છે. ॥ ૧૭ ॥

એ પરમાત્માને જાણવાનાં સાધનોનો પુનઃ નિરતિશય શ્રદ્ધા ઉપજાવવા ઉલ્લેખ કરતાં કહે છે કે આ પરમાત્મા દેવાધિદેવ છે. વિશ્વકર્મા છે. મહાત્મા છે. સદા પ્રાણીમાત્રના હૃદયમાં અંતરાત્મરૂપે રહેનારા છે. આવા દેવદેવ, વિશ્વસ્રષ્ટા, ઉદારબુદ્ધિ, સૌના હૃદયમાં વસનારા પરમાત્મા હૃદયની દૃઢ શ્રદ્ધાથી, સૂક્ષ્મ વિવેકબુદ્ધિથી અને એકાગ્ર મનથી સાધકની આંતરચક્ષુ સમક્ષ પ્રકટ થાય છે. જેઓ આ સાધનો દ્વારા પરમાત્મા પ્રકટ થાય છે એમ જાણે છે અને તે સાધનો દ્વારા તેને પ્રત્યક્ષ જુવે છે તેઓ અમૃત થાય છે. ॥ ૧૭ ॥

**यदा अतमः तत् न दिवा न रात्रिः न सत् न च असत् शिव एव केवलः ।**
**तद् अक्षरं तत् सवितुः वरेण्यं प्रज्ञा च तस्मात् प्रसृता पुराणी ॥१८॥**

यदा=જે અસંપ્રજ્ઞાત સમાધિકાળમાં अतमः=અંધારું–પ્રકૃતિમાં સ્પર્શ રહેતો નથી. तत्=ત્યારે न दिवा=ન તો દિવસ કે न रात्रिः=ન તો રાત્રિ રહે છે न सत्=ન તો કાર્ય કે च=નિશ્ચય न असत्=ન તો કારણ રહે છે. शिवः= મંગલ ભગવાન एव=જ केवलः=કેવળ રહે છે. तत्=તે મંગલમય પરમાત્મા अक्षरं=અક્ષર બ્રહ્મ છે तत्=તે सवितुः=સવિતા–સૂર્યથી પણ वरेण्यं=પસંદ કરવા યોગ્ય છે. च=નિશ્ચય तस्मात्=તે મંગલમય પરમાત્મામાંથી पुराणी=સનાતન प्रज्ञा=વિદ્યા प्रसृता=ફુટેલી છે.

જે અસંપ્રજ્ઞાત સમાધિકાળમાં અંધારું-પ્રકૃતિનો સ્પર્શ રહેતો નથી ત્યારે, ન તો દિવસ, કે ન તો રાત્રિ, ન તો કાર્ય, કે ન તો કારણ રહે છે, ફક્ત કેવળ મંગલમય પરમાત્મા જ રહે છે. તે અક્ષર છે. તે સવિતાથી પણ વધુ પસંદ કરવા જેવા છે. તેમાંથી જ પુરાણી આત્મવિદ્યા પ્રસરી છે. ॥ ૧૮ ॥

હવે પરમાત્માના દર્શનકાળે સાધકને શો અનુભવ થાય છે તે બતાવતાં ભગવતી શ્રુતિ કહે છે કે હૃદયની તે પરમ દાર્શનિક અવસ્થામાં–એટલે કે અસંપ્રજ્ઞાત યોગની ચરમ ભૂમિકામાં અંધારું નથી. દિવસ નથી. રાત્રિ નથી. કાર્ય નથી. કારણ નથી. અર્થાત્ હૃદયની તે દિવ્ય દર્શનદશામાં પ્રકૃતિનો સ્પર્શ રહેતો નથી. તે વખતે દિવસરાતનું ભાન હોતું નથી. તે વખતે કાર્યકારણનું પણ ભાન હોતું નથી. જે કાંઇ હોય છે તે એક જ છે અને તે પ્રકૃતિના સ્પર્શથી અસ્પૃષ્ટ=કેવલ મંગલમય પરમાત્મા જ રહે છે. અર્થાત્ તે વેળા ધ્યાતા–ધ્યાન–ધ્યેયની ત્રિપુટી પીગળી જાય છે અને ફક્ત એક સચ્ચિદાનન્દ મહાસાગરનો મહા ઘુઘવાટ રહે છે! બાકીનું કશું ભાન હોતું નથી. આ પરપ્રત્યક્ષ છે! તે પરમાત્માનું મંગલ પ્રકાશમય સ્વરૂપ સવિતાના દેદીપ્યમાન સ્વરૂપથી પણ વધુ પસંદ કરવા જેવું છે. એ પરમાત્મામાંથી જ સનાતન આત્મવિદ્યા પ્રસરી છે. જેને દાર્શનિકો "અસ્પર્શ યોગ" કહે છે. તે આ જ અવસ્થા છે. આ અવસ્થામાં પહોંચેલો મનુષ્ય ઇશ્વરસ્વરૂપ છે. તે કુશળ છે. તે ચરમદેહી મહાત્મા છે. ॥ ૧૮ ॥

न एनं ऊर्ध्वं न तिर्यञ्चं न मध्ये परिजग्रभत् ।
न तस्य प्रतिमा अस्ति, यस्य नाम महद्‌यशः ॥ १९ ॥

एनं=ઉપર કહ્યા એ મંગલમય પરમાત્માને કોઇપણ ऊर्ध्वं=ઉપર तिर्यञ्चं= આજુબાજુ તીરછી દિશામાં કે मध्ये=મધ્યમાં न परिजग्रभत्=પકડી શકતું નથી. तस्य=તે મંગલમય પરમાત્માની કોઇ એક प्रतिमा=છવિ न=નથી. यस्य=જેનું नाम=નામ महद्‌यशः=મહાયશને આપનારું છે.

તે મંગલમય પરમાત્માની કોઈ એક છવિ નથી કે જેથી તેને કોઇ ઉપર નીચે મધ્યમાં કે આજુબાજુથી પકડી શકે. જેનો નામજપ મહાયશઃકારી છે. ॥ ૧૯ ॥

અઢારમા મન્ત્રમાં જે કેવલ શિવદર્શન થાય છે એવો ઉલ્લેખ કર્યો તેને જ સ્પષ્ટ કરતાં કહે છે કે તે મંગલમય પરમાત્માને કોઇપણ ઉપર, નીચે આજુબાજુ, તીરછી દિશામાં, કે મધ્યમાંથી પકડી શકતું નથી અર્થાત્ પરમાત્માનું અસંપ્રજ્ઞાત યોગમાં જે દર્શન થાય છે તે ખંડશઃ કે અંશતઃ દર્શન નથી. પણ પરિપૂર્ણ સ્વરૂપે દર્શન થાય છે! જેને ઉપર નીચે કે આજુબાજુ પરમાત્મા દેખાય તેનું તે દર્શન ખંડશઃ છે. પરમાત્માના ટુકડા પડી શકતા નથી. આથી પરિપૂર્ણ પરમાત્મ સ્વરૂપના દર્શનમાં ખંડવૃત્તિ નથી. વળી આવા પરમાત્માને અસ્પર્શયોગમાં જોયા બાદ–એટલે કે પરપ્રત્યક્ષમાં

તેને જોયા બાદ જ્યારે તેની–તેવા યોગીની–વ્યુત્થિત દશા થાય છે એટલે કે પ્રકૃતિનો સ્પર્શ થાય છે ત્યારે તેની દૃષ્ટિમાં શો ફેર પડી ગયેલો હોય છે તે બતાવતાં એક ખૂબ જ સુન્દર દર્શન શ્રુતિ કરાવે છે કે " न तस्य प्रतिमा अस्ति "–તે પરમાત્માની કોઈ એક ખાસ છવિ નથી ! અરે ! જેની છવિ સ્થાવર જંગમ નામરૂપ માત્રમાં ચમકી રહી છે તેને કેવળ એક પ્રતિમામાં નિરુદ્ધ માનવા એ તો અલ્પદર્શન છે ! સમસ્ત નામરૂપ જ એ પરમાત્માની સુન્દર પ્રતિમા છે ! અર્થાત્ પરમાત્માને જોયેલા માણસની નજરમાં સર્વભૂતાત્મ ભાવ જ કાયમ રહે છે. એ પરમાત્માનો નામજાપ મહાયશકારી છે. જે સર્વત્ર પરિપૂર્ણ જે સ્વરૂપ છે તે પરમાત્માનું નામ મહાચમત્કારી હોય એમાં શી નવાઇ ? અર્થાત્ પરમાત્માનો નામજાપ પણ એક મહાન સાધન છે ! આ બન્ને મન્ત્ર અતિ મનનીય છે. એમાં અર્થોના મહાસાગરો છૂપાયા છે. સહૃદયને પળે પળે એમાં નૂતન રમણીય અર્થો છતા થતાં દેખાશે. ॥ ૧૯ ॥

**न संदृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चन एनम् ।**
**हृदा हृदिस्थं मनसा ये एनं एवं विदुः अमृताः ते भवन्ति ॥२०॥**

अस्य=એ મંગલમય પરમાત્માનો रुपं=આકાર संदृशे=આંખની સમક્ષ न तिष्ठति=નથી ઉભતું. कश्चन=કોઇપણ एनं=એને चक्षुषा=આંખથી–ચર્મચક્ષુથી न पश्यति=નથી જોઇ શકતા પરંતુ येः=જે કોઇ हृदिस्थं=હૈયામાં રહેલા एनं= એને एवं=આમ हृदा=હૃદયની શ્રદ્ધા તથા मनसा=એકાગ્ર અને પવિત્ર મનથી विदुः=જાણે છે તે=તેઓ अमृताः=અમૃત भवन्ति=થાય છે.

એ મંગલમય પરમાત્માનું રૂપ નજર સમક્ષ આવતું નથી. કોઇપણ એને ચર્મચક્ષુથી જોઈ શકતો નથી. પરંતુ જે કોઈ હૈયામાં રહેલ એને આમ હૃદયની શ્રદ્ધા તથા પવિત્ર અને એકાગ્ર મનથી જાણે છે તેઓ અમૃત થાય છે. ॥ ૨૦ ॥

પરમાત્માને " જોઇને "–" જાણીને "–" દેખીને " મનુષ્ય અમૃત થાય છે એમ વરંવાર કહ્યું તો આ જોવું–જાણવું–દેખવું એનો અર્થ કોઈ સામે પડેલી વસ્તુને જોવી જાણવી કે દેખવી એવો ન કરે. અહીં દર્શન એટલે હૃદયની સમજ એવો અર્થ છે એમ સ્પષ્ટ કહેતાં ઇશ્વરદર્શન એ શું છે તે બતાવે છે કે આ મંગલમય પરમાત્માનું રૂપ આંખ સમક્ષ નથી ઉભતું. કોઇપણ એને ચર્મચક્ષુથી નથી જોઇ શકતો ! જે કોઇ પ્રેમૈકસ્વરૂપ ભક્ત પરમાત્માને ચર્મચક્ષુથી પ્રત્યક્ષ જુવે છે તે પણ દિવ્ય દષ્ટિસંપન્ન હોવાથી જ તેને જુવે છે. અર્થાત્ ઇશ્વરદર્શન એ દિવ્ય દષ્ટિ–નીતરી સમજમાં છે. ત્યારે

કોણ એને જોઈ શકે?-જે કોઇ એને હૃદયમાં રહેલને, હૃદયની શ્રદ્ધા અને પવિત્ર એકાગ્ર મન દ્વારા જુવે છે-જાણે છે તે જ અમૃત થાય છે. અર્થાત્ ગાઢ દ્રઢ શ્રદ્ધા અને યોગમયતા આ બે છે ઇશ્વરદર્શનના ઉપાયો. એ બે ઉપાયોના અનુષ્ઠાનથી માણસને દિવ્ય-ઇશ્વરદર્શનમાં સમર્થ-દૃષ્ટિ લાધે છે ॥૨૦॥

अजातः इति एवं कश्चित् भीरुः प्रतिपद्यते ।
रुद्र! यत्ते दक्षिणं मुखं तेन मां पाहि नित्यम् ॥ २१ ॥

अजातः=જન્મરહિત इति=એમ एवं=આ પ્રમાણે भीरुः=સંસારભીરૂ कश्चित्=કોઇક વિરલ प्रतिप्रतिपद्यते=તારૂં શરણું લે છે. આથી रुद्र=હે અવિદ્યાનાશક! यत्=જે ते=તારૂં दक्षिणं=ભક્ત પરવશ मुखं=સ્વરૂપ છે तेन=તે સ્વરૂપ દ્વારા मां=મને-સંસારભીરૂને नित्यं=સદા-રાત્રિદિવા पाहि=રક્ષો.

"હે પરમાત્મન્! આપ જન્મ અને તજ્જન્ય ભયાદિ રહિત છો" એમ આ રીતે કોઇક વિરલ સંસારભીરુ આપનું શરણું લે છે. તો હે રુદ્ર! આપનું ભક્ત પરવશ જે સ્વરૂપ છે તે સ્વરૂપે મને સદા રક્ષો. ॥ ૨૧ ॥

આમ દિવ્યદૃષ્ટિથી જ દેખી શકાતા પરમાત્માના દર્શનને વિરલ માનવ સાધે છે. અને આથી જ એવા વિરલમાં પોતાને ગણવા ભગવાનને પ્રાર્થતા તેનું શરણું યાચે છે કે હે ભગવન્! આપ જન્મ અને જન્મજન્ય અનન્ત ભયથી શૂન્ય છો આવું જાણનારા લાખે એકાદ બે હોય છે! આથી જ આપનામાં જન્મમરણના ભયને ભગાડવાની શક્તિ છે. આથી કોઈ વિરલ મહાભાગ માનવ-સંસારભીરૂ માનવ આપનું શરણ લે છે. આ વાત હે પરમાત્મન્! મને સાધકને સમજાઈ છે! તો હે પ્રભો! હે અવિદ્યાતિમિરનાશન! આપ આપનું ભક્તપરવશ જે રૂપ છે તે રૂપે મને સદા રક્ષો! અર્થાત્ જન્મમરણના ભયને ટાળનારૂં આપનું જે સચ્ચિદાનન્દ-અજર-અમર-અભય-રૂપ છે તે મને લાધો જેથી મારું આ અનર્થ અને ભયની પરંપરાથી રક્ષણ થાય! પ્રેમપરાધીન પ્રભુ પ્રેમપરવશ પોતાના લાલનું રક્ષણ કરવાને બંધાયેલ છે! ॥ ૨૧ ॥

मा नः तोके तनये मा नः आयुषि मा नः गोषु मा नः अश्वेषु रीरिषः।
वीरान् मा नः रुद्र भामितः अवधीः हविष्मन्तः सदमित् त्वा हवामहे ॥२२॥

रुद्र=હે પરમાત્મન્! इत्=કેમકે हविष्मन्तः=હવિઓવાળા અમો सदंत्वा=સર્વત્ર હાજર એવા આપને हवामहे=સ્તુતિઓ દ્વારા સ્તવીએ છે તેથી नः=અમારા

तोके=પુત્ર ઉપર तनये=પૌત્ર ઉપર आयुषि=આયુષ્ય ઉપર गोषु=ગાયો ઉપર अश्वेषु=ઘોડા ઉપર मा रीरिषः=રખે આપ ક્રોધે ભરાતા. नः=અમારા भामिनः= તેજસ્વી वीरान्=વીરોને मा अवधीः=રખે આપ હણતા.

હે પરમાત્મન્! કેમકે હવિયુક્ત એવા અમો સર્વત્ર મોજૂદ એવા આપને સ્તવીએ છીએ તેથી આપ અમારા પુત્ર, પૌત્ર, આયુષ્ય, ગામ, ઘોડાઓ વગેરે ઉપર રખે ક્રોધે ભરાતા! રખે આપ અમારા તેજસ્વી વીરોને હણતા! ॥ ૨૨ ॥

અંતે આવા પરમ પ્રેમમય વત્સલ ભગવાનની સૌના યોગક્ષેમને માટે પ્રાર્થના કરતાં ઋષિ કહે છે કે મંગલમય પરમાત્મન્! અમો આપના ભક્તો સર્વત્ર વિદ્યમાન એવા આપને સદા સ્તવીએ છીએ. આપની સ્તુતિમાં-પ્રાર્થનામાં અમો આંજલિ ઉભા છીએ. આથી આપ અમારા પુત્ર=પૌત્રોનું, આયુષ્યનું અને પશુધનનું રક્ષણ કરો. રખે અમારા અપરાધોથી ક્રોધે ભરાતા! રખે આપ અમારા વીરોને-તેજસ્વી વીરોને હણતા! અર્થાત્ હે પરમાત્મન્! આપ આ દુનિયામાં જે પ્રેયનાં સાધનો છે તેને પણ અમારે માટે આપની કૃપાથી રક્ષજો! જેથી પ્રેયની ઝંઝટમાં અમો નિરર્થક સમય ન ગુમાવતાં આપની સ્તુતિમાં ધ્યાનમાં-દર્શનમાં સંલગ્ન રહીએ. ॥ ૨૨ ॥

॥ इति चतुर्थोऽध्यायः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

---

## ॥ अथ श्वेताश्वतरोपनिषदि पञ्चमोऽध्यायः ॥

**द्वे अक्षरे ब्रह्मपरे तु अनन्ते विद्याऽविद्ये निहिते यत्र गूढे ।**
**क्षरं तु अविद्या हि अमृतं तु विद्या विद्याविद्ये ईशते यस्तु सोऽन्यः ॥१॥**

यत्र=જે अक्षरे=અક્ષર પરમાત્મામાં अनन्ते=અનન્ત, ब्रह्मपरे=બ્રહ્માને લગતી, गूढे=અકલ विद्याविद्ये=વિદ્યા અને અવિદ્યાએ द्वे=બે निहिते=સંપૂર્ણતાથી રહેલી છે-જેમાંની अविद्या=અવિદ્યા तु=નિશ્ચય क्षरं=વિનાશી છે तु=તથા विद्या=વિદ્યા हि=નિશ્ચય अमृतं=અવિનાશી છે, तु=અને यः જે તે विद्याविद्ये=વિદ્યા અને અવિદ્યાને ईशते=શાસનમાં રાખે છે सः=તે અક્ષર બ્રહ્મ પરમાત્મા अन्यः=તે બેથી ભિન્ન છે.

જે અક્ષર પરમાત્મામાં, પરમાત્માને લગતી, અનન્ત અને અકળ એવી બે વિદ્યા અને અવિદ્યા સંપૂર્ણપણે રહેલી છે, જેમાંની અવિદ્યા નિશ્ચય વિનાશી છે અને વિદ્યા નિશ્ચય અવિનાશી છે, અને જે તે બન્ને વિદ્યા અને અવિદ્યાને પોતાના કાબૂમાં રાખે છે તે પરમાત્મા તે બન્ને અવિદ્યા અને વિદ્યાથી ભિન્ન છે. ॥ ૧ ॥

અસંપ્રજ્ઞાત સમાધિમાં કેવળ શિવસ્વરૂપનાં દર્શન થાય છે અને તે વેળા નથી હોતો પ્રકૃતિનો સ્પર્શ, નથી હોતી જાગ્રત અવસ્થા કે નથી હોતી સુષુપ્તિ કે તે બેની વચ્ચેની સ્વપ્નાવસ્થા. કેવળ એક અતિ જાગ્રત તુરીયાવસ્થા હોય છે. તે અવસ્થામાં મંગલમય પરમાત્માનું પરિપૂર્ણ સ્વરૂપે દર્શન કર્યા બાદ વ્યુત્થાન પામેલા પુરૂષને આખું જગત એ પરમાત્માની મંગલ પ્રતિમા દેખાય છે અને પરમાત્માના નામનો અદ્ભુત મહિમા સમજાય છે એમ આગલા અધ્યાયમાં નિચોડ અર્થ કહ્યો. હવેના અધ્યાયમાં મુખ્યત્વે જીવ અને શિવના સ્વરૂપનો વિચાર થશે. તેમાં પહેલાં તો વિદ્યા અને અવિદ્યાનું સ્વરૂપ નિર્ધારિત કહે છે. વિદ્વાન ઋષિઓના દર્શન મુજબ વિદ્યા અને અવિદ્યા એ બન્ને પરમાત્માની શક્તિઓ છે. આથી તે બન્ને પરમાત્મામાં વસે છે. પરમાત્માને લગતી તે બન્ને અનન્ત છે અને અકળ છે. અવિદ્યા ભગવાનમાં કેવી રીતે વર્તે છે એ અવિદ્યા દશામાં કહેવાય એમ નથી. આથી તેને અને વિદ્યાને બન્નેને ઋષિઓ અકલ—ન સમજાય એવી-સંસારદશામાં મૂંઝવે એવી વર્ણવે છે. પણ એ બેમાં અવિદ્યા નિશ્ચય વિનાશી છે અને વિદ્યા નિશ્ચય અવિનાશી છે. અર્થાત્ અવિદ્યા એ અજ્ઞાન હોઇને એક દિવસ એનો જ્ઞાનથી જરૂર બાધ થાય જ છે. એટલે કે મૂળ અવિદ્યા સાન્ત છે। અને વિદ્યા એ વિદ્યા હોઇને=આત્માનું મૂળ સ્વરૂપ હોઇને અનન્ત છે. આ અજ્ઞાન અને જ્ઞાનને બન્નેને જે પોતાને અધીન રાખે છે તે પરમાત્મા જ્ઞાન અને અજ્ઞાન બન્નેથી જુદા છે। અર્થાત્ અજ્ઞાનથી તો ભગવાન જુદા છે જ પણ જેને વૃત્ત્યાત્મક જ્ઞાન કહીએ તે વૃત્ત્યાત્મક જ્ઞાનથી-ભગવાન જ્ઞાન સ્વરૂપ હોઇને-ભિન્ન છે. આથી પરમાત્મા એ બન્નેથી ભિન્ન છે. ॥ ૧ ॥

**यो योनिं योनिं अधितिष्ठति एकः विश्वानि रूपाणि योनीश्च सर्वाः ।**
**ऋषिं प्रसूतं कपिलं यः तमग्रे ज्ञानैः बिभर्ति जायमानं च पश्येत् ॥२॥**

યઃ=જે એકઃ=એક છતાંયે યોનિંયોનિં=પ્રત્યેક યોનિ = ઉત્પત્તિ સ્થલીના ઉપર અધિતિષ્ઠતિ=રહે છે. ચ=તથા વિશ્વાનિ = સમસ્ત રૂપાણિ=આકૃતિઓ અને સર્વાયોનિઃ=સમસ્ત યોનીઓ ઉપર વર્તી રહ્યા છે, યઃ=જે પરમાત્મા અગ્રે=

સૃષ્ટિના આરંભમાં प्रसूतं=પ્રગટ થયેલા ऋषिं=સર્વજ્ઞકલ્પ कपिलं=કપિલ મુનિને ज्ञानैः=અનેક પ્રકારના જ્ઞાન સંસ્કારોથી बिभर्ति=પોષે છે च=તથા जायमानं=જ્ઞાનાદિ ગુણોથી પ્રકટ થતા ઋષિને पश्येत्=કૃપાદૃષ્ટિથી જુવે છે તે પરમાત્મા જ્ઞેય છે.

જે પરમાત્મા એક છતાં પ્રત્યેક યોનિ-તમામ આકૃતિઓ અને સમસ્ત પશુપક્ષી આદિઓની યોનિ ઉપર કાબૂ ધરાવે છે, જે સૃષ્ટિના આરંભમાં ઉપજેલા કપિલ ઋષિને જ્ઞાનદાન દ્વારા પોષે છે, અને જન્મેલાને કૃપાદૃષ્ટિથી જુવે છે તે પરમાત્મા જ્ઞેય છે. ॥૨॥

વિદ્યા અને અવિદ્યાથી ભિન્ન અને બન્નેના નિયામક પરમાત્માની કરુણામયતા અને સર્વાધિપત્ય વર્ણવતાં કહે છે કે પરમાત્મા એક છે છતાં યોનિમાત્રના ઉપર તેમનો એકહથ્થુ કાબૂ છે. એ પરમાત્માએ કપિલ ઋષિને સત્યજ્ઞાન દાન દઈ અનુગૃહીત કર્યા છે. આજના ઋષિઓને પણ તે જ પરમાત્મા કૃપાદૃષ્ટિથી વિલોકી અનુગૃહીત કરે છે. આવા સર્વાધિપતિ અને જ્ઞાનદાન-કુશળ અને આથી જ કરુણૈકમૂર્તિ પરમાત્મા જીવને માટે જ્ઞેય છે. ॥ ૨ ॥

**एकैकं जालं बहुधा विकुर्वन् अस्मिन् क्षेत्रे संचरति एष: देवः ।**
**भूयः सृष्ट्वा यतयः तथा ईशः सर्वाधिपत्यं कुरुते महात्मा ॥३॥**

एकैकं=એક એક जालं=સંસારજાળને પ્રત્યેક જીવ સાથે જોડાયેલી-એકેએક સંસારરૂપી જાળને बहुधा=અનેક પ્રકારે विकुर्वन्=વિશેષરૂપે રચતા एषः=આ देवः=પરમાત્મા अस्मिन्=આ क्षेत्रे=દેહરૂપી ક્ષેત્રમાં संचरति=સંચરી રહ્યા છે. भूयः=વારંવાર तथा=તેજ મુજબ यतयः=યતીઓને=લોકના ઉદ્ધારાર્થે ધર્માદિની વ્યવસ્થા માટે સ્વરૂપભૂત અવતારી યત્નશીલ પુરુષોને सृष्ट्वा=સરજીને महात्मा=ઉદારાત્મા ईशः=પ્રભુ सर्वाधिपत्यं=સર્વસ્વામીપણું कुरुते=કરે છે.

એક એક સંસારજાલને તે તે જીવના કર્માનુસાર અનેક પ્રકારે તે તે જીવના કર્મ-વિશેષ અનુસાર રચતા આ પરમાત્મા આ શરીર ક્ષેત્રમાં તે તે રૂપે સંચરી રહ્યા છે. તથા વારંવાર ધર્મની અભિવૃદ્ધિ વગેરે માટે સ્વરૂપભૂત અવતારોને સરજીને આ મહાત્મા પરમેશ સર્વાધિપતિપણું પ્રકટ કરે છે. ॥ ૩ ॥

આ પરમાત્મા જ જીવરૂપે થઈને વર્તી રહ્યા છે એમ બતાવતાં કહે છે-તે તે ક્ષેત્રમાં-શરીરમાં તે તે રૂપે પરમાત્મા જ સંચરી રહ્યા છે! દરેક શરીર એ એક સંસારની મહાજાલ છે. અર્થાત્ અનન્ત કોટિ યોનિઓના અનન્ત

કોટિ સંસારને ભગવાન તે તે જીવના કર્મનુસાર બનાવે છે. અને તેમાં તેમાં તે તે રૂપે ભગવાન જ સંચરી રહ્યા છે. અર્થાત્ ક્ષેત્રમાત્રમાં ક્ષેત્રજ્ઞ સ્વરૂપ પરમાત્મા જ છે. આ છે અવિદ્યાની કરામત. વિદ્યાની કરામતથી જીવ સ્વરૂપે ભગવાન જ છે એમ સમજાય છે. આવા પરમાત્મા યુગે યુગે ધર્મની અભિવૃદ્ધિ, અધર્મની ગ્લાનિ અને સંતોના પરિત્રાણ અર્થે, લોકસંગ્રહકુશળ પુરુષને રૂપે જાતને પ્રકટ કરે છે. અને તે તે અવતારકૃત્ય કરીને પોતાનું સર્વાધિપત્ય લોકકલ્યાણ અર્થે તે ઉદારમતિ પ્રકટ કરે છે. યદ્યપિ વસ્તુમાત્ર ભગવાનનો જ અવતાર છે છતાં વિભૂતિ વૈશિષ્ટ્યથી અવતાર વિશિષ્ટતા જાણવી. ॥ ૩ ॥

**सर्वा दिशः ऊर्ध्वं अधश्च तिर्यक् प्रकाशयन् भ्राजते यद्उ अनड्वान्**
**एवं स देवः भगवान् वरेण्यः योनिस्वभावान् अधितिष्ठति एकः ॥४॥**

यद् उ=જેમ નિશ્ચય अनड्वान्=સૂર્ય सर्वाः=સમસ્ત ऊर्ध्वअधः च तिर्यक्दिशः=ઉપર નીચે અને તીરછી દિશાઓને प्रकाशयत्=પ્રકાશિત કરતા भ्राजते=ચમકી રહ્યા છે. एवं=એ પ્રમાણે सः=તે एकः=એક देवः=દેવ वरेण्यः=વરેણ્ય भगवान्=ભગવાન્ योनिस्वभावान्=પ્રત્યેક યોનિના સ્વભાવની અંદર अधितिष्ठति=રહેલ છે.

જેમ ભગવાન સૂર્ય સમસ્ત ઉપર નીચે અને તીરછી દિશાઓ પ્રકાશિત કરતા ચમકી રહ્યા છે તેમ તે એક ભગવાન વરેણ્ય દેવાધિદેવ પરમાત્મા સમસ્ત યોનિયોને પ્રકાશિત કરતા સમસ્ત યોનિની પ્રકૃતિની અંદર રહેલ છે. ॥ ૪ ॥

ક્ષેત્રજ્ઞ સ્વરૂપે તે પરમાત્મા ક્ષેત્રમાત્રને પ્રકાશિત કરી રહ્યા છે તે બતાવે છે કે જેમ સૂર્ય સમસ્ત વિશ્વને સ્વપ્રકાશે પ્રકાશિત કરે છે તેમ તે વરેણ્ય–દેવાધિદેવ–પરમાત્મા–ભગવાન સ્વપ્રકાશ હોઈ પરપ્રકાશાપેક્ષ તમામ યોનિઓને પ્રકાશિત કરે છે. અને સૌના સ્વભાવમાં–પ્રકૃતિમાં પ્રેરક અંતર્યામિ તરીકે વસેલા છે. ॥ ૪ ॥

**यच्च स्वभावं पचति विश्वयोनिः पाच्यांश्च सर्वान् परिणामयेद् यः ।**
**सर्वं एतत् विश्वं अधितिष्ठति एकः गुणांश्च सर्वान् विनियोजयेद्यः ॥५॥**

यः=જે विश्वयोनिः=જગતનું કારણ હોઇને स्वभावं=પ્રકૃતિને या=જે पचति=પકવે છે–સર્ગોન્મુખ કરે છે. च=તથા सर्वान्=સમસ્ત पाच्यान्=પકવવાને–સરજાવવાને યોગ્ય મહતત્ત્વાદિને परिणामयेत्च=પરિણામી કરે છે.

च=તથા सर्वान्=બધા गुणान्=સત્વાદિ ગુણોને यः=જે પરમાત્મા विनियोजयेत्=એક બીજા સાથે વિનિયુક્ત કરે છે તે एकः=એક एतत्=આ विश्वं=સમસ્ત જગતને अधितिष्ठति=અધિકારમાં-સ્વસ્વામ્યમાં રાખે છે.

જે વિશ્વયોનિ હોઈને પ્રકૃતિને પકવે છે તથા સમસ્ત પદાર્થોને પરિણામી કરે છે જે બધા ગુણોનો વિનિયોગ કરે છે તે એક પરમાત્મા આ વિશ્વને સ્વાધિકારમાં રાખે છે. ॥ ૫ ॥

"योनि स्वभावान् अधितिष्ठति" નું જ વિશેષ વ્યાખ્યાન કરી પરમાત્માનું પ્રકૃતિ પ્રેરકત્વ સાધતાં કહે છે કે પરમાત્મા જ વિશ્વનું મૂળ કારણ છે. અને એ પરમાત્મા જ સામ્યાવસ્થામાં રહેલી પ્રકૃતિને યોગનિદ્રાને અંતે સર્ગોન્મુખ કરે છે। સર્ગોન્મુખ થયેલી પ્રકૃતિ પરમાત્માનાં અસહ્ય તપથી-લક્ષણ વીર્યથી ગર્ભવતી થઇને કુલીન વધૂની માફક મહત્તત્વાદિ તત્ત્વોને ટપોટપ સરજે છે. તે પરમાત્મા જ સત્યવાદી ત્રણ ગુણોને પ્રત્યેક જીવમાં તેના કર્માનુસાર ન્યૂનાધિક માત્રામાં મિશ્રિત કરે છે. અને આથી જગતમાં અનન્ત વૈવિધ્ય દેખાય છે. આવા પરમાત્મા સર્વજ્ઞ અને સર્વશક્તિ હોઇને આ વિશ્વને સ્વાધિકારમાં સદા રાખે છે. નિયમમાં છે. ॥ ૫ ॥

**तद्वेदगुह्योपनिषत्सु गूढं, तद्ब्रह्मा वेदयते ब्रह्मयोनिम् ॥ ये पूर्वं देवाः ऋषयः च तद्विदुः ते तन्मयाः अमृताः वै बभूवुः ॥ ६ ॥**

वेदगुह्योपनिषत्सु=વેદોના રહસ્યરૂપ ઉપનિષદોમાં तत्=તે આત્મતત્ત્વ गूढं=ગૂઢ છે. तत्=તે ब्रह्मयोनि=વેદની ઉત્પત્તિ સ્થલીને ब्रह्मा=પ્રથમ જીવરૂપ બ્રહ્મા वेदयते=જાણે છે. पूर्वं=પહેલાં ये=જે देवाः=દેવો च=અને ऋषयः=ઋષિઓએ तद्विदुः=તે આત્મતત્ત્વને જાણ્યું ते=તે દેવો તથા ઋષિઓ वै=નિશ્ચય तन्मया=તદ્રૂપ अमृताः=અને અમર बभूवुः=થયા.

તે આત્મતત્વ વેદોનાં રહસ્ય ભાગરૂપ ઉપનિષદોમાં ગૂઢ છે. તે વેદોની ઉત્પત્તિના કારણરૂપ આત્માને ચતુર્મુખ બ્રહ્મા જાણવાને યોગ્ય છે. પહેલાં જે જે દેવો અને ઋષિઓએ તે આત્મતત્ત્વને જાણ્યું છે તે તે ઋષિઓ અને દેવો નિશ્ચય તન્મય થયા છે.

પરમાત્માનું આવું રહસ્યતત્ત્વ ક્યાં જોવામાં આવ્યું છે? અર્થાત્ પરમાત્માના આવા અગમ્ય વર્તનમાં પ્રમાણ શું છે?-તો કહે છે કે આવું પરસ્પર વિરોધી ભાસતું સત્ય આત્મતત્ત્વ વેદોના રહસ્યરૂપ ઉપનિષદ્‌માં ગૂઢ છે. અર્થાત્ પરમાત્મા ઉપનિષદ્‌વિદ્યૈકગમ્ય છે। એ આત્મા શાસ્ત્રયોનિ છે।

આવા શાસ્ત્રના પ્રસૂતિ કારણ આત્માને ચતુર્મુખ બ્રહ્મા–વેદશરીરી માનવ જાણવાને યોગ્ય છે. એ આત્મતત્ત્વનું જ્ઞાન થનારને શું ફળ મળે છે? તો કહે છે કે દેવો અને ઋષિઓએ જેમણે જેમણે. પૂર્વકાળમાં તે આત્મ તત્ત્વનો સાક્ષાત્કાર કર્યો છે તે તે દેવો અને ઋષિઓ નિશ્ચય તન્મય= પરમાત્મમય થઇ ગયા છે. એટલે કે અમૃત થઇ ગયા છે. તો જે ભૂતકાળ માટે સાચું હતું તે આજને માટે પણ તેટલું જ સાચું છે. કેમકે સત્ય કાળથી સડી જતું નથી! આથી આજે પણ જે આત્મતત્ત્વને જાણે છે તે તન્મય અને અમૃત થાય છે! ॥ ૬ ॥

गुणान्वयो यः फलकर्मकर्ता, कृतस्य तस्यैव स चोपभोक्ता।
स विश्वरूपः त्रिगुणः त्रिवर्त्मा, प्राणाधिपः संचरति स्वकर्मभिः ॥७॥

यः=જે આત્મા गुणान्वयः=સત્વ, રજ, અને તમોગુણરૂપી ત્રણ ગુણો સાથે સંબંધવાળો છે, फलकर्मकर्ता=ફલવાળા કર્મોનો કર્તા છે, स एव=તે જ च=નિશ્ચય तस्य=તે कृतस्य=કરેલાં કર્મોનો उपभोक्ता=ઉપભોક્તા છે. सः=તે विश्वरूपः=અનેક આકારવાળો, त्रिगुणः=ત્રણે ગુણોના સ્વભાવવાળો, त्रिवर्त्मा= કર્મ, જ્ઞાન, ઉપાસનારૂપી ત્રણ માર્ગોવાળો, प्राणाधिपः=ઇન્દ્રિયોનો સ્વામી स्वकर्मभिः=પોતાના કર્મો દ્વારા લોક પરલોકમાં संचरति=સંચરે છે.

જે આત્મા સત્વાદિ ત્રણ ગુણ સાથે સંબંધવાળો છે, ફલવાળાં કર્મોનો કર્તા છે તે જ નિશ્ચય તે કરેલાં કર્મોનો ભોગવનારો છે. તે અનેક શરીરવાળો, ત્રણ ગુણોના સ્વભાવવાળો, કર્મ, ઉપાસના અને જ્ઞાનરૂપી ત્રણ માર્ગવાળો અને ઈન્દ્રિયોનો સ્વામી છે. તે પોતાના કર્મો દ્વારા લોક પરલોકમાં ઘૂમે છે. ॥ ૭ ॥

આમ અત્યાર સુધી પરમાત્મ તત્ત્વનું જ્ઞાન કહ્યું. હવે એ જ્ઞાન જેને માટે છે તે જીવના સ્વરૂપનો નિર્ણય કરતાં કહે છે કે:–આત્મા=જીવ, સત્વાદિ ત્રણ ગુણો સાથે અવિદ્યાને લઇને સંયુક્ત છે! અવિદ્યાવાળો હોઇને જ તે સકામ કર્મોનો કર્તા થાય છે! અને અવિદ્યાને લઇને સકામભાવે કર્મો કરતો હોઇને જ તે તે કર્મના ફલનો પણ તે જ ભોક્તા છે. આ કર્મફલના ઉપભોગ માટે, કર્મ વિચિત્ર અને અનન્ત હોઇને, તે અનન્ત શરીરો ધારણ કરે છે. આ અનેક શરીરમાં પણ ત્રણ ગુણોનું વૈષમ્ય જ હોય છે! આ જીવાત્મા જ્યારે માનવદેહને ઈશ્વરકૃપાએ પામે છે ત્યારે તેને માટે જ્ઞાન, ઉપાસના અને કર્મ એવા ત્રણ, જીવનમાં વર્તવાના માર્ગો રહે છે. ઇન્દ્રિયોનો સ્વામી તે જીવાત્મા સ્વકર્માનુસાર લોકપરલોકમાં ઘૂમે છે! અર્થાત્ અવિદ્યાને લઇને

ગુણાન્વય, ગુણાન્વયને લઇને કર્તૃત્વ, કર્તૃત્વને લઇને ભોક્તૃત્વ. ભોક્તૃત્વને માટે શરીર ધારણ-આમ આ સંસારચક્રમાં જીવ અવિદ્યાને લઇને ઘૂમ્યા કરે છે! જ્યારે તેની ખોટી સમજ-ગુણમાં આત્મભાવ-આત્માના યથાર્થ જ્ઞાનથી નિવૃત્ત થાય ત્યારે આ સંસાર સ્વપ્નની માફક ઓસરી જાય છે એવો ધ્વનિ છે. ॥ ૭ ॥

**अंगुष्ठमात्रः रवितुल्यरूपः संकल्पाहंकारसमन्वितो यः ॥**
**बुद्धेः गुणेन आत्मगुणेन च एव आराग्रमात्रः हि अवरः अपि दृष्टः ॥८॥**

अंगुष्ठमात्रः = અંગૂઠા જેવડો, रवितुल्यरूपः=સૂર્યની માફક પ્રકાશ સ્વરૂપ, यः=જે संकल्पा०=સંકલ્પ તથા અહંકારથી યુક્ત છે. તે अवरः = ઉપરના કરતાં-પરમાત્મા કરતાં નીચેનો-જીવાત્મા बुद्धेः गुणेन=બુદ્ધિ-મનના ગુણોથી च=તથા एव=નિઃસન્દેહ आत्मगुणेन=પોતાના ગુણોથી हि=નિશ્ચય आराग्रमात्रः= આરના આગલા ભાગ જેવડો अपि = પણ दृष्टः = જોવાયો છે.

અંગૂઠા જેવડો, સૂર્યના પ્રકાશ જેવો પ્રકાશ સ્વરૂપ, જે સંકલ્પ તથા અહંકારથી યુક્ત છે તે શ્રેષ્ઠતમ પરમાત્માથી નીચેની પાયરીનો જીવાત્મા, મનના ગુણોથી તથા પોતાના ગુણોથી નિશ્ચય આરના આગલા ભાગ જેવડો પણ દેખવામાં આવ્યો છે. ॥૮॥

આવા જીવાત્માનું સૂક્ષ્મત્વ બતાવતાં વળી તેના સ્વરૂપનો નિશ્ચય કરાવતાં કહે છે કે આ જીવાત્મા યદ્યપિ-અવર છે એટલે કે પરમાત્માની અપેક્ષાએ કનિષ્ઠ છે પણ પરમાત્માની જ ચિનગારીરૂપ હોઇને પ્રકૃતિથી ઉચ્ચ છે. એ જીવાત્મા હૃદયમાં રહેતો હોઇને હૃદયના માપ જેવડો-અંગૂઠા જેવડો છે. એટલે કે અતિશય સૂક્ષ્મ છે! આવો છતાં તે રવિતુલ્ય રૂપવાળો છે. એટલે સૂર્યની માફક સ્વપરપ્રકાશ ચૈતન્ય જ્યોતિવાળો છે. હજારો ભિલ્લની વચ્ચે વસતો બ્રાહ્મણ કાંઈ અબ્રાહ્મણ થોડો જ થઇ જાય? તેમ હજારો જડ વૃત્તિઓની વચ્ચે સદા રહેતો આ જીવ જડ જેવો થઇ જાય; પણ જડ જ થઈ જતો નથી. સ્વભાવનો અભાવ કેવી રીતે થાય? સંસારદશામાં એ અહંકાર અને સંકલ્પ યુક્ત હોય છે. તે ઉપરાંત તે બુદ્ધિના ગુણોથી યુક્ત હોય છે. એટલે કે હજારો મિથ્યા નિશ્ચયોના દ્રઢ સંસ્કારવાળો હોય છે. આમ મન, અહંકાર અને બુદ્ધિના ગુણો=ધર્મો તેનામાં સદા જણાતા હોવા છતાં તે આત્મગુણથી જ હંમેશાં યુક્ત હોય છે. આત્માનો આત્મધર્મ તે નિજ સ્વરૂપભૂત ચૈતન્ય જ છે. અર્થાત્ આ બધામાં-બુદ્ધિબોધમાં વસતો છતાં તે સદા સ્વરૂપનિષ્ઠ જ હોય છે. ફક્ત

તેની સ્વરૂપનિષ્ઠા-અપરિણામી-નિત્ય-અવિપરિલુપ્ત ચૈતન્ય-સમજાતું નથી એટલું જ. અને એ ન સમજાવું એ જ અવિદ્યા છે! આવો આ નિત્ય ચૈતન્ય સ્વરૂપ જીવાત્મા આરના આગલા ભાગ જેટલો સૂક્ષ્મ નક્કી થયો છે. અર્થાત્ ધ્યાનયોગમાં લીન પુરૂષોએ એને અતિ સૂક્ષ્મ તરીકે નક્કી કરીને જોયો છે. આજે પણ કોઇ એને જોવા ઇચ્છે તો ધ્યાનયોગનો આશ્રય લે. ॥૮॥

**बालाग्रशतभागस्य शतधा कल्पितस्य च ।**
**भागो जीवः स विज्ञेयः स च आनन्त्याय कल्पते ॥ ९ ॥**

बालाग्र०=વાળના આગલા ભાગનો જે સોમો ભાગ છે, તેનો ફરીથી शतधा=સોમો ભાગ कल्पितस्य=કરવામાં આવેલાનો જે च=નિશ્ચય भागः= એક ભાગ છે. सः=તે जीवः=જીવ विज्ञेयः=જાણવા યોગ્ય છે. च=અને सः=તે आनन्त्याय=અનંતતાને માટે-બ્રહ્મભાવને માટે कल्पते=સમર્થ છે.

વાળના આગલા ભાગનો જે સોમો ભાગ છે, તેનો ફરીથી સોમો ભાગ કરવામાં આવતાં તેનો જે નિશ્ચય એક ભાગ છે તે જીવ જાણવા યોગ્ય છે. તે જીવ બ્રહ્મભાવની પ્રાપ્તિ માટે સમર્થ છે. ॥ ૯ ॥

આ જીવનું અતિશય સૌક્ષ્મ્ય અને આથી જ દુર્બોધપણું સમજાવતાં, તેના બ્રહ્મભાવની અનન્ત ક્ષમતા સમજાવતાં, પ્રત્યેક જીવ બ્રહ્મ છે-વિશાળ પરિપૂર્ણ સત્તાવાળો થઇ શકે છે એવું ઉદ્બોધન કરતાં કહે છે કે એક વાળનો આગલા ભાગનો દશ હજારો ભાગ જેમ કલ્પનાતીત સૂક્ષ્મતાવાળો હોય છે છતાં તે છે તેમ આ જીવાત્મા અત્યંત સૂક્ષ્મ છે. અને એ જ જીવાત્મા બ્રહ્મભાવ-આનન્ત્યને માટે સમર્થ છે! અર્થાત્ ચર્મચક્ષુથી જેની સૂક્ષ્મતા કદી ન જોવાય પણ ધ્યાનયોગથી જેની સૂક્ષ્મતા પ્રત્યક્ષ સમજાય એવી છે, એ જીવાત્મા જો ધારે તો બ્રહ્મભાવને માટે શક્તિશાળી થાય છે. એ બીચારો બ્રહ્મભાવને માટે ધારતો નથી, એટલી જ શોચનીય દશા છે! બાકી જે ક્ષણે એ અનિરુદ્ધ દૃઢતમ સંકલ્પ કરે તે ક્ષણે એ બ્રહ્મભાવને પ્રાપ્ત કરી શકે છે. અર્થાત્ અજાયૂથમાં સિંહશિશુ સ્વરૂપ ભૂલીને બેં બેં નો નિર્બળ નાદ કરતાં શીખ્યું છે. જો એને પોતાના સ્વરૂપનું સ્મરણ થાય તો બેં બેં નો લાચાર અવાજ છોડી એ વનરાજ, મૃગેન્દ્રગર્જન કરી શકે. અને તેના એ મહાગર્જનથી અજાયૂથ ભયભીત થઇને દૂર ભાગે. ॥ ૯ ॥

**नैव स्त्री न पुमान् एषः न च एव अयं नपुंसकः ।**
**यद् यद् शरीरं आदत्ते तेन तेन स युज्यते ॥ १० ॥**

एषः=આ જીવ एव=નિશ્ચય न स्त्री=નથી સ્ત્રી न=નથી તો पुमान्=પુરુષ च=અને अयं=આ न एव=નથી તો નિશ્ચય नपुंसकः=નપુંસક यद् यद्=જે જે शरीरं=શરીરને તે आयत्ते=ગ્રહણ કરે છે. तेन तेन=તેની તેની સાથે सः=તે युज्यते=જોડાઇ જાય છે. તે તે રૂપ થઈ જાય છે.

આ જીવાત્મા સ્વરૂપે નિશ્ચય નથી તો સ્ત્રી કે નથી તો પુરુષ અને આ નથી તો નિશ્ચય નપુંસક. જે જે શરીરને તે ધારણ કરે છે તેની તેની સાથે તે જોડાઈ જાય છે. ॥ ૧૦ ॥

આવો બ્રહ્મભાવને માટે સમર્થ જીવ સ્વરૂપે કોઇ પણ લિંગવાળો નથી–અલિંગ છે. એટલે કે સૌમાં સમ–અખંડ એક રસ છે એમ બતાવતાં કહે છે–આ જીવાત્મા સ્વરૂપે પુરુષ–સ્ત્રી કે નપુંસક નથી. અર્થાત્ પુંસ્ત્વ વગેરે ચિહ્નો એ તો શરીરના છે–શરીરીના નથી. શરીરી તો તે તે શરીરમાં તે તે રૂપે જોડાઈ જાય છે અર્થાત્ આત્મા પાણીના સ્વભાવનો છે. પાણીને કોઇ આકાર નથી. પણ પાત્રાકારે તે આકારશીલ લાગે છે. તેમ આ જીવાત્મા સ્વરૂપે નિરાકાર છે. અને આથી જ તે સર્વાકાર છે. એટલે કે સૌમાં એક સરખો છે. સ્ત્રી પુરુષ કે બાળક સૌનો આત્મા એકસરખો છે. સાધકને માટે આ સમદર્શન વિષમતાના ભ્રામક ખ્યાલને દૂર કરનારું હોવું ઘટે। આમાં તો સ્ત્રી બાળકના પ્રત્યેના સમગ્ર દૃષ્ટિબિંદુના પરિવર્તનની સૂચના છે.॥૧૦॥

**संकल्पन स्पर्शन द्रष्टि मोहैः ग्रासांबुवृष्ट्या आत्मविवृद्धजन्म।**
**कर्मानुगानि अनुक्रमेण देही स्थानेषु रूपाणि अभिसंप्रपद्यते ॥११॥**

ग्रासाम्बुवृष्ट्या=અન્નજલની વૃષ્ટિથી જેમ अनुक्रमेण=અનુક્રમે आत्मविवृद्धिजन्म=શરીરની વૃદ્ધિની ઉત્પત્તિ થાય છે તેમ देही=શરીરધારી જીવ संकल्पन०=સંકલ્પ, સ્પર્શ, દૃષ્ટિ અને મોહથી અનુક્રમે स्थानेषु=તે તે યોનિમાં कर्मानुगानि=કર્મોને અનુરૂપ रूपाणि=આકારો न अभिसंप्रपद्यते=પ્રાપ્ત થાય છે.

જેમ અન્ન અને જલની વૃષ્ટિથી–સિંચનથી. અનુક્રમે શરીરની વૃદ્ધિ વગેરે થાય છે તેમ સંકલ્પ, સ્પર્શ, દૃષ્ટિ તથા અવિવેકના સિંચને અનુક્રમે દેહી જીવ તે તે યોનિમાં કર્માનુસાર રૂપને પ્રાપ્ત કરે છે.

આવો સ્વરૂપે નિરાકાર જીવાત્મા સ્વકર્માનુસાર તે તે યોનિના આકારને અવશપણે પામે છે એ સદૃષ્ટાન્ત બતાવે છે કે–જેમ અનુક્રમે અન્ન અને

જલના સિંચનથી શરીર નાનાથી મોટું થાય છે-વૃદ્ધિ વગેરેને પામે છે તેમ આ જીવાત્મામાં અનુક્રમે અવિવેક-સંકલ્પ-દ્રષ્ટિ અને સ્પર્શના સિંચનથી તેના અનેક યોનિમાં અનેક રૂપો થાય છે. અર્થાત્ યોનિ પ્રાપ્તિમાં મુખ્ય અવિવેક છે. અવિવેક એટલે દેહાત્મભાવ. તે દેહાત્મભાવમાંથી તદનુરૂપ સંકલ્પ વૃદ્ધિ પામે છે. તે સંકલ્પાનુસાર માણસની જીવનમાં દ્રષ્ટિ થાય છે. સંકલ્પવૃદ્ધ દ્રષ્ટિથી તેને તે તે પદાર્થોનો, સંકલ્પ સંચિત દ્રષ્ટિ અનુસાર ભોગ-સ્પર્શ થાય છે. અને સ્પર્શની વાસનાથી વળી અવિવેકની વૃદ્ધિ થાય છે. વળી સંકલ્પનો ઉપચય થાય છે. વળી દ્રષ્ટિનો સંચય થાય છે. વળી ભોગાનુભવ થાય છે અને આમ ભોગપ્રધાન જીવ અવિવેકને લઈને સ્વરૂપે અજન્મા-અરૂપ હોવા છતાં જન્મી સરૂપ જેવો થઈ જાય છે. આ સંસારચક્રમાંથી અવિવેકીની મુક્તિ નથી. ॥ ૧૧ ॥

**स्थूलानि सूक्ष्माणि बहूनि चैव रूपाणि देही स्वगुणैः वृणोति ।**
**क्रियागुणैः आत्मगुणैः च तेषां संयोगहेतुः अपरः अपि दृष्टः ॥१२॥**

स्वगुणैः=પોતાના કર્મોથી देही=દેહધારી જીવ स्थूलानि=સ્થૂલ च=તથા सूक्ष्माणि=સૂક્ષ્મ बहूनि=અસંખ્ય रुपाणि=રૂપો एव=નિશ્ચય वृणोति=પસંદ કરે છે. અને क्रियागुणैः=તે તે કર્મોના ગુણો च=તથા आत्मगुणैः=શરીરના ગુણો સાથે સંબદ્ધ તેના तेषां=તે તે રૂપી શરીરોના संयोगहेतुः=સંયોગ કરાવી આપવામાં કારણરૂપ अपरः=શ્રેષ્ઠ પરમાત્મા अपि=પણ दृष्टः=નિશ્ચિત કરવામાં આવ્યો છે.

પોતાના કર્મોથી દેહી સ્થૂલ તથા સૂક્ષ્મ અનેક રૂપોને નિશ્ચય ગ્રહણ કરે છે. તે તે કર્મોના ગુણો અને શરીરના ગુણોથી સંબદ્ધ એવા તે જીવના તે તે શરીરના સંયોગમાં કારણભૂત પરમાત્મા છે એમ પણ નિશ્ચિત કરવામાં આવ્યું છે. ॥ ૧૨ ॥

જીવ અવિવેકને લઈને ભોગ ભોગવે છે તો તેના તે કર્માનુસાર ભોગ-કર્મફલ આપનાર પરમાત્મા છે એ બતાવતાં જીવનું સંસારસરણ બતાવે છે કે-દેહી પોતાનાં જ કર્મે સ્થૂલ સૂક્ષ્મ અનેક યોનિઓને ગ્રહણ કરે છે. તે તે શરીર અને કર્મોના બંધનોથી તે બદ્ધ થાય છે. અર્થાત્ અનન્ત વાસનાઓથી તે જકડાયેલ રહે છે. આવો વાસનાબદ્ધ જીવાત્મા તે તે વાસનાને અનુકૂલ શરીરને પ્રાપ્ત કરે છે. તે તે શરીરની પ્રાપ્તિ તેના કર્માનુસાર પરમાત્મા કરાવી આપે છે કેમકે પરમાત્મા સર્વજ્ઞ હોઈને સર્વકર્મફલપ્રદાતા છે. આમ શરીરમાં મોહાદિ પાશોથી બંધાયેલો તે જીવ સંસારમાં અવિરતપણે સરતો રહે છે. ॥ ૧૨ ॥

**अनाद्यनन्तं कलिलस्य मध्ये विश्वस्य स्रष्टारं अनेकरूपम् ।**
**विश्वस्य एकं परिवेष्टितारं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥ १३ ॥**

अनाद्यनन्तं=અનાદિ અને અનન્ત कलिलस्यमध्ये=વીર્યની વચ્ચે विश्वस्य स्रष्टारं=વિશ્વના સ્રષ્ટા अनेकरूपं=અનેકરૂપી विश्वस्य एकं परिवेष्टितारं=વિશ્વના એક ઘેરનારા देवं=પરમાત્માને ज्ञात्वा=જાણીને सर्वपाशैः=સર્વ બંધનોથી मुच्यते=છૂટે છે.

અનાદિ અને અનન્ત, વીર્યની વચ્ચે સમસ્તના સ્રષ્ટા, અનેક રૂપધારી વિશ્વના એક ઘેરનારા, દેવાધિ દેવ પરમાત્માને જાણીને મનુષ્ય સર્વ બંધનોમાંથી છૂટે છે. ॥૧૩॥

આવા મોહની સમૃદ્ધ સંતતિથી વીંટાળાયેલ-મોહજન્ય તમામ પાશોથી બંધાયેલ જીવ ક્યારે મુક્ત થાય છે? કહે છે કે તે દેવાધિ દેવ પરમાત્માને સ્વરૂપભૂત જાણીને જ આ બંધનોમાંથી તે છૂટે છે. આ મન્ત્રના પદાર્થો આગળ સમજાવવામાં આવ્યા છે ત્યાં જ જોઇ લેવા. અર્થાત્ મનુષ્યની મુક્તિ પરમ આત્મદર્શનમાં જ છે. ॥ ૧૩ ॥

**भावग्राह्यं अनीडाख्यं भावाभावकरं शिवम् ।**
**कलासर्गकरं देवं ये विदुः ते जहुः तनुम् ॥ १४ ॥**

જે भावग्राह्यं=શ્રદ્ધા ભક્તિરૂપ મનના ભાવથી ગ્રહણ કરવાને યોગ્ય છે, अनीडाख्यं=અનિકેત જેનું નામ છે, જે भावाभावकरं=ઉત્પત્તિ અને પ્રલયના કરનાર છે शिवं=મંગલરૂપ છે कलासर्गकरं=તે ચોસઠ વિદ્યાના ઉત્પન્ન કરનાર देवं=દેવને ये=જેઓ विदुः=જાણે છે ते=તેઓ तनुं=શરીરને સદાને માટે जहुः=છોડી દે છે.

મનના શ્રદ્ધા ભક્તિરૂપ ભાવથી પકડનારા, 'અનિકેત' નામવાળા, ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય કરનારા, મંગલરૂપ, ચોસઠ વિદ્યાને ઉપજાવનારા, તે દેવને જે જાણે છે તેઓ હંમેશને માટે શરીરને તજે છે. ॥ ૧૪ ॥

ભગવાનની ભક્તિ જ ભગવાનને મેળવવાનો એક માત્ર ઉપાય છે આથી વિચક્ષણ સાધક સર્વનું શરણું છોડી-એટલે કે બીજા તમામ ઉપાયોનું શરણ છોડી કેવળ ભક્તિપ્રિય પરમાત્માને ભક્તિથી જ પકડવા જોઇએ એમ સપ્રેમ સૂચવતાં કહે છે કે આ દેવ ભાવગ્રાહ્ય છે. એટલે કે પરમાત્મા કેવળ ભક્તિથી જ-કેવળ પરમ પ્રેમ સ્વરૂપા ભક્તિથી જ પકડાય છે! બીજા કશાથી

તે પકડાતા નથી. એ ભાવગ્રાહ્ય પરમાત્માનું "અનિકેત" નામ છે. નિકેત એટલે નિવાસસ્થાન. અનિકેત એટલે નિવાસસ્થાનનો અભાવ. ભગવાન સર્વમાં રહેલ હોઇને કોઈ એક ઠેકાણે તેને સમજવા એ ઇશ્વરને ખંડિત કરવા બરોબર છે. આવા પરમાત્મા શિવ છે. મંગલ સ્વરૂપ છે. અને મહા કલાકાર–ચોસઠ વિદ્યા કલાનો અને જગતની મહાન રચનારૂપી કલાનો ઉપજાવનાર છે. આવા મંગલ પરમાત્માને જે ભાવગ્રાહ્ય સમજી ભાવથી પકડે છે. પ્રેમથી પ્રસન્ન થઇ પ્રેમપૂર્વક જ તેને પકડે છે તે શરીરને છોડી દે છે. એટલે કે ચાલુ જીવનમાં દેહાત્મભાવ તજી દે છે અને આગળ તો તેનો જન્મ જ નથી! કેમકે જન્મનું હવે કારણ નથી! આવો અશરીર આત્મા વંદ્ય છે! વન્દન હો એવા મહાભાગ માનવને. ॥ ૧૪ ॥

॥ इति पञ्चमोऽध्यायः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

---

## ॥ अथ श्वेताश्वतरोपनिषदि षष्ठोऽध्यायः ॥

स्वभावं एके कवयो वदन्ति कालं तथाऽन्ये परिमुह्यमानाः ।
देवस्य एषः महिमा तु लोके येन इद भ्राम्यते ब्रह्मचक्रम् ॥ १ ॥

एके=કેટલાક कवयः=કવિઓ–દ્રષ્ટાઓ स्वभावं=સ્વભાવને वदन्ति=જગતના કારણ તરીકે વર્ણવે છે तथा=બીજા परिमुह्यमानाः=જગતના કારણ વિષયમાં ગોથાં ખાતા अन्ये=બીજા પંડિતો कालं=કાલને જગત્કારણ તરીકે વર્ણવે છે. तु=પરંતુ સત્ય બીના એ છે કે लोके=જગતમાં देवस्य=પરમાત્માની एष=આ પ્રત્યક્ષ महिमा=મહિમા છે येन=જે મહિમા વડે इदं=આ પ્રત્યક્ષ ब्रह्मचक्रं=વિશાળ સંસારચક્ર भ्राम्यते=ભમી રહ્યું છે.

કેટલાક દ્રષ્ટાઓ સ્વભાવને તો કેટલાક આવૃત દર્શનવાળા પંડિતો કાળને જગત્કારણ તરીકે વર્ણવે છે. પરંતુ લોકમાં આ દેવનો મહિમા છે. જે મહિમા વડે આ બ્રહ્મચક્ર પ્રવર્તી રહ્યું છે. ॥ ૧ ॥

આગલા અધ્યાયમાં પરમાત્માનું સ્વરૂપ, તેનું ઐશ્વર્ય વગેરેનું તથા જીવાત્માનું સ્વરૂપ, તેના બંધનનું કારણ, તેની બંધમુક્તિનો ઉપાય વગેરેનું

વર્ણન કરી સાધકમાત્રનો માર્ગ ઋષિઓએ સ્પષ્ટ કર્યો. હવેના છઠ્ઠા અને છેલ્લા અધ્યાયમાં કાળ વગેરેના કારણત્વનાં નિરાકરણપૂર્વક નિર્ગુણ અને નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વરૂપ પરમાત્મા જ જગતનું સર્વથા કારણ છે અને તેના વિજ્ઞાનમાં જ પરમ પુરુષાર્થ છે-એ બતાવતાં પહેલાં પરમાત્માનું જ કારણત્વ નિરૂપણ કરે છે કે, કેટલાક કવિઓ સ્વભાવને જગતકારણ તરીકે વદે છે ત્યારે બીજા પંડિતો કાળને કારણ માને છે. પણ સ્વભાવ અને કાલને કારણ તરીકે માનનારા કવિઓ યદ્યપિ કવિ છે પણ "પરિમુહ્યમાન"-કારણના વિષયમાં ગોથાં ખાનારા=આવૃત્ત દર્શનવાળા છે. અને આથી જ તેમનું દર્શન નિર્મળ નથી! તો જગતકારણના વિષયમાં સત્ય બીના કઇ છે? ઋષિ કહે છે કે સો વાતની એક વાત છે કે આ લોકમાં-જગતમાં જે કાંઈ જણાય છે.

જે કાંઈ આ ચરાચર જગત છે તે પરમાત્માનો મહિમા છે. અર્થાત્ જગત એ ભગવાનનું મહા અને નિત્ય ઐશ્વર્ય છે! ભગવાનના આ નિત્ય નિરતિશય ઐશ્વર્યને લઈને આ પ્રત્યક્ષ બ્રહ્મચક્ર રાત્રિંદિવા-પ્રતિપળ અજસ્રપણે ભમી રહ્યું છે. અર્થાત્ પરમાત્માની જ પ્રકૃતિ અને પુરુષરૂપી એ નિત્ય અચિન્ત્ય શક્તિ આ પ્રત્યક્ષ જગતરૂપે વર્તી રહી છે! કાળ અને સ્વભાવ યદ્યપિ સહાયક કારણો છે પણ નિરપેક્ષ કારણ નથી. પરમાત્મા જગતનું નિરપેક્ષ સર્વતંત્ર કારણ છે. ॥ ૧ ॥

**येनावृतं नित्यं इदं हि सर्वं ज्ञः कालकालः गुणी सर्वविद् यः ।**
**तेन ईशितं कर्म विवर्तते ह पृथ्व्याप्यतेजोऽनिलखानि चिन्त्यम् ॥२॥**

येन=જે પરમાત્મા વડે इदं=આ सर्वं=સમસ્ત બ્રહ્માંડ हि=નિશ્ચય नित्यं=સદા आवृतं=વ્યાપ્ત છે यः=જે પરમાત્મા ज्ञः=જ્ઞાન સ્વરૂપ कालकालः=કાળનો પણ કાળ गुणी=અનન્ત કલ્યાણ ગુણ સંપન્ન તથા सर्वविद्=સર્વજ્ઞ છે. तेन=તે પરમાત્મા વડે ईशितं=પ્રેરિત कर्म=કર્મ ह=નિશ્ચય पृथ्व्याप्यतेजोऽनिलखानि=પૃથિવી, પાણી, તેજ, પવન અને આકાશરૂપે विवर्तते=પરિણમે છે એમ चिन्त्यं=વિચારવા યોગ્ય છે.

જે પરમાત્મા વડે નિશ્ચય આ બધું સદા વ્યાપ્ત છે, જે જ્ઞાન સ્વરૂપ, કાળનો પણ કાળ, સર્વ કલ્યાણગુણસંપન્ન અને સર્વજ્ઞ છે, તે પરમાત્માનું પ્રેરેલું કર્મ, પૃથિવી, પાણી, તેજ, પવન તથા આકાશ રૂપે પરિણમે છે એ વિચારવું. ॥ ૨ ॥

પરમાત્માનું સ્વરૂપગર્ભ નિરૂપણ કરતાં તેનું જ કારણત્વ સમર્થિત કરતાં કહે છે-પરમાત્મા વડે આ સમસ્ત બ્રહ્માંડ સદા ભરપૂર છે. તે જ્ઞાન

સ્વરૂપ છે. તે કાળનો પણ કાળ છે. અનન્ત કલ્યાણગુણસંપન્ન છે! અને સર્વજ્ઞ છે. આવા સર્વજ્ઞ પરિપૂર્ણ, કાળકામ, જ્ઞાનસ્વરૂપ, અનન્ત મંગલ ગુણમય, સર્વજ્ઞ પરમાત્મા પ્રાણીમાત્રના સંચિત કર્મને પ્રેરે છે. અર્થાત પરમાત્મા સૌના કર્મફળ પ્રદાતા હોઇને સૌના કર્મને તે પ્રેરે છે. અને એ પ્રેરિત કર્મ જ પંચમહાભૂત દ્વારા ભોગાધિષ્ઠાન શરીરરૂપે પરિણમે છે. આ છે સત્ય અને આથી જ સાધકે આમ વિચારવું ઘટે. અર્થાત્ પ્રાણીમાત્રના કર્મો જ્યાંસુધી ક્ષીણ ન થાય ત્યાંસુધી પરમાત્મા તેનો ફલોપભોગ કરાવે જ છે, એ ફલના ઉપભોગ માટે સસાધન દેહની જરૂર છે. આ સસાધન શરીર પંચ મહાભૂતનો ગોટો છે. આથી ઇશ્વરપ્રેરિત કર્મ જ પંચમહાભૂતરૂપે એટલે કે શરીરરૂપે પરિણમે છે, આ છે જીવનનું પરમ સત્ય. ॥ ૨ ॥

**तत् कर्म कृत्वा विनिवर्त्य भूयः तत्त्वस्य तत्त्वेन समेत्य योगम् ।**
**एकेन द्वाभ्यां त्रिभिः अष्टभिः वा कालेन च एव आत्मगुणैः च सूक्ष्मैः ॥३॥**

तत्कर्म=તે ઇશ્વરને માટે કર્મ=ઇશ્વરાર્પણ બુદ્ધિથી કર્મને कृत्वा=કરીને, અને તે કર્મોમાંથી भूयः=ફરીથી विनिवर्त्य=પાછા ફરીને એટલે કે કર્મના ફળમાં અહંતા મમતા બુદ્ધિને તજીને, तत्त्वस्य=આત્મતત્ત્વનો तत्त्वेन=પરમાત્મ તત્ત્વ સાથે योगं=યોગ-મિલન समेत्य=સારી પેઠે સમજીને ત્યારબાદ, एकेन= એક પરમાત્મ શરણ દ્વારા અગર તો द्वाभ्यां=પરમાત્મા અને ગુરુની સેવા દ્વારા त्रिभिः=પરમાત્મા અને ગુરુની સેવાયુક્ત શ્રવણ, મનન અને નિદિધ્યાસન દ્વારા અગર તો તદ્યુક્ત अष्टभिः=અષ્ટાંગ યોગ દ્વારા જીવન નિર્વાહ કરતો પુરુષ कालेन=વખત જતાં सूक्ष्मैः=સૂક્ષ્મતમ आत्मगुणैः=પરમાત્માના ગુણોથી चैव= નિશ્ચય પુરુષ મુક્ત થાય છે.

તે પરમાત્મા માટે કર્મો કરી અને તે કર્મોમાંથી સ્વાર્થ બુદ્ધિને હટાવી, તે નિષ્કામ કર્મ દ્વારા જ જીવનો પરમાત્મા સાથે યોગ થાય છે એમ સમજી, એક પરમાત્માનું શરણું, અગર તો પરમાત્મા અને ગુરુની આરાધના, અગર તો પરમાત્મા અને ગુરુની સેવાયુક્ત શ્રવણ, મનન, નિદિધ્યાસન દ્વારા અગર તો અષ્ટાંગ યોગ દ્વારા કાલક્રમે માનવ નિશ્ચય સૂક્ષ્મ એવા પરમાત્માના ગુણોથી યુક્ત થાય છે. ॥ ૩ ॥

શરીર એ જ જીવનું મહાબંધન છે. અને એ શરીર કર્મોનો પરિપાક છે. કર્મ રાગદ્વેષનાં ચિરંજીવી છે. અને રાગાદિ અજ્ઞાનની છાયા છે. આથી અજ્ઞાન જ આ મહા અનર્થનું મૂળ કારણ છે. તો જે આ સમજે છે તેણે આ અજ્ઞાનની નાગચૂડમાંથી કેવી રીતે છૂટવું? શું કરવાથી જીવતાં જીવત

गुणान्वितानि=સાત્વિક ગુણથી યુક્ત कर्माणि=કર્મો आरभ्य=કરીને यः= જે મનુષ્ય च=નિશ્ચય सर्वान्=સમસ્ત भावान्=હૃદયના ભાવોને પરમાત્મામાં विनियोजयेत=વિનિયુક્ત કરે છે તો તેથી तेषां=ક્રિયમાણ કર્મનો अभावे=અભાવ થતાં कर्मक्षये=પ્રારબ્ધ કર્મનો ભોગ દ્વારા નાશ થતાં कृतकर्मनाश=કર્યો છે સંચિત કર્મોનો નાશ જેણે એવો સઃ=તે પુરુષ तत्त्वतः=તાત્ત્વિક દૃષ્ટિ એ પોતાને अन्यः=ભિન્ન याति=સમજે છે.

સાત્વિક કર્મોને આરંભી જે મનુષ્ય સમસ્ત હૃદયના ભાવોને પરમાત્મામાં યોજે છે તેના તે દ્વારા ક્રિયમાણ કર્મોનો નાશ થતાં, તથા પ્રારબ્ધ કર્મોનો ભોગ દ્વારા ક્ષય થતાં, કર્યો છે સંચિત કર્મોનો નાશ જેણે એવો તે પુરુષ તાત્ત્વિક દૃષ્ટિએ પોતાને સમસ્ત વિષયોથી ભિન્ન સમજે છે. ॥ ૪ ॥

આમ પરમાત્મા અને આત્માની પરિપૂર્ણ એકતા ક્યારે થાય છે તે બતાવતાં કહે છે ગુણાન્વિત કર્મોને કરીને જે માણસ શુદ્ધ થઈ પોતાના હૃદયના સર્વભાવોનો પરમાત્મામાં વિશેષ પૂર્ણયોગ કરે છે. તે માણસના તે ક્રિયમાણ કર્મોનો અભાવ થતાં અને પ્રારબ્ધ કર્મોનો ભોગ દ્વારા નાશ થતાં, જ્ઞાનબળે સંચિત કર્મોનો વન્ધ્યભાવ થતાં તે પુરુષ તાત્ત્વિક દૃષ્ટિએ પોતાને તે બધાં કર્મ અને કર્મફલથી ભિન્ન સમજે છે. અને આ ભિન્નતાના અતિરેકમાં જ પરમાત્માની પ્રાપ્તિ છે. અર્થાત્ જે માણસ નિરન્તર સાત્વિક કર્મો=ગુણાન્વિત એટલે સદ્‌ગુણથી પૂર્ણ—એટલે કે ઇશ્વરને પ્રસન્ન કરે એવાં કર્મો—સાત્વિક આચરણો કરે છે તે માણસનું હૃદય ચોકખું થાય છે. ચોકખું હૃદય પોતાનાં તમામ ભાવોને ઇશ્વિર વિનિયુક્ત કરે છે. આથી ઇશ્વર સંયુક્ત કર્મો, કરનારને ફલ આપતાં નથી. એટલે કે તેના ચાલુ જીવનમાં કરાતાં ક્રિયમાણ કર્મો નિર્વીર્ય થાય છે. વળી તે ચાલુ જીવનમાં ફલદાન શરુ કરી ચૂકેલા કર્મોને વિના રાગદ્વેષે ભોગવી લેતો હોવાથી—પ્રારબ્ધનો ક્ષય કરતો રહેતો હોવાથી, તે પણ તેને ભાવિમાં જન્મદાતા થતાં નથી. અને સંચિત કર્મો તત્ત્વજ્ઞાનના બળે દગ્ધ થયેલાં હોઇને ભાવિમાં ફળરૂપે ઉત્થિત થતાં નથી. આમ ક્રિયમાણ પ્રારબ્ધ અને સંચિત ત્રિવિધ શુભાશુભ કર્મોની પ્રસવશક્તિને તે ડાંભી દેતો હોઇને પરિણામે તે સુખદુઃખ, આયુષ્ય, શરીરાદિથી પોતાને તત્ત્વતઃ સ્વાનુભવે જુદો જાણે છે. અને આવો વિવિક્ત આત્મદર્શી પરમાત્માનો સમાનધર્મા હોઇને પરમાત્માને પામે છે. ॥ ૪ ॥

**आदिः स संयोगनिमित्तहेतुः परः त्रिकालात् अकलः अपि दृष्टः ।**
**तं विश्वरूपं भवभूतं ईड्यं देवं स्वचित्तस्थं उपास्य पूर्वम् ॥५॥**

માણસને સદેહે મુક્તાત્મભાવની પ્રતીતિ થાય? ઋષિ અહીં તે ઉપાયનું દર્શન કરાવે છે-જેના અનુષ્ઠાનથી આત્માને ધ્રુવ આત્મસ્વરૂપની સદેહે ઝાંખી થાય છે. ઋષિ એક અતિશય સુન્દર વિચારસરણિનો પુરસ્કાર કરતાં કહે છે-માણસે પહેલાં તો "તત્કર્મશીલ" થવું. એટલે કે જે કાંઇ તે કરે તે બધું ઇશ્વરાર્થ કરે। ઇશ્વરાર્થે કરેલાં કર્મો અસત્ તો હોય જ નહીં. અર્થાત્ ઇશ્વરને પ્રસન્ન કરવા માટે પહેલાં તો તમામ નિત્યનૈમિત્તિક સત્કર્મો મનુષ્ય આચરે. આ છે પહેલું પગથિયું.

આ પહેલાં પગથિયું સાથે જ, સિક્કાની એક બાજુ સાથે જોડાયેલી બીજી બાજુ જેવું પગથિયું છે તેનો ઉલ્લેખ કરતાં કહે છે, ઇશ્વરાર્થ સત્કર્મ આચરી તેમાંથી નિવૃત્ત થવું. એટલે કે તે તે સત્કર્મના ફલમાં અહંતા અને મમતાને તજવી. જે ઇશ્વરાર્થે હોય તેનો માલિક ઇશ્વર, આપણે નહીં, એમ સમજી કર્મના ફલમાં મમતા અને અહંતાને શૂન્યતા પર્યન્ત મોળી પડાવી.

આ ઇશ્વરાર્થે ઇશ્વરાર્પિત સત્કર્મના આચરણનું ફળ તે શુદ્ધ સમજ છે. નીતરી બુદ્ધિ છે. એ નીતરી બુદ્ધિ સદા સમાધિમય-યોગમય હોય છે. તે સદા સમાધિમય બુદ્ધિમાં તત્ત્વજ્ઞાન સ્ફુરે છે. અર્થાત્ તેવા મનુષ્યને પોતાના આત્માનો પરમાત્મા સાથે મિલનયોગ સમન્વય છે. અર્થાત્ તેને એવું સમજાય છે કે મારા આત્માનું સ્વાભાવિક મિલન તો પરમાત્મા સાથે હોવું ઘટે. આવી નીતરી સમજ આવતાં તેને અધ્યાત્મક જીવનનો માર્ગ સમજાઇ જાય છે. અહીંથી આગળ તે ચારમાંથી એક રસ્તે સ્વ અધિકાર મુજબ ચાલે છે. ક્યાં તો તે પરમાત્માનું શરણુ લઇ લે છે. ક્યાં તો તે ગુરૂદેવ અને પરમ ગુરૂદેવની સેવામાં સંલગ્ન થાય છે. અગર તો ગુરૂસેવામય શ્રવણુ, મનન કે નિદિધ્યાસન સ્વીકારે. અગર તો અષ્ટાંગ યોગનો આશ્રય સ્વીકારે છે. આ ત્રણુનું અંતિમ પરિણામ તે પરમાત્માનું અનન્ય શરણુ છે. આમ આ ચારનું યથાધિકાર શરણુ સેવતો મનુષ્ય સૂક્ષ્મતમ એવા પરમાત્માના જે અનન્ત કલ્યાણુ ગુણો છે તેનાથી યુક્ત થાય છે. અર્થાત્ તેનામાં અને પરમાત્મામાં અભેદ થતો જાય છે. પૂર્ણ અભેદ-પૂર્ણ એકતા એ આ પ્રયોગનું અંતિમ બિન્દુ છે. આમ અહીં સમસ્ત અધ્યાત્મ જીવનનો ટૂંકમાં પૂર્ણ નિર્દેશ છે એમ વિચારવું. ॥ ૩ ॥

**आरभ्य कर्माणि गुणान्वितानि भावांश्च सर्वान् विनियोजयेद्यः।**
**तेषां अभावे कृतकर्मनाशः कर्मक्षये याति स तत्त्वतोऽन्यः ॥४॥**

गुणान्वितानि=સાત્વિક ગુણથી યુક્ત कर्माणि=કર્મો आरभ्य=કરીને यः=જે મનુષ્ય च=નિશ્ચય सर्वान्=સમસ્ત भावान्=હૃદયના ભાવોને પરમાત્મામાં विनियोजयेत=વિનિયુક્ત કરે છે તો તેથી तेषां=ક્રિયમાણ કર્મનો अभावे=અભાવ થતાં कर्मक्षये=પ્રારબ્ધ કર્મનો ભોગ દ્વારા નાશ થતાં कृतकर्मनाश=કર્યો છે સંચિત કર્મોનો નાશ જેણે એવો सः=તે પુરુષ तत्त्वतः=તાત્ત્વિક દૃષ્ટિ એ પોતાને अन्यः=ભિન્ન याति=સમજે છે.

સાત્વિક કર્મોને આરંભી જે મનુષ્ય સમસ્ત હૃદયના ભાવોને પરમાત્મામાં યોજે છે તેના તે દ્વારા ક્રિયમાણ કર્મોનો નાશ થતાં, તથા પ્રારબ્ધ કર્મોનો ભોગ દ્વારા ક્ષય થતાં, કર્યો છે સંચિત કર્મોનો નાશ જેણે એવો તે પુરુષ તાત્ત્વિક દૃષ્ટિએ પોતાને સમસ્ત વિષયોથી ભિન્ન સમજે છે. ॥ ૪ ॥

આમ પરમાત્મા અને આત્માની પરિપૂર્ણ એકતા ક્યારે થાય છે તે બતાવતાં કહે છે ગુણાન્વિત કર્મોને કરીને જે માણસ શુદ્ધ થઈ પોતાના હૃદયના સર્વભાવોનો પરમાત્મામાં વિશેષ પૂર્ણયોગ કરે છે. તે માણસના તે ક્રિયમાણ કર્મોનો અભાવ થતાં અને પ્રારબ્ધ કર્મોનો ભોગ દ્વારા નાશ થતાં, જ્ઞાનબળે સંચિત કર્મોનો વન્ધ્યભાવ થતાં તે પુરુષ તાત્ત્વિક દૃષ્ટિએ પોતાને તે બધાં કર્મ અને કર્મફલથી ભિન્ન સમજે છે. અને આ ભિન્નતાના અતિરેકમાં જ પરમાત્માની પ્રાપ્તિ છે. અર્થાત્ જે માણસ નિરન્તર સાત્વિક કર્મો=ગુણાન્વિત એટલે સદ્ગુણથી પૂર્ણ—એટલે કે ઇશ્વરને પ્રસન્ન કરે એવાં કર્મો—સાત્વિક આચરણો કરે છે તે માણસનું હૃદય ચોકખું થાય છે. ચોકખું હૃદય પોતાના તમામ ભાવોને ઇશ્વર વિનિયુક્ત કરે છે. આથી ઇશ્વર સંયુક્ત કર્મો, કરનારને ફલ આપતાં નથી. એટલે કે તેના ચાલુ જીવનમાં કરાતાં ક્રિયમાણ કર્મો નિર્વીર્ય થાય છે. વળી તે ચાલુ જીવનમાં ફલદાન શરુ કરી ચૂકેલા કર્મોને વિના રાગદ્વેષે ભોગવી લેતો હોવાથી—પ્રારબ્ધનો ક્ષય કરતો રહેતો હોવાથી, તે પણ તેને ભાવિમાં જન્મદાતા થતાં નથી. અને સંચિત કર્મો તત્ત્વજ્ઞાનના બળે દગ્ધ થયેલાં હોઇને ભાવિમાં ફળરૂપે ઉદ્દિત થતાં નથી. આમ ક્રિયમાણ પ્રારબ્ધ અને સંચિત ત્રિવિધ શુભાશુભ કર્મોની પ્રસવશક્તિને તે ડાંભી દેતો હોઇને પરિણામે તે સુખદુઃખ, આયુષ્ય, શરીરાદિથી પોતાને તત્ત્વતઃ સ્વાનુભવે જુદો જાણે છે. અને આવો વિવિક્ત આત્મદર્શી પરમાત્માનો સમાનધર્મા હોઇને પરમાત્માને પામે છે. ॥ ૪ ॥

आदिः स संयोगनिमित्तहेतुः परः त्रिकालात् अकलः अपि दृष्टः ।
तं विश्वरूपं भवभूतं ईड्यं देवं स्वचित्तस्थं उपास्य पूर्वम् ॥५॥

सः=તે પરમાત્મા आदिः=અકારણ હોઇને સર્વ કારણ છે. संयोगनिमित्तहेतुः= શરીરની પ્રાપ્તિના કારણનું પણ કારણ છે. त्रिकालात्=ત્રણે કાળથી परः= અસ્પૃષ્ટ अपि=અને अकलः=પ્રાણાદિ સોળ કળા રહિત दृष्टः=નિશ્ચિત કરાયા છે. तं=તે विश्वरूपं=સર્વ રૂપ भवभूतं=સંસાર રૂપ ईड्यं=સ્તુત્ય स्वचित्तस्थं= પોતાના હૃદયમાં રહેલા देवं=પરમાત્માને पूर्वं=પહેલાં उपास्य=આરાધીને જીવ કૃતકૃત્ય થાય છે.

તે પરમાત્મા સર્વકારણ, શરીરાદિની પ્રાપ્તિના કારણનું પણ કારણ, ત્રણે કાળથી અસ્પૃષ્ટ અને અકલ નિશ્ચિત થયા છે. તે સર્વરૂપ, સર્વભૂત, સ્તુત્ય, પોતાના હૃદયમાં રહેલ પરમાત્મદેવને પહેલાં આરાધીને જીવ કૃતાર્થ થાય છે. ॥ ૫ ॥

આવો કર્મની પ્રસવશક્તિને નિરુદ્ધવીર્ય કરનાર પુરુષસિંહ પરમાત્માને કેવી રીતે સમજીને-ઉપાસીને કૃતકૃત્ય થાય છે તે બતાવતાં કહે છે કે તે પરમાત્મા જાતે અકારણ હોઇને સર્વનું કારણ છે! તે પરમાત્મા શરીરાદિની પ્રાપ્તિના કારણનું પણ કારણ છે. અર્થાત્ કર્મફલનો અધ્યક્ષ હોઇને તે શરીરાદિની પ્રાપ્તિના કારણનું પણ કારણ છે. પરમાત્મા ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળથી પર છે, અસ્પૃષ્ટ છે-એટલે કે સનાતન-સદા એક રસ છે! કાલગ્રસ્ત જગત જેમ કાળના ઘર્ષણથી સડી જાય છે-સબડી જાય છે-કુગાઇ જાય છે તેમ આ પરમાત્મા જાતે કાળના કાળ હોઇ કાળથી સબડી જતા નથી. બીચારો કાળ જ તેનાથી સડી જાય છે! વળી તે પરિપૂર્ણ કલાકાર પરમાત્મા પ્રાણાદિ સોળેકળા વગરના છે! અર્થાત્ અરૂપ છે! આવા પરમાત્મા છે એમ પેલા વિવિક્ત આત્મદર્શીને સમજાય છે! આવા સ્વયંભૂ અને સર્વકારણ, સર્વના સંયોગ કરાવનારા, ત્રિકાલાબાધિત, અકલ અને વિશ્વરૂપ, સંસારરૂપે છતા થયેલા સ્તુત્ય પરમાત્માને સાધક પોતાના હૃદય કમલમાં રહેલા જાણીને ઉપાસે-એટલે કે તેની ખૂબ નજીક બેસવાનો પ્રયત્ન કરે. જે જેની ખૂબ નજીક બેસે તેને તેની અસર થાય જ પરમાત્માની ઉપાસના કરનાર એટલે કે-સ્વહૃદયકમલમાં તેની ખૂબ નજીક બેસનાર જીવ પણ પરમાત્માની અસરવાળો થાય જ એટલે કે તે કૃતકૃત્ય થાય જ. ॥ ૫ ॥

**स वृक्षकालाकृतिभिः परोऽन्यो यस्मात् प्रपञ्चः परिवर्ततेऽयम्।**
**धर्मावहं पापनुदं भगेशं ज्ञात्वा आत्मस्थं अमृतं विश्वधाम ॥६॥**

सः=તે પરમાત્મા वृक्षकालाकृतिभिः=સંસાર વૃક્ષની અને કાળની આકૃતિઓથી परः=પર अन्यः=બીજા છે यस्मात्=જેમાંથી अयं=આ प्रपंच=

પ્રપંચ-પરિવર્તતે=ચોમેર વર્તી રહે છે. તે ધર્માવહં=ધર્મપ્રાપક, પાપનુદં=પાપનાશક ભગેશં=સર્વૈશ્વર્યના સ્વામી, અમૃતં=અમૃત અને વિશ્વધામ=વિશ્વાધારને આત્મસંસ્થં= જાતમાં રહેલા જ્ઞાત્વા=જાણીને મનુષ્ય કૃતાર્થ થાય છે.

તે પરમાત્મા સંસાર અને કાળની આકૃતિઓથી પર તથા બીજા છે. જેમાંથી આ પ્રપંચ ચોમેર વર્તી રહ્યો છે તે ધર્મપાલક, પાપપ્રણાશક, સર્વૈશ્વર્યસ્વામી, અમૃત અને વિશ્વાધારને જાતમાં રહેલા જાણીને મનુષ્ય કૃતાર્થ થાય છે. ॥ ૬ ॥

પોતાના હૃદયમાં રહેલા પરમાત્માને જાણીને જીવ કૃતાર્થ થાય છે તો તે પરમાત્મા કેવા રૂપે તેને સમજાય છે એ વળી કહેતાં બતાવે છે કે તે પરમાત્મા સંસારવૃક્ષ અને કાળની આકૃતિઓથી પર છે! અર્થાત્ કાળ-ભૂત ભવિષ્ય અને વર્તમાનરૂપે વિભક્ત પ્રતિત થતા કાળના ઘેરાવામાં આવેલી આ સમસ્ત સૃષ્ટિમાં જે કાંઇ નામરૂપે પ્રતીત થાય છે, સ્થાવર જંગમ જે કાંઇ આપણી નજરમાં આવે છે તે બધાંથી પરમાત્મા પર છે એટલે કે તેમના ગુણધર્મોથી સદા અસ્પૃષ્ટ છે! આવો પેલાને જાતઅનુભવ થાય છે. વળી તેને સાક્ષાત્ સમજાય છે કે તે પરમાત્માંથી જ આ પ્રપંચ ચોમેર વર્તી રહ્યો છે. એટલે કે પંચ મહાભૂતના ઉત્કર્ષ-પ્રકર્ષરૂપ આ જગત્ પરમાત્મામાંથી જ પ્રતિપળ ફુટી રહ્યું છે! એની આ દૃષ્ટિ હવે શાસ્ત્રદત્ત કે ગુરુશિક્ષિત નથી. સ્વયં-આપમેળે તેને આ ગૂઢ રહસ્ય સમજાય છે. અર્થાત્ હવે તેને આ પુરાણી પ્રવૃત્તિ પરમપુરુષમાંથી જ પ્રસરી રહી છે તે જાતઅનુભવે જણાય છે. આવા ધર્મપ્રાપક, પાપનાશક, સર્વૈશ્વર્યસ્વામી, અમૃત અને વિશ્વાધાર પરમપિતા પરમાત્માને આત્મસંસ્થ એટલે પોતાની અંદર સારી પેઠે-સ્થિરતાથી કદી ન ટળે ન ચળે એવી રીતે, સર્વદા ઉભેલા જોઇને પેલો પુણ્યપુંજૈકમૂર્તિ મનુપુત્ર કૃતાર્થ થાય છે. તે બ્રહ્મવિદ્ થાય છે. ॥ ૬ ॥

**तमीश्वराणां परमं महेश्वरं तं देवतानां परमं च दैवतम् ।**
**पतिं पतीनां परमं परस्तात् विदाम देवं भुवनेशं ईड्यम् ॥ ७ ॥**

तं = તે देवं=દેવને અમો ईश्वराणाम्=ઇશ્વરોના પણ परमं=પરમ महेश्वरं= મહેશ્વર, च = તથા तं = તેને देवतानां=દેવોના પણ परमं = પરમ दैवतं=દૈવત, તથા पतीनां = પાલકોના પણ परमं=પરમ पतिं=પાલક, સૌથી परस्तात्=ઉત્કૃષ્ટ भुवनेशं=બ્રહ્માંડસ્વામી તથા ईड्यं=સ્તુત્ય विदाम=જાણીએ છીએ.

અમો-ઋષિઓ તે પરમાત્માને ઈશ્વરોના પણ પરમ મહેશ્વર, તથા તેને દેવતાઓના પણ પરમ દૈવત તથા પાલકોના પણ પરમપાલક, સૌથી ઉત્કૃષ્ટ, બ્રહ્માંડ સ્વામી તથા સ્તુત્ય જાણીએ છીએ. ॥ ૭ ॥

ઉક્ત દર્શનમાં નિરતિશય શ્રદ્ધા ઉપજાવવા હવે ઋષિઓ પોતાના અનુભવનો પણ સૂર પૂરતાં સત્ય નિશ્ચય કરાવે છે કે અમો ઋષિઓ તે પરમાત્માને જાણીએ છીએ. તો જે ઋષિઓ જાણી શકે, તે જાણવાને માટે, ઋષિપુત્રોનો પણ પૂરો હક્ક છે. તેઓ પણ તેમને જાણી શકે જ. તે પરમાત્મા કેવા છે? ઋષિઓ કહે છે તે ઇશ્વરોના પણ પરમ મહેશ્વર છે. દેવતાનું પણ પરમ દૈવત છે. પાલકોના પણ પાલક છે. આથી જ તે ઉત્કૃષ્ટ છે. બ્રહ્માંડના નાથ છે. અને આથી જ પ્રત્યેક જીવ માટે સ્તુત્ય છે. આવા પરમપિતાને અમો જાણીએ છીએ માટે હે અલ્પ શ્રદ્ધાળુ જીવો! તમો પણ પૂર્ણ શ્રદ્ધાવાળા થાઓ અને શ્રેયઃપ્રાપ્તિ માટે પુરૂષાર્થ કરો. ॥ ૭ ॥

**न तस्य कार्यं करणं च विद्यते न तत् समः च अभ्यधिकश्च दृश्यते।**
**परा अस्य शक्तिः विविधा एव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥८॥**

तस्य=તે પરમાત્માનું न कार्यं=શરીર નથી च=તથા તેને करणं=ઇન્દ્રિય न विद्यते=નથી. तत्समः=તેની બરોબર च=તથા अभ्यधिकः=તેનાથી વધારે च=પણ न दृश्यते=દેખાય છે. अस्य=એની शक्तिः=શક્તિ परा=સૌથી મહા एव=તથા विविधा=અનેક પ્રકારની श्रूयते=સાંભળવામાં આવે છે. તે स्वाभाविकी=સનાતન च=તથા ज्ञानबलक्रिया=જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિ રૂપ સાંભળવામાં આવી છે.

તે પરમાત્માને શરીર કે ઈન્દ્રિયો નથી. તેની બરોબર કે તેનાથી અદકો પણ કોઈ નિશ્ચિત થયો નથી. એની શક્તિ સર્વથી મહાન અને અનેક પ્રકારની સાંભળવામાં આવે છે. તે સનાતની જ્ઞાન તથા ક્રિયાશક્તિ રૂપ છે. ॥ ૮ ॥

હવે પરમાત્માની વિશેષ ઓળખ આપતાં કહે છે-તે પરમાત્માને કાર્ય કે કરણ નથી. એટલે કે શરીર કે ઇન્દ્રિયો નથી. અને છતાં સર્વ શરીરો અને સર્વ કરણોથી તે વધારે જ્ઞાનક્રિયા સંપન્ન છે. તે પરમાત્માની બરોબરીનો કે તેનાથી અદકો કોઈ નથી. કેમકે બે ઇશ્વર હોઈ શકતા નથી. અર્થાત્ પરમાત્મા જ સૌથી શ્રેષ્ઠ છે. એ પરમાત્માની શક્તિઓ સૌથી મહાન અને વિવિધ સાંભળવામાં આવે છે. અર્થાત્ શાસ્ત્રો પણ ઋષિઓના આ અનુભવને સંમત થાય છે કે પરમાત્માની શક્તિ કર્તુંમકર્તુંમન્યથાકર્તું સમર્થ છે અને તે ઉપરાંત આપણી કલ્પનામાં પણ ન આવે એવી પરસ્પર વિરોધી અનન્ત શક્તિઓ પણ તેમનામાં છે. તે પરમાત્મા સનાતન જ્ઞાન અને ક્રિયાશક્તિરૂપ

છે. અર્થાત્ તેમનામાં સર્વજ્ઞતા અને સર્વશક્તિમત્તા સ્વાભાવિક છે. મૂળથી જ છે. આગન્તુક નથી. અર્થાત્ પ્રકૃતિની શક્તિ જેમ પ્રકૃતિની નથી પણ પરમાત્માની આપેલી છે તેમ પરમાત્માની શક્તિ–વિવિધ શક્તિ કોઇ પાસેથી મળેલી નથી. તે તેનામાં સ્વભાવસિદ્ધ છે. ॥ ૮ ॥

**न तस्य कश्चित् पतिः अस्ति लोके, न चेशिता नैव च तस्य लिंगम्।**
**स कारणं करणाधिपाधिपः न चास्य कश्चित् जनिता न चाधिपः ॥९॥**

तस्य = તે પરમાત્માનો कश्चित् = કોઇપણ पतिः = સ્વામી नास्ति=નથી તથા लोके = લોકમાં તેનો કોઇ न ईशिता = શાસક નથી. च = તથા तस्य= તેનું नैव=નથી જ કોઇ लिंगम्=ચિન્હ स=તે સૌનું કારણ છે. करणाधिपाधिपः= ઇન્દ્રિયોના રાજા જીવનો રાજા છે. च = નિઃસન્દેહ अस्य = એનો कश्चित् = કોઇપણ जनिता = ઉત્પન્ન કરનાર च=કે अधिपः = રાજા न=નથી.

તે પરમાત્માનો કોઈપણ સ્વામી નથી કે લોકમાં કોઈપણ તેનો શાસક નથી. તથા તેનું કોઈપણ ચિહ્ન નથી જ. તે ઇન્દ્રિયોના સ્વામી જીવનો પણ રાજા છે. અને નિઃસન્દેહ તેનો કોઈપણ ઉત્પાદક કે રાજા નથી. ॥ ૯ ॥

આગલા મંત્રમાં પરમાત્મા શરીરેન્દ્રિય રહિત, અજોડ અને સર્વાધિક, પરા–વિવિધ શક્તિ સંપન્ન અને નિત્ય સર્વજ્ઞ, સર્વશક્તિ સંપન્ન છે એમ કહ્યું. હવે તેમાંથી જ ફળતા બીજા પરમાત્મગોચર વિશેષણો બતાવતાં કહે છે કે તે પરમાત્માનો કોઈ પતિ નથી. તે જ સૌના પતિ છે. તેનો કોઇ શાસક નથી, પણ તે જ સૌનો શાસક છે. તેનું કોઇ આંતર બાહ્ય પકડમાં આવે એવું સાક્ષાત્ ચિહ્ન નથી કે જેથી તે તરત પરખાઇ જાય! અર્થાત્ તે પ્રમાણ માત્રથી પર છે. અને પ્રમાણ માત્રનું જીવન છે! તે ઇન્દ્રિયોના સ્વામી જીવનો પણ રાજા છે. પરમાત્મા ચક્રવર્તી છે. જીવો ખંડિયા રાજા છે. આવા પરમાત્માનો કોઈપણ ઉત્પાદક કે તેનો કોઇ રાજા નથી. તે જ સૌના ઉત્પાદક છે. તેનો કોઈ રાજા નથી. તે જ સૌના રાજા છે. આવા પરમાત્મા જ્ઞેય છે. ॥ ૯ ॥

**यस्तूर्णनाभः इव तन्तुभिः प्रधानजैः स्वभावतः ।**
**देवः एकः स्वं आवृणोति स नो दधातु ब्रह्म अव्ययम् ॥ १० ॥**

ऊर्णनाभः = કરોળીઓ इव = જેમ तन्तुभिः = તાંતણાઓ વડે તેમ यः= જે स्वभावतः=સ્વભાવે तु=જ प्रधानजैः = પ્રકૃતિથી જન્મેલા મહદ્ વગેરે

તાંતણાઓથી स्वं=જાતને आवृणोति=વીંટાળે છે स=તે एक=એક देव=પરમાત્મા नः=અમોને अव्ययं=અવિનાશી ब्रह्म=વિશાળતમ સત્તાનો અનુભવ दधातु=આપે

કરોળીઓ જેમ તંતુઓથી તેમ જે સ્વભાવે જ પ્રધાનમાંથી જન્મેલા મહદ્ વગેરે તાંતણાઓથી જાતને વીંટાળે છે તે એક દેવ અમોને અવિનાશી પરમ સત્તાનો અનુભવ કરાવો ॥ ૧૦ ॥

આવા અનન્ત-અપાર-અજ-સર્વજ્ઞ-સર્વ સત્તાધીશ પરમાત્માનો અનુભવ પણ પરમાત્માની કૃપાથી જ થાય છે. આથી હવે આ બધું-જીવ અને પ્રકૃતિરૂપી જડ ચેતન જગત પરમાત્મા જ છે એવો નિશ્ચય બતાવતાં પ્રભુને પ્રાર્થના કરતાં કહે છે કે કરોળીઓ જેમ પોતાનામાંથી જ પોતાની જ લાળના તાંતણાઓની જાળ બનાવી તેમાં બંધાય છે, તેમ જ પરમાત્મા પોતાનામાંથી પોતાની જ સ્વરૂપભૂત પ્રકૃતિની પરંપરારૂપી જાળ પાથરી તેમાં પ્રવિષ્ટ થયેલા છે-જાતે જાતને વીંટાળી રહેલા છે. તે પરમાત્મા અમોને-જીવોને પોતાનાં અવિનાશી બ્રહ્મસ્વરૂપનો અનુભવ કરાવો. અર્થાત્ અમો સાધકોને અમારી સ્વરૂપભૂત સર્વસત્તામયતાનો અનુભવ કરાવો. ॥ ૧૦ ॥

**एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ।**
**कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेताः केवलो निर्गुणः च ॥११॥**

તે एक=અદ્વિતીય देवः=પરમાત્મા सर्वभूतेषु=તમામ ભૂતોમાં गूढ=છૂપાયેલ છે. सर्वव्यापी=સર્વવ્યાપી છે सर्वभूतान्तरात्मा=સર્વભૂતોનો અંતરાત્મા છે. कर्माध्यक्षः=કર્મમાત્રનો અધ્યક્ષ છે. सर्वभूताधिवासः=સર્વપ્રાણીનો આધાર છે साक्षी=સાક્ષી છે. चेता=ચેતનરૂપ છે. केवलः=અલિપ્ત છે. च=તથા निर्गुणः=નિર્ગુણ છે.

તે અદ્વિતીય પરમાત્મા સર્વભૂતોમાં ગૂઢ છે સર્વવ્યાપી છે. સર્વભૂતોનો અંતરાત્મા છે. કર્મોનો અધ્યક્ષ છે. સર્વભૂતનો આધાર છે. સર્વસાક્ષી છે. ચેતનરૂપ છે. કેવલ છે તથા નિર્ગુણ છે. ॥ ૧૧ ॥

આવી હૃદયની નિત્ય-પ્રાર્થનાથી તે પરમાત્માનો સાધકને કેવો અનુભવ થાય છે તે બતાવતાં ઋષિઓ કહે છે-તે પરમાત્મા અદ્વિતીય છે. પ્રાણીમાત્રમાં પ્રચ્છન્ન છે. સૌમાં ભરપૂર છે. સૌનું આંતરસ્વરૂપ તે જ છે. પ્રાણીમાત્રના છાનાંમાં છાનાં કર્મોનો પણ તે સાક્ષાત્ જોનારો છે. સૌ

પ્રાણીઓનો તે એક આધાર છે. સૌને સાક્ષાત્ જોનારો છે. કેમકે તે ચેતન સ્વરૂપ, પ્રકૃતિ સાથે અમિશ્રિત = કેવલ, તથા નિર્ગુણ એટલે ત્રણે ગુણોથી પર છે. ॥ ૧૧ ॥

**एकः वशी, निष्क्रियाणां बहूनां एकं बीजं बहुधा यः करोति।**
**तमात्मस्थं येऽनुपश्यन्ति धीराः तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥१२॥**

बहूनां=અનેક निष्क्रियाणां=જડપદાર્થોને एकः=એકલા वशी=વશમાં રાખનારા તથા यः=જે एकं=એક बीजं=પ્રકૃતિરૂપી કારણને बहुधा=અનેક પ્રકારે करोति= કરે છે-तं=તે પરમાત્માને आत्मस्थं=જાતમાં રહેલા ये धीराः=જે ધીર પુરુષો अनुपश्यन्ति=ગુરૂપદિષ્ટ રીતે જાણે છે तेषां=તેમને शाश्वतं = એકરસ सुखं= સુખ મળે છે न इतरेषां=બીજાઓને નહીં.

તમામ જડ પદાર્થોને જે એકલા વશમાં રાખે છે, તથા જે એકબીજાને અનેક રીતે કરે છે, તે પરમાત્માને જે ધીર પુરુષો જાતમાં રહેલા જાણે છે તેઓને એકરસ સુખ મળે છે, બીજાઓને નહીં. ॥ ૧૨ ॥

આવા પરમાત્માને આત્મામાં રહેલો જાણનારને જ એકરસ સુખ મળે છે બીજાને નહીં એવી મ્હોર મારતાં ઈશ્વરનું નિરંકુશ આશ્ચર્ય બતાવે છે કે પરમાત્મા એક છતાં જગતના તમામ જડ પદાર્થોને વશમાં રાખે છે. તથા જે એક પ્રકૃતિરૂપી બીજને અનન્તરૂપે વિસ્તૃત કરે છે તે પરમાત્મા- સર્વૈશ્વર્ય સંપન્ન પરમાત્માને-જે ધીર પુરુષો જાતમાં રહેલ જાણે છે તેઓને જ એકરસ સુખ મળે છે, બીજાને નહીં. અર્થાત્ પરમાત્માનું આત્મસ્થરૂપે દર્શન કરનાર પુરુષ ધીરજનો અવતાર હોવો ઘટે. અધીરને પરમાત્મદર્શન સાંપડતું નથી! આવા ધીર પુરુષને જ શાશ્વત-પરમાત્માનાં સ્વરૂપભૂત સુખનો અનુભવ થાય છે, બીજા અનાત્મજ્ઞને નહીં. અને આથી જ પરમ સુખેપ્સુએ પરમાત્માને જ હૃદયસ્થ સ્વરૂપે જાણવો રહ્યો! ॥ ૧૨ ॥

**नित्योऽनित्यानां चेतनः चेतनानां एको बहूनां विदधाति कामान्।**
**तत् कारणं सांख्ययोगाधिगम्यं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥१३॥**

अनित्यानां = અનિત્ય પદાર્થોમાં જે नित्यः=નિત્ય છે. चेतनानां = ચેતનોનું જે चेतनः = ચેતન છે, एकः=જે એક હોઈને પણ बहूनां=અનેક સમસ્ત જીવોના कामान्=ભોગ્ય પદાર્થોને विदधाति = રચે છે तत् = તે कारणं=સૌના કારણરૂપ

सांख्ययोगाधिगम्यं=જ્ઞાનાત્મક સાંખ્ય અને ક્રિયાત્મક યોગશાસ્ત્ર દ્વારા જાણવા યોગ્ય देवं=પરમાત્માને ज्ञात्वा=જાણીને મનુષ્ય सर्वपाशैः=તમામ બંધનોમાંથી मुच्यते= મુક્ત થાય છે. ॥ ૧૩ ॥

અનિત્યમાં જે નિત્ય છે. ચેતનોનું જે ચેતન છે, જે એક છતાં સમસ્ત જીવોના ઈચ્છિત પદાર્થોને નિર્મે છે, તે કારણ સ્વરૂપ, સાંખ્ય યોગ દ્વારા જાણવા યોગ્ય. દેવને જાણીને સમસ્ત બંધનોમાંથી મનુષ્ય છુટે છે. ॥ ૧૩ ॥

આ પરમાત્મા અનિત્ય પદાર્થોમાં પણ નિત્ય છે! અર્થાત્ સર્વાધાર હોઇને અનિત્ય પદાર્થોનું રૂપાંતર થાય તો પણ તેનું રૂપાંતર થતું નથી. ચેતનનું પણ તે ચેતન છે! અર્થાત્ જીવોનું પણ મૂળ સ્વરૂપ તે જ છે! તેનો મહામહિમા તો જુઓ! તે એક છે છતાં અનન્ત કોટિ જીવોને માટે જરૂરી એવા અનન્ત કોટિ પદાર્થોને તે સંકલ્પ માત્રે સર્જે છે! આવા સૌના કારણરૂપ પરમાત્મા સાંખ્યયોગાધિગમ્ય છે. સાંખ્ય એટલે આત્મજ્ઞાનને લગતું વિચારશાસ્ત્ર. યોગ એટલે તે વિચારને આચારમાં મૂકવાના ઉપાય બતાવનારું શાસ્ત્ર. એ બેના મિશ્રણરૂપ વેદાન્તશાસ્ત્ર એટલે સાંખ્યયોગ. એ સાંખ્યયોગ દ્વારા પરમાત્માનો જાતઅનુભવ થાય છે. તે દ્વારા દેવને સાક્ષાત્ જાણી મુક્ત થવાય છે! બીજી રીતે નહીં. ॥ ૧૩ ॥

**न तत्र सूर्यो भाति; न चन्द्रतारकं, न इमाः विद्युतो भान्ति कुतोऽयं अग्निः तमेव भान्तं अनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥१४॥**

तत्र=તે પરમાત્મામાં सूर्यः=સર્વાવભાસક સૂર્ય न भाति=ભાસતો નથી. न चन्द्रतारकं=ન તો તેમાં ચન્દ્ર અને તારાઓ, न इमा विद्युतः=ન તો આ વિજળીઓ તેમાં ભાસે છે. તો कुतः=ક્યાંથી જ अयं अग्निः=અગ્નિ ત્યાં ભાસે? भान्तं=પ્રકાશતા એવા तं=તેની अनु=પાછળ एव=જ सर्वं=સમસ્ત વસ્તુ, જાત भाति=પ્રકાશે છે. तस्य=તેની भासा=જ્યોતિથી इदं=આ सर्वं=બધું विभाति= ચમકી રહ્યું છે.

તે પરમાત્માને સૂર્ય, ચંદ્ર, તારા કે વિજળીઓ પ્રકાશિત કરી શકતી નથી તો પછી આ અગ્નિ તો કેવી રીતે તેને પ્રકાશિત કરે? અરે! પ્રકાશતા એવા તેની પાછળ જ આ બધું પ્રકાશે. તેની જ્યોતિથી આ બધું ચળકી રહ્યું છે. ॥ ૧૪ ॥

આત્મસ્વરૂપ પરમાત્મા ચૈતન્યપ્રકાશરૂપ છે તે બતાવતાં કહે છે કોઇપણ મહાન પણ ભૌતિક સૂર્યાદિ જ્યોતિ તેને પ્રકાશિત કરતી નથી.

ઉલટું પરમાત્માના તરફથી ઉછીના મળેલા પ્રકાશથી જ તે બિચારાં પ્રકાશે છે। તો જેની જ્યોતિથી આ બધું ચમકી રહ્યું છે તે પરમજ્યોતિ જ્ઞાનમાં ધ્યેય છે. ॥ ૧૪ ॥

**एको हंसः भुवनस्य अस्य मध्ये, स एव अग्निः सलिले सन्निविष्टः।**
**तमेव विदित्वा अति मृत्युं एति नान्यः पन्थाः विद्यतेऽयनाय ॥१५॥**

अस्य–આ भुवनस्य–ભુવનની मध्ये–અંદર एकः–એક અદ્વિતીય हंसः–પરમાત્મા છે, स–તે પરમાત્મા જ अग्निः–અગ્નિ:–અગ્નિરૂપે सलिले–પાણીમાં सन्निविष्टः–સારી પેઠે ગૂઢરૂપે ભરાયેલ છે. तं–તેને एव–જ विदित्वा–જાણીને मृत्युं–મોતને મનુષ્ય अत्येति–ઓળંગી જાય છે अयनाय–મોતની પેલે પાર જવા માટે પરમપદની પ્રાપ્તિ માટે अन्यः–બીજો पन्था–ઉપાય–રસ્તો ન विद्यते=નથી.

આ બ્રહ્માંડની અંદર એક જ પરમાત્મા છે. તે જ પાણીમાં અગ્નિરૂપે ગૂઢ છે. તેને જ જાણીને મનુષ્ય મૃત્યુને ઓળંગી જાય છે. એ સિવાય બીજો ઓળંગવાનો રસ્તો નથી. ॥ ૧૫ ॥

ઉપલા મન્ત્રનું વિસ્તૃત ભાષ્ય અન્યત્ર-કઠોપનિષદ્‌માં આપેલું હોય વધુ વિસ્તાર કર્યો નથી. તેમજ જે જે મંત્રોની અહીં પુનરાવૃત્તિ છે તે વિષે પણ તેમજ જાણવું. તે પરમાત્મા એક અને અદ્વિતીય છે. તે જ આ ભુવનમાં છે. તેના સિવાયનું બીજું કશું નથી. તેને જાણીને જ મૃત્યુને ઓળંગી જાય છે. એ સિવાય, સંસાર ઓળંગવાનો બીજો માર્ગ-રસ્તો ઉપાય નથી. આનું પણ પૂર્વે વ્યાખ્યાન થઇ જ ગયેલું છે. ॥ ૧૫ ॥

**स विश्वकृद् विश्वविद् आत्मयोनिः ज्ञः कालकालः गुणी सर्वविद् यः प्रधानक्षेत्रपतिः गुणेशः संसारमोक्षस्थितिबन्ध हेतुः ॥ १६ ॥**

यः–જે પરમાત્મા છે स–તે विश्वकृत्–વિશ્વકર્તા, विश्वविद्–વિશ્વવેત્તા, आत्मयोनिः=સ્વયંભૂ ज्ञः=જ્ઞાન સ્વરૂપ कालकालः=કાલનો કાલ, गुणी=સમસ્ત કલ્યાણ ગુણ સંપન્ન सर्वविद्=સર્વવ્યાપક प्रधानक्षेत्रज्ञपतिः=પ્રકૃતિ અને પુરૂષના પાલક, गुणेशः=પ્રકૃતિ સ્વામી તથા संसार०=સંસારમાંથી મોક્ષ અને સંસારમાં સ્થિતિરૂપ બંધનના કારણ છે.

જે પરમાત્મા છે તે વિશ્વકર્તા, વિશ્વવેત્તા, સ્વયંભૂ, જ્ઞાનરૂપ, કાળના પણ કાળ, સમસ્ત કલ્યાણ ગુણસંપન્ન, સર્વવ્યાપક પ્રકૃતિ અને જીવાત્માના પાલક, પ્રકૃતિના શાસક, તથા સંસારમાંથી મોક્ષ કે તેમાં સ્થિતિરૂપ બંધનના કારણરૂપ છે. ॥ ૧૬ ॥

એ પરમાત્મા વિશ્વકર્તા છે. વિશ્વજ્ઞાતા છે. અકારણ-સ્વયંભૂ છે. જ્ઞાનઘન છે. કાળના પણ કાળ છે. સમસ્ત કલ્યાણગુણસંપન્ન છે સર્વવાંછાપૂરક જીવના પાલક અને પ્રકૃતિના સ્વામી છે. તે જ સંસારમાંથી મોક્ષ અને તેમાં સ્થિતિના કારણરૂપ છે. આગલા વ્યાખ્યાનથી જ આ વ્યાખ્યાત જાણવું. ॥૧૬॥

**स तन्मयः हि अमृतः ईशसंस्थः ज्ञः सर्वगः भुवनस्यास्य गोप्ता ।**
**य ईशे अस्य जगतः नित्यमेव, नान्यो हेतुः विद्यते ईशनाय ॥१७॥**

सः=તે પરમાત્મા हि=નિશ્ચય तन्मय=તેને વસ્તુરૂપ છે अमृत=અમૃત સ્વરૂપ છે ईशसंस्थः=સ્વમહિમપ્રતિષ્ઠ છે ज्ञ=જ્ઞાનરૂપ છે. सर्वगः=સર્વત્ર પરિપૂર્ણ છે. अस्य=આ भुवनस्य=બ્રહ્માંડના गोप्ता=રક્ષક છે. यः=જે પરમાત્મા नित्यमेव=હંમેશાં જ अस्य=આ जगतः=જગતને ईशे=પોતાના શાસનમાં રાખે છે. ईशनाय=તેનાં શાસનમાં अन्यःहेतुः=બીજું કશું કારણ न विद्यते=નથી.

• તે પરમાત્મા નિશ્ચય તે તે વસ્તુરૂપ, અમૃત, સ્વમહિમપ્રતિષ્ઠ, જ્ઞાનરૂપ પરિપૂર્ણ તથા આ બ્રહ્માંડના રક્ષક છે. જે પરમાત્મા હંમેશાં જ આ જગતનું શાસન કરે છે. તેના શાસનમાં બીજો કોઈપણ હેતુ નથી. ॥ ૧૭ ॥

આ સૃષ્ટિ એ પરમાત્માની લીલા છે. એ સર્વોચ્ચ જીવનદર્શન સૂચવતાં કહે છે કે પરમાત્મા સર્વરૂપ હોઇને તે તે વસ્તુમય છે. તે અમૃત છે= સત્ય છે. તે પોતાની અચિન્ત્ય મહત્તામાં સદા પ્રતિષ્ઠિત છે. જ્ઞાનરૂપ છે. સર્વત્ર ભરપૂર છે. રક્ષક છે. શાસક છે. તેના આ જગત શાસનમાં બીજો કોઇપણ હેતુ નથી. અર્થાત્ સૃષ્ટિનો હેતુ જોવા-સમજવા મથનાર ભીંત ભૂલેલો છે. અતિ ઉચ્ચ ભૂમિકાએ આરૂઢ થયેલા પુરૂષને સમજાય છે કે આ સમસ્ત સૃષ્ટિ એ લીલા-નટવરની કેવળ લીલા છે! આ અતિ પ્રશ્ન હોઇને આ બાબતમાં મૌન એ જ ઉચિતતમ છે. ॥ ૧૭ ॥

**यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।**
**तं ह देवं आत्मबुद्धिप्रकाशं मुमुक्षुः वै शरणं अहं प्रपद्ये ॥ १८ ॥**

यः=જે પરમાત્મા ब्रह्माणं=બ્રહ્મવેત્તા આત્મવેત્તાને पूर्वं=સર્વશ્રેષ્ઠ विदधाति= બનાવે છે. च=તથા यः=જે वै=નિશ્ચય वेदान्=વેદોને तस्मै=તેને प्रहिणोति=આપે છે. तं=તે ह=પ્રસિદ્ધ आत्मबुद्धिप्रकाशं=આત્મવિદ્યાના પ્રકાશક देवं=દેવદેવ शरणं=સૌનાં શરણરૂપ પરમાત્માને मुमुक्षुः=મુમુક્ષુ એવો अहं=હું वै=નિઃસન્દેહ प्रपद्ये=પ્રાપ્ત થાઉં છું.

જે આત્મવેત્તાને સર્વશ્રેષ્ઠ બનાવે છે તથા જે નિશ્ચય તેને વેદોનું દાન કરે છે. તે પ્રસિદ્ધ, આત્મવિદ્યા પ્રકાશક, સર્વશરણ, દેવદેવને મુમુક્ષુ હું નિઃસન્દેહ પ્રાપ્ત થાઉં છું. ॥૧૮॥

હવે પરમાત્માની પ્રપત્તિ–સર્વભાવે શરણ એ જ સૌથી મુખ્ય અંતરંગ સાધન છે, એવો નિર્દેશ કરતાં કહે છે કે જે પરમાત્મા આત્મવેત્તાને સર્વશ્રેષ્ઠ બનાવે છે–એટલે કે આત્મજ્ઞાન સૌ લાભમાં શ્રેષ્ઠ લાભ હોઈને તે લાભનો પામનાર પુરૂષ ઈશ્વર તુલ્ય થતો હોઈને સર્વશ્રેષ્ઠ બને છે. આ સર્વશ્રેષ્ઠતામાં ઈશ્વરની જ મહાકૃપા હોય છે. તથા જે પરમાત્મા આત્મજ્ઞાનીને વેદ–દાન કરે છે–એટલે કે તેને અપ્રચ્યુત સ્વરૂપજ્ઞાનનું દાન કરે છે. અર્થાત્ ઈશ્વર સામ્રાજ્ય દાન દેવામાં ઉદાર છે પણ જ્ઞાનદાન દેવામાં અતિકૃપણ છે. કેમકે કોહીનૂર વાઘરીને ન અપાય, મહારાજને અપાય. આથી કોઇ સાધનદશાએ ચક્રવર્તી પુરુષને ઈશ્વર તે જ્ઞાન આપીને પોતાની અતિ ઉદારતા બતાવે છે. તે આત્મવિદ્યાના પ્રકાશક દેવદેવ સૌના શરણરૂપ પરમાત્માને મુમુક્ષુ એવો હું શરણે જાઉં છું. અર્થાત્ આત્મજ્ઞાનીને સર્વશ્રેષ્ઠતા– વેદદાન અને આત્મજ્ઞાન આપનારા સર્વ દુઃખભંજક પરમાત્માના શરણમાં હું બુભુક્ષુ–ભોગેપ્સુ થઈને જતો નથી પણ મુમુક્ષુ થઈને જાઉં છું. જે કોઇ તેને આ ભાવે શરણે જાય તેને ભગવાન્ પ્રપન્નાર્તિહર છે એમ સમજાય છે. સાધકે પણ મુમુક્ષુ થઈને તેના શરણમાં જવું, બુભુક્ષુ થઈને નહીં. ॥ ૧૮ ॥

निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम् ।
अमृतस्य परं सेतुं दग्धेन्धनं इवानलम् ॥ १९ ॥

તે પરમાત્મા निष्कलं–નિરવયવ, निष्क्रियं–સક્રિય નિશ્ચલ शान्तं–નિર્વિકાર निरवद्यं–નિર્દોષ તથા निरजनं–નિર્લેપ अमृतस्य–અમૃતનો તે परं सेतुं–સેતુ છે. दग्धेन्धनं–બળી ગયેલાં બળતણવાળા अनलं–અગ્નિ નિર્ધૂમ અગ્નિ इव–જેવા છે.

તે નિરવયવ, નિશ્ચલ, શાન્ત, નિર્દોષ અને નિરંજન, અમૃતના પરમ સેતુ, બળી ગયેલા બળતણવાળા નિર્ધૂમ અગ્નિ જેવા પરમાત્માને હું શરણે છું. ॥ ૧૯ ॥

મુમુક્ષુ કેવા પરમાત્માને શરણે જાય છે? જે પરમાત્મા નિરવયવ એટલે કે સર્વત્ર સત્તાઘન છે. આથી જ જે નિષ્ક્રિય છે એટલે નિષ્કર્મા છે. નિર્વિકાર છે. નિર્દોષ છે. નિર્લેપ છે. અમૃતનો સેતુ છે. નિર્ધૂમ અગ્નિ જેવા તેજસ્વી છે. અર્થાત્ સચ્ચિદાનન્દ પરમાત્માના શરણમાં સાધકે આશ્રય ખોળવો. નિરવયવ એટલે સત્તાઘન, નિષ્ક્રિય એટલે નિષ્કર્મા, નિર્વિકાર એટલે છ ભાવ વિકારશૂન્ય નિર્દોષ એટલે રાગદ્વેષ સિવાયના. નિર્લેપ એટલે અનાસક્ત. અમૃતના સેતું

એટલે અમૃતત્વ-સત્યભાવની પ્રાપ્તિનું સાધન. નિર્ધૂમ અગ્નિ જેવા એટલે ચૈતન્ય પ્રકાશ. આવા અર્થાત્ સંક્ષેપમાં સચ્ચિદાનન્દઘન પરમાત્માની શરણતાને સેવે. ॥ ૧૯ ॥

यदा चर्मवद् आकाशं वेष्टयिष्यन्ति मानवाः ।
तदा देवं अविज्ञाय दुःखस्य अन्तो भविष्यति ॥ २० ॥

यदा=જ્યારે चर्मवद्=ચામડાંની માફક आकाशं=આકાશને मानवा=માનવો वेष्टयिष्यन्ति=વીંટાળશે तदा=ત્યારે देवं=પરમાત્માને अविज्ञाय=ન જાણીને दुःखस्य=દુઃખનો अन्तः=છેડો પણ भविष्यति=થશે.

જ્યારે ચર્મની માફક આકાશને માનવો વીંટશે ત્યારે પરમાત્માને ન જાણીને દુઃખનો પણ અન્ત થશે ॥ ૨૦ ॥

મુમુક્ષુ થઇને પરમાત્માની સેવા સિવાય-એટલે કે પરમાત્માના જાત અનુભવ સિવાય-મોક્ષ એ કલ્પના છે એમ વિક્રોક્તિથી બતાવતાં કહે છે કે જ્યારે ચામડાંની માફક માણસ આકાશને વીંટશે ત્યારે પરમાત્માને જાણ્યા સિવાય દુઃખનો અંત પણ થશે. અર્થાત્ ચામડાંની જેમ ઘડી થઇ શકે તેમ આકાશની ઘડી કદી થાય નહીં. તો આકાશની ઘડી વાળવાનો પ્રયત્ન જેમ મિથ્યા છે તેમ ઇશ્વરને જાણ્યા સિવાય દુઃખ મુક્તિનો પ્રયત્ન પણ મિથ્યા જ છે. અર્થાત્ ભગવાનને સ્વરૂપે જાણવાથી જ ત્રિવિધ દુઃખની આત્યંતિક અને એકાન્તિક નિવૃત્તિપૂર્વક પરમાનન્દની સનાતન પ્રાપ્તિ થાય છે. આ છે સો વાતની એક વાત. ॥ ૨૦ ॥

तपः प्रभावात् देवप्रसादात् च ब्रह्म ह श्वेताश्वतरोऽथ विद्वान् ।
अत्याश्रमिभ्यः परमं पवित्रं प्रोवाच सम्यक् ऋषिसंघजुष्टम् ॥२१॥

तपःप्रभावात्=તપના સામર્થ્યે च તથા देवप्रसादात्=પરમાત્માના અનુગ્રહથી श्वेताश्वतरः=શ્વેતાશ્વતરે ब्रह्मविद्वान्=આત્મતત્ત્વને જાણ્યું. अथ=અને ત્યાર બાદ ह=નિશ્ચય परमं पवित्रं=પરમ પવિત્ર ऋषिसंघजुष्टम्=ઋષિઓના સમુદાયથી સેવિત ब्रह्म=પરમાત્માને अत्याश्रमिभ्यः=સંન્યાસીઓને प्रोवाच=સાંગોપાંગ કહ્યા.

તપના પ્રભાવે, તથા દેવના અનુગ્રહે શ્વેતાશ્વતરે બ્રહ્મ જાણ્યું અને ત્યારબાદ નિશ્ચય ઋષિઓના સમુદાયથી સેવિત પવિત્ર પરબ્રહ્મ સંન્યાસીઓ સમક્ષ કહ્યું ॥૨૧॥

આ ઉપનિષદ્‌ના મૂળ દૃષ્ટા ઋષિએ કેવી રીતે આ જ્ઞાન પ્રાપ્ત કર્યું તેનો ઉલ્લેખ કરી સંપ્રદાય બતાવતાં કહે છે કે તપના પ્રભાવે અને તે ઉપરાંત મુખ્યત્વે તો પરમાત્માના અનુગ્રહથી જ શ્વેતાશ્વતર નામના ઋષિએ

આ બ્રહ્મતત્ત્વને જાણ્યું. અર્થાત્ સત્યચિન્તન, તપ અને ઈશ્વરનો અનુગ્રહ હોય તો જ બ્રહ્મજ્ઞાન થાય છે. ત્યારબાદ અનેક પવિત્ર દ્રષ્ટાઓથી નિત્ય સેવિત આ પરમ પવિત્રજ્ઞાન-પરમાત્માને લગતું જ્ઞાન, સંન્યાસીઓને એટલે કે રાગદ્વેષ રહિત પુરુષોને તેમણે સાંગોપાંગ કહ્યું. અર્થાત્ આ પવિત્ર જ્ઞાન નિર્દોષ પુરુષને માટે સુખ-પુષ્ટિ આરોગ્યવર્ધક અને અમૃત સંજીવન છે. સદોષ પુરુષને માટે વિપરીત છે. અર્થાત્ સાધનસંપત્તિ રહિત પુરુષને માટે આ પરમપવિત્ર જ્ઞાન જીવન બગાડનારું છે. ॥ ૨૧ ॥

**वेदान्ते परमं गुह्यं पुराकल्पे प्रचोदितम् ।**
**नाप्रशान्ताय दातव्यं नापुत्रायाशिष्याय वा पुनः ॥ २२ ॥**

पुराकल्पे-પ્રાચીનકાળમાં वेदान्ते-ઉપનિષદ્‌માં प्रचोदितं-કહેવાયેલું આ परमं=અત્યંત गुह्यं=ગુપ્ત રાખવા જેવું જ્ઞાન अप्रशान्ताय=રાગદ્વેષ યુક્ત ચિત્તવાળાને કે अपुत्राय=પુત્રરહિતને वा पुनः=કે વળી अशिष्याय=શિષ્યત્વ ગુણ રહિતને न दातव्यम्=કદી ન આપવું.

પ્રાચીન કલ્પમાં ઉપનિષદ્‌માં કહેલું આ અત્યંત ગુહ્ય જ્ઞાન વિક્ષિપ્ત ચિત્તવાળાને, કે પુત્ર રહિતને કે અશિષ્યને કદી ન આપવું.

નિષેધ મુખે એ જ વાતનું સમર્થન કરતાં કહે છે કે આ જ્ઞાન પ્રાચીન કાળમાં ઉપનિષદોમાં કહેવાયેલું અને અત્યંત ગુપ્ત-સુરક્ષિત-સાધન સંપત્તિના સંચય દ્વારા સુરક્ષિત રાખવા જેવું છે. આ જ્ઞાન રાગદ્વેષવિદ્ધ મનવાળાને કદી ન આપવું. કેમકે તેમાં દેનાર અને લેનાર બન્નેને નુકશાન છે. વળી પુત્રરહિતને ન આપવું એટલે કે જેણે ઋણત્રયમાંથી મુક્તિ નથી મેળવી. એટલે કે જે માણસ આળસુ, પ્રમાદી, માર્ઇલ હોઇને આ ઉપકારક સંસારમાં કૃતઘ્ન થઇને રહ્યો હોય એવા કૃતઘ્નીને ન આપવું. વાંઝીઆને ન આપવું એવો ઉચ્છાસ્ત્ર અર્થ અહીં અભિપ્રેત નથી. અપુત્ર શબ્દ આલંકારિક અર્થમાં લેવાનો છે. એનો છેવટનો વિચાર રમણીય અર્થ એ થાય છે કે જે મનુષ્યે યજ્ઞમય જીવન ન ગાળ્યું હોય તેવા ચોર પુરુષને આ અતિશુદ્ધ જ્ઞાન ન આપવું. કેમકે તેવો પુરુષ આ જ્ઞાનનો દુરૂપયોગ કરશે. તે ઉપરાંત અશિષ્યને ન આપવું. એટલે કે જેનામાં શિષ્યસાધિ આત્મા નથી તેને ન આપવું. અર્થાત્ વિનય, નમ્રતા અને સેવાદિ ગુણશૂન્ય અક્કડ અને બાંગડ પુરુષને ન આપવું. અર્થાત્ નિર્દોષ, યજ્ઞમય જીવન ગાળનાર, શિષ્ય ગુણયુક્ત પુરુષને આ જ્ઞાન નિઃસંકપણે આપવું. એનો લેનાર અને એનો આપનાર બન્ને કલ્યાણભાગી થાય છે. ॥૨૨॥

यस्य देवे परा भक्तिः यथा देवे तथा गुरौ । तस्य एते कथिताः हि अर्थाः प्रकाशन्ते महात्मनः प्रकाशन्ते महात्मन :॥ २३ ॥

यस्य-જેની देवे-દેવોના દેવ પરમાત્મામાં परा-પરમ भक्तिः-ભક્તિ છે. तथा यथा=જેવી देवे=દેવાધિદેવ પરમાત્મામાં तथा=તેવી गुरौ=ઉપદેશક ગુરૂમાં પરમ ભક્તિ છે तस्य=તે महात्मनः=ઉદારાશય મહાત્માની हि=જ एते=આ कथिताः=કહેલા अर्थाः=અર્થો प्रकाशन्ते=સમજમાં આવે છે. तस्य=તે महात्मनः हि=તે મહાત્માની જ एते=આ कथिताः=કહેલા अर्थाः = અર્થો प्रकाशन्ते = સમજમાં આવે છે.

જેની દેવના દેવ પરમાત્મામાં પરમભક્તિ હોય અને જેની દેવના દેવ પરમાત્મામાં, તેવી જ પરમભક્તિ ઉપદેષ્ટા ગુરુના ઉપર હોય તે મહાત્માની જ સમજમાં આ ઉપર્યુક્ત પદાર્થો આવે છે. તે મહાત્માની જ સમજમાં આ ઉપર્યુક્ત પદાર્થો આવે છે. ॥ ૨૩ ॥

આમ આ પરમ પવિત્ર જ્ઞાન કોને આપવું એનો નિર્ણય આપ્યો. હવે ઉપનિષદનો ઉપસંહાર ભણતાં, આપેલું આ જ્ઞાન પણ તેનું ફળ જન્માવવામાં કોને માટે સમર્થ થાય છે એ બાબતમાં એક સર્વગુહ્ય-ગુહ્યાતિગુહ્ય-રાજગુહ્ય સત્યનો ઉલ્લેખ કરે છે કે જેની દેવાધિદેવ પરમાત્મામાં પરમ ભક્તિ હોય, અને જેવી પરમદેવ પરમાત્મામાં તેવી જ પરમભક્તિ ગુરૂદેવમાં હોય તે મહાત્માના હૃદયમાં જ આ ઉપર્યુક્ત પદાર્થો-ઇશ્વર, જીવ અને જગતનું રહસ્ય-પ્રકટ થાય છે. અર્થાત્ જે દેવદેવ અને ગુરૂઓના પણ ગુરુ-ગુરૂતમ પરમાત્મા ઉપર ભક્તિમાન હોય તેવી જ ભક્તિ પ્રત્યક્ષ ઇશ્વરતુલ્ય ગુરુદેવ-ઉપદેષ્ટા ગુરૂનામાં હોય તે મહાત્મા પુરુષ જ આ અધ્યાત્મ વિદ્યાના સર્વોચ્ચ ફલને જીવતાંજીવ અનુભવી શકે છે. અર્થાત્ અધ્યાત્મવિદ્યામાં અંતે તો પરમ ગુરુ પરમાત્મા અને ગુરુદેવની કૃપા જ સર્વ સાધનોનું એક સાધન છે. જેનામાં એ બે ન હોય એટલે કે ઇશ્વરભક્તિ અને ગુરુભક્તિ ન હોય તે બૃહસ્પતિ જેવો બુદ્ધિશાળી કેમ ન હોય-તેને અધ્યાત્મ વિદ્યાનો અદ્વિતીય પ્રકાશ લાધતો નથી. અને જીવમાત્ર એક દિવસે તો આનો મહાત્મા= પરમગુરૂ અને ગુરુદેવની ભક્તિવાળો થવાનો જ છે. આથી તે સૌ મહાત્માઓના હૃદયમાં પરમગુરૂ અને ગુરૂદેવની પરમ ભક્તિ ઉપજે અને તેમનો અમોઘ આશીર્વાદ મળો એટલી પ્રાર્થના કરી વિરમીએ છીએ. ॥ ૨૩ ॥

॥ इति षष्ठोऽध्यायः ॥

ॐ सहनाववतु० इति शांतिपाठः ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥

हरिः ॐ तत् सत्

ॐ

१

# વેદાન્ત અને વિશ્વશાંતિ

આજે માનવસમાજને સુખ અને શાંતિ નથી. કોઇના અંતરમાં ચેન નથી. રાજા હો કે રંક–સૌના હૃદયમાંથી એક જ આહ નીકળે છે–શાંતિ નથી, સુખ નથી, ચેન નથી. વિજ્ઞાન પ્રગતિ સાધી રહ્યું છે, સંપત્તિની વૃદ્ધિ થઇ રહી છે. ઉદ્યોગનો ફેલાવો થઈ રહ્યો છે. દિક્કાલનાં અંતરો ક્ષીણ થઇ રહ્યા છે. વિશ્વ સંકુચિત થઇ રહ્યું છે. શિક્ષણનો પ્રચાર દશે દિશામાં થઇ રહ્યો છે. ભોગની સાધનસામગ્રીની વૃદ્ધિ થઇ છે. પ્રાકૃતિક વિજયની પતાકા ફરકી રહી છે. છતાં માનવઆત્મા બેચેન શાને? આજની અશાંતિનું મૂળ કારણ શું?

આજની વિશ્વવ્યાપી અશાંતિના મૂળમાં છે દર્શનનો અભાવ. માણસ આગળ વધી રહ્યો છે. જઇ રહ્યો છે. પણ ક્યાં? તે તેને ખબર નથી. આંખ બંધ કરીને ચાલવું અસંભવિત નથી; પરંતુ એવો પ્રયોગ ભયાવહ જરૂર છે. આજે દર્શન ખૂટે છે. જીવન અંગે વિશદ અને પારદર્શક દૃષ્ટિના અભાવે માનવ પીડાય છે. માનવ પાસે આજે કોઇ ધ્રુવતારક નથી, જેને જોઇને તે પોતાની જીવનયાત્રા ચલાવે. આપણે ક્યાંથી આવ્યા? ક્યાં આવ્યા છીએ? શા માટે આવ્યા છીએ? ક્યાં જઇ રહ્યા છીએ? કેવી રીતે જઇએ છીએ? ક્યાં જઇને અટકવાનું છે? યોગ્ય રસ્તે ચાલી રહ્યા છીએ કે ઉન્માર્ગે જઇ રહ્યા છીએ! બધું જ ગાઢ અંધકારથી વ્યાપ્ત છે. એવી કોઇ જ્યોતિ નથી જેને આધારે વૈયક્તિક અને સામુદાયિક જીવનયાત્રામાં આપણે આગળ વધીએ. જીવનના અંતિમ પ્રયોજનની બાબતમાં આપણે બેભાન છીએ. મૃત્યુની વિસ્મૃતિ થઇ છે અને મૃત્યુને ભૂલીને જીવનનું મૂલ્યાંકન કરવું એ ભારે અપરાધ છે. જીવનનું સાચું મૂલ્ય આપણે ભૂલ્યા છીએ અને સાચી જીવનદૃષ્ટિના વિરહમાં અશાંતિ નહીં તો બીજું શું મળે? સમ્યક્ જીવનદર્શનનો અભાવ જ તમામ ઉપદ્રવોનું મૂળ છે. આજનો યુગ દર્શનાંધ યુગ છે.

તલસ્પર્શી દર્શનના વિરહમાં ચાર્વાકવાદનું સમર્થન, સ્વીકાર અને પ્રચાર સ્વાભાવિક છે. આજે જો ચાર્વાકનો વિશ્વભરમાં દિગ્વિજય જણાતો હોય તો તેમાં કશું આશ્ચર્ય નથી. શંકર જ્યારે સુતો હોય, બેભાન હોય, મૂર્છિત હોય ત્યારે ચાર્વાક જ મહેફીલ ઉડાવે ને! કલિયુગ તો દર્શનભીરુઓનો જ યુગ છે ને જેની પાસે અશાંત જીવનદર્શન છે તેને કલિયુગ સ્પર્શી શકતો

નથી. ચાર્વાક તેની નજીક જઈ પણ શકતો નથી. સૂર્ય પ્રકાશના અભાવમાં જ અંધારનું સામ્રાજ્ય હોય અને ચાર્વાક જ્યારે ઉદ્દંડ બને, ઉદ્દામ બને, બેમર્યાદ બને ત્યારે અશાંતિ જ યુગધર્મ બને !

બુદ્ધિની મલિનતા જ અશાંતિની જનેતા છે. ચાર્વાકદર્શન અશુદ્ધિનું બીજું નામ છે. તેથી જ જો વ્યક્તિ અને સમષ્ટિની શાંતિની આપણને અપેક્ષા હોય તો સાર્વજનિક અને સામુદાયિક દર્શનશુદ્ધિ જ તેનો ઉપાય છે. ચાર્વાક જો મલિન બુદ્ધિનું બાહ્ય લક્ષણ છે તો વેદાન્ત વિશુદ્ધ બુદ્ધિનું અતિ ઉજ્જ્વલ અને પરમ શાંતિજનક પરિણામ છે. વેદાન્તવિદ્યા જીવન-શોધનની ગંગા છે. પ્રગાઢ શાંતિનું એ કાયમી નિવાસસ્થાન છે. તેથી જ વેદાન્ત અને શાંતિની વચ્ચે ગાઢ સંબંધ છે. જન્યજનક ભાવ છે. વેદાન્તનું તત્ત્વજ્ઞાન શાંતિનું કારણ છે. વેદાન્ત જ સાર્વકાલિક શાંતિવિધાનનો એકમાત્ર મહામંત્ર છે.

તો વેદાન્ત એટલે શું ? શબ્દાર્થ સરળ છે. વેદનો અંત એટલે વેદાન્ત. વેદનો અંત ક્યાં ? એ પરમાત્માને પામીને ક્ષીણ થાય છે. પરબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત કરાવીને વેદાન્તનો અંત આવે છે. અર્થાત્ ઇશ્વરનું દર્શન કરાવીને તે નિવૃત્ત થાય છે. વિશ્વ પરમાત્માથી ભિન્ન નથી. પરમાત્મા જ વિશ્વરૂપે ચમકી રહ્યા છે. ભેદ એ ભ્રાંતિ જ છે. અભેદ જ સત્ય છે. એ સિદ્ધ કરીને વેદાન્ત કૃતકૃત્ય થાય છે. અર્થાત્ વિશ્વને ઈશ્વરમય કરીને જ તે વિશ્રામ લે છે. જીવને શિવ બનાવી તે વિદાય લે છે. તેથી શિવસ્વરૂપ જીવને તેની અસલ ઓળખાણ આપનારી વેદાન્તવિદ્યા આંતરબાહ્ય-નિરંતર સચ્ચિદાનંદથી જ વ્યાપ્તિ બતાવી જીવને કૃતકૃત્ય કરે છે.

અશાંતિનું મૂળ જ તો છે દ્વૈતબુદ્ધિ, ભેદબુદ્ધિ, રાગદ્વેષપૂર્ણ બુદ્ધિ. કૈવલ્યમાં દ્વૈતનો અભાવ હોઈને શાંતિ જ શાંતિ હોય છે. અશાંતિની જડ જ ઉખડી જાય છે. તેથી જગત, જીવ અને જગદીશની પારમાર્થિક પરમાત્મમયતાને અનુભૂતિના બળે સિદ્ધ કરનાર વેદાન્તવિદ્યા જ વિશ્વશાંતિનું મૂળ છે. "सर्वम् खलु इदं ब्रह्म" (આ સઘળું બ્રહ્મ જ છે) એમ પ્રસ્થાપિત કરનારી વેદાન્ત વિદ્યા, વિશ્વ પરમાત્માની પ્રતિભાનો આંશિક ચમત્કાર માત્ર છે, એમ સિદ્ધ કરે છે. સાંસારિક રાગદ્વેષ-વિદ્ધ વર્તનને ભ્રાન્તિજનક સિદ્ધ કરે છે. "तत्त्वमसि" "अयं आत्मा ब्रह्म" "प्रज्ञानं ब्रह्म" "अहं ब्रह्मास्मि" (તે તું છે, આ આત્મા બ્રહ્મ છે, પ્રજ્ઞાન બ્રહ્મ છે, હું બ્રહ્મ છું.)—ની ગર્જના કરનાર

વેદાન્તવિદ્યા "Every soul is divine" (દરેક આત્મા દિવ્ય છે)–એમ કહી, સ્વરૂપનો અભ્રાન્ત પરિચય કરાવીને જન્મમરણ અને સંસારના મનઃકલ્પિત દુઃખોથી પરમાત્માને પર વર્ણવે છે.–"आनन्दो ब्रह्मेति व्यजानात्" "आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन" "रसं हि एवायं लब्ध्वा आनन्दीभवति" (આનંદને બ્રહ્મ જાણો. બ્રહ્મનો આનંદ જાણનાર કદી ડરતો નથી. આ રસ સ્વરૂપ પરમાત્માને મેળવીને આ જીવ આનંદમય બને છે.) વગેરે શબ્દોમાં પરમાત્માને આનંદાબ્ધિ અને જીવના મૂળ સ્વરૂપ તરીકે પ્રસ્થાપિત કરીને પરમાનંદની પ્રાપ્તિ જ જીવનદર્શન છે એમ બતાવીને ધ્યેયની બાબતમાં નિઃસંશય કરે છે.

"आनंदात् हि एव खलु इमानि भूतानि जायन्ते, आनन्देन जातानि जीवन्ति, आनंदं प्रयन्त्यभिसंविशन्ति इति" (આનંદમાંથી જ ખરે! આ બધાંય પ્રાણીઓ જન્મે છે, આનંદથી જ જન્મેલાં જીવે છે, આનંદમાં જ જતાં એવાં તે પ્રવેશે છે.)–કહી જીવનનો આરંભ, મધ્ય અને અંત આનંદ સ્વરૂપ છે એમ સિદ્ધ કરી આપણને શોકથી પર કરે છે. "तरति शोकं आत्मवित्" (આત્માનો જાણકાર શોકને તરી જાય છે.)–એ વેદાન્તની પ્રસિદ્ધ પ્રતિજ્ઞા છે. જેને શોકથી પર થવું ઇષ્ટ હોય, જેને અશાંતિ, અસુખ, અભદ્ર અને અશિવનું શ્રાદ્ધ કરવું મંજૂર હોય, તેમને વેદાન્તનું આવાહન છેઃ–"આવ, અમૃતના સંતાન! આવ. હું તારું સ્વાગત કરું છું. હું તને દુઃખત્રયથી અસ્પૃષ્ટ, ભવરોગથી અસંયુક્ત, અશાંતિથી મુક્ત અને ઉપદ્રવશૂન્ય આનંદઘન જીવનની ભેટ દઉં છું. આવ! પ્રેમથી મારા ઉત્સંગમાં બેસ. હું તને અંધકારમાંથી જ્યોતિર્મય પ્રદેશનો નિવાસી કરીશ. અસત્‌માંથી સત્ તરફ, મૃત્યુમાંથી અમૃત તરફ લઈ જઈશ. હું તને ત્યાં લઇ જઈશ, જ્યાં સૂર્ય પ્રકાશતો નથી, નથી તો ચંદ્ર અને તારા પ્રકાશતા, ત્યાં વિજળી નથી, તો અગ્નિની તો વાત જ શી! તેનાથી જ બધું પ્રકાશે છે, તેના પ્રકાશને લીધે બધું શોભે છે.

તો આવ અમૃતના સંતાન! દુઃખી ન થા, શોક ન કર, અશાન્ત ન થા. તારા પોતાના સ્વરૂપમાં જ તો શાંતિનો અખૂટ ભંડાર છે. સ્વરૂપમાં જ આનંદનો અક્ષય નિધિ છે. સ્વરૂપમાં જ નિમગ્ન થા, બસ આ જ છે વિશ્વશાંતિનો ઉપાય. ॐ तत् सत्.

---

## ૨

# વેદાન્તની સાધન શ્રેણી

જનતાનો એ સ્વભાવ છે કે સિદ્ધિનું દર્શન જ તેને રસમય અને ઉત્સાહિત કરે છે. સિદ્ધિનું આકર્ષણ એને ચકિત કરે છે. જો કોઈ યોગી મહાત્મા પોતાની સિદ્ધિઓ જનતા સમક્ષ બતાવે તો તે યોગી પરમમાન્ય બની જાય, જનતાનું માનસિક વલણ જ સિદ્ધિઓ તરફ હોય છે. એ સુભગ વૃત્તિ નથી, દુઃખદ અને દુર્ભાગ વૃત્તિ છે. ભગવાન શ્રી કૃષ્ણના જીવનનો ચમત્કાર આપણને આશ્ચર્યચકિત કરે છે. પણ ભગવાન શ્રી યદુનન્દને જે સાધના કરી હતી તેનો કોઈ કદી વિચાર કરતું નથી. ભાગવતમાં પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્રની દિનચર્યા બતાવી છે. તેમાં બતાવ્યું છે કે—

"ब्राह्मे मुहूर्ते उत्थाय वार्युपस्पृश्य माधवः ।
दध्यौ प्रसन्नकरणः आत्मानं तमसः परम् ॥

પરમાત્મા સ્વયં, પૂર્ણાવતાર હોવા છતાં, રોજ બરોજ પોતાની સાધનામાં લીન થતા. સાધના વિના કદી સાચી સિદ્ધિની પ્રાપ્તિ શક્ય નથી.

મહાપુરુષોનો ફાલ જો આપણને જોઈતો હોય, સર્વ સમર્થ જીવનની પ્રાપ્તિ ઈષ્ટ હોય, તો આપણી દૃષ્ટિ સાધના ઉપર કેન્દ્રિત થવી જોઈએ-સિદ્ધિ ઉપર નહીં, સિદ્ધિ તો સાધનાની દાસી છે. તેથી વ્યક્તિગત અને સમષ્ટિગત સાધના પર આપણે ભાર મૂકવો જોઈએ. જો માનવ સાધનાપરાયણ થાય તો ભાવિ અભ્યુદય અને નિઃશ્રેયસથી પરિપૂર્ણ બને. જો સાધનાના વિરહમાં સિદ્ધિનો મનોરથ સેવશે તો દિનપ્રતિદિન દુર્ગતિના ગર્તમાં પડશે. આથી આ અવસર પર સાધનાનો વિચાર કરવો જોઈએ. સાધના સિદ્ધિનું બીજ છે.

વેદાન્ત આત્માનુભવમાં પરિણત થનારી વિદ્યા છે. આત્માનુભવ કરાવીને તે ક્ષીણબળ થાય છે. અને આત્માનુ ધારણ સામર્થ્ય વિના કદી પૂર્ણ થતું નથી. આત્મા સર્વજ્ઞ છે. સર્વ શક્તિમાન છે. કર્તું અ[illegible] કર્તું સમર્થ છે. એવા આત્માને [illegible] પર પ્રતિ[illegible] આંતરશક્તિનો સંચય અનિવા[illegible]

જેમ વિજ્ઞાનીની પાસે [illegible] સાધનસં[illegible]
છે તેજ પ્રમાણે વેદાન્તને માટે [illegible] સં[illegible]
ફેર એટલો [illegible] વેદાન્તની [illegible] સામગ્રી [illegible]

હૃદય અને અંતઃકરણ જ તેની લેબોરેટરી–પ્રયોગશાળા છે. આંતર સ્વચ્છતા, આંતર શક્તિ, આંતર સદ્‌ગુણ વિકાસ, આંતર ઓજસ્ એની સાધનસંપત્તિ છે. તેથી આ સૂક્ષ્મ છે. સૂક્ષ્મ હોઇને જ વધારે શક્તિશાળી છે. તેથી જ વેદાન્તશાસ્ત્ર પુકારીને કહે છે–नायमात्मा बलहीनेन लभ्यः न च प्रमादात् तपसो वाप्यलिंगात् । અહીં જે બળનો ઉલ્લેખ છે તે ફક્ત શરીરબળ કે બાહ્યબળ નથી. જો કે શરીરબળ પણ આત્માના દર્શન માટે આવશ્યક છે, છતાં મનોબળ અને હૃદયબળ જેટલું નહીં. મનોવીર્ય અને હૃદયવીર્ય જ આત્માના આ વાહન, ધારણ, દર્શન અને પ્રસ્થાપનને માટે અધિકારી છે. તેથી બળવાન બનવું–વેદાન્તના અર્થમાં બળવાન બનવું એનો એક જ અર્થ થાય છે અને તે એ કે સાધનાવીર્ય–સંપન્ન બનવું.

તો પ્રશ્ન એ થશે કે મનોવીર્ય અને સાધનાવીર્ય સંપાદન કેવી રીતે કરવું ? વ્યક્તિ અને સમષ્ટિને માટે વેદાંત સાધનસરણિ બતાવે છે કે, જો મનોવીર્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો વિવેકી બનવું, વિરાગી બનવું, શમદમાદિ છ સંપત્તિસંપન્ન થવું, તીવ્ર મુમુક્ષાવાળા થવું. બસ. નિત્યાનિત્ય વસ્તુવિવેક, વૈરાગ્ય, શમદમાદિ અને મુમુક્ષા એ વેદાન્તની સાધનસંપત્તિ છે. વિવેક વ્યક્તિનો જ જીવનધર્મ નથી, સમષ્ટિનો પણ છે. માનવ-સમુદાયને ઓછામાં ઓછું એટલું જ્ઞાન તો હોવું જ જોઇએ કે, સંસારના તમામ પદાર્થો ક્ષણભંગુર છે. દૃષ્ટનષ્ટ છે. આવાગમનશીલ છે. મનઃસ્પર્શી જ છે અને આત્મા સ્થિર છે. નિત્ય છે. કૂટસ્થ છે. અપરિણામી છે. આપણું સ્વરૂપ છે. વિવેક જો સાર્વત્રિક હશે તો આપણું દૃષ્ટિબિંદુ પરિમાર્જિત થશે અને ભૌતિક પદાર્થની મિથ્યા પકડમાંથી આપણે છૂટી જઇશું. સમુદાયને માટે આ કાંઇ જેવો તેવો લાભ નથી. વિવેકમાં જ તો માણસાઇ છૂપાઇ છે. વિવેક જ આપણી પ્રગતિનો માપદંડ છે.

પદાર્થોમાં નીરસતાનો નિશ્ચય એટલે વૈરાગ્ય. વૈરાગ્ય પ્રસન્ન જ્ઞાનની અવસ્થા છે. વૈરાગ્ય વિના આત્માની અનુભૂતિ અસંભવિત છે. વિરાગમાં આત્માનું સન્માન છે. સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા જો ભોગબુભુક્ષુ થાય, તો તે ભોગેચ્છા જ તેનું ભારે અપમાન છે. આત્માને સ્વમાની બનાવવાની વૈરાગ્ય ચેષ્ટા કરે છે. બાહ્ય પદાર્થો તેને લલચાવીને પોતાને વશ ન કરે તેને માટેની વૈરાગ્યમાં અતૂટ પ્રતિજ્ઞા છે. મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા આદિ મહાભાવોની સમ્મેલન ભૂમિ છે. વૈરાગ્ય અર્થાત્ પ્રાણિમાત્રની સાથે અવિરોધની સાધના

## ૨

# વેદાન્તની સાધન શ્રેણી

જનતાનો એ સ્વભાવ છે કે સિદ્ધિનું દર્શન જ તેને રસમય અને ઉત્સાહિત કરે છે. સિદ્ધિનું આકર્ષણ એને ચકિત કરે છે. જો કોઈ યોગી મહાત્મા પોતાની સિદ્ધિઓ જનતા સમક્ષ બતાવે તો તે યોગી પરમમાન્ય બની જાય, જનતાનું માનસિક વલણ જ સિદ્ધિઓ તરફ હોય છે. એ સુભગ વૃત્તિ નથી, દુઃખદ અને દુર્ભાગ વૃત્તિ છે. ભગવાન શ્રી કૃષ્ણના જીવનનો ચમત્કાર આપણને આશ્ચર્યચકિત કરે છે. પણ ભગવાન શ્રી યદુનન્દને જે સાધના કરી હતી તેનો કોઈ કદી વિચાર કરતું નથી. ભાગવતમાં પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્રની દિનચર્યા બતાવી છે. તેમાં બતાવ્યું છે કે—

> "ब्राह्मे मुहूर्ते उत्थाय वार्युपस्पृश्य माधवः ।
> दध्यौ प्रसन्नकरणः आत्मानं तमसः परम् ॥

પરમાત્મા સ્વયં, પૂર્ણાવતાર હોવા છતાં, રોજ બરોજ પોતાની સાધનામાં લીન થતા. સાધના વિના કદી સાચી સિદ્ધિની પ્રાપ્તિ શક્ય નથી.

મહાપુરુષોનો ફાલ જો આપણને જોઈતો હોય, સર્વ સમર્થ જીવનની પ્રાપ્તિ ઈષ્ટ હોય, તો આપણી દૃષ્ટિ સાધના ઉપર કેન્દ્રિત થવી જોઈએ–સિદ્ધિ ઉપર નહીં, સિદ્ધિ તો સાધનાની દાસી છે. તેથી વ્યક્તિગત અને સમષ્ટિગત સાધના પર આપણે ભાર મૂકવો જોઈએ. જો માનવ સાધનાપરાયણ થાય તો ભાવિ અભ્યુદય અને નિશ્રેયસથી પરિપૂર્ણ બને. જો સાધનાના વિરહમાં સિદ્ધિનો મનોરથ સેવશે તો દિનપ્રતિદિન દુર્ગતિના ગર્તમાં પડશે. આથી આ અવસર પર સાધનાનો વિચાર કરવો જોઈએ. સાધના સિદ્ધિનું બીજ છે.

વેદાન્ત આત્માનુભવમાં પરિણત થનારી વિદ્યા છે. આત્માનુભવ કરાવીને તે ક્ષીણબળ થાય છે. અને આત્માનુ ધારણ સામર્થ્ય વિના કદી થઈ શકતું નથી. આત્મા સર્વજ્ઞ છે. સર્વ શક્તિમાન છે. કર્તું અકર્તું અન્યથાકર્તું સમર્થ છે. એવા આત્માને હૃદયસિંહાસન પર પ્રતિષ્ઠિત કરવા માટે આંતરશક્તિનો સંચય અનિવાર્ય છે.

જેમ વિજ્ઞાનીની પાસે તેના પ્રયોગો માટે સાધનસંપત્તિની આવશ્યકતા છે તેજ પ્રમાણે વેદાન્તને માટે પણ સાધનસંપત્તિનો સંગ્રહ જરૂરી છે. ફેર એટલો છે કે વેદાન્તની સાધનસંપત્તિ એ બાહ્ય સામગ્રીની પૂર્ણતા નથી.

હૃદય અને અંતઃકરણ જ તેની લેબોરેટરી–પ્રયોગશાળા છે. આંતર સ્વચ્છતા, આંતર શક્તિ, આંતર સદ્‌ગુણ વિકાસ, આંતર ઓજસ્ એની સાધનસંપત્તિ છે. તેથી આ સૂક્ષ્મ છે. સૂક્ષ્મ હોઇને જ વધારે શક્તિશાળી છે. તેથી જ વેદાન્તશાસ્ત્ર પુકારીને કહે છે–नायमात्मा बलहीनेन लभ्यः न च प्रमादात् तपसो वाप्यलिंगात् । અહીં જે બળનો ઉલ્લેખ છે તે ફક્ત શરીરબળ કે બાહ્યબળ નથી. જો કે શરીરબળ પણ આત્માના દર્શન માટે આવશ્યક છે, છતાં મનોબળ અને હૃદયબળ જેટલું નહીં. મનોવીર્ય અને હૃદયવીર્ય જ આત્માના આ વાહન, ધારણ, દર્શન અને પ્રસ્થાપનને માટે અધિકારી છે. તેથી બળવાન બનવું–વેદાન્તના અર્થમાં બળવાન બનવું એનો એક જ અર્થ થાય છે અને તે એ કે સાધનાવીર્ય–સંપન્ન બનવું.

તો પ્રશ્ન એ થશે કે મનોવીર્ય અને સાધનાવીર્ય સંપાદન કેવી રીતે કરવું ! વ્યક્તિ અને સમષ્ટિને માટે વેદાંત સાધનસરણિ બતાવે છે કે, જો મનોવીર્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો વિવેકી બનવું, વિરાગી બનવું, શમદમાદિ છ સંપત્તિસંપન્ન થવું, તીવ્ર મુમુક્ષાવાળા થવું. બસ. નિત્યાનિત્ય વસ્તુવિવેક, વૈરાગ્ય, શમદમાદિ અને મુમુક્ષા એ વેદાન્તની સાધનસંપત્તિ છે. વિવેક વ્યક્તિનો જ જીવનધર્મ નથી, સમષ્ટિનો પણ છે. માનવ-સમુદાયને ઓછામાં ઓછું એટલું જ્ઞાન તો હોવું જ જોઇએ કે, સંસારના તમામ પદાર્થો ક્ષણભંગુર છે. દૃષ્ટનષ્ટ છે. આવાગમનશીલ છે. મનઃસ્પર્શી જ છે અને આત્મા સ્થિર છે. નિત્ય છે. કૂટસ્થ છે. અપરિણામી છે. આપણું સ્વરૂપ છે. વિવેક જો સાર્વત્રિક હશે તો આપણું દૃષ્ટિબિંદુ પરિમાર્જિત થશે અને ભૌતિક પદાર્થની મિથ્યા પકડમાંથી આપણે છૂટી જઇશું. સમુદાયને માટે આ કાંઇ જેવો તેવો લાભ નથી. વિવેકમાં જ તો માણસાઇ છૂપાઇ છે. વિવેક જ આપણી પ્રગતિનો માપદંડ છે.

પદાર્થોમાં નીરસતાનો નિશ્ચય એટલે વૈરાગ્ય. વૈરાગ્ય પ્રસન્ન જ્ઞાનની અવસ્થા છે. વૈરાગ્ય વિના આત્માની અનુભૂતિ અસંભવિત છે. વિરાગમાં આત્માનું સન્માન છે. સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા જો ભોગબુભુક્ષુ થાય, તો તે ભોગેચ્છા જ તેનું ભારે અપમાન છે. આત્માને સ્વમાની બનાવવાની વૈરાગ્ય ચેષ્ટા કરે છે. બાહ્ય પદાર્થો તેને લલચાવીને પોતાને વશ ન કરે તેને માટેની વૈરાગ્યમાં અતૂટ પ્રતિજ્ઞા છે. મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા આદિ મહાભાવોની સમ્મેલન ભૂમિ છે. વૈરાગ્ય અર્થાત્ પ્રાણિમાત્રની સાથે અવિરોધની સાધના

કરી પરમપિતા પરમાત્માની પાસે જવાનું એમાં મંગલ સૂચન છે. સામુદાયિક પાયા પર વૈરાગ્યની સાધના કરવામાં આવે તો વિશ્વભરમાં શાંતિનું સામ્રાજ્ય પ્રસરે. વૈરાગ્ય નિર્વૈરતાની ઉચ્ચતમ ભૂમિકા છે.

અને જે જગતમાં આપણે રહેવાનું હયું છે તે પ્રાણીમાત્રને માટે સાધારણ છે. રહેવાનું છે બધાયે એક જ જગતમાં. ચાલવાનું છે એક જ જગતમાં. એટલે અંદર વેરવિરોધ વિના રહેવાની જે મહાકળા છે તે શમદમાદિ સાધનસંપત્તિ છે. અંતઃકરણના રાગ દ્વેષાદિની નિવૃત્તિ એટલે શમ. રાગદ્વેષવિદ્ધ વૃત્તિથી જે વર્તે છે, તે વિશ્વમાં ક્ષોભ જ પેદા કરે છે. બાહ્યેન્દ્રિયોનો સંયમ એટલે દમ. ઇન્દ્રિયસંયમ વિના સામાજિક કે વ્યક્તિગત જીવન જ અસંભવિત છે. ઇન્દ્રિયોનો સ્વૈરવિહાર જંગલનું સામ્રાજ્ય ફેલાવે. સૌને સહી લેવાની કુલીન આત્મશક્તિ એટલે તિતિક્ષા. તિતિક્ષામાં દ્વેષનું અવસાન છે. ઉપરતિનો અર્થ છે સ્વાર્થસંન્યાસ. જેટલું બને તેટલું નિઃસ્વાર્થ બનીને જગતમાં જીવવાનો તરીકો તે ઉપરતિ. શ્રદ્ધા એટલે આસ્તિક બુદ્ધિ. આસ્તિક બુદ્ધિના અભાવમાં દાર્શનિક અંધતા છે. તેથી શુદ્ધ બુદ્ધિના આવિષ્કારરૂપ શ્રદ્ધા જ આપણી સાર્વજનિક પૂંજી હોવી જોઇએ. સમાધાન એટલે ચિત્તની એકાગ્રતા. વ્યક્તિગત અને સામુદાયિક એકાગ્રતા વિના નથી તો સૂક્ષ્મતત્ત્વો સમજાતાં કે નથી તો મોટાં કાર્યો થતાં. એકાગ્રતા પ્રકાશ અને શક્તિની જન્મભૂમિ છે. આ છ આત્મિક ગુણો જનતામાં અને વ્યક્તિમાં હોવા એ અધ્યાત્મવિદ્યાની ઉપાસના માટે અનિવાર્ય છે.

અને અંતિમ સાધન છે મુમુક્ષા. મુક્ત થવાની તીવ્ર ઇચ્છા એટલે મુમુક્ષા. દેહના બંધનથી માંડીને સમસ્ત આધ્યાત્મિક સંબંધની પકડમાંથી છૂટવાની તીવ્ર ઇચ્છા હોવી જોઇએ. જ્યાં સુધી મુમુક્ષા ન જન્મે ત્યાં સુધી આત્માની ચીનગારી પ્રોજ્જવલ નહીં બને. તેથી સાધના કરવી જોઇએ. સાધન સંપન્ન થવું જોઇએ. સાધનવીર્યથી સિદ્ધિને આસન્ન કરવી જોઇએ. વેદાન્ત સાધનહીનના અંતરમાં કદી સ્થિર નહિ થાય. તેથી સમગ્ર માનવજાતિએ સાધનાના માર્ગ પર ચાલવાનો પ્રયત્ન કરવો ઘટે. આપણા દૈનંદિન જીવનમાં આ સાધનસંપત્તિઓનો સ્વાભાવિકપણે વિકાસ થાય તે માટે વ્યવસ્થા હોવી જોઇએ. વેદાન્ત અનુભવ ઇષ્ટ હોય તો બીજી બધી વસ્તુઓને ગૌણ બનાવીને સાધનસંચયમાં પ્રવૃત્તિ કેન્દ્રિત કરવી જોઇએ.

---

## ૩

# વેદાન્ત અને નૂતન વિશ્વ નિર્માણ

વેદાન્તવિદ્યા જગત, જીવ અને જગદીશની બાબતમાં અભ્રાન્ત તત્ત્વજ્ઞાન દેનારી છે. પરમાત્મા પોતાની લીલામાત્રથી જગત અને જીવના રૂપમાં આ સકળ રાસ ખેલી રહ્યા છે. બ્રહ્મથી વ્યતિરિક્ત કોઇ વસ્તુ નથી. જે કાંઇ છે તે બ્રહ્મ જ છે. બ્રહ્મ જ પોતાની કોઇ અનિર્વચનીય શક્તિ દ્વારા જીવ અને જગતરૂપે પ્રતિભાસિત થયા છે. પરમાત્માની ઇચ્છા વિજૃંભણ જ જગત છે. એના આ વિજૃંભણ જગતમાં, સ્વૈર અનુપ્રવેશ એ જ એનો જીવસ્વભાવ છે. વસ્તુતઃ 'સત્યં શિવં સુંદરં' જ છે આ બધું. પરમાત્માની ઇચ્છાનો થાહ મેળવવો અશક્ય છે. એનાં અનંત, અપાર અને અમાપ ઐશ્વર્યની રજઃકણ માત્ર છે અખિલ બ્રહ્માંડ ! "अत्यतिष्ठत् दशांगुलम्" નો આ જ અર્થ થશે. પરમાત્મા વિશ્વ સ્વરૂપ છે. વિશ્વ પરમાત્માનો જ ઇચ્છાવિહાર છે. પરમાત્માથી અતિરિક્ત કદી કશું હતું નહીં, છે નહીં—હશે નહીં.

આવો પરમાત્મા પોતાની કાલશક્તિ દ્વારા સમસ્ત બ્રહ્માંડમાં વિહાર કરી રહ્યો છે. પોતાનાં વિહાર માટે જેટલી અનુકૂળતા હોવી જોઇએ, તે બધી તેની પાસે તૈયાર છે. તેની ભોગ્યશક્તિ સ્વરૂપ પ્રકૃતિને ફેલાવીને તેમાં જાતે જ અનુસ્યૂત થઇને, કાળની મર્યાદા પોતાના ઉપર સ્વીકારીને દિક્કાલનાં ચોકઠામાં પોતે જ પોતાને ભૂલીને પોતે જ પોતાનો રસાસ્વાદ લેવામાં નિમગ્ન છે. અને પોતાનાં ખેલમાં તે અનિર્વચ્ચિન્નપણે મંડી રહ્યો છે. એનું જ નામ છે સૃષ્ટિકાળ. તેનું જ નામ છે જગતનો પ્રસાર. તે જ છે સંસારાવસ્થા.

તો પરમાત્મા નિત્ય નવીનતાને પસંદ કરે છે. धीरं अजरं युवानं કહીને અથર્વવેદ એ જ વાત સિદ્ધ કરે છે. અજર રહેવાનું જ તેને પસંદ છે. તેથી ઋગ્વેદ તેને "ऋत्विजं" કહી નવાજે છે. ઋતુ ઋતુમાં જે પોતાનો સ્વાંગ બદલે છે, તેને અનંતકાળ સુધી એક જ પ્રકારનો આવિષ્કાર કેમ પસંદ પડે ? તેથી સંસાર ક્ષણ ક્ષણ બદલાયા કરે છે. પ્રકૃતિને પરિણામી બનાવનાર પરમાત્મા, પોતાને નિત્ય નાવીન્ય જ પસંદ છે, એમ સિદ્ધ કરે છે. તેથી યુગયુગ આ બ્રહ્મલીલા પરિણામશીલ જ રહે છે.

જીર્ણવસ્ત્રોને ત્યજીને જેમ આપણે નવાં વસ્ત્રો ધારણ કરીએ છીએ, તેમ વિશ્વાત્મા જરીપુરાણી વ્યવસ્થાને છોડી નવીન આત્મવ્યવસ્થા સ્વીકારે

છે. ભગવાનનાં સહસ્ર નામોમાં "युगादिकृत्" અને "युगावर्त" એ બે નામ આવે છે. જ્યારે ઇશ્વર નવીન યુગનું નિર્માણ કરવા ઇચ્છે છે ત્યારે તે પોતાની વિશ્વ વ્યવસ્થામાં આવર્ત પેદા કરે છે. અનેક પ્રકારે અવ્યવસ્થા અને દુર્વ્યવસ્થામાંથી ફરીથી સુવ્યવસ્થાનું નિર્માણ કરે છે. એક અંગ્રેજ કવિએ પરમાત્માનું આ રહસ્ય ઘણી સરસ રીતે સમજાવ્યું છે કે:—

Old order changeth yielding place to new, Lest one good custom should corrupt the would.

યુગાદિકૃત પરમાત્મા જ યુગાવર્તમાંથી યુગાદિનું નિર્માણ કરે છે. કારણ કે સત્યં શિવં સુંદરં રહેવું એ એનો સ્વભાવ છે. જ્યારે જગતમાં અસત્ય, અશિવ અને અસુંદર તત્ત્વોનો પ્રવેશ થાય છે, ત્યારે એક યા બીજા નિમિત્તે પરબ્રહ્મ પરમાત્મા જ તેની જડ ઉખેડીને ફેંકી દે છે. અર્થાત્ જીર્ણ મૂલ્યોની જગ્યાએ એ નૂતન મૂલ્યો (values)ને સામાજિક માનસમાં રોપે છે અને વિકસાવે છે. આજે આપણે યુગાવર્તની ભીષણ યાતનામાંથી પસાર થઇ રહ્યા છીએ. પુરાણાં મૂલ્યો પોતાનાં સ્થાન પરથી ભ્રષ્ટ થવા નથી ઇચ્છતા અને પરિણામે આપણે સર્વતઃ ક્રાંતિનો ઉદય જોઇએ છીએ.

આ ક્રાન્તિનાં કાળમાં વેદાન્ત આપણને શું માર્ગદર્શન આપે છે? વેદાન્ત શીખવે છે ક્રાંતિનો સ્વીકાર કરો. ક્રાંતિ ઇશ્વરની પ્રેયસી છે. ક્રાન્તિ એટલે સત્યનું પ્રસ્થાપન અને વેદાન્ત એટલે સત્યની પરમ આરાધના. તેથી જ સત્ય આજે જ્યારે પોતાને પ્રસ્થાપિત અને સમર્થિત કરી રહ્યું છે ત્યારે આપણે તેને સહાય આપવી જોઇએ. નવા ખ્યાલો, નવી કલ્પના, નવી વિચારશ્રેણીથી પરબ્રહ્મ પરમાત્માના સચ્ચિદાનંદ સ્વરૂપમાં કદી વિકૃતિ આવતી નથી. અલંકારના નામ અને આકારનાં ભેદે સોનાનાં મૂળ સ્વરૂપમાં કોઈ ફેરફાર થતો નથી. ફક્ત આકાર અને નામનું જ પરિવર્તન થાય છે. સુવર્ણ તો સુવર્ણ જ રહે છે. અને નવા નામરૂપમાં પણ સુવર્ણ જ અનુગત હોય છે, તે જ પ્રમાણે નવી વિશ્વ વ્યવસ્થાના નિર્માણમાં પણ વેદાન્તનું તત્ત્વજ્ઞાન તો તત્ત્વજ્ઞાન જ રહેશે. ફક્ત તેને નવી કલ્પનાઓના ઢાળમાં ઢાળવું પડશે અને એ તો સરળ છે.

વેદાન્તનું આત્મજ્ઞાન નૂતન વિશ્વ નિર્માણનો પાયો હશે. આત્માનું એકત્વ અને દેશ–કાળ વસ્તુથી અપરિચ્છિન્નત્વ હવે નવી વ્યવસ્થાનું નિયામક

હશે. આત્માનાં અભિન્નત્વને સ્વીકારીને જ વૈજ્ઞાનિક યુગની વ્યવસ્થા નિર્ભય બનશે. જો આત્માના એકત્વ અને અખંડત્વનો સ્વીકાર નહીં કરવામાં આવે તો વિશ્વજીવન હિંસાની હોળીમાં ભસ્મ બની જશે. તેથી આ યુગ, વેદાન્તનો–તત્ત્વજ્ઞાનનાં દિગ્વિજયનો યુગ છે. વિજ્ઞાનનો જ્યારે દુરુપયોગ થઈ રહ્યો છે ત્યારે વેદાન્તનું તત્ત્વજ્ઞાન જ રક્ષક બનશે.

નવી વિશ્વ વ્યવસ્થામાં આત્મદર્શન જ જીવનનું સર્વશ્રેષ્ઠ ધ્યેય હશે. અને આત્મદર્શનનાં અવરોધક હિંસા, જૂઠ, ચોરી, અસંયમ વગેરે વિતર્કવૃત્તિનો મૂલોચ્છેદ થશે. વિતર્કનાં બળે આજે વિશ્વ પરેશાન થઇ રહ્યું છે. હિંસાદિ વિતર્કોને સ્થાને અહિંસાદિ સુતર્કો મૂકવામાં આવશે. શુભસંન્યાસ જ યુગધર્મ થશે. ૧૯૫૭ વર્ષોની તપશ્ચર્યાને જો આપણે નિરર્થક બનાવવા નહીં ચાહતા હોઇએ તો અહિંસા અને સત્યની પતાકા જ લહેરાવવી પડશે. આ જ સત્ય મૂલ્યાંકન છે. આત્માનો આવિષ્કાર જીવનની પ્રત્યેક પળે થાય એવી જીવનશ્રેણી અને વિશ્વ વ્યવસ્થા વિચારી કાઢવી પડશે. હિંસાથી થાકેલી માનવજાતિને માટે અહિંસા જ વિશ્રામસ્થળ થશે. અને વેદાન્ત આત્મૈકત્વનું સમર્થક હોઇને સક્રિય દશાએ અહિંસાનો જ પુરસ્કાર કરે છે. આત્મૈકતાના દર્શન જ અહિંસા છે. અર્થાત્ પ્રેમનું પ્રસ્થાપન જ વેદાન્તનું એક માત્ર ધ્યેય છે. પ્રેમ જ મહા નિયમ છે. પ્રેમ જ સત્ય છે, સુંદર છે, શિવ છે. પ્રેમસામ્રાજ્ય જ વેદાન્તનું એક માત્ર દર્શન છે. તેની સ્થાપના કરીને જ વેદાન્ત આરામ લે છે. પ્રેમનાં સામ્રાજ્યનાં આપણે સૌ નિવાસી થઇએ એવી પ્રાર્થના સાથે વિરમીએ.

---

૪

## વેદાન્ત 'અને વ્યવહારનો સમન્વય

પરમાર્થ અને વ્યવહાર એ બેમાં વિરોધ એટલે માનવની નિર્બળતા. માનવ નિર્બળ છે. તેનું મન ઉડે છે આકાશમાં અને પગ છે જમીન પર. તેથી અનાદિકાળથી તે વિચારે છે કાંઇ બીજું અને વર્તનમાં કરે છે કાંઈ બીજું. વિચાર, વાણી અને વર્તનના એ વિરોધનું મૂળ છે તેની અજ્ઞાનજન્ય નિર્બળતા.

આદર્શ ઊંચો હોય છે અને સાક્ષાત્ જીવનમાં આદર્શની તરફ પીઠ જ હોય છે. અને વિવિધ રીતે એ કુટિલતા પ્રકટ થાય છે. એનો સૌથી બૂરો આવિષ્કાર જીવનની ખંડવૃત્તિમાં જણાય છે. અંગત જીવન અને સામાજિક જીવન, રાષ્ટ્રજીવન અને રાજકીય જીવન દરેકમાં આપણે માની લઇએ છે કે વિરોધ હોવો જ જોઇએ. અંગત જીવનથી સામાજિક જીવન જુદું જ છે. સમાજને આપણાં અંગત જીવનમાં દૃષ્ટિપાત કરવાનો હક્ક નથી. આપણે સમાજમાં એક રીતે જીવીએ છીએ, ઘરમાં બીજી રીતે અને વળી બીજી જગ્યાએ કોઇ ત્રીજી જ રીતે. 'सत्यानृतं वाणिज्यं'–આ દૂષિત વૃત્તિનું સરસ ઉદાહરણ છે. આપણે વેપારી હોઇએ તો થોડું જૂઠનું આચરણ તો કરવું જ પડે–એનું આપણે સમર્થન પણ કરીએ છીએ અને તેની આપણને લાજ નથી લાગતી. સવારમાં ઇશ્વરની પૂજા પણ કરીએ છીએ અને બપોરે સેતાનની સાથે પણ સંબંધ રાખીએ છીએ. આમાં જે વિરોધ છે, એમાં જે વિચાર દોષ છે, દર્શન-દોષ છે એ આપણે વિચારવો જોઇએ. ઘર, બહાર અને સમાજ અને બીજા વ્યવહારમાં જીવન કાંઇ જુદું નથી. જીવન એક અને અખંડ છે અને ખંડ-અસહ્ય છે.

વિચાર, વાણી અને વર્તનમાં એકરૂપતા ન હોવાથી આપણાં વૈયક્તિક અને સામાજિક જીવનમાં પાખંડની પરાકાષ્ઠા આવે છે. વેદાન્તનું આપણે શ્રવણ કરીએ છીએ અને ભેદબુદ્ધિને જીવતી રાખીએ છીએ. વેદાન્તનાં પરમ મંગલમય સિદ્ધાંતનું પ્રતિપાદન કરીએ છીએ અને માનવ માનવ વચ્ચે ધિક્કાર, સ્પૃશ્યાસ્પૃશ્યતા, જુગુપ્સા વગેરેનાં બીજ રોપીએ છીએ. આ જૂઠ છે. વેદાન્ત જૂઠનો પરમ શત્રુ છે. વેદાન્ત સત્ય પક્ષપાતી છે.

આ અજ્ઞાનજન્ય નિર્બળતાની સામે આપણે ઝઝૂમવું પડશે, તેને પરાસ્ત કરવી પડશે. વિચારશૈથિલ્ય અને આચાર તરફ ઉદાસીનતા આપણો રાષ્ટ્રિય રોગ થઇ પડ્યો છે. તેથી જ આદર્શની સિદ્ધિ દુર્લભ બની છે. નિર્બળ

વિચારને નિર્મૂળ કરવા જોઇએ. વેદાન્તનું તત્ત્વજ્ઞાન; આચારમાં ઉતરી શકે છે. અને તે પણ સહેલાઇથી ઉતરી શકે છે. એવી શ્રદ્ધા ફેલાવી જોઇએ કે કોઇપણ અવસ્થામાં આદર્શનું આકર્ષણ મન્દ ન થવું જોઇએ. એ પરમાર્થ તો પરમાર્થાભાસ છે, જેનો વ્યવહારમાં અવતાર થતો નથી-આ સિદ્ધાંત છે. પરમાર્થ કેવળ ભાવનામાં જ નહીં, કાર્યમાં પરિણત થવો જોઇએ.

તો પરમાર્થ અને વ્યવહારમાં સામંજસ્ય કેવી રીતે સધાય? પરમાર્થ તરફ પ્રીતિ વધારવી, તેમાં દૃઢ રહેવાનો નિશ્ચય કરવો એ જ તેનો ઉપાય છે. પરમાર્થ જ પરમ સત્ય છે. પરમાર્થ જ દિગ્વિજયી થાય છે. પરમાર્થ જ સાચો બંધુ છે, પરમાર્થ જ હિતકારી છે, પરમાર્થ જ સાચો સંરક્ષક છે, પરમાર્થ જ આપણી અનાદિ સંપત્તિ છે, એવા પ્રજાવ્યાપી સંસ્કાર બાળપણથી જ પ્રજામાં રેડાવા જોઇએ. જીવનનાં શાશ્વત મૂલ્ય તરફ હંમેશા જાગૃતિ હોવી જોઇએ. સત્ય પ્રીતિની દૃઢતાથી આચારમાં સામર્થ્ય આવે છે તેથી જીવનને તમામ ક્ષેત્રોમાં પરિશુદ્ધ કરવું જોઇએ. પરમાર્થ અને વ્યવહાર ભિન્ન ભિન્ન છે, એવી આત્મઘાતક વિચારશ્રેણીનો ત્યાગ ઉચિત છે. જીવનમાં ખંડ વૃત્તિ નથી. પરંતુ એક જ અખંડ જીવન વિવિધ ક્ષેત્રમાં પ્રગટ થાય છે. અને એ બધું મળીને સમગ્ર જીવનની ક્રાન્તિ બને છે-એ નિશ્ચલતાથી માનવું જોઇએ. અને અહીં તો માનવું એટલે બનવું; જાણવું એટલે જીવવું.. આથી સમ્યક્ દૃષ્ટિને સદોદિત રાખવી જોઇએ. બધા દોષ દૃષ્ટિદોષથી જ પેદા થાય છે. દૃષ્ટિની સ્વચ્છતા અને સ્વસ્થતા અને તાત્ત્વિકતા મુખ્ય છે. આથી આપણાં દૈનંદિન જીવનમાં સાધના તરફ વલણ થવું જોઇએ. પ્રત્યેક જીવનક્રિયા વેદાન્તદૃષ્ટિથી પૂર્ણ હોવી જોઇએ. વ્યવહાર માત્ર વેદાન્તજ્ઞાનની કસોટી છે. વ્યવહારમાં જે વેદાન્ત નહીં ઉતરે તે ફક્ત વાણીનો વ્યભિચાર અને નિરંકુશ વિલાસ માત્ર છે. સમાજનું માનસ સાધન સંપત્તિનાં સંચય તરફ દત્તચિત્ત થવું જોઇએ. સાધન-સંપત્તિનો સંચય શક્તિમાં પરિણત થઇને અશક્તિને દૂર કરે છે. ને અજ્ઞાન તો સૌથી નિર્બળ છે. પણ તે જ્ઞાનથી જ પરાજિત થાય છે. તો જ્ઞાનમય દૃષ્ટિ જ અજ્ઞાન અને તેથી પેદા થનારી અનંત અશક્તિઓને નષ્ટ કરવામાં સફળ થાય છે. સર્વાત્મ-ભાવની અનુભૂતિ આપણા વ્યવહારની નિયામક હોવી ઘટે અને અનુભૂતિને માટે ગુણવિકાસ અને સત્યની સખત આરાધના જ એક માત્ર ઉપાય છે. પરમાર્થ અને વ્યવહારનાં સમન્વયમાં જ વિદ્યાનો સાચો વિજય છે. પરમાત્મા આપણને પાખંડમાંથી બચાવી વ્યવહારમાં વેદાન્તનિષ્ઠ કરે!

૫

# વેદાન્ત અને સમાજ

માણુસ ગમે તેવો મોટો વેદાન્તી ભલે હોય અંતે તો તેણે માનવું જ પડશે કે તે એક અલ્પજ્ઞ છે અને અલ્પશકિત જંતુ જ છે. તેની પ્રત્યેક ક્રિયા અને જ્ઞાન તેના અલ્પજ્ઞત્વ અને અલ્પશક્તિત્વને દ્યોતીત કરે છે. મહાયોગી પણ, ઇશ્વર–પૂર્ણ આ જગતમાં એક અતિ તુચ્છ પ્રાણી છે.

માનવની આ કરૂણતાનું કારણુ છે તત્વની અજ્ઞાનતા. અજ્ઞાનવશ થઇ એ શરીર અને શરીરની અંદરના પદાર્થોમાં જ આત્મભાવ કરે છે. અને એ માન્યતાની સજા તે જીવનભર ભોગવે છે. ઉપાધિમાં આત્મભાવની રૂઢતાને લીધે તે આત્મશકિતનું ગૌરવ ભૂલે છે. અને સિંહ હોવા છતાં તે બકરાની ચેષ્ટા કરે છે. એ નિર્બળ અવસ્થામાંથી તેનો ઉદ્ધારક છે વેદાન્તનું તત્ત્વજ્ઞાન.

વેદાન્તનાં સિદ્ધાંત અનુસાર તો પરમાત્મા જ કોઇ અકળ રીતે વિશ્વરૂપે ચમકી રહ્યા છે–એ જ સર્વ ભૂતોમાં રહેલ એક દેવ છે. અને " सर्वव्यापी सर्वभूतान्तरात्मा " છે. તેથી જ આપણું મૂળ સ્વરૂપ પણ પરમાત્મા જ છે. " तत्त्वमसि " " अयमात्मा ब्रह्म " " प्रज्ञानं ब्रह्म " " अहं ब्रह्मास्मि " વગેરે વેદાન્ત વાક્ય આપણા સ્વરૂપનો સાચો પરિચય આપે છે. એ વાકયોનું તાત્પર્ય જો આપણે વિચારીશું તો સ્પષ્ટ થશે કે સમાજ પણ આપણું પોતાનું જ વૃદ્ધિંગત સ્વરૂપ છે. આપણે જ સમાજના રૂપે પ્રતિષ્ઠિત છીએ. આપણું જ મોટું ચિત્ર છે સમાજ. આપણાંથી ભિન્ન જો વિશ્વભરમાં કશું નથી તો આપણે જ વિશ્વનામ અને વિશ્વરૂપ છીએ. એવી એકત્વ–સ્વરૂપની એકતા આપણાં સામાજિક જીવનની જડ છે. વેદાંતનો એકત્વવાદ સમાજજીવનનો પાયો છે. એ પાયા પર જ સમાજજીવન નિર્ભર અને નિર્ભય છે. સમાજ દ્વારા જ આપણી મુળભૂત એકતાનો આપણે અનુભવ કરી શકીએ છીએ. સમાજમાં રહીને સમાજનાં અવયવ બનીને જ આપણે વેદાન્ત સિદ્ધાંતને કસોટી પર ચઢાવી શકીએ.

વેદાન્તનું આત્મૈકય કેવળ સિદ્ધાંત જ નથી, કેવળ ચર્ચા, વિષય કે વાણી-ભૂષા નથી, એ સત્ય છે. અને એ સત્યનાં અપરોક્ષ અનુભવ માટે શાસ્ત્ર દૃષ્ટિએ વર્ણાશ્રમ ધર્મની અજબ શોધ કરી છે. વર્ણાશ્રમ ધર્મ, વેદાન્ત સિદ્ધાંતની અનુભૂતિને માટે નક્કી કરાયો છે. વર્ણાશ્રમ ધર્મનું પાલન ક્રમશઃ આત્મૈક્યની અનુભૂતિ કરાવે છે.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર એ ચાર વર્ણો છે. મહાભાષ્યકાર પતંજલિ મુનિએ નિર્ણય આપ્યો છે કે બ્રાહ્મણ વગેરે શબ્દો જાતિવાચક નથી, ગુણવાચક છે. તેથી દરેકને વિકાસને માટે પોતાનાં ગુણવિકાસ દ્વારા સર્વ શ્રેષ્ઠ બનવાનો અવકાશ વેદાન્તશાસ્ત્ર આપે છે. જાતિમાં નહિ, ગુણ વિકાસમાં અધિકાર સંપત્તિ છે. આજનાં યુગધર્મ અનુસાર બ્રાહ્મણત્વનાં સંપાદન માટે સૌને અવકાશ આપવો જોઈએ એ વેદાન્તનો વિચાર છે. વર્ણની જે મૂળ કલ્પના છે–બુદ્ધિબળ, શરીરબળ, ઉદ્યોગબળ અને સેવાબળ વિષેની–તે પહેલાં અપનાવી પડશે. વર્ણ બદલાતા રહે છે, વર્ણધર્મ નહીં. અને તે જ મુખ્ય છે. વર્ણથી ભિન્ન બીજો કોઈ જાતિભેદ વ્યવહારદશાએ વેદાન્તને માન્ય નથી.

અને વર્ણધર્મ કરતાં પણ આશ્રમધર્મ મહત્વનો છે. દુનિયાની બીજી પ્રજાઓમાં ન હોય તો પણ આશ્રમકર્મનાં તત્ત્વ વિના તો સંસાર ચાલે જ નહીં. આપણી આશ્રમધર્મની કલ્પના, બીજા લોકોની કલ્પનાથી ભિન્ન હોય એવો સંભવ છે. તો પણ બધી પ્રજાઓ એક નહીં તો બીજા સ્વરૂપે આશ્રમધર્મનો સ્વીકાર કરે છે. બ્રહ્મચર્ય શક્તિસંચયનો કાળ છે. બ્રહ્મચર્યમાં મૃત્યુંજય તાકાત છે. ગૃહસ્થાશ્રમ સૃષ્ટિયજ્ઞને અનુકૂળતાથી ચલાવવા માટે, ત્યાગપ્રધાન, ભોગનિમ્ન દશા છે. પ્રજોત્પાદન ઇશ્વરીય કર્મ છે, તેથી પ્રજા સંતાનની ઉત્પત્તિને માટે જ મિથુની–ભાવની સ્વીકૃતિ છે. કેવળ ભોગાર્થે મિથુનીભાવ શાસ્ત્ર અને જીવન સંમત નથી. વાનપ્રસ્થમાં મુનિવૃત્તિનો અભ્યાસ છે. અને સંન્યાસમાં સર્વભૂતહિતમાં પ્રીતિ અને સર્વોદયને માટે સ્વ સમર્પણનો સ્વીકાર છે. આપણી પ્રાચીન આશ્રમધર્મની કલ્પનાને પણ આપણે અર્વાચીન યુગ પ્રમાણે બદલવી જોઇએ. આજનો બ્રહ્મચારી જંગલમાં નહીં જાય, વલ્કલ પરિધાન નહિ કરે, વેણુદંડ ધરશુ નહિ કરે અને નદીનાં જળમાં ઊભો રહી ભગવાન આદિત્ય નારાયણને અર્ધ્યાંજલિ આપતો નહિ જણાય. તેનાં બાહ્ય રંગઢંગમાં ફેર રહેશે. પરંતુ સંયમી જીવન, વીર્યની રક્ષા, લક્ષ્યવેધ, તેનો પ્રધાન જીવનમંત્ર રહેશે. આપણે સત્વ તરફ જોવું જોઇએ. બાહ્ય આકાર તો બદલાતા જ રહેશે. પણ સત્વ જો અવિકૃત જ હોય તો બાહ્ય આકારનાં પરિવર્તનથી આપણે ક્ષુબ્ધ થવું ન જોઇએ. આજ પ્રમાણે બીજા આશ્રમોનાં સત્વનું પરિરક્ષણ આપણને ઇષ્ટ હોવું જોઇએ. પરિવર્તનશીલ સંસારમાં સૈદ્ધાંતિક કૂટસ્થતા અપેક્ષિત છે.

# વેદાન્ત અને વિશ્વસંસ્કૃતિ

સંસ્કૃતિ શબ્દનો યથાર્થ નિર્ણય કરવો જરા મુશ્કેલ છે, કારણ કે સંસ્કૃતિ શબ્દ સમગ્ર જીવનભાવનો વ્યંજક છે. છતાં પણ વેદાન્ત અને વિશ્વની સંસ્કૃતિમાં એનો ફાળો જ્યારે આપણે વિચારીએ છીએ ત્યારે તેનો અર્થનિર્ણય કરવો જ રહ્યો.

સંસ્કૃતિ શબ્દની સાથોસાથ આપણે પ્રકૃતિ અને વિકૃતિ એ બે શબ્દનો અર્થ પણ સ્પષ્ટ કરી લેવો પડશે. વસ્તુની મૂળ અવસ્થા એટલે પ્રકૃતિ; પ્રકૃતિમાંથી જ સંસ્કૃતિ અથવા વિકૃતિનું સર્જન થાય છે. દૂધ પ્રકૃતિ છે, દૂધપાક છે સંસ્કૃતિ, અને દહીં છે વિકૃતિ. ત્રણે શબ્દો મૂળ સંસ્કૃત ધાતુ કૃ-કરવું-ઉપરથી ઉત્પન્ન થાય છે. ઉપસર્ગને લીધે તેમનાં અર્થમાં ફેર પડે છે. પ્રકૃતિ ઇશ્વરદત્ત છે. સંસ્કૃતિ અને વિકૃતિ માનવકૃત છે. પરમાત્મા સૌને પ્રકૃતિનું દાન કરે છે. માણસ પોતે ક્યાં તો તેમાંથી સંસ્કૃતિ સર્જે છે ક્યાં તો તેમાથી વિકૃતિ સર્જે છે. ઘોડાને અને મનુષ્યને પરમાત્માએ ચણા આપ્યા છે. ૧૯૫૭ માં પણ ઘોડો તેના સર્વપ્રથમ પૂર્વજ જે રીતે ચણા ખાતા હતા, તે રીતે જ હજુ ખાય છે. અને મનુષ્ય એ ચણામાંથી-બ્રહ્માની પણ કલ્પનામાં ન આવે એવા પદાર્થો બનાવીને ખાય છે. મનુષ્ય અજબ પ્રાણી છે. ઇશ્વરદત્ત પ્રકૃતિમાંથી તે સંસ્કૃતિનું નિર્માણ કરી શકે છે. અને વિકૃતિ પણ તે જ નિર્મિત કરી શકે છે. પશુસૃષ્ટિ તો પ્રકૃતિમાંથી સંસ્કૃતિ તરફ પણ જઇ શકતી નથી, કે વિકૃતિ પણ પેદા કરી શકતી નથી. તે પ્રકૃતિમાં જ રહે છે. માનવ ઉભયસ્પર્શી થઇ શકે છે. તેથી જ તે શું કરે છે તે જાણવું અતિ ઉપયોગી છે.

તો સંસ્કૃતિનો અર્થ શો? કૃતિ એટલે કર્મ. કરવાથી કર્મ થાય. છતાં કેવળ કરવું તે જ સંસ્કૃતિ નથી. 'કૃતિ' ઉપરાંત તેમાં 'સમ્' શબ્દ પણ છે. 'સમ્'નો અર્થ છે ઠીકઠીક કરવું. સમજી વિચારીને કરવું એટલે જ સંસ્કૃતિ. તો જ મનુષ્ય શબ્દની યાસ્કાચાર્યે આપેલી–मत्वा कर्माण सीव्यति इति मनुष्यः– વ્યાખ્યા સાચી ઠરે. મનુષ્યમાં બે અંશ છે. મંતવ્યાંશ અને કર્તવ્યાંશ. કેવળ કર્તવ્યાંશથી કામ નહિ સરે. કારણ કે કર્મશીલતા તો સર્વ પ્રાણીમાં છે. મનનપૂર્વક, વિચારપૂર્વક, સમજીને કામ કરવામાં મનુષ્યત્વ છે. તેથી સંસ્કૃતિ-નિર્માણ સમજપૂર્વક કરવાથી થાય. અર્થાત્ કૃતિની નિયામક છે પ્રેરક મતિ. જેવી મતિ તેવી કૃતિ અને જેવી કૃતિ તેવી મતિ! આ અટલ સિદ્ધાંત છે.

વર્ણાશ્રમનો આશય સમાજમાનસને ક્રમશઃ વેદાન્તતત્ત્વનો અનુભવ કરાવવાનો છે. મોક્ષ વ્યક્તિને માટે જલ્દીથી પ્રાપ્ત કરવો શક્ય છે, સમાજને માટે મોક્ષપ્રવણતા પેદા કરવી એ મોટી પ્રગતિ છે. વર્ણાશ્રમ ધર્મનું પાલન જ ભારી આત્માનુગામી તપશ્ચર્યા છે. આપણા દીર્ઘદર્શી વડવાઓએ તેને સમાજવ્યાપી બનાવીને સંસારને ઇશ્વરમય કરવાનો પ્રયત્ન કર્યો છે.

વર્ણાશ્રમ ધર્મનું પાલન દૈવી સંપત્તિનાં વિકાસમાં જ પરિણત થાય છે. દૈવી સંપત્તિનો સામાજિક માનસમાં આવિષ્કાર અને સ્થિરતા, વેદાન્તનાં આત્માનુભવની જ સાધના છે. દૈવી સંપત્તિનો ઉલ્લેખ ભગવાન શ્રી યદુનન્દને ગીતાના સોળમા અધ્યાયમાં કર્યો છે. બસ વેદાન્તની સમાજવ્યવસ્થા અને સમાજજીવનનું રહસ્ય દૈવી સંપત્તિનાં બેહદ વિકાસમાં જ છે. વેદાન્તનાં આત્મૈક્યના સાક્ષાત્કાર માટે અનુકૂળ પરિસ્થિતિનાં સર્જનમાં આપણું લક્ષ કેન્દ્રિત થવું જોઈએ

---

# વેદાન્ત અને વિશ્વસંસ્કૃતિ

સંસ્કૃતિ શબ્દનો યથાર્થ નિર્ણય કરવો જરા મુશ્કેલ છે, કારણ કે સંસ્કૃતિ શબ્દ સમગ્ર જીવનભાવનો વ્યંજક છે. છતાં પણ વેદાન્ત અને વિશ્વની સંસ્કૃતિમાં એનો ફાળો જ્યારે આપણે વિચારીએ છીએ ત્યારે તેનો અર્થનિર્ણય કરવો જ રહ્યો.

સંસ્કૃતિ શબ્દની સાથોસાથ આપણે પ્રકૃતિ અને વિકૃતિ એ બે શબ્દનો અર્થ પણ સ્પષ્ટ કરી લેવો પડશે. વસ્તુની મૂળ અવસ્થા એટલે પ્રકૃતિ; પ્રકૃતિમાંથી જ સંસ્કૃતિ અથવા વિકૃતિનું સર્જન થાય છે. દૂધ પ્રકૃતિ છે, દૂધપાક છે સંસ્કૃતિ, અને દહીં છે વિકૃતિ. ત્રણે શબ્દો મૂળ સંસ્કૃત ધાતુ કૃ-કરવું-ઉપરથી ઉત્પન્ન થાય છે. ઉપસર્ગને લીધે તેમનાં અર્થમાં ફેર પડે છે. પ્રકૃતિ ઇશ્વરદત્ત છે. સંસ્કૃતિ અને વિકૃતિ માનવકૃત છે. પરમાત્મા સૌને પ્રકૃતિનું દાન કરે છે. માણસ પોતે કયાં તો તેમાંથી સંસ્કૃતિ સર્જે છે કયાં તો તેમાથી વિકૃતિ સર્જે છે. ઘોડાને અને મનુષ્યને પરમાત્માએ ચણા આપ્યા છે. ૧૯૫૭ માં પણ ઘોડો તેના સર્વપ્રથમ પૂર્વજ જે રીતે ચણા ખાતા હતા, તે રીતે જ હજુ ખાય છે. અને મનુષ્ય એ ચણામાંથી-બ્રહ્માની પણ કલ્પનામાં ન આવે એવા પદાર્થો બનાવીને ખાય છે. મનુષ્ય અજબ પ્રાણી છે. ઇશ્વરદત્ત પ્રકૃતિમાંથી તે સંસ્કૃતિનું નિર્માણ કરી શકે છે. અને વિકૃતિ પણ તે જ નિર્મિત કરી શકે છે. પશુસૃષ્ટિ તો પ્રકૃતિમાંથી સંસ્કૃતિ તરફ પણ જઇ શકતી નથી, કે વિકૃતિ પણ પેદા કરી શકતી નથી. તે પ્રકૃતિમાં જ રહે છે. માનવ ઉભયસ્પર્શી થઇ શકે છે. તેથી જ તે શું કરે છે તે જાણવું અતિ ઉપયોગી છે.

તો સંસ્કૃતિનો અર્થ શો ? કૃતિ એટલે કર્મ. કરવાથી કર્મ થાય. છતાં કેવળ કરવું તે જ સંસ્કૃતિ નથી. 'કૃતિ' ઉપરાંત તેમાં 'સમ્' શબ્દ પણ છે. 'સમ્'નો અર્થ છે ઠીકઠીક કરવું. સમજી વિચારીને કરવું એટલે જ સંસ્કૃતિ. તો જ મનુષ્ય શબ્દની યાસ્કાચાર્યે આપેલી-मत्वा कर्माणि सीव्यति इति मनुष्यः-વ્યાખ્યા સાચી ઠરે. મનુષ્યમાં બે અંશ છે. મંતવ્યાંશ અને કર્તવ્યાંશ. કેવળ કર્તવ્યાંશથી કામ નહિ સરે. કારણ કે કર્મશીલતા તો સર્વ પ્રાણીમાં છે. મનનપૂર્વક, વિચારપૂર્વક, સમજીને કામ કરવામાં મનુષ્યત્વ છે. તેથી સંસ્કૃતિ-નિર્માણ સમજપૂર્વક કરવાથી થાય. અર્થાત્ કૃતિની નિયામક છે પ્રેરક મતિ. જેવી મતિ તેવી કૃતિ અને જેવી કૃતિ તેવી ગતિ ! આ અટલ સિદ્ધાંત છે.

તો સંસ્કૃતિનાં સર્જન માટે આપણી મતિ સર્વશ્રેષ્ઠ અને દાર્શનિક હોવી જોઇએ. સર્વોત્તમ દર્શન વિનાની મતિ સંસ્કૃતિ નહીં, વિકૃતિને પેદા કરશે. અણુબોમ્બની સૃષ્ટિ દર્શનશૂન્યતાને લીધે થયેલી વિકૃતિ છે. આપણી એ શોભા નથી, કલંક છે.

દાર્શનિક મતિ જીવનાં મૂળમાં જશે. જીવનનાં અપાર સાગરનું મંથન કરીને તેનું રહસ્ય શોધી કાઢશે. માનવજીવનનું રહસ્ય શું છે ? તેની સ્ફૂર્તિનું પ્રયોજન શું છે ? દાર્શનિક બુદ્ધિ તેનો નિર્ણય કરશે, અને વિશુદ્ધ નિર્ણય અનુસાર કૃતિને વળાંક આપશે.

આપણાં પ્રતિભાધની ઋષિમુનિઓએ જીવનનાં અગાધ અને અપાર સમુદ્રનું અવગાહન કરીને, પ્રાણીમાત્રની હિતદૃષ્ટિ હૃદયમાં રાખીને માનવ-જીવનના ચાર પુરુષાર્થો નક્કી કર્યા છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ-એ ચારમાં પણ સર્વશ્રેષ્ઠ પુરુષાર્થ મોક્ષ જ છે એવી એકમતિથી ઉદ્‌ઘોષણા કરી છે. માનવ મુક્તિને માટે છે. મુક્તિ સિવાયનું એ જે કંઈ કરે છે તે આત્મઘાત જ છે. તેથી તેણે આત્મદર્શન અર્થાત્ સ્વરૂપાવસ્થિતિ સ્વરૂપ મોક્ષને પુરુષાર્થ શિરોમણિ કહ્યો છે. તેનો જ જીવનમાં રાજ્યાભિષેક કર્યો છે. અને ક્રમશઃ તે આત્મદર્શનની પ્રાપ્તિ માટે ચાર આશ્રમોની શોધ કરી છે. ભારતીય જીવનવ્યવસ્થા આત્મદર્શનને માટે એક અભંગ સાધનાની જ સોપાન પદ્ધતિ છે. આપણી ઋષિમનીષા, આત્મગામી છે. આત્મા એક છે, અજર છે. અમર છે, સચ્ચિદાનંદ છે, સર્વજ્ઞ છે, સર્વશક્તિમાન છે, સર્વાન્તર્યામી છે, ભેદશૂન્ય છે જગતનું એકમાત્ર અભિન્નનિમિત્તોપાદાન કારણ છે, સર્વવ્યાપી અને સર્વેશ્વર છે. અને આપણું એ સ્વરૂપ છે. એવા આત્માની અનુભૂતિ જ જીવનનું ચરમલક્ષ્ય છે, એ ચરમલક્ષ્યને જીવતાંજીવત સિદ્ધ કરવાને માટે આશ્રમ યોજનાનો પુરસ્કાર કરવામાં આવ્યો છે.

ચાર આશ્રમોમાં પણ સર્વશ્રેષ્ઠ ગૃહસ્થાશ્રમ મનાયો છે, કારણ કે ગૃહસ્થ જીવન જ સંસારનો આધાર છે. આત્મદર્શનને મધ્યબિંદુમાં રાખીને લગ્નસંસ્થાની રચના કરવામાં આવી છે, અને પ્રજાવૃદ્ધિની સાથે જ જીવનનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોના નીતિનિયમાદિની કલ્પના કરવામાં આવી છે. ગૃહસ્થાશ્રમ વિશ્વકુટુંબી બનવા માટેની તાલીમ આપનારી પ્રયોગશાળા છે. અને ગૃહસ્થાશ્રમની ચારે તરફ સામાજિક, રાજકીય, ધાર્મિક, શૈક્ષણિક, કૌટુંબિક, નૈતિકકર્તવ્ય, આર્થિક વગેરે ક્ષેત્રોની રચના થઈ છે. તે બધાના નીતિનિયમ, શિસ્ત વગેરેની

કલ્પના કરવામાં આવી છે અને પરિણામે જેને આપણે સંસ્કૃતિ–એટલે સમગ્ર પ્રજાના ઉચ્ચ ધ્યેયનિષ્ઠ દૈનંદિન જીવનનો સર્વવ્યાપી કાર્યક્રમ અને એ કાર્યક્રમથી સંચિત થયેલું અને ભાવિને પ્રેરક બનનારું સંસ્કારનું પરિબળ છે. આત્માનો ઉચ્ચાતિઉચ્ચ અવતાર જેમાં થાય છે તે સંસ્કૃતિ સર્વશ્રેષ્ઠ છે. તે જ ચિરંજીવ રહેશે, તે જ સત્ય, શિવ, સુંદરની ઉપાસક હશે. ભારતીય સંસ્કૃતિ વેદાન્તી સંસ્કૃતિ છે. વેદાન્તનું સર્વોચ્ચ ધ્યેય પોતાનાં બ્રહ્મસ્વરૂપની અનુભૂતિ જ છે. એજ તેનું પરમ સંપાદ્ય છે. સૌમાં આત્મભાવ એ જ એનું આખરી સ્વરૂપ છે. સત્યદેવ જ એનો પ્રાણ છે. સદ્‌બુદ્ધિ જ તેની નિયામક છે. સત્કર્મ જ તેનો ઉપાસ્ય છે, સદ્‌ભાવ જ તેની સુગંધ છે, સદ્‌વિચાર જ તેની જીવન સુષુમા છે. સત્ શીલ જ તેનું આરાધ્ય છે. સૌનું હિત જ તેની ચિંતા છે; સૌ ભદ્રદર્શી થાય એજ તેનું લક્ષ્ય છે. "सर्वेऽत्र सुखिनः सन्तु" તેનો જપમંત્ર છે. "सर्वे सन्तु निरामयाः" એ જ એનું ધ્યાન છે. "सर्वे भद्राणि पश्यन्तु" એ જ એની મનીષા છે. અને "मा कश्चित् दुःखम् आप्नुयात्" એ જ એની પ્રાર્થના છે. જો આ જ ભારતીય સંસ્કૃતિ છે તો તે વિશ્વસંસ્કૃતિ છે અને રહેશે. અને તેમાં વેદાન્ત સિદ્ધાંતનો જ દિગ્વિજય છે.

---

# વેદાન્ત અને ઇતર વિદ્યાઓ

જોરશોરથી આજકાલ ભૌતિકવાદનો પ્રચાર થઇ રહ્યો છે. આજે દેશ પરદેશથી કેવળ વસ્તુ જ નહીં વિચારોની પણ આવક થઇ રહી છે. પૂર્વ અને પશ્ચિમ ગોળાર્ધમાં પરસ્પર વિરૂદ્ધ વિચારોની વેગવાન ધારાઓ પરસ્પર સંઘર્ષ મચાવી રહી છે. 'Isms' નો ઉલ્કાપાત મચી રહ્યો છે. કોઇ એક 'Ism' નો જો આપણને પક્ષપાત ન હોય તો સભ્ય જગતમાં આપણી આજે કિંમત નથી. વાદોમાં વિભક્ત જગતની દર્શનશક્તિ આ યુગમાં પ્રાયઃ ઝાંખી બની ગઈ છે અને બની રહી છે. વાદોના તૃણાવર્તમાં સારી દુનિયા ફસાઇ છે. સિવાય કે સ્થિર અને સત્યનિષ્ઠ દૃષ્ટિ જગતની નાવ આંધિમાં જ વિનષ્ટ થવાની. પૂરી સંભાવના છે. દૃષ્ટાઓની આર્ષ અને શંતમદૃષ્ટિ વિના આપણો જીવનપથ સુસ્પષ્ટ થવો મુશ્કેલ છે. અત્યંજ અને હીન વૃત્તિઓની ભીડમાં બિચારી બ્રાહ્મણવૃત્તિ અને મૂર્ધન્ય જીવનવૃત્તિ સંકુચિત થઈ રહી છે. બ્રાહ્મણ વૃત્તિનું રક્ષણ ન થાય તો 'जगदान्ध्य' પ્રસંગ પ્રાપ્ત થશે અને વેદાંત જ બ્રાહ્મણવૃત્તિ છે. આ જ વેદાંત વિદ્યાના રક્ષણથી જગતનું રક્ષણ થવું શક્ય છે. કારણ કે વેદાંતવિદ્યા સૌ વિદ્યાની રાણી છે. નદીઓમાં ગંગાની માફક વિદ્યાઓમાં વેદાંતવિદ્યા શ્રેષ્ઠ અને પાવન છે. સંતપ્તને શાંતિ અને શીતળતા દેનારી છે. ભગવાન યદુનંદને પોતાની ગીતામાં તેને પ્રમાણપત્ર આપ્યું છે કે अध्यात्मविद्या विद्यानाम् અને 'अथ परा यया तद् अक्षरं अधिगम्यते! કહીને ઉપનિષદોએ પણ તેના પર સંમતિની મુદ્રા લગાવી છે. અધ્યાત્મવિદ્યા એ શ્રેષ્ઠ છે કારણ કે આત્મા જ સર્વશ્રેષ્ઠ પદાર્થ છે. આત્મજ્ઞાન વિના બીજું બધું જ્ઞાન–વિજ્ઞાન, ચમકીલું અજ્ઞાન જ છે. वाचोविग्लापनं हि तत् કહીને પૂર્વ વિચારકોએ તેના માહાત્મ્યનું પ્રસ્થાપન કર્યું છે. तमेव एकं जानथ आत्मानं अन्या वाचो विमुञ्चथाः अमृतस्य एष सेतुः કહીને આત્મા જ એક માત્ર વિજ્ઞેય તત્ત્વ છે એમ સિદ્ધ કર્યું છે. અને एकेन विज्ञातेन सर्वमिदं विज्ञातं भवति કહીને તો આત્મવિદ્યાની નિઃસંદેહ શ્રેષ્ઠતા બતાવી છે.

વેદાંતવિદ્યા શ્રેષ્ઠ કેમ છે? વેદાંતવિદ્યામાં એક જ અધિષ્ઠાનભૂત તત્ત્વનું પૂરું દર્શન છે. જીવન અને જગતના આધારભૂત પરબ્રહ્મ પરમાત્માના સાક્ષાત્કારમાં પરિણત થનારી આ વિદ્યા છે. આપણા વૈયક્તિક અને સામૂહિક જીવનનું વેદાંત તત્ત્વજ્ઞાન જ કરોડરજ્જુ છે. અને એ જ આપણી

કુંડલિની છે. सर्वं खलु इदंब्रह्म, तत्त्वमसि, अयमात्मा ब्रह्म, अहं ब्रह्मास्मि શબ્દોમાં એ જ જીવ અને જગતનો પૂરો તાત્ત્વિક અને વાસ્તવિક પરિચય આપે છે અને 'आनंदोब्रह्म' કહીને એ જગદીશના સ્વરૂપને સ્પષ્ટ કરે છે. કારણ કે બ્રહ્મ અને બ્રહ્મથી ભિન્ન કોઇ જીવ કે જગત નામનો કાર્યપદાર્થ જ નથી. જે કાંઇ છે તે સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મા જ છે. વેદાંતના તત્ત્વજ્ઞાનનો જો આપણે સ્વીકાર નહીં કરીએ તો જીવનમાં શાંતિ, સુખ અને સમાધાન નહીં થાય. વેદાંત સત્યનિષ્ઠ વિદ્યા છે. અને સત્યનિષ્ઠ હોઇને તેનું માર્ગદર્શન જ હિતકર છે. 'सत्यमेव जयते नानृतम्' જો આપણો રાષ્ટ્રિય મુદ્રાલેખ છે તો સૌ વિદ્યાઓએ વેદાંતવિદ્યાને અનુકૂળ થવું જ પડશે. કારણ કે વેદાન્ત સત્યની પરમ આરાધના છે.

વૈયક્તિક અને સામુહિક જીવનના અભ્યુદય અને નિઃશ્રેયસને બતાવીને એની પ્રાપ્તિને માટે ઉપાય બતાવવો એ જ વેદાંતનું ધ્યેય છે. વેદાંતથી ભિન્ન જેટલી પ્રાચીન કે આધુનિક વિદ્યાની શાખાઓ છે તે બધી અપૂર્ણ છે. કારણ કે આત્માનું જ્યાં સુધી યથાર્થ દર્શન ન થાય, આત્માનો પૂરો વાસ્તવિક પરિચય ન થાય ત્યાં સુધી જીવનનું મૂલ્ય કદિ યથાર્થ નહીં થઇ શકે. આત્માના સ્વરૂપનું ઠીક ઠીક નિરૂપણ કરે છે વેદાંતવિદ્યા. તેથી જ વેદાંતવિદ્યા જ અર્થની=પરમાર્થની સાધક છે. ઇતર વિદ્યાઓ અર્થની તો સાધક હશે પણ પરમાર્થની સંપાદિકા અને અનર્થની નિવૃત્તિ કરનારી નથી.

વળી આત્મા શબ્દ ચેતન આત્મા, બુદ્ધિ, મન અને સ્થૂલ શરીરાદિનો પણ વાચક છે, વેદાંતવિદ્યા જ્યારે અધ્યાત્મવિદ્યા જ નક્કી થઇ છે, તો માનવના ચેતન આત્માના સ્વરૂપનો નિર્ણય કરવો એનું ધ્યેય છે જ. પણ તે ઉપરાંત સમાજબુદ્ધિ, સામાજિક માનસ અને સમાજદેહ પણ મુખ્ય આત્માની પ્રાપ્તિને માટે કેવી રીતે ઉપયુક્ત છે તે બતાવે છે અર્થાત્ જીવનના બધાં ક્ષેત્રોમાં વેદાંતનો સ્પર્શ છે તેથી પણ તે પૂર્ણ વિદ્યા છે.

વળી માનવજીવનમાં જો શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ, સુખ અને ચેનની અપેક્ષા છે તો વેદાંતના સર્વભૂતાત્મ-ભૂતાત્મવાદને જ અપનાવવો પડશે. સર્વોદયને માટે એકાત્મ્યનો સ્વીકાર જ એકમાત્ર ઉપાય છે. હું જ વિશ્વરૂપે પ્રગટ છું એવો અનુભવપ્રમોદિત ખ્યાલ ન હોય તો માનવજીવનમાં હિંસાનો પ્રચાર કેવી રીતે મટે ? સર્વભૂતપ્રેમ અને દયા જ તો શાંતિ અને સુખનો

૮

# વેદાન્ત અને દૈનિક જીવન

વેદાંત તત્ત્વજ્ઞાનનો અર્ક છે. જીવનનું અધિષ્ઠાન છે તત્ત્વજ્ઞાન. તત્ત્વજ્ઞાન-શૂન્ય જીવન નિરાધાર છે અને ઉદ્દેશશૂન્ય થઇ જાય છે. તેથી જીવનને પરિપૂર્ણ અને કૃતાર્થ કરવાને માટે તત્ત્વજ્ઞાનનો આશરો જરૂરી છે. તત્ત્વજ્ઞાનના સ્પર્શ વિના જીવનની મહાકળા-જીવનની એકમાત્ર સાચી કળાનો વિકાસ અશક્ય છે.

વેદાંત સિદ્ધાંત અનુસાર મનુષ્યનું સૌથી પ્રથમ કર્તવ્ય છે આત્મજ્ઞાનની પ્રાપ્તિ. આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું એટલે પ્રેમયોગ અપનાવવો. અને પ્રેમ નિઃસ્વાર્થ કર્મયોગને આગળ ધરે છે. તેથી આત્મજ્ઞાન-મૂલક ભક્તિપ્રધાન, નિષ્કામ કર્મયોગ જીવનનો પરમસિદ્ધાંત છે. આ રહસ્ય શ્રુતિ-સંમત છે. યુક્તિ અને અનુભવ પણ આજ જીવનરહસ્ય છે એમ બતાવે છે. માનવીની શરીર રચનામાં પણ પરમાત્માએ આ જ યોજના સ્વીકારી છે એમ માનવું ઉચિત છે. પરમાત્માએ મનુષ્યને માથું આપ્યું, હૃદયનું દાન દીધું, હાથ, પગ આપ્યા. માથું જ્ઞાનયોગનું, હૃદય પ્રેમયોગનું અને હાથપગ કર્મયોગનાં સૂચક છે. આમ જીવન ત્રિતારો તંબુરો છે. ત્રણે તારોનો સુમેળ અને સંવાદિતા જ જીવનસંગીતને પ્રગટ કરે છે. ઉપનિષદ્નો પણ આ જ સિદ્ધાંત છે. મુણ્ડકોપનિષદ્માં કહ્યું છે કે, 'आत्मक्रीडः आत्मरतिः क्रियावान् एषः ब्रह्मविदां वरिष्ठः'। બ્રહ્મવેત્તાઓમાં એ જ સર્વશ્રેષ્ઠ છે જે બ્રહ્મજ્ઞાની બનીને આત્મપ્રેમી અને આત્મામાં ક્રીડા કરનારો અને ક્રિયાવાન છે. અર્થાત્ વેદાંતનો એ સિદ્ધાંત છે કે આત્મજ્ઞાન પ્રાપ્ત કરો. આત્મજ્ઞાન જો આત્મજ્ઞાન જ હશે તો તે પ્રેમયોગમાં પરિણમશે જ અને પ્રેમયોગ કદિ નિષ્ક્રિય અને સ્વાર્થવિદ્ધ નહીં થાય. પ્રેમયોગ પ્રેમપાત્રને માટે સદા નિઃસ્વાર્થભાવે સકર્મક જ બને.

તો આપણા દૈનિક જીવનમાં જ્ઞાન, ભક્તિ અને નિષ્કામ કર્મયોગની ત્રિવેણીનો સંગમ થવો જોઇએ. આપણી દૈનંદિની જ એ ત્રણ યોગોથી પરિપૂર્ણ થવી જોઈએ. વ્યક્તિ હો કે સમષ્ટિ-જીવનમાં આ ત્રણ-જ્ઞાન, ભક્તિ અને કર્મયોગનું યથાર્થ સંમેલન થવું જોઇએ. આપણા વ્યક્તિ અને સમષ્ટિ જીવનને આ આદર્શ અનુસાર વહાવવાનો આપણે પ્રયત્ન કરવો ઘટે અને ભારતીય સમાજરચનામાં આ જ આધારભૂત વિચાર છે. ક્રમશઃ મનુષ્ય "ब्रह्मविद् वरिष्ठ" થાય એ જ પ્રત્યેક આચાર વિચારનું મૂળ રહસ્ય છે.

ઉપાય છે. અને એવો પ્રેમ અને એવી દયા ભૂતમાત્રમાં આપણી પોતાની જ અસ્તિ છે એવા અભ્રાંત અનુભવ વિના કદી પ્રગટ નહીં થાય. આપણી જ અસ્તિનું વૃદ્ધિંગત ચિત્ર છે આ અપાર અને અનંત વિશ્વ, એવો વેદાંત વિદ્યાનો ઉદ્દ્યોષ છે અને એટલી હિંમત દેનારી વિદ્યા જ વિદ્યાઓની સામ્રાજ્ઞી છે. 'सा विद्या या विमुक्तये' ની પ્રતિજ્ઞા કરનારી આ જ એકમાત્ર વિદ્યા છે. વેદાંતથી અનિયન્ત્રિત વિદ્યામાત્ર નિરર્થક છે. સરિતાઓ જેમ સાગરગામિની હોય છે તેમ સૌ વિદ્યાઓ વેદાંતગામિની છે. સૌ વિદ્યાઓનું એકાયતન છે વેદાંત. જીવનની તત્ત્વજ્ઞાનપૂર્વક યથાર્થ આલોચના આ જ વિદ્યા કરાવે છે. તેથી સૌ વિદ્યાઓમાં વેદાંત જ મૂર્ધન્ય છે. વેદાંતની વિજયપતાકા ફરકાવીને જ આત્માની વિજયયાત્રાનું શુભ પ્રસ્થાન થશે. અને અનાત્મભાવને હઠાવીને આત્મભાવના પ્રસ્થાપન, સમર્થન અને સ્વીકારથી શાંતિ, સુખ અને સર્વોદયની સ્થાપના થશે. પરમાત્મા આપણને વેદાંતવિદ્યાના ઉપાસક બનાવે અને ભારતવર્ષની આ રાષ્ટ્રીય પ્રતિભાની સર્વાંગસુંદર સૃષ્ટિને સૃષ્ટિભરમાં વિજયિની કરે એજ પ્રાર્થના.

## ૮

# વેદાન્ત અને દૈનિક જીવન

વેદાંત તત્ત્વજ્ઞાનનો અર્ક છે. જીવનનું અધિષ્ઠાન છે તત્ત્વજ્ઞાન. તત્ત્વજ્ઞાન-શૂન્ય જીવન નિરાધાર છે અને ઉદ્દેશશૂન્ય થઇ જાય છે. તેથી જીવનને પરિપૂર્ણ અને કૃતાર્થ કરવાને માટે તત્ત્વજ્ઞાનનો આશરો જરૂરી છે. તત્ત્વજ્ઞાનના સ્પર્શ વિના જીવનની મહાકળા-જીવનની એકમાત્ર સાચી કળાનો વિકાસ અશક્ય છે.

વેદાંત સિદ્ધાંત અનુસાર મનુષ્યનું સૌથી પ્રથમ કર્તવ્ય છે આત્મજ્ઞાનની પ્રાપ્તિ. આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું એટલે પ્રેમયોગ અપનાવવો. અને પ્રેમ નિઃસ્વાર્થ કર્મયોગને આગળ ધરે છે. તેથી આત્મજ્ઞાન-મૂલક ભક્તિપ્રધાન, નિષ્કામ કર્મયોગ જીવનનો પરમસિદ્ધાંત છે. આ રહસ્ય શ્રુતિ-સંમત છે. યુક્તિ અને અનુભવ પણ આજ જીવનરહસ્ય છે એમ બતાવે છે. માનવીની શરીર રચનામાં પણ પરમાત્માએ આજ યોજના સ્વીકારી છે એમ માનવું ઉચિત છે. પરમાત્માએ મનુષ્યને માથું આપ્યું, હૃદયનું દાન દીધું, હાથ, પગ આપ્યા. માથું જ્ઞાનયોગનું, હૃદય પ્રેમયોગનું અને હાથપગ કર્મયોગનાં સૂચક છે. આમ જીવન ત્રિતારો તંબુરો છે. ત્રણે તારોનો સુમેળ અને સંવાદિતા જ જીવનસંગીતને પ્રગટ કરે છે. ઉપનિષદ્નો પણ આ જ સિદ્ધાંત છે. મુણ્ડકોપનિષદ્‌મા કહ્યું છે કે, 'आत्मक्रीडः आत्मरतिः क्रियावान् एषः ब्रह्मविदां वरिष्ठः' । બ્રહ્મવેત્તાઓમાં એ જ સર્વશ્રેષ્ઠ છે જે બ્રહ્મજ્ઞાની બનીને આત્મપ્રેમી અને આત્મામાં ક્રીડા કરનારો અને ક્રિયાવાન છે. અર્થાત્ વેદાંતનો એ સિદ્ધાંત છે કે આત્મજ્ઞાન પ્રાપ્ત કરો. આત્મજ્ઞાન જો આત્મજ્ઞાન જ હશે તો તે પ્રેમયોગમાં પરિણમશે જ અને પ્રેમયોગ કદિ નિષ્ક્રિય અને સ્વાર્થસિદ્ધ નહીં થાય. પ્રેમયોગ પ્રેમપાત્રને માટે સદા નિઃસ્વાર્થભાવે સકર્મક જ બને.

તો આપણા દૈનિક જીવનમાં જ્ઞાન, ભક્તિ અને નિષ્કામ કર્મયોગની ત્રિવેણીનો સંગમ થવો જોઇએ. આપણી દૈનંદિની જ એ ત્રણ યોગોથી પરિપૂર્ણ થવી જોઈએ. વ્યક્તિ હો કે સમષ્ટિ-જીવનમાં આ ત્રણ-જ્ઞાન, ભક્તિ અને કર્મયોગનું યથાર્થ સંમેલન થવું જોઇએ. આપણા વ્યક્તિ અને સમષ્ટિ જીવનને આ આદર્શ અનુસાર વહાવવાનો આપણે પ્રયત્ન કરવો ઘટે અને ભારતીય સમાજરચનામાં આ જ આધારભૂત વિચાર છે. ક્રમશઃ મનુષ્ય "ब्रह्मविद् वरिष्ठ" થાય એ જ પ્રત્યેક આચાર વિચારનું મૂળ રહસ્ય છે.

જ્ઞાન, ભક્તિ અને કર્મયોગને સાધારણ મનુષ્યમાં સહેલાઇથી ઉતારવાને માટે ઉપાય કયો ? ઉપનિષદ્ જ ઉપાય પણ બતાવે છે. " सत्येन लभ्यः तपसा ह्येष आत्मा सम्यक् ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् " ! સત્ય, તપ, સમ્યક્જ્ઞાન અને બ્રહ્મચર્ય આત્મપ્રાપ્તિના ઉપાય છે. એ ઉપાયોના આચરણથી સામાન્યમાં સામાન્યને પણ કૃતાર્થતા પ્રાપ્ત થાય છે. તેથી આ ઉપાયોના સમાજસ્પર્શી અને વ્યાપક પ્રચાર અને આચારની અપેક્ષા છે.

આત્મજ્ઞાન મુખ્ય છે. જ્ઞાનની જ પ્રવાહી અવસ્થા પ્રેમ છે અને પ્રેમની અવસ્થા જ નિષ્કામ કર્મયોગ છે. તો આત્મજ્ઞાનની પ્રાપ્તિ ઉપર જ અધિક ભાર મૂકવો આવશ્યક છે.

આત્મા અતિસૂક્ષ્મ પદાર્થ છે. ઇન્દ્રિયોની પકડથી તે પર છે. મનને એ અગોચર છે. બુદ્ધિ પણ તેનું ગ્રહણ કરવામાં અશક્ત છે. છતાં સાત્ત્વિક એકાગ્રતા દ્વારા આત્માનું ગ્રહણ થઇ શકે છે. તેથી આપણને યોગ–વૃત્તિનિરોધાત્મક યોગની અપેક્ષા રહેશે જ. યોગને માટે વૈરાગ્ય અને અભ્યાસની આવશ્યકતા છે અને વૈરાગ્યની પ્રાથમિક ભૂમિ છે મૈત્રી, કરૂણા, મુદિતા અને ઉપેક્ષાની મહાભાવના. દૈન દિન જીવનનો કાર્યક્રમ આ મહાભાવનાને અનુકૂળ હોવો જોઇએ. અર્થાત્ વ્યક્તિજિવન અને સામાજીકજીવનનો પ્રવાહ વૈરાગ્ય તરફ વહેવો જોઇએ. આપણી સામુદાયિક સાધના મૈત્રીની, કરૂણાની, મુદિતાની અને ઉપેક્ષાની હોવી જોઇએ. સમગ્ર માનવજીવનવ્યાપી સાધનાથી જ આપણે સામૂહિક જીવનની ઇશ્વરમુખી વૃત્તિ પ્રાપ્ત કરી શકીએ. તેને માટે આપણા દૈનિક જીવનમાં વેદાંતોક્ત આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે, પાતંજલયોગની સૌમ્ય સાધનાને અવકાશ મળવો જોઇએ. સમગ્ર જીવનદષ્ટિ સાત્વિક થવી જોઇએ. આપણે સમસ્ત ક્રિયા, ભાવ, વિચાર, સંકલ્પ, કર્મ બધું સત્યપૂત કરવું જોઇએ. તપ, સ્વાધ્યાય અને ઇશ્વરભક્તિરૂપ ક્રિયાયોગનું જો સામૂહિક રીતે આચારણ થાય તો સમાજમાનસ પણ કલેશ–મુક્ત બની ઉચ્ચ ધ્યેયમાં સમાધિમય બનશે અને અંતે પરિપૂર્ણ આત્મજ્ઞાનને માટે યોગ્ય બનશે. વેદાંતના આત્મજ્ઞાન વિના આપણો ઉદ્ધાર મુશ્કેલ છે. તેથી જેનાથી સમાજમાં જ્ઞાન, ભક્તિ અને યોગનો પ્રચાર થાય તે કરવું–આપણો ધર્મ છે. એ જ વેદાંતનો ઉપદેશ છે. તો આપણું જીવન પ્રતિક્ષણ વેદાંત દષ્ટિએ પૂત થઈ કૃતાર્થ બનશે.

---

૯

# વેદાન્ત અને રાજકરણ શિક્ષણ, અને વિજ્ઞાન

એક દિન હતો જ્યારે મર્યાદા પુરૂષોત્તમ ભગવાન રામચંદ્ર રાજ્ય કરતા હતા અને રાજકરણનાં ક્ષેત્રમાં પ્રતિપળ ભગવાન વસિષ્ઠનું અનુશાસન અને આદેશ મેળવતા. બ્રહ્મર્ષિ નેતા હતા. રાજર્ષિ અનુયાયી હતા. બ્રહ્મતેજનાં નિયંત્રણમાં રાજતેજ કામ કરતું હતું. આજે કમભાગ્ય છે કે રાજસત્તા સંતસત્તાની નિયામક બની છે. આજે કરોડો માનવોનું ભાગ્યનિર્માણ મુઠ્ઠીભર રાજકીય નેતાઓનાં હાથમાં છે. રાજકીય પુરૂષો પણ મહાપુરુષો હોય છે છતાં રાજકારણને રજોવિદ્ધ જ રહેવું પડે છે. અને રજસ્વલ રાજકારણ જ્યારે નેતૃત્વમાં છે ત્યારે નિર્મળ, સત્ત્વમયી, વ્યાપક અને સર્વભૂતહિતમયી જીવનદૃષ્ટિનો રોધ જ થાય છે. રાષ્ટ્રીય રાગદ્વેષ આવીને આપણાં નેતાઓમાં દાખલ થાય છે અને પરિણામે વિશ્વશાંતિની સ્થાપના આકાશકુસુમવત્ અસંભવ જ બની રહે છે. તેથી જ સંતસત્તા સમક્ષ રાજસત્તા માથું નમાવતી હોવી જોઇએ. તેનાથી વિપરીત જોવામાં આવે છે એ જ દુર્ભાગ્ય છે.

જો વેદાન્તનો સિદ્ધાંત પ્રતિહૃદયમાં સ્થાપિત થાય તો રાજકારણની આવશ્યકતા જ નહીં રહે. જ્યાં સુધી સમાજમાં હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર, સંગ્રહવૃત્તિ, અપવિત્રતા, અસંતોષ, સ્વૈરવિહાર, અજ્ઞાન અને નાસ્તિકતા છે ત્યાં સુધી જ સરકારની આવશ્યકતા છે. અર્થાત્ અજ્ઞાન જ્યાં સુધી જીવંત છે ત્યાં સુધી સરકારની જરૂર રહે છે. જો વેદાંતવિદ્યાનો યોગ્ય પ્રચાર થાય, આત્મજ્ઞાનની ધારણા માટે ઉપાયભૂત યમનિયમનું સાર્વત્રિક પાલન થાય, તો રાજકારણ બિનજરૂરી થઇ પડશે. વેદાંત એવી પરમાત્મનિષ્ઠ સમાજરચનાનો પક્ષપાત કરે છે. ઓછામાં ઓછું રાજકીય ક્ષેત્રમાં ઝુકાવનારો, સદાચારી વેદાંતી તો હોવો જ જોઇએ. આજે રાજકીય વ્યાસપીઠ પરથી જ જીવનનો સર્વાંગી આવિષ્કાર થઇ રહ્યો છે. તેથી પણ રાજકારણમાં નિતાંત દૃષ્ટિશુદ્ધિની આવશ્યકતા છે. વેદાંતનાં સર્વાત્મભાવનાં અનુભવ વિના રાજપુરૂષો વિશ્વમાં શાંતિનો સંદેશ કેવી રીતે ફેલાવી શકે? રાજકારણની બુનિયાદ છે વેદાંત. જો આજે વેદાંતના તત્ત્વજ્ઞાનને આપણે નહીં અપનાવીએ તો કાંઇ ભયંકર નીવડશે. તત્ત્વજ્ઞાનથી અનિયંત્રિત રાજસત્તા નિરંકુશ થઇ વિશ્વમાં ઉલ્કાપાત મચાવશે અને ઉત્પાત મચાવવો એ સંતોનું નહીં, અસંતોનું કામ છે.

તે જ પ્રમાણે વિજ્ઞાનને પણ વેદાંતને અધીન ન બનાવવામાં આવે તો રાજપુરુષોનાં હાથમાં વિજ્ઞાન ભસ્માસુર બની જશે. અને શિવતત્ત્વનાં સંહારની ચેષ્ટા કરશે. વેદાંત અને વિજ્ઞાનમાં કોઇ વેરભાવ નથી. બંને પરસ્પર પોષક છે. બંને સત્યની જ ખોજ કરે છે. છતાં વેદાંત જ વિજ્ઞાનને યોગ્ય રીતે ઉપયોગમાં લાવી શકે. વેદાંતીની બુદ્ધિ. જો તે સાચો વેદાંતી હશે તો સાત્વિક અને સર્વોદયની અભિલાષા રાખશે. વિજ્ઞાનીની નજર સાત્વિક જ હશે, સર્વોદયની જ હશે એમ માનવું જરા મુશ્કેલ છે. વેદાંત વિવેકપ્રિય છે, વિજ્ઞાન વિવેકપ્રિય જ હશે એમ કહેવું ખતરનાક છે. તેથી વેદાંત જ વિજ્ઞાનનું નિયામક અને પ્રશાસક હોવું જોઇએ. વિશ્વશાંતિ વેદાંત અનુસાર ચાલતા વિજ્ઞાનમાં જ છે. વેદાંત વિરુદ્ધ વિજ્ઞાનનો વિહાર સંહારક જ બને.

અને શિક્ષાપદ્ધતિ તો સમાજમાનસનું નિર્માણ કરનારી છે. જેવી પ્રજા બનાવવી હોય એવી શિક્ષણપદ્ધતિ કરવી જોઇએ. શિક્ષણ જીવનને ઊર્ધ્વગામી અથવા અધોગામી બનાવે છે. તેથી શિક્ષણપદ્ધતિ અને પ્રણાલિ તરફ સૌથી વધારે આપણું ધ્યાન હોવું જોઇએ. શિક્ષાનાં પાયામાં જ વેદાંત સિદ્ધાંતને ઓતપ્રોત કરવો જોઇએ. આજનું શિક્ષણ નિરીશ્વરવાદી થઇ ગયું છે એ દુર્ભાગ્ય છે. તામસબુદ્ધિની આ બલિહારી છે. અને વિદ્યાર્થી અવસ્થા વેદાંત સિદ્ધાંતનાં અનુભવ માટે જેટલી યોગ્ય છે તેટલી બીજી કોઇ પણ અવસ્થા નથી. માનવબાળક જન્મકાળથી માંડી કિશોર અવસ્થા સુધી સાચો આંતરરાષ્ટ્રીય બાળક હોય છે. બાળકોની સૃષ્ટિમાં કોઇ રાષ્ટ્ર નથી, કોઈ ધર્મ નથી, કોઇ સંસ્કૃતિ નથી, કોઇ કૃત્રિમ ભેદ નથી. જ્યારે તે મોટો થાય છે ત્યારે બધી વિકૃતિઓ તેનામાં પ્રવેશે છે. બાલ્યાવસ્થા જ આથી વેદાંત માટે સાચી સહજાવસ્થા છે. તેથી વિશ્વનાં બધા દેશના બાળકોને બચપણમાં દેશકાળ વસ્તુથી અપરિચ્છિન્ન, સર્વવ્યાપી માનવતાનો અર્થાત્ વેદાંતનો ઉપદેશ મળવો જોઇએ. વિકૃતિને આપણે સંસ્કૃતિ કહીએ છીએ. અને સંસ્કૃતિને વિકૃતિ કહીએ છીએ. તેથી શિક્ષણ-પ્રણાલિ તો સર્વારંભાઃ તण्डुलप्रस्थमूलाः-સર્વપ્રથમ છે. માનવજાતિનો બાલ્યકાળ જ વેદાંત વિદ્યાના સંસ્કાર આરોપણનો કાળ છે. જો એ સમયે બીજ રોપવામાં આવે તો ભાવિમાં વેદાંતના સર્વાત્મભાવથી પરિપૂર્ણ સંસ્કૃતિ જ અસ્તિત્વમાં આવે. આપણે આશા રાખીએ કે વેદાંતની સર્વોપરિતા સ્વીકૃત થાય.

—

# વેદાન્તનો સંદેશ

માનવ શબ્દકોષમાં ત્રણ ધાતુઓ મુખ્ય છે. ज्ञा, कृ અને भज्. ज्ञा એટલે જાણવું, कृ એટલે કરવું અને भज् એટલે ભજવું. આ ત્રણ ધાતુઓમાં માનવજીવનનું રહસ્ય સમાપ્ત થાય છે. ભગવાન વેદ પણ આ ત્રણ ધાતુઓનો યથાર્થ અર્થ બતાવે છે. માનવે કાંઈક જાણવાનું છે, જાણીને કંઈ કરવાનું છે, અને એવી રીતે કરવાનું છે કે જેથી તે ભજ્ ધાતુના અર્થમાં થાય.

તો શું માનવ જાણતો નથી? શું તે કંઇ કરતો નથી? શું તે સેવા કરતો નથી? માણસ ઘણું જાણે છે, ઘણું કરે છે. સેવા પણ ઘણી કરે છે. સ્વભાવે જ આ ત્રણ ધાતુઓના વશમાં છે માનવ. છતાં કહેવું પડે છે કે માનવ સામાન્યતયા જે જાણે છે તે જાણવા યોગ્ય નથી. સામાન્યપણે જે કરે છે તે કરવા યોગ્ય નથી. પ્રાયઃ જેની સેવા કરે છે તે સેવનીય નથી. માણસ અજ્ઞાનને જાણે છે, અકર્મને કરે છે, માયાની સેવા કરે છે.

વેદાન્ત કહે છે કે હે અમૃતનાં સંતાન! તું જાણવા યોગ્યને જાણ. કરવા યોગ્યને કર. સેવવા યોગ્યની સેવા કર. માનવ! "तमेव एकं जानथ आत्मानं," "तमेव विदित्वा अति मृत्युमेति." "आनन्दः आत्मा," "तद् विज्ञानेन परिपश्यन्ति धीराः आनन्दरूपं अमृतं यद्विभाति," "अणोरणीयान् महतो महीयान् आत्माऽस्यजन्तोर्निहितो गुहायाम् । तमक्रतुः पश्यति वीतशोको धातुः प्रसादात् महिमानमात्मनः" વેદાન્તનો આ ઉપદેશ છે. આત્મજ્ઞાન જ જ્ઞાન છે, બીજું બધું અજ્ઞાન છે. આત્મજ્ઞાન જીવન સાફલ્યનો હેતુ છે. હે અમૃતનાં સંતાન! તું આત્માને જાણ. તારો આત્મા સચ્ચિદાનંદ છે. સત્ હોઇને તું અમર છે. અજર છે. ત્રિકાલાબાધિત છે. તારૂં સ્વરૂપ કાળનાં પરાક્રમથી અસ્પૃષ્ટ છે. સૃષ્ટિનો આદિ તું છે. મધ્ય તું છે. અંત તું છે. અને અંતનો પણ સાક્ષી તું છે. તું તો निषेधशेष; जयतात् अशेष=છે. ગર્જના કર કે મૃત્યુનું પણ તું મૃત્યુ છે. મૃત્યુ તો તારી ચટણી છે. તું મૃત્યુંજય છે. શા માટે કંપે છે? તારો ભય નિર્મૂળ છે. ભયને પણ ભયભીત કરનારૂં છે તારૂં સ્વરૂપ. બેટા! તું અમૃતસાગરનું બિંદુ છે. સિન્ધુ તારૂં સ્વરૂપ છે. તું ચિત્ હોઇને જ્ઞાન સ્વરૂપ છે. સર્વ પ્રકાશક છે. સ્વયં-પ્રકાશ છે. અનન્ય પ્રકાશ્ય છે. તારી જ્યોતિથી સૂરજ, ચાંદ, તારા, વિદ્યુત જ્યોતિવાળા છે. અંધારૂં તારા નામથી દૂર ભાગે છે. તું જ સર્વભાસક છે. તું જ જીવનનો સ્રોત છે. તારી અસ્તિથી જ જગદાન્ધ્ય અને પૂતિભાવ પ્રસંગ ઉપસ્થિત થતા નથી. પ્યારા! તારી ચમકથી સૌ

ચમકે છે. તું જ્યોતિ છે. અને હે અમૃતનાં સંતાન! દુઃખથી શા માટે ભાગતો ફરે છે? આવ! મારા ઉત્સંગમાં બેસ. હું તને બતાવું છું કે તું સુખ સ્વરૂપ છે. દુઃખ તારૂં સ્વરૂપ જ નથી. શા માટે ચીસ પાડે છે? શા માટે શોર મચાવે છે? પ્યારા! તારા આનંદની માત્રા માત્રથી તો અખિલ બ્રહ્માંડ આનંદમય બને છે. તો ઊઠ, જાગ. તું સચ્ચિદાનંદ છે, તું સર્વવ્યાપી છે. તું સર્વસ્વરૂપ છે. તારાથી ભિન્ન કોઇ ચીજ નથી. તારૂં લીલાસ્મિત જ આ ચરાચર બ્રહ્માંડ છે. તું દેશ, કાળ, વસ્તુથી અપરિચ્છિન્ન છે. આકાશવત્ અસંગ છે. જો આ તારું સ્વરૂપ છે. સ્વરૂપમાં સમાધિમય બન. તું સમ્રાટ છે. પ્રકૃતિ માયા તારી દાસી છે. તું સ્વરાટ છે.

બસ. તું જ્યારે પોતાનાં સ્વરૂપને આમ ઠીક ઠીક જાણશે ત્યારે 'જ્ઞા' ધાતુ કૃતાર્થ થશે અને જે જાણશે તે નિષ્કામભાવે જ બધું કરશે. નિષ્કામ કર્મયોગ જ જ્ઞાનનું પરિણામ છે. ફલસ્પૃહાથી તો તે કર્મ કરે, જે આત્માની પરિપૂર્ણતાને જાણતો નથી. આત્મા સ્વરૂપે જ પરિપૂર્ણ છે. નિરતિશય છે. વૃદ્ધિ હ્રાસ-શૂન્ય છે. કોઇ પણ કર્મનાં ફળથી આત્મા નાનો કે મોટો બનતો નથી. આત્મામાં ફલનું આરોપણ અને સ્વમાનભંગ છે, ભારી અપમાન છે. ફલસ્પૃહાથી વર્તવું આત્મજ્ઞાનનું છિદ્ર છે, તેથી આત્માનો જાણકાર નિષ્ક્રીય નહીં રહી શકે. તેની સક્રિયતા કદી સસ્પૃહ નથી હોતી. તેથી સ્વાભાવિકપણે આત્મજ્ઞાની કરશે અને છતાં તેને આસક્તિ અને ફલાશાનો આવેગ સતાવશે નહીં.

વળી આત્મજ્ઞાની નિષ્કામભાવે વર્તશે ત્યારે તેના બધાં કર્મ આત્મસ્વરૂપ જગતની સેવાને અર્થે જ થશે. આત્મજ્ઞાન પ્રેમમાં અને પ્રેમ સેવામાં પરિણત થાય છે. તેથી 'કૃ' નો વિનિયોગ 'ભજ્' નાં અર્થમાં થશે. અર્થાત્ આત્મજ્ઞાનપૂર્વક, ભક્તિપ્રધાન, નિષ્કામ કર્મયોગ જ વેદાન્તનો સંદેશ છે. સમસ્ત વેદાન્તશાસ્ત્રનો એ જ ધ્વનિ છે. એ જ ભગવતી ગીતાનું રહસ્ય છે. એ જ ભગવાન વેદનું તાત્પર્ય છે. યુક્તિ પણ એ જ કહે છે. અનુભવ પણ એ જ સૂચિત કરે છે.

આજે આપણને જ્ઞાન, કર્મ અને ભક્તિના ત્રિવેણી સંગમની આવશ્યકતા છે. જો વિશ્વની પાસે શંકરની બુદ્ધિ, બુદ્ધનું હૃદય અને ગાંધીજીનો કર્મયોગ હોય તો સંસાર સુખમય બને. શોક અને મોહથી જો આપણે પર થવું છે તો વેદાન્તવિદ્યાનો આ સંદેશ સાંભળવો જોઇએ.

અંતમાં વેદ ભગવાનનો સંદેશ સાંભળી, આત્મસ્વરૂપ ચરાચરને વંદના કરી વિરમીશું.

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् ॥

* * *

समानो मंत्रः समितिः समानी
समानं मनः सहचित्तं एषाम्
समानं मन्त्र अभिमन्त्रये वः
समानेन वो हविषा जोहवीमि ॥
समानी वः आकूतिः समाना हृदयानि वः ।
समानमस्तु वो मनः यथा वः सुसहासति ।

અને પરબ્રહ્મ પરમાત્માની કૃપાથી

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥

॥ हरिः ॐ तत् सत् ॥

---

| | | | |
|---|---|---|---|
| | ૪ | ગુવાહિત | ગુહાહિત |
| ૧૦ | ૨૧ | પુરુષો | પુરુષો |
| ૧૨ | ૩ | भूतमध्यस्थ | भूतमव्यस्थ |
| ૧૯ | ૭ | સ્પેદન | સ્પંદન |
| ૬૧ | ૧૫ | સમપિત | સમર્પિત |
| ૬૨ | ૧૨-૧૬ | वभूव | बभूव |
| ૬૫ | ૮ | સંવે | હવે |
| ૬૬ | ૧૨ | સ્વશરીમાં | સ્વશરીરમાં |
| | ૨૫ | परम | परमं |
| | છેલ્લી | अनिदंर्यं | अनिर्देश्यं |
| ૬૮ | ૧ | જવાળ | જવાબ |
| ૭૦ | ૨ | અચિન્ય | અચિન્ત્ય |
| | ૨૪ | બ્રહ્મમાંધી | બ્રહ્મમાંથી |
| | ૨૫ | विरजोऽमूविमृत्युः | विरजोऽभूद्विमृत्युः |
| ૧૮૩ | ૧૩ | प्रसादात्त्व | प्रसादाच्च |
| ૧૮૪ | ૨૨ | પર્યાત૫ | પર્યાપ્ત |
| ૨૦૨ | ૧૮ | ततःप्रत्यचेतना | ततः प्रत्यक् चेतना |
| ૨૫૩ | ૯ | કરી | કહી |
| ૨૭૬ | ૧૦ | લાલ દ્વારા | લાલા દ્વારા |
| ૨૮૫ | ૫ | વિચારશુદ્ધિ | વિચાર શુદ્ધ |
| ૨૮૮ | ૭ | एवावयन्ति | एवापियन्ति |
| ૨૯૪ | ૧૬ | સૂર્યને માર્ગે ત્યાં લઇ જાય છે | સૂર્યને માર્ગે ત્યાં જાય છે |
| ૨૯૯ | ૮ | चन्द्रसूर्यौ | चन्द्रसूर्यौ |
| ૩૦૬ | ૧૯ | તમામ તે અક્ષર | તમામ પદાર્થો તે અક્ષર |
| ૩૦૮ | ૧ | ઉ~શીને | ઉદ્દેશીને |
| ૩૦૯ | ૧૮ | भागवत्तेन | भावगतेन |
| ૩૧૪ | ૨૫ | અસ્ત્રારૂપ | અસ્ત્રરૂપ |
| | ૧૪ | वते | व्रूतें |
| ૩૧૮ | ૨ | समाजं ग्रूक्ष | समानं वृक्षं |
| ૩૨૪ | ૨૪ | સામાન્ય | સન્માન્ય |
| ૩૨૯ | | | |



॥ लक्ष्मीर्दानवती यस्य सफलं तस्य जीवितम् ॥

## ઉપનિષત્ યોજનાના સહાયકોની શુભ નામાવલિ.

| | નામ | રૂપિયા |
|---|---|---|
| (૧) | શ્રી રમણિકલાલ પુરૂષોત્તમદાસ શાહ | ૧૫૦૧-૦-૦ |
| (૨) | શ્રી ભગવાનદાસ રતનશી આસર | ૫૦૧-૦-૦ |
| (૩) | શ્રી ચુનીલાલ પ્રાણજીવનદાસ | ૫૦૧-૦-૦ |
| (૪) | સ્વ. નટવરલાલ ભગવાનલાલ દેસાઈના પુણ્યાર્થે<br>ત્યા. મૂ. સાવિત્રીબેન નટવરલાલ દેસાઈ તરફથી | ૫૦૧-૦-૦ |
| (૫) | શ્રી ત્રિકમલાલ ભોગીલાલ | ૩૦૩-૦-૦ |
| (૬) | શ્રી ઈન્દુમતીબેન ડુંગરશીભાઈ | ૨૫૦-૦-૦ |
| (૭) | શ્રી ગટુલાલ રંગીલદાસ શાહ | ૧૫૧-૦-૦ |
| (૮) | શ્રી લક્ષ્મીબેન ભગવાનદાસ<br>સ્વ. શ્રી ભગવાનદાસ પુંજાભાઇ તન્નાના સ્મરણાર્થે | ૧૦૧-૦-૦ |
| (૯) | શ્રી સુશીલકાન્ત પુરૂષોત્તમદાસ શાહ | ૧૦૧-૦-૦ |
| (૧૦) | શ્રી રજનિકાન્ત પુરૂષોત્તમદાસ શાહ | ૧૦૧-૦-૦ |
| (૧૧) | શ્રી ઈશ્વરલાલ પુરૂષોત્તમદાસ શાહ | ૧૦૧-૦-૦ |
| (૧૨) | શ્રી કિશોરલાલ પુરૂષોત્તમદાસ શાહ | ૧૦૧-૦-૦ |
| (૧૩) | શ્રી જયંતિલાલ માણેકલાલ શાહ | ૧૦૧-૦-૦ |
| (૧૪) | શ્રી મથુરદાસ લધાભાઈ | ૧૦૧-૦-૦ |
| (૧૫) | શ્રી નંદુભાઈ તુલસીદાસ | ૧૦૧-૦-૦ |
| (૧૬) | શ્રી રતિલાલ લલ્લુભાઈ | ૧૦૧-૦-૦ |
| (૧૭) | શ્રી રમણલાલ લલ્લુભાઈ | ૧૦૧-૦-૦ |
| (૧૮) | શ્રી મંગળાબેન શાન્તિલાલ મહેતા | ૧૦૧-૦-૦ |
| (૧૯) | શ્રી રમણલાલ થાણાવાલા | ૧૦૦-૦-૦ |
| (૨૦) | શ્રી કરસનદાસ કાપડીઆ | ૫૧-૦-૦ |
| (૨૧) | શ્રી માધવદાસ ખેતશી | ૫૧-૦-૦ |
| (૨૨) | શ્રી રતિલાલ નરસિંહલાલ જાઈ | ૫૧-૦-૦ |